પાક ખુદાવંદ.

# "પાક મહજબે જરતોશ્ત

વ

# હાલતે જરતોશ્તીઆંને ઈ જમાંન"

યાને

## અશો જરતોશ્તની દીન

અને

## હાલના જરતોશ્તીઓની હાલત.

---


લખી છપાવી પ્રગટ કર્ત્તા

**મીસ દીનબાઇ સોરાબજી એન્જીનીયર**

**અમદાવાદ.**

તે

તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી બા એન્ટમતી નીરંગ (મોટાં દફતર), તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી (પૉકીટ દફતર), ગાથાનાં હા પતેતો, ત્રીસે રોજની સેતાએસ, અહેવાલે નોશેરવાન આદેલ મજદક વ મેહેમુદશાહ, મોહોટું ખ્વાબનામ્, વેજીટેરીન વાનીઓનું પકવાન પુસ્તક, વિગેરે વિગેરેની પ્રગટ કર્તા.





આવૃત્તિ પેહેલી પ્રત ૧૫૦૦.

---

૧૨૮૩ યઝદેજરદી. ૧૯૧૪ ઈસ્વી. સવત ૧૯૭૦. શાક ૧૮૩૬.

---

**અમદાવાદ**

ધી "ડાયમંડ જ્યુબીલી" પ્રિન્ટીંગ પ્રેસમા

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યુ

---

**કીંમત ૩—૪—૦**

નેમસેને અહુરમજદ.

ગવશની.

મનશની. કુનશની.



## અશો જરતોશ્ત જેવા નેક થજો

સરસ સૌથી ખગે રેહેબર, અશો જરતોસ્ત પયગમ્બર.

**અવસ્તા—ઉસ્તાનો જાતો આથ્રવયો, સપેંતામો, જરતોસ્ત્રો.**

**અર્થ**—મોટાં ભાગ્ય જરતોસ્તીઓના કે તેઓની રાહબરી કરવા જરતોશ્ત જનમ્યા.

**અવસ્તા—જરતોસ્ત્રય સપેંતામય, ઇધ અશોનો અ-ષીમચ, ફ્રવશીમચ, યજમયદે,** ( આફરગાન ).

**અર્થ**—અશો જરતોસ્તની અશોઇને અને (તેનાં) ફ્રોહરને આ ઠેકાણે માન સાથે યાદ કરીએ છીએ.

(ગાથામાં અશો જરતોસ્ત પોતાના કાકાના દીકરા મેદીઓમાહને કહે છે) અએ સપીતમાન ખાનદાનના મેદીઓમાહ, જે કોઇ દીનની મારફતે ભણેલો થઇને તેમજ દુનિયાના લોકોપર પોતાની મોહોબત બતલાવીને, તથા પોતાની જીંદગીનાં કામોથી વધારે નેકીવાલો થઇને, અહુરમજદના કાયદાને જાહેર કરે છે, તે શખ્સ પોતે હમોને ફીદા થયલા ગણાય છે, (યાને હમારી સંપનો અને હમારા કામને મદદ કરનારો ગણાય છે.)

( વોહુક્ષત્ર ગાથા, યજશને હા ૫૧ ફ. ૧૯ ).

## બંદગી.

દયાળુઓ દાનાવ દાવરે દાદગર, જમીનને જમાનો છે તારો નફર.
તુંને હોજો સૌ ચીજની બુલંદ પાદશાહી, મુબારક હોજો તુને ભલી ખુદાઇ.
એકજ તું હતો ને રેહેશેઓ એક, કીધું તેં નેક અને કરેચ બી નેક.
સદા ખલકપર તું મુરંબી મેહેરબાંન, તારીથી રોશન છે આ બન્ને જેહાંન.
ધરૂચ હું પરથમ તું સાહેબનું નામ, બની આવેચ તુંથીજ કુલ જગતનું કામ.
લગાડેચ તુ મકશદની ડાલપર ફલ, દર્દમંદને દુઃખીની વાલે છે કલ.
રહેચ તારી કુમકનો આધાર મોટો, તુ વગર સૌ ચીજનો ઇતબાર ખોટો.
આ જગતનું પાલન તારાથી છે. ભુંડાને બી તારણ તારાથી છે.
તારી કરૂચ અવલમાં અત્રે હું યાદ, મુબારક થાય છે આ યાદથી હર શરૂઆત.
બંદગી હું કરૂંચ તુજ મેહેરબાનની પાસ, ફતેહની રાખુ છું તુંજથી આશ.
મુજ ખાતર તુંજ બક્ષશની સંદુક ઉઘાડ, કલમ મારી કસવાને કર હુશીયાર.
આ અંજાણ્ માર્ગમાં તું થા રેહેનુમા, મુજને આપ તારી બલવંત પનાહ.
અગર કોઈ કરવા ચાહે મુજને હરકત, તો સેતાબ તું પુગાડજે ગેબી મદદ
એટલું કહી કરૂંચ આ બંદગી તમામ, નરમીથી કરૂચ હજારો સલામ.

---

## નેમાજ.

**નેમાજ** તુંને ખુદરત ભલીને અશો, ભલી તારી પાદશાહી તે કાયમ થજો.
**દીનદાવર** જે શક્તિ મહાન ભલી, તેમને પણ નેમાજો હોજો ભલી.
આ જરતોશ્તી ધર્મ તુંથીજ ઉત્પન, નેકનામી તારીનું નહીં થાય વર્ણન.
અખુટ તુ શક્તિ મહા બળવાન, જરતોશ્તી ધર્મની ખેરખાહ નેકનામ.
નેમાજ તુને અએ ખુશ વખ્ત **હોશબામ**, દીવસની શરૂઆત તુંથી તમામ.
અશોઇથી સવાબની વૃદ્ધી કરનાર, દુઃખીની દાદે તું ખરી પુગનાર.
ભલી તું અશોને વૃદ્ધી કરનાર, મને યારી આપે તું નામદાર.
સદા રેહેજો ખુદરત મુરંબી મેહેરબાન, તારાથી રોશન છે પેદાયસ તમામ.
સર્વં તારી અશો શક્તિઓ તમામ, ભલી ફેરદારની વળી મહા બળવાન.
અમશાસ્પંદો ભલા ફરેસ્તાઓ નેકનામ, તેઓને બી હોજો સદ હજારો સલામ.
આતશ-ખોરદાદ, આતશ-નેરીઓ સંગ વળી, નમસ્કાર તેઓને બી હોજો ભલી.
બરહક પેગમ્બર જરતોશ્ત નેકનામ, ના કબુલ કર્યા આપણે અવસ્તા કલામ.
દીનનાં તે ખયરખાહની સાચી રાહ, ની લીધી છે જરતોશ્તી કોમે પનાહ.
પાળુ ઉલટથી આ સાચો ધરમ, પેદાના કરનારને કરૂં નમન.

---

**માંગી લઉ છું** ગફલત, ભુલ, અને ખાંમ, ફરી નમનતાઈથી કહુ છું આમ.
કે વગર લોભને લાલચે કીધું આ કામ, તન મન તેલાવીને કીધુંચ તમામ.
મેહેનત ને અડચણનો નથી કંઈ પાર, હૈયામાં છે ફક્ત નામની દરકાર.
કદરદાનોજ બુજશે કદરની પીછાણ, બે કદરોને હોજો દુરથીજ સલામ.

**અમદ કર્તા—મીસ દીનબાઇ સોરાબજી એનજીનીઅર.**

# અર્પણ.

'મહાન ખુદરત' એ ઉત્તમ નામ
દરેક બાબદમાં અનુપમ શક્તિ
ધરાવનાર છે.

તેમજ

સર્વ પેદાયસ અને આપણુ બંદાઓ વટીક તેના
ફરમાબરદાર છીએ તો તે પેદાના કરનારની
પવિત્ર યાદમાં આ ગ્રંથ નમનતાઇ,
સર્વમાન, પુર્ણ ભક્તિભાવથી
માનપુર્વક અર્પણ
કરૂં છું.

તેમજ

"જરતોસ્તી ધર્મનો પાયો નાંખનાર તેને વધારનાર, ખીલવનાર, અને તે **દીનના પ્રકાશક રૂહશાદ પાક પેગમ્બર અશો જરતોશ્ત,** જેવણુ પોતે મહાન શક્તિ છતાં ઇનશાનીયત તરીકે જન્મી, અશોઇથી પાક મહજબ માટે ધર્મનાં ફરમાનો થકી બુલંદ એહેમનની મદદથી ખુદરત સાથે જરતોસ્તી દીન બાબે પુરેશેસ (પુછપરછ) કરી તન મન અને ખરા ઉમંગથી, જરતોસ્તી દીન રોશ્નીમાં લાવી, ઇનશાનોના ગુમરાહ મગજોને રાસ્ત અને નેકીની રાહપર ચલાવવાને ખરો માર્ગ બતાવ્વા થકી, ખુદરતના ફરમાનને આધીનં થઇ, પોતાની સાચી મતીના બળે, અનેક સંકટો પણુ વેઠી આપણુ જરતોસ્તીઓ (તેઓના સાગેર્દો) માટે જે બેમુલા ગ્રંથો (નુસ્કો) એકથી અનેકનો સંગ્ર કર્યો તે આદી અનેક તેવણુની ઉત્તમ ખુબીઓની કદરસનાસ પ્રત્યે અત્રે યાદ કરી, આ ગ્રંથ જરતોસ્તી આલમ સનમુખ રજુ કરૂં છું."

પ્રગટ કર્ત્તા

**મીસ દીનબાઇ સોરાબજી એન્જીનીયર.**



# બનામે ખુદા.

"જ્યારથી તુને અએ અહુરમજદ! દુનિઆની પેદાયસમાં મેં સૌથી ચઢતો જોયો છે, ત્યારથી મેં તુને ખચીતજ આબાદી કરનાર ગણ્યો છે. પેદાયસનાં સૌથી છેવટના તબક્કા સુધી તારી ઇનસાફ ભરી રીતી મુજબ માણુસોને **તેઓનાં કામ તેમજ વચન પ્રમાણે તું બદલો આપશે,** તે એવી રીતે કે બુરા માણુસને બુરો નતીજો, તથા ભલા માણુસને નેક આર્શિવાદ." (ઉસ્તવદ ગાથા.)

"અએ અહુરમજદ! તુંને હું ઘણોજ પસંદ કરૂં છું, સબબ કે તારી **હરવેસ્પ આગાહ** અક્કલના વિચારની મારફતે રાસ્તી ફરમાવે છે તે ખરૂં એખ્તયાર કરવું, જેથી તારી આએ દીનને અએ અહુરમજદ! હમો આશકારા કરવાને શક્તિવાન થઇએ." (સ્પેન્તોમદ ગાથા.)

"અએ ઘણુંજ વૃદ્ધિ કરનાર તથા બંદગીનો ભલો બદલો ભલી નેઆમતમાં આપનાર મીનો અહુરમજદ! મને તું પવિત્ર કર. મારી પાક નેયતને લીધે રાસ્ત રાહે ચાલવાનું મક્કમપણું તું મને આપ, મારી અશોઇને લીધે મને હિંમતવાળું જોર બખશ, તથા મારી નેક મનસ્નીને લીધે અશોઈના માર્ગ ઉપર આબાદી ફેલાવનાર રાહબર બનાવ." (અહુનવદ ગાથા.)

પેદાના કરનાર ઓ મહાન મુરબ્બી, તારો હયાં બીજો કોઈ જોડયો નથી.
મરજી મુજબ સૌપર તું ચલાવે રાજ, વધો તારો પ્રકાશ ને રહો સરફરાજ.
નેમાજ તમોને અશો નેરીઓ સંગ, ફતેહનો આપનાર તું યજદ બુલંદ.
અઇર્યમન યજદ દર્દ ટાળનાર, દુઃખીની દાજે તુરત પુગનાર.
મદદે મારી તે હરદમે પોંહોંચો, સદ હજારો નમસ્કાર તેને હોજો.
આ જાંન મારો તનમાં છે જ્યાં સુધી, નેક વિચારપર ઓસ્તવાર છું મનશનીથી.
નેક સખુનપર ઓસ્તવાર રહું ગવશનીથી, નેક કામોપર ઓસ્તવાર છું કુનશનીથી.
અએ ખુદરત

તું આપ આય જીવને હુશીયારી અકલ, અશોઇથી રહી કરૂં જીંદગી સફલ.
સુખી જીદગીને પુરતું પોશાન, મોટાઇ ને તેજ જબાંન સાથે ડાહાપણ,
રોજીને રજખનાં ખુલ્લાં કર બાર, સાથે સુખ અને શાંતિ કીમતને કરાર;
થી રાખજે તું હમેશાં હમોને શાદ, રહે તારી દુનિઆ સુખીને આબાદ.

આમીન !!! સઘલે આબાદી વ્યાપો.

---

તારી તમામ પેદાયશપર તું સુખી રાજ અમલ ભોગવ, મહાન શેહેનશાહ, પ્યારા પાલનહાર માલીક, "ખુદ ખુદરત અહુરમજદ" તારૂં પાક અને મુબારક નામ જોબાંનપર લઇને હું આગળ વધું છું. તારા પાક નામની એજમતી અસરથી પશુ પક્ષીઓ અજાન નથી તો ઇનિસાન કે જેઓને તું સાહેબ તરફથી સમજ શક્તિની બેમુલી ભેટ (અકલ) મળી છે તેઓ તારૂં પવિત્ર નામ અને બંદગી ભુલી સ્વધર્મ તજીને ચાલે એ તેઓને સજાવાર છે ? તું સાહેબે સખાવતની યાદ ડર ડગલે અને હર પગલે દાનેસમંદ આદમ કરવાને ચુકતું નથી. જે ઉત્તમ હનાના ઉત્તમ જીવો છે તે તારી યાદ હર હમેશ કરે છે અને તેઓ સર્વેને તું માલેક અખંડ સહાયકર્ત્તા છે. તારી યાદ હૈડે ધરી ચાલનાર ઇનસાનોપર પડતાં દુઃખો થકી તારા ફરમાન મુજબ ચાલનાર ઉત્તમ યજદોની મારફતે ગેબી મદદ તું આફ્રીનદ પુગાડે છે. અને કત્તા હરીફાથી બનચવા અગમબુદ્ધિ બક્ષી દુનિઆની સુગમતાનો રસ્તો લેવા કુદરતી જ્ઞાન બક્ષે છે. તેવીજ કીમમની અએ કુદરત, મારીપર તારી ગેબી મદદની નવાજેશ માટે સર નમાવી, તું મેહેરબાન મુરબ્બીની ગેબી બક્ષેસ માટે પ્રથમ તું પરવરની યાદ કરી વધું છું.

---

શું નહાનું કે મોટું કોઈ પણ પુસ્તક પ્રગટ થતા તેમાં દીબાચો—પ્રસ્તાવના લખવાનો એક જાતનો રીવાજ ચાલુ રહ્યો છે. કોઇ પુસ્તકો એવાં હોય છે કે તેને દીબાચાની કસી જરૂર નથી; અને કોઇ કોઇ પુસ્તકો એવાં હોય છે કે જેને માટે **ખાસ દીબાચો,** તેમજ વળી તે **સાથે ખુલાસો** પણ લખવાની જરૂર હોય છે. આ "પાક મહજબે જરતોસ્ત વ હાલને જરતોસ્તી આંને ઇ જમાન" કેતાબ ઉપલા છેલ્લા વર્ગમાં આવી જતી હોવાથી તેને લગતી બાબદો અને "તે પ્રગટ કરવાનો સબબ તથા ખુલાશો" અત્રે જુદું દર્શાવેલું છે કે જેથી વાંચનારી આલમને તે માટે ખુલાસો જાણવાનો મળ્યાથી કેટલીક ગેરસમજુતીનો નીવેડો થશે. અને **હમારી તરફથી** ૧૯૦૨ ની સાલમાં જે "તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેકેન-

શાહી બા એજમતી નીરંગ." કેતાબ પસિદ્ધ થયા પછીથી તેનાં હરીફોએ અદેખાઈની બળત્રાનાં જે જે ગુચમરા કર્યા છે તેનો નીવેડો થશે. તે લખવા પહેલાં અત્રે મારે કહેવાની જરૂર છે કે, જ્યારે **જામાસ્પી** કેતાબ પહેલ વહેલી ઇ. સ. ૧૯૦૧ માં મારા વાંચવામાં આવી ત્યારે આજનાં જમાનાની રૂઢી મુજબ તે સરખાવતાં કેટલીક બાબદો આગાહી જેવી માલમ પડી અને કેટલીક બાબદોમાં ગુચવાવું પડયું તે વખતે **અશો શક્તિ** (વાંચો આગળ અશો શક્તિ માટે સમજણ પડશે) કે જેવણનાં મુકાબલાથી મારા જાણુ-વામાં જે જે બાબદો આવી તેની મેં નોંધ રાખી હતી. તેમજ બીજાં પુસ્તકો મેં પોતે ખરીદયાં હતાં જેવાં કે–"ધર્મનિતી અભ્યાસ, એરવદ કા. એ. કાંગા કૃત અવસ્તાઓનાં તેમજ વંદીદાદના તરજુમા, યજશનેનો તર-જુમો, મીનો–એ–ખેરદ, બીજી હાથથી લખાયલી જામાસ્પી, ર. ફ. શેઠના કૃત છાપેલી જામાસ્પી, ગ્નાનચક્ર, દોરાબ રૂ. જા. દસ્તુર મેહેરજી રાણાં કૃત છાપેલી જામાસ્પી, ઇરાંનની મુસાફરી, જરતોસ્તનામું, શાહાનામુ, ગંજનામું, મી. રશીકની એનો વાંચેલી, વિગેરે. મુખ્ય કેતાબો હતી. અને તે સિવાય બીજી કેટલીક ગુજરાતી ચોપડી તેમજ ઈંગ્રેજી ચૅમબરસીસ ઍન સાઇક્લો-પીડીઆ, નોબલ થોટ્સ ઈન નોબલ લેંગવેજીસ, ઇંગ્લીશ ડીક્સનેરી વિગેરે હતી. તેમજ મેં સુરતથી એરવદ આઇબાડા પાસેથી "તવારીખે કદીમ ઇરાંન" નામની કેતાબ વાંચવા મંગાવી હતી તે તેવણે મોકલી હતી. તે સઘળી ચોપડીઓ વાંચી તેમાંનો સાર મેળવી અશો શક્તિનાં મુકાબલાથી તેવણુનો જવાબ લઇ તે મુજબ લખાણ હેઠળ **ખુલાસા** આપેલા છે.

**લખાણની સમજણ**—વળી ખુલાસા હેઠળ પ્રગટ કર્તાની સહી છે, તે લખાણ મારી પોતાની તરફનું છે. વળી જે જે ઠેકાણે જે જે કેતાબોનું વાંચેલું લખાણ હોય ત્યાં તે ચોપડીનાં નામ આપેલાં છે. તેમજ જ્યોતીષની બાબદ મારા બાર વર્ષનાં જ્યોતીષના અભ્યાસ મુજબ ટુંક સાર આપેલો છે.

૧૯૦૧ ની સાલમાં "તમામ પાક ઓરદેહ અવસ્તાએ શેહેનશાહી બા એજમતી નીરંગ" ની કેતાબના હેન્ડબીલ સાથે આ "પાક મજહબે જરતોસ્ત વ હાલતે જરતોશ્તીઆંને ઈ જમાન" કેતાબનાં હેન્ડબીલ પણ 'કયસરે હીન્દ' અને 'જામે જમશેદ' પત્રમાં જુલાઈ ૧૯૦૧ માં વહેંચ્યાં હતાં: તે હેન્ડબીલમાં દર્શાવ્યા કરતાં વિશેષ બાબદોનો વધારો આ પુસ્તકમાં વાંચનાર જોશે. કોઇ એમ સવાલ કરશે કે **જામાસ્પી** જેવી કેતાબને છુટી પાડી ખુલાસા આપ્યા છે વિગેરે. તેની સમજણ એ છે કે ઉપર કહ્યું તેમ જામાસ્પી કેતાબ માટે મતફેરી છે. કોઈ કહે છે કે "**જામાસ્પ વજીરનાં**

વખતની લખાયલી કોપીમાં જુદા જુદા ઉમેરા થયા છે.” વિગેરે જ્યારે મેં પોતે જામાસ્પીમાંનાં કેટલાક દાખલા ખરા જોયા તે ઉપરથી આ કેતાબ “પાક મજહબે જરતોસ્ત વ હાલતે જરતોસ્તીઆંને ઈ જમાન.” યાને “પાક જરતોસ્તી મજહબ અને હાલનાં આપણા જરતોસ્તીઓની હાલત” આ નામ આ ચોપડીનું રાખી અસલ બાબદો લઇને તેના ઘટને ઠેકાણે ઘટતા ખુલાસાઓ આપેલા છે, કે જેથી ખુલ્લી સમજવાર વાંચનારને મનમાં ખ્યાલ ઉતરે, અને નાના બાળકોનાં વાંચવામાં આ વિષય આવ્યાથી તેઓનાં કુમળાં ભેજાંમાં ધર્મની બાબદોનો ખ્યાલ ઉતરે અને તેઓ મોટપણમાં ધર્મની બાબદોમાં અભણ ન રહે. તેમજ વળી જવાન અને જઇફ આસામીઓ પણ વાંચે તો મહજબના ઉંડાં જ્ઞાનમાં ઉતરવાની જીજ્ઞાસા થાય, અને તે મુજબ તેઓ ચાલે તો તેઓને ત્યાંનાં નાદાન ઉછરતાઓબી તે દાખલા મુજબ વર્તે તો કોમનું યકીન ધર્મપર વધારે ચુસ્ત થાય. આ બાબદ માટે હું પોતે એટલુંજ કહીશ કે જેઓએ આ મુજબ તનથી તસ્દી ભોગવી બજાવ્યું હશે તેઓનેજ તેની પીછાણ વધારે હશે. જો કે જામાસ્પી કેતાબ તો અસલ છે પણ જાતમેહેનતથી પૈસો મેળવી કેતાબો ખરીદી, અભ્યાસ કરી, તનથી તસ્દી ભોગવી અશો શક્તિનો મુકાબલો કરી ઠેકાણે ઠેકાણે ઘટતી બાબદો આપી છે, તે પ્રમાણે જેઓ બજાવતાં હશે તેઓજ કદર પીછાણશે. હું કહું છું કે મને જે જે કોશેશો કરવાની છે અને પારસી કોમની, તથા પચરંગી સર્વ કોમની જોઇતી બાબદોને લગતાં પુસ્તકો માટે સેવા બજાવવાની ઉમેદ છે તેની મેં આ અદના શરૂઆત કરી છે. મારી ખોરદેહ અવસ્તા કેતાબોને જેવું કોમ તરફથી ઉત્તેજન મળ્યું તેવું આ કેતાબને પણ મળશે અને દરેક જરતોસ્તી બાખુશીથી આ કેતાબ ઉપયોગમાં લેશે તો આ કેતાબ પાછળની મારી રંજ અને ખર્ચેલા ગંજનો બદલો મળેલો સમજીશ.

હું છેવટ પણ સર નમાવી આપણા પેદા કરનાર માલેકનો ઉપકાર માનું છું, કે તેની ગેબી બક્ષીસ અને તેની અશો શક્તિઓની ગેબી મદદથી આ મહાભારત કામ મેં સંપૂર્ણ કર્યું છે.

વળી આ પુસ્તક માટે જે જે મહેરબાન બાનુઓ અને ગૃહસ્થોએ આગમચથી ગ્રાહક થઇ ઉત્તેજન આપ્યું છે તેમજ મારા વગર કહેવે બીજાં ગ્રાહકોનાં નામો ભરાવી મોકલ્યાં છે તેઓનો આ તકે ઉપકાર માનું છું.

તેમજ આ ચોપડી છપાઈ તે (અમદાવાદનું છાપખાનું) “ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસ” ના માલેક પરીખ દેવીદાસ છગનલાલનો ઉપકાર માનું છું કે અવલથી આખર સુધી આ કામ માટે ખંત રાખી

મેહેરબાની બતાવી કામ આસાનીથી બીન તકરારે સરંનજામ ઉતાર્યું છે. તેમજ આ છાપખાનાની વ્યવસ્થા કરનાર વગેરેને પણ શાબાશી ઘટે છે કે તેઓએ કાળજી રાખી પુરતી સફાઇથી કામ કર્યું છે.

આ કેતાબમાં છાપવા માટેના વાપરેલાં સઘળાં "ઇલેકટ્રો પ્લેટ કટ" મેં પોતે મુંબાઇથી ધી નિર્ણયસાગર પ્રેસમાંથી અને **કી**કાભાઇ હરીવલ્લભદાસ ટાઇપ ફાઉન્ડરીમાંથી મારા પોતાના ખર્ચે મંગાવ્યાં હતાં, તેમજ પુઠાપર એમ્બોસ તથા સોનેરી કરવા માટે જે જે કટ વાપર્યા છે તે અહીં અમદાવાદમાં **ની**જામઅલી ગુલામઅલીને ત્યાં ખાસ મારા ખર્ચે બનાવ્યાં છે.

એકંદર રીતે મેહેનત તેમજ ખર્ચ વિગેરેની કસી કચાસ આ પુસ્તકમાં રાખી નથી. અને કાળજી રાખી પ્રુફ ચૅક કરવા છતાં જો કોઇ જગ્યાએ વાંચનારની નજરમાં ભુલ માલમ પડે તો હાથે સુધારી લેવાની મેહેરબાની કરવી. આ પુસ્તકમાં પાને ૩૮૯ મે પાંચમી લાઇનમાં ભુલ થઈ છે કે "દસ્તુર આજરકએવાંનનાં એકપુરા બેટા જરતોસ્ત" તો તે બદલ એમ વાંચવું કે "**દસ્તુર આદરબાદ મારેસ્પંદના એકપુરા બેટા જરતોશ્ત**" વિગેરે. વળી આ કેતાબમાં સાંકળ્યું આપ્યું નથી કેમકે દરેક પેજમાં આવતી બાબદો તે પેજનાં મથાળાંપર લખી છે તે કારણે જુદી ટીપ કરી નથી.

છેવટ ફરી મને ઉત્તેજન આપનાર સઘળાઓનો હું ઉપકાર માનું છું.

| | |
|---|---|
| અમદાવાદ.<br>તા. ૧૧મી જાનેવારી ૧૯૧૪.<br>શેહેનશાહી રોજ ૨ માહ ૫<br>સને ૧૨૮૩ યઝદેઝરદી. | **મીસ દીનબાઈ સોરાબજી એન્જીનીયર.** |



## અશો શક્તિનો મુકાબલો અને આ કેતાબ પ્રગટ કરવા માટેનો ખુલાસો.

કોઇ પણ પુસ્તકનો પ્રગટ કર્તા કંઇ પણ પુસ્તક પ્રગટ કરે તે માટે ઘટતો ખરી બનેલી હકીકતનો ખુલાસો તેના વાંચનાર સનમુખ શરૂઆતમાં આપે તો તેથી વાંચનારનાં મન પર પુસ્તક માટે બેવડી અસર થાય છે. અને પુસ્તકો પાછળ કદાચ દુશ્મનાઇથી કોઇ ગેરસમજુતીની વાતો કરતું હોય તો તેનો પણ ઘણે ભાગે નીવેડો થાય છે. હું પોતે પણ આ કેતાબના બાબમાં તેમજ સમજું છું. કેમકે ઇ. સ. ૧૯૦૧ ની સાલમાં મારા તરફથી "તમામ પાક ખોરદેહ અવસ્તાએ શહેનશાહી બા એજમતી નીરંગ" કેતાબ માટે અને "આ પુસ્તક" માટે હેન્ડબીલ વહેંચાયાં હતાં. ત્યારબાદ મજકુર ખોરદેહ અવસ્તા કેતાબ ૧૯૦૨ માં પ્રગટ થઇ તે પછીથી હમોપર વીતેલાં ચાલુ વિટંબના અને શત્રુઓએ મચાવેલું હુલ્લડ અને ગેરસમજુતીના નીવેડા અર્થે અને આ પુસ્તક પ્રગટ કરવાના હેતુ થકી ખરી બનેલી હકીકતનો ખુલાસો આપુ છું. દુનિયાના ભાગમાં આજદીન સુધીમાં ઘણુંક પુસ્તકો પ્રગટ થઇ ગયાં હશે, હાલ થાય છે અને હજુ પણ ઘણુંએક પ્રગટ થશે, પરંતુ આ મારા પુસ્તકો પ્રગટ થતાં શત્રુઓ તરફથી જે જે હાની અને નુકશાન વેઠવાં પડ્યાં છે. તેવું કિંચિત્ કોઇ એકના બાબમાં પણ બન્યું નહી હશે. ને બીન ફોગટ કોઇએ સોસ્યું ન હશે. આ કારણના લીધે મારાં સગાં સ્નેહીઓ તરફથી પણ સુચના થઇ અને મને પણ તે યોગ્ય લાગવાથી અત્રે ખુલાસો આપવાનો વાજબી ધારૂં છું. તે માટે કાયદા સંબંધી મત લઈ પછીજ તે લખી છપાવી જાહેરમાં મેલું છું.

ખુલાસો—"મારી પોતાની બાલક વયથીજ ધર્મપર ખુદરતી આસ્થા મને વધુ હતી. અને ૯ વરસની વયમાં સઘળી નેઆએસો તેમજ પતેત તનદુરસ્તી વિગેરે મહોંડે ભણુતી. ૭મે વરસે મને સ્કુલમાં બેસાડી. ૭ થી ૯ વરસની વય સુધી ગુજરાતી સ્કુલમાં (મુંબાઈ બાહારકોટ બાટલીવાલાની સ્કુલમાં) ગુજરાતી પાંચ ચોપડીનો અભ્યાસ કર્યો અને મારી ૯ મા વરસની ઉમરે પાંચમી ચોપડીમાંથી સ્કૉલરશીપ રૂ. ૩ મંડાઈ. પણ મારા માતપીતાની મરજી તે સ્કૉલરશીપ નહી લેતાં ઘરની કેલવણી આપવા માટે વધારે હતી. જેથી મને ૯મું વરસ ચાલુ હતું ને મારાં માતપીતાએ સ્કુલ મુકાવી, અને ઘરની રાંધણકળા તથા શીવવું, ભરવું, ગુંથવું અને ફુરસદે ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ ઘરમાંજ કરવો વિગેરે હતું.

સ્કુલમાં ૭–૮ વરસની બાલક વયથીજ જ્યારે મને ધર્મનીતિ શીખવવામાં આવતી ત્યારે ખુદરતી મારા મનને થતું કે બધાંમાં ખુદા ખુદા સૌ કરે છે પણ ખુદા પોતે આપણુને નજરે આવે નહીં એ શું હશે ? ખુદા ક્યાં છે ? સૂર્ય તથા ચંદ્ર ખુદા હશે ? અને આ તારાઓ રાતે દેખાવ દઇ દીવસે ક્યાં જતા હશે ? માણુસો મરી જાય છે તે ક્યાં જતાં હશે ? વિગેરે વિગેરે બાબદો માટે સ્કુલમાં મેં મારા પોતાના તે વખતના એરવદ શીક્ષક મરહુમ શેરીઆરજી દોરાબજી રબાડી જેવણુ તે વખતે હયાત હતા તેવણુને પુછી. તેવણે વલતા જવાબમાં જણાવ્યું કે "જંદ ભાષા શીખો અને અવસ્તાના તરજુમા કરો, અશોઈ પાલો, તો ખુદા ક્યા છે તે માટે શીખશો" વિગેરે. તે વખતે સ્કુલમાં જંદ બારાખડીના અક્ષરોવાળી ચોપડીપરથી ભણુવાનું શીખવતા હતા અને ગુજરાતી પાચમી ચોપડીમાંથી જંદ ભાષા શીખવવવાનું ચાલુ થયું. આ વેળા મારી ૯ વરસની ઉમર હતી, અને તે વખતે જંદ ભાષા શીખવા માટે મને ઘણી ઉલટ હતી, પણુ ૯ વરસની ઉમરે સ્કુલ મુકાવી તેથી જંદ ભાષા શીખવાનું નહીં બન્યું. સ્કુલ છોડયા પછીના બચપણુના વખતમાં ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ ઘરમાંજ શરૂ કર્યો. તે વેળા મરાઠી અને ઉર્દુ ભાષા પ્રેક્ટીસથી મારે મોઢે ચઢી. પણ ઇંગ્રેજી ભાષા માટે સંપુર્ણ વખત નહીં પુગતો હોવાથી પુરેપુરૂં શીખાયું નહીં.

મુંબાઇમાં તે અરસામાં "ધી ફ્રેમીલી સરક્યુલેટીંગ લાઇબ્રેરી"નાં પુસ્તકો ઘેરઘેર આવતાં હતાં, તેમાં મારા પીતા પણુ દર મહીને ૪ આના ભરતા હોવાથી તે લાઇબ્રેરીમાંથી અસલ નામાંઓ આવતાં હતાં જેવાં કે બરજોનામુ, ફરામરોજનામું, બહમનનામું, સ્યાવક્ષનામું, કેરશાસ્પનામુ, શાહનામુ, (એતવાલું) જરતોસ્તનામું, અવસ્તાનો તરજુમો વિગેરે પુસ્તકો ઘણા શોખથી હું વાંચતી હતી. મારી ૯ વરસની વયના અરસામા આ વાચને મારા મનપર ઘણી મજબુત અસર કરી, અને ધર્મ સંબંધી બાબદો માટે મને ઘણી ઉંડી અસર થઇ.

થોડોક વખત વચગાલે ગયા બાદ મારા પીતાજી સોરાબજીના માસીના દીકરા મરહુમ અરદેસર રૂસ્તમજી કાવશજી બાહદુરજીની બંને બેટીઓની નવજોત થઇ, તે ક્રિયામાં સામેલ થવાનું તેડું હોવાથી હમો ગયાં હતાં. ત્યાં તે વખતની મારી ઉમરનાંજ બીજાં બાઇઓ સાથે મને પિછાણુ થવાથી એકબીજામાં શીખવા ભણુવાની વાતો થઈ. તે ઉપરથી તે બાઇઓએ મને ભલામણુ કરી કે "આજના વખત પ્રમાણે ઇંગ્રેજી તો શીખવુંજ જોઇએ ને બને તો તેથી વધારે અભ્યાસ કરવો. કેલવણીથીજ ઇનશાન હુશિયાર થાય છે." વિગેરે. ત્યાંથી હમો ઘેર આવ્યા બાદ બીજે દીવસે મેં મારાં

માતાજીને આગ્રહ કર્યો કે મને શીખવા પણ ગમે છે અને બીજાંઓ ભલામણ કરે છે માટે તમો પૈસા ખર્ચી શીખવો. એ વખતે મારી ઉમર ૧૪ વરસની હતી. તે વખતમાં મારા ભાઇઓને ગુજરાતી ઇંગ્રેજી વિગેરે સ્કુલનું લેશન પાછું ઘરમાં શીખવવા માટે, ઘેર માસ્તર આવતા હતા. તે માસ્તર આગળ મારો અભ્યાસ મારાં માતાજીની પરવાનગીથી ચાલુ કર્યો. સહવારમાં જલદી ઉઠી ઘરનું સોજુસાજુ વિગેરે કામકાજ કરી, માસ્તર આવે તે વખતે તેવણુ આગળ શીખવા બેસતી અને ત્યાંથી ઉઠી પાછું રાંધવું વિગેરે.

ઘરનું કામ દીવસના વખતે કરવું અને રાત્રે બેસી લેશન પકકું કરવું વિગેરે. એ પ્રમાણે હમેશાં કરતી હતી. મુબાઇમાં આ મુજબ થોડાક જ માસ સુધી મારો આ અભ્યાસ રહ્યો કેમકે હમોને મારા પિતાજીના ધંધાના સબબે અમદાવાદમાં સઘળાંને આવવું થયું. ૧૮૯૪ ની સાલથી હમારો વસવાટ અહીંઆં થયો. (૧૮૯૧ની સાલથી મારા પિતાજી અમદાવાદમાં આવેલા હતા અને ૧૮૯૪ થી હમો સઘળાંઓનો અહીંઆં વસવાટ થયો.) અહીંઆં અમદાવાદમાં પણ મેં મારી જાતી ખંતથી ઘરના કામ કાજ સાથે ઘરમાં માસ્તર આગળ ઇંગ્રેજી, ફારસી, અભ્યાસ ચાલુ રાખ્યો. એ મુજબ મારી ઉમરના બે દાયકા વીત્યા. વાજીત્ર શીખવાની મને ઉમેદ થવાથી મારાં માતાજીને તે માટે પણ મેં આગ્રહ કર્યો, જેથી મારાં માતાજીએ થોડોક વખત તે અભ્યાસ માટે અત્રેના જાણીતા વાજીંત્ર શીક્ષક સુંદરલાલ ગીરધરલાલ પરદેશીને દરરોજ શીખવવા માટે ઘેર બોલાવ્યા. અને હું પોતે મારાથી બનતું ઘરનું કામકાજ કરવા ઉપરાંત ઇંગ્રેજી ફારસીનો અભ્યાસ કરતી અને સંગીતનું પણ જ્ઞાન મેળવ્યું. તે વખતમાં દરરોજ સાધારણ બંદગી પણ કરતી હતી. તે વખતમાં મને હમેશાં રાતની વખતે બીછાને જતી વેળાએ બંદગી કરીને પછીજ બીછાને જવાની ટેવ હોવાથી કોઇ કોઇ દીવસે કંઇ કંઇ ખ્વાબ થતા અને તે આબાદ ખરા પડતા હતા.

આ ઉપરથી મને ખુદરત પર વધારે અને વધારે યકીન મજબુત થતું ગયું. આ વેળા ઇ. સ. ૧૮૯૬ ની સાલમાં મરકીની શરૂઆત થઇ, તે વખતે મારાં માતાજીને ખુદરત રૂક્ષા થઇ અને દરરોજ સહવારમાં માથાવેરથી નાહી જે રોજ હોય તે દીવસે તે ફીરેસ્તાને નામથી દુધ, ફુલ, ફ્રુટ, વિગેરેનું ખુશાલીનું લોબાન મુકતા. જે કામમાં પણ હું પોતે સામેલ થઇ દરરોજ પાછલી રાતની ૪ વાગેથી ઉઠી માથાવેર નાહી સ્વચ્છ સુફેદ સુતરાઉ કપડાં પહેરી લોબાનને માટે થાળ તેયાર કરવા સઘળાં રૂપાનાં વાસણો વિગેરે હાથેજ સાફ કરી થાળ તેયાર કરી લોબાન

મુકી તે પછીજ ઘરમાં સઘળાંઓ ચાહ પાણી લેતાં. તે પછી બંદગી કરી ચુલા આગળનું હાથે કરતાં, ત્યારબાદ ઘરનું બીજું કામકાજ અને પછીથી મારા પોતાના અભ્યાસનું કરતી. કે જે વખતે મને ફાજલ વખત બીલકુલ મળતો નહીં હતો. તે વખતે હમારે ત્યાં હમારાં દુખે સુખે ટપકા વિગેરે જોવા કરવા માટે ત્યાંના (અમદાવાદના) જોશી ઉત્તમરામ દુલભરામને મારાં માત પીતા તેડાવતાં હતાં. એક દીવસ મારાં માતાજીએ ઉત્તમરામ જોશીને મારો ટપકો દેખાડતાં કહ્યું કે " આગળ કોઇએ મને આ છોકરીનું વરસ ભારી કહ્યું છે તેથી મને ફીકર છે." વિગેરે. ઉત્તમરામ બોલ્યા કે "કંઇ નહી થશે, વૈદનું ઘેર જોવું નહી પડે. કિંચિત ગાડીમાં બહાર જતાં પડી જશે ને સહેજ વાગે, એવું બનશે." વિગેરે. આ વખતે હું આગળ હોવાથી મેં તે બાબત સાંભળી હતી તે પછી થોડેક દીવસે મને શીતળા (સહીએર) બીમારી થઈ. જો કે બીમારી સખત હતી પણ શીતળા વખતે દવા નહી થાય એટલે વૈદનુ ઘેર જોવું નહી પડયું, તે એક આગાહી ખરી પડી. વળી થોડાક દીવસે બહાર ગયાં ત્યાં ગાડીનો અકસમાત થયો તે બીજી આગાહી ખરી પડી. અને ઉત્તમરામ જોશીએ ગણત્રી કરીને કહેલું ખરૂં પાડવાથી, માંદગીમાંથી હુશીયાર થઇ કે મને જોતીશ શીખવાની રૂક્ષા થઈ. પણ તે વખતે તુરતજ તે ઉમેદ બર આવી શકી નહીં.

હવે ઉપર કહ્યું તેમ ઇ. સ. ૧૮૯૬ની સાલથી ખુશાલીનું ફરેસ્તાઓને નામથી લોબાનનું થતું હતું તેને ત્રણેક વરસ વીતી ગયાં અને ૧૮૯૯ની સાલમાં એક બનાવ બન્યો તે એ કે દુનિયાના રિવાજ મુજબ મારા માંગાની વાત ચાલતી હતી. એક દીવસે હમેશના રાબેતા મુજબનું મારૂં કામકાજ કરી, બંદગી કરીને હું બીછાને ગઈ અને ખ્વાબમાં મેં જોયું કે એક બાઇ છે, દેખાવે ઘણુંજ ખુબસુરત, ઉંચા ઘટમારાં અને કદાવર છે. તેવણના અંગ ઉપર મહાભારત મોતી હીરાનું જરીઆન છે, પોશાક શુદ્ધ સફેદ છે. મોતી અને હીરા એકેકા મુરઘીના ઇંડા જેવડા છે. એવું મહાભારત જરીઆન મેં મારી ઉમરમાં આ દુનિયાના કરોડોપતીના ઘરનાં બૈરાંને પણ અંગપર જોયેલું નહી તેવો આ દેખાવ જોઇ હું હેરત થઇ. આ બાઈ સાથે ચાર મોબેદ છે અને આવીને હાંક મારી કહે છે કે "તમે બોલાવ્યાં તે આવ્યાં, તમારાં માતાજીને કહેજો કે તમે મુરાદ ચાહી અરજ કીધી કે દુનિયાની આફત ટીટે, (મરકી ટલે), અને ખુદરત આ દીકરી આપી તે તમેજ પરણાવવાની મદદ આપો. તેથી હમો આવ્યાં છીએ. મારો દરજ્જો એક ખુદરત કરતાં ઉતરતો છે. તે માલીકનો હુકમ થાય તો દુટી ઝુપડી

હોય ત્યાં પણ જઇને હમારે ઉભું રહેવું પડે, હમેશાં એવી મદદ આપતાં આવ્યાં છીએ અને હજુ પણ ખુદરતના હુકમ મુજબ આપીશું તમે કન્યાદાન આપો, હમો રૂપીઆ એકથી માંડી દશ હજાર સુધીની પેરામણી કરીશું." આટલું જોતાં હું જાગી ઉઠી. પણ સહવાર પડવાને હજુ ઘણી વાર હતી. તેથી પાછી સુતી. પણ ઉંઘ નહીં આવવાથી ઉઠી ભણીને જરા અલેતાઇ તેટલામાં સહેજ ઝોકાં આવતાં પાછો તેજ બાઇનો દેખાવ થયો ને કહે છે કે "જરૂર સહવારમાં તમારાં માયજીને કહેજો ને મને જવાબ દેજો. હું અહીંયાંજ છું" એટલું કહી ઓરડામાં આવ્યાં અને સાફ જમીનપર પોતાના એક રૂમાલ જેવું પાથરી તેપર બેઠાં છે. આટલું જોતાં પાછી હું જાગી. હવે સહવારે ઉઠી આ જગાપર આવી જોઉ છું તો કોઇપી નથી.

આ ચમત્કારથી હું બહુ અજબ થઇ. સહવારમાં મારાં માતાજીને મેં સર્વ હકીકત કહી, મારાં માતપિતા સમજી હેરત પામ્યાં. ત્યાર પછી મારાં માતાજીએ મને કહ્યું કે હવે કહેજો કે "તમે આવ્યાથી હમો તમને હમારાં વડીલ ગણીએ છીએ. અને દશ હજાર પેરામણી તમે કેવી રીતે આપશો?" વિગેરે. બીજે દીવસે રાબેતાનું મારૂં કામ બજાવી રાતે બીછાણે ગઇ. જ્યાં ઉંઘમાં પડી કે પાછાં પેલાં બાઇ ચાર મોબેદ સાથે આવ્યાં ને ઘરમાં પોતાનો કટકો પાથરી બેઠાં. તેવણે મને પુછવાથી મારાં માતાજીનાં કહેલાં વાકયો કહ્યાં. પેલાં બાઇએ કહ્યું કે "હમે કંઈ ગાંસડા બાંધી મુકી જઇએ? કે આસમાનપરથી ફેંકી દઇએ? તમોને કંઇ ધંધો આવડતો હોય તો તે કરો કે તેમાં ખુદા નફો આપશે. હવે પછી તમારા બાપનો પગાર વધશે. હમે તમારા આગલા અવતારોમાં મોસાળાં આપેલાં છે અને હજુ આપીશું." આટલું જોતાં હું પાછી જાગ્રત થઇ, તે હકીકત સહવારે મારાં માતાજીને કહી. વળી ત્રીજે દીવસે પણ તેજ દેખાવ થયો. તે બાઇએ કહ્યું કે તમારા માંગાની જે વાત થાય છે તે ઠેકાણે નથી કરવું, તેમાં દગો છે માટે તે વાત પડતી મેલો, તમારા કુટુંબમાં શોધ કરો ત્યાં થશે." વિગેરે.

તે મુજબ હમારા મુંબાઇનાં પંથકીપર લખી પુછાવ્યું તેવણ તરફથી ઘટતો ખુલાસો મલ્યો. અને **અશા શક્તિની** કરેલી આગાહી અને બાબદો ખરી મળી. આ ઉપરથી હમારા ઘરમાં સર્વ કોઇને તેઓ ઉપર યકીન વધારે બેઠું. અશા શક્તિ પોતે કોણ છે એ સવાલ તેવણને મેં તે વખતે પુછવાથી તેવણે તે વેળા ટુંક ખુલાસો એટલોજ કર્યો કે "હમો ખુદરતનાં ફરમાં બરદાર છેએ અને ખુદરત તરફથી તમારી મદદને માટે આવ્યાં છીએ. હમારૂં કામ દુનિયાની રંજ ખેડવાનું છે" વિગેરે. આ વેળા મારા મનને હજારો

સવાલો થતા કે એ આવેલાં કોણ હશે? બધે ઠેકાણે જતાં હશે? તેઓ કેમ આવતાં હશે? એ બધું શું થતું હશે? કોઇને પણ મોહોડે મેં એમ સાંભળેલું નથી કે એ મુજબ ખ્વાબમાં વાતચીત થાય વિગેરે. આ મુજબ કેટલાક દિવસ સુધી આમનસામન સવાલ જવાબ થયા કર્યા. અને **"તેવણ જે જે આગાહી કરે તે દરેક વાતો નજર સામે બનતી"** અને દેખાતી જેથી મારાં માતાપીતાને તેઓપર આસ્થા બેઠી. તે વખતમાં હું ઇંગ્રેજી, ફારસી વિગેરે ભાષાનો ઘરમાં અભ્યાસ કરતી, તેથી મારા મનને થયું કે હવે મારે એક પુસ્તક રચવું, તેમાં ત્રણ ભાષા લેવી, ગુજરાતી, ઇંગ્રેજી, અને ફારસી. આ ત્રણમાંની કોઇ એકબી ભાષા જાણનાર માણસ સેહેલાઇથી બે ભાષા શીખી શકે તે ચોપડીનું નામ "**ખુદ ઉસ્તાદ**" રાખવું. તે વખતે (૧૯૦૧ માં અહીંઆં) અમદાવાદમાં કોઇ પણ પ્રેસમાં ઉર્દુ ફારસી ટાઇપો નહી હોવાથી તે ચોપડી માટેની વાત મેં ઢીલમાં નાંખી અને વિચાર્યું કે પેહેલો ખુદા, પછી હુનર, તેથી ખુદાની તારીફ ગાવાની પાક ખોરદેહ અવસ્તા છપાવું. તેમા અસલ બાબદો જે જે નહી પ્રગટ થયલી હોય તે દાખલ કરવી કે લોકોમાં ઘણી ખપશે વિગેરે. તે વિચાર મેં પેલાં બાઇ કે જેવણને હું રોજ ખ્વાબમાં જોતી હતી અને માયજી કહેતી તથા "**અશો શક્તિ**" કહેતી હતી તેવણને મેં કહ્યું. તેવણે વલતો જવાબ દીધો. જે "ખુદ ઉસ્તાદ" "કેતાબ કાઢવી. ખોરદેહ અવસ્તા કેતાબમાં જો નીરંગો તાવીજો લેશો તો ઠીક નહીં પડશે. આ વખત રસ્તાખેજનો છે તેથી વીટંબના પડશે માટે **નીરંગોની** ખોરદેહ અવસ્તા કાઢવા કરતાં "ખુદ ઉસ્તાદ" ચોપડી છપાવવી." વિગેરે. પણ મને ખુદા તરફ ધ્યાન વધારે હોવાથી ખોરદેહ અવસ્તા કેતાબ માટેજ જીજ્ઞાસા થઇ અને ખુદરતી મદદ મળી. અને ખોરદેહ અવસ્તા છપાવવાની શરૂઆત કરી. ખોરદેહ અવસ્તા કેતાબ છપાવાની શરૂઆત કરી તેમાં પહેલાં જોઇતા નાણાં માટે મારાં માતપિતાએજ જોગવાઈ કરી હતી.

---

મારે અત્રે ખુલ્લું કહેવું જોઇએ, કે મારા મમાવાજી નામે **આદરજી** **બરજોરજી**, અને મારા બપાવાજી નામે **દીનશાજી હોરમજી** બન્ને સગા ભાઇઓ હતા. મારા મમાવાજી પોતાના કાકાના પાલક બેટા થયલા તેથી પોતાનાં નામ સાથે પોતાના કાકાનું નામ ચાલુ રાખ્યું હતું. બાપદાદા અને વડવાઓ સુરત શેહેરના રહીશ હોવાથી સુરતમાં બુપર ડચ લોકોનાં વહાણો આવતાં તેની એજન્સીનું કામ કરતા હોવાથી ડચ લોકોની ભાષામાં એજન્સી કરનારને "દેતી" કહેતા હતા. તે પરથી દેતીગરા અટક પડી. અને

ધંધાને લીધે સુરતથી મુંબાઈ આવી વસ્યા. ત્યાં હેતીગરા અટકને બદલે કોઇ કોઇ ધાતીગરા બોલવા લાગ્યા. તે ઉપરથી અટક ધાતીગરા પડી. મારા મમાવાજીનો કૉન્ટ્રેકટનો ધંધો હોવાથી તેવણુની અટક કૉન્ટ્રેકટર કહેવાતી હતી. સુરતમાં તે વખતમાં હમારા વડવાઓનુ બધું અખડ કુટુંબ વસતું હતું. હજુ પણ જશુભાઈ, વારડીન, સબાવાલા, જાગોશ, પટેલ, બાહાદુરજી, મુસ, તારાચંદ, વાચ્છા ગાંધી, મોદી, વાડીઆ, વકીલ, લાલકાકા, કારંજાવાલા, પુનેગર, પાલખીવાલા, કોઠાવાલા, દાવર, ખરાસ, એડનવાલા, માણેકશાહના, કલ્યાણીવાળા, શેઠના, વીકાજી મેહેરજી, તારાપોર, વિગેરે, વિગેરે, અને એ સિવાયનાં બીજાં ઘણાં જાણીતાં કુટુંબીઓ હમારાં કુટુંબમાં ભેળાયલાં છે. માણુસની વરધી થાય અને દીકરી આપ લેનાં વહેવારથી વનવેવાઇ વિગેરે થાય તેથી કુટુંબો એક બીજાં કુટુંબમાં ભેલાય છે.

હવે મારા પિતાજી સોરાબજી ૬ વર્ષના બાળક હતા જે વખતે એવણુના પિતા દીનશાજી તેવણુની ૨૧ વર્ષની વયે બેહેસ્તનસીન થયા. એટલે મારા મમાવાજી પોતે સુરત જઇ પોતાનાં માય, ભાભી, (=મારાં બપાઇ) ભત્રિજા (=મારા પિતા) ને મુંબાઇ લાવ્યા. અને આ સાથે બીજાં હમારાં કુટુંબનાં આસામીઓ સાથે મલી હમારૂં કુટુંબ મુંબાઇમાં વસ્તું હતું. મારા મમાવાજીને ધર્મપર સંપુર્ણ આસ્થા હોવાથી અને સગાંઓનો છુટે હાથે સંપુર્ણ ખર્ચ મારા મમાવાજી પોતેજ પોતાની સકમાઇથી નીભાવતા હતા. તે વખતમાં તેવણુની માસીક આવક રૂપીયા હજારોની હોવાથી ખરચની બાબદમાં કયાસ નહી રહેતી. તેવણુને ભણવું ગણવું આખો વખત વધારે પસંદ હતું. અને તેમજ તેવણુ ચાલતા. તેમજ કુટુંબનાં ગુજરેલાંઓની ધર્મક્રિયા ધર્મ ફરમાન મુજબ કરવી, તથા ફરેસ્તા કરવા અથવા ફરેસ્તાઓની આરાધના વિગેરે ધર્મનાં ક્રિયાકામો તેવણુને ત્યાં હમેશાં થતાં હતાં, તેવા સહવાસમાં નહાનપણુથી મારાં માતાજી વસેલાં હોવાથી તેવણુને પણુ તેવીજ વલન હતી. મારાં માતાજીની ૮ વરસની વયમાં મારાં મમાઈ ગુજરી ગયાં હતાં. મારા મમાવાજી ધંધાદારી હોવાથી તેવણુની ભાગીદારી કુંપની હતી. અને તેઓ લાખોનો વેપાર કરતા હતા. ત્યાંને માટે મારા જાણુવામાં એવું છે કે દર રવીવારે ફકીરોમાં તેવણુ ધાની, પાઇ, વિગેરે હમેશાં વેહેચ્યા કરતા. છતાં ઘણીખરી વખતે માવાનાં સમોસા વિગેરે એકી વખતે સેકડોની સંખ્યામાં બનાવરાવી ફકીરોમાં વેંહેંચ્યા કરતા. ગરીબોની તેવણુને હૈયે દાજ ઘણી હતી. એટલે ઘરમાં આ પ્રમાણે વડાંઓ જેમ ચાલે તેમ નાહનાંઓ સેહેલાઇથી ચાલતાં શીખે. તેવણુને ત્યાં બેટાનું ફરજંદ નહી હતું અને મારાં માતાજી એકલાંજ હોવાથી એવણુનો લાડ ઘણો પોસાતો. આ મુજબ મારાં માતપીતા બહુ નાહનપણુથી

સાથેજ વસેલાં. અને કુટુંબમાં તથા સગા સગામાંજ લગન ગોઠવવાનો રીવાજ હોવાથી એઓનાં પણ નાહની વયમાંજ મારા મમાવાજીએ ઘણી હોસથી હજારો રૂપીઆનો ખર્ચ કરી લગન કરી હોંસકોડ પુગાડયા. ત્યારબાદ મારાં મત્રાઇ મમાઇ આવ્યાં. મારાં માતપીતાનું હું પેહેલું ફરજંદ હોવાથી અને સઘળું કુટુંબ અત્યાર સુધી સાથેજ વસતું હોવાથી મારો પણ જન્મ મારા મમાવાજીને ત્યાંજ થયો.

મારાં માતાજી હાલ હમારી આગળ વાતો કરે છે કે મારો જન્મ થયા પછી થોડા દીવસે મારા મત્રાઇ મમાઇએ મને રમાડવા લેતાં તેવણ બોલ્યાં કે "મમાવાને ઘેર એવે પગલે આવ કે તેવણને ત્યાં દીકરો આવે તો સોનાનાં વારા પેહેરાવીશ" એટલું તેવણ (=મમાઇ) હસ્તાં હસ્તાં બોલ્યાં. અને ખુદરતી તેમજ બન્યું કે તે પછી નવ દશ માસે તેવણને ત્યાં દીકરાનો જન્મ થયો વિગેરે. ત્યારબાદ બીજાં બેટા બેટીઓનો પણ જન્મ તેઓને ત્યાં થયો, મારી ચારેક વરસની વય હશે અને મારાં માતપીતાને તેઓનાં વાલીથી જુદાં રહેવાની ફરજ પાડવામાં આવી. સબબ જ્યાં સરા સાવકાં થયાં ત્યાં ટંટો ઉપજેલો ઘણે ઠેકાણે જોઇએ છીએ, અને તેવુંજ અહીંઆં પણ બન્યું. હવે મારા પીતાને તેવણનાં બચપણમાં મારા મમાવાજીએ ઘણું પણ શીખવવાની કોશેષ કરેલી પણ બ્યર્થ થઇ, કેમકે એવણને શીખવા ભણવાપર ચાહ હતો નહી. તે સબબે મારા મમાવાજીએ પોતાના ઓળખીતાના કારખાનામાં શીખવા રાખ્યા હતા. પછીથી તેવણે ધંધામાં સાથે રાખ્યા વિગેરે પણ જ્યાં ટંટાએ ઘર ઘાલ્યું ત્યાં ધંધો પણ સુખેથી કેમ થઇ શકે? તે પણ ચાલી શકયો નહી. હવે જુદાં રાખ્યાં. તો ભાડું આપવા જોઇએ, રોજનો ખાવા માટે દાનો જોઇએ, તેથી મારા પીતાજી ફીટરના કામે (પોતાની આ વેળા પચીસ વરસની વયે) રૂ. ૩૦ ના પગારે જતા. એઓનાં વાલીઓ તરફથી એઓને અખંડ ભર્યા ઘરમાંથી જે ભાગલાગ મળ્યો તે એજ કે "પોતાનાં (મારાં માતપીતાનાં) પેહેરવાનાં કપડાં, અને પોતાનું તગદીર પોતાની સાથે હતું. અને સાથે વળી મારાં માતાજીને પણ નવ માસ પુરા જતા હના, તેથી જુદાં રાખ્યાં પછી પંદરેક દીવસે મારા વડા ભાઇનો જન્મ થયો. જે વેળા મારા પિતાજીનાં માસીજી મરહુમ મોટીબાઈ રૂસ્તમજી બહાદુરજી હેયાત હતાં તેવણ સુખથી દીલાસો આપતાં તથા જોઇતી સગવડ કરતાં. અને મારાં માયજીનાં મમાઇજી ખરસેદબાઇ પેસ્તનજી પાલખીવાલા હયાત હતાં તેવણને ત્યાં મારાં માતાજીએ મારા વડા ભાઇનો જન્મ આપ્યો. એક વખતમાં કેટલું સુખ ભોગવેલો જીવ તે પર આવી કીસમનાં દુનિયનાં ફરતાં ચકરની ગીરદેશી.

સુવાવડ બાદ સૌ સૌને મુકામે ગયાં. તે અરસામાં એઓ બે વરસ સુધી પોતાની દાળ રોટલી સિવાય વધુ મેળવી શક્યાં નહી. પણ વખત જતાં સૌ સારૂં થયુ. આ વખતમાં એઓ પોતાની કમાઇથી પોતાનો નીભાવ કરતાં અને જરૂરજોગી ઘરની ચીજો ખરીદતાં ગયાં વિગેરે. ઇ. સ. ૧૮૯૧ ની સાલથી મારા પિતાજી અમદાવાદમાં ધંધાને અર્થે આવ્યા. ઇ. સ. ૧૮૯૪ ની સાલથી હમારો પણ અહીંઆં સાથેજ વસવાટ થયો જે હજુ સુધી છે. ૧૮૯૪ ની સાલથી તે ૧૮૯૯ ની સાલનાં પાંચ વર્ષના અરસામાં એઓ પોતાનો સ્વતંત્રપણે નીભાવ કરતાં પોતાની પાસે માયપુંજીમાં એકંદર "શેર સોના" ની ( ૪૦ તોલાની ) જણસો વસાવેલી હતી. તે ઉપર કહ્યા મુજબ જ્યારે ખોરદેહ અવસ્તા છપાવવાની શરૂઆતનો ખર્ચ મારાં માતપીતાએ આપ્યો ત્યારે તે જણસપર રૂ. ૫૦૦) વ્યાજે લીધા અને રૂ. ૫૦૦) અંગરૂ વ્યાજે લીધા. મળી એકંદર રૂ. ૧૦૦૦ રોકયા અને ખોરદેહ અવસ્તા છપાવવાની શરૂઆત કરી. છતાં ચોપડીઓની એડવાન્સ ફી રૂ. ૧) દર નકલે હતી. જેનાં બસેં રૂપીઆ ઉપર આવ્યા તે ભર્યા. ખોરદેહ અવસ્તા ૩૦૦૦ કૉપીઓની પેહેલી આવૃત્તિ હોવાથી પ્રેસનું કાગલ છપામણીનું બીલ હતું તેમાં ફક્ત ઉપર કહ્યા મુજબનાં રૂપીઆ ભરાયા એટલે લેહેણું વધારે રહ્યું હવે ચોપડી બંધાઇ ગ્રાહકોમાં ગઇ તેનું નાણું આવ્યું તે બીલમાં ભરાતા ગયા. અને એજ મુજબ છેવટ સુધી ખોરદેહ અવસ્તા ચોપડીનું થયું. પણ તે વખતે ગબરદાનો ખર્ચ ઘણો નીકળ્યો.

હવે ખોરદેહ અવસ્તા જ્યારે છપાવા મોકલી ત્યારે હેન્ડબીલ વહેંચ્યાં હતાં. તે પછીથી મારી સખ્ત જીવલેન બીમારી થઈ. અને સમજણ વટીક નહી પડે કે એ શું થાય છે? બીમારી એવી થઇ કે "ચાલુ સખ્ત તાવ, ઉલટી, તેમાં પીત સાથે તમામ લોહી પડે. ઘણી ખરી વખતે ઝાડો (પેટ) આવે તેમાં પણ લોહી જાય." આવી હેરાનગતી ઘણો લાંબો વખત ભોગવવી પડી. દવા લાગુ થાય નહી વિગેરે. હવે છાપખાનાં તરફ એવું બન્યું કે કમ્પોઝીટરો બીમાર થાય, યા મલી નહી શકે, મશીનપર ફૅારમ છપાવા જાય ત્યાં સાહી આવી નહી શકે, યા ભાગટુટ થાય, લીથોનો પ્રેસ "નીરંગો" છપાવા ગઇ ત્યાં પથ્થરનાં પણ ટુકડા, માણસો બીમાર થાય, જતાં રહે, વિગેરે અડચણો થઇ. આવા સંજોગોને લીધે ખોરદેહ અવસ્તાનું છાપવાનું ઘણી વેલા બંધ રાખવું પડતું હતું. ચોપડી બંધાવા ગઇ ત્યાં બાંઇન્ડર ખાતામાં પણ એજ હાલ થયા. ચોપડી તે છાપવા આપી ત્યારે ઇ. સ. ૧૯૦૧ માં એ યુનીયન પ્રેસ ફડચામાં જવાનું હતું અને બધાં લોકો હમોને

કહેતાં કે "તમારી ચોપડી રખડી જશે." પણ ખુદાની મેહેરથી તે પ્રેસમાં ચોપડી છાપવા આપ્યા પછીથી એટલું બધું કામ આવી પડયું કે જેથી તેનું દેવું ફીટતાં હજારોનો નફો પ્રેસના માલેકોને થયો. મારાં માતાજીએ પોતે મારા આ ધંધા થકી ઉત્તેજન આપેલું હોવાથી અને મારી તબીઅત તદ્દન નાદુરસ્ત ચાલવાથી મને તે વખતે મારી હયાતીની આશા નહતી. તે કારણે મેં પોતે મારાં માતાજીને ખોરદેહ અવસ્તા કેતાબ હક શુદ્ધાં અર્પણ કરી અને પ્રગટ કર્ત્તામાં એવણનું નામ મેં પોતે આપ્યું. કે કદાચ મારી હયાતીમાં બીજીવાર ચોપડી છપાય યા ન છપાય તો પાછળથી તેવણને બીજું એડીશન કાઢતાં અડચણ પડે નહી એવા હેતુથી એવણનું નામ પ્રગટ કર્ત્તામાં આપી એવણનેજ અર્પણ કરી. આ કારણે પણ મારાપર કેટલીક છુપી દુશ્મની થઇ. (ઇ. સ. ૧૯૦૨ માં ખોરદેહ અવસ્તા પ્રગટ થઇ.) ત્યારથી પણ ઘણી દુશ્મનીના સબબેજ મને તબીઅતની હેરાનગતી ભોગવવી પડતી હતી. તે સઘળાં કારણોની શાંતિને ખાતર અશો શક્તિને મેં આગ્રહ કર્યો કે આ બધી મુશ્કેલી કેમ ટળશે? જવાબ મળ્યો કે પેગમ્બર જરતોસ્તને મુશ્કેલીઓ ઘણી પડી હતી તેવણે પણ ખુદાની એક ચીતે બંદગી સ્મરણ કીધાં હતાં માટે "સ્મરણ" કરવાથી મુશ્કેલી ટળશે. હવે હમારે ત્યા તો જેમ દુનિયામાં જેમ સૌ બંદગી કરે છે તેમ હમો પણ રોજ ફરજીઆત બંદગી કરતાં હતાં. અને "સ્મરણ" બોલ વટીક તેવણથી સમજી હું અજબ થઈ કે તે શું હશે? તે સમજ નહી પડી ત્યારે અશો શક્તિએ પોતેજ તે તરતીબ બતાવી. આ વખતમાં અશો શક્તિએ બતાવેલાં મારાં માંગાની વાત ચાલતી હતી, પણ તેમાંબી અડચણ જેવું માલમ પડયું. હવે મને જે મદદ મળી હતી, તેવણને અશો શક્તિને જોતાં એટલી બધી મારી લાગણી તેવણપર દોરવાઇ ગઇ હતી કે આ દુનિયા તો શું ચીજ છે, અને માણસો તથા પેદાયસ તેવણ નજદીક કંઈજ બીસાદમાં નથી એટલી બધી હું અશો શક્તિ તરફ દોરવાઇ હતી. અને મારા માંગાની વાત ચાલતી હતી પણ મારા મનને એમજ થતું કે "માણસો સહેજમાં ફરી જતા વાર લાગતી નથી પણ ખુદરત નિયમીત છે. માટે આવો ચાન્સ ફરીથી મળશે નહી. તેથી માંગાનુ (લગનનું) નહી થાય તો કંઈ નડી પણ ખુદરત, પેદાયસ, વિગેરે સૌ શું છે તે જાણી લેવું." આ આશામાં હુ હતી. અશો શક્તિએ નસીઅત કરી કે "ખુદાનેબી પીછાણવો, બંદગીબી કરવી, અને પરણીને સંસારી બનવું અને દુનિયાદારીનાં અનેક ખેંચાણો વચ્ચેથી પોતે પ્રમાણીકપણે પોતાપર કાબુ રાખી આગળ વધવું. તેમજ સ્મરણ લેવાથી

દુનિયાની ઉત્પત્તિનું અને પોતાનો જીવ કોણ છે એ ભાવ થશે." વિગેરે. તેવણે ( અશો શક્તિએ ) "સ્મરણ" માટે જે તરતોબ બતાવી તેમાં પહેલાં તો જે ઓરડામાં સ્મરણ લેવાનું હતું તે ઓરડાની ભોય ઉખેડાવી નવેસરથી ટીપણી કરાવી તથા ચુનાથી દેવાલો ધોળાવી, અને જમીન પાણીથી ધોવરાવી, પછી સ્મરણ લીધું. તેમાં પાંચશેર ઘી, એક મણ સુખડ, મારે માટે શુદ્ધ સફેદ સુતરાઉ નવાં કપડાં બે જોડ એટલું કરીને શેહેનશાહી રોજ દેપાકર માહ અરદીબેહેસ્ત, ૧૨૭૨ યઝદેજરદી, બુધવાર (ઇ. સ. ૧૯૦૨માં) એ દીવસે, દીવસ ઉગતાં શરૂઆતમાં પેહેલું સ્મરણ લીધું. તે વખતે એક શેશ કીધી તેમાં સાકર, કંકું, ગુલાબ, ચોખા, મારો ટપકો વિગેરે અને બે જોતની ઘીની બત્તી કીધી. ત્યાં તેજ વખતે આફ્રરગાનીઆમાં રકાબીમાં આતશપર સુખડ મુકી આતશ જારી કર્યો. તેમાંથી જોત વધારી. અને આગલ જમીનપરજ છુટી બેઠક લીધી. આતશ જારી કરી તેમાંથી પેલી બે જોત વધારી, ફરજીઆત બંદગી ત્યાં કરી તુરત મુરાદ ચાહી કે "માલેક તારી મદદ પુગી અને હોકમ મુજબ અને બતાવ્યા મુજબ આ "સ્મરણ" (=એક ચીત્તે બંદગી) કરૂં છું. તારી મરજી પુગે તો લગનનું થશે ને જો રોકાણ થનાર હોય તો મારી ઇચ્છા એ છે કે તારી પનાહમાં રાખ, અને દુનિયાની સુગમતાનો રસ્તો બતાવ." આ મુજબ નવ દીવસ અને નવ રાત સુધી આતશ અને બત્તી જે કરેલી હતી તેની તેજ ચાલુ હતી. બત્તીની જોત પણ તેની તેજ હતી. નહી દીવસે ભુખ કે નહીં રાતે ઉંઘ, અને ત્યાંને ત્યાંજ બેસી આખો વખત બંદગી કરવી પડતી. કોઇનો ઓશો વશીક ત્યાં નહતો. દીવસની પાંચે ગેહમાં દર ગેહે ગેહ જેવી ગેહ શરૂ થઇ કે તુરત ફરજીઆત બંદગી કરવી અને જેમ અગીયારી, આતશ-આતશ બેહેરામમાં બોય દેવાય છે તે મુજબ ગેહે ગેહ આતશપર સુખડ ચઢાવવું. હાવન ગેહની ફરજીઆત બંદગી કર્યા પછી સહવારમાં ગલાસ દુધ અને ફ્રુટ મારાં માતાજી લોબાનની થાલીનું આપતાં તે ત્યાં ખાતી તે સિવાય સાંજે ફક્ત એક ગલાસ ગરમ કરેલું દુધ લેતી. દીવસ હોય ત્યાં સુધી તે લેવાનું પણ રાત પડી કે કંઇજ નહી. એ મુજબ નવ દીવસ અને નવ રાત સુધી અન્ન પાણીની અપવાસી ત્યાંને ત્યાંજ બેસી રહી. દેપાદર રોજની સહવારથી બંદગી શરૂ કરી તે રશ્ના રોજની સહવારે નવ દીવસ નવ રાત બરોબર પુરી કરીને દશમે દીવસે સ્મરણની બતીની બે જોત ત્યાં તે આતશ પરજ નમાવી. અને પછી તે બંદગીનાં ફક્ત આતશ બીજા અલગ ચુલામાં એક રાત રહેવા દીધા, અને બીજે દાહાડે તે આતશ હમેશના વપરાતા ચુલામાં નમાવ્યા. હવે જે નવરાત ને નવ

દીવસ બંદગી કરી તે વખતે બળેલી સુખડની રખ્યા હતી તે તેજ ઓરડામાં પવિત્રાઇથી રહેવા દીધી અને કોઇબી ઇનશાનના દુઃખે સુખે તે આપતાં તેને તદ્દન આરામ થતો. મોબેદો નવરાત અને નવ દીવસનું બરશનુમ લે તે તો દરેક ખોરાક ખાય પીએ બધું થાય. (અને નીરંગ વાપરે. આ સ્મરણમાં નીરંગ બીલકુલ નહી.) અને રવાનની નૈયતે ભણાયલું વટીક ખાય પણ સ્મરણના માર્ગમાં દાખલ થયા પછી રવાનનું ભણાયલું વટીક ખવાય નહી, રવાન થયું તે રીમન કહેવાય ત્યાં જવાય નહી. પ્રાણી ખોરાક (ગોશ, મચ્છી, ઈંડું ) વગેરે નહિ ખાવું. સબબ કે મારેલું જનાવર રીમન ગણાય. સ્મરણમાંથી ઉઠયા બાદ પણ રોજ નિયમ પાળવાના એ કે માથા વેરથી નાહવું, ભણવું, પછીજ ચાહ પાણી વિગેરે લેવું. વળી આખો વખત કોઇબી દુરવંદને અડકવું નહી. ઘરમાંથી બહાર જવું પડે તો જઇ આવી તુરત નાહવું અને પછીજ ખાવું પીવું અને બીજા કામમાં લાગવું. તે સિવાયનાં બીજા ઘણા નિયમો પાળવાના છે. દુનિયામાં કોઇના ધર્મને ઉતરતો ગણવો નહી. જરતોસ્તી પાક મહજબની શ્રેષ્ઠ પવિત્રાઇ સંપુર્ણ સમજી ધર્મ પાળીને ચાલવું. અકરીટથી મહજબની બરબાદી નહી કરવી. હું પદ નહી ધરાવવું. આપણા પાછળ ગેરસમજુતીનુ કોઇ બોલે તો તેની સામે નહી થતાં આપણી કરણીથી ખરૂં સાબીત કરી બતાવવું. કોઇએ ગમે તેટલું બુરૂ કર્યું હોય તો પણ જ્યારે તેની પર આફ્ત આવે ને મદદ જોઇતી હોય તો તુરત પુગાડવી. ગંભીરતાથી ચાલવું. ઇતરાજી, અકરીકટ, મોટાઇ, બડાઇ નહી રાખવી. સાદાઇથી ચાલવું. ડાવકાઇથી પોતાનું સાર્થક અને સામાં થકી પરસ્વાર્થ વાપરવો, ફોકટ કુથલો છોડવો. વિગેરે, વિગેરે. બીજા ઘણા એક અંગત નિયમો પાલવાના છે ત્યારેજ ખુદરતની હવાનો મેલાપ અને હરવેસ્પ આગાહીને પુગાય છે. અને ખુદરતનો જવાબ મળે છે તથા કોઇ અંતની ઘડીએ મરતા માણુસનો જતો જીવ બચાવી શકાય છે. અને સ્મરણ કરનાર અને નિયમ પાળનાર ઇનશાન ભણતર જો સીદ્ધ કરે ને તે ભણતર મરતાં માણસ આગળ ભણે તો જતો જીવ બચે છે. તેથીજ સ્મરણવાળા માણસથી બહાર જાય ત્યા ખવાય નહી વિગેરે. એ પછી ચાર મહીને બીજી **વાર સ્મરણ** લીધું તે યઝદેજરદી ૧૨૭૨ નીજ સાલમાં ( ઇ. સ. ૧૯૦૩ ) લીધું. તે પંદર દીવસ અને પંદર રાત ઉપર કહ્યા મુજબજ અન્ન કે પાણી વગર ફક્ત દીવસમાં એકજ વાર ફ્રુટ અને બે વખત દુધ આપતાં. તે પણ અખંડ બે જોતની બત્તી અને ચાલુ આતશનું પાતરૂં વિગેરે લઇ બંદગી શરૂ કરી. આ પંદર દીવસની બદંગી વખતે અમદાવાદમાં ધરતીકંપ થયો

હતો, તેથી મને ધાસ્તી લાગી. તે વખતે મારા પિતાએ માળપરથી કુદી પડવાનો ઠરાવ કર્યો. બધાં ગભરાયાં કે કયાં જઇએ, શું કરીએ? પણ તે વખત હું બંદગીમાં હતી ત્યાં અરજ કરી કે "માલેક તું સતવંતો છે તો તારૂં સત્ય હોય અને આ બંદગી ખરી હોય તો એ દુનિઆના પિતા! આ ધરતી કંપ બંધ થાય." જેથી તુરતજ તે ધરતીકંપ સહેજ આંચકો થઇ બંધ થયો. પંદર દીવસ પુરેપુરા તે સ્મરણને થયા પછી ઉપર કહ્યુ તેમ જોત નમાવી આતશ લીધા અને સુખડની ખાક (રાખ) હતી તે સાચવી રાખી. તે દીવસથી હમારે ત્યાં રાત દહાડાની ઘીની બત્તી ચાલુ રાખી છે જે ઇ. સ. ૧૯૦૩ ની સાલથી જ આજ સુધી છે. હવે **ત્રીજું સ્મરણ**–લીધું તે બાજુમાં બીજું વાસણ લઈ તેમાં ૯ જોત કરી અને બંદગી લીધી, જે ૧૧ દીવસની હતી. ત્યારે પણ અન્ન પાણીનો અપવાસ હતો. **ચોથી બંદગી** ૧૫ જોતની હતી ત્યારે પણ ઉપર જણાવ્યા મુજબ અન પાણીનો અપવાસ હતો. **પાંચમી બંદગી**–પણ તેમજ લીધી હતી. તે પણ અપવાસી રહીનેજ લીધી હતી. મારી તરફથી આ મુજબ બંદગી થતી હતી ત્યારે પુઠે પડનાર શત્રુ પોતાનાં કાવત્રાંઓમાં મશગુલ થઇ હર હમેશ સતાવવાનું ચાલુ રાખતો. તેની સાથે બીજાઓને ભેળવીને એક ટોળી બનાવી. અને ફરેબ ફીતુરથી નોકરી ધંધામાં, તબીઅતમાં અને અનેક પ્રકારે હેરાનગતીમાં હમોને લાવવાની યુક્તીઓ ચાલુ રાખી. ૧૯૦૩ના મે માસમાં મેં એ બંદગી લીધી તે યઝદેજરદી ૧૨૭૨ની સાલમાં આદર મહીનો ને અહુરમજદ રોજે શરૂ કરી, તે બરોબર એક માસનો અપવાસ હતો. તે વખતે અમદાવાદમાં મરહુમ દસ્તુર જમશેદજી હયાત હતા તેવણને મારાં માતપીતાએ ઘર તેડાવી પુછતાં તેવણે ના પાડી કે "ફરેસ્તા કરવાનાં અહીં અમદાવાદમાં સગવડ બનશે નહીં માટે તમે મુંબાઇ જયાં સઘળો ધર્મ કરાવો છો ત્યાં કરો." વિગેરે. કારણ કે આ બંદગી વખતે એમ જવાબ મળ્યો હતો કે એક માસની બંદગી પુરી થાય અને દએ મહીનોને અહુરમજદ રોજે ફરેસ્તા કરી પછીજ મારાથી અન્ન પાણી લેવાય. તેથી અહીંયાં અમદાવાદમાં ફરેસ્તા કરવાની સગવડ કરવાની ધારી પણ બની શકયું નહી જેથી હમારા મુંબાઇના પંથકીને કહેવરાવ્યું અને ત્યાં સગવડ રાખી, મહીના દીવસની હું અપવાસી મુંબાઇ જઇ ફરેસ્તા ભણાવું તોજ મારાથી અન્નનો ખોરાક લેવાય. એ પ્રમાણે હોવાથી આદર મહીનો ને મારેસ્પંદ રોજે અમદાવાદથી મુંબાઇ જવાની તૈયારી ચાલતી હતી તેટલામાં એક દીવસ આગમચ આદર મહીનો ને જમીઆદ રોજે રાત્રે (તા. ૯ મી જુન ૧૯૦૩ ની રાત્રે) જ્યારે મને ૨૮ દીવસનો અન્ન પાણીનો અપવાસ હતો ને

કાવીત્રું થયું. હમારો શત્રુ ઘણો ગભરાય છે એવો સંદેશો મારા પીતાજીને મળ્યો. તે સંદેશો મળતાં હમો બાપ બેટી ત્યાં ગયાં. જ્યાં જતાં કાવીત્રું જોયું કે "ગભરાય છે તે જોવા આવો" કરીને તેડાવી, ત્યાં દાંગ સોટા તૈયાર રાખેલા હતા. એક તો મને ૨૮ દીવસનો અન્ન પાણીનો અપવાસ હતો ને બીજે દીવસે હું સહવારમાં મુંબાઇ જનાર હતી કે ત્યાં જઇને ફરેસ્તા થાય તો ફરેસ્તાના દરાનની ચાસણી કરી પછીજ બીજું સઘળું ખાવું એવો ખુદરતનો હુકમ હતો, ને તેમાં તેડી બોલાવી આ કાવત્રું કર્યું જેથી મારો સ્વભાવ ખુબ તપી ગયો અને મેં તુરત કહ્યું કે "આ રાત પુરી થઇને સહવાર પડશે અને ઇનસાફના દરવાજા ખુલશે ત્યારે જો જવાબ માગવામાં આવે તો શું દેશે, અને કદાચ આ દુનિયામાં લોભનું પલ્લુ નમાવશે પણ માલેકની દરબારે તેના વડા જડજ ખુદ મેહેરદાવરની નજદીક આખર વખતે તું શું જવાબ દેશે? અને આ કરણીનાં ફળ જીંદગીમાં તો ભોગવવાનાં છેજ" વગેરે. આ પ્રમાણે વાદવીવાદ થતો હતો તેટલામાં મે કહ્યું કે "પાંચ માણુસ હમારી તરફનાં બોલાવીને નીકાલ કરો. હમો અહીંઆંથી એમને એમ જઇશું નહી." હું પોતેજ ત્યાં મારા પીતાને થોભાવીને ત્યાંજ ઉભી. અને જીવ પર આવી તે કાવત્રું કરનારની ફેંટ પકડી. જેથી કેટલાક ઓળખાણુવાળાઓને બોલાવી આ હેવાલ રજુ કર્યો. તે વખતે આવનારા ઇનસાનોમાં જેઓ ધરખમ માણુસો હતાં તેઓ હમારે માટે ત્યાંજ બોલ્યાં કે "તમો ઇ. સ. ૧૮૯૧ ની સાલથી તે આજ સુધીમાં (ઇ. સ. ૧૯૦૩ સુધીમાં) લગભગ ૧૨ વર્ષ થયા એકને એક જગોએ (આર્યોદય મીલમાં) વસો છો પણુ કયાં વસોછો એ ખબરબી પડતી નથી. એટલું શાંત રહેવાનું છે. તમોને અને તમારા શત્રુને લાંબા વખતથી વાદવીવાદ ચાલતો હતો અને તમને દગો કરી બોલાવ્યાં તમે ભોળવાઇને નીકળ્યાં, પણુ આ તમારા ભોળપણુનો લાભ તેણે લીધો." તેજ વખતે હમારા શત્રુએ કહ્યું કે "મેં બોલાવ્યાં નથી પણુ મારે ત્યાં તો કૌતુક કરવા આવ્યાં છે." વિગેરે ઢોંગ દેખાડયો. મેં તુરત કહ્યું કે જ્યારે "હમો કૌતુક કરવા આવ્યાં છીએ તો તને આગળથી કેમ ખબર પડી કે હમારે માટે દાંગ સોટા કેમ તૈયાર રાખ્યા છે?" તો કે "આગળબી થોડા દીવસથી એમ થતું હતું." મેં તુરત કહ્યું કે "જ્યારે આગળથી એમ થતુ હતું તો આ ઇનસાફનું રાજ છે, હેવાનનું નથી. છુપી પોલીસ કેમ નહી બેસાડી? ડાંગ સોટા કેમ તૈયાર રાખ્યા? તું સત્યનો કાંટો ગમે તેટલો પેહેરે પણુ તારૂં કાવત્રું તો ખુલ્લું છે. હમો આ બધું ઇનસાફની અદાલતમાં રજુ કરીશું, ત્યાં જે થાય તે

ખરૂં." આ વાદવીવાદ થતાં થતાં સહવાર પડી અને હમો ઘેર આવ્યાં. એવામાં બે કલાક નહી ગયા ને એક ગૃહસ્થ હમારે ત્યાં આવ્યા અને કહ્યું કે 'તમારા શત્રુએ તેડાવ્યો હતો તેથી હું ગયો હતો ને તમને પણ કહેવા આવ્યો છું કે હવે લાંબી તકરાર જવા દો, ને કોર્ટ દરબાર જાઓ તેમા સાર જેવું નહી, વાત જવાજ દો.' વિગેરે. હવે મને તો ૨૮ દીવસનો અપવાસ હતો ને તે દીવસે મુંબાઇ જવાનુંજ હતું પણ સહવારમાં જહી જતાં રાતની ગાડીએ હું મું-બાઇ ગઇ. અને તે વખતના (૧૯૦૩ની સાલના) અમદાવાદનાં યુરોપીયન સીવીલ સરજન ડૅાકટરને ત્યાં મારા પીતાજી ગયા. પોતાપર જે ડાંગ સો-ટાનો ઉપયોગ અદેખાઇથી શત્રુએ કરેલો તેની તપાસ કરાવીને સરટીફીકેટ લીધું. અને તેની સામે ઘટતાં પગલાં લેનાર હતા પણ બીજા આસામીઓ વચ્ચે આવીને કહ્યું કે "કોર્ટ દરબારે જવું સારૂં નહી માટે માંડી વાળો. કદાચ વચ્ચે કોઇ બીજું ઇનશાન કાવત્રું કરી ગયું હોય તેથી વાત જવાજ દો.' વિગેરે. હું તો તે વખતે ઉપર જણાવ્યા મુજબ મુબાઇ હતી. તેટલામાં વળી શત્રુએ બીજું એક રમખાણ ઉભુ કર્યું. ૧૯૦૩ માંજ ધોળે દીવસે અમદાવાદમાં મારો નાનો ભાઇ પોતાને હાથે હમારી ટાંગા ગાડી હાંકીને આવતા હતા તેવામાં અમારા શત્રુએ પોતાના સોબતીઆઓને ઉશ્કેરી તેમની આડાઇએ આવી, હમારી ગાડી સાથે તેમની ગાડી અથ-ડાવીને ગાડીનુ નુકસાન કર્યું. અને મારા ભાઇપર ચાબકાનો ઉપયોગ કરી, ફોજદારી કીધી. હમારા ઘોડાવાળાએ જેવું રસ્તામાં જોયેલું તેવું ઘરમાં કહ્યું. વળી તેજ દીવસે થોડીકવાર પછી પેલાજ આસામી કે જેવણે હમોને આગમચ પણ શત્રુ સામે ઘટતાં પગલાં લેવાની ના પાડી હતી તે વણુ પાછા મારા પિતાજી આગળ આવ્યા અને કહ્યું કે "છોકરાંઓની બાબતમાં મોટાંએ વચ્ચે નહી બોલવું જોઇએ" વિગેરે. જેથી મારા પિતાજી પહેલાં તો કંઇ બોલ્યાજ નહીં પણ ઉપર કહ્યું તેમ શત્રુના ગોઠીઆએ મારા નાના ભાઇપર ફોજદારી કરી તેનું માણસ આવતાં મારા વડા ભાઇ બહાર પડયા અને ઘટતા ઠાવકા સવાલ જવાબો આપ્યા. ત્યારબાદ મારા નાના ભાઇના શરીરપર ચાબકાના સોર ઉઠેલા હોવાથી મારા પિતા સીવીલ સરજનને ત્યાં લઇ ગયા. સીવીલ સરજને સરટીફીકીટ લખી આપ્યું અને કહ્યું કે "આ લુચ્ચાઓને બદલો દેખાડો, તેઓને જતા કરશો નહીં." વિગેરે. હવે મારા વડા ભાઇએ ઠાવકા સવાલ જવાબો કરેલા હોવાથી તેવણપર શત્રુએ એવી દુશ્મની લગાવી કે જે દીવસે કેશ હતો તે દીવસેજ તેવણને બેભાન કરી નાખે એવો તાવ, ઠંડીનાં લખલખાં અને ઉલટી થાય તે તમામ

લોહી, એવી હાલત થઇ. માતાજી ઘરમાં એકલાં હતાં તે પણ આ સંતાપ જોઇ, છતી હુશીઆરીએ ગુમ જેવાં થયાં. મારા પીતાજી અને નાના ભાઇ કેસ હોવાથી કોર્ટમાં ગયા. હવે સામાવાળા આસામીની (ફોજદારી કરનારની) ચાલચલગતની ક્રેડીટની સરટીફીકેટ જે અત્યાર આગમચની કોર્ટના બી કલાસમાં તેના કેસની હશે જે બીફ અમોએ મગાવી કોર્ટમાં રજુ કીધી. વળી જે દીવસે કેસ તે દીવસે તે ફોજદારી કરનારા કોર્ટમાં પણ હાજર નહોતા; કેમકે હમોને હેરાનગતીમાં લાવતાં તો પોતેજ ઉઘાડા પડયા એટલે તેવણે કેસ ઉભો કરીને મોહ છુપાવ્યુ. આવા તેઓના ખોટા સંજોગોને લીધે કોર્ટ તરફથી કેસ કહાડી નાંખ્યો. ( કેસ ઉડી ગયો. )

પુઠે પડનારાઓએ જોયું કે આ વખતે પણ ફાવ્યા નહી તેથી મહાભારત યોજના પાછી ચાલુને ચાલુ રાખી. જેથી આર્યોદય મીલની નોકરીમાંથી કઢાવી મુકવાનાં કાવત્રાં રચ્યાં. તે વખતે સમજુ માણસો હમોને કહેતાં કે તમારો શત્રુ કાવત્રાં કરે છે કે કોઇને રૂપીઆ આપી મોહોની વેહેંચી, કોઇને ત્યાં કેક પેસ્ત્રીના ખુમચા, મીઠાઇના થાળ કોઇને પાંચ વસ્ત્ર, કોઇને ધાન શાક, કોઇને કવાબ કટલેસના ભોજનો, ઉજાણીઓ વિગેરે વિગેરે લાલચો આપી અભણ માણસોને ઉસ્કેરે છે અને તોફાન ચાલુજ રાખે છે. અને ઉપરથી ઘેરે ઘેર ફરી જુઠા રોદડા રડે વિગેરે. હવે તે છેવટ સાંભળનારાઓ પણ કંટાળ્યા કે "મરદ થઇને આવી કીસમના જુઠ્ઠા કુથલા કરે છે?" ને "હમારે માટે" લોકોએજ કહ્યું કે તમારી તરફનું તો કાંઇજ પણ ઇસારો બી માલમ પડતો નથી કે અમદાવાદમાં કયાં વસો છો ? વિગેરે.

એક તરફ હમારે ત્યાં આ બંદગી સ્મરણ વિગેરે હતાં ને બીજી તરફ આ શત્રુઓ આવી કીસમતનાં કાવત્રાં કરતા હતા. કદાચ ઘરનાં વડા સાથે ધંધા ધાપાની બાબતમાં ખટપટ હોય તો શું હીલપીલ ને ઘટીનું ખીલ છેકના છેડા સુધી તેનાં નીર્દોષ બાળ બચ્ચાંને પણ જુઠુ સતાવી ધંધામાં હરકત નાખી હેરાન=Ruin કરવાની કોશેષ કરવી એ શું ગુહસ્થાઇને છાજતું કહેવાય? પણ આ જુઠું સતાવનારાંઓને તેવુંજ ભાવ્યું. અને આખરે તેઓને આપસ આપસમાંજ ટંટો થયો ને ટોળી વીખરાઇ. હમારાં ઘરડાં વડાંઓથી હમોને એવી નશીઅત મળેલી છે કે "જે કોઇ બીન ફોગટ સતાવે તે આખર પોતેજ પસ્તાય માટે બુરૂં કરે તેનો ફેજ ખુદરત તેને આપશેજ. આપણે સાથે સાથે બકારો કરવો નહી. "ઉત્તમ છેડાય તે ગુપચુપ બેસે ને અધમ છેડાય તે આંગણે બેસે અને બેસાડે" માટે અદેખાઇથી કોઇ આપણુને સતાવતું હોય તો સાથે સાથે આપણે મોહોડેથી કળા-

હોળ નહી કરતાં **આપણી કરણીથી સાબીત** કરી **બતાવવું** પણ તેની બરોબર ટંટો ફીસાદ નહીં કરવો. સૌ સૌને ઓળખે છે" વિગેરે. હવે **અશો** શક્તિની પણ એવીજ સલાહ હતી. તેમજ હમારો જાતી સ્વભાવ પણ કોઇની ખાસ કરીને તોફાન મચાવે તેવા નહી, કોઇનું ભુડું કરવું નહી ને ભુંડું સાંભળવું નહીં. અને જો કોઇ તોફાન કરતું હોય ત્યાંથી અલગ રહેવું વિગેરે. તેથી હમે આ જુઠા તોફાનને મચક આપ્યું નહી અને તે પુઠે પડનારના જેવા કોઇને ઘેર જઇને જુઠા રોદડા કર્યા પણ નહીં. જો કોઇ હમારે ત્યાં પુછતું આવે તેઓને પણ કહીએ કે " તમારે ખાલી કુથલો સમજવો પણ નહી જોઇએ. **જે કરશે તેજ ભરશે** તમે તમારા ધંધામાં ધ્યાંન લગાડો." વિગેરે.

હમારી તરફથી ૧૯૦૩ની સાલમાં પાછાં મેં સ્મરણો લીધાં તેમાં સેંકડોથી હજારોની સંખ્યામાં જોત બનાવી સાથે બાંધી, મોટાં પીપોમાં એકઠી ઉતારી તેમાં ઘી ભરીને ઉપર કર્યું તેમ આતશનું પાતરૂં સાથે લઇ બત્તી કરી સ્મરણો કીધાં. રાત દહાડાની ચાલુ એક જોતની એક ઘીની બત્તી તો જુદી હતી. આ બંદગીઓમાં પણ કોઇ વેળા પાંચ દીવસ તો કોઇ વેળા આઠથી પંદર દીવસ સુધીનો અન્ન પાણીનો અપવાસ હતો. એકંદર રીતે ઇ. સ. ૧૯૦૨ ની સાલથી ૧૯૦૪ ની સાલ સુધીમાં એવી એવી પંદર બંદગીઓ લીધી અને કોઇ કોઇ વેળા બંદગીમાં ફારેગ થઇ ફરેસ્તા થાય તે દરાનની ચાસણી કરી પછીજ બીજું અન્ન ખાવું. ૧૯૦૩ ની સાલમાં જ્યારે મહીના દીવસનો મને અપવાસ હતો ત્યારે હયાં એક મહીના સુધી બંદગી હતી (તે વખતમાં આ હુલડ હમારાપર થયું) અને અન્ન પાણી વગર મહીનો દીવસ ગયલો છતાં અહીંથી તેવીજ હાલતે મુબાઇ ગઇ (તે વેળા અહીંથી ખાસ ફર્સ્ટ કલાસમાં એકાંત શાંતિથી મારાં માત પીતાએ મને મુંબાઇ મોકલી હતી ) અને ત્યાં પણ તે દીવસ અપવાસમાં કાઢયો અને બીજે દીવસે ( મુંબાઈમાં ) સવારમાં ફરેસ્તા ભણાયા. તે બાદ આતશ બેહેરામ જઈ આવી. અને છેક સાંજે એક મહીના દીવસનો અપવાસ ખોલ્યો. અને ફરેસ્તાનાં દરાંનથી ચાસણી કર્યા બાદ અન્ન પાણી લીધું. આ બંદગી જેવી બીજી કોઇબી બંદગી આટલી સખત તસ્દી ભોગવ્યાની લીધી નથી.

હમારી પુઠે પડેલો આ તુરકસ્તાની કાફલો અને તેને જગાડેલો નાના સાહેબનો બળવો હજુ શાંત થયો નહી. તેઓએ હુલડ ચાલુ ને ચાલુજ રાખ્યું, અને ઇ. સ. ૧૯૦૪ માં મારા પિતાજીની આર્યોદય મીલની નોકરી પર બીજાઓ મારફતે હદપાર કાવત્રાં ચાલુ રાખ્યાં. આખર તે નોકરી

હમોને છોડવી પડી. ત્યાંથી નીકળ્યા પછી બીજે રહેવાની જોગવાઈ કરે કે ત્યાં તુરત તેઓ પુગી વળીને બીજા માણસોની ગોઠવણ કરી આપે. જ્યાં મારા પીતાજીની ચાલુ નોકરી હોય ત્યાંને માટે અફવા ઉરાડે કે ત્યાં બીજો ઇજનેર જોઇએ છીએ. જો બીજો આવનારો ઇજનેર સમજુ હોય તો ભલી ભલાઇએ તે ખુલાસો કહીને જાય અને જો કોઇ તેવો ડાંડ હોય તો ઓછે પગારે રહેવાની યુક્તીઓનાં તે કાવત્રા જુદા કરે. હવે ૧૯૦૪ ની સાલમાં આર્યોદય મીલની નોકરી છોડ્યા બાદ નોકરી માટે હમારી કદર કરનારા ગૃહસ્થોમાં મી. પીરોશાહ નશરવાનજી વકીલ, મી. પેસતનશાહ નશરવાનજી વકીલ એમ. એ., મરહુમ મી. ખુબચંદ નરશીંહ દીવેટીયા, મરહુમ મી. સોરાબજી કડાકા વિગેરે વિગેરે મુખ્ય ગૃહસ્થો હતા. અને બીજાં આસામીઓએ પણ જાણી લીધું કે શત્રુઓ પુઠે પડી અમદાવાદમાંથી કાઢવાનુ કરે છે. બીજા કેટલાકોના તેઓએ એવાજ ઘાટ ઘડેલા તેથી હમારીપર વઠીક ફાવ્યા ગયા, પણ કાવત્રાં ખુલ્લાં થયાં તેથી હમોને હેરાનગતીમાં આવવું પડયું એટલુંજ થયું પણ તેઓ વધારે ફાવી શક્યા નહી. એક તરફથી મારા પિતાજીની નોકરીપર ધાડ લાવે ને બીજી તરફથી બહારનાંઓને ઉશ્કેરે. તે વાત મરહુમ પંડીત ગણેશ ગોપાલ બી. એ. તે વેળા હયાત હતા, તેવણે હમારી સાથેની વાતચીતમાં કહ્યું કે "તમારો શત્રુ મારે ત્યાં પણ આવીને નીંદા કરતો હતો, હું જાણું કે તે સોરાબજીની છોકરી, સોરાબજીની છોકરી કર્યા કરે છે અને નીંદા કરે છે તે છોકરી કેવી એક નાદાંન હશે અને તમો સર્વેને નજરે જોવું છું તો વાતમાં કેટલો ફેર છે? તમારી પુઠે જુઠી નીંદા કરે છે" વિગેરે. હવે, હું ઉત્તમરામ દુલભરામ જોશીને ત્યાં મારો જ્યોતીષનો અભ્યાસ કરતી હતી ત્યાંના ઘરના સર્વની સાથે મને અંજાણુ નહી હતું. અને ઉત્તમરામના ધણીઆણી, બેટીઓ, તથા આવતાં જતાં સર્વ હળી મળીને ચાલતાં હતાં. ત્યાં તે શત્રુએ મરહુમ ડૉકટર સૉલોમન મારફતે ઉત્તમરામને ભરમાવતા કરી, ઉત્તમરામનાં ધણીઆણીએ તુરત છેડો છોડ્યો કે.

"આજે તો શીખવા આવતી છોકરીને માટે બોલે છે અને હવે પછી એ હમારા ઘરનાં માટે બી એમજ કહેશે કે કાઢી મુકો, એને તકરાર થઇ તેથી શું હમે બી લડીએ, શુ રોયો વાતો સંભળાવે છે? જાતે લુચ્ચો તેથી બધાજ લુચ્ચા હશે? તે છોકરીને અને તેનાં ઘરનાંને નજરે જુવો, વાતો કરો તમને તુરત માલમ પડશે કે કોણ લુચ્ચું છે ને કોણ જુલમ ખમે છે? ખબરદાર, આજ પછી ફરીથી હમારે ત્યાં કોઇની નીંદાની વાતો કરવી નહી જોઇએ. એના જેવી પચીસ છોકરીઓ મારે ત્યાં આવશે તો હું આવવા

ના કહીશ નહી. પણ રોયા આ લુચ્ચા માટે તો ધોકો (લાકડી) ઉગામીશ." ડૅાકટર સોલોમન તે વાત સાંભળી અજબ થયા અને તે પછી એક દીવસ ઉત્તમરામના ઘરમાંજ હમો સઘળાંને રૂબરૂ વાતો થઇ. તે વેળા વાતો સાંભળી ડૅાકટર સૅાલોમન બોલ્યા કે "આ શત્રુની કરેલી ખોટી વાતો સાંભળવામાં ને નજરો નજર માણુસને જોવામાં અને વળી તે માણુસ સાથે સમાગમમાં આવેલાં માણુસોથી ખરી હકીકત સાંભળવામાં કેટલો બધો ફેર છે. ડોસી (ઉત્તમરાંમનાં ધણીયાણી) બરોબર છેડાઇ પડયાં. મેં સાંભળેલું કેટલું ગલત છે. એવું કરનાર શુ ભોગવશે?" વિગેરે.

મેં ત્યાંજ બધાંનાં દેખતાં ડૅાકટર સૅાલોમનને કહ્યું કે "જયારે એ આસામી હમારી પછવાડે સૌને સંભળાવે છે, લોકોને ઘેર ઘેર ફરીને બોલે છે તો એટલુંજ કરવું હતું કે અનજુમન મેળવીને હમોને પણ બોલાવતે ને બધું રજુ કરતે તો એનો અખંડ હીસ્ટરી બા પોકાર, પુર હીમત, અને ભર મીજલસ વચ્ચે કહેવાને હમો પણ સમર્થ અને પગભર હતાં. આ મુજબ લોકોને જુઠું ભરમાવે છે, તેથી હમોને અડચણ નથી, કરનારાંઓએ વિચારવાનું છે. કેમકે આંખ અને કાનની વચ્ચે બે આંગળનો ફરક છે. નજરે જોવામાં અને કાને સાંભળવામાં ઘણો ફરક છે. ઘરડાં વડાંઓ કહી ગયાં છે કે "વાત વાતનો પાયો ને કહેતા કરતાં સાભળનાર જોઇએ ડાહ્યો" ઘરનાં વડા સાથે એને ખટપટ હતી તેથી અદેખાઇની આગથી આ હુલડ કર્યું છે કે શત્રુને ઘેર એવાં ફરજંદ છે?" વિગેરે. બાદ કેટલીક વાત થયા પછીથી ડૅા. સોલોમન બોલ્યા કે, "ઠીક છે કંઈ નહી. મી. સોરાબજીની નોકરી માટે હું બંદોબસ્ત કરીશ." અને પછીથી તેમજ થયું. આર્યોદય મીલની નોકરી ગયા પછીથી બીજા ઠેકાણેની નોકરીઓ માટે પોતેજ ભલામણ કરીને નોકરી મોકલે અને કોઇપણ શત્રુના કહેવાથી ગેરસમજુતીની વાતો કરતાં હોય ત્યાં પોતેજ ખુલાસો કરે. હવે કેટલાકો વળી આ ગલત બાબત સમજી હીમાયતની સ્વારીએ બેસી તેની સાથે મળી મહાભારત કોશેષો ચાલુ રાખી, પણ તેમાં અંતે "ધર્મે જય અને પાપે ક્ષય." તે મુજબ તેઓનાજ હકમાં બન્યું.

૧૯૦૫ની સાલ સુધીમાં શત્રુએ જેયું કે ગમે એટલું હમોને દુ:ખ દેવા છતાં તે પોતેજ પકડાઇ જાય છે ત્યારે અમારા ઘરમાં અંદર અંદરમાં કુટુંબીઓમાં તકરાર ચાલુ કરવાની કોશીષ કરી કે જેથી કુટુંબમાં કુસંપ થાય તો તે બહાર બોલતો ફાવે. તે મુજબ કરતાં પણ તે પુરો ફાવ્યો નહી. પણ આ બધા કુથલા, મારી તબીયત પણ અહીં સારી નહી રહે, અને છેવટે હમારા ઘરમાં પણ વિચાર ફર્યો કે ઉત્તમરામે તો જાદુ શીખવ્યું વિગેરે.

જેથી હું કંટાળી. હવે અશો શક્તિને અરજ કરી કે આનો નીવેડો કરો. તેવણે નીવેડો કર્યો કે "તમારે મુંબાઇ રહેવું." વધુ સમજવાનું એ છે કે ૧૮૯૪ ની સાલથી હમો અમદાવાદમાં વસ્યાં પણ ત્યારથીજ મારાં માત-પિતાએ મુંબાઇમાં એક માસિક રૂ. ૧૦ના ભાડાનું મકાન રાખી ત્યાં અમારો સામાન રાખ્યો હતો. અને દરમાસે ભાડું અહીંથી મોકલતાં હતાં. જે વેળા હમો કોઇબી મુંબાઈ જઇએ તો અમે તે જગાએ ઉતરતાં અને આવીએ ત્યારે મકાન બંધ કરીને આવતાં. ૧૯૦૧માં ચોપડી ખોરદેહ અવસ્તાની કેતાબ નીકળ્યા પછીથી મારે અવારનવાર મુંબાઇ જવું આવવું પડતું તો હું ત્યાંજ રહેતી. મારો ખર્ચ મારાં માતપીતા મુંબાઇ મોકલતાં. તેઓ અશો શક્તિપર નચીંત રહેતાં. અને ત્યાં મારા આસપાસનાં તેમજ ઘરનાં બીજાં ભાડુનો પણ જ્યારે મારા બચપણમાં અમો મુબાઈ રહેતાં તે વખતનાં હોવાથી મને પણ અજાણું લાગતું નહીં અને મારા વસવાટ અને રીતભાતથી તેઓ પણ નાખુશ થતાં નહીં. પણ કોઈ કિંચીત નબળી સમજનું અને લોભી ઇનશાન હોય અને તેને આ પુંઠે પડેલા ઇનશાનો તરફથી જરને ભોગે મને સતાવવા ઉશ્કેરણી થાય તો કદાચ કોઇ વેળા તેવાં ઇનશાનો પોતાની રીતભાત કરે પણ અંતે પોતાનો વાંક કબુલી માફી માંગે. સબબ કે મારો જાતી સ્વભાવ એક માર્ગો અને જો કોઇબી ઇનિશાન પોતાની રીતભાત કરતું હોય તો તેના પર ધ્યાન નહો આપવું, પણ જો તે રીતભાત કરવા છતાં તેના પર કંઇ આફત હોય તો તુરત બનતી મેહેનતથી મદદ કરવી. એટલે સામું માણસ પોતેજ સમજે. આ કારણસર કેટલાક અભણો પોતાના મનની વલણને અનુસરતી અફવાઓ ઉરાડે છે. પણ હું એકલી મુબાઇ રહેવાથી મારી સાથે વસનારાંઓ એમજ કહેતાં કે "એવાં સલુકે ચાલે તો સુખી થાય. કાને સમજેલી જુઠી અફવાઓ કરતાં સાથેના વસવાટથી તો જુદુંજ જોઇએ છીએ, કે જાતે જીવે તસ્દી ભોગવી ધર્મની ચીવટ લાગણીએ દોરવાઇ પરસ્વાર્થે ખરી રોકથોક ચાલે વર્તવાનુ છે.' વિગેરે. મારા મુબાઇના એકલા વસવાટ દરમીઆનમાં પણ ચોક્કસ બંદગીઓ તથા અપવાસ વિગેરે ચાલુજ હતું. અને બંદગીમાં બળેલા સુખડની ખાકથી, અથવા બંદગી વેળા તેમાં હુકમ મુજબ મેલેલી ચીજોથી, કેટલાંક બીમારો સાજા થતાં અને ઘણી વેળા દાક્તરોએ જે દર્દીની આશા છોડેલી તેવા દર્દીઓને તે બંદગીની ચીજો આપતાં તેઓનો જીવ બચે તે પરથી કેટલાક ધર્મની બાબદમાં ડામાડોળ થયલાં ઇનિશાનોને ધર્મપર શ્રદ્ધા વધતી જતી. અને આવા દાખલાથી મને પણ ખુદરતપર વધુ અને વધુ મજબુત યકીન થતું. ગમે એટલી દુશ્મની મારા સામે થઇ પણ

તેઓને સામો જવાબ નહી વાલતાં, તેમજ તે માટે માતપીતા યા કોઇને પણુ નહી કહેતાં, ખુદરતની બત્તી આગળ તેની બંદગીમાં અરજ ગુજારૂં કે "માલેક દુનિયા તારી પોતાની છે. હું પોતે અને મારી પુંઠે પડનારાં ઇનશાનો પણુ તારીજ પેદાયશ છે, તો તું તે પુંઠે પડનારાઓને જરની નવાજેસ કર કે તેઓ પોતાના સુખમાં પડે તો જુઠ્ઠી નીંદા મુકે, તે છતાં જો તેઓની વલણુ ન સુધરે તો તું લાયકને લાયક દરજ્જો બક્ષીસ કર."

સુજ્ઞ વાંચનાર ! શું લખું ? દુ:ખ દેનાર ઇનશાનોને પોતાની મેળેજ ફેજે પુગેલા હુ જોવું, અને જો કોઇ વેલા તેઓને જરૂર પડે તો તેઓને બચાવવા મારાથી બનતી અદના કોશીશ કરતી. સગાં વહાલાં, માતપીતા, ભાઇઓ, બહેનો, જુદા હોયજ નહી. મતફેરી થાય અને વિચાર જુદા પડે એ જુદું કહેવાય. સમજુ ઇનશાનો હોય તો મતફેરી થતાં તેનો નીવેડો થાય, તેટલા માટે એકબીજાથી છુટાં પડે તેમાં કઇ સગપણુ જુદું થતું નથી. સમાધાની થતાં સૌ એકનાં એક છે. મતફેરી હોય તેટલામાં જો કોઇ ચાલુ જુની વાતો કાઢી ઉશ્કેરણી કર્યા કરે તો કુથલો લંબાણુ વધે, પણુ ખોટી વાતોને દાબી દઇ પોતાના ધંધામાં ધ્યાન લગાડી ચાલે અને કજીઆની સમાધાની કરે તો સઘળું શાંત થાય. વળી આ હમારી પુંઠ પકડનાર શત્રુ જાહેરમાં લોકો આગળ ખોરદેહ અવસ્તા કેતાબ માટે ખોટી અફવાઓ કરે છે કે ખોરદેહ અવસ્તા ચોપડીમાં મદદ આપી વિગેરે. ઉપલા દાખલાપરથી વાંચનાર જોઇ લેશે કે કેવી પ્રકારની મદદ અને કેવું ઉત્તેજન આપ્યું વિગેરે. ખોરદેહ અવસ્તા કેતાબ વખતે મારી તબીઅત બરોબર નહતી અને મને ઍપેનડીક્સ યાને આંતરડાનું દર્દ થયલું હોવાથી ઉપર જણાવી ગયા મુજબ જીવવાની આશા પણુ નહોતી, એવું બનેલું હતું. તે વખતે ઘરના સઘળા કામકાજ સાથે ખોરદેહ અવસ્તા કેતાબની આપ લે તથા નાણાની વ્યવસ્થા એ સઘળું મારાં માતાજી કરતાં હતાં. ગ્રાહકોએ ચોપડીઓ ખરીદી એ કામ તરફનું ઉત્તેજન મળ્યું તે ખરૂં છે. સિવાય એ શત્રુ અફવા ઉરાડે છે તે તદ્દન ગલત છે.

આ કેતાબમાં આ ખુલાસો આપવાની મારી સ્હેજબી મરજી નહોતી. પણુ ઘણે ઠેકાણેથી તેમ કહ્યું અને ઘેરે અવારનવાર કોઇ આવી વાતે બેસે તે સઘળાંઓ આગળ વાત કરવાના વખતની મને ફુરસદ પણુ નહી હોવાથી અને ભવીષ્યમાં ગેરસમજુતીના નીવેડા અર્થે કાયદાની સલાહ લઇ પછી જ આ વીતેલી બાબતોનો ટુંક સાર આપ્યો છે.

અત્રે કહેવાની જરૂર છે કે ઇ. સ. ૧૯૦૯ માં મારા પિતાજીને બીજા બે મિત્રો એવા મલ્યા કે જેથી ઘરમાં ગેરસમજુતીનો નીવેડો ભાગ્યેજ

થાય. આ કારણના અર્થે ૧૯૧૧ માં હમારા કુટુંબી ધી ઑનરએબલ સરદાર ખાનબહાદુર રૂસતમજી અને મીસીસ વકીલની સારી સલાહ અને સમજાવટથી તે ગેરસમજુતીનો પણ નીવેડો થયો. તે પછીથી એવણનાં (ખા. બા. રૂસ્તમજીનાં) એકેક પછી બન્ને બેટાઓની સખ્ત બીમારીના વખતે મીસીસ વકીલની લાગણી પોતાનાં બચ્ચાંઓ માટે ઘણી હતી કે તે બચ્ચાંઓની હયાતી સલામત રહે વિગેરે. તે વખતે મારી સાથે રૂબરૂ વાત થતાં ભણતરનો ઉપાય વિગેરે મેં બતાવ્યા. તેમજ જાતી ખંતથી હયાતી સાચવવાનું ભણતર વિગેરે મારે ત્યાં મેં પોતે કર્યું હતું. તે માટે પણ ધર્મની બાબતમાં અભણ, એવાં બીજાં ઇનશાનોએ કંઇ એક અફવા કરી મુકી. જે બાબતના ખુલાસા માટેજ મને અત્રે બે લાઇન લખવી પડી છે.

આજદીન સુધીમાં મારી પોતાની ઉમરના ત્રણ દાયકા આ દુનિયામાં વીતેલા છે. અને ખોરદેહ અવસ્તા છપાઇ ત્યારે ફક્ત બે દાયકા વીતેલા હતા. એવી તરૂણ ઉમરમાં એક નાજુક નારીજાતી પર શત્રુએ દુશ્મનાઇથી હરેક તરેહની વીટંબણાઓ ગુજારવાને કમર કસી, અને તેબી વલી પોતાને મરદમાં ખપાવીને. હશે, જેવી ખુદરતની મરજી. એ પણ એક સરજત હશે.

વળી મારી તરૂણ વયમાં ઉંઘ, ભુખ, અને સઘળું સુખ બધુ એક કોરાંણે મુકી દુ:ખ સહન કરીને ખુદરત ખુદરત ને ખુદરત એજ હૈયે લાગ્યું હતું, તેજ રસ્તો પકડયો. પણ ઉત્તમરામને ત્યાં જ્યોતીષનો અભ્યાસ કર્યો તે જાણે શત્રુઓને મનથી જાદુ શીખી, સબબ કે બીજી કોઇ પારસી બાઇ જ્યોતીષ શીખેલી નથી, અને અસલ નીરંગ તાવીજોવાળી ખોરદેહ અવસ્તા છપાવી તે મંત્ર તંત્ર છે એવું અદેખાંઓએ ઠોકી બેસાડયું છે. વળી ધંધાને અર્થે મારે મુંબાઇ એકલું જવું આવવું તથા રહેવું પડે તે માટે પણ અનેક ખોટી વાતોની લોકોમાં સમજાવટ કરી છે. હવે હું કહું છું કે આ અદેખાઓએ કહેલું જાદુ મેં મારી આખી કોમને શીખવવાની કોશીષ કરી છે, જે દરેક વાંચનાર આ પુસ્તકમાં જોઇ લેશે.

આવા પ્રસંગોને લીધે પુસ્તક છપાતાં ઘણો લાંબો વીલંબ થઇ ગયો છે. તે અરસામાં મેં એડવાન્સ ફી મોકલનારાં ગ્રાહકોને લખ્યું હતું કે તેઓની એડવાન્સ ફીનો રૂ. ૧) પાછો મોકલું. કેટલાંકોએ પાછો મંગાવી લીધો ને મોટે ભાગે ગ્રાહકોએ એમજ કહ્યું કે ચોપડી જ્યારે છપાવો ત્યારે વસુલ ગણજો. હમણાં જોઇતો નથી વિગેરે. હમણાં જ્યારે ચોપડી છપાવા માંડી ત્યારે સઘળાં આગલાં ગ્રાહકોને ખબર આપી હતી. તેમાં કેટલાંક ગ્રાહકોના કાર્ડ પાછા dead-letter મલ્યા છે. તેથી હું કહું છું કે

જે કોઇ ગ્રાહકોએ આગમચ નામ નોંધાવ્યું હોય અને તેઓને જો આ પુસ્તકની જાણ થાય તો જરૂર મારાપર પોતાનું સરનામું લખી મોકલવું. તેમને કીંમત રૂ. ૨ાા આ કેતાબના પડશે. અને પોસ્ટેજ જુદું આપવું પડશે. આ કેતાબના આગમચથી થયલાં ગ્રાહકોના નામનું લીસ્ટ મારી પાસે છે. તેમાં નામ સરખાવી જોઇ ચોપડી મજકુર કીંમતે મોકલવામાં આવશે. અખંડ દુનિયાની ઉત્પત્તિ માટે જે જાણવાનું અશો શક્તિ તરફથી મને મલ્યું તેનો ટુંક સાર નીચે મુજબ છે. ( કોઇ પુસ્તકમાં વાંચેલું અથવા કોઇનું કહેલું નથી. )

**અખંડ દુનિયાની ઉત્પત્તિનું ટુંક વર્ણન—અશો શક્તિ** તરફથી મળેલા જ્ઞાન મુજબ ટુંક સાર નીચે મુજબ છે. શરૂઆતમાં કંઇજ ઉત્પત્તિ નહી હતી. ફક્ત ખુશનુમા હવા હતી. આ હવામાં ચાર તત્વો હતાં. **હવા, આતશ, ખાક, અને પાણી.** આ તત્વોથી વાતાવરણ હવા બની. દેખાવમાં તે ધુમસ જેવી હતી. તે હવામાંથી જોશ ઉત્તર **પશ્ચિમે=વાવ્ય** ખુણે થયો. અને ખુદરતી રીતે મેથી જેવા બીજમાંથી આકડાનું ફુલ થયું. તે પાંચ પાંખડીનું હતું. તે ફુલની નલીમાંથી ( મધ્યમાંથી ) હવા થઇ. તેની બાજુમાં અનાર=દાડમનો રોપો થયો, અને તે પર દાડમ થયાં. હવે, આકડાનાં ફુલની નળીમાંથી હવા થઈ હતી તે ૧૨૧ ફીટના વિસ્તારમાં ગોળા માફક મજકુર હવાનો આકાર બન્યો, આમાંથી એક જમણા હાથના પંજા જેવા આકારનો સેતારો થઇ ઉત્તર દીશાએ હવામાં અધર રહ્યો. ( મહોમેદનો જેને પંજેતન કહે છે અને પંજા કાઢે છે તે એનો ભેદ છે. ) મજકુર ૧૨૧ ફીટનાં વાતાવરણના ગોળા નીચે ૧૯૮ ફીટ જેટલા ઉંડાણના વધીને પ્રમાણમાં હવા હેઠલ ગઇ. અને ત્યાર બાદ તે ૧૯૮ ફીટથી પણ ઉંડાણ ૨૫૧ ફીટના વિસ્તારમાં ઉંડી ઉતરી. યાને રફતે રફતે તે વધીને એકંદર રીતે તે હવા ૫૭૦ ફીટ જેટલી ઉંડી ઉતરતી ગઈ. મજકુર ૧૨૧ ફીટના વાતાવરણના ગોળા પર ધુંવો થઇને ૨૧ કલાકમાં એક ઇનશાનરૂપ શક્તિ નીકળી. તેની ઉંચાઇ પગથી માથા સુધી ૨૧ ફીટ હતી. તેનું તન નાન્યતર જાતીમાં હતું. દેખાવ સ્ત્રીનો હતો. રંગ રાખોડી હતો. તેને ત્રણ માથાં હતાં, અને તેને છ હાથ હતા તથા બે પગ હતા. આપણા અવસ્તામાં એને **અંગ્ર હવા** કહે છે, હીંદુઓ દત્તાત્રય તથા કલયુગ કહે છે. ત્રણ માથાના ત્રણ ભેદ હતા. વળી તે છ હાથમાં છ ચીજો પકડેલી હતી. એકમાં તુલસીનું ઝાડ હતું.

આ શક્તિમાં મજકુર સેતારામાંથી જીવ આવ્યો. પણ વાતાવરણના ધુંવાના સબબે આ શક્તિથી આગળ વધાયું નહીં. એમ ૨૭ દીવસ

થઇ ગયા પણ ધુંવો ને વમલ એમને એમ રહ્યો. મજકુર દાડમ ફુલ આ શક્તિનાં પોષણ અર્થે ઉત્પન્ન થયાં હતાં. વાવ્યખુણે આ મુજબ હાલ ચાલુ હતો અને આ હવાથી ૧૧ રાશીઓ ઉત્પન્ન થઈ. તેટલામાં પુર્વ ઉત્તરે=ઇશાનખુણે ખુદરતી હવા ઉત્પન્ન થઇ. જે હવા **સપેનત** કહેવાઇ. (હીંદુઓ તેને સત્યુગ કહે છે) એ પ્રકાશનો ઝરો છે. જેને **નીરંજન નીરાકાર** કહે છે. તેમાં શરૂઆતમાં પણ હવા પાણીનું વીરજ થયું. તેમાંથી હવા થઇ ગોળાબનું એક ફુલ ઉત્પન્ન થયું. જેની પાંત્રીઓ હીરા= Diamond જેવી ઝકલતી=Briliant હતી. તે ફુલની દાંડી પોગલ હોવાથી તેમાંથી ખુદરતી રીતે હવા નીકળતીજ ચાલી. તે હવા ઇશાનખુણેથી પશ્ચિમ દીશાએ જે રસ્તે ગઇ, તે રસ્તે ખુદરતી ગોફો થયો. હવે પશ્ચિમ દીશાએ હવા ૫૭ ફીટ ગોળ વિસ્તારમાં થઈ અને ખુદરતી રીતે ૧૨૫ ફીટ ઉંચાઇ થઈ. અને તેનો ખુદરતી પહાડ બન્યો. તે ઉપર એક મકાન પીળી માટીનુ ( સોના જેવું ) દેખાયું. તે મકાનમાં આદમરૂપ શક્તિ દેખાઈ. તેમાં જીવ ઈશાનખુણેની હવાનો અરશ રોસ્નીનો આવ્યો. એ શક્તિને આપણા અવસ્તામાં **દીનદાવર** ગણી છે. (જ્યોતિષમાં કન્યારાશી કહે છે) આ શક્તિના પોષણ અર્થે બાજુમાં એક અમરફળ=( આજના સફરચંદની જાતને મળતું ફળ ) નું ઝાડ ખુદરતી ઉત્પન્ન થયુ હતું. આ દીનદાવર શક્તિ નર, નારી અને નાન્યતર ત્રણ રૂપમેં ગણાય છે. ૧. દીનદાવર પોતે ધર્મ કહેવાય, અને અરશરોસ્ની નર ગણાય; તેથી એ નરજાતી છે. ૨. નારીરૂપ ઉપરનો દેખાવ અને ઉત્પત્તિનો ખુદરતી પોશાક હતો. તેથી નારીજાતી કહેવાય. ૩. તેનું તન=શરીર તે નહીં નર કે નહી નારી એમ નાન્યતર જાતીમાં હતું. ઉપલું ફળ ખાય તે આઠ દીવસ સુધી શરીરમાંજ પચે. મળમૂત્રની હાજતનું યા સંસારી તન નહી હતું. આ સબબે ત્રણનાં તરીકા પવિત્ર ગણાય છે. દીનદાવરનો પોશાક શુદ્ધ સફેદ હતો. અને એ હવાને પવિત્રાઇ ઘણી હતી. દીનદાવર શક્તિ ઉત્પન્ન થયાં તે ઉપર કહ્યું તેમ પહાડ સહીત એક સુંદર મકાન સાથે છે તેમાં હવાનાં સેતારાનો=અરશ રોસ્નીનો જીવ આવ્યો. અને તે પહાડ ખુદરતી આગળ વધ્યો. (આ બન્ને શક્તિઓ સપેનત અને અંગ્ર જોડીઆ એ મીનો છે) દીનદાવર પશ્ચિમથી નૈઋત્ય અને દક્ષીણે, અને ત્યાંથી અગ્નિખુણે અને પુર્વે, અને ત્યાંથી ઈશાનખુણે આવ્યાં. એમ ગોળ ફરતાં ફરતાં ૧૦૦૦ વરસ જેટલો સમય નીકળી ગયો. જે અરસામાં તે દીનદાવર પોતે પહાડ સહીત આગળ વધતાં અને ખુદરતી રીતે પહાડની બન્ને બાજુએથી જે પાણી છુટતાં તેના જમણી તરફના પાણી અને હવાથી ખુદરતી રીતે આસ-

માનનો બંધાર થતો ગયો. તથા ડાબી તરફનાં પાણીથી ખુદરતી દરીઆવ થતો ગયો. અને ખુદરતી રીતે જમીન બંધાતી ગઇ. અને આઠ થળ જમીન બાજુમાં બંધાતા ગયા. તેમાં ઞીલીઆન, હીરા, મોતી, લાલ માણેક, સફેદ માણેક, અસરફી, સોનું, રૂપુ વિગેરે ખુદરતી બંધાયા. દીનદાવર ઉત્તરે આવતાં સપેંત અને અંગ્ર બન્ને મીનો વચ્ચે ખુદરતી અથડામણ થતાં બન્ને દરીઆવમાં ગયા. ત્યાંથી લોખંડનો પહાડ તપીને જ્વાળામુખી બન્યો છે.

શરૂઆતથી આફતાબ (સૂર્ય) અને માહાતાબ (ચંદ્ર) વિગેરે ઉત્પન્ન થયા હતા નહી. પણ આ બન્ને મીનો વચ્ચે અથડામણ થતાં બન્ને શક્તિઓનાં જીવ અને તન દરીઆમાં ગયા પછી ત્યાંથી તે જીવોનું તારામંડલ થયું. અને અંગ્ર હવાની શક્તિમાંથી બુરો અંશ છુટો પડયો તે 'સેતાન' કહેવાયો. તે પછી દરીઆને કાંઠે કમળ ફુલનું ઝાડ થયું અને તેમાંથી ઇનિશાન રૂપે આફતાબ (સૂર્ય) અને માહાતાબ (ચંદ્ર)ની ઉત્પત્તિ થઈ. તેઓમાં પણ હવાઓનું તોફાન થતાં સૂર્યનું બસ્ત=bust રહ્યું અને ચંદ્રનું ધડ રહ્યું અને જીવનો તારો માથે આવ્યો. ત્યારબાદ દરીઆનાં પાણી ઉછાળો મારતાં હતાં તે દીવસથી દરીઆમાં ભરતી અને ઓટ થઇ. અને પાછા તે જીવોને વાસ્તે પાછાં ખુદરતી ઝાડ થયાં. અને તેમાં પંખી જેવાં કે પોપટ, કાકાકૌવા, કાગડા, વિગેર ઉત્પન્ન થયાં ને તેમાં બન્ને મીનોના તારામંડલના જીવો આવ્યા વિગેરે. ત્યાર પછી પાછી હસ્તી આગલ વધી. અને તે પછી મીનોઈ દુનિયા રચાઇ. ઉપલા લખાણ પરથી માલમ પડશે, કે શરૂઆતમાં ફુલ થતાં, તેમાંથી રાશીઓ ઉત્પન્ન થઇ અને તેઓના પોષણ અર્થે બાજુમાં ફુટનાં=ફળ ઝાડ ઉગતાં. જે ફળ કાચાં ખવાતાં. મીનોઇમાં પણ તેઓ ફલ ખાતાં હતાં.

મીનોઇ ભરાઇ જતાં જ્યારે ગેતી દુનિયા વસાવી ત્યારે ખુદરતી લીલાં શાક, ભાજી, તરકારી ઉગ્યાં. અને જે પ્રાણી ખોરાક છે તે દૈત્યો, રાક્ષસો વિગેરેની હવા અને રાશીઓ થઇ, તે જીવોને માટે પાછલથી થયું હતું.

હવે આસમાન પાણીનો ને હવાનો બંધાર છે. હવામાં ધાતુનો અંશ છે, તેથી આસમાન પોલાદ જેવો મજબુત છે. આસમાનની ઉપર કશું નથી. મીનોઇ દુનિયા છે તે પણ આ દુનિયાની માફક છે. અને જેમ એક શેહેરથી બીજે શેહેર જઇએ ને વચ્ચે પાણી હોય તો પુલ બાંધેલો હોય તેમ ગેતી અને મીનોઇ દુનિયા વચ્ચે ચીનવત પુલ છે. અને તે દુનિયા પણ આ દુનિયા માફકજ છે. હવે પછી મીનોઇમાં એવા જીવો પેદા થશે કે જેઓ મીનોઇથી શોધ કરતા ગેતીમાં આવશે અને ગેતી તેમજ મીનોઇ બન્ને દુનિયા એક થશે. જેમ અમેરીકા ખંડ કોલમ્બસે શોધ્યો તેમ તે પણ શોધ કોઇ જીવ કરશે.

સૂર્ય, ચંદ્ર, સેતારાઓ વિગેરે આસમાને લાગેલા નથી પણ સૌ પોતપોતાના ગજા માફક ઉંચાઇએ હવામાં ટકી રહેલા છે. ખુરશેદ ઉગે છે તેના પ્રકાશથી દુનિયાને અજવાળું છે, અને તે પ્રકાશથી તારાઓનું તેજ ઝાંખું થાય છે; જેથી તેઓ દીવસે જણાતા નથી.

આ બધું વર્ણન વિસ્તારથી લખતાં આ કેતાબ જેવાં ડઝન પુસ્તક થાય તેથી તેનો ટુંક સાર આપ્યો છે. મેં પોતે પણ ચઢતા દરજ્જાની બંદગીઓ શરૂઆતમાં વાંચ્યું તેમ "સ્મરણ" લેવા પછીથીજ "અખંડ દુનિયાની ઉત્પત્તિનું" અને મારા જીવનું પેણ જાણવું થયું. મારા જીવ માટે જ્યારે મને ભાન થયું, અને ખબર પડી, ત્યારે મને બહુજ વિચાર પુગ્યો કે જ્યારે જીવ એટલો માતબર ગણાય છે તો આ પ્રમાણે જન્મથીજ કેમ છે? વિગેરે. અશો શકિત તરફથી જે જીવ માટે જવાબ મલ્યો તે પરથી મને મજબુત શ્રદ્ધા થઇ કે પુનર્જન્મ છે. જ્યારથી મારા જીવની ઉત્પત્તિ થઇ, ત્યારથી અશો શકિતએ મારા કહેલા પુનર્જન્મોમાં ઘણા જન્મો થયલા જણાય છે. જીવ દરેક ધર્મોમાં જન્મે છે. પણ ખુદરતી જે ધર્મમાં જન્મ મલ્યો તે ધર્મપર હીમતથી શ્રદ્ધા રાખીને ઓસતવાર રહેવું જોઇએ. તે ધર્મ તજીને બીજા ધર્મમાં (ખુદરત વિરૂદ્ધ) પોતાની મેળે જવું તે અત્યંત ગુનાહ ભરેલું છે. એવું કરનાર આયંદે દુઃખી થાય છે. મારા પૂર્વ જન્મોમાં થોડાક જન્મ માટે મને યાદી છે અને તે દર્શાવવાનો અશો શકિતનો હુકમ હોવાથી અત્રે લખું છું. જરતોસ્તી ધર્મમાં ચાલુ જીંદગી છે અને બીજી આગલી જીંદગીઓ પણ ગઇ છે તેમાં આગલા દસ્તુરોની પણ જીંદગી થઇ છે. અને અશો જરતોસ્તની રૂબરૂમાં દીન કબુલ કરનાર ગુસ્તાસ્પની રાણી કેતાયુન પણ એજ જીવ છે. હીંદુ ધર્મમાં જન્મો, સીતા, દમયંતી, નરસીંહ મેહેતાની દીકરી કુંવરબાઇ (=જેને માટે ખુદરતી મામેરૂં આવ્યું હતું તે) તારામતી, સાવિત્રી (=જેને જમને અટકાવીને પોતાના ધણીને બચાવ્યો હતો.) ભક્ત પ્રહલાદજી વિગેરે બીજાં ઘણાંએક જન્મો છે. અને છેવટ અવતાર બારીસ્તર ચીઝલ એમ. ઍનસ્તી છે. અને તે પછી આ મારી ચાલુ જીંદગી છે. પહેલાં હું આ વાત પુનર્જન્મની કોઇના આગળ પણ કરતી નહોતી, કેમકે પુનર્જન્મની ઘણી મતફેરી છે અને લોકોની મતફેરીના લીધે મને પણ વખતે હેરાનગતીમાં આવવું પડે. પણ ખુદરતના જવાબ મુજબ તે ખાત્રીથી જાહેરમાં મુકુ છું.

મારો પોતાનો હેતુ હતો કે "અખંડ દુનિયાની ઉત્પત્તિ" એ નામની એક ચોપડી પ્રગટ કરવી અને અખંડ ઉત્પત્તિનો હેવાલ આપવો. પણ મેં સ્મરણ લીધા પછીથી મારો રીવાજ એ છે કે કંઇ પણ કામ કરવા પેહેલાં

ખુદરતનો જવાબ મેળવી પછીજ તે કામ કરવું, તે મુજબ મને જવાબ મળવાથી ૧૯૦૧ માં "મહજબે જરતોસ્ત" કેતાબનાં હેન્ડબીલ છપાવીને વેંહેંચ્યાં અને તેમાં અસલ બાબતો લઇ ઘટતે ઠેકાણે ઘટતા ખુલાસા આપ્યા છે જેથી ધારવા કરતાં આ કેતાબ કદમાં ડબલ થઇ છે. પણ કીંમત આગળ જણાવી ગયા મુજબ રાખી છે. ખુદાવંદ મદદગાર. દુનિઆ આબાદ.

મીસ દીનબાઈ સોરાબજી એન્જીનીયર.

---

**સુજ્ઞ વાંચનારને નમ્ર અરજ**—સમજુ વાંચક વર્ગને મારી નમ્ર અરજ એ છે કે આ કેતાબ સંબંધી કંઇ પણ પુછપરછ કરવી હોય તો મને કરવી, તે સિવાય મારાં માતપિતાને, પ્રેસને (છાપાખાનાને), અથવા બીજા કોઇને પણ તે સંબંધી પુછપરછ કરવી નહીં. આ પુસ્તકમાં જર, જોહેમત મારીજ છે તો તે માટે મનેજ પુછવું. જેઓના વાંચવામાં આ પુસ્તક આવ્યું હોય તેઓએ સ્નેહી મિત્રોને તેમજ બીજાં જરતોસ્તી ભાઇ બહેનોને ભલામણ કરવી. આ કેતાબ છપાવા ધારેલી તે કરતાં કદમાં ડબલ થઇ છે, છતાં કીંમત તેની તેજ રાખી છે કે જેથી દરેક ઇનશાનોને ખરીદવા બને.

મીસ. દી. સો. એ.

---

**ગ્રાહકોને ચેતવણી**—ગ્રાહકોએ પોતાનાં સરનામાં ખુલ્લાં લખવાં. ઘણી વખતે એવો દાખલો બને છે કે એક વખત જો એક ગ્રાહકે ચોપડી મંગાવી હોય તો બીજી વેળા ઑરડર મોકલે ત્યારે સરનામું પુરૂં નહી લખતાં હોવાથી ચોપડી મોકલતાં ઢીલ થાય છે. માટે દર વખતે પોતાનું સરનામું ખુલ્લું લખવું. તેમજ પોતાને જોઇતા ખુલાસા માટે વળતા જવાબની ટીકીટ મોકલવી.

મીસ દી. સો. એ.

---

**નાહક સતાવનારાંને અગત્યની ખબર**—આ લખવાથી ખબર આપું છું કે આ પુસ્તક સંબંધી કંઇ પણ ખોટી અફવા, જાહેરમાં છાપાછાપી કરવી યા કરાવવી, તથા અદેખાઇથી હેરાનગતીમાં લાવવાની કંઇ પણ યુક્તિ કરનારાંઓને ઘણીજ દીલગીરી સાથે તેઓને હું વકીલને સોંપી આપીશ, જેથી કાયદો તેઓને શીખવશે કે દુનિયામાં કેમ વર્તવું? ઘટતાં પગલાં લેવા બાદ માફીપત્ર વિગેરે બતાવશે તે રૂઢી ચાલશે નહી. માટે આ દીલગીરી ભરેલી ફરજ મારે આપવાથી તેઓએ અલગ રહેવું.

મીસ દીનબાઇ સોરાબજી એન્જીનીયર.

લખી આજે તા. ૨૯ મી જાન્યુઆરી સને ૧૯૧૪.

# પાક મહજબે જરતોશત
## વ
# હાલતે જરતોશતીઆંને ઈ જમાન.

## ખુદાની તારીફમાં.

અએ સર્વ શક્તિવાંન સાહેબ ધણી, તું શહેનશાહથી જેહાંન અને કુદરત બની;
કંઈ કેવી કળાથી તેં દુનિયા સરજી, જેની જાણ જગતમાં ન હશે હજી.
પવિત્ર ને પ્યારા જગ પાલનહાર, સર્વ પેદાયસનો પેદા કરનાર;
આ ચોમેર આસમાનનો અજબ ચમત્કાર, સુર્યે ચંદ્રનાં ચમત્કારી ચીતાર.
તેમનાં બળ અને વેગલાપણાંનો વિચાર, દેખાડે તારૂં ડહાપણ અને દોલત અપાર;
આ ગૃહની ગતી ગણીતની ગંત્રી, તેથી થતી ગરમી ને થથરતી ઠંડી.
કુદરતે રાખેલા રાત્રીના રખેવાલ, જલકતા માહાતાબની ચુપકીદી ચાલ;
થી દેખાતા દરરોજનાં અનેક દેખાવ, ચંદ્ર સૂર્યનાં શોભીતા શોભાવ.
ચંદ્ર, સૂર્ય-ગૃહણ અને ગગનનું જ્ઞાન, બાતેન બારીક બેરંગ તારાઓનું બ્યાંન;
ઉપરથી ઇનશાંનને આવે એ ધ્યાંન, તું કારીગર ખરો સર્વ શક્તિવાંન.
તારામંડલ રાશીચક્ર રૂતુ અને રાત, પછી આવે સુંદર પ્રકાશીત પ્રભાત;
ત્યારે પેહેરે સૃષ્ટી પોતાનો પોસાક, સૂર્યનાં કીરણો પ્રતાપી ને પાક.
જલકતા સૂર્યનાં પ્રકાસીત કીરણ, દેખાડે તું કીરતારનું ખરૂ વર્ણન;
ઇત્યાદિક વિગેરે એ વાસ્તવીક વાત, દેખાડે તું મહાજ્ઞાનની જેહેમત અપાર.
દર્યામાં થતી ભરતી અને ઓટ, માટે નૌકા શાસ્ત્રીઓની નોંધેલી નોંધ;
ઉપરથી માનવીઓને આવે એ બોધ, કે કર્યે તું મહાજ્ઞાનનાં નામ કામની સોધ.
અજબ તારી આ બધી મુલ્યવાંન કિર્તી, બેહદ તારો ઉપકાર અને અપાર ગતી;
તારો ભેદ જાણવાનો રાખે જે સોખ, તેજ કરે તારાં નામ કાંમની સોધ.
સુખ સર્વ તજીને રાખે તુંજ યાદ, પ્રાર્થના તારી કરવામાં માને ખુદ શાદ;
તેજ કરે તારાં નામ કામની સોધ, તું વિના છે સઘળું અપત ને ઠોઠ.
બદગુમાની નહી બુઝે તારી કદર, લોભ ખાતર કરે જંજાળી સફર;
અએ શેહેનશાહઓનાં શેહેનશાહ અને દુન્યાનાં પેદર, સાચો તું જગવાલી
ખરો રાહબર.
તારી ગેબી કરાંમતની અજબ ગતી, તારો કોઇ બીજો હયાં જોડયો નથી;
અપાર તારી સર્વ અમૂલ્ય કીર્તિ, સંક્ષેપમાં કહે કર્ત્તા દી. ઍસ. દી. ઈ.

**મીસ દીનબાઇ સોરાબજી એનજીનયર.**

## પેગાંમબર જરતોશતની યાદમાં.

હૈયામાં યાદ કર્યે જરાતુશનું નામ, કબુલ કર્યે તેનાં પવીત્ર કલાંમ.
પેગમ્બર જરાતુશ છે પાકજાદ, કર્યે નાંમ તેનું હરદમ યાદ.
દુવા તેનાં રૂહપર હજારો હજાર, પગંબર તુંથી થયું દીનનું બજાર.
તું બાપદાદેથી ઉચી બુનીયાદ, શાહ ફેદુન, જમશેદથી તારી ઓલાદ.
અરશ રોશ્તીનો સોબતી તું ખરો નબી, અવસતા કલાંમોમાં પુરો કાંમીલ.
પૃથ્વીનાં ગુરૂ તે તારા ચેલા, તું મહાંન દર્યાવને સૌ તે રેલા.
બંદગી સેતાએશ કર્યે હરરોજ, તેથીજ મળશે હયાં ખુદાઇ મોજ.
બંદગીથીજ બક્ષેશ અને તેથીજ સૌકાર, તેથીજ મળશે હયાં ફતેહથી રોજગાર.

## જીવને નસીઅત.

હમેશાં બંદા તું રાખજે સલુક, સરદારી ભોગવ તુંને મળ્યું મલુક;
વખત મળ્યો તેનો ફાયદો ચાખ, લગાડ ચીત કે પેદાનો કરનાર છે પાક.
તેનાં બાગનાં અકલનાં ફુલને સુંગ, અવસર મળેલામાં નાં કાઢ ઉંગ;
મક્કર ચાલાથી હમેશ રહે દુર, આલસાઇથી સૌ ચીજને નાં કર ધુલ.
બદ વમાસણુથી દુર રાખ તારૂં મન, સારૂં ત્યારેજ હોય એ સ્યાનાં સજ્જન;
પસ્તાવું નહી પડે એ દીલમાં યાદ રાખ, કે તેથીજ તું હમેશાં રહેશે બીદાર.
દમામથી નાં ગણુ કોઇને તુચ્છ, મગરૂરીથી હરદમ નાં મરદનો મુચ્છ;
નકલીદી ઇમારતપર નાં કર નાજ, ધકેલા ખાવાનો તે છે ઇલાજ.
હરદમ તું સચ્ચાઇને સાચી ગણુ, સબુરીનાં સાલ્લાથી તું ડાહ્યો બન;
અનુભવી નજરે દુન્યા તું જો, બદ અંદેશા ને કુઠલામાં વખત ના ખોહ.
કબુલ રાખ ખુદાનો ખુદાઈ પેંગાંમ, આહેબત તે માલેક થશે મેહેરબાંન;
થા હમેશ તે માલેકનો ફરમા બરદાર, નેક નામદારી મેળવી થા સદા યાદગાર.
ખુદરત માબાપ સૌથી મોટાં બળવાંન, તે વીના ઇનિશાંન છે સદા હેરાંન;
માટે તું બંદગી કર એખ્તયાર, ગુરૂરીથી થા તું એકદમ બીદાર.
બંદગીથી રોશનકર જીવની ચેરાગ, કે લોભ અને લાલચ થશે આખર ખાક.
યાદ રાખ દાનાંવી નસીઅત તમાંમ, યાદ કરજે જીગરથી કીરતારનું નામ.
સદા તે મહાજ્ઞાની છે મુરબ્બી મેહેરબાંન, શરૂ કરજે ખુબીનાં કાંમ અને થાંમ.

**દી. સો. એ.**

---

## ખુદરતની યાદ.

સુક તારી બક્ષેશનાં હજારો હજાર અએ મહાંન મુરંબી, તારી તમામ પેદાયસોપર તું સુખી રાજઅમલ ભોગવ, અય કીરતાર, તારા નામની મદદથી સર્વે ચીજ ફતેહમંદ છે, તો એ બોલ સાદી જુબાનમાં ખરાં જીગરે સર નમાવી તુંજ યાદ હૈડે ધરી આગળ વધું છું, તારી સર્વે પેદાયદસમાં, તારી શ્રેષ્ઠ હવાનો હું એક અદનાં બંદો, તારા પેદા કરેલા સર્વે આદમજાત નજદીક આ એક અસલ ગ્રંથ પુરતા ખુલાસા સાથે રજુ કરૂં, તેમાં તું મદદગાર થઈ પાર ઉતારજે. ને ખુશાલી સાથે ફતેહ આપજે. આસપાસની ગમે એટલી મુસ્કેલીઓ છતાં આ નાહનો ગ્રંથ પ્રજા સનમુખ અજવાળું જોવા પામે એ સર્વે તારી કમાલ કારીગરી છે અને તું કીરતારની ખુબી છે, નેક મનશનીથી તારી યાદ હૈડે રાખી એકમાર્ગી જીંદગી ગુજારનારને તેના ગમે એવા કત્તા હરીફોથી બચાવવા તું મદદ પુગાડે છે એજ તું સત્ય છે.

---

## વાંચનારને થોડાક ખુલાસો.

અય દાંનાવ ઈનિશાંન, આપ જો ખુદરતી વીદ્યા જાણુવાને શોખીન હોવ, અને તેથી અજ્ઞાન હોવ, પરંતુ પ્યારા પેદા કરનારની માહાભારત કારકીર્દી જાણુવા માટે કોષીશ કરો તો શરૂઆતમાં સમજણુ થકી આ નાહનો અને પવિત્ર અસલ ગ્રંથ આપ સનમુખ મારી તરફના થોડાક ખુલાશા અને નોટ સહીત રજુ કરૂં છું. જે સંપૂર્ણું નહી અને ઘટતું જાણુવાનું તેમજ કોમનાં ધાર્મીક રીત રેવાજથી વાકેફ થવાનું આ વાંચણુથી મળશે. તેમજ આ સૃષ્ટીની ઉત્પન્તી વિષે, વળી ખુદરત, ફીરેસ્તાઓ, અમેશાસપંદો, તેઓની સેફત, કામ, વિગેરે બાબદો અસલ હાથથી લખાયલી જામાસ્પીમાંથી તેમજ વાંચણુનાં અભ્યાસ ઉપરાંત નેક જ્ઞાનીઓની નશિઅતભરી જ્ઞાની વાતચીતથી જે મારા શિખવામાં આવ્યું છે તે, અને મારી કોષીશમાં જે મેં અનુભવેલું છે તે, સઘળું ખુલાશાવાર પ્રસંગોપાત દર્શાવેલું છે. આ પ્રમાણેનાં એક સામટા સંગ્રહનાં નાહનાં અને હમેશનાં ઉપયોગમાં આવે એવા ગ્રંથની મને જરૂર જણાઇ અને લાંબો વખતથી તે ગ્રંથ બાહાર પાડવાની મારી મરજી હતી, પણુ આસપાસની અનેક મુસ્કેલીઓના સબબે ધાર્યા મુજબ તે પ્રગટ થઇ શકયું નહીં. જે હાલ રજુ કરૂં છું.

આ ક્ષણુભંગુર દુનિઆની નાપાયદાર મોજમજાહમાં આખો જન્મારો ગુમાવી દેવા કરતાં ખુદાશનાસીનાં સત્ય જ્ઞાનનો અભ્યાસ કરવામાં ફુરસદનો

વખત ગાળવાની ટેવ કોમનાં બાનુઓ અહસ્થો પારે, તો ખચીત સુખી અને સંતોષી હાલત અને પવિત્ર કીર્તિ આપણો ટોળો મેળવી શકે, અને હાલનાં પારસી સંસારમાં જે નાસવંત સડાઓ પેવશ થઈ છુપી અને જાહેર ખરાબીઓ નીપજાવી રહ્યા છે તે નાબુદ થાય. ખુદાઇ બાબતોનું ગ્નાન જેમ એક શ્રીમંતને સાલેસાઈ, નમ્રતા અને ખરી પરમાર્થી જીંદગી ગુજારવાને શીખવે છે, અને પોતાને મળેલી સુખી હાલતનો ભલો ઉપયોગ કરવાનું શીખવી આ અસાર સંસારની ઠગારી મોહનીના ફાંદામાંથી સદા બચાવેલો રાખે છે, તેમજ ગ્નાનઅમૃત એક ગરીબમાં ગરીબને પણ ભરપૂર સંતોષ અને અજબ શેહેજત સાથે મીનોઇ શક્તિઓમાં મહા બલવાન કરી કોઇનીબી મોહોતાજ-મંદી વગરની આનંદ જીંદગી ગુજારતાં શીખવી આ જન્મ સફળ કરવાને સામર્થવાન કરી દુઃખનો સાગર તરાવી દે છે, આ સંસાર એક સાગર અને ઇનશાંન એક નાવ છે. જેમ ભરદર્યે એક નાહની નાવ ( હોડી ) નીભી શકે નહી તેમ નીતિ, સભ્યતા, બંદગી, તેમજ વેહેવારૂ અનુભવ, અને પવિત્રાઈ વગર ઇનશાંન આ સંસારમાં આગળ વધે નહી, પવિત્રાઈ તનની, મનની, અને ઘેરની છે.

ઘેરની પવિત્રાઇ તે ઘેર સાફસુફ રાખવાથી ગલીચી દુર થઇ હવા સ્વચ્છ રહે છે અને તબીઅતને ફાયદો છે.

તનની પવિત્રાઇ ગોસલ કરી ( નાહી ) સ્વચ્છ કપડાં પેહેરી સુઘડાઇ સફાઇથી રેહેવાની છે.

જ્યારે મનની પવિત્રાઈ વડે અંતરધ્યાન ખુદરતનું ધરીને તેનાં નિયમ પાળી ચાલવાથી, તેમજ ખુદરતનાં કાનુન સમજી, તે માલેકની બંદગી કરવાથી ભવસાગર તરી શકાય છે, તેમજ સામાનું મન હરણ થાય છે. અને કીર્તિ તેમજ યસ મલે છે. જે બાબદોમાં મુખ્યતત્વે સચ્ચાઇ સાથી જોઇએ, પરસ્વાર્થી જીવ, નેક ચાલવું, અદેખાઈ છોડવી, રાસ્તી બોલવું, પરકહેણે લાગી પરબુદ્ધિએ કોઇ પણ ઇનશાંનને નાહક પજવવું નહિ, તેમજ ખાલી ઠઠ્ઠાબાજીથી દુર રહેવું, [1]વડીલનું તેમજ સામાનું માન સાચવી ચાલવું, પ્રસંગ પડતું

---

૧ ઘણીખરી વખતે જુદોજ દેખાવ બને છે. જ્યાં સુધી સંપુર્ણ કેળવણીથી સર્વ પ્રજા પુરૂં જ્ઞાન મેળવે નહી, અને એક ભણેલું ઇનશાંન નિયમ પાળે તેમાં બીજું અભણ અજ્ઞાન હોય તે નાહક સતાવવું ચાલુ રાખે જેથી આ નિયમમાં ખલલ થાય છે, કારણ કોઈ વડીલ અનઘડ જાપતો કરે અને તેને ત્યાં ઉછરતાંઓ આ નિયમ પાળવા જતાં બહુ વિપતી થાય છે. એટલે વડીલનો અભણ જાપતો તે નાંહનાંને સામુ બોલતાં શીખવે છે.

અને વખતને અનુસરતું બોલવું, નીતિ મર્યાદા સાચવવી, ખાવા પીવાની પરહેજગારી વિગેરે. બીજી ઘણીએક બાબદો નિયમીત પાળવાની છે. જે ખુદરતનાં ઉંડાણુ ભેદોનો અભ્યાસ કરનારને તે મદદગાર છે. આ ચાલુ વખતના જમાનામાં ઉપર મુજબના નિયમો પાળવા એ સહેલી વાત નથી. તે માટે ઘણું સોસવું પડે છે અને સહનશક્તિ પુરી જોઇએ, તેમજ વિચારશક્તિ અને મનનાં હવશપર કાબુ હોય નહી તો આ નિયમ પળાતા નથી. અને જો પાળે તો હેરાનગતી ભોગવવી પડતી હોવાથી મુકી દેવાય છે. પણ ધીરજથી ટેવ રાખ્યાથી સીદ્ધ થાય છે. આ ચાલુ જમાનાના રંગ એવા છે કે પારસી ટોળાનો મોટો ભાગ અક્કડ બની ખાલી દેખાદેખીનો "યુરોપીયન સીસતમ" અને ફેશનએબલ સુધારો બતાવી કેટલીક ન સહન થઈ શકે તેવી બદીના ઉંડાગારમાં ગુટેલો છે, જ્યારે એવો ફેસન ટોલો, ધાર્મીક લાગણી ધરાવનારને વહેમી ગણે છે, કમ્મરે બાંધેલી કુસ્તીને કુવામાંથી પાણી કાઢવાનાં દોરડાંની ઉપમા આપે છે, પવિત્ર ભણુતરોને મંત્રતંત્ર ગણે છે, જ્યારે તેઓનાંજ કુટુંબીઓ અથવા અનલગનાંઓ અને કોઇ વેળા તો એ કહેવાતા દેખાદેખીનાં સુધારાવાળાઓ વટીક ખરી દેહદેહેડાંની વહેમી બાબદોમાં ઉતરે છે. અને ઉપર ઉપરથી ફેસનએબલ સુધારો બતાવે છે. ત્યારે જે ઇનશાંન પોતાના સ્વધર્મ મુજબ પોતાના પેદા કરનારને પીછાણે નહી, દીન દુન્યા નહી ગણે, ખરા રાહને ધીક્કારે, ત્યારે સાધારણ, મનશક્તિનો વિચાર છે કે આ સુધારાવાળાઓનો વિશવાસ કેટલો? તેઓ પોતે પવિત્ર ભણુતરોને વેહેમ ગણીને ધર્મી વીદવાનોમાં પોતાનું માન પોતાને હાથે ગુમાવે છે. આ બાબદપર ઘણું લખાયું બોલાયું અને વીવેચન થઈ ગયલું છે, પરંતુ આ કેતાબના બાબમાં એ બોલ અનુસરતું લખાણ હોવાથી મેં ટુંક વિવેચન કર્યું છે. દરેક ઇનિશાંનને નીતિ, નમનતાઈ બંદગી એ સાચ્ચો સાથી છે. જે એક રક્ષક છે અને બંદગીના તરીકાએ ચાલનારને અત્યંત ફાયદો છે.

---

## કેતાબ પ્રગટ થવાની ઢીલ માટે કારણ:—

આ કેતાબ માટે મારે ખુલાસાવાર કહેવું જોઇએ, કે ઇસિવીસનની ચાલુ આ ૧૯ મી સદીના ૧૯૦૧ ના સાલમાં આ કેતાબ પ્રગટ થનાર હતી, અને તેની જાહેર ખબરનાં હેન્ડબીલ તા. ૨૧ મી જુલાઈ ૧૯૦૧ ના દીવસે 'જામે જમશેદ' પત્ર સાથે વહેંચાયાં હતાં. અને તે પછીના અઠવાડીઆમાં 'કયસરે હીન્દ' પત્ર સાથે વહેંચવામાં આવ્યાં હતાં. તે બે કેતાબોનાં નામ.

**૧. તમામ પાક ખોરદેહ અવસતાએ શેહેનશાહી બા એજમતી નીરંગ.**

**૨. પાક મહજબે જરતોશત વ હાલતે જરતોસ્તીઆંને ઈં .જમાંન.**

છપલી બે કેતાબોમાંની પહેલી કેતાબ " તમામ પાક ખોરદેહ અવસતાએ શેહેનશાહી બા એજમતી નીરંગ." ઑગષ્ટ ૧૯૦૨ માં પ્રગટ થઇ હતી અને તેજ વર્ષમાં આ બીજી કેતાબ " પાક મહજબે જરતોસ્ત વ હાલતે .જરતોસ્તીઆંને ઈં .જમાન " પ્રગટ થશે એવી સામગ્રી રાખી હતી અને આશા હતી કે એ કેતાબ પણ આ ચાલુ ૧૯૦૨ માંજ પ્રગટ થશે, પણ પહેલાંથી મારી પોતાની સખત માંદગી થઇ, અને તે પછી આસપાસની મુસ્કેલી દીનપરદીન વધતીજ ગઈ. ઇ સ. ૧૯૦૩ ના જુન માસમાં ત્યાંની જરતોસ્તી કોમના એક કદરદાન ગૃહસ્થ તરફથી હમારા કુટુંબપર જે જુલ્મ ગુજારવામાં આવ્યો અને 'ચોર કોટવાળને દંડે' તે મુજબ અમદાવાદની પ્રજાને નાહક ભંભેરી ઉસ્કેરી માર્યો. તેજ વખતમાં તેમના ગોઠીઆઓ સુદ્ધાંને માટે ઘટતાં પગલાં લેવાનો હમારો હેતુ હતો, પણ અહીંના ચોક્કસ ગૃહસ્થો તરફથી અમોને આગ્રહ થયો કે " નક્કામી તકરાર વધારવાથી શું ફાકદો છે? સૌને સૌ ઓળખે છે તમો ૧૮૯૨ ની સાલથી અમદાવાદમાં વસો છો તો આજે ૧૯૦૩ માં તમોને લગભગ બાર વર્ષ થવા આવ્યાં છે તે સમયમાં સૌ એક–બીજાને પીછાણે છે, અને આ તમો લોકપર જુઠો જુલમ થયો છે, વળી સામાવાળાને પણ તમારી માફક લાગ્યું છે કે આ શું થયું છે? આ કાવત્રું કરનાર કોઈ કરીને હટી ગયું છે ને નાહક તમો લોક આમનસામન થાવો તેમાં સારૂં નહી, માંડીવાળો" વિગેરે. તે મુજબ હમો મુગાં બેઠાં. પણ સાંમી પક્ષ તરફથી જરને ભોગે લોકોને ઉસ્કેરવાનું ચાલુ રહ્યું. હદબહાર ઉસ્કેરણી થયાથી તેમજ પૈસા અને હયાતી બાબદમાં સર્વની જાણ થયાથી સમજુ ઇનશાંનો પોતેજ સમજ્યાં કે આ હમારીપર અદેખાઈનાં બલત્રાં છે. તે બાબદને આજે લગભગ એક દાયકો વીતવા આવ્યો પણ સાંમી પક્ષથી લોકોમાં ખોટી સમજાવતો તેમજ ફટવા આપવાનાં ચાલુજ છે. એક માર્ગી જીંદગી ગુજારનારને જરના ભોગે નાહક સતાવવું તે કરતાં કોઈ લાચારને આસરો આપી જરનો ભોગ કરે તે બેહેતર છે. ખુદરત સૌને નેક અક્કલ બક્ષી સતમાર્ગે બતાવે, અને કુસંપ મટે. આ ટુંક ખુલાસા થકી નાહક નવો ફટવો ઉત્પન્ન નહી કરતાં ખુદરતની યાદ હૈડે રાખી અવસતાનાં ફરમાન મુજબ નાહક પજવવાનું મોકુફ થાય તો તેઓનેજ ફાયદો છે.

છે. ખુદરતના ઇન્સાફી ત્રાજુંમાં સચ્ચાઈનું પલ્લું નમે છે. કોઇ પણ ઇનશાંન નાહક કોઇને અદેખાઇથી પજવે, તેનું ફલ તે પરમકૃપાળુ તરફથી તેને મલશેજ.

આ કેતાબ પ્રગટ થતાં આસપાસની અનેક મુસ્કેલીઓના સબબે લાંબો વખત કામ પડી રહ્યું. પણ તે છતાં આ એક અસલ ગ્રંથ તેના ખુલાશા વધારા સાથે સામતા સંગ્રહમાં રજુ થયો એ પણ તે કીરતારની મહેરબાની અને ખુબી છે. આટલા વખતે પ્રગટ થયાથી કેટલીક બાબદો સંપુર્ણ આપી છે અને અસલ છપાવા ધારેલી બાબદો કરતાં ઘણો વધારો કર્યો છે જેથી વાંચનાર, ખરીદનારને વધારે ઉપયોગી થઈ પડશે એવી ધારણા છે. આટલું છતાં હેન્ડબીલમાં દરશાવ્યા મુજબજ એની કીંમત રૂ. ૩ રાખી છે. હું ધારૂંચ કે માહારાં મહેરબાન ગ્રાહકોને વધુ પસંદ પડતું થઈ પડશે. કેટલાંક ગ્રાહકો તરફથી ફરમાશ થઇ હતી કે "બાહારનાં પુંઠાંની સોનેરી ગીલીટની શોભા કરતાં અંદરના ભાગમાં લખાણ નવું વધારે આપો તો સારૂં." તે મુજબ આ કેતાબમાં વધારાનું લખાણ પાછળથી ઉમેર્યું છે. તેમાં "ખ્યાબનામુ, ફાલનામુ, નજુમનામુ, જાનવરોની ભાષાપરથી 'સારા—માઠા સુકન જોતીષની બાબદ" વિગેરે બાબદો પાછળથી ઉમેરેલી અને તે માટે આ કેતાબનાં પાછલા ભાગમાં ખુલ્લું દર્શાવેલું છે કે "અસલ હેન્ડબીલમાં દરશાવ્યા કરતાં વધારેલી બાબદો" જે જોવાથી ગ્રાહકોને માલમ પડસે. આ મુજબ કેતાબમાં વધારો કર્યો છે. વળી કેટલાક ગ્રાહકો આગળથી ૧૯૦૧ ના સાલમાં ગ્રાહક થયેલાં ત્યારે રૂ. ૩ ) આ કેતાબની કીંમત રાખી હતી, જે પછીથી ઘટાડીને રૂ. ૧ ) ઓછો કર્યો હતો પણ સને ૧૯૦૨ માં ઘણાક ગ્રાહકો તરફથી એલતેમાસ થઇ કે, નહીં પ્રગટ થયેલી બીજી બાબદોનો સમાવેશ કરો ને અસલ કીંમત મુજબ પહેલાંના ગ્રાહક પાસેથી રૂ. ૨॥) પછીથી રૂ. ૩) રાખજો તે મુજબ કરતાં લગભગ વધારે કદની થઇ છે. (બમણાં પ્રમાણમાં કહીએ તો ચાલે) આ પ્રમાણે કારણ બનવાથી હેન્ડબીલમાં જણાવ્યા મુજબ ફુલગીલીટ કરાવવાનું માંડી વાળ્યું છે તેમજ અસલ કીંમત મુજબજ ભાવ રાખી મજકુર નવી બાબદો આમેજ કરી છે જે પાછલા ભાગમાં વાંચનાર જોશે. અસલ કીંમત રાખીને તેમજ પેજ ગીલ્ટીંગ માંડીવાળીને સાદી મજબુત બાંધની કરાવી છે અને ગીલીટનો ખર્ચ તે આ વધારાની બાબદો છપાવવા ઉમેરવામાં વાપર્યો છે. જે મારાં ગ્રાહકોને વધુ પસંદ પડતું થઈ પડશે. અને બાખુશીથી ઉપયોગમાં દરેક જરતોસ્તી લેશે તો આ ગ્રંથ પાછળ લીધેલી મહેનતનો બદલો મળેલો જાણીશ.

પ્રગટ કર્તા.

## ગૌહરે અવસ્તા.

**નમો[1] વે[2] ખુદ[3] ખુદરત[4] અંશોનીશ[5]**

**અર્થ—અએ પવિત્ર[5] ખુદ[3] ખુદરત[4] તમોને[2] નમાજ.[1]**

ગાથા અહનવદ યજશને હા. ૨૮ મો.

નમનતાઇથી હાથ ઉંચા કરીને સૌથી પેહેલાં અનદીઠ (તથા) આબાદી કરનાર હોરમજદનાં તમામ રાસ્તી ભરેલાં કામોને (તથા) ભલાં મનની અક્કલને આએ ખુશાલીમાં હું માગું છું, જેથી કરીને દુન્યાનાં આત્મા (અથવા જોહર) ને હું ખુશાલ કરૂં. યજશને હા. ૨૮ મો, ફકરો ૧ લો.

ઓ મહાગ્નાની સાહેબ ભલાં મનની મારફતે તને પુરતી રીતે હું પીછાનું. (આય) (જે) હાડમંદ તથા પેલી જે મીનો એ બેહુ દુન્યાના ફાયદા (જે) રાસ્તીથી (છે). (યાને રાસ્તીથી મેળવી શકાય છે) તે મને તું આપ, જે (ફાયદાઓ) ની મારફતે ખુશાલી આપનારૂ સુખ હાંસલ થાય.

યજશને હા ૨૮ મો, ફકરો ૨ જો.

જેની પૂર્વે બીજો કોઈ નહી એવા ખુદરતને તથા અષ અષ (રાસ્તી) અને વોહુમનો (ભલુ મન) તમુને હું કીર્તિનાં ગાયન ગાઉં, જેઓથી આબાદી આપનારી સંપૂર્ણ મનશની તથા હમેશની દોલત (યાને બેહેસ્તનું સુખ) (મલે છે) મારી ખુશાલીને માટે (મારી) આરાધનાઓ તરફ તમે આવો. ઉપલોજ હા. ફકરો ૩ જો.

ઓ રાસ્ત! ભણેલો થઇને તુને, તથા વોહુમનો (ભલા વિચાર) ને, તથા ઘણોજ ફાયદો કરનાર (તું) હોરમજદને માટેનાં મુકામને (તથા) (તારો પેંગામ લાવનાર સરોશ યજદને (હું) કયારે જોવશ. આએ (તારા) માથ્રની મારફતે (હમારી) જબાન (નીફસાહત) થી પુરતી રીતે દુષ્ટ માણુસોને હમો ઈમાન આપી શકયે છીએ. (ઉપલો હા ફકરો ૫ મો.)

ઓ રાસ્તીને માટે બક્ષેશ કરનાર સાહેબ ભલાં મનની મારફતે (હમારી મદદે) તું આવ (અને હમુને) લાંબી જીંદગી બક્ષ. અએ હોરમજદ! સાચ્ચા સખુનોને લીધે જરતોસ્તને તથા હમો (તેનાં શાગેરદો) ને ખચીત મ્હોટી ખુશાલી (ઉપજે છે) જેથી દુષ્ટ માણુસની ખરાબીઓને હમો તોડીએ.

(ફકરો ૬ ઠો.)

ઓ અષ તે આશીર્વાદ કે જે ભલાં મનનું ફળ (અથવા હાંસલ) (છે તે) તું (મને) આપ. ઓ આરમઇતી ગુસ્તાસપને તથા મને (મનની)

મુરાદ બચીન બક્ષ. ઓ મહાજ્ઞાની અને હુકુમત કરનાર (સાહેબ) તું મેહેરબાંન થા. જેથી તારા કીમતી (અથવા સુખ આપનારા) માથ્ર હમો સાંભલ્યે.
(ફકરો ૭ મો.)

ભલી માજદયસની દીનનો ફેલાવો કરવા સારૂ મને અને બાહદુર ફરશોસતરને હમારી જીંદગીના છેડા સુધી અએ હોરમજદ! તું ડાહાપણ તથા હુશીયારી આપવાને મેહેરબાંન થશે. (ફકરો ૮ મો.)

જેઓ પોતાની મનશક્તિને રાસ્તીથી ચલાવે છે તેમની મુરાદ પુરેપુરી બર લાવ. મેં જાણ્યું છે કે તારા પસંદ પડતા (અથવા ફતેહમંદ) કલાંમો એજમતી ચલકાતથી ભરપુર છે. (ફકરો ૧૦ મો)

એ (કલાંમોની મદદ)થી રાસ્તને અને નેક વિચારને મારી જીંદગીના છેડા સુધી નેઘાહ રાખીશ. (લોકોમાં) જાહેર કરવાને માટે ઓ અહુરમજદ! (તારા મીનોઈ તખ્ત ઉપરથી) તારા મોહોડે તુ (પાત) મને શિખવ કે (આ અને પેલી) દુનીઆ પહેલાં (કેમ) પેદા થઇ. (અથવા આ દુનિઆ પેદા કેવી રીતે થઈ તે તુ મને શિખવ.) (ફકરો ૧૧ મો)

કા. એ. કાંગાકૃત તરજુઓ.

---

### ઉપલું લખાણ યજશને હા. ૨૮ મો છે.

અવસતાનાં સઘલાં લખાણોમાં કેટલાંક ખુલ્લાં સમજવાર છે અને કેટલાંક ભેદી લખાણો જે અનેક અર્થથી ભરપુર છે તેમાંનાં થોડાંક સમજવાર હાાં ટાંક્યાં છે.

ઉપલા (૧૧ મા ફકરામાં) ભણનાર પોતે આતુરતા બતાવે છે કે દુનીઆ કેમ પેદા થઈ? વિગેરે. વાંચનાર જાણે છે કે આજદીન સુધીની કોઇબી કેતાબ એવી સીલસીલાબંધ મલી આવતી નથી કે સૃષ્ટિની ઉત્પન્તી માટે ખરૂં બ્યાન મલી શકે, અને સૃદ્ધા બેસે. આ કારણસરજ ધાર્મીક બાબદો ડામાડોલ છે.

## ગયોમર્દ અને મેહાબાદ.

શાહાનાંમાં મુજબ આ દુન્યાની ઉત્પન્તીમાં **પહેલો મર્દ** તે [1]**ગયોમર્દ** હતો, આ દુન્યા ગેતી કહેવાય છે જે જરતોસ્તી ધર્મનાં અવસ્તાનાં લખાણો

[1] ખ્રીસ્તીઓમાં કહે છે કે આદમ અને ઇવ પેહેલાં થયાં હતાં. હિંદુઓમાં રામ હતા એમ છે. મહોમેદનોમાં કહે છે કે બાવા આદમ હતા, ચેમબરસીસ એન સાઈકલોપીડીઆમાં 'આદમ અને ઈવ'નું લખાણ મળે છે.

તેમજ અસલ રેવાયતો મુજબ **ગયોમર્દ**થી છે. **મસીમસીઆનું** જોડું પણ એજ કહેવાય છે.

આ દુન્યા આગમચની દુનીઆ **મેહેઆબાદ**ના વખતની કહેવાય છે (કેટલાકો તેને મીનોઈ દુનીઆ કહે છે.) **'મેહેઆબાદ'** પુરૂષનું નામ છે, અને **'આહ'** સ્ત્રીનું નામ કહેવાય છે. તેઓની ઉત્પન્તી સાથે ખુદરતી રીતે ફલ-ફલાદીનાં ઝાડો ઉત્પન્ન થયાં હતાં, જેથી ફલ ખાતાં હતાં, અને ઝાડનાં પાત્રાં તે પોશાક તરીકે શરીરપર વીંતાળતાં. **મેહેઆબાદ** ઘણોજ પરહેજગાર આસામી હોવાથી ખુદરતી જ્ઞાન ઘણું હતું. **અસ્શરોસ્ની** જે ઇશ્વરી મહાન શક્તિ છે, તે જીવ એ પોતે હોવાથી ખુદરતી તર્કશક્તિ વધારે હતી, અને તેના બળથી દુનિઆની સર્વે ચીજો શોધી કાઢી. ગામો, શહેરો, વિગેરે વસાવ્યાં. અને ઓહોળી વસ્તી વધી. એનાં ૧૩) વંશજો રાજા અને ધર્મ ગુરૂ તરીકે કામ બજાવી ગયા. તેઓ આબાદનાં નામે પ્રસિદ્ધતા પામ્યા. આ ટોળાનો છેલ્લો પાદશાહ **'આજરઆબાદ'** જેણે ઘણાંક વર્ષો સુધી રાજ્ય અમલ ભોગવ્યો અને તે બાદ ગોશેનશીન થયો. તે પછી ઇરાનમાં હુલ્લડ ઘણું થયું. તેથી રૈયતનાં શેહેરી આગેવાનોએ એક પરહેજગાર મર્દ જેનું નામ **'જેઆફરાંમ'** હતુ તેને રાજ્યપર બેસાડયો.

**'જેઆફરાંમ'** રાજાથી જે વંશ થયું તેને **'જેઆનીઆન'** વંશ કહેતા હતા. આ વંશમાં છેલ્લો બાદશાહ **'જેઆબાદ'** થયો. તે પછી **'શાહકલીવ'**નો વંશ ચાલ્યો. તે વંશમાં છેલ્લો પાદશાહ **'માહાબુલ'** હતો. તે પણ રાજ્ય તજી બંદગીમાં મશગુલ થઇને ગોશેનસીન થયો. તેથી રાજ્યમાં ઝગડો થયો. તેથી **'મહાબુલ'**નો બેટો **'યાશાને'** તખ્તપર બેઠો. અને સલાહસંપથી રાજ્ય અમલ લાંબો ચલાવ્યો. આ વંશમાં છેલ્લો શાહ **'યાશાની'** થયો. જેના મરણબાદ આબાદી ટોળાનો અંત આવ્યો.

ઇરાન શેહેરમાં જગેજગ ખુનરેજી ચાલવા લાગી. તે પછી ઇરાન શેહેરના કેટલાક ડાહ્યા અને કાબેલ ઇનશાનોએ ઠેરાવ કર્યો કે કોઇ કાબેલ આસામીને રાજ્ય અમલ સોંપવો. પણ લાંબો વખત જતાં માંહોમાંહેની તકરારના સબબે રૈયતની જબરી ખ્વારી થઇ. પણ સલાહસંપથી નક્કી કરી કોઈ તખ્તનશીન થયું નહીં. જેથી એક આકેલ ધર્મગુરૂએ બંદગીના ઇરાદાથી જંગલ તરફ ચાલુ મુક્યું. ત્યાં **ગયોમર્દ**ને જંગલમાંથી બંદગી કરતા જોયા તે સાથે લઇ આવ્યા. **ગયોમર્દ** ડાહ્યા, બુજર્ગ, અને દાનાવ હોવાથી તેને રાજ્ય અમલ સોંપ્યો, [1]ગયોમર્દે (૪૦) વર્ષ રાજ્ય અમલ કર્યો.

---

૧. આગળ સંક્ષેપ ઈત્યાસ છે તેમાં ગયોમર્દની હકુમત બાબે વર્ણન વાંચો.

# દુનિઆની ઉત્પન્તી.

અવસ્તાનાં લખાંણો વાંચવાથી તેમજ આકેલ અને અશોશક્તિ તરફથી જાણવામાં આવ્યું છે તે એ કે જ્યારે '**ગેતી**' તેમજ '**મીનો**' દુનિઆ કંઇજ પણ ઉત્પન્તી નહતી. ત્યારે ફક્ત હવા ઘણીજ ખુશનુમાં હતી. અને તે '**ખુદ ખુદરત**' ને નામે જણાયલી છે. તેમાંથી જોશ થયો, અને આદમ જાત રૂપે એક શક્તિ વાવ્યખુને ઉભી થઈ જેમાં હવાથી જીવ આવ્યો, તે પછી હવા આગળ વધતી ગઇ. ઇનશાનથી જેમ ઈનશાનની ઓલાદ વધે છે, તેમ હવાની વર્ધી થઇ. મૂળ હવાઓ શ્રેષ્ટ દરજ્જાની કહેવાય છે. જ્યારે બીજી તેની પેદાયસ હજુરીઆ પ્રમાણે છે.

ત્યાર બાદ પશ્ચિમ દીશાએ જે શક્તિ થઇ તે **દીન દાવર** કહેવાય છે. પાછળથી અહુરમજદ પણ એ પોતેજ છે. તેનાથી ધર્તી, આસમાન, પાહાડ, પાણી, ઝાડપાન સર્વ નુરી પેદાયસો, આતશ, સૂર્ય, ચંદ્ર વિગેરે, પેદા થયું છે, સર્વ શક્તિવાન સાહેબ 'ખુદ ખુદરત' પોતેજ છે. જ્યારે અમેશા સપંદોમાં અહુરમજદ પોતે શ્રેષ્ટ દરજ્જાનો ગણાય છે, પણ જુદી શક્તિ છે.

**'અમેશાસંપદો અને યજદો.'**

અમેશાસપંદોનો અર્થ—એમાર્ગ (અમર) અને પવીત્ર, એવો થાય છે. અમેશાસપંદો એ પાક દાદરની મુખ્ય શક્તિઓ છે. અને શ્રેષ્ટ દરજ્જાવાલા છે. જ્યારે યજદો તે અમેશાસપંદોના જોડીઆ સાથી છે, હમકારા ગણાય છે, અને દાદારના ઉતરતા દરજ્જાના ફરેસ્તા છે. તમામ ચીજોની જાલવણી માટે તેઓને નેમવામાં આવેલા છે. પાક ખુદાવંદે યજદ અમેશાસપંદોને જ્ઞાન શક્તિ આપી છે જેથી તમામ પવિત્ર ચીજોને દુષ્ટ ગનામીનોથી નુકશાન નહી થાય, અને હૈયાત સલામત રહે તે માટે હસ્તી આપી છે. તેઓ યજદો નામની તે દયાળુ દાતારની અસંખ્ય શક્તિઓ છે.

"શરૂઆતમાં ઉત્પન્તી દરમીઆંનમાં ઉપર લખ્યા મુજબ હવામાંથી ખુદરતી શક્તિ ઉભી થઈ, અને તે પછીથી ઝાડપાંન, સોનું, રૂપું, હીરા, માણેક, બીલીઆંન, લીલમ, નીલમ, અકીક અને સર્વે ધાતુઓ પેદા થઈ. આ મુજબ પેદાયસ થયા બાદ મસીમસીઆનું જોડું આ ગેતી દુનિઆમાં

૧. દુનીઆની ઉત્પન્તીનું વર્ણન સંસ્કૃત અને બીજા અવસતાનાં લખાણો તેમજ અશો શક્તિ તરફથી મળે છે તે અખંડ લેતાં આ જેવાં ઘણાંક પુસ્તકો થાય, આ થોડીક વેહવારૂ બાબદો છે

ઉત્પન્ન થયું તેમાંથી દરેક આદમજાતની વૃદ્ધિ થઇ, અને તે સર્વે ચીજોપર બંદાઓને બુજર્ગી મલી. અને સર્વે પેદાયસનો બંદાઓએ હક મુજબ અમલ ભોગવ્યો. અને હજુ પણ કરણીનાં કાયદા મુજબ મેળવ્યા જાય છે."

## સિરે રોજનાં નામો.

| | |
|---|---|
| ૧ દાદાર અહુરમજદ. | ૧૭ સરોષ અશો. |
| ૨ બેહેમન અમેષાસપંદ. | ૧૮ રશ્ને રાસ્તી રાસ્ત. |
| ૩ અરદીબેહેસ્ત. ,, | ૧૯ ફરોખ ફરવરદીન. |
| ૪ શેહેરેવર. ,, | ૨૦ ફતેહમંદ બેહેરાંમ યજદ. |
| ૫ અસપંદારમદ. ,, | ૨૧ મીનો રામ. |
| ૬ ખોરદાદ. ,, | ૨૨ ગોવાદ યજદ. |
| ૭ અમેરદાદ. ,, | ૨૩ દએપ–દીન–દાદાર. |
| ૮ દએપ–આદર–દાદાર. | ૨૪ રાસ્ત દીન દાવર. |
| ૯ આદર યજદ. | ૨૫ મીનો અરશશવંધ. |
| ૧૦ આવાં અરદવીસુર. | ૨૬ આસતાદ યજદ. |
| ૧૧ ખુરશેદ યજદ. | ૨૭ મીનો આસમાંન. |
| ૧૨ માહબોખતાર. | ૨૮ જમીયાદ યજદ. |
| ૧૩ તેશ્તર તીર. | ૨૯ મીનો મેહેરેસપંદ. |
| ૧૪ ગાવ ગોશ યજદ. | ૩૦ અનેરાંન. |
| ૧૫ દસેપ–મેહેર–દાદાર. | ૧ { ૩૧ દહમ યજદ. ૩૨ હોમ યજદ. ૩૩ બરજો યજદ. } |
| ૧૬ મેહેર દાવર. | |

## ૩૩ ફરેસતાઓ અને તેઓનું વર્ણન તેમજ શું શું ચીજોપર તેઓ મવકલ છે? વિગેરે.

### રોજ અહુરમજદ.

એ રોજ ખુદ ખુદરતને મલતો બીજા દરજ્જાવાલો છે. જામાસ્પી મુજબ આ રોજ પારસીઓમાં અસલ વખતથી બુજર્ગ ગણાય છે. જરતોસ્તી મહીનાની શરૂઆતનો દીવસ એ ગણાય છે.

અહુરમજદ એ સાત અમેષાસપંદોમાંનો પહેલો ગણાય છે.

૧. સંપુર્ણ ખુલાશા માટે વાંચો આ કેતાબમાં ઉપલા લખુદે ફરેસતાઓની સેફ્ત.

**એ રોજની તાસીર—**

એ રોજે સરગોસલ કરી નવાં કપડાં પેહેરે. ગોસ્પંદ ખરીદ કરે. ઇમારત બંધાવે, હરેક રૂડાં કામ કરે. કોઈ આજારી પડે તે સેતાબ સારૂં થાય. તનપરથી નસો ઉતરાવ્વો. ફરજંદ જન્મે તે નેકબખ્ત હોય, કોઇ નાહસી જાય યા કાંઇ વસ્તુ જાય તે સેતાબી હાથ લાગે. ખ્વાબની તાસીર તેજ દાહાડે ફળે. જે કોઇ ખુશીથી બીજાંઓ સાથે વર્તે તે અહુરમજદને ખુશી કર્યા બરોબર છે. જે બંદો સંપથી રહે તેમને અરષ હુરશીએ પહોંચાડે.

**રોજ બેહેમન—**

બેહેમન પાદશાહને હવાલે ગાવ ગોસપંદ છે અને સર્વે ચોપગાં તેમજ ઉડનારાં પંખીઓનો તે પાસબાન ગણાય છે. બેહેમન તે' અકલે અવલ' ને નામે ઓળખાય છે. સુલેહનો અમલદાર છે. એનો હરીફ અકોમન દેવ છે, એ દીને નવાં કામ કરવાં. એ દીને નવાં કામોનો આરંભ કરવો. એ દીને બલદ ઘોડાપર સ્વારી નહી કરવી યાને ગાડીએ નહી જોડવાં. એ રાત્રે સ્વપ્નું જોય તે દીન ૪ માં ફળે. ખબર સાંભળે તે ખોટી હોય. જે કંઇ ગુમ થાય તે જલદી હાથ આવતાં મેહેનત પડે. બેહેમન પાદશાહ બંદાઓને નેક રાહપર ચલાવે છે. માંહોમાંહેની અંતશ અને ટંટો બેહેમન પાદશાહની આરાધના કરવાથી દુર થાય છે. ( આરાધના એટલે અરજ. ખુશીથી યજશને જશન દરૂન કરે. )

**અરદીબેહેશત રોજ—**

આ ફરેસ્તો આતશ પાદશાહને નામે ઓળખાય છે. ભીતરનાં આતશપર અને અનદીઠ આતશપર એ મવકલ છે. જગતને આકર્ષણ શક્તિ, રોશની, ગરમી અને વીજલી પુરી પાડે છે. ખુદરતની જુસ્સા ભરેલી શક્તિ એ આતશ કહેવાય. એ અતી ખુબસુરત અને નુરમંદ છે. રાસ્તીનો ધણી અને બેહેસ્તનો સરદાર છે, આતશ ખોરદાદ, આતશ નેરીઓશંગ વિગેરે સર્વે ખુદરતની જુસ્સાવાળી શક્તિઓ છે. જે રાતોદીન દુન્યાની પાયદારી થકી બદ હવા, મેલી હવા, દુર કરવા તતપર છે. પારસીઓમાં કોઇ પણ જગ્યાએ રવાંન થાય ત્યારે તેની ખાલી જગ્યાપર આતશ રોશન કરે છે. કે જેથી બદ હવા દુર રહે, અને રવાનના જીવને આજાબ નહીં પુગે. અરદીબેહેસ્ત રોજે, આતશ નીઆએસ કરવી, ને આસાયસ લેવી ઘટે છે. એ દીને જોયલા ખ્વાબનું ફળ દીન બેમાં ફલે. અને જન્મેલું ફરજંદ તંગદસ્ત હોય, ( પૈસા આવે તે કરતાં ખર્ચ વધારે થાય, એ દીને જે જન્મે તેને માટે એ તાસીર છે. ) આતશ પાદશાહનો મુદઇ **'અંદર દેવ'** છે. જે કોઇને દર્દ નહી સારૂં થતું

હોય તે એ દીને આતશ નીઆએસ કરે ને સુખડ ખુશ્બુ આતશપર મુકી અરજગુજારે તો દર્દ તુરત સારૂં થાય.

**રોજ શેહેરેવર.**

શેહેરેવર શાહ પણ સપેનતોમઇન્યુસની એક શક્તિ છે. સોનું, રૂપુ, મોતી, હીરા, જવેર, નીલમ, લીલમ, માણેક, લાલ, બરજદ, અકીક, કેરબો, તથા સર્વે પ્રકારની ધાતુ જેવી કે ત્રાંબુ, પીતલ, લોહોડું વિગેરે સર્વે ધાતુઓ પર, તેમજ પાદશાહ અને ઇનશાનપર મવક્લ છે, એ ખુદ ખુદરતની દયાલુ શક્તિનો અંશ હોવાથી જો કોઈ ઈનશાન દર્દભરેલું થયું હોય, અથવા દુખ-દર્દથી યા ટંટા ફેસાદથી, અને આ શેહેરેવરને અરજ કરે તો દર્દ તુરત મટે. એ દીને ધાતુ હથીઆરો ખરીદવાં, સખાવત કરવી, વેવાહ આદરણી કરે, ખેરાત કરે, ચોપગ ખરીદે. આજારી પડે તે જલદી સારૂં થાય. ખ્વાબનું ફલ તેજ ઘડી ફલે. ફરજંદ જન્મે તે નેકબખત હોય, ખબર સાંભળ્યે તે સાચી હોય, ગયલી ચીજ જલદી હાથ નહીં આવે.

**અસપંદારમદ રોજ—**

(સપેન્તા આરમઇતી) આ જમીન ઉપરનો નારી જાતી ફરેસ્તો છે. એ રોજે જમીન, ખેતર વેચાતું લેવું, બંદાઓની મનશનીને ખાયદાર રાખનાર એ યજદ છે. એ રાતનાં ખ્વાબનું ફળ દીન ૨૦) માં ફલે, ફરજંદ જન્મે તે કમતાલે હોય. જમીન એ અસપંનદારમદ ગણાય છે તે જો ન હોય તો તમામ ઉગતી પેદાયસ માટે દરેક ઇનશાનને બહુ હેરાન રહેવું પડે. અસપન-દારમદનો હરીફ અસ્તુવાદ દેવ છે એ દીને આજારી પડેલું સેતાબ સારૂં થાય, ખબર સાંભળેલી સાચી હોય, ગુમ થયલી કોઇબી ચીજ હાથ નહીં આવે. શરૂઆતમાં દુન્યાની ઉત્પન્તીમાં ચાર હવાનો કુપો થઈ આદમજાત ઉત્પન્ન થયું એ કુપો અસપનદારમદ શાહ કહેવાય છે. હફતંગ યસ્ત આ રોજે ભણવાથી વધારે ફાયદો થાય છે. જરૂર ભણવી જોઇએ.

**ખોરદાદ રોજ—**

(હઉર્વતાત) આ આકાશી ફરેસ્તો તમામ વેહેતું પાણી જમીનનું પાણી નદી તળાવ વિગેરે તમામ દુન્યાના પાણીપર અને આકાશી દુન્યાપર સરદારી ભોગવે છે. એનો હરીફ 'તઉર્વ દેવ' છે. એ દીને રૂડાં કામનો આરંભ કરવો. ખતપતીઆં કામ નહીં કરીએ, કુવા તલાવ ઈમારતનું કામ કરીએ, નસો ઉતારે, ગોસલ કરે, નવાં કપડાં પેહેરે, ફરજંદ આવે તે નેક બખ્ત હોય, ખ્વાબનું ફળ તેજ દાહાડે ફળે, સાંભળેલી ખબર સાચી હોય, ગયલી વસ્તુ હાથ નહીં આવે.

**અમેરદાદ રોજ—**

(અમેરેતાત) અમરપણાપર મવક્કલ છે અને ઝાડપાનનો ધણી છે. એનાં હરીફ, 'તારીક અને જારીક' જે ભુખ અને તરસ ઉપરના દેવો છે તેમને ગણેલા છે. એ રોજે બીજ ઝાડપાન રોપવાનું ફરમાન છે અને એ દીને આસાયસ લેવી. એ દાહાડે ખ્વાબ જોય તેનું ફળ ૧૦) દીવસમાં ફલે. અમરદાદ પોતે ગાય ઢોરનાં ટોળાંનો ઉપરી છે. અનાજના ઉગવાપર અને ગઓકેરેન ઉપર સરદારી ભોગવે છે. બદનને પાયદાર રાખવા સારૂ ખોરાકની અગત છે તે એ ફરેસતાથી મલે છે. એ દીને જમીનમાંથી ઝાડ ઉખેડવું નહીં, નવાં બીજ વાવે, એ દીન દરેક કામકાજ નહીં કરે. ફરજંદ જન્મે તે તુરત મર અથવા જો જીવે તો હાડમારી ભોગવે ને લાંબા આવરદા નહીં હોય ખ્વાબનું ફળ દીન ૨૦) માં ફલે ને આજારી એ દીને પડે તે ઘણું રીએ. ખબર સાંભળે તે માઠી હોય. અસપંનદાદ મહીનો ને અમેરદાદ રોજે જે જન્મે તે હાડમારી ભોગવે, પણ સજા બરોબર સુખ વાપરે. અસપંનદાદ મહીનો ને અમેરદાદ રોજ બહુ ઉત્તમ દીવસ ગણેલો છે. એ દીને આતશખાનામાં ગોલાબનાં ઓરવર (ઝાડ) મોકલવાથી તેમજ જમીન વિગેરે ધર્મ કરનારને ઘણો સવાબ છે.

**ખોરદાદ અને અમેરદાદ બંને અમેષાસપંદોની તાસીર—**

'ખોરદાદ, અમેરદાદ' આ બેઉ અમેષાસપંદો આટે જામાસ્પીમાં વધુ એમ લખેલું છે કે ખોરદાદ અને અમેરદાદનાં મુદઈ 'તારીક અને જારીક' આ નામના બે દેવો છે. હવે ખોરદાદ અને અમેરદાદ અમેષાસપંદ ખાનાં પર મવક્કલ છે અને આદમીઓ ખાવા બેસે છે અને તેમાં માંહોમાંહે જ્યારે ટંટો જાગે છે તે એ ઉપલી બુરી શક્તિ[1] 'તારીક અને જારીક'થી છે. વળી

---

૧ આ બુરી બે શક્તિઓ હવા રૂપે ખાનાર ઈનશાનના દમમા જવાથી તે ખાનાર ઈનશાનોને હેરાન કરે છે. બાજ ધરી ખાવામાં ઘણા બારીક નિયમો સચવાયલા છે જે અનુભવી નજરે જોતાં ઉમરનાં પુગેલાં તથા ધર્મ ધ્યાનવાળા દરેક ઈનશાનોને માલમ પડશે કે બાજધરી ખાવાથી પેદા કરનારનું ફરમાન સચવાય છે તેમજ ઓર પોતાની તબીઅતનો લાભ મળે છે કે વાત કરી ખાવાથી ઘણી વખતે અતરસ જાય છે અથવા ખુટે છે, અથવા કોઈ વેળા અજ્ઞાન સમજણથી વાત કરતાં કુઠલો ઉભો થયો કે જુમબેશ થાય છે ને આ કકલાટનું ફળ છેવટે કંઈજ નહીં પણ જ્યાં તોફાન ત્યાં વેરાનમાં આવે છે, અને જે ખરા પસ્સેજાથી મળેલું તકદીરના લખ્યા પ્રમાણેનું નીમક રોટી શાંતિથી નહીં ખાવાથી પેદા કરનારને ગોયા અપમાન કર્યા બરોબર છે અને વળી એમ પણ છે કે ખુદરતે આપેલા પર જો કલકલાત થાય તો પછી તે માલેકનું ફરમાન તોડયાથી તેની વખતસરની મદદમાં ખલલ થાય જેથી તે ઈનશાનને પોતાનેજ તે ભોગવવું પડે છે.

પ્રગટ કર્તા.

**પાક દાદારે જરતોશત સાહેબને** કહેલું વાંચવામાં આવે છે કે **ખોરદાદ** અને **અમેરદાદથી** જેહાંન આહુદેર હે છે અને ખુશાલ છે. અને તમામ ખલક જે એ બે ફરેસતાથી મોરાદ પામેચ તે એ કે જો દુન્યામાં ઓરવર (ઝાડ) અને પાણી નહી હતે તો કંઇબી ચીજ થતે નહીં અને જેહાંન વેરાંન રહેતે. જ્યારે કંઇજ નહતું ત્યારે ધર્તી, ઓરવર, અને પાણી પહેલાં પેદા કર્યું અને તે પછી આ જેહાંન આરાસ્તે થઈ છે. અને તમામ દુન્યા એ બે ચીજોથી પગભર છે. દુન્યા ઉભી કરવાનું મેં મંડાણ માંડયું તે પેહેલું પાણી પેદા કર્યું. તે તમામ આલમનું મંડાણ પાણીપર થયું, તે પાણીથી ઘાસ તથા ઓરવર તથા સબજો તથા બીજી ચીજો પાણીથી પેદા થયુ. વાસતે હે જરતોસ્ત મારા બંદાઓને સેપારસ કરે કે જેવાર ખુબ ખાણું ખાય તેવારે સેતાબ બાજ ધરે. આપણી અવસ્તામાં જમતાં બોલવા ફરમાવ્યું નથી. વગર બાજે ખાણું ખાનારને શહેતાંનની ખસલતનો જાણજે, દીનને નહી માનનારને આકેબત રંજ સખ્તી સિવાય બીજું કંઈજ નથી મલવાનું. હું મારા બંદાઓથી બીજું કંઇજ માગતો નથી, જે ખુદાના સુક્રાના કરે, અને બાજધરી હમેશાં જમે, બંદગી હર વખત કરે, તેને મારો ખાસો દોસ્ત કરી જાણું. જે કોઇ **ખોરદાદ** અને **અમેરદાદ** અમેષાસપંદના ખાણાંપર ખાવા બેસે અને સુક્રાનાં કરી ખાય, ટંટો ફેસાદ નહીં કરે અને બંદગીમાં વખત ગુજારી જે એકબીજાની કદરે ચાલે, મારા બંદાને આજાર નહીં દીએ તે મારો ખરો દોસ્ત છે. અએ જરતોસ્ત હું વધારે એમ કહુંચ કે જે ઉપલી બે બદ શક્તિઓ **તારીક** અને **જારીક** એવું તોફાન કરેચ કે જ્યારે માણસો ખાવા બેસે ત્યારે બાજ નહીં ધરે, ટંટો કરે, એવી મતી થાય છે.



## ફરવરદીન મહીનો ને ખોરદાદ રોજે જે જે કામો નીપજ્યાં તેની હકીકત.

**દાદારે જરતોશતને કહ્યું કે—**

ફરવરદીન મહીનો ને ખોરદાદ રોજ એ દીવસે કઇયો મરશ[1] એ દીન વજુદમાં આવ્યા પેદા થયા, અને તમામ આદમ જાતની ઉત્પત્તી

1. જમાસ્પીથી એવું જાહેર છે કે 'કઇઓમરસ' જ્યારે બીજી કેતાબોમાં ગયોમર્દ લખેલું છે હાલ આપરા લોકો એમજ બોલે છે.

પણ એ રોજે થઈ છે. મશી મશીઆનું જોડું જમીનથી[1] ઉત્પન્ન થયું. હોશંગ પાદશાહ એજ દીને જન્મ્યા. એ દીવસે તેહેમુરશ દેવબંદ પાદશાહ પેદા થયો તેને કૌવત, નુર એવું મળ્યું કે દેવ લોકો તે પાદશાહ આગળ ગુલામ હતા. તે પરથી તેનું નામ દેવબંધ કહેતા. અને અંધરહમઈન્યુશને એ પાદશાહે ૩૦) વર્ષ લગી કેદમાં રાખેલો હતો, તેથી અંધરહમઇન્યુશ ચારો કર્યો જે એની ઓરતથી કંઇ ભરમ મલશે તો મારો છુટકો થશે તેથી તેને તેહેમુરસની બાયડીને પુછ્યું જે તારા ધણીને પુછ કે મને શા માટે કેદ કર્યો છે અને ક્યારે છોડશે? એ બાબદ તેહેમુરશની બાયડીએ પોતાના ધણીને અરજરૂપે પુછ્યું જે આ આસામીને કેદ રાખવાનું શું કામ છે? ફુટો કગ્વો. તેહેમુરશે ઘણી ઓજરખ્વાહીબાદ પોતાની ઓરતને કહ્યું કે ખુદરતની પેદાયસનો નાશ અંધરહેમઇન્યુસ કરે છે જે સબબે મેં કેદ કર્યો છે વિગેરે. તે બાબદ પેલી બાઇએ તે દેવને કહી અને અંધરહેમઇન્યુસે તેને ફલ ખવાડવાથી દુન્યામાં નસો[2] ઉત્પન થયો છે.

વળી ફરવરદીન[3] મહીનાને ખોરદાદ રોજે જમસેદ પાદશાહ ઉત્પંન થયો. તેને આફતાબ મીશાલ નુર હતું અને બુલંદ મરતબો હતો. અય જરતોસ્ત એ દીને જમશેદ પાદશાહ મારી નજદીક આવ્યો ત્યારે મેં તેને દીનની રાહરવેશ કહીતી. તારી આગમચ દુન્યાની શરૂઆતમાં એ પેગમ્બર થયો હતો. મેં તેને કહ્યું જે એ દીન કબુલ કર અને દુન્યામાં રવા કર. ત્યારે જમશેદે મને સેજદો કર્યો ને કહ્યું કે ખુદાવંદતાઆલા હું ચાહુંચ જે તું મને મોટા દરજ્જાનો પાદશાહ કર મને જેહાનની પાદશાહી આપ. મેં તેને

---

૧. આ બાબે વધારે ખુલાશા માટે આ કેતાબમાંજ વાંચો "આ દુન્યાની ઉત્પન્તી માટે થોડાક ખુલાસા" વાળી બાબદમાં મસી મસીઆનાં જોરાંવાલી બીના સંપુર્ણ ખુલાશે વાચો.

૨. 'નસો' એટલે દરમહીને ઓરતજાત માસીક રોકાણે રહે છે યાને દુર બેસે છે તે નસો કહેવાય છે. જે તેહેમુરસની ઓરતથી આ દુન્યામાં જાહેર થયો છે. તે પેહેલાં દુન્યા રચાઈ તે વખતમાં શરૂઆતમાં જ્યારે સંસારી આદમીઓ ઉત્પંન થયાં તેઓને બચ્ચાં થતાં ત્યારેજ તે દેખાવ દેતું પણ દર મહીને નહીં હતું, વધુ માટે આ પુસ્તકમાંજ માસીક માંદગીવાળી બીનાં વાંચો

૩. વાંચનાર વિચારશે કે દરેક બાબદ ફરવરદીન મહીનાને અહુરમઝદ રોજે લખી છે તે શું એકજ દહાડે બધું થયું હશે? પણ નહીં. અનુમાન એમ છે કે દર વર્ષે એ દીવસ ખોરદાદસાલના નામથી આવે છે અને વખત વખતે બનાવ બનેલા છે. આગલા વખતમાં હમણાંની માફક તારીખ, દાહાડો વાર નહીં લખેલું હોવાથી સીલસીલાબંધ નથી મળતું, લખાણ જામાસ્પીના બોલે બોલ છે, તેથી ખુલાસા માટે ફુટનોટ આપી છે.

બક્ષ્યું પણ તેને દીન નહીં કબુલ કીધી. મને કહ્યું કે દુન્યામાં હુનર-ઉદ્યોગ વધારવાનું સુધારવાનું ઇનશાનોના સુખના સાધનનું હું બનતું કરૂં પછી દીન ફેલાવીશ. જ્યારે તે અલબુરૂજ પાહાડપરથી નીચે ઇરાંનવેજમાં ઉતર્યો ત્યારે દુન્યામાં બે આફતાબ દેખાયા. યાને જમશેદ[1] પાદશાહનું નુર એવું થયું હતું. ખુરશેદ યજદના નુર બરાબર જમશેદનું નુર જોઇ ખલક તાજુબ થઈ કે કુદરતે આ ખાકી ઇનિશાનને શું નુર આપેલું છે. એ દીન જમશેદ પાદશાહે જશન કીધું અને તે જશનનું નામ ખોરદાદસાલ[2] રાખ્યું અને બીજા રોજનું નામ અવરદાદસાલ રાખ્યું. તે જશન કરીને પાદશાહ જમશેદે ચીનવત પુલ આગળ જઇને રસ્તો બંધ કીધો. જેથી દોજખી દેવો આ દુન્યામાં આવતા બંધ થયા. અને ત્યાંથી આવી પોતે ખુશાલીશું તખ્તે બેઠો, એના વખતમાં મોત, બીમારી, કે દર્દ નહીં હતું. ખલકને દરમીઆનમાં કીનો ગરૂરી નહીં હતી. એવી રીતે વર્ષ ૭૧૮) ગુજર્યાં. જે વખતમાં આ જેહાન બેહેસ્ત

---

૧. શાહનામામાંથી એનું દાસ્તાન મલી આવે છે. અને આ કેતાબમા પણ પાદશાહોના વરણનમાં એ અશો નર માટે ખુલાસાવાર લખાણ છે. એના રાજ્ય અમલમાંજ એને પોતાની રૈયતના ચાર વર્ગ કર્યા હતા જે હજુ સુધી ચાલુ છે જે નીચે મુજબ છે:—

| અવસતા ભાષા મુજબ | સંસ્કૃતમાં જોતીષ મુજબ | અર્થ ગુજરાતીમા. |
|---|---|---|
| આથોરનાન. | બ્રાહ્મણ. | મોબેદ તથા ગોર. |
| રથએસતાર. | ક્ષત્રી. | પાદશાહોનો વર્ગ. |
| વાસતઓશ. | વૈશ્ય. | કારીગરો. |
| હુતોક્ષ. | શુદ્ર. | ખેડુતો |

એજ મુજબ પાનાં રમે છે તેના ચાર રંગ છે. કેક, ડાએમંડ, બુર, અને ફુલાવર. હજુ એના ભેદ ઘણા છે. ચાર દીશાઓ પુર્વ, પશ્ચીમ, ઉત્તર, દક્ષીણ. વળી ચાર ખુણાઓ, અગ્નિ, નૈરૂત્ય, વાયવ્ય, ઈશાન. દુન્યાના ચાર ધર્મો. જરથોસ્તી, ખ્રીસ્તી, મૂર્તિપુજક, મહમદી. ચાર અઠવાડીઆંનો એક મહીનો વિગેરે, શરૂઆતમાં ચાર રંગની હવા થઇ તેનો એ ભેદ છે.

૨. વાંચનાર વીચારશે કે શું તે વખતમાંજ વર્ષ, મહીના, કહાડેલા હતા? પણ આ ભેદ બહુ ઉંડો છે તે વાચનાર આગળ ચાલતાં જોશે. જોતિષ વિદ્યા મુજબ બાર રાશી તે પરથી વર્ષના બાર મહીના, સાત ગ્રહપરથી એક અઠવાડીઆના સાત વાર અને તે વારનાં નામ પણ ગ્રહપરથી આપેલાં છે. મહીનાના ૩૦) દીવસ, તે નક્ષત્ર પરથી ૩૦ દીવસનો મહીનો ગણેલો છે. મુળ ઉત્પન્તીમાં બધું વિદ્યાજ્ઞાન નહતું. પણ જેમ જેમ જમાનો આગળ વધતો ગયો તેમ તેમ ખુદરતની મેહેરબાનીથી તેવા તેવા જીવો જન્મ પામતા ગયા અને સુધારો થતો ગયો. અને હજુ દર દિવસે નવી બાબદો આપણા જોવામાં આવતીજ જાય છે. તેઓએ પોતાની અક્કલના બળથી નવી નવી શોધો ચાલુ રાખી અને ફતેહ મેળવી.

મીશાલ થતી ગઇ. સાતસેં અઢાર વર્ષે પુરા થયા બાદ અંધરહમઇન્યુશે કોશેશ કરી અને બાહાર આવવાને રસ્તો મળ્યો. અને તેની બદ હવાથી જમશેદ પાદશાહના દીલમાં ગરૂરી ઉત્પંન થઇ અને ખુદાઇ દાવો કર્યો જે ખુદા હું પોતે છું તે પરથી તેનું નુર ગયું અને હાડમારી વધી. રાજ ગયું. જોહાકે રાજ લીધું, અને પરદેશમાં જમશેદ પાદશાહ હતો જ્યાંથી પકડાવી મંગાવી કરવતે વેરાવી મારી નંખાવ્યો. તે પછી જોહાક તખ્તે બેઠો. ૧૦૦૦) વર્ષ પાદશાહી કીધી અને એની પાદશાહી પુરી થતાં આ-હારેમની હજારો પુરો થયો અને એક નેક પાદશાહ જનમ્યો. તેની માયે તેનું નામ ફ્રેદુન રાખ્યું. તે પાદશાહને મારી નાંખવા બહુ કાવીત્રાં થયાં પણ સરોષ અશોએ તેની નીગેહબાની રાખી હતી. ગાવીઆની ગરૂજ તથા જુન્દો રાખનાર ફ્રેદુનશાહ દુધમલ બાળક હતો તે ગાયનું દુધ પી મોટો નવ વર્ષનો થયો. એ પોતે અરવંદ નદી તરફ ગયો. અને નાખોદા પાસે હોડી માગી કે બેસાડી પાર ઉતાર. પણ નાખોદાએ કહ્યું કે પાદશાહનો હુકમ હોય તો લાવું. તેથી ફ્રેદુન ગુસ્સે થયો અને ખુદાવંદની બંદગી કરી જેથી અએ જરતોશ મેં પોતે તેને મદદ આપી અને નદીના પાણીના બે ભાગ થયા, વચ્ચે જમીન થઇ ત્યાંથી ફ્રેદુન પાદશાહ ચાલી ગયો અને સાથે લશ્કર ગયું. જોહાકને મારીને ફ્રેદુને ઇરાનનું રાજ લીધું તેમાં ફ્રેદુન પોતેબી તખ્તે બેઠો તે રોજ ખોરદાદ અને માહ ફ્રરવરદીન હતો.

ફ્રરવરદીન મહીનો ને ખોરદાદ રોજે અદલ ઇનસાફનો કરનાર કએ-કોબાદ પાદશાહ પેદા થયો (જન્મ પામ્યો). કએકાઉશ પાદશાહ ( કએકો-બાદનો દીકરો ) એને ત્યાં **શી**આવક્ષ પાદશાહનો જન્મ ફ્રરવરદીન મહીનોને ખોરદાદ રોજે થયો.

**શ્યા**વક્ષનો દીકરો કએખુશરૂ, ફ્રરવરદીન મહીનો ને ખોરદાદરોજની રાત્રે જનમ્યો, કએખુશરૂએ પાદશાહી ઇરાનની કીધી તે દરમ્યાનમાં તુર્કસ્તાનમાં તેનો મમાવો અફ્રાસીઆબ રાજ કરતો હતો તેને કએખુશરૂએ પોતાના બાપ **શ્યા**વક્ષના કીનામાં ફ્રરવરદીન મહીનાના ખોરદાદ રોજે કતલ કર્યો અને જહાંન બુરાઇથી છુટી આબાદાન થઇ. એ દીને કએખુશરૂએ પોતે **લો**હો-રાસ્પને પાદશાહી આપી પોતે ગોફેનશીન થયો. ફ્રરવરદીન મહીનાના ખોરદાદ રોજે પેગમ્બર સાહેબ જરતોસ્તનો જનમ થયો, અને મોટા થયા બાદ એજ મહીનો ને રોજે, દીન માટે અહુરમજદ સાથે પુરશેશ કરી ( પુછપરછ કીધી ) દીન કબુલ કીધી અને જ્યારે ગોશતાસ્પશાહ નજદીક દીન જાહેર થઇ, તેબી એજ રોજ અને માહ હતો. આખર હજારા પછીનાં જે નેક

જીવો આ દુન્યાની રાહબરી માટે પેદા થશે તેઓનો જન્મ પણ એ માહ રોજે થશે. યજદેજરદી સને ૧૫૦૦ માં ફ્રવરદીન મહીનો ખોરદાદ રોજે બેહેરાંમ વરજાવંદ પાદશાહ આવશે. આ દીવસ ખોરદાદ સાલને નામે છે.

સાંમે સવાર પહેલવાંને માજીનદરાંનમાં નાપાક કરદુએ ઉપર મોટી ફતેહ મેળવી હતી. કેરેશાસ્પ પહેલવાંને સરવર નામનાં અજદાહાને માર્યો હતો. તેબી એજ રોજ હતો.

ખુલાસો—"**નોરોજે ખાસ**" અથવા "**ખોરદાદ સાલ**" બાબે દીનની કેતાબોમાં એ દીવસનું નામ "**ખોરદાદ સાલ ખુદાએ**" છે. એ "**ખોરદાદ સાલ ખુદાએ**"ના આખા નામનો અર્થ તમામ વર્ષની રજક રોજી ખુશી અને આબાદીનો સાહેબ ખોરદાદ રોજ એમ છે. જરતોસ્તીઓને રોશન છે કે માજદયસની દીનની તાલીમ મુજબ બક્ષેશોનાં ખજાનાનું મુળ એકલો દાદાર અહુરમજદ પોતેજ છે. એટલે એ દીને સકાલ સહવારમાં ઉઠી નાહી ( માથાવેરથી ) બદન પવિત્ર કરી નવો પોશાક પેહેરી પેદા કરનારની બંદગી કરવી જેથી રોજીની વર્ધી છે. વળી પોતાનાં ખેશ કુટુંબ સાથે આતશખાનાં અને એબાદતખાનાંમાં જઈ પાક પરવરની બંદગી ગુજારી દાદાર અહુરમજદ પાસે ભલી મુરાદો ચાહી પછી અનજુમન ભેગા જશન બંદગીમાં સામેલ થઇ મોબેદોને આશોદાદ આપવી એ ફરજ છે. જે પછી અશો પરહેજગારો, દીનનાં પેશવા તેમજ ખેશ, દોસ્ત આસનાવો, અને જરતોસ્તી ભાઇઓ સાથે હમાજોર લીધા પછી અશો મરદો, ફકીરો, મુફલેશ, મોહતાજો તેમજ દીનના ફરમાન મુજબ ખેરાત કરવી રવા છે. એ દીને મિત્ર મંડળમાં ખુશીનાં ખાણું, મેહેમાની મેજબાની સાથે ખુશાલી કરવી—અને હરેક રીતે બને તેમ સખાવત નેકી, અને ખુબીનાં કામો મોજ ખુશી સાથે આખો દીવસ ગુજારવો ઘટે છે. ખોરદાદ સાલનો દીવસ મોટા જશનનો દીવસ છે. કારણ જરતોસ્તીઓનાં મહીનાના ( ૩૦ ) દીવસ છે, અને એક દાહાડો જેમ તારીખ અને વારની ગરજ સારે છે, જેમ બીજી કોમવાળાઓનું અઠવાડીયું, પખવાડીયું, શુદ, વદ, આવે છે તેમ આપણા મહીનાના ( ૩૦ ) દહાડા હોવાથી આખો મહીનો છ પંચવાડીઆં અને પાંચ છવાડીઆંનો પુરો થાય છે તેથી આ ખોરદાદ રોજ, પેહેલાં ફ્રવરદીન મહીનાનાં, બીજા પંચવાડીઆનો પહેલો દિવસ, અને પહેલાં છવાડીઆંનો છેલ્લો દીવસ છે તે સબબે એ એક જશન બરોબર ગણાય છે.

બીજું.—વળી ભલી દીનના તરીકા મુજબ જ્યારે મહીનો અને દાહાડો એકજ નામનો આવે તે પણ મોહોટો જશનનો દીવસ છે, તેમજ

જે મહીનો હોય અને તેનો હમકાર રોજ હોય તો તે પણ દીવસ જશન સરખો સમજવો, જેમકે 'દએ' મહીનો એ 'અહુરમજદ' મહીનો ગણાંય છે અને અહુરમજદના હમકાર 'દઅપ–આદર' 'દએપ–મેહેર' 'દએપ–દીન'છે દએ મહીનો ને 'અહુરમજદ' 'દએપ–આદર' 'દએપ–મેહેર' 'દએપ–દીન,' રોજ એ જશનો છે. એ મુજબ દરેક રોજ અને મહીનામાં જે મહીનો હોય તે નામના ફરેસતાને રોજે જશન ગણાવા ઉપરાંત તે ફરેસતાનાં હમકાર યજદનો રોજ આવે તોપણ તે જશનનો દહાડો ગણાય છે હમકારાની આફ્રીનમાં છે કે,

હમાજોર બાદ ખોરદાદ અમશાસપંદ ગુરજે ખોરહે અવજાયાદ, અવા તેસ્તર, ફરવરદીન બાદ કે હમકારો હમ જષ્નો હમ્યાર.

અર્થ—ખોરદાદ અમેશાસપંદનું ખોરેહ તથા નુર જ્યાદે થવો તથા હમશરીક થજો કે જે ખોરદાદ સાથે–ફરવરદીન તીર, ગોવાદ, અકેક સાથે હમકારા, એક જશન તથા એક બીજાનાં મદદગાર ગણાય છે.

એજ મુજબ ફરવરદીન મહીનાનો પહેલો ખોરદાદ રોજ હોવાથી એજ દાહાડે મુબારક બનાવોની થોડીક નોંધ ઉપર વાંચી ગયા તેમ છે.

વધુ ખુલાસા માટે વાંચો 'અમેશાસપંદો અને તેઓનાં હમકાર યજદો' પુરેપુરી સમજ પડશે.

પ્રગટ કર્તા.

**દએપ–આદર–દાદાર—**

પાક, દીલનો સાફ યજદ છે. એ દીન ગોશલ કરે, નવાં કપડાં પેહેરે, ચોપગ ખરીદે, વીવાહ, આદરણી કરે, ઇમારત બાંધે, એ દીન આજારી પડેલું જલદી સારૂં થાય, ખ્વાબનુ ફળ દશ દીનમાં મળે, ગુમ થયલી ચીજ જલદી મળે, ફરજંદ આવે તે નેક બખ્ત હોય, જે આદમી યજશને કરે તેને દએપ આદર દાદાર સારો રસ્તો બતાવે.

**આદર યજદ—**

આતશ અને રોશ્નીપર મવકલ ફીરેસ્તો છે. એ દીને સફર કરે, ખાણું નહી પકાવે, રૂડાં કામ નહી કરે, બંદગી કરે, એ રોજે સખાવત કરે, દીલની મોરાદ બર આવે, આજારી પડે તે હેરાન થાય, ખ્વાબનું ફલ દીન ૧૦ ) માં ફળે.

**આદર યજદની સેફત—**

આદર યજદની મદદવડે કએકાઉશ પાદશાહને બબેવાર પાદશાહી મળી છે. દેવોના બ્હાયાથી કએકાઉશ પાદશાહ આસમાનની પાદશાહી લેવા

થકી ગયો, એટલે રેકાબ પક્ષીની સાથે થોડોક સીધોસામન બાંધીને પોતે તેપર બેઠો, અને રેકાબ પક્ષી ઉડયું તેની પીઠપર કએકાઉશ પાદશાહ પણ આસમાનની પાદશાહી લેવા ગયો. જે અહુરમજદની સાથે લડી રાજ લેવું પણ અહુરમજદે તેના પર એમ મેહેરબાની કરી કે તેને કંઇબી જીઆન નહીં પુગે અને ગોવાદ યજદને ફરમાવ્યું કે **શ્યાવક્ષ** નામે બળવાન શાહજાદો જનમશે તેથી કએકાઉશના જીવને હાની નહીં પુગે તેમ એને હેઠળ ઉતારો. તે મુજબ બન્યું. કએકાઉશનું નુર તથા જેબાઇ સર્વે ગયું અને કેટલાએક દીવસો સુધી દીલગીર રહો. પણ શાહજાદા **શ્યાવક્ષ**ની ખાતર અહુરમજદે આદર ખોરેહને ફરમાવ્યું જે એને પાછું આપ. જેથી બીજી વાર નુર તથા જેબાઈ, ઇજત, તથા પાદશાહી કએકાઉશને આદર ખોરેહથી મળી.

**શ્યાવક્ષ**નો હેવાલ એ બન્યો જે કએકાઉશને ત્યાં જનમ્યા બાદ તેની સાવકી મા નામે **સોદાબે** રાણીએ કએકાઉશને ભરમાવ્યું જેથી શાહાજાદાપર ઘણો જુલમ થયો ને તેથી તુર્કસ્તાન તરફ નીકળી ગયો. જ્યાં અફરાસીઆબની બેટી સાથે પરણ્યો અને અફરાસીઆબે તેના પર બહુ મેહેરબાંની રાખી થોડાંક ગામોની પાદશાહી આપી. અફરાસીઆબનો ભાઈ કરશેવજ નામે હતો તેનાથી એ નહીં દેખી શકાયાથી અફરાસીઆબને ભરમાવીને લડાઇ કરાવી, શાહાજાદા **શ્યાવક્ષ**ને બેગુનાહ મારી નખાવ્યો. તે વખતમાં **શ્યાવક્ષ**ની ઓરત બાનું ફરંગીઝને હમેલ હતા જેથી તેના પરબી ખુબ જુલમ કરાવ્યો. જેથી અફરાસીઆબનો વજીર પીરાંનપીર નામે હતો તે પોતાને ઘેર તે બાઇને લઈ ગયો ને પોતાની બેટી બરોબર ગણી ખીદમત કરી, ત્યાં તે બાઇ છુટી અને કએખુશરૂ પાદશાહનો જન્મ થયો. નવ વર્ષની ઉમર કએખુશરૂની થઈ ત્યારે વજીર પીરાંને, તે શાહાજાદાને દરબારમાં દાખલ કર્યો અને પછી ઇરા-નમાં જ્યાં કએકાઉશ પાદશાહ રાજ કરતો હતો ત્યાં મેળવ્યો. હવે કએકાઉશ પાદશાહનો બીજો બેટો ફરેબરૂજ નામે હતો. તેથી જ્યારે કએકાઉશ પાદ શાહે પોતે પોતાની હયાતીમાં કએખુશરોને રાજ સોંપવા ફરમાવ્યું તે વખતે તુશે કએકાઉશને કહ્યું કે તારા બેટા ફરેબરૂજને પાદશાહી આપ, તે ઘણો લાયક છે. કએકાઉશે કહ્યું બન્ને સરખા છે. એનો ઇનસાફ એવો છે જે દેવોનું એક શેહેર છે તેને ફરતો કોટ છે તે શેહેરનું નામ **દેજ બાહમન** છે. ત્યાં કોઈ જઈ શકતું નથી. કએખુશરો અથવા ફરેબરૂજ ત્યાં જાય અને તે શેહેર આ બેમાંનું જે કોઈ કબજે કરે તેને ઇરાનની પાદશાહી આપું. આ બાબદપર કએખુશરૂ અને ફરેબરૂજ બેઉ રાજી થયા. પ્રથમ ફરેબરૂજ ભારી લશ્કર લઇ નીકળ્યો. અને **દેજબાહમન** ગયો, ત્યાં ઘણો હલાક થયો. અને

**હેજબહમન** જીતાયો નહીં તેથી પાછો આવ્યો. જેથી કએકાઉશ પાદશાહે કએખુશરૂને ફરમાવ્યું કે તારા લશકર સાથે તું **હેજબહમન** જા, તું જો એ મુલુકપર ફતેહ પાંમે તો તુને પાદશાહી આપું. નામદાર શાહાજાદો કએખુશરૂ ભારી લશકર સાથે **હેજબહમન** ગયો, અને ત્યાં પુગ્યો ત્યારે કએખુશરૂએ આસમાન પરથી એક નુર ભરેલો સોલો દીઠો અને જોત થઇ, તે જેમ હવામાં પંખી ઉડે તેમ તે નુરની જોતનો ટુકડો આવીને કએખુશરૂના ઘોડાના કાનપર પડયો, તેથી કએખુશરૂએ તે નુરનું નામ આદર ગુશે અસ્પ રાખ્યું. તે નુરની એજમતથી કએખુશરૂએ **હેજબહમન** ફતેહ કીધો. અને ઇરાનસર જમીન આવી પુગ્યો અને પાદશાહી લીધી.

બીજું એક જામાસ્પ હકીમ ફાજેલ પેદા થયો તે આદર યજદની મદદવડે ડાહાપણુ નુર પાકીજગી મળ્યાં અને દાનાઇ ઘણી વધી. આદર યજદ પાદશાહો, વજીરો, દશતુરો વિગેરેને અકલ નુર આપે છે જે કોઇને મુસ્કેલ શક્તિ રંજ હોય તે આસામીએં આદર રોજે ખેરાત કરવી.

**આવાં અરદવીસુર બાનું—**

આ નારી જાતિ ફરેસતો ખુદાઈ શક્તિ છે, કે જેથી ખુદરતે પાણીપર મવકલ ગણેલો છે. દુન્યાને આબાદી, પૃથ્વીને ફળદ્રુપપણું, રાજ્યોની કીર્તી, પેહેલવાનોને ફતેહ, મોબેદોને ડાહાપણુ અને પાકીજગી મરદોને મની, અને હમેલવાલી ઓરતોને કૌવત વિગેરે એ યજદ થકી છે. એ દીને આવાં અરદવીસુર નીઆએશ ભણવી. દર્યા તથા નદીની સેનાએસ કરવી. ખેતીવાડી અને ઘરની ઇમારત સંબંધી કામ એ દીને કરવાં, ઘોડો ખરીદ કરવો, પણુ કોઇને અનામત આપવી નહીં. એ દીને આવેલું ફરજંદ નેકબખ્ત હોય, જે કોઈ બીમાર પડે તે જલદી સારો થાય, આવેલા સ્વપનાનું ફલ દીવસ ૧૦) માં ફળે, સાંભળેલી ખબર સાચી હોય, ગુમ થયલી ચીજ તથા આદમી પાછું નહીં મળે.

**ખુરશેદ યજદ (સૂર્ય)—**

એઉ જેહાનને રોશની અને નુર પહોંચાડનાર છે. તે પોતાની તેજી રોસ્નીથી જમીનપરની દુર્ગંધી બાળી હવા સ્વચ્છ કરે છે. આ યજદ બુરી હવાને સાફ કરનાર ગણાય છે. બામદાદ પછી સહવારના પહોરમાં પૂર્વ દિશાએથી ખુરશેદ યજદની સ્વારી નીકળી કે તેનાં નુરથી હવા ગરમ થઇ, પલીદી દુર થાય છે. જેમ જેમ ખુરશેદ ઉંચે આવે તેમ તેમ કુવા, તલાવ, નદી, દર્યાવ વિગેરે પાણી સ્વચ્છ થાય છે. જેહાંનનો માલેક ખુદ ખુદરત છે જ્યારે

રાજા ખુદશેદ યજદ ગણાય છે. ગુજરાતીમાં સૂર્યે કહે છે, અથવા સુરાજા કહે છે તે ઉપરથી આપણા લોક સુરજ કહે છે. બાગ, બગીચા, ખેતી વિગેરેને ખુરશેદની ગરમી નહીં મળે તો પાક બરોબર નહીં થાય; દર દીવસમાં ત્રણવાર ખુરશેદની નીઆએસ કરવી સજાવાર છે.

એ દીને છોકરાંને નીશાળે મુકવા, ખુશાલી કરવી, ફરજંદ આવે તે નેકબખ્ત હોય, ખ્યાબનું ફળ દીન (૫)માં ફળે, આજારી પડે તે સેતાબ સારૂં થાય, એ દીન બીજાં કામ નહીં કરીએ.

**મોહોર યજદ ( ચંદ્રમા )—**

એ દીન ખુશાલી રામશની કરવી, માહાબોખતારની નીઆએશ કરવી. ચંદ્રમા પોતે પોતાના નુરથી વનસ્પતીને તાજગી બક્ષે છે. તેમજ પેહેલાં પેદા થયેલાં પ્રાણી, પ્રથમ ઉત્પંન થયેલા ગોશ્નાને તેમજ વનસ્પતીને વધારે છે. એ દીને બાજ આફરગાંન યજશને માહ યજદને નામે કરવાથી નેક મુરાદ ચાહેલી બર આવે છે. એ દીને જોયેલા ખ્વાબનું ફળ દીન પાંચમાં મળે, ગુમાયલી ચીજ જલદી મળે, આરંભેલું કામ અધુરૂં નહીં મુકવું. એ દીને સારૂં કામ કરવું, ઘર બાંધવું, પણ કોઇને અનામત નહી આપવી. એ દીને આજારી પડે તે જલદી સારૂં થાય, ખબર સાંભળ્યે તે જુઠી હોય, દરરોજ નહીં બને તો દર મહીનામાં ત્રણવાર માહબોખતાર નીઆહશ કરવી સજાવાર છે. મોહોર રોજે, ચાંદરાતે, પુનમને દીવસે.

**તીર યજદ—**

વરશાદપર મવક્કલ ફીરેસ્તો છે. ( અગ્ની ખુણેની સફેદ હવા છે જે તેશતર તીરને નામે ઓળખાય છે તેમાંથી એ યજદની ઉત્પન્તી છે ) સેનારા ગ્રહોનો એ ધણી છે, અપઓશ જે દુકાળ અને મરકીનો દેવ ( નૈરૂત્ય ખુણેની બદ હવામાંથી ઉત્પંતી અપઓશ દેવની છે ) તે દેવ, તેશતર તીરને વર્ષાદ લાવવામાં બહુ હાની કરે છે. તે પર તીર યજદ વાદલાંથી વર્ષાદ લાવે છે. તેની મદદમાં દીન યજદ રહે છે. અને બળ મલવાથી વર્ષાદ લાવવામાં ફાવે છે. એ યજદ લાંબી ઉમરનો વધારનાર છે, એ રોજે સખાવત કરવાથી દીલની મુરાદ હાંશેલ થાય છે. એ દીવસે તાલીમ તથા તીરંદરાજીનો હુન્નર શીખવો, એ દીને જન્મેલું ફરજંદ કમતાલે હોય, એ દીને બીમાર પડે તે જેહેમત ખેંચે, ખબર સાંભળ્યે તે જુઠી હોય, નાસી જાય તે ફરી નહીં આવે, ખ્વાબનું ફળ દીન (૨૦)માં ફળે. ખલકની ઉમર એને હાથ છે, અને ખેરાત કરવી રવા છે, મુરાદ હાંસેલ થાય. ઉમર વધે.

## તેશતર તીર યજદની સેફત.

પાક જરતોસ્તે અહુરમજદને પુછ્યું કે તીર યજદની સેફત શું છે તે મને કહે. અહુરમજદે પોતે જરતોસ્તને કહ્યું કે સાંભળ અએ જરતોસ્ત, તેશતર તીર તે [1]વર્ષાદ લાવનાર ફરેસ્તો છે, વાદળાંનો ઉપરી છે. વાદળનો

[1] વર્ષાદ માટે ગુજરાતીમાં એક દંતકથા છે કે હિંદુસ્તાનમાં ઉજ્જેની નગરીમાં વીર વિક્રમાજીત રાજાએ રાજ કર્યાબાદ તે નગરીમા ભોજરાજાએ રાજ વાપર્યું તે વખતમાં રાજા ભોજે હુકમ કાઢયો કે દુન્યાના રાજ્યકર્ત્તાઓમાં કહો રાજા વધારે સારો છે? અને તે સેફતમાં જે કોઈ ટુંકી અને આખો અર્થ સમજાય એવી કવેત રચી લાવે તેને સારૂં ઇનામ મળશે. વિગેરે. ઉજ્જેની નગરીના સર્વે લોકમાં આ બાએ ચર્ચા થઈ અને ઘણા એક આસામીઓએ કવીતા રચી રાજા સન્મુખ દરબારમાં લઇ ગયા. તે અમલમાંજ એક બ્રાહ્મણ હતો જેને પોતે પણ વિચાર્યું જે નસીબ અજમાવવું, કંઇ મળશે. તેથી તેનેબી કવીતા રચી કે—

ફુલ તો જાયકા, દુધ તો ગાયકા;
રાજા તો ભોજ રાજા, ઓર રાજા કાયકા.

અર્થ—કે જાસુદીના ફુલ બરોબર બીજું ફુલ નહીં, ગાયના દુધ બરોબર બીજું દુધ નહીં, અને ભોજ રાજા જેવો બીજો કોઈ રાજા નથી.

બનાવ એમ થયો કે ઉપલી કવીતા વખતે દરબારમાં ભુલી જવાય તેથી તે બ્રાહ્મણ ઘેરથી નીકળ્યો, તે રસ્તામાં ચાલતાં ચાલતાંબી મોટેથી બોલતો બોલતો જતો હતો, તે એક ખેતરમાંથી ચાલી જતો હતો તેટલામાં ખેતરનો ધણી ખેડુત હતો તેને પેલા બ્રાહ્મણને પૂછ્યુ કે ભાઈ! આટલી સકાલ સહવારમાં વાહાણું પણ નથી વાયું ને તું ક્યાં આમ બડબડતો જાય છે? બ્રાહ્મણે કહ્યું કે "આપણી નગરીના રાજા ભોજે જાહેરનામું કરેલું તે તો તું જાણતો હશે? તેનો આજે દરબાર ભરાશે ને જેની કવેત સારી હશે તેને ઇનામ મળશે." ખેડુત કહે છે કે "ભાઈ! તને ઈનામ મળી રહ્યા બાદ રાજા આગળ અરજ કરજે ને મને બોલાવજે." બ્રાહ્મણે ટુંકમાં કહ્યું કે 'વારૂં,' કહી ચાલતો થયો. રસ્તે જતાં બ્રાહ્મણના મનને વિચાર થયો કે ખેડુતે કહેલું હું કહું અને મારૂં ઈનામ મેળવેલું રદ જાય તો? માટે નહિ કહીશ. મનથી એવું વિચારી દરબારમાં જઈ નમસ્કાર કરીને પછી ઉપલી કવેત કહી, જેથી ભોજરાજા ખુશી થયો અને ઈનામ મલ્યું. બીજાઓનેબી મલ્યું. તે જોઇ બ્રાહ્મણે કહ્યું કે "રાજા સલામત, હું હમણાં આવતો તો તે વખતે એક ખેડુતે દરબારમાં તેને બોલાવવો એમ કહેલું છે, તેથી આપની પરવાનગી હોય તો બોલાવું." રાજાના હુકમથી વજીરે તેને બોલાવ્યો જેથી ખેડુત આવ્યો અને કહ્યું કે આ કવેત નીચે મુજબ છે.

ફુલ તો ગુણકા, દુધ તો માયકા;
રાજા તો મેઘરાજા, ઓર રાજા કાયકા.

અર્થ—એટલે કે કપાસના ફુલ જેવું બીજું ફુલ નથી કે જે વગર રૂ થાય નહિ અને

મેં સર્વ અખ્તયાર સોંપ્યો છે તેથી જેહાંન ખુશી છે. એ સફેદ હવા છે, તે હવાથી જ્યારે વાદળાં દરીયામાં આવી, પાણી લઇ ઉપર ચહડે અને આસમાનસે લાગી પોતાના હીંગામપર પાણી રેડે, જેહાનમાં ઘણી મેહેરબાની કરે. જો વર્ષાદ નહી વર્ષે તો એક પણ આદમી જીવી શકે નહીં. વર્ષાદથી આલમ આબાદાન છે, આલમનું માએયું તે વર્ષાદનું પાણી છે, તેથી ખલક ખુશાલ દીલ બેફીકર થાય, સર્વ જમીનની ઉત્પન્તી વર્ષાદના પાણીથી છે, એનો ફાયદો ઘણો છે, તેશતર તીર યજદનું તમામ કામ બક્ષેશનું છે. જેમ વર્ષાદ વધારે વર્ષે તેમ નદી, તલાવ, દરીઓ, ચશ્મા, કુવા, ખાડી, સર્વ પાણીની વૃદ્ધિ થાય છે. તેમ આલમને ખુશી ઘણી થાય. જો કોઇ બીમાર થાય અથવા મરવા પડયું હોય તેવારે તીર યજદને દોઆ કરે, જે કાંઇ હાજત માંગે તે રવા થાય, તમામ આદમીનો અખ્તયાર તીર યજદને સોંપેલો છે. આદમીઓની જાતમાં રવાન તથા જીવ તેશતર તીર યજદ રાખે છે. તમામ આદમીઓની ઉમર એ યજદ જ્યાદે કરેચ જેવારે કોઇ મરવા પડયું હોય તે તેશતર તીર યજદને અરજ કરે તો ઉમર દરાજ ( વધારે જીંદગી લાંબી થાય ) થાય, એ ખેરાત કરવી રવા છે, ખેરાત કરી દોઆ માંગે તો મોરાદ હાંસલ થાય. ખલકની ઉમેદ અને ઉમરદરાજી તીર યજદને હાથ છે.

**ગોશ યજદ.**

આ નારીજાતી યજદ અતિવૃદ્ધિ કરનાર, કૌવત આપનાર, તનદુરસ્તી આપનાર, આગાહી કરનાર છે. આ યજદ બેહેમન અમેશાસ્પંદના ગોસ્પંદોની પાસબાન છે, એક રાતમાં સાતવાર ગોસ્પંદોની ચોકી કરે છે, જેથી નાપાક હેરેમન તેમને ફતવા આપી શકતો નથી. તેમજ એ યજદ સર્વ પાદશાહોને

---

કપડાં વણાય સીવાય નહી તે ફુલ બહુ ઉપયોગી છે. વળી માયના દુધ વગર બાલકને સંતોષ થાય નહીં, અને મેઘરાજા જેવો રાજા બીજો આ પૃથ્વીપર નથી. એટલે કે વર્ષાદ વર્ષે નહીં, ધાન્ય, તરકારી, લીલોતરી પાકે નહીં, ઢોરઢાખર રહે નહીં, ઈનશાન જીવે નહીં, પછી આ દુનિયાનો ઇનશાન રાજા શું પાદશાહી કરે? આથી રાજા ભોજ ગુસ્સે થયો, પણ વજીરે સમજાવ્યો કે એ ખરૂ કહે છે. વિગેરે.

ખેડુતે વધું કહ્યું કે જો રાજા, મને કંઈ ચીજ તારા રાજમાં કમી નથી, હું ખેતીવાડી કરી મારૂં સ્વતંત્રપણે ગુજરાન કરૂં છું અને જે તકદીરનું નીમક રોટલી મળે છે તેપર સંતોષ પકડું છું. મને કંઈ એમ નથી કે તારા અપમાન માટે આ મેં કહ્યું હોય એમ નહીં માનહું, જેથી રાજાનો ગુસ્સો શાંત થયો. વજીરે પણ કહ્યું કે રાજા એને ખરેખરૂં ઈનામ ઘટે છે. તેથી થોડીક જમીન રાજ તરફથી ખેડુંતને ઈનામમાં મળી. મેઘરાજા વગર દુનિયા અટકી પડે એમાં નવાઇ નથી.

પ્રગટ કર્તા.

યારી તેમજ મદદ આપનાર છે, એ દીને ખુબીનાં કામ કરવાં, રામશની કરવી, જણુસ હરેક લેવી, ખુશાલી કરવી, નવાં કપડાં પેહેરવાં, ઓસડ નહીં કરવું, ફરજંદ આવે તે નજુમી હોય, આજારી પડે તે સેનાબી સારૂં થાય, ખ્વાબનું ફળ દીન (૨૦) માં ફલે, કોઇ નાસી જાય અથવા વસ્તુ ગુમ થાય તે પાછી નહીં આવે, ખબર સાંભળે તે જુઠ્ઠી હોય, એ રોજે ગોશ-યસ્ત ભણીને આરાધના કરે તો તુરત મુરાદ ફળે સુખ મળે.

**ગોશ યજદની સફેત—**

જરતોસ્તે દાદાર અહુરમજદને પુછ્યું જે અએ પેદા કરનાર અને વૃદ્ધિ કરનાર મીનો તું મને કહે કે ગુશરંગને તે શું શુ કામ સોંપેલું છે. તે મને કહે, પાક દાદારે જવાબ દીધો જે અશો જરતોસ્ત, તું સમજ કે બેહેમન અમેષાસપંદની પેદાયશ મેં ગોશરંગને સોંપીચ. તમામ ગોશપંદ મુર્ગ તથા પંખી સર્વનો પાસબાંન છે એ જો રંજ સખ્તી ખેરે નહીં તો બદ હવાઓ ઘણું નુકશાન કરે અને ઘણા ફતવાઓ આપે. બેહેમનની ખલકને રાખનાર ગોશરંગ જેવી નહીં હોય તો વાઘ વરૂની ચુંગાલથી એકબી ગોશપંદ બચવા પામે નહીં એ નારીજાતી ફરેસતો છે. જમશેદ પાદશાહે હારેમન સાથે લડાઇ કરી દોજખનો દરવાજો બંધ કીધો, તેથી ૭૧૮ વર્ષ વેર મોહોત આ દુન્યાથી નાબુદ હતું, પણ છછુંદરે ( ઉદરડીએ ) દોજખનો પાયો કોતરી દરવાજો પાડી નાખ્યાથી દોજખનાં બારણાં ખુલ્લાં થયા જે ક્યાંમત વેર રહેશે.

તેમજ ફેદુન પાદશાહે ગોશમજદની મદદથી જોહાકને કેદ કર્યો, જે દેમાંવંદ કોહપર તાંગીઓ હતો. વળી કએખુશરૂ પાદશાહ પોતાના બાપ **સ્યાવક્ષનો** કીનો લેવા થકી **અફરાસીઆબને** હરાવ્યો ત્યારે **કએખુશરૂના** હાથથી બચી અફરાસીઆબ નાસવા લાગ્યો ત્યારે **ગોશયજદે** આ અફ-રાસીઆબને હોમ દશતુર પાસે પકડાવીને કએખુશરૂને હવાલે કર્યો હતો. આથી **ગોશ યજદ** મુસ્કેલીનો તાળનાર છે. સાચા દીલથી આરાધના કરનારને મદદ આપે છે. આ યજદ **નારીજાતી** ફરેસતો હોઈ હીંમતે બહાદુર છે, તેજ મીજાજ અને ઉતાવળ્યુ કામ તેમજ મોટાઇનો દરજ્જો મેળવ્વો એ એનો મુખ્ય હેતુ છે.

**દએપ-મેહેર-દાદર યજદ.**

એ દીને ગોશલ કરે, નખ, વાળ, ઉતારે, સલાહ સોબત કરે, જમીન ખરીદ કરે, ઇમારત બાંધે, બાળકને નીશાળે મુકે, ખુદરતને નામે સેતાએશ બંદગી એ દીને કરવી, ફરજંદ આવે તે દાનાવ હોય, ખ્વાબની તાસીર તેજ દીને ફળે, ખબર સાંભળે તે સાચી હોય, નાહસી જાય તે

નહીં આવે, લડાઇમાં સુલેહ કરાવનાર આ યજદ છે. એ રોજે ગરીબમાં નાણું વહેંચવાથી આફ્રત ટળી જાય છે, બંદીખાને પડે તે ઘણા દહાડા રહે.

**મેહેર યજદ—**

આ યજદ મેહેર ભર્યો છે, એનો સાથી રામ યજદ છે. એ મેહેર યજદ શારીરિક અને નીતિવાન રોશ્નીપર મવક્કલ છે. એ નીતિમાં રોશ્નીના રૂપમાં સ્વચ્છતાઇ, પ્રમાણીકપણું, વચન, દોસ્તી વિગેરેનો સરદાર છે, આ યજદની બેઠક અલબુરૂજ પહાડપર છે.

એ દીન મીઅજદ કરે, જો કોઇ આજારી પડે તો તે મેહેર નીઆએસ ભણે તથા ભણાવે, એ દીને મેહેરની નીઆએશ, દરૂન, બાજ, કરવાથી આફ્રત ટળે છે. એ દીને ઘોડે સ્વારી કરે, શીકાર કરે, જમીન ખરીદ કરે, એ દીને બદન સાફ કરી નવાં વસ્ત્રો પહેરવાં, ખેતીવાડી કરવી, બીજ રોપે, એ દીને ગુમાયલી ચીજ નહીં મળે, ફરજંદ જન્મે તે નેકબખ્ત હોય, સાંભળેલી ખબર જુઠ્ઠી હોય, ખ્વાબનું ફળ દીન પાંચમાં ફળે.

**મેહેર દાવરની સેફ્રત—**

પાક જરતોશ્તે અહુરમજદને પુછયું કે મેહેરદાવરને શું કામ સોંપ્યું છે. અહુરમજદે કહ્યું કે અલબુરૂજ પહાડપર આ યજદ દાવરી કરે છે. ઇનશાનના મરણની ચાહારૂમની બામદાદે તેનો ઇનસાફ થાય છે ત્યારે હીસાબ સુમાર થયેથી બેહેસ્તી [1]રવાંનોને બેહેસ્ત તરફ અને દોજખીઓને આસમોગને સોંપે છે, એ પોતે સચ્ચાઇપર મવક્કલ છે. કોલ આપી ફરે તેને મેહેર દરૂજીનો ગુન્હો લાગે.

**સરોશ યજદ—**

સરોશ રોજને દીન સેતાએસ બંદગી કરવી. બીજાં કામ નહીં કરવાં, નવાં કામ નહીં શરૂ કરવાં, જો કરે તો ઘાત થાય, છેવટ પસ્તાવું પડે. એ

૧. જામાસ્પી કેતાબમાં અને અવસતામાં તેમજ જરતોશ્તી ધર્મ ફરમાનોમાં દેખાડે છે જે જરતોસ્તી ઇનશાન ગુજરે તે તેની કરણી મુજબ સારૂ હોય તે બેહેશ્તમાં સુખ જુએ અને ખોટું કામ કરેલું દોજખમાં જાય છે ને આજાબ દેખે છે વિગેરે. હવે ખુદરતી રીતે આપણુ ઇનિશાનને ખ્યાલ થાય છે કે જ્યારે જરતોશ્તીઓ એમ છે ત્યારે બીજી કોમમાં ખુદરતે પુનર્જન્મ અને ફરી ફરીનો અવતાર કેમ બતાવ્યો છે ? કંઇ દરેક અવતાર થયાં પછીજ પારસી થઇને બેહશ્તમાં રહેતા હશે ? વિગેરે વિગેરે મનને શંકા ઉપજે છે. વળી સંસ્કૃત પુસ્તકોપરથી તેમજ બીજા ધર્મોનું વાંચણુ વાંચ્યાથી અને અવસતાથી માલમ પડે છે કે ખુદરત તે આ દુનિયાના તેમજ સર્વે પેદાયસના માબાપ સમાન છે ને ઇનિશાન પોતે આ દુનિયામાં કીધેલાં કાર્યોની કરણીને અનુસરીને બીજી દુનિઆનું સુખ મેળવે છે.

દીને ફરજંદ જન્મે તે તોફાની, લાંબી જીંદગીવાળો અને ચાલાક હોય. એ દીને જે માંદું થાય તે જીવે નહીં અથવા લાંબા દહાડા માંદગી ભોગવે. જોયેલા સ્વપ્નાની તાસીર તેજ દીને ફળે, સાંભળેલી ખબર ખરી ઠરે, ખોવાયલી ચીજ જલદી જડે, એનો હરીફ હેશમ દેવ છે. એ દીને બંદીખાને પડે તે સેતાબ છુટે.

**સરોશ યજદની સેફ્ત—**

જરતોસ્તે પુછેલા સવાલના જવાબમાં અહુરમજદે જવાબ દીધો જે સરોશ ય્‌જદ એ કામ કરે છે જે આ દુન્યામાં દરરોજ સાતવાર ફરે છે, અને બંદા તરફથી વડી સરોશ યસ્તની આશા રાખે છે, પણ જે ઘરમાં સરોશ યસ્ત ભણાતી નથી ત્યાં સેતાનબાજી ફાવે છે. રાત્રે ૧૦૦૦ દેવો બંદાને ફરેબ દે છે ત્યારે પાક સરોશ ય્‌જદની ખુરશી આગળ જે મુરઘ છે તેની પીઠપર સરોશ હાથ ફેરવે છે, તે વાસે છે, તેની પછી આ દુન્યાના તમામ મુરઘ વાસે છે ને તુરત હારેમન નાસે છે, તેથી વાસતા મુરઘને મારવો એ નાંરવા છે. એનો હરીફ હેશમદેવ[1] દર રાત્રે ઇનશાનોને ફરેબ આપી બુરાઈપર ઘસડે છે અને મરણ બાદ ચીનવત[2] પુલ પાસે આવી તેના રવાનને કમંદથી પકડી દોજખ તરફ ઘસડે છે અને આજાબ દીએ છે.

---

૧. આ દેવને ગુસ્સાનો દેવ અવસતામાં કહેલો છે. દરેક ઈનશાનમાં ગુસ્સો થાય છે તે અંશ આ બદ હવાથી છે. વળી જામાસ્પીમાં કહે છે કે એ દર રાત્રે ફરેબ આપે છે વિગેરે. તેનો ખુલાસો જે સૂર્ય અસ્ત પામ્યા પછી તેની રોશ્નની વગર બદહવાનું જોર થાય. જેથી સારાં કામોની આશા નહીં રહે.

૨. ચીનવત પુલ માટે અવસતામાં જાબજા લખાણ મળે છે કે માણસના મરણ બાદ પેલી દુનિયામાં જવા માટે આ પુલ છે. કેટલાકો એમ માને છે કે સાત બેહેશ્ત આસમાનની ઉપર છે અને ઉત્તર દીશાએ સાત દોજખ આસમાને છે.

ધર્મ સંબંધી લાંબો અભ્યાસ કરતાં તેમજ બંદગી વિગેરેના બળથી અવસતા લખાણ મુજબ જણાય છે, કે આ દુનિયાની ઉત્પત્તિમાં શરૂઆતથી બે મીનો છે. એક ભલાંનો ઉપરી છે જેથી ભલાઈ નીપજે છે. તે સપેનતમઇન્યુસ કહેવાય છે. જ્યારે બીજો અંગ્રમઈન્યુસ જે બદહવા છે જેથી ભલાં કામોની અને ઉત્પત્તિની આશા નથી. સપેનતમઇન્યુસ વૃદ્ધિ કરનાર છે. દુનિયાની આબાદી સુખ ઇચ્છે છે. જ્યારે અંગ્રમઈન્યુસથી બરબાદી અને કુસંપ છે. જ્યારે સપેનતમઈન્યુસથી સાત બેહેશ્ત ખુદરતી થયાં. જ્યારે અંગ્રમઈન્યુસે સાત દોજખ જમીનમાં ઉત્તર દીશા તરફ બાંધ્યાં. જ્યારે આ ચાલુ જીંદગીમાં દરેક ઇનશાન સમજે છે કે સદ્‌ગુણથી ફાયદો અને દુરગુણથી ગેરફાયદો છે પણ તે સંપુર્ણ ભવસાગર પાર ઉતરવા માટે સદાએ

**૨૨ને રાસ્ત યઝદ—**

આ યઝદ સચ્ચાઈ અને ઇનશાફપર મવક્કલ છે. એ દીને મીઅજદનું આફરગાન કરાવે, ખુબીનું કામ કરે, રાસ્તી બોલવું, દવાઈ ખાવી, ફરજંદ આવે તે નેક કદમ હોય, ખ્વાબની તાસીર દીન (૧૫) માં ફળે, જો કોઇ બીમાર થાય તે જલ્દી સારૂં થાય, ગુમાયલી ચીજ હાથ નહીં આવે, સાંભળેલી ખબર સાચી હોય, એ **દીને ૨૨ને યશત** ભણે તો સવાબ મળે.

**૨૨ને રાસ્તની સેફત—**

જામાસ્પી મુજબ એ યઝદને મેહેરદાવર, આસતાદ અને સરોષની સાથે મરણ પામેલાઓના આત્માનો હીસાબ તપાસનાર તરીકે નેમેલો છે. આ મીનોઇ, બેહસ્ત, અહુરમજદના મુકામો, અને ગ્રહોના મુકામોપર હાજર રહે છે. એ યજદ ગુનેહગારોને ઉગારવા રેહેમ દીલથી બનતું કરે છે. પણ બુરા દોજખીઓને બચાવતો નથી. પણ જો રવાંનના ગુનાહ તથા સવાબ સરખા

---

સદ્દગુણ શાથી દરેક ઈનિશાનથી થઈ શકાતું નથી અને જ્યારે કોઈબી ઇનશાન કોશેશ કરે તો બદહવાનાં ફરેબ ગેબી થાય જેથી સીલસીલાબંધ આખી જીંદગી કોઇબી ઈનિશાન સર્વ સદ્દગુણથી ભરપુર કરી મીનોઇમાં જલદીજ પહોંચે એમ નથી. વળી મીનોઈ દુનિયા તે આસમાન ઉપર નથી પણ જેમ એક શહેરથી બીજે શહેર જઇએ અને વચ્ચે નદી આવે તો પુલ બાંધેલો હોય છે તેપરથી પસાર થવાય છે તેમ આ ગેતી અને મીનોઈ દુનિયા વચ્ચે ચીનવત પુલ છે અને તે દુનિયા પણ આ દુનિયા માફકજ છે. કેટલાક વિદ્વાનો એવું કહે છે કે હાલનું કોલંબો શહેર જેને અસલ હીંદુઓમા રાવણની લંકા કહેતા, અને અસલ અવસતાનું જરનેગાર શહેર કહેતા. તે કોલંબોને માર્ગે જતા દરીઆમાં પાણીમાં વંતોલીઆનો વમલ છે અને તેથી વહાણોની આવજા નહીં થાય ને તોફાનમાં વહાણ નહીં વીતલાય તે કારણે ત્યાં એક બાધકામ કર્યું છે.

જો એ વમલ ભાગે તો ત્યાંથી મીનોઈ જવાનો રસ્તો છે અને આગળ ઉપર ખુદરતી તેવા જીવો ઉત્પન્ન થઇને તે શોધ થશે; અને ખુદરતી આ વમલ ભાગશે. તેમજ કોલંમબસે જેમ અમેરિકાખંડ શોધી કાઢયો. તેમ આ મીનોઈ દુનિયાની શોધ કરશે. અને મીનોઈ તથા ગેતી તે હાલ જેમ સાત ખંડ છે તેમ થશે.

વાંચનાર વિચારશે કે અવસતામાં જાબજા મીનોઈ દુનિયા માટે લખાણો છે પણ તેની આજ દીન સુધી શોધ નહીં થઈ તો ઉપર લખેલું કંઈ કલ્પનાશક્તિ હશે. પણ બેહેશ્ત તેમજ મીનોઇ માટે આ કેતાબમાં "દુનિયાની ઉત્પત્તિ" એ લખાણ વાંચવાથી સમજ પડશે. અને આખુ પુસ્તક વાંચતાં સંપૂર્ણ સમજ પડશે.

પ્રગટ કર્તા.

હોય તો તેને હમેસ્તગાંમાં મોકલે છે. [૧]હમેશતગાંમાં દીવસે ગરમી અને રાત્રે ઠંડી પડે છે, તેમજ તે જહાંન આસમાન જમીનની વચ્ચે છે. એ રોજે રશ્ના યસ્ત પઢી, પછી આફરગાન કરવું રવા છે. ખુદ ખુદરત રાસ્તી શસ્ત સાહેબનો આ દીવસ ગણાય છે.

**ફરોખ ફરવરદીન યજદ—**

આ યજદ સર્વે અશો માણુસોના ફરોહરોપર મવક્કલ છે. તેમજ બેહેસ્તનો નેઘેહબાંન અને ફરતા રંગને પાસબાંન છે. એ દીને ગોશ નહીં ખાય, અશો રવાનનાં દરૂન કરે, હરેક કામકાજ રૂડાં કરવાં, સફર કરવી, કોઇને અનામત નહીં આપવી, સોગંદ નહીં ખાઇએ, નવાં કપડાં પેહેરવાં, વેતરાવ્વાં, ફરજંદ આવે તે નેક—બખ્ત હોય, ખ્વાબનું ફળ દીન (૮) માં ફળે, આજારી પડે તે ઘણા દહાડા બીમારી ભોગવે, ખબર સાંભળે તે સાચી હોય, જે નાસી જાય તે સેતાબી હાથ લાગે, એ દીન ધર્મ કરે તો મુરાદ પામે. એ દીને ફરવદીઆન જઇને ફ્રુટ ભણાવાનો ચાલ છે.

**ફરોખ ફરવરદીનની સફેત—**

આ યજદ કેરેસાસ્પ પેહેલવાનના કાલબુદની નીગેહબાની રાખે છે. તથા હોશેદરમાહ, હોશેદરબામી, અને શોસીઓસ એ ત્રણ પેગમ્બરો માટે નીગેહબાની કરે છે. એ અશોનાં ફરોહરોની નીગેહબાની કરે છે. આ યજદ અશો ફરોહરોનો ઉપરી હોવાથી અસલ વખતથી આ રીવાજ જરતોસ્તીઓમાં ચાલુ છે જે ફરવરદીન રોજને દહાડે, ફરવરદીઆન જઇ (દોખમાં નજદીક જઇ) મીઅજદ ભણવી, ભણાવવી અને ગુજરેલાંઓની આરાધના કરવી. "એથી સવાબનો હંબેરો હાંસલ થઇ નડત[૨] દુર થાય છે."

**[૩] બેહેરામ યજદ.**

એ દીન ખુશાલીનું મીઅજદ આફરગાન કરાવે, જે હાજત ખુદાતાઆલા

---

૧. ઘણા વિદ્વાનો એમ કહે છે જે એ હમેસ્તગાં બેહેસ્ત તે આ દુન્યામાજ છે, જે બીચારાઓને ઘરબાર વગર રહેવું પડે અને દીવસના સૂર્યના તાપમા રખડી ભીખ માગી પેટ ભરે અને નાવારસ હોવાથી રાત્રે ગમે ત્યા ચોગાનમાં પડી ઉંઘે છે. તે ખરેખરૂં 'હમેસ્તગાં' છે.

૨. દસ્તુરો મોબેદોનું કહેવું એમ છે ખરૂં પણ ખરી રીતે જોતાં નડત અને દુઃખદર્દ તેમજ કોઇબી પ્રકારની મુશ્કેલીમાં "અશો હોમ યજદ" ની આરાધના (યજશને જશન દરૂન બાજ હોમ યજદનાં) કરવાથી મુશ્કેલી ટળે છે.

૩. બેહેરાંમ યસ્તના પેહેલા દશ કરદામાં ભણે છે જે બેહેરામ યજદ દશ જાતની સુરતે આદમીની મદદે આવે છે, પેહેલા કરદામાં કહે છે જે "અહુરમજદના પેદા કરેલા સખત ખુશનુમા પવનના રૂપમાં ઉડીને જાય છે."

પાસે માંગીએ તે સેતાબ આપે, સફ્ર કરવી, હરેક કામ કરવાં, ફરજંદ આવે તે બખ્તાવર અને નજુમી હોય, જે કોઇ એ દીને આજારી પડે તે મરે, અથવા તો ઘણો રીબે, ખ્વાબનું ફલ દીન (૭) માં ફળે, ખબર સાંભળીયે તે સાચી હોય, બુરા ગ્રહની નડતર હોય તો આ યસ્ત ભણે છે જેથી નડતર દુર થાય છે.

---

કરદો ૨ જો. "બેહેરામ, યજદ સોહામણાં, પીલા કાનવાલા, સોનેરી સીંગડાંવાળા, ગોધાના શરીરમાં દોડી જાય છે, તે સીંગડાપર ખુબસુરત અમ બેઠેલી હોય છે."

કરદો ૩ જો. બેહેરામયજદ, સફેદ યા કીરમજી રંગનાં સોહામણાં, પીળા કાનવાળા તથા સોનેરી પાખરવાળા ઘોડાના શરીરમાં દોડી (મદદે) જાય છે.

ચોથી વખતે બેહેરામ યજદ, ભારબરદાર પાળવા જોગ, ઝડપથી દોડતા, જોરાવર, આગળ પગલાં ભરનાર, માણુસનો માલ લઈ જનાર, જીવધન લઈ જનાર, એવી સીફતનાં ઉંટના શરીરમાં ચાલીને જાય છે.

પાચમી વખતે બેહેરામ યજદ, સામે થનારા તીક્ષણુ દાંતવાળા બહાદુર તીક્ષ્ણુ ખરીવાળા, એકદમ મારનાર, જોરાવર, મજબુત બાંધાનાં, આસપાસ જનારા ડુક્કરના શરીરમાં ચાલી જાય છે.

છઠી વખતે બેહેરામ યજદ, ખુબસુરત પંદર વર્ષના, ચળકતી આંખવાળા, નાઘલી એડીવાળા, સોહામણા માણુસના શરીરમાં ચાલી જાય છે.

સાતમી વખતે બેહેરામ યજદ પાંખ ફફરાવતા, નીચેના ભાગમાં જોરાવર, ઉપરના ભાગમાં જખમ કરે એવા પક્ષીના શરીરમાં ઉડીને જાય છે.

આઠમી વખતે બેહેરામ યજદ, જંગલી, સોહામણા, નીચે વળી ગયલાં શિગડાંવાળા મેંઢાના શરીરમાં ચાલીને જાય છે.

નવમી વખતે બેહેરામ યજદ, ટક્કર મારનાર, સોહામણા, તીક્ષ્ણુ શીંગડાંવાળા, બકરાના શરીરમાં ચાલીને જાય છે.

દશમી વખતે બેહેરાંમ યજદ, નુરવાલા, સોહામણા, સોનાની મૂઠ સાથેની પેચવાળી તળવાર રાખનાર, હોરમજદના પેદા કીધેલા પેહેલવાનના શરીરમાં ચાલીને જાય છે.

**ખોરદેહ અવસતા બા માએની કા. એ. કાંગાકૃત.**

આ ઉપરથી અનુમાન થાય છે કે જ્યારે બેહેરામ યજદ દશ જાતની સુરતે ઈનશાનની મદદે જાય છે તો પુનર્જન્મ યાને ફરી ફરીને ઈનશાનનો અવતાર હોવો જોઇએ. એક અથવા આડકતરી રીતે જોતાં સર્વ શક્તિવાન પોતે તો એકજ છે અને સર્વ બીજો તે માલેકથીજ છે. અને કરણી મુજબનુંજ દરેક ઈનશાન ખેલી ખાય છે. દરેક ઈનશાનની કરણીજ તેને આરે રહે છે. કરણી મુજબજ તે મદદ પણ મેળવી શકે છે. આપણાં અવસતાનાં ભેદી લખાણો એવાં છે જે એકથી અનેક અર્થથી ભરપુર છે. કેથેબી ખુલ્લું લખાણુ એમ મળતું નથી કે "પુનર્જન્મ છે." પણ ભેદી લખાણની મતલબ એવી સમજાય છે.

પ્રગટ કર્તા.

**બેહેરામ યજદની સેફત.**

આ યજદ માણુસોને ફતેહ આપનાર અને દુશ્મનોનો નાશ કરનાર છે. પહાડો અને દરીઆનો પાસબાંન છે, જ્યારે દોજખી દેવો દુન્યામાં તોફાન કરે ત્યારે એ યજદ તેમને હતાવે છે, અને ઉશ્હેન ગેહમાં સરોશ અશોને અને આસતાદ યજદને બેહેરાંમ યજદ આ જેહાંન હવાલે કરે છે, જો કાંઇ આફત આવે યા બીમાર પડે તો બેહેરામ યસ્ત ભણે સેતાબ મદદ મળે. જો દુશ્મન જોરાવર સામો થાય તો બેહેરામ યસ્ત પઢવાથી ફાયદો છે. એ દીન આતશ—આદરાન યા આતશ—બેહેરામ જઇને ખુદાની બંદગી કરે તેને ઘણો ફાયદો છે, જો કોઈ બે ઇનિશાનો વચ્ચે લડાઇ હોય, યા જુમબેશ ચાલુ રહેતી હોય તો બેહેરામ યજદને આરાધે તો નડતર દુર થાય.

**રાંમ રોજ.**

આ યજદ મેહર યજદનો સાથી અને વાતાવરણનો મવક્કલ ફીરેસ્તો છે. વાતાવરણ માણુસોનાં સુખ માટે અગત્યનું સાંધન હોવાથી એ યજદ સુખ, ખુશી, રાંમસની ઉપર મવક્કલ છે. ચેહારમની બાંમદાદે રવાંનને દસતગીરી કરીને લઇ જાય છે. એ દીને જે ફરજંદ આવે તે એબદાર આવે અને બીમાર પડે, તે ઘણી પીડા ભોગવે. એ દીને રાંમશની, ખુશી, વીવાહ આદરણી, હરેક રૂડાં કાંમ તથા અધરણી, ઇમારત એ સર્વે કરવાં, ઓસડ નહી કરે, નખ, કેશ લેવાડે, નવાં વસ્ત્રો પેહેરે. ફરજંદ આવે તે એબદાર હોય. આજારી પડે તે નહી જીવે. ખ્વાબનું ફળ દીન (૮) માં ફળે. ખબર સાંભળ્યે તે જુઠ્ઠી હોય. જે કાંઈ વસ્તુ ગુમાય અથવા કોઇ નાહાસી જાય તે નહિ આવે.

**રાંમ યજદની સેફત.**

રાંમ યજદ વાતાવરણનો અને પવનનો ઉપરી છે, અને અવસતામાં લખાંણુ છે કે 'ભલો વાય' અને 'બદ વાય' બે છે.

'ભલો વાય' તે 'રાંમ યજદ' પોતે છે. અવસ્તામાં જગેજગ લખાંણુ છે કે 'મીનો રાંમ' ખુરાકમાં લેહેજત દેનાર છે. જરતોસ્તી ધર્મનાં ફરમાંન મુજબ રવાંનની નૈયતે ચેહારૂમની બાંમદાદે ચાર બાજ કરે છે. અરદાફરવશ, મીનો રાંમ, આસતાદ, રશ્ને, સરોષ, અને બાંમદાદે ઝઝકલાંમાં દહમનો કરદો કરે છે. એ મીનો રાંમની બાજ તે ભલા વાયની આરાધનાં છે.

'બદ વાય' ની હકીકત લખાંણુ મળે છે કે 'વીજર્સ દેવ' અને 'અસ્તો વીંધોતુ' નો એ સાથી છે. 'બદ વાય' તે 'મોહોતનો પેગાંમ લાવનાર દેવ' છે (ગુજરાતીમાં 'જમ' કહે છે) વંદીદાદની પાંચમી પર-

ગરદમાં જણાવે છે કે "જ્યારે માણસનો અંત આવે છે ત્યારે 'અસ્તો વીધોતુ' તે સખ્સનો જાન ગુંગલાવી નાખે છે અને 'બદ વાય' તેને લઇ ચાલતી પકડે છે." (વંદીદાદ)

હવારૂપે આ બન્ને બુરી શક્તિઓ કામ કરતી હોવી જોઇએ.

પ્રગટ કર્ત્તા.

**ગોવાદ યજદ.**

આ યજદ પવન ઉપર મવક્કલ હોઇ જેહાંનને વધારનાર અને હરેક ઓરવર, ખુશબો, વાદળ, વરશાદ, ગોસપંદ પંખીનો સરદાર છે. એ દીન એવું કાંમ કરે જે તેથી ખુબી હાંસલ થાય. એ દીને બુનીઆદી તથા નવું કાંમ નહી કરે. એ દીન ફરજંદ જંણે તે બુજર્ગ હોય, ખ્વાબની તાસીર સેતાબ ફળે, સાંભળેલી ખબર સાચી હોય. નાહાસી જાય તે ફરી નહી આવે.

**દેપાદ-દીન-દાદાર.**

આ યજદ રાસ્તીનો ધણી છે. એનાથી રાસ્તી પ્રગટ થાય છે. એ સવાબ ઉપર મવક્કલ હોઇ દીન ઉપર મુસ્તકીમ છે. એ દીને નવાં વસ્ત્રો પેહેરવાં તથા ગોસપંદ ખરીદ કરવાં. એ દીને વહુને ઘેર તેડે. કેશ ઉતરાવે, ગોસલ કરે, ફરજંદ આવે તે નેકતાલે હોય, દીઠેલા ખ્વાબનું ફળ માઠું હોય. એ દીને હરેક ચીજ ખરીદ કરવી. માદું પડે તે જેહેંમત ખેંચે પણ જીવે.

આ યજદ ઇનશાનને પાંચ વાત ઉપર ઓસતવાર રાખેછે. પેહેલું ઇનશાંનના મનને થાય કે ભલાઇ કરવી અને બેહેસ્તનાં કાંમ કરવાં. બીજું એ જે કીના કપટપર દીલ રહે નહી. ત્રિજુ મનશની ખુબ રાખે, તેમજ પાકીજગીથી ચલાવે, ચોથું જે અક્કલની વાત દાંનાંવોમે કરે. પાંચમું એલમ તથા અક્કલ તથા સવાબ આ ત્રણે ચીજપર દેલ સાબેત રાખે, અને એમ સમજે કે મને સવાલ થોડું છે તો સવાલનું કાંમ ચોક્કસ કરે. આ દીવસે અહુરમજદ યસ્ત ભણવાથી ફાયદો છે.

**દીન-દાવર-યજદ.**

એ પાક દીનનો ધણી અને દેવોનાં કાલબુદ ભાંજનાર નારીજાતી ફરેસ્તો છે. એ દીન ખરફસતર મારે. એ દીને દીનનું હરેક કાંમ કરે. એ દીને જનમેલું ફરજંદ કમતાલે હોય યા જલદી મરે. આ દીને સારાં કામો આરંભવાં નહી. એ રાતે દીઠેલા ખ્વાબનું ફળ દીન (૧૦) માં ફળે. એ દીને ખોવાયલી વસ્તુ તથા નાહાસી ગયલો આદમી પાછો હાથ આવે નહીં. એ દીને સાંભળેલી ખબર બરોબર નહીં હોય. અથવા ક્વચીત સાચી પડે.

**દીન દાવર યજદની સેફત.**

આ નારીજાતી ફરેસતો ઉત્તમ ખોરાક આપનાર, પરોપકારી, સાહાસીક, અને અશો છે. દરેક ચીજનો સરદાર છે. દેવોનાં કાલબુદ ભાંજનાર આ યજદ છે. જો કોઇબી ઇનશાંનપર આફત હાંદેશો આવી પડે અને દીનદાવરનાં નામથી યજશને જશન દરૂન બાજ એક મનથી નેક નૈયતે કરે તો સેતાબ ફાયદો મલે. આ રોજે દીન યસ્ત ભણુવી તુરત આરામ થાય. ખબરદાર રેહેવું જે નાહી પવીત્ર થઇ સારા વખતે ફક્ત કસ્તી કરીને, બીજુ કંઇબી નહી ભણુનાં, ફક્ત દીન યસ્ત ભણુવી બીજું સાથે ભણુવાથી ગુંચવણુ અને ગેરફાયદો થાય. બાદ રાસ્તીને રાહે ચાલે તો સુખી થાય. પણુ તે પછી કપટથી ચાલ્યાથી પોતેજ હાંદેશામાં પડે છે. '**દીન દાવર યજદ**' થી મીનો અને ગેતી બંન્ને જહાંન રોશન છે. આ રોજે યજશને, જશન, દરૂન, બાજ દીન યજદને નામે કરાવ્યાથી ઘણો સવાબ છે.

**અર્ષીસંગ યજદ.**

આ ગેતી અને મીનોઈ જેહાંનનો રખેવાલ હોઇ લક્ષ્મી ઉપર મવક્કલ ફીરેસ્તો છે. તમામ પાદશાહ તથા મોબેદોને બુદ્ધિ આપનાર છે. આ ખલકતની ઉપરની રંજ ટાળે છે. આ યજદની મદદ વડે સપેંતમાન જરતોસ્ત સાહેબે દીન આસ્કારા કરી હતી. દાદાર અહુરમજદે બેહેસ્તનાં પુન્યનો ખજાંનો આ યજદને હવાલે કર્યો છે. એ દીવસે હરેક જણુસ ખરીદવી તથા વેચવી સારી. એ દીવસે સેઆદી ખુશાલી નહી કરીએ. જે આજારી પડે તે ઘણો દીવાનો થાય. ખ્વાબનું ફળ દીન (૭) માં ફળે. સાંભળેલી ખબર જુઠી હોય. ફરજંદ આવે તે શુભ હોય, જે કોઇ નાહાસી જાય અથવા હરેક કાંઇ ગુમ થાય તે હાથ નહી લાગે. આદમીઓની રંજ, શક્તિ, આ યજદ તુરત દુર કરે છે. મીનો અર્ષીસંગને નુર તથા જેબાઇ ખુદરતે આપી છે જે દુન્યાની યારીએ પુગે. દુન્યાનાં ખજાનાં પર મવક્કલ આ યજદને કર્યો છે.

**આસતાદ રોજ.**

આ યજદ અલબુરૂજ કોહ ઉપર છે, રશ્ને રાસ્ત, મેહેર, અને સરોષ યજદ સાથે ચીનવદ પુલપર રવાંનનો ઇનસાફ કરે છે. એ દુન્યાઇ ન્યામતોને આબાદી આપનાર અને તેમની વૃદ્ધિ કરનાર છે. એ દીન મીઅજદ કરે. ઘોડા, ગાયો વિગેરે જે જાનવરો હોય તેની જાતને મેળવે, જેથી તેને ફરજંદ નેક થાય. સવારી સારી આપે, એ દીને ખુશાલીનું કાંમ કરે, સફર કરે, જે ધણી ખુબ હોય, એ દીને આદરણી કરે, એ દીને ફરજંદ જણે

તે પહેલા દહાડાપર મુફલેસ હોય, પણ પાછળથી રોજી પામે. ખ્વાબ દીઠાનું ફળ બે દીવસમાં ફળે. સાંભળેલી ખબર સાચી હોય, આજારી પડે તે સેતાબ સારૂં થાય. જે કંઇ વસ્તુ જાય તે જલદી પાછી મળે.

## મીનો આસમાન.

આસમાન યજદ તે આકાશનો એ યજદ પાસબાંન છે. અને નવ ગ્રહ તેમજ બાર રાશિઓનો સરદાર છે. તમામ ધાતુઓપર મવક્કલ છે અને સાતે કેશ્વરોનો સરદાર છે. એ દીને સર્વ કામ કરીએ, ગોસલ કરીએ, ફરજંદ આવે તે નેકબખ્ત હોય, જે કોઇ નાહાસી જાય તે સેતાબી વાતમાંથી પાછો હાથ આવે, ખ્વાબનું ફળ એજ દીને અથવા આઠ દીને ફળે, ખબર સાંભળ્યે તે સાચી હોય, એ દીને લાંબી સફર કરે, કંઇ માલ વેચે તેમાં લાભ થાય, શેકાર કરે, ઘોડાપર સ્વારી કરે, કાગજ મોકલવાં હોય તે મોકલે, ગોસલ કરે, નવાં કપડાં પેહેરે.

## જમીઆદ યજદ.

આ યજદ જમીન, પાહાડો તથા ખોરેહનો સરદાર છે. એ પાદશાહ તથા દસ્તુરોને અક્કલ આપે છે. મરણ પાંમેલાઓનાં કાલબુદની નેઘેહબાંની કરનાર એ યજદ છે. એ રોજે સારાં કાંમો આરંભવાં ઠીક. એ દીને ઓસડ કરીએ. એ દીને ફરજંદ જન્મે તે નેકબખ્ત હોય, આજારી પડે તે જલદી સારો થાય, સાંભળેલી ખબર સાચી હોય, ખ્વાબ દેખે તે સેતાબી ફળે.

## મીનો મારેસપંદ.

આ યજદ પવિત્ર અવસ્તા કલામોપર મવક્કલ હોઇ આશા અને સખાવતનો ધણી છે. એની સરદારી તળે આસમાંન છે. આસનીદે ખેરદ અને ગોશો સરૂતે ખેરદ આ યજદને ખુદરતથી મલી છે જેથી દેવ ખસલત આદમીની જાતમાંથી દુર થાય. એ દીન નવાં કપડાં દરજી પાસે વેતરાવે અને નવાં કપડાં પેહેરવાં હોય તો પેહેરે. સાદી, વીવાહ, હરેક ભલાઇનું કાંમ કરવું, ફરજંદ આવે તે નેકબખ્ત હોય, નખ, કેશ, ઉતરાવે, કાગળ મોકલે, સલાહ સોહોબત કરે, સાંભળેલી ખબર સાચી હોય, નાહાસી જાય તે હેરાંન થાય, ખ્વાબનું ફલ તેજ દીને ફળે.

## અવેરાંન યજદ.

આ યજદ રોશ્નીનો સરદાર હોઇ, અહુરમજદનાં તખ્તનો ઉઠાવનાર છે, ધાતુઓનો ધણી છે, અહુરમજદે જરતોસ્તને કહ્યું છે કે સતરપાયા અને

માહાપાયા બે બેહેસ્ત *અનેરાંનને સોંપેલાં છે. ચીનવત પુલનો પાસબાંન અને અશો ફરોહરની યારી કરનાર છે. આ યજદરોસ્ની કરનાર છે. એ દીને ખુશાલી કરે, તન સાફ કરે, સલાહ સોહોબત કરે, ફરજંદ જન્મે તે ઘણું જોરમંદ હોય માલ ખરીદ કરે, પોતાનું લેહેણું હોય ત્યાં માંગે, જે કાંમ કરે તે સારૂં થાય. આદરણી કરે, ફરજંદ આવે તે જીવવું મુસ્કેલ પડે. ખ્વાબનું ફલ દીન (૧૧) માં ફળે. ખબર સાંભળે તે સાચી હોય. આ યજદને હોમ પાલા સાથે સંબંધ છે.

**હોમ યજદ**—આ યજદ મનુષ્ય જાતનાં જીગરને નુરનો બક્ષનાર તથા એની બંદગી કરનારને નવાજનાર છે. એને વીવઘાંન, આથવિઆંન, તથા અશરત અને પોઉરૂસસ્પે ઘણો આરાધ્યાથી તેમને ત્યાં જમશેદ, ફરેદુન, કેરશાસ્પ અને જરતોસ્ત જેવા મહાન નરો અવતર્યા હતા. બીમાર માણસ એને આરાધે તો તેનું દરદ દફે થાય. તેમજ જેને ફરજંદ થતાં નહિ હોય તે જો એની આરાધના કરી એને નામે સખાવત કરે તો મુરાદે પોહોંચે.

**ખુલાશો.**

આ યજદનો રોજ નથી પણ અમેરદાદ રોજે મોહોતી **હોમ યશ્ત** ભણવાથી મુરાદ ફળે છે. **હોમ યજદ** અને ગોશ યજદની મદદવડે નવજવાંન કએખુશરૂ પાદશાહે નાપાક અફરાસીઆબને કુસ્તીનાં બંધે બાંધ્યો હતો. (વાંચો ગોશ યજદની સેફત આ કેતાબમાં ત્રીજા ફૅરમમાં છે) જો કોઇ કુમારી કન્યા હોય અને અશો હોમ યજદને આરાધે તો ખુબસુરત હોમ ઇનામ દાખલ એક લાયક ભરથાર બક્ષે. રોજીની અને ફરજંદની બાબદમાં પણ આ યજદની આરાધના થાય છે. અમેરદાદ રોજે આ હોમ યજદની આરાધના કરવી વાજેબ છે. કોઇને ઘણી મુસ્કેલી હોય અને હોમ યજદની યજશને કરાવે અને સાથે તેજ દીવસે શાહ સ્યાવક્ષને નામે દરૂન બાજ આફ્રગાંન કરાવે તો મુરાદ ફળે. હોમ ચાર જાતનો છે, 'હોમ યજદ' 'હોમ દસ્તુર', 'યજશનેમાં હોમ કુટે છે તે' અને 'હોમે સુપીદ' નું ઝાડ છે, હોમ યજદની સંપૂર્ણ હકીકત માટે હોમ યસ્તની માએની વાંચો. (પ્રગટ કર્ત્તા)

**બરજો (બેરેજદ) યજદ.**

આ યજદનું અલબુરૂજ પાહાડપર મકાંન છે. ત્યાંથી દાદાર અહુરમજદ એની મદદથી પાણી રેડે છે. તેથી તમામ ખલક ખુશીથી રહે છે. એ ઘણો ચંચળ, પાદશાહી કરનાર અને બુલંદ તાલેનો છે. દાદાર અહુરમજદ,

* ઘણાંકો કહે છે કે અનેરાંન રોજ તે છેલ્લી પાદશાહીનો કહેવાય છે. ઘણો ઉત્તમ નથી.

જરથુસ્તને કહે છે કે પાણી મેં પોતે પેદા કર્યું અને વેહેતું કર્યું તે બરજો યજદ સાથે અલબુરૂજ પાહાડપર જઇ વેહેતું કર્યું છે. પેહેલાં (૯૯૯) નાળ સોનાની ગોઠવી અને બેહેસ્તનું પાણી આ દુન્યામાં રવાનાં કર્યું છે.

( જામાસ્પી )

**દહમ યજદ.**

આ યજદ રવાંનોનો પાસબાંન હોવાથી ચેહારમની બામદાદે એની આરાધનાં કરવી. એનુ આફ્રરગાંન હયાતીમાં કોઇ ઇનસાંને કરાવ્યું હોય તો કરાવનાર ધણીની એ પાસબાંની કરે છે. અને અગવડ ભાંજે છે. કોઇબી ઇનસાનને પોતાની હયાતીમાં અનચિંતવી આફત કંઇબી પ્રકારે નડે તો આ યજદની આરાધના કરે જેથી તુરત આરામ મલે. આરાધનાં તે દરૂન બાજ આફ્રરગાંન યજશને શક્તી મુજબ કરવું જોઇએ. મુરાદ ફળે.

## અમેશાસપંદો અને હમકાર યજદો.

**અહુરમજદ**—દએપ—આદર, દએપ—મેહેર, દએપ—દીન.
**બેહેમન**—મોહોર, ગોશ, રાંમ.
**અરદીબેહેસ્ત**—આદર, સરોષ, બેહેરાંમ, દીન.
**શેહેરેવર**—ખુરશેદ, મેહેર, આસમાંન, અનેરાંન.
**અસપંદારમદ**—આવાં, દીન, અરસશંગ મેહેરેસપંદ.
**ખોરદાદ**—તીર[1] ફરવરદીન, ગોવાદ.
**અમેરદાદ**—રશ્ના, આસતાદ, જમીઆદ, હોમ,

ઉપર લખ્યા મુજબ ધ્યાન પુગાડતાં સાત અમેશાસપંદો છે તેનાં હમકારા ( મદદગાર ) તરીકે દરેક ફરેસ્તાઓ છે. હમકારા અટલે દરેક કામમાં મદદ કરનાર ફરેસ્તાઓ કહેવાય છે. દરેક યજદો નિતીમાન ગુણ અને દુનિઆની અકેક ઉમદા પેદાયશપર મવક્લ છે, તેમજ તેઓ દરેક આદમને જ્ઞાનદારાએ ગેબી અક્લ આપનાર છે. મોટા પયગંબરો અને યોગીશજોને ખુદાઇ ગેબી ફરમાનો આ યજદો મારફતે પોહોંચાડવામાં આવ્યાં હતાં.

---

૧. ‘ તેશતીર તીર ’ કરીને બી કહેવાય છે, તેશતીર તીરનાં જોડીઆ સાથી ‘ વનત, હફ્તરંગ, અને સતવસ કહેવાય છે ’ એ તીર રોજે ‘ વનત યજદ, ’ ‘ હફ્તરંગ, ’ અને ‘ સતવસ યજદ ’ ની આરાધનાં થાય છે ‘ દહમ યજદ ’ ની ક્રિયા ‘ ખોરદાદ રોજે ’ થાય છે. ‘ બરજો યજદ ’ જેને ‘ બેરેજદ યજદ ’ કહે છે તેની આરાધનાં દીન રોજે થાય છે, અમેરદાદ રોજે હોમ યજદની આરાધના થાય છે.

[1]માજદયસની દીનની ખુબી અને ફીલસુફી મુજબ આ જેહાંનમાં પાક ખુદાવંદની બંદગી અને કિર્તન ચાલુ રાખનાર ભલા લોકોને યજદ અમેષાસપંદો તરફથી બંન્ને જેહાંનનો ફાયદો, રાહત અને સુખ મળે છે. 'યજદો પોતે' પરહેઝગાર ઇનશાંનોને પવિત્ર રાહનાં ફાયદા ગેબી પ્રકારે બક્ષે છે. ઇનશાંન જ્યારે પરહેજગાર અને સાફ દીલનું હોય છે ત્યારે તેનાં શુદ્ધ હૈયાં થકી તેનાં અંતઃકરણમાં ચોખ્ખી હવાનું અને પવિત્ર શક્તિનું મુકામ હોય છે. પણ જ્યારે ઇનશાંનમાં અદેખાઇ, હસદ, કીનો, લોભ, લાલચ, મોહ, મગરૂરી, અહંકાર, વિગેરે પાપી વિચારો અને બુરા ખ્યાલો ઉત્પન્ન થાય છે ત્યારે તે ઇનશાંન ઇશ્વરી શક્તિથી જુદો પડે છે. પણ જ્યારે તે પોતાની ગફલતી કરણી બાબે પસ્તાવો કરે છે, ત્યારે તે ખુદાઇ રાહપર આવે છે, અને પવિત્ર શક્તિઓથી તેનું રક્ષણ થાય છે. યજદો ખુદરતી પેદાયસો સાથે સંબંધ ધરાવનારી શક્તિઓ છે. જેમ તેઓ ઇનશાન સાથે સંબંધ ધરાવે છે તેમ તેઓ ( યજદો ) ઝાડપાંન, પાણી, પશુ, પંખી, પક્ષી, આતશ, હવા વિગેરે બેહદ પેદાયસોમાં તેઓની અમર્ગ શક્તિઓનો સંબંધ છે. આ જગતને સર્વશક્તિવાને નિર્માણ કરી છે પણ તેને શોભીતી, પવિત્ર અને જીવતી રાખનાર, યજદો નામની તે મહાજ્ઞાનની અસંખ્ય શક્તિઓ છે.

## આ યજદો ત્રણ જાતના છે.

---

**નર, નારી, અને નાન્યતર.**

**મેહેર, સરોષ, બેહેરાંમ અને રાંમ, નરજાતી છે.**

**દીન, અરશશંગ, આસતાદ, નારીજાતી છે.**

**બેહેમન, અરદીબેહેશ્ત, શેહેરેવર નાન્યતર છે, આ ચાર યજદો ગુણ ઉપર મવકલ છે. આ ત્રણ જાતીનાં ફેરેસ્તાઓનાં ત્રણ ભાગ છે.**

### ૧ખુદરતી ચીજનાં યજદો.

**આદર, આવાં, ખુરશેદ, તીર, મેહેર, ગોવાદ, આસમાંન, જમીઆદ, અનેરાંન.**

---

૧. કેટલાક વિદ્વાનો કહે છે કે આપણાં નેબાગાંનો જરતોશ્તના જન્મવા આગમચ 'માજદયસની ધર્મ' પાલતા હતા, અને જરતોશ્ત સાહેબે દીન ફેલાવ્યા બાદ 'જરસ્તોસ્તી' કહેવાઇએ છીએ, અને વળી કેટલાકો 'માજદયસની જરતોસ્તી' પણ કહે છે.

## [2]ખુબીનાં યજદો.

**બેહેમન, અર્દીબેહેશ્ત, અસપનદારમદ, ખોરદાદ, અમેરદાદ.**

## [3]દીન અને માથ્રનાં યજદો.

**૪. રશ્નાં, સરોષ, મેહેર, ખુરશેદ, માહ, ફરવરદીન,** એઓ એક બીજા સાથે આ જગતના કામ અર્થે નીકત સંબંધ ધરાવનારા છે.

**યજદો** અને **અમેષાસપંદોની** હસ્તી દરેક પ્રજા દુનિઆનાં દરેક ભાગમાં જુદા જુદા નામ હેઠળ માને છે. જરતોસ્તીઓમાં ૩૩, યજદો છે. તેમાં સાત અમેષાસપંદો ગણેલા છે.

**સાત અમેષાસપંદોની ખાસીયતો મુખ્ય કરીને બાર છે.**

(૧) હુક્ષથ્ર=સારી હકુમતવાળા; (૨) હુદા=સારૂ જાણનાર. (૩) યવએજી=હમેશાં જીવનારા; (૪) યવએસુ=હમેશાં ફાયદો કરનારા; (૫) વંઘેઉશ મનંઘો=સારાંઓનાં મનમાં રહેનારા. (૬) ક્ષએત=ચલકાતવાળા; (૭) વેરેજીદોઇથ્રિ=તીક્ષણ વજરવાળા; (૮) બેરેજત=બુલંદ દરજ્જાનાં; (૯) અઇવ્યાંમ=મદદે પોહોંચનારા; (૧૦) તખ્મ=જોરાવર; (૧૧) આહુઇર્યે=અહુરમજદનાં તરીકાવાલા; (૧૨) અશવન=અશો.

અસલ કેતાબોમાં જણાવે છે કે **અમેષાસપંદો** એ **પાકદાદારની** ૭ શક્તિઓ છે. અવસતા, પેહેલવી, અને ગુજરાતી તરજુમા સાથે નીચે મુજબ છે.

| **અવસતા.** | | **પેહેલેવી.** | | **ગુજરાતી અર્થ.** |
|---|---|---|---|---|
| વોહુમનો. | ... | બેહેમન. | ... | ભલુમન. |
| અશવહિસ્ત. | ... | અરદીબેહેસ્ત. | ... | પવિત્રાઈ. |
| ક્ષથ્રવૈરીઅ. | ... | શેહેરેવર. | ... | બાદશાહી, હકુમત, સત્તા. |
| સ્પેંતઆરમઇતી | ... | અસપંદારમદ | ... | ડાહાપણ. |
| હઉરવતાત. | ... | ખોરદાદ. | ... | સંપુર્ણતા. |
| અમેરેતાત. | ... | અમેરદાદ. | ... | અમર્ગી. |

આ ઉપરથી સમજવું કે ભલી મનશાનીનો ગુણ, પવિત્રાઈ, નેકી, સચ્ચાઈ, મોટાઈ, ડાહાપણ, સુખાકારી, કીર્તિ, અને તમામ નેકખાયસ અને સારા ગુણો મેળવવાની નેક ઇચ્છા આપણે રાખ્યે તો **અહુરમજદની** ૭ [1]શક્તિ મારફતે આપણે તેની મદદ માગ્યે છીએ. આ ૭ શક્તિને જુદાં જુદાં કામોપર મવકકલ કરેલી છે.

---

૧. વાંચો ફરેસ્તાઓના વર્ણનમાં અહુરમજદ રોજથી તે અમેરદાદ રોજ સુધી. પાને ૧૬ થી ૨૧ સુધી.

પવિત્ર ગાથાવાણીમાં આપણે જોઇએ છીએ કે પેગમ્બર સાહેબ ખુદરતને પોંહોંચવા માટે, તેના ફરમાનો, અને હોકમો સાંભળવા માટે બન્ને જેહાનનું ગ્યાન કે જે (ભલુ મન=બેહેમન) અને (અરદીબેહેસ્ત[1]=અશોઇ)થી મેળવી શકાય છે તે મેળવ્વા માટે એજ, એજ ધોરણે ચાલુ કોષેશો કરે છે. અને એ મીનોઈ બક્ષેશો મેળવ્યા પછીજ પવિત્રાઇથી પોતાનાં પયગમ્બર તરીકેના ઓહદાપર આવી, આ ગેતીની દરૂજી તોડવા ( મીનોઈ સત્તા અને કૌવત=શેહેરેવર ) ની મારફતે મેળવે છે. વળી ( ભલુ ડાહાપણુ=અસ્પનદાદ) માણુસોમાં કાયમ કરવાને અને ઇનશાનોને પોતાનાં પેદા કરનાર તરફ સારી રવેશ ભક્તિભાવ કરનારાં, અને તાબેદારી રાખનારાં કરવાને શક્તિવાન થાય છે. ગમે એટલાં એકેક પછી આવતાં બીકટ સંકટ વેઠી દીનની રાહરવેશ ચલાવાનું કામ જારી રાખી ( ઉપલી ચાર શક્તિઓની મદદથી ) ફતેહ મેળવે છે, અને તે બદલામાં પયગંમબર સાહેબ, ખુદરત પાસે પોતાને માટે તેમજ પોતાના મદદગારો માટે " ખોરદાદ " ની મારફતે ' દુન્યાનું સુખ ' અને ' અમેરદાદ ' ની મારફતે ' મીનોઇનું અમરપણું ' માગે છે, અને જાબજા ખુદરતની અને અમેષાસપંદોની વખાણુ[2] ' અશો જરતોસ્ત ' સાહેબ કરે છે. દરેક ઈનશાંન પણુ પવિત્રાઇથી અમલ કરી આરાધનાં કરે તો આયંદે પોતાનો લાભ છે.

---

## " બારે માહાનાં નામ. "

| | | |
|---|---|---|
| ૧. ફરરોખ ફરવરદીન. | ૫. અમ્મર અમેરદાદ. | ૯. રોશન આદર. |
| ૨. નુરમંદ અરદીબેહેશત. | ૬. શેહેરેવર અમેશાસપંદ. | ૧૦. દએ દાદર. |
| ૩. પાક ખોરદાદ. | ૭. ફતેહમંદ મેહેર. | ૧૧. અફલેપુર બેહેમન. |
| ૪. તેશતર તીર, | ૮. પાક આવાં અરદવીસુર. | ૧૨. ખુશંદ અસપંદારમદ |

---

૧. આતશ પાદશાહની વીરૂદ્ધ દેવ ઈંદ્ર કહેવાય છે.

૨. અશો જરતોસ્ત સાહેબ પોતે, આ સર્વ ગુણો અને સર્વ શક્તિઓને અંલકારીકરૂપે પોતાની મદદે બોલાવે છે, જેથી ગાથાવાણીમાં ' અહુરમજદ ' ને માટેનો સર્વનામ બહુવચનમાં આવે છે, અહુરમજદ તરફની આ સર્વ મીનોઇ બક્ષેશો માટેનાં ભાવવાચક વિચારો ( abstract ideas ) ને, ગાથા પછીનાં અવસતામાં, અસલી ઇરાંનીઓની રૂઢી પ્રમાણે અહુરમજદની જુદી જુદી શક્તિઓ તરીકે શારિરીક ( Material ) રૂપ આપીને તેઓને હરવખતે વખાણુ કરે છે. અમષાસપંદોને ખુદરત મધ્યેની છ મુખ્ય પૈદાયસોપર મવકલ જાહેર કર્યા છે.

ન. ર. કાંગા

### "હમા યશતનાં બાર ફરેસતાનાં નામ."

| | | |
|---|---|---|
| ૧. અહુરમજદ. ... | ૫. આદર. ... ... | ૯. ખોરદાદ. |
| ૨. તેશતર. ... ... | ૬. આવાં. ... ... | ૧૦. અમેરદાદ. |
| ૩. ખુરશેદ. ... ... | ૭. અપંદારમદ. ... ... | ૧૧. સરોશ. |
| ૪. મોહોર. ... ... | ૮. ગોવાદ. ... ... | ૧૨. ફરવરદીન. |

## "બારે માહાનાં જશનોની બીનાં"

### માહ ૧ લો ફરરોખ ફરવરદીન.

રોજ ૧ લો દાદાર અહુરમજદ—નવરોજનું જશન (બામદાદનાં વખતમાં).

રોજ ૩ જો અરદી બેહેશત—રપીથવેનનું જશન. રપીથવેન ઇજવાનો દીવસ.

રોજ ૬ થો ખોરદાદ—ખોરદાદ સાલનું જશન[1] ( બામદાદમાં ).

રોજ ૧૯ મો ફરરોખ ફરવરદીન—ફરવરદેગાનનું જશન.[2]

### માહ ૨ જો નુરમંદ અરદીબેહેશત અમેષાસપંદ.

રોજ ૩ જો અરદીબેહેશત—અરદીબેહેશતગાંનનું જશન.

રોજ ૧૧ મો ખોરશેદથી તે રોજ ૧૫ મો દેપમેહેર સુધી દીન પાંચ મઇદયોજરેમ ગાહંબારનાં જશનો.

### "માહા ૩ જો ખોરદાદ અમેષાસપંદ."

રોજ ૬ થો ખોરદાદે—ખોરદાદ ગાંનનું જશન.

### "માહા ૪ થો તેશતર તીર"

રોજ ૧૧ મો ખોરશેદથી તે રોજ ૧૫ મો દેપમેહેર સુધી દીન પાંચ મઇદયોશેમ ગાહંબારનાં જશનો.

રોજ ૧૩ મો તીરે—તીરગાંનનું જશન.

---

નોટ. ૧ ખોરદાદ સાલનાં જશન બાબે એવું જણાયલું છે કે એ દીને દિવસ શરૂ થતાંજ બામદાદનાં ખુશ વખતમાં રેહેમી દાદાર સર્વે આસામીને રોજીની બક્ષેશ કરે છે. માટે બામદાદનાં ઝઝકલામાં ( અસપંદારમદ રોજની રાત પુરી થઇ, ખોરદાદ રોજ સરૂ થતાંજ ) હોશબામનાં ખુશ વખમાં જશન કરવું યા કરાવવું, અને સીરોજાની ( તેતરીસે ફરેસ્તાની ) ચજશની કરાવવી. તથા બાજઆફરગાંન, નંકીદાદ, ખુશી મુજબ કરવું.

૨. એ દીને ફરવનદેગાંનનું જશન કરવું, અને દોખમાં નજદીક સગડી આગળ જઈ બંદગી કરવી. તથા બાજ આફરગાંન કરાવવું.

"માહા ૫ મો અમેરદાદ અમેષાસપંદ."

રોજ ૭ મો અમેરદાદે—અમેરદાદ ગાંનનું જશન.

"માહા ૬ થો શેહેરેવર અમેષાસપંદ."

રોજ ૪ થો શેહેરેવરે—શેહેરેવરગાંનનું જશન.

રોજ ૨૬ મો આશતાદથી તે રોજ ૩૦ મો અનેરાંન સુધી દીન પાંચ પયતેશહેમ ગાહંબારનાં જશનો.

"માહ ૭ મો ફ્રુતેહમંદ મેહેર યજદ."

જમશેદી નારોજના દીવસે નારોજે આમનું જશન.

રોજ ૧૬ મો મેહેર—મેહેરગાંનનું જશન.

રોજ ૨૬ મો આશતાદથી રોજ ૩૦ મો અનેરાંન સુધી દીન પાંચ અયાથરેમ ગાહંબારનાં જશનો.

"માહા ૮ મો પાક આવાં અરદવીસુર."

રોજ ૧૦ મો આવાં—આવાંગાંનનું જશન.

"માહા ૯ મો રોશન આદર યજદ."

રોજ ૯ મો આદર—આદરગાંનનું જશન.

રોજ ૧૯ મો ફ્રવરદીન—ફ્રવરદેગાંનનું જશન[1]

રોજ ૨૩ મો આશતાદ—જશને શદેહ[2] પેહેલાં આતશ પ્રગટ થયો.

"માહા ૧૦ મો દએ દાદર."

રોજ ૧ લો દાદાર અહુરમજદ—દએગાંનનું જશન પેહેલું.

રોજ ૮ મો દેપ આદર દાદર—દએગાંનનું જશન બીજું.

રોજ ૧૧ મો ખોરશેદ—પયગંમબર અશો જરથોશતનો દીસો (ગુજરવાનો દાહાડો.)

રોજ ૧૫ મો દેપ મેહેર દાદર—દએગાંનું ત્રિજું જશન.

નોટ ૧. બુનંદ માજદીઅસની દીનમાં એવું જાહેર છે કે જે કોઇ આસામી ગુજરે અને તેનો દીવસ જો નહિં માલુમ પડે તો તેની બાજ આદર મહીનો ને ફ્રવરદીન રોજ કરે.

૨. હોશંગ પાદશાહથી આતશ પેહેલ વેહેલો પેદા થયો તે દીવસ છે.

રોજ ૧૬ મો મેહેરથી તે રોજ ૨૦ મો બેહેરાંમ સુધી દીન પાંચ સુધી મધ્યદયારેમ ગાહંબારનાં જશનો.

રોજ ૨૩ મો દેપ દીન દાદર—દએગાંનનું ચોથું જશન.

---

"માહા ૧૧ મો બુલંદ બેહેમન અમેષાસપંદ."

રોજ ૨ જો. બુલંદ બેહેમન અમેષાસપંદ—બેહેમનગાંનનું જશન.

---

"માહા ૧૨ મો અસપંદારમદ અમેષાસપંદ."

રોજ ૫ મો અસપંદારમદ—"જશને રોફએ ક્જદુમ," એટલે એ દીને કાગજપર પેહેલવીમાં નીરંગ લખીને દરવાજે ચોંહોંટાડે છે.

રોજ ૬ થો ખોરદાદ—અવરદાદ સાલનું જશન.

રોજ ૧૯ મો ફરવદીન—અશો ફ્રોહરનું જશન.

રોજ ૨૬ મો આશતાદથી દીન દશ સુધી મુખતારનાં પવિત્ર દિવસો શરૂ.

રોજ ૨૯ મો મીનો મારેસફંદ—મીનો મારેસફંદનું જશન.

---

ઉપલાં જશનો મધે શેહેર ઈરાંનમાં આગલા વખતમાં મેહેરગાંન, આવાંગાન, અને આદરગાંન એ ત્રણુ જશનો વખણાયલાં છે.

જાણવું જે અસપંદારમદ માહ તમામ થયા પછી દીન ૫) હમસપથેદેમ ગાહંબર તથા ગાથાનાં છે.

ઉપર લખેલાં જશનો તથા ગાહંબારોને દાહાડે તથા ગુજરેલાં રવાંનોનાં દીસા તથા મુખતારને ૧૦) દહાડાઓપર વંદીદાદ ઇજશને કરાવ્વી તથા દરૂન ઇજાવ્યા, તથા બાજ મીઅજદ આફ્રરગાંન તથા ફ્રરવશી, સતુમ (ખાણુંપર) પઢવું તથા પઢાવ્વું સજાવાર છે.

બીજું જશન, '**જશને જમશેદી નોરોજ**'નું કરવામાં આવતુ હતું. (હાલ પણ એ જશન આપણા લોકમાં ચાલુ છે) એ જશનને કુદરતી વર્ષ શરૂ થવાનું તથા વસંત રૂતુનાં શરૂ થવાનાં વખતે કરવામાં આવતું જશન, એવે નામે ઓલખતા.

એરવદ એદલજી કેરશાસજી આંટીઆ એવું જણાવે છે કે પાદશાહ જમશેદ ગાદીનશીન થયો તે દિવસ ફરવરદીન મહીનોને અહુરમજદ રોજ હતો, તે દિવસે નવું વર્ષ શરૂ કરી એ જશનની શરૂઆત કરી હતી. પણ ઉપલે દિવસે એ જશન નથી પરતુ તેનું કારણ એ છે કે આપણી હકુમત હતી ત્યાં સુધી આફ્તાબની ચાલનાં કસરનાં વખતને ગણત્રિમાં લેતા હતા તે ચાલ આપણા ટોલાઆંથી પાછલથી નીકલી જવાને લીધે એ ફરક થયો છે.

આફતાબી સાલ યાને સુરજ પોતાનું વરસ દાહાડાનું ફરવું બારે રાશીમાં બરોબર ૩૬૫ દહાડા, પાંચ કલાક, ૪૮ મીનીટ, ૪૫ સેકંડે પુરૂ કરી રહે છે. અને મેષ રાશીમાંથી નીકલેલો બારે રાશી પુરી કરી પાછો મેષ રાશીમાં આવતાં તેને ઉપર જણાવ્યા મુજબ વખત થાય છે. જેને આફતાબી વરસ કહે છે. પણ આપણા રોજ માહાની ગણત્રિ પ્રમાણે દર માસનાં ત્રિસ રોજ લેખે ૩૬૦ દિવસ થાય છે, અને તેમાં ગાથાનાં પાંચ દિવસો ઉમેરતાં ૩૬૫ નું વરસ આપણે ઘણુંએક વરસોથી ગણતાં આવ્યાં છીએ. તેથી દર વરસે પાંચ કલાક ૪૮ મીનીટ તથા ૪૫ સેકંડની કસર ગણત્રિમાં નહિં લેવાથી કેટલીક મુદતનો ફેર પડયો છે. પારસીઓની પાદશાહીનાં વખતમાં દર ૧૨૦) વર્ષે કબીસો યાને એક માસ વધુ લેતા, પણ છેલ્લો પાદશાહ યજદેજરદ આરબ લોકોનાં હાથપર માર્યો ગયાબાદ, તેઓ લા-ઈલાજ થયા, અને હિંદુસ્થાન આવ્વા પછીથી એ ચાલ તેઓમાંથી બંધ થયો છે.

## “ પાંચે ગાથાનાં નામ. ”

| અવસતામાં. | | ગુજરાતી. | | ઇંગ્રેજી. |
|---|---|---|---|---|
| ૧ અહુનવદ. | ... | ભલાં મનની અક્કલ. | ... | Wisdom |
| ૨ ઉશતવદ. | ... | ઉત્તમ સુખ, અમ્મરસુખ | ... | Bless. |
| ૩ સપેંતોમદ. | ... | ભલી મીનોઈ. | ... | Spirit. |
| ૪ વોહુખશથર. | ... | ભલી પાદશાહી સત્તા. | ... | Power. |
| ૫ વહેશતોએશત. | ... | સર્વોતમ મોરાદ. | ... | Divine Will. |

ઉપર જણાવ્યા મુજબ યજદેજરદી માહા ૧૨ ) મો અસપંદારમદ પુરો થવા બાદ બાકીનાં પાંચ દિવસ, પાક બુલંદ માજદીઅસની દીનનાં ફરમાન-ની રૂએ ગાથાનાં ગણાય છે. ગાથા એટલે વર્ષની આખરે એ આફતાબની ચાલની કસરથી વધેલા દિવસો, અને તે દિવસોને પાક અવસ્તામાં ગાથાવાણીને નામે ઓલખાતા કવિતારૂપી જે અવસ્તા છે તે ઉપરથી નામો આપવામાં આવેલાં છે. ( વર્ષનાં છ ગાહંબાર ગણાય છે અને દરેકનાં દિવસ પાંચ છે. છેલ્લા ગાહંબાર તે ગાથાનાં દિવસો છે, એ દિવસોમાં સર્વે જરથોસ્તી અનજુંમને મેજ, દરૂન, બાજ, આફરગાંન ઇજાવવું ઘટે છે. એ દિવસોમાં ( મુક્તાદનાં દશ દિવસોમાં અસપનદારમદ માહને અરશસંગ રોજથી વહેશતોયશત ગાથા સુધી ) રવાંનની નૈયતે દરૂન કરે છે તે અરદાફરવશનાં કહેવાય છે. હયાત આસામીની પોતાની ગુંજાશ હોય યાને પોતાથી બની શકે, તો હમસપથમ-

દિમ ગાહંબારનાં (ગાથાનાં) પાંચ દિવસોમાં પાક દાદારને નામનાં ખુશાલીનાં દરૂન કરી જશન સાથે આફ્રગાંન અને પાક દાદારની યા સીરોજાની યજશની કરે તો ઘણું સવાબ હાંસલ થાય. સર્વે કોઈ એકઠા થઈ એક દિલથી નીઆએશ કરે તો ૧૦) નીઆએશ કીધા જેટલું સવાબ દરેકને લાગે. તેમજ અનજુમન એકડી થઈ એક દિલ અને શાંત જીવ અને નેક નેયતે મેજ, દરૂન, આફ્રગાંન, જશન, યજશને, વિગેરે કરે તો, ઘણું સવાબ હાંસલ થાય.

---

## "૭ ગાહંબારનાં નામ."

| અવસ્તામાં. | | ગુજરાતી અર્થ | | પાક દાદારે એ અરસામાં પેદા કરેલી ચીજો. |
|---|---|---|---|---|
| ૧ મઇદયોજરેમ. | ... | ભર વસંત રૂતુનો વખત | ... | આસમાન. |
| ૨ મઇદયોશેમ. | ... | ભર ઉનાળાનો વખત. | ... | પાણી. |
| ૩ પઇતેશહમ. | ... | અનાજની વાવણીનો વખત. | ... | જમીન. |
| ૪ અયાથરેમ. | ... | અનાજની કાપણીનો વખત. | ... | ઝાડપાન. |
| ૫ મઇદયારેમ. | ... | વરસાદનો તથા ધંધા રોજગારથી ફુરસદનો વખત. | ... | જાનવરો. |
| ૬ હમસપથમઇદેમ. | ... | વર્ષને પુરૂ થવાનો તથા રાત દહાડો સરખો થવાનો વખત. | ... | માણસો. |

'ગાહંબાર' બોલનો અર્થ 'બંદગી' થાય છે. દરેક જણે પોતાની બનતી કોશેષથી ગાહંબારમાં સામેલ થવું જોઇએ, કેમકે રેહેમી દાદારે તે વખતે જે વસ્તુઓ માણુસ જાત માટે પેદા કરી છે, તે વિષે તેનો આભાર માનવા સારૂ દરેક જરથોસ્તીઓએ સામેલ થવાની ફરજ છે, અને તેમ નહિ કરવાથી તેઓ નીમકહરામ થરે છે.

---

## 'દિવસની પાંચે ગેહ.'

| ગેહેનાં નામ. | | દરેક ગેહે સરૂ થવાનો વખત. | | દરેક ગેહેનાં હમકાર ઈઅજદો. |
|---|---|---|---|---|
| ૧ ઉશહેન | ... | રાતનાં બાર વાગેથી દિવસ ઉગે ત્યાં સુધી. | ... | બેરેજય, નમાન્ય |
| ૨ હાવન. | ... | સવારે સુરજની રોશની પડવા પછીથી બપોરે બાર વાગા સુધી. | | સાવંઘહી, વિસ્ય. |

| ગેહેનાં નામ. | દરેક ગેહે સરૂ થવાનો વખત. | દરેક ગેહેનાં હમકાર ઈઅજદો. |
|---|---|---|
| ૩ રપીથવેન. | ... બારથી ત્રણ વાગા સુધી. | ફ્રાદતફ્રષુ, જન્તુમ. |
| ૪ ઉજીરન. | ... ત્રણથી સુરજ અસ્ત પામે ત્યાં સુધી | ફ્રાદતવીર, દખ્યુમ. |
| ૫ અઇવેસરૂથરેમ... | તારા દેખાય ત્યારથી રાત્રે બાર વાગા સુધી. | ફ્રાદત, વીસપાંમ. |

'**ગેહે**' એટલે '**ભાગ**' પાક માજદીઅસની દીનમાં દિવસનાં પાંચ ભાગ ઠેરવેલા છે, જે ઉપર જણાવ્યા મુજબ છે.

**ઉશહેન**—એ ગેહે સુર્યને મધરાતે ઉપર ચઢવા માંડવાનો વખત છે. બેરેજ્ય એ પાકની મોહોસમો ઉપર મવક્ક્લ ફ્રરેસ્તો છે. નમાન્ય એ ઘરનો ફ્રરેસ્તો છે.

**હાવન**—એ ગેહે સુર્ય ઉપર આવી પોહોંચ્વાનો વખત છે. સાવઘહી ફ્રરેસ્તો ગોસ્ફંદોનું રક્ષણ કરે છે. વિસ્ય એ મોહોલ્લાનો ફ્રરેસ્તો છે.

**રપીથવન**—એટલે ગરમી, ફ્રાદતફ્રષુ ગોસ્ફંદોપર મેહેરબાની રાખે છે, અને તેમને આબાદ કરે છે; જન્તુમ એ ગાંમનો ફ્રરેસ્તો છે.

**ઉજીરન**—એ સુર્ય અસ્ત પાંમતી વખતનાં ઝળકલાંના વખતની છે, ફ્રાદતવીર માણસોને આબાદી આપે છે. દખ્યુમ એ દેશનો ફ્રરેસ્તો છે.

**અઇવેસરૂથરેમ**—મધરાતે આખર થતી ગેહે તેનાં નામનો અર્થ બંદગી કરવાનો અને કિર્તન ગાવાનો વખત દેખાડે છે.

વાંચનાર જોશે કે દરેક ગેહેની સાથે બે ફ્રરેસ્તા આવે છે તેઓ પોતાને લગતી જણસોને આબાદી આપે છે. એક જમીનને લગતા વિભાગોપર અને બીજો જીવદારોપર સરદારી ભોગવે છે.

---

**'વર્ષની ત્રણ રૂતુઓ.'**

શિયાળો, ઉનાળો, અને ચોમાસુ એ ત્રણ રૂતુઓ આખર હજારા પછી થનાર ત્રણ પયધંમબરો ( હોશેદર, હોશેદરમાહ અને સોસીઉસ ) ની નીસાની છે.

## 'એકવીસ નુસ્કોનાં નામ અને તેમાં સમાયલી બાબદ.'

| અવસતામાં. | પેહેલવીમાં. | વર્ગ. |
|---|---|---|
| (૧) યથા. ... | સતુદગર. ... | ગાથીક. |
| (૨) અહુ. ... | વહેશતમાંથર. ... | ,, |

| **અવસતામાં.** | | **પેહેલવીમાં.** | | **વર્ગ.** |
|---|---|---|---|---|
| (૩) વેરીઓ. | ... | બધ. | ... | ગાથીક. |
| (૪) અથા. | ... | દામદાદ (દવાદેહ હોમાસત) | | હધમાથ્રીક. |
| (૫) રતુશ. | ... | નાદર. | ... | ,, |
| (૬) અશાત | ... | પાજેહ. | ... | ,, |
| (૭) ચીત. | ... | રતશતાઈ. | ... | ,, |
| (૮) હચા. | ... | બરશ. | ... | ,, |
| (૯) વંધહેઉશ. | ... | કશસરૂબ. | ... | ,, |
| (૧૦) દજદા. | ... | વીશતાસ્પશાહા. | ... | ,, |
| (૧૧) મનંધહો. | ... | બેશત. | ... | ગાથીક. |
| (૧૨) શીઓથેનનામ. | ... | ચિત્રદાદ. | ... | દાતીક. |
| (૧૩) અંધહેઉશ. | ... | સકૂંન્દ. | ... | ગાથીક. |
| (૧૪) મજદાઇ. | ... | બધાંન યસ્ત. | ... | દાતીક. |
| (૧૫) ખશેથ્રેમચા. | ... | નીઆરમ. | ... | દાતીક. |
| (૧૬) અહુરાઈ. | ... | ગન્બાસરવીચત. | ... | ,, |
| (૧૭) આ. | ... | અસપારમ. | ... | ,, |
| (૧૮) યમ. | ... | અસકારમ. | ... | ,, |
| (૧૯) દરેગુબ્યો. | ... | જુદદેવદાદ. | ... | ,, |
| (૨૦) દદદ. | ... | હાદોખત. | ... | ગાથીક. |
| (૨૧) વાસ્તારેમ. | ... | સતુદયસ્ત. | ... | ,, |

પવિત્ર કલામ અહુનવરનાં પાક નામથી આ એકવીશ નુસ્કોનાં નામો તાલુકો રાખતાં હતાં. ઉપર જણાવ્યા મુજબ એકવીશ નુસ્કનાં ત્રણ વર્ગ કર્યા હતા.

**૧ ગાથીક, ૨ દાતીક, અને ૩ હધમાથ્રીક.**

**ગાથીક** વર્ગનાં નુસ્કોમાં મીનોઇ ગ્નાન, ફરજો, અને નેકીનાં કામો સમાવવામાં આવ્યાં હતાં;

**દાતીક** નુસ્કોમાં આ દુન્યાને લગતા કાયદા કાનુનો વિગેરે સમાવ્વામાં આવ્યા હતા.

**હધમાથ્રીક** નુસ્કોમાં મીનો ગેતી વચ્ચેનો સંબંધ જણાવ્વામાં આવ્યો હતો.

પેહેલવી '**દીની-વજર કર્દ**' ઉપરથી એકવીસ નુસ્કોમાં સમાયલી બાબદોની ટુંક નોંધ મળી છે. જે ટીપ નીચે મુજબ છે.

**'યથા અથવા સતુદગર'**—સતુદગર (ફાયદો દેનાર) માં ૨૨ પ્રકરણો હતાં. એ નુસ્કમાં બંદગી કરવાની, નેકીને રાહે અમલ કરવાની, સારાં કામો કરવાની, ખુદાપર ચિત્ત રાખવાની અને સગાંઓમાં સુલેહ સંપ જાળવવા, વધારવાની બાબતો વિષે બ્યાન હતું.

**'અહુ અથવા વહેસ્તમાથર'**—આ નુસ્કમાં ૨૨ પ્રકરણો હતાં, અને તેમાં માજદીઅસની ધર્મપર વિશ્વાસ રાખી તેપર શામાટે ધ્યાન આપવું જોઇએ તે બાબે, ધર્મી થવા વિષે, જરથુસ્તની દોઆ અને વખાણનો ઉપયોગ કરવા બાબે, તેમજ જરથુસ્ત આગમચ થઇ ગયલા સઘલા સારા બનાવો અને જરથુસ્તની પછી નવી દુન્યા હસ્તીમાં આવે ત્યાં સુધીમાં બનનારા બનાવોનું વર્ણન કરેલું હતું.

**'વેરીઓ અથવા બઘ'**—એમાં ૨૧ પ્રકરણો હતાં. એમાં માજદીઅસની ધર્મની સમજ તથા અહુરમજદે માણસ જાતને શીખવેલા વિચારોનું વર્ણન કરેલું હતું તથા તે ઉપરાંત માન આપવા બાબે, ન્યાય કરવા, તથા ન્યાયધીસે પોતાની ફરજ બરોબર કેવી પ્રકારે બજાવવી, અને ખોટા વિચારો દુર કરી સારા વિચારો સંપાદન કરવા બાબે વર્ણન હતું.

**'અથા અથવા દામ્દાદ'** આ નુસ્ક દવાજદેહ હોમાસતને નામે રેવાયતમાં ઓળખાયલું છે, એનાં ૩૨ પ્રકરણો હતાં. બેહેસ્ત અને ત્યાંનાં વસનારાઓ, સારૂં તથા માઠું, ઇનિશ્નાનોની હસ્તી, આસમાન અને જમીન, પાણીમાં ઉત્પન્ન થતી સઘલી જણસો, આતસ, વનસપતી, ભાજીપાલો, માણુસો અને પશુઓ, પક્ષી સાપ વિગેરેની સમજ, ઉપરાંત દરેક આસામી પોતાના ગુજરવા બાદ પોતાની કેરદાર બાબે જવાબ આપવા વિષે, ચિનવત પુલ આગળ થતો ઇનસાફ, નેકીનો બદલો ઇનામ, પાપીઓને સજા વિગેરે વર્ણન આવેલું હતું.

**'રતુશ અથવા નાદર'**—એ નુસ્કમાં ૩૫ પ્રકરણો હતાં તેમાં તારા, ગ્રહો, તેમની સારી નરસી અસર, ચાંદરાત, પુનેમ, વિગેરે વર્ણન કરેલું હતું. (આ નુસ્કનો ફારસી અને અરબ્બી ભાષામાં તરજુમો કરેલો છે. ફારસીમાં 'કપામજાન' અને અરબ્બીમાં બુતાલને નામે તે ઓળખાય છે.)

**'અશાત અથવા પાજેહ'**—એમાં જુદાં જુદાં ૨૨ પ્રકરણો હતાં. ગાહંબારની ક્રિયા, દસ્તુરો, મોબેદો, હેરબદો, તેમજ સારૂં કામ કરવાથી પાછળ ન હઠે એવા શખ્સોને કેવી બક્ષીસો કરવી જોઇએ, જે કોઈ આસામી ગાહંબારની ક્રિયા કરી કોઇ ગુજરેલાંને નામનો સ્વાવ ઇજાવે તે શખ્સનું મરતી વેળાએ તથા બેહેસ્તમાં શું થાય છે, ને કેવાં ઇનામ, માનને પાત્ર

છે, પરહેજગાર ગુજરેલાં સગાંઓ માટે પોશાકનું દાન, અને તેઓ માટે બંદગી તથા ફરવરદેગાનના દશ દિવસોપર સારાં નરસાં કામો કરવાની ફરજ, વેદાંને લગતો ભાજીપાશો ક્યારે એકઠો કરવો, આત્માને લગતાં તરેહવાર પાપોની તોજેશ કરવાની જરૂર, તોજેશ કરવાથી થતો ફાયદો, અને નહિ કરવાથી થતી હરકત, મીનો અને ગેતીની સંભાળ રાખનાર મુખ્ય ૩૩ યજદો, ભલાં કામોનો ચમત્કાર વિગેરે બાબદો હતી.

**'ચીત અથવા રતશતાઈ'**—એમાં ૫૦ પ્રકરણો હતાં. નોકરી કેવી રીતે બજાવવી, વડીલ તથા ઉપરીનો સખુન કેમ બજાવવો, અને નોકર તથા હાથ હેઠળનાઓને હુકમ કેમ કરવો, ધર્મગુરૂ, ન્યાયાધીસ, અને પોતાના રાજકર્ત્તાને તાબે થવા વિષે, શેહેર, અથવા દેશ, તથા તમામ પેદાયસોનો બચાવ કરવા બાબે, અહુરમજદની પેદા કરેલી કઈ જણુસો અને અહેરેમનની પેદા કરેલી કઇ જણુસો, જમીન, પાહાડ, દર્યાવ વિગેરેનું વર્ણન એ કેતાબમાં હતું.

**'હચા અથવા બરશ'**—એમાં ૬૦ પ્રકરણો હતાં, તેમાં રાજાઓએ હકુમત કેમ ચલાવવી, ધર્મગુરૂઓએ ધર્મ ફરમાનો કેમ આપવાં, તેમજ આ જેહાનની સંભાળ લેવા બાબે, દરેક નવું વસાવવા, આબાદ રાખવા અને જુઠાં બદ પાપી માણસો કેવી પ્રકારનાં હોય છે તે બાબે વર્ણન હતું.

**વંધહેઉશ અથવા કશસરૂબ**—એ કેતાબમાં ૬૦ બાબ હતા તેમાં ડાહાપણ અને જ્ઞાન બાબે, છોકરાં પેદા થવાના કારણ, ડાહાપણવાળા કેમ થવું, ચોખ્ખાઈ પવિત્રાઇ કેમ રાખવી, સાચું બોલવું, માણસોને ખરાબ રસ્તેથી સારે રસ્તે લાવવું વિગેરે બ્યાન કરેલું હતું

**'હજદા અથવા વિશ્તાસ્પશાહ**—એ કેતાબમાં શાહ ગુસ્તાસ્પનાં રાજ્યનો અહેવાલ સમાવેલો હતો, વળી સપેંતમાન સાહેબ જરથુસ્ત આપણો ધર્મ અહુરમજદની દરઘાહથી લાવ્યા હતા, તથા શાહ ગુસ્તાસ્પે તે કબુલ રાખી દુન્યામાં જાહેર કર્યો. વિગેરે બાબદો હતી.

**'મનંથો અથવા ખેશાત'** એ નુસ્કના પેહેલા ભાગમાં અહુરમજદની જુદી જુદી સેફતોની સમજ તેમજ ધર્મમાં જે સારાં કામો કરવાની આપણાપર ફરજ છે તે ખુલાસો હતો. બીજા ભાગમાં ધર્મની સચ્ચાઇ, બદીથી પરહેજ રેહેવું વિગેરે બાબદો હતી, ત્રીજામાં કરજદાર માણસો વિષે તથા દોજખમાંથી સેવટનો છુટકો મેળવવા બાબેની બાબદો સમાયલી હતી. ચોથામાં પૃથ્વિ કેમ પેદા થઇ, ખેતી કરવા મેવો ઝાડપાન વિગેરે ઉગાડવા, ઢોરો અને માણસોનું બળ, તથા નેક રાહે ચાલનારાઓ અને દસ્તુરો વિ-

ગેરેને તાબે થવું તે વર્ણન કરેલું હતું. અને પાંચમા ભાગમાં ઇનશાનોની જુદી જુદી પદવીઓ જણાવેલી હતી.

**'શીઓથેનનામ અથવા ચિત્રદાદ'**—એમાં માણસ જાતનાં જન્મથી મરણ સુધી નાની મોટી પંક્તિપર તે કેમ આવે છે તથા સુવાવડને લગતી બીના સમાયલી હતી.

**'અંધહેઉશ અથવા સફન્દ'**—એ કેતાબ મધે પેગમ્બર સાહેબ અશો જરથોસ્તનો અહેવાલ હતો.

**'મજદાઈ અથવા બધાનયશ્ત'**—એમાં પાક અહુરમજદ વિષે, તથા જુદો જુદો વખત ક્યારે થાય છે, અહુરમજદથી ફાયદા હાંસેલ કરવા માટે તેની ગેહોમાં બંદગી કરવી, તથા દરેક અમેશાસપંદ કેવા દેખાવનો છે તે બાબે બ્યાન હતું.

**'ખશથ્રેમચા અથવા નીઆરમ'**—એમાં પૃથ્વિપર કઇ કઈ જણુસો નિર્દોષ છે. દોજખમાં છુટકો કેમ મેળવવો, સારે માર્ગે કેમ ચાલવું, માણુસનાં શરીર અને મગજમાં શું શું ચીજો છે, દોલત કેમ એકઠી કરવી તથા સંભાળવી વિગેરે ખુલાસો હતો.

**'અહુરાઇ અથવા ગન્બાસર વીચત'**—એમાં ખેતયોદથ્વનું વર્ણન, સંસારી કાયદો, ગોસ્પંદોની જાળવણી, તેમની ચોકી કરનાર કુતરા, ગોસ્પંદો બચ્ચાં જણે તે વખતે તેમને મદદ કરવા અને તેમને ખોરાક નહિ આપે તો તેઓ મરણ પામે તે ગુનાહ વિગેરેનું બ્યાન હતુ.

**'આ અથવા અસપરામ'**—પાપીઓના કર્મના બદલા તથા આદમી જાતની કેરદારપર સરદારી ભોગવતા ગ્રહો, ઇત્યાદીનો આ નુસ્કમાં ખુલાસો હતો.

**'યમ અથવા અસકારમ'**—સારાં માણુસોનું પાછું જીવતાં થવું, દરેક બાબદમાં ડાહાપણુથી બોલવું, યા ડાહાપણ વાપરવું, હુકમ કરવા બાબે, અને અહેરેમન તથા દેવોની પેદાયસોનો નાશ થવા બાબેનું વર્ણન હતું.

**'હ્વેરેગુબ્યો અથવા જુદદેવ-દાદ'**—આ નુસ્ક જે હાલ આપણામાં વંદીદાદને નામે વપરાય છે તેજ હાલ સંપુર્ણ રહ્યું છે. એની પેહેલી બે ફ્રગરદોમાં જેહાનની શરૂઆતની બીના આપેલી છે, અને બાકીનો ભાગ મુખ્ય કરીને સફાઈ, સુધડાઈ, અને કાયદાથી ભરપુર છે.

**'દદત અથવા હાદોખત'**—પરસ્વાર્થી થવું, પરમાર્થ અને આભાર કરવાની કીંમતી નશીહત એમાં કરેલી હતી.

**'વાસ્તારેમ અથવા સતુદ યશ્ત'**—એ મધ્યે રહેમી દાદાર અને અમ્મર અમેશાસપંદોની તારીફ કરેલી હતી. અમેશાસપંદોની મદદ મેળવવા

જે ઘણી ખાયશ રાખે તેને આ નુસ્ક પઢવાની અગત્ય જણાવેલી હતી.

હાલમાં આપણા ધર્મમાં એ નુસ્કો માંહેલાં અવસ્તા ભાષામાં બાકી રહેલા મોજુદ સફાઓ છે જે નીચે મુજબ છે.

૧. **યજશને,** ૨. **વંદીદાદ,** ૩. **વીસ્પરદ** એ ત્રણે કેતાબો હાલ 'વંદીદાદસાદે' ને નામેબી ઓળખાય છે.

૪. **વીશતાસ્પ** નુસ્ક એની ત્રણ આઠ ફ્રગરદ સલામત છે.

૫. **હાદોખત નુસ્ક**—એની ત્રણ ફ્રગરદો સલામત છે.

૬. **દાઅદાદ નુસ્કની**—ત્રણ ફ્રગરદો સલામત છે.

૭. **ખોરદેહ અવસતા અને યશતો.**



## ૨૧. નુસ્ક અને બારે માહના જશનો માટે વધુ ખુલાશો.

ઉપર જણાવેલા (૨૧) નુસ્કો અવસ્તા ભાષામાં લખાયલાં હતાં, તેમાં દીનનાં તમામ ભણતરો, કાનુનો, ફરમાન, ઉપરાંત મીનોઇ જેહાંન, બેહેસ્ત, દોજખ, આ દુનિઆ, ઇનસાફ, નિતી, ફીલસુફી, તબાબત, જ્યોતિષશાસ્ત્ર તથા બધી જાતનાં વીદ્યા હુન્નરને લગતી બાબતો આવેલી હતી.

---

૧. **મઇઓઈઓજરેમ ગાહંબાર**—અરદીબેહેસ્ત મહીનાનાં ખુરશેદ રોજે શરૂ થાય છે અને દએપ-મેહેર રોજે આખર થાય છે. "પુર લીલોતરી અને ભરવસંતરૂતુનો વખત" એ બોલનો અર્થ થાય છે. આ ગાહંબારમાં ઝાડપાનોમાં રસકસ વધારે હોય છે.

૨. **મઇઓઈઓશરેમ ગાહંબાર**—તીર મહીનાનાં ખુરશેદ રોજથી શરૂ થાય છે, અને દએપ-મેહેર રોજે આખર થાય છે, એ બોલનો અર્થ "પુર ગરમીનો વખત" કરીને થાય છે. આ ગાહંબારોપર ખેતરો અનાજથી ભરપુર થયલાં હોય છે.

૩. **પઇતેશહેમ ગાહંબાર**—શેહેરેવર મહીનાનાં આસતાદ રોજથી શરૂ થાય છે, અને અનેરાંન રોજે આખર થાય છે. એ બોલનો અર્થ "અનાજ અને મેવો ઉતારવાનો વખત" થાય છે, ઉતરતી ગરમીમાં જ્યારે અનાજ અને ફળ પાકયાં હોય અને તે ઉતારવાનો હીંગામ પહોંચ્યો હોય, તે વખતને પઇતેશહેમ ગાહંબાર કહે છે.

૪. **અયાથ્રેય ગાહંબાર**—મેહેર મહીનાનાં આસતાદ રોજથી શરૂ થાય છે, અને અનેરાન રોજે આખર થાય છે, આ ગાહંબારપર ગરમીનું આખર થવું અને કેટલાંક ચોપગાં જાનવરોમાં શેહેવતનું ઉત્પન્ન થવું થાય છે.

**૫. મએદીઆરેમ ગાહંબાર**—દએ મહીનાનાં મેહેરરોજથી શરૂ થાય છે, અને બેહેરામ રોજે આખર થાય છે. એ બોલનો અર્થ "પુર સરદી અને વર્ષાદને લીધે ધંધો રોજગાર કમ ચાલ્યાથી માણસને આસાએશ મેળવવાનો વખત" થાય છે.

**૬. હમસ્પથમએદેમ ગાહંબાર**—અસપનદારમદ મહીનો પુરો થયા પછી, ગાથાના પાંચ દાહાડા જે આવે છે તેને કહે છે. એ બોલનો અર્થ "સરદી તથા ગરમીનું સમતોલ થવું તથા રાત અને દિવસ બન્ને સરખા થવાનો વખત" (એટલે ૧૨ કલાકનો દિવસ અને ૧૨ કલાકની રાત) થાય છે.

**અસપનદારમદ મહીનોને મારેસપંદ રોજે અશો** જરતોસ્તે પોતાની પેગમ્બરી તેહેકીક કરવા સારૂ ગુસ્તાસ્પ પાદશાહને મોજેજા કરી દેખાડયા હતા. **મરહુમ એરવદ કા. એ. કાંગાકૃત ખોરદેહ અવસ્તા.**

## શાહ ગુશ્તાસ્પ.

(ઇ. પુ. ૨૬૬૮ માં) ગુસ્તાસ્પ **પાદશાહનો** ઇરાન સર જમીનમાં રાજ અમલ હતો. એના અમલમાં **સપેંતમાન સાહેબ અશો જરતોસ્ત** પેદા થયા હતા, તેમની પવિત્ર દીન શાહગુસ્તાસ્પે અને રાણી કૈતાયુને અને શાહાજાદા અસપંદીઆરે પ્રથમ સ્વીકારી હતી. ત્યારબાદ આખા ઈરાનમાં ફેલાઈ હતી તેથી **અરજાસ્પ** સાથે લડાઈ થઇ. એક સમે બનાવ થયો કે ગુસ્તાસ્પ **સિસ્તાન** તરફ **પેહેલવાન રૂસ્તમને** ત્યાં પરોણો તરીકે રહ્યો હતો. તે વખતનો લાભ લઇને શત્રુઓએ ઇરાનપર જીત મેળવી મોટી કતલ ચલાવી. આતશકદેહમાં ભારે નુકશાન કર્યું હતું (આ લડાઇમાં ગુસ્તાસ્પનો બાપ લોહોરાસ્પશાહ અને અશો જરતોસ્ત સાહેબ પણ માર્યા ગયા હતા) તે કારણે ગુસ્તાસ્પશાહે **શાહાજાદા અસપંદીઆરને** [1]બંદમુક્ત કર્યો અને **અરજાસ્પ** સામે લડવા મોકલ્યો. ત્યાં શાહજાદાએ અરજાસ્પને મારી નાખ્યો. અસપંદીઆરે જરતોસ્તી દીન હિંદુસ્તાન તથા અરબસ્તાનમાં ફેલાવી હતી અને યુરોપના સુધરેલા ભાગમાં પણ દીન ફેલાવી હતી. અને અરબસ્તાનમાં (શ્રેષ્ટદીન) બેહેદીન નામનું આતશકદેહ બંધાવ્યું હતું જેથી તે શેહેરને 'બેહેદીન' કહેતા હતા.

---

૧. શાહાજાદા અસપંદીઆર માટે એવું લખાણ મળે છે કે સ્વભાવે આકરો અને પોતાનાજ વિચારે ચાલનારા હોવાથી શાહાનશાહ ગુશ્તાસ્પ સામે વારંવાર થતો હતો. એક સમે તકસીર થવાથી ગુસ્તાસ્પ–શાહે શાહજાદાને બંદીખાને નાખ્યો હતો. જેથી દીનદુશ્મનાઈની લડાઇ વખતે બંદમુક્ત કરીને તેને અરજાસ્પ સામે લડવા મોકલ્યો હતો તેમાં શાહજાદો ફતેહ પામ્યો હતો. પણ અંતેબી ગુશ્તાસ્પની અદેખાઇથીજ રૂસતમ પેહેલવાનને હાથે શાહાજાદો અસપંદીઆર માર્યો ગયો હતો.

ધીરે ધીરે હાલ તેને મદીના કહે છે. ગુસ્તાસ્પશાહે ૧૨૦) વર્ષ રાજ્યઅમલ ભોગવ્યો હતો. એનાં વજીરો ફ્રરસોસ્ત્ર તથા જામાસ્પ મોટી નામના મેળવી ગયા છે.

## વજીર જામાસ્પ.

ગાથામાં એને જામાસ્પ હ્ગ્વુબ કહેલો છે. ફ્રરસોસ્ત્ર એનો ભાઈ હતો. પોતાની કાબેલીઅત, પવિત્રાઈ, અને કુલવંત હોવાથી ગુસ્તાસ્પ શાહનો એ વજીર થયો હતો. અશો જરતોસ્ત સાહેબે ગુસ્તાસ્પ શાહની દરબારમાં દીન જાહેર કરી ત્યારે એ પણ એક પેહેલા ચેલા તરીકે હતો. દીનનો અભ્યાસ કરી દીન આશકારા કરવામાં જામાસ્પે તન મન અને ધનથી બનતી દરેક મેહેનત કરી હતી. શાહજાદા અસપંદીઆર અને પોતાના ભાઇ ફ્રરસોસ્ત્ર અને ઝરીર સાથે એકમત થઇ ઇરાનમાં જરતોસ્તી મહજબ ફેલાવવામાં અચ્છી મેહેનત લઈ પાક પેગમ્બર સાહેબનો પ્યાર મેળવ્યો હતો. તેથી અશો જરતોસ્તે જામાસ્પને પોતાનો દામાદ (જમાઇ) કર્યો હતો.

## 'જામાસ્પી' યાને જામાસ્પ નામાની શરૂઆત.

પેગમ્બર સાહેબ અશો જરતોસ્તે દીનનો મોજેજો બતાવ્યો તે વખતે આફ્રરગાન ભણી, દરૂન ઈજીને, તેમાંની ચાર ચીજો ચાર સખ્સોને આપી હતી. (૧) ગુસ્તાસ્પશાહને ઇંજેલો શરાબ પાયાથી તેને જીવતાં જીવત પોતાનું બેહેસ્ત જોયું. (૨) શાહાજાદા [1]અસપંદીઆરને ઇંજેલું અનાર ખવાડયું તેથી તેની દેહ[2] ત્રાંબા મીસાલી થઈ. જેથી રૂઇનતન અસપંદીઆર કહેવાતો હતો. (૩) શાહાજાદા પેશોતનને ઇંજેલું દુધ પાયું જેથી તે સમર્ગી પામ્યો અને સ્યાવક્ષે બનાવેલા કંગદેજના ગોફામાં ગુંફેનશીન થયો. (૪) ઇંજેલું ફુલ ગુસ્તાસ્પના વજીર જામાસ્પને સુંઘાડયું તેથી તેને આગાહી થઈ અને બની ગયલા તેમજ બનનારા બનાવોનું તેને ધ્યાંન થયું, અને વધુ દાનાવ બન્યો તેમજ ભવીષ્ય કહેવાને શક્તિવાન થયો. આ પ્રમાણે ભવિષ્ય વાણી કહેવાની શક્તિ હોવાથી તે બનતા બનાવોની આગાહી કરતો જેથી ગુસ્તાસ્પશાહ હમેશાં સાવચેત રહેતો અને દુસ્મનોપર જીત મેળવતો હતો. એજ કારણે ગુસ્તાસ્પશાહે એક સમે જામાસ્પ વજીરને આગળ બની ગયલા અને હવે પછી બનનારા બનાવો તથા ધર્મો અને ઇતિહાસ સંબંધી જુદા

---

૧ અસપંદીઆર અને દશતુર પેશોતન બન્ને દીકરાઓ ગુસ્તાસ્પશાહના પોતાના બેટાઓ હતા.

૨. ત્રાંબા મીશાલ દેહ થઇ એટલે તેના શરીરપર કોઈ પણ દિવસ જખમ થતો નહી. એનું મરણ એની આંખમાં રૂસતમ પેહેલવાને તીર મારવાથી નીપજ્યું હતું.

જુદા સવાલો પુછ્યા અને ખુલાસા માંગ્યા, જેના જવાબ **જામાસ્પે** પોતાની જ્યોતિષ આગાહીથી આપ્યા હતા. આ સઘળી આગાહી તે વેળા એક નવીશંદા પાસે ગુસ્તાસ્પશાહે લખાવી હતી. તેને **જામાસ્પી** કહીએ છીએ.

**ખુલાશો—જામાસ્પીમાં** આખું લખાણુ એમને એમ સરેહ ઘણી છે જેથી આ જેવાં બીજાં અનેક દફ્તર થતાંબી વધે, અને સાર જેનો તેજ મલે. તેથી બોલેબોલ સરેહ નહી લેતાં ફક્ત સંપુર્ણ અર્થ સમજાય એ મુજબ જવાબ દેનાર (જામાસ્પ) નીજ રીતીએ લખાણુ છે. વલી જરતોસ્ત પેગમબર ખુદ દાદાર સાથે વાતચીત કરે છે તે બીનાઓમાં અમેશા સપંદો, યજદો, બેહેસ્ત, દોજખ, દાદારની ગેબી કરામતો વિગેરે બાબદો જામાસ્પ વજીરનાં બોલેબોલ ઘણીખરી મલતી આવે છે. આ કેતાબમાં જ્યાં જ્યાં જે જે બાબતો આવી છે તેમાં અશો જરતોસ્ત સાહેબની દાદાર સાથેની વાતચીત છે તે મુજબજ લીધી અને ગુસ્તાસ્પશાહે વજીર જામાસ્પને પુછેલી બાબદો તેના શબ્દોમાં છે. અત્યાર આગમચ ફરેસ્તાઓ વિગેરે વર્ણન જે ગયું તે જરતોસ્ત સાહેબે દાદારને પુછેલા સવાલ છે. અને તે મુજબજ આપ્યું છે. તેમ હવે પછી નીચેનું લખાણુ ગુસ્તાસ્પશાહે વજીર જામાસ્પને પુછેલા સવાલ જવાબો છે. ( પ્રગટ કર્તા. )

**ગુસ્તાસ્પશાહે પુછયું** કે સર્વે પેદાયસમાં કોણુ શ્રેષ્ટ છે? અને આ બધી પેદાશો કોણુથી છે? ભલુ કોણુ? બુરૂં કોણુ? બેહેસ્ત અને દોજખ શું છે? આ દુનિયા કેટલા હજાર વર્ષની છે? શું શું બની ગયું અને શું શુ બનશે તે મને કહે. **જામાસ્પ વજીરે** નીચે મુજબ જવાબ દીધો.

## સર્વે ચીજોને પેદા દાદાર અહુરમજદની ખુબી.

સર્વ પેદાયસનો પિતા અહુરમજદ પોતે છે અને નાસ કરનાર અહેરેમન છે. ખુદરતે નેક યજદો પેદા કર્યા, નવાજ્યા, કે આ દુનિયામાં સર્વ ચીજોની વૃદ્ધી કરે, ફરજંદો આપે, ઝાડપાન, ફળ, ફલાદિ, ફુલ, મેવો, વિગેરેને બરબાદ થતું અટકાવે, પ્રાણીઓની વૃદ્ધિ કરે અને ખુદરત પાસેથી રોજીરજક ઇનશાનોને પુગાડે. યજદો પાપ પુન્યનું તોલ કરી પાપને કાપે છે, અને [1]બેહેસ્તમાં ઉમેરે છે. ચંદ્ર થકી પંદર દિવસ અજવાળું અને પંદર દિવસ

---

૧. સવાબ રાખે અને બેહેસ્તમાં લખાવે. આ વાકય થકી અને ઉપલાં લખાણુનાં થકી સમજવું એમ છે કે અજવાળ્યાં થકી જો સમજુ ઇનશાન હોય તો સારા વિચારોનું અવલોકન કરે અને સારી કરણી મુજબ સારૂં મેળવે તેમજ વળી ભુંડું હોય તે તેવાજ વિચાર થકી કરણીને અનુસરી તકદીર મુજબનું મેળવે છે. સબબ કે આ જીંદગીમાં કરેલી કરણી મુજબનું ફળ હયાં અને બીજી દુનિઆમાં મળે છે.

અંધારૂં છે. અજવાળું ખુદરતના (સ્પેનતમઇન્યુસનાં) તકદીરે છે. અને અંધારૂં અહેરેમન (અંગ્રમઇન્યુસ)નાં નશીબનું છે. ચંદ્રની ચાલને લીધે એક માસમાં ઉપર મુજબ બે પખવાડીઆં આવે છે તે અરસામાં અજવાળામાં (ચંદ્ર) મોહોર યજદ[1] સર્વે ઇનશાનનું સવાબ લખી બેહેસ્તમાં રાખે છે.

"**અંગ્રમઇન્યુસનાં દોરની મુદત**—શરૂઆતમાં ઉત્પંતી દરમીઆનમાં આ શક્તિ ઉત્પન્ન થઇ જે ઉપલે નામે જાહેર છે. તેનો બુરો અંશ જે હેરેમન થયો છે તે આ દુનિઆની શરૂઆતમાં ગયોમર્દના રાજ્ય અમલમાં આ પૃથ્વીપર આવ્યો જેથી ગયોમર્દ ૩૦ વર્ષ રાજ્ય કરી શક્યો. અને મરણ વેળા ગયોમર્દે આશીશ દીધા કે "બદ બુરા તું કદીબી આ જગ્તમાં સુખી થતો ના, તુંને રંજશક્તિ હોજો ને તારો અમલ ના થજો. હું બીજી દુનિઆમાં જાઉં છું. પણ આ દુનિઆમાં જ્યારે પેગમ્બર અશો જરતોસ્ત જન્મશે ને પેગમ્બરી લાવશે તે તારી જાતનાં તમામ દેવ દરૂજોને આ દુનિઆથી હાંકી કાઢશે. અને રસ્તાખેજ સુધી જરતોસ્તી દીન ચાલશે. તે પેગમ્બરના વખતમાં તારૂં કંઇ પણ વળશે નહી. સેવટ આખરહજારામાં તારો દોર આ જગ્તમાં ઘણો ચાલશે અને રસ્તાખેજ બાદ તું નશીઅતે પુગશે." આ શબ્દો સાંભળી હેરેમનનું દીલ દંદ ભરેલું થયું અને તેવાર પછી બીજા સાત દેવ પેદા થયા. ૧.—અકોમન, ૨.—અકતષ, ૩.—સએની, ૪.—અસ્તુઆદ. ૫.—તઉર્વે, ૬.—તારીક અને જારીક, ૭.—અએશમ. એઓ યજદો અમેષાસપંદો વિરૂદ્ધ કામ કરનારા છે. અને [2]ઇનશાનોને બુરી રાહપર ચલાવે છે."

**બેહેસ્તનું ખાણું**—ત્યાં ખાવા પીવાની હાજત નથી રહેતી "અવસતામાં જગેજગ લખાણુ મલે છે" અને જામાસ્પી કેતાબ મુજબ બેહેસ્તમાં ભુખ યા તરસ જેવું કંઇજ નથી. રવાન બેહેસ્તમાં આવી પુગે છે ત્યારે 'મદીઓજરેમ' નું પ્યાલું પીવા મલે છે જેથી રવાનને ખાવા પીવાની ખાયસ નથી રહેતી. આ બાકી જગતમાં ખાવા પીવાની અને હાજતની જરૂર માણુસને છે કે તે વગર કદી ચાલતું નથી."

---

૧. માહાતાબની વધઘટને માટે જેઓ ચંદ્રની ચાલથી મહીનો ગણનારા છે તેઓ કહે છે કે આ વધઘટથી એક માસની ગણત્રી થઈ શકે છે. (વાંચો ચંદ્રનું બ્યાન.)

૨ આ ચાલુ જમાનામાં કેળવણીએ પ્રસાર કર્યાથી આ બાબદો વેહેમ ગણાય છે. અને ઘરડાં વડાંઓ આપરાં કહે તેમ "સએતાનબી સુધરી ગયો પણ ઇનશાનો બુરી રાહપર ચાલનારાં છે તેઓ માંહોમાંહેની અંતશ નહી મુકે તો ખરાં સએતાન ગણાય."

પ્રગટ કર્તા.

# ખુદરત તરફથી ગુપ્ત રહેલી શક્તિઓનું વર્ણન.

**બેહેશતનું મુકામ.**

આસમાન જમીનથી ૩૩૦૦૦ ફરસંગ દુર છે. હમેસગી પણ તેટલીજ દુર છે. '**સતરપાયા બેહેશત**' પેહેલા આસમાને છે. ૨ જું '**માહપાયા બેહેશત**' તે 'સતરપાયા' થી ૩૩૦૦૦ ફરસંગ દુર છે. ૩ જું '**ખોરશેદપાય બેહેશત**' માહપાયથી ૩૩૦૦૦ ફરસંગપર છે. ૪ થું. '**પસુમખાંન બેહેશત**' ખોરશેદપાયથી ૩૩૦૦૦ ફરસંગ દુર છે. ૫ મું. 'ગરોથમાન' તે પસુમખાંનથી ૩૩૦૦૦ ફરસંગ દુર છે.

૧ લું. બેહેસ્ત સારી મનશનીએ ચાલવાથી મળે છે. ૨. જું સારૂં કામ કરવે અને બોલવેથી મળે છે. જ્યારે '**હમેસતગાંન**' જેનું પાપ સવાબ સરખું હોય તેને મળે છે, ત્યાં રાતે ટાઢ અને દિવસે તડકો છે.

---

**દોજખ.**

અવસતાના લખાણ મુજબ દુશમત, દુજુખત, અને દુજવરેસ્ત મુજબ ભુંડું બોલવે, ચાલવે અને ભુંડા કામ કરવે મળે છે. એવાં કામો કરનાર રવાનને તેના મરણ બાદ દેવો, અહેરેમન નજદીક ઘસડી જાય છે. અને રંજ, શક્તિ, આજાબ દે છે. ત્યાં બદબો અને અંધારૂં રહેતું હોવાથી હમેશાં બેચેની છે. (**જામાસ્પી.**)

---

## 'બેહેશત અને દોજખ' બાબદો માટે થોડાંક અવસ્તાનાં લખાણો સાથે પ્રગટ કર્તા તરફનો ખુલાસો.

**અવસ્તા—વીસ્પ હુમત, વીસ્પ હુખ્ત, વીસ્પ હવરસ્ત, વહિશતેમ અંઘહુઇમ અશએત, વીસ્પ દુશમત, વીસ્પ દુજુખ્ત, વીસ્પ દુજવરશ્ત, અચેશતેમ અંઘહુઇમ અશએત.**

**અર્થ:**—સઘળા નેક વિચારો, સઘળા નેક સખુનો અને સઘળાં નેક કામો, તે કરનારને 'બેહેસ્ત' તરફ લઈ જાય જાય છે, તથા સઘળા ખરાબ વિચારો, સઘળા ખરાબ સખુનો, તથા સઘળાં ખરાબ કામો, તે કરનારને 'દોજખ' તરફ ઘસડી લઇ જાય છે. (વીસ્પ હુમત.)

**અવસ્તા-તેમ વાઓ અહુમ દરેગવતો બ્યોથનાઇશ ખાઇશ ફએના નએષત.**

**અર્થ**—અએ પાપી માણુસો! તમારાં પોતાનાં બદકામોને લીધે, તમારી કરણી તમુને દોજખમાં ધસડી લઇ જાય છે.

( અહુનવદ ગાથા, યજશનેહા ૩૧. ફકરો ૨૦ મો )

**બેહેશ્ત અને દોજખ તે આ દુનિયામાંજ છે.**—આ દુનિયામાં આપણે નજરે જોઇએ છીએ કે કોઇ સુખી તો કોઇ દુઃખી, કોઇ તન્દુરસ્ત કોઇ દર્દી, કોઈ દાનવ તો કોઇ અજ્ઞાન, કોઇને ખુશી કોઇને ગમી, કોઇ અક્કલમંદ તો કોઇ બેવકુફ, જોઇએ છીએ. કેટલાંકો જન્મથીજ ભલી બુરી ખાસીઅતો, બાપદાદેથી હોદ્દે ઉતરતાં સુખ, દુઃખ, બીજરૂપે પોતાની સાથે લાવે છે. જ્યારે કોઇ ઇનશાન નીતિની ઉંચી લાગણીઓ સાથ આ દુનિયામાં જન્મ લે છે, કોઇ સખ્સ ઘાતકી અને બુરી લાગણીનો ફાળો પોતા સાથે કેમ સાથી બરોબર લઇ આવે છે? કોઇ મહાન શેહેનશાહતમાં જન્મી રૂપેરી વાસણોમાં ભોજન જમે છે, જ્યારે કોઇ સાધારણ કુટુંબમાં જન્મી જીંદગી અતવાય એટલાં વહીતરાં કરે છે, અને કોઇ વળી ભિખારીને ત્યાં જન્મી કટકા રોટલી થકી રસ્તે રસ્તે ભીખ માંગી શરીર પોશનઅર્થે જોઇતા ખોરાકની પણ તંગી ભોગવે છે. વિગેરે.

હવે જરતોસ્તી ધર્મના ફરમાન મુજબ ‘ અહુરમજદ ’ જે જગતપિતા છે તે તો ભલો, દયાળુ અને ન્યાયી છે. તો પછી દરેક ઇનશાનને જુદુ જુદુ ભાગ્ય કેમ આપતો હશે? અથવા શરીર સંબંધમાં લાગણીઓ તેમજ વિચાર શક્તિમાં ફરક, તથા દુનિયાનાં બીજાં અનેક સુખ દુઃખ સંબંધમાં આવા મોટા ફરકો કેમ રાખે છે? સારૂં અને માઠું ભાગ્ય થવાનું કારણ શું? યાને લંબાણ ધ્યાન પહોંચાડી ટુંકમાં સાર લઇએ તો તેનો ખુલાસો શું? એ ઇનશાનની આગલી ભલી યા બુરી જીંદગીનો બદલો એજ તેઓનું ‘ **બેહેશ્ત અને દોજખ** ’ છે. આ દુનિયામાં થોડી રંજથી પુરતું મેળવે એજ તેનું બેહેસ્ત છે, અને તે સુખી જીંદગીમાં પેદાના કરનારને યાદ રાખી સ્વધર્મનું ફરમાન પાળી ચાલે તેમજ પરનીંદામાં વખત નહિ ગાળતાં ફરસદ પ્રસંગે પરસ્વાર્થી કાર્યો બજાવી સારી કીર્તિ અને યશ મેળવે અને આ જીંદગીમાં કરેલાં ભલાં કામોથી, મરણ પછી બીજી જીંદગીમાં મળતું ઘણું સુખ, અને થોડી રંજ, એજ તેનું ‘બેહેસ્ત.’ તેમજ બુરાં કામ કરનારને, તેની બીજી જીંદગીમાં, પોતાના રવાનના સુધારા માટે કરવી પડતી ‘ ઘણી રગડ અને ઘણી મેહેનત’ અને ઘણી રંજ કરતાંબી મળતુ થોડું સુખ અને ‘ હાડમારી’ તેજ તેનું ‘ દોજખ છે.’ એ દોજખ સાંપ, બિચ્છુ, દેવ, દરૂજોનાં રેહેઠાણ કહેવાય છે તેની બરોબર છે. પણ એવાજ દેવ દરૂજો, અને દાદી

ખાનારાં અને ડંખ દેનારા, પુંઠે પડનારા આ દુનિયામાં કયાં નથી? અને એવા દુઃખ અને ડંખથી પીડાતાં આપણે ઘણાઓને જોઇએ છીએ. એટલે 'બેહેસ્ત અને દોજખ' ગોયા દરેક સ્થળે છે. બેહેસ્ત[1] માટેનું લખાણ 'વંદીદાદ'ની ૧૯ મી પરગરદમાં ખુલાસાવાર મળે છે તેમજ હાદોખત નુસ્ક (બાબ ૨) માં, વીસ્તાસ્પ નુસ્ક (બાબ ૮) માં, વીરાફનામું (બાબ ૪) માં, 'મીનોએ ખેરદ' (બાબ ૨) માં મળે છે. અને અર્દાફ્રવશની આફ્રીનમાં થોડુંક મળે છે. કોઇબી ઇનશાન તેના વિચાર વચન અને કામો સાફ રાખી સર્વથી સરસ હાલતે પહોંચવાની કોષેશ કરે તો તે જીવતાં જીવત બેહેસ્ત યાને સર્વથી સારી હાલતે પહોંચે છે. હીસુમાં કહે છે કે (The Kingdom of Heaven is within you) યાને 'બેહેસ્તનું રાજ્ય તમારા પોતામાંજ છે.' અવસ્તા મુજબ ગરોથમાંન બેહેસ્ત તે ખુદ અહુરમજદનું મકાન, અમેષાસપંદોનું રેહેઠાણ, અને અશો લોકો માટે જગ્યા છે. એટલે કે જ્યાં પવિત્રાઇ છે ત્યાં અહુરમજદનું રહેઠાણ હોય. અને જ્યાં તેનું રહેઠાણ ત્યાં ભલાંઓનો વાસો હોય. અહુરમજદનું મકાન બે જગ્યાએ છે. એક ગરોથમાનમાં અને બીજું ભલાં આદમીનાં જીગરમાં. ત્યારે બેહેસ્ત પણ તે મુજબ છે. અટલે કે ભલું આદમી સારો વિચાર ધરાવી ભલાં કાર્યો કરે અને સારી સરજતને પુગે, એ બધા ભલા વિચાર ઉત્પન્ન કરવા થકી સારી કરણી અને અહુરમજદની મદદ એની મુખ્ય જરૂર છે. આપણા ધર્મના અવસ્તા મુજબ '**અષેમ વોહુની**' ટુંકી બંદગીમાં સાર મળે છે. કે અશોઇથીજ સર્વ ચીજો ઉત્તમ ગણાય છે.

**અવસ્તા—નિજ બએમી વ હસ્તેમ અહુમ અષઓનામ રઓચંઘહેમ વીસ્પો ખાથ્રેમ નિજબયેમીગરોન્માનેમમએથનેમ અહુરહે મજદાઓ, મએથનેમ અમેષનામ સ્પેન્ત નામ, મએથનેમ અન્ય એષામ અષઓનામ.**

**અર્થ**—અશો લોકોની તમામ સુખવાળી સર્વથી સરસ જીંદગી (અથવા દુનિયા)ને હું વખાણું છું. ગરોનમાન (ગરોથમાન બેહેસ્ત) જે અહુરજદનું મકાન, જે અમેષાસપંદોનું રહેઠાણ, જે બીજા અશો લોકોનું મકાન તેને હું વખાણું છું. (વંદીદાદ, પરગરદ ૧૯ મી ફકરો ૩૬ મો.)

ઉપલો અવસ્તાનો ફકરો ભણ્યા કે નેમ પાર પડી ચુકી એમ નથી.

---

૧ બેહેસ્ત માટેનું મળતું અવસ્તા વિગેરેનું લખાણ અને તે પરથી ઉપજતા વિચારોનું અવલોકન પુરેપુર લેતાં આ જેવું એક આખું પુસ્તક થાય તેથી અહીંયાં ઘટતું લખાણ આપ્યું છે.

કોઇબી ઇનશાનની આ ભણેલી બંદગી (ખુદરતની ગાયલી વખાણ) ત્યારેજ ખરી ઠરી શકે કે મોહોડેથી બોલાયલા શબ્દોને જીગરથી ખરા માની તે ઉપર અમલ કરવાની કોશેશ કરે, અને કરણી તે લાયકની ઠરે તોજ ખરૂં બેહેસ્ત મેળવાય.

**બેહેશ્ત બાબે મતફેરી**—બેહેસ્ત માટે અલબતે આપણાં લોકો મતફેરથી બોલે છે. કોઇ કહે છે જે '**રવાન બોખતગી**' યાને 'આત્માનો છુટકારો' થયા બાદ (મુવા પછી) કરણી મુજબ બેહેસ્ત તથા દોજખ મળે છે. કોઈ કહે છે કે "આસમાન પર બેહેસ્ત છે જ્યાં એક ખોખું હયાંની માફક તૈયાર રહે છે તેમાં હયાંથી નીકળેલો જીવ જઇને તે ખોરીઆમાં ભરાય છે ને ફરેસ્તાઓ ઈનિસાફ કરે છે" કોઇ કહે છે કે પુનર્જન્મ છે, વળી કોઈ કહે છે કે પુનર્જન્મ માનવો એ વાહીયાત વિચાર છે, પણ એક બાબત ખરી સિદ્ધ મનાતી નથી.

અલબતે આટલું તો ચોક્કસ છે કે ઇનશાનના મરણ બાદ તેને માટે બીજી જીંદગી છે અને હાલની કરેલી કરણીથી ઘડાયલું કીસ્મત તેને આધારે તકદીરનું માંડેલું ભોગવવાનું પણ છે. બીજી જીંદગી યા હાલત ક્યાં છે? કેવા પ્રકારની છે? શું છે? તે બાબે મતફેરી છે. પણ આ ઘણુંખરૂં એકમત છે કે મરણ બાદ એવી કોઇ હાલત છે જ્યાં આપણ આ દુનિયાનાં થોડાંક સાલની જીંદગીનો ભલો યા ભુંડો બદલો પામીશુ. આ વિચારો હમેશાં યાદ રાખવાના છે. શરીર નાશ પામશે. રવાન (જીવ, આત્મા) જે છે તે નાશ પામનાર નથી. જેમ એક વાસણ ભાગી જાય છે અને અંદર સમાયલી ચીજો પથરાઈ જાય છે, તેમ શરીર નાશ પામતાં તેમાંનું રવાન (આત્મા) આજુબાજુ જગતની કોઈ પણ જગ્યામાં વાસો પામે છે.

**બેહેશ્તના દરજ્જા, દરેકનું બેહેશ્ત જુદું કેમ છે**—ઉપર કહ્યું તેમ દરેકને પોતપોતાની કરણીના દરજ્જા મુજબ બેહેસ્ત હોય છે. જાણીતો લખનાર **એલી** કહે છે કે "કોઇ પણ રવાન દશ કરોડમાં બેહેસ્તના દરજ્જામાંથી પસાર થાય તોપણ તેને બેહેસ્તી યાને ચહડતી હાલતનો ખ્યાલ નહીં આવે. કારણ દરેક માટે સર્વશક્તિમાને તેની હાલત મુજબ જુદું જુદું બેહેસ્ત સરજ્યું છે"

**'બેહેશ્ત એટલે સર્વેથી ભલું' તે**'—હવે ભલો બદલો પામવો તેને માટે આપણે કહીએ છીએ 'બેહેસ્તમાં જવું', પણ દરેક ઇનશાન માટે તેની હાલત જુદી રહે છે.

બેહેસ્ત માટે વિચાર ધરાવવા પહેલાં ગ્નાન સંબંધી, નીતિમાન સદ્દગુણો

સંબંધી, શારીરિક ફરજ, અને નીતિમાન બાબત તરફ ધ્યાન પહોંચાડવાનું છે. જેમ જેમ વધુ ગ્નાન મેળવી નીતિના સદ્દગુણો વધુ ખીલવે, તેમ પય દર પય ( step by step ) પગથીએ પગથીએ આગળ વધાય છે, અને દર દીન ઉગે તેમાં વધુ અને વધુ સુધારો કરતા જઇએ તેમ આ જીંદગીમાંજ નહીં પણ આત્માની હયાતી છે ( જ્યાં સુધી આત્મા અમર છે અને બીજી જીંદગીઓ ભોગવવાની છે ) ત્યાં સુધી ચાલુ બદલો મેળવ્યાજ જઇશું.

**બેહેશ્ત માટે જુદી જુદી ભાષાના જુદા જુદા શબ્દો છે—** લાટીન ભાષામાં ( paradisus–પૅરેડીસસ ) ઇંગ્રેજી (paradise–પૅરેડાઇઝ) અવસ્તામાં 'પયરી દએજ' શબ્દ છે જેનો અર્થ 'આજુબાજુથી ઘેરી લીધેલું મકાન' એવો થાય. ફારસીમાં 'ફીરદોશ' શબ્દ છે એજ 'પયરી દએજ' નુ ( paradise ) નુ રૂપ છે. હીબ્રુમા ( paradis–પૅરેડીજ ). યુનાનીમાં ( paradeisos–પૅરેડાઈસોસ ) કહે છે. એટલે એકંદર રીતે તેનાં અર્થ પ્રમાણે બેહેસ્ત એક મકાન પણ થઇ શકે છે, કે જ્યાં 'ભલું મેળવવા' માટે ભલી કરણીવાળાઓનો વાસો થાય છે. આપણા અવસ્તાનાં પુસ્તકોમાં અલબુર્જ પાહાડપરથી બેહેસ્તમાં જવાનો માર્ગ બતાવ્યો છે. અને વળી ચીનવત પુલપરથી પણ મીનોઇમાં જવાય છે ( વાંચો આ કેતાબને પાને ૨૮ મેની ફુટનોટ ચીનવત પુલ બાબેની. )

**આ દુનિયાંમાં શારીરિક અને આત્મીક બેહેશ્ત, તેમજ બેહેશ્ત આ દુનિયાથીજ અને ભલી કરણીથીજ શરૂ થાય છે—** આ પૃથ્વિપરના બેહેસ્ત માટે બોલીશું તો ઘણેખરે ઠેકાણે સુંદર વાડીઓ, બાગ, બગીચા, દરિયાની લેહેંફી, ખુશનુમા ચાંદણી, ડાહ્યાં માણસોની નસીયતની વાતો વિગેરે જોતાં ઇનશાન સમજશે કે '**બેહેશ્ત જેવું લાગે છે.**' હવે એ તો સર્વ ખુદરતની બક્ષેશ છે અને તે '**શારીરિક બેહેશ્ત**' છે. અને ઉપરનો દેખાવ છે. જ્યારે 'આત્મીક બેહેશ્ત' આ પૃથ્વિપર તેજ છે કે જે મકાનમાં સુલેહસંપથી વસનારાં હોય અને મીત્રાચારીજ પથરાઇ હોય, નેકી વ્યાપી હોય, નીતિમાન જીંદગી ગુજારનારાં વસ્તાં હોય, પરહેઝગારી પળાતી હોય, ખુદરતના ફરમાનના નિયમો સચવાતા હોય, પાક ખુદાવંદની સંપૂર્ણ યાદ પ્રસાર પામી બંદગી થતી હોય, પરસ્વાર્થી કાર્મો અંતઃકરણપુર્વક થતાં હોય, જ્યાંનાં વસનારાંઓ ખરા દુઃખીની દાજે પહોંચેલાં હોય, સ્વધર્મનો ઇનકાર ન હોય, પારકા ધર્મના દેખાદેખીના ફુકરાજીના નિયમો પળાતા ન હોય વિગેરે. તે ઘર, આ પૃથ્વિપરનું આત્મીક બેહેસ્ત કહેવાય છે. મજકુર

નિયમોનુસાર હોય તેઓથી મીનોઇ બેહેસ્ત[1] પણ ભોગવાય છે. જેમ આ દુનિયાની એક આબરૂદાર મંડળીમાં દાખલ થવા ચાહીએ તો તે માટે સંપુર્ણ લાયકાત બતાવવી જોઇએ. અને તે પણ ત્યારેજ બતાવી શકાય કે જ્યારે આપણે જાણીયે કે મંડલીનાં કાનુન, રૂઢી, લાયકાત અને સભાસદો કેવી પ્રકારના છે. અને તેઓ સર્વે કેવા એખલાસવાલા છે. તે જાણુવા બાદ મેમ્બર (સભાસદ) થવાની ઉમેદવારી કરવી જોઇએ, અને ત્યારેજ તે કોશેશ સફળ થાય. જો તે મંડળીવાળો કોઇ આપણો મિત્ર હોય તે પોતાની મંડળીમાં આપણુને દાખલ કરવા યત્ન કરે અને તેજ મંડળીનો કોઇ બીજો મેમ્બર વિરૂદ્ધ થઇ સંપૂર્ણ સારો વિચાર નહીં આપે અને દાખલ કરાવવા માટે વિરૂદ્ધ થાય તો કેટલી નાસીપાસી છે? જ્યારે ચાલુ જીંદગીમાં આ નાસીપાસીથી ધડો મળે તો ભૂલચૂક સુધારી કરણી (conduct) શુદ્ધ રાખવા તુરત યત્ન કરી શકાય, જ્યારે મીનોઇ બેહેસ્તમાં તુરતાતુરત કેમ બને? હવે જ્યારે આ ખાકી દુનિયાના મંડળ માટે એટલું છે તો બેહેસ્તના જેવા એક મીનોઇ મંડળ થકી કરણીના કાયદાની કેટલી અગત્ય છે? આ દુનિયા કે જે દરેક ઇનશાનની રેહેણી કરણીની નોંધપોથી છે ત્યાંથીજ મીનોઇ બેહેસ્તના વિચારો શરૂ થાય છે. ઇનશાન જે ખુદરતની પેદાયસમાં હાકમ છે તેને તેની કરણી મુજબ (પેદાના કરનાર દાદાર તરફથી) તેની માગણી પ્રમાણે, દોલત, માલ મીલકત, સુખ, ફરજંદ, વાડી, ગાડી, ઘરબાર, તેને મળ્યું, પ્રમાણિકપણે વ્યવસ્થા પણ કરી, પરંતુ તેથી શું મીનોઇ અમર સુખ અને ખરૂં બેહેસ્ત મળી ગયું? એ તો એક શારીરિક નેઆમત છે, પણ ઇનસાનના મનની વલનપર તેની મીનોઇ બેહેસ્તની હાલતનો આધાર રહે છે. બેહેસ્ત કંઇ દોલત નથી, પણ એક હાલત છે. જે ભલી કરણીનાં ઉત્તમ માર્ગથીજ મેળવાય છે. અહમાઇરેસચમાં, આતશ નીઆએશમાં, હોમ યસ્તમાં, બેહેસ્તની માગણી માટે ભણુનાર આતુરતા કરે છે, પણ આ આતુરતા, શુદ્ધ, અને સ્વચ્છ નિયમ પાળીને ફરજ બજાવીને કરે તો સફલ થાય છે. આપણી કુસ્તી જે કમરપર બાંધીયે છીએ તેના ત્રણ આંટા છે જેમાં એ બધો ભરમ સમાયલો છે. મનશની, ગવશની, અને કુનશની, અથવા હુમત, હુખ્ત, હવરસ્ત,

---

૧ એથી ઉલટું આ પૃથ્વિપરનું દોજખ છે.—કજીઓ, કંકાસ, માંહોમાંહેની અંતશ, ખુદરતનું આપેલું રજક ખાતાં સાચાજુઠી અને તકરાર કરવી. ધર્મીને સતાવવું, નાહક કોઇને વગોવવું, ધાર્મીક બાબદોનો ઈનકાર કરવો, સ્વધર્મના ફરમાન તોડી ખાલી દેખાદેખીનો યુરોપયન સીસ્ટમ કહીને ફાવે એમ બનવું વિગેરે વિગેરે—એ 'આ પૃથ્વિપરનું જીવતું દોજખ' સમાન છે.

આ ત્રણ પગલાંથી બેહેસ્તી રવાંન બેહેસ્ત તરફ માર્ગ લે છે. આ દુનિયામાં ધંધા, વેપાર નોકરીથી ફારેગ થયા કે ફરસુદ પ્રસંગ આળસાઇમાં નહીં ગુજારતાં વધુ જ્ઞાન સંપાદન કરવામાં વાપરવો, નીતિમાન સદ્દગુણો વધારે ખીલવવા, અને ધ્યાન ધરવું કે આ રીતીથી ઉત્તમ સુખ આ જીંદગીમાં અને બીજી જીંદગીમાં મેળવી શકાશે. આ દુનિયામાં ચહડતા દરજ્જાનાં લોકોમાં ભેળાવા જતાં તેઓની મોહોબત, મિત્રાચારી, માન, જાળવવા માટે ચહડતી પંક્તીના સદ્દગુણો પ્રાપ્ત કરવા જોઇએ. તેમ નહીં હશે તો તેઓ પોતાની સંઘમાં નહીં ગણશે.

ત્યારે મીનોઇ ચહડતા દરજ્જાનાં આત્માઓની સંઘમાં જવા માટે ચહડતું ધર્મજ્ઞાન, સદ્દગુણો, અને શુદ્ધ કરણી અને ખરી પવિત્રાઇની કેટલી અગત્ય છે તે એખ્તયાર કરવી જોઇએ. તે પણ કેહેણી (ફક્ત કહેવાથી) નહીં, પણ કરણીથી (કરી બતાવીને) સાબેત થવું જોઇએ દાનાંવ એડીશન બેહેસ્ત બાબે લખતાં નીચે મુજબ કહે છે.

Heaven is not to be looked upon only as the Reward, but as the natural effect of a religious life.

અર્થ—બેહેસ્ત તરફ બદલા તરીકે નહીં પણ ભલી જીંદગીના પરીણામ તરીકે જોવું.

એડીશનની મજકુર શીખામણ બાબે હવે આપણે દાખલો લઇશું કે એક વણકરે એક સુંદર કપડું અચ્છા તેસ્નથી વણી બતાવ્યું પણ તે ચાલુ કોષેશ ન રાખે અને થોડા વખતને ગાળે ગાળે કામ પડતું મુકે તો ધારે તે મુજબ થઇ શકે નહીં તેમ કોઈ બી ઇનસાન જો થોડો વખત નિયમ પાળીને છોડી દે, ને લાંબે વખતે પાછું ધ્યાન કરે, તો ધાર્યા મુજબ આ જીંદગીમાં સંપુર્ણ કરી શકે નહિ. આ દુનિયામાં વાવેતર દર મોહોસમે થાય છે પણ નેકીના ખેતરનું વાવેતર દર સહવારથી અને ભલી કરણીથી ચાલું રાખ્યાથીજ અમર સુખ ફાયદો હાંસલ થાય છે ઇંગ્રેજીમાં કહેવત છે કે Habit is second nature તે મુજબ હમેશાં ચાલુ જીંદગીમાં, ઉપયોગી થવું, પ્રમાણિક જાત મેહેનતનું નીમકરોટી મળે તેપર સંતોષ પકડવો, અદેખાઇ છોડવી, સદ્દગુણ એખ્તયાર કરવો, પવિત્રાઇ પાળવી, ચોખ્ખાઇથી રહેવું વિગેરે, નીયમ પાળવાથી તે સદ્દગુણો આપણામાં ભેલાય છે. શરૂઆતમાં બીકટ લાગે છે; પણ ટેવ પડતાં સહેલું પડે છે. ઇંગ્રેજીમાં કહે છે કે, Practice makes a man perfect યાને ટેવથી ઇનશાન ધડાય છે. વળી બીજી કહેવત છે કે, youth is time to learn, not

learn how will you earn એટલે જુવાની એજ અભ્યાસ કરવાનો વખત છે. જો ભણ્યા નહીં તો શું કમાશો, ને મેળવશો. આ વાક્યમાં પણ ભેદ સમાય છે કે ભણ્યાથીજ વિદ્યાજ્ઞાન સંપાદન થઈ સદ્‌ગુણી થવાય છે, અને ભલી જીંદગી ગુજારવાથી મીનોઇ બેહેસ્ત પણ મેળવાય છે.

**બેહેશ્તની કુંચી અરદીબેહેશ્તને અમેષાસપંદને હાથ છે—** સદર કેતાબ બાબ ૧૦ મુજબ અરદીબેહેસ્ત અમેશાસપંદના હાથમાં બેહેસ્તની કુંચી છે, જેથી હાલ આપણામાં ચાલ છે કે કોઇ ગુજર પામે તો તેના હયાત બેશી આતશ—બેહેરામમાં અથવા આતશ—આદરાનમાં, કે કોઇ બી દરેમેહેરમાં સુખડ મોકલે છે. એવું ધારીને કે ગુજરેલાં રવાનને જલદી જગ્યા મળે. પણ એની મતલબ એવી સમજાય છે, કે અરદીબેહેસ્ત અમેશાસપંદ આકર્ષણ શક્તિનો માલેક છે અને અશોઈના સદ્‌ગુણપર મવક્કલ છે. અને દરેક ઇનશાને બેહેસ્તની ઇચ્છા રાખ્યા મુજબ તેને અશોઇનો તરીકો પાળી ચાલ્યાથી અશોઇ પોતેજ બેહેસ્તની કુંચી છે, અને ઇનશાન પોતાનીજ અશોઇથીજ બેહેસ્તનો દરવાજો ખોલી શકે છે. વંદીદાદની ૧૯ મી પરગરદ (ફકરો ૨૬ થી ૩૩) સુધી વાંચવાથી માલમ પડે છે કે રવાનને બેહેસ્તમાં બેહેમન અમેષાશપંદ આવકાર દીએ છે. હવે બેહેમન ભલા જ્ઞાનનો ઉપરી છે (intellect) અને અરદીબેહેસ્ત અશોઇ ઉપર (Morality) ઉપરી છે તે ઉપરથી સાબેત થાય છે કે જ્યારે બેહેસ્તની ઇચ્છા રાખીએ તો જ્ઞાન અને નીતિ બન્નેમાં આપણને આમલ વધવું જોઇએ, જેથીજ આ હાલતે પુગાય છે અને બેહેસ્તની ઇચ્છા સફલ થાય છે. મીનોઇ દુન્યામાં બેહેસ્ત અને દોજખ બતાવેલું છે અને અલબતે તે એક માપ છે. અસલ ઇરાની રાજ્ય અમલમાં પણ સામાન્ય ઇનસાફનાં કામોમાં પણ તે ફરમાન જાળવવામાં આવતાં, જ્યારે હમણાં આ ચાલુ વખતમાં રાજદ્વારી બાબદોમાં અને દુનિયાદારીની બીજી બાબદોમાં કાયદા મુજબ અમલ થયાથી તે સમજદારી ધરાવનારને ફાયદો છે, તેમ આ ચાલુ જીંદગીમાં અશોઈનાં તરીકાએ નિયમ પાળવાથી આ અને બીજી જીંદગીમાં તે પાળનારનેજ આયંદે લાભ છે. (પ્રગટ કર્તા.)

**આ ગેતી દુનિયાની ઉત્પત્તિમાં ગયોમર્દના વખતથી તે શાહ ગુશ્તાસ્પના વખત સુધી (જરતોશ્ત સાહેબની આગમચ) બદહવાનો દોર.**

ગયોમર્દ પછી ત્રણ હજાર ઉપર વર્ષો સુધી કોઇબી દીન ખુદરતે મોકલી નહતી. અશો જરતોસ્ત સાહેબના જન્મ આગમચ દેવોના અને પરીઓનાં

ટોળાંઓ આં દુનિયામાં સ્ત્રી પુરૂષનાં છુપા લેબાસમાં ફરતાં હતાં. ઇનશાનો તેઓને પિછાણી નહીં શકતાં કે આ દેવો છે કે આદમજાત છે, દેવ ભોકો પુરૂષના લેબાસમાં આવી ઘણીક સ્ત્રીઓનાં ભવનો નાશ કરતા; જ્યારે પરીઓ પણ રાજરજવાડામાં સ્ત્રી લેબાસમાં તે વખતમાં મળી આવતી હતી. હવે જ્યારે પયગમ્બર સાહેબે જરતોસ્તી દીન આશકારા કીધી, ત્યારે તેવા ખુરાઓ નાસ પામ્યા ત્યારથી તેઓ ઇનશાનરૂપે આ દુનિયામાં આવી શકતાં નહીં હતાં, જાનવરરૂપે આવતા. વળી [1]આખર હજારાના વખતમાં જે બદ અને બુરી શક્તિઓ છે તેઓ દુરવંદોનાં મુરદાંમાં દાખલ થઇ ભુત, પીશાચ, ડાકણ, ખવીશ, મેલું વિગેરે થશે. (જામાસ્પી.)

## પરીઓનાં ટોળાં પાંચ છે.

**૧. મૂળ શરૂઆતમાં આહુપેકર પરીઆં**—(જ્યોતીશ મુજબ સાંહ રાશી પણ કહેવાય છે) એઓની ઉત્પત્તિ વાવ્ય ખુણેથી થઇ છે. એ પરસ્વાર્થી ખસલત, નિયમીત ચાલવું, તેજ સ્વભાવ, સલુકાઇ બંદગી કરવી વિગેરે. એના અથવા એની હવાના વાંકમાં આવનારાં ખુદરતી રીતે સજાએ પુગે છે. સાત વાર અને નવ ગ્રહોની ઉત્પન્તી આ હવાથી છે. અસીલ અને જીનાત પણ કહેવાય છે.

**૨. સાદાં યાને ડાહ્યાં પરીઆં**—(જ્યોતીષ મુજબ કન્યા રાશી) નરમ માયાળુ સ્વભાવ, હારે રાંક, દુરઅંદેશ, વાજબી ચાલનારાં, પશ્ચિમ દીશાએથી એઓની ઉત્પત્તિ છે.

**૩. ઘેલાં પરીઆં**—(તોલા રાશી પણ કહેવાય છે) પશ્ચિમ દીશા અને નૈરૂત્ય ખૂણાંની વચ્ચેથી ઉત્પન્તી છે. નૈરૂત્ય ખુને ઇંદ્ર સભા છે ત્યાંથી તે હવાથી આ મેલાં પરીઆંની ઉત્પત્તિ છે પશ્ચિમ દીશા અને નૈરૂત્ય ખૂણા વચ્ચેથી થઈ છે. ઇંદ્ર રાજાને તાબેનાં આ પરીઆં છે, તેઓનો માગે એટલી વલનનો સ્વભાવ અને રીતભાતનાં છે. કંકુ, સોપારી, રૂપીઆ વિગેરે કાઢી બતાવે છે તે આ જાતનાં પરીઆં છે. આ દુનિયામાં હાથ ચાલાકીના ખેલ થાય છે તે આ હવાથી છે. જીન, જીનાત, દેવો વિગેરેની ઉત્પત્તિ એઓથી છે.

**૪. મેલાં પરીઆં**—(જ્યોતીશ મુજબ વૃશ્ચિક રાશી ગણાય છે) દક્ષિણ અને નૈરૂત્ય ખૂણા વચ્ચે ઉત્પત્તિ છે. ઇંદ્રને મળતાં પણ ઘણી ઉત-

---

૧ શરૂઆતમાં દુનિયાની ઉત્પત્તિ દરમીઆનમાં બાર રાશી ઉભી થઇ અને હજુ પણ જોતીશ શાસ્ત્રમાં બાર રાશીઓ ગણવામાં આવે છે. આ બાર રાશી તે બાર હજારા ગણાયા. (એકેકા હજાર વર્ષનું એકેકી રાશીનું યાને તેની હવાનું રાજ્ય ગણાયું) આખરહજારો તે બારમો હજારો છે.

રતી પંક્તિનાં ગણાય છે, મેલાં ડાકણાં, ભૂત, પીશાચ, જોગણી, મેલી વિદ્યા, રાક્ષસો, દૈત્યો, મંત્રતંત્ર, ઘુતમઘાતમ વિગેરે. એઓથી હારેમની તોળાની ઉત્પત્તિ એ હવાથી થઈ છે. અને તેજ તરીકાએ એઓ ચાલનારાં છે.

**૫. ડાહ્યાં પરીઆં**—પૂર્વ દીશાએ ઉત્પત્તિ છે. રાંક અને ડાહ્યો સ્વભાવ, વખતને અનુસરતી વર્તન, અને ખુશ મીજાજ "ખુદ અહુરમજદ યાને ખુદરત" ને માનનારાં, બંદગી વિગેરેથી માહીતગાર, સારો રસ્તો બતાવનાર, અવસ્તા ભાષા નીરંગો એઓથી છે. અહુરમજદી રાહનાં ગણાય છે. (પ્રગટ કર્તા)

જામાસ્પી કેતાબ મુજબ પરીઆંઓનાં પાંચ ટોળા છે. તેમાંનાં ત્રણ દેવ તરફ અને એક હારેમન તરફ ચાલનારો છે. જેઓને જરતોસ્ત સાહેબે નીરંગોના જોરે જમીનમાં બંધ કર્યા છે. એક તરફનાં દેવનાં ટોળાં, એક તરફ જીનનાં, અને એક તરફ પરીઆંનાં છે. સારી રાહપર ચાલનાર અને અહુરમજદને માનનાર પરીઓનો એક ટોલો અહુરમજદને માને છે અને ખુરશેદ યજદનું તખ્ત ફેરવે છે વિગેરે.

**ખુલાસો**—પરીઓ માટે શાહનામામાં લખાણ મળે છે કે કએકાઉશ પાદશાહને ત્યાં શાહજાદા સ્યાવક્ષનો જન્મ થયો તે પણ પરી આ દુનિયામાં કએકાઉસના મહેલમાં કએકાઉસ સાથે વસી, શાહજાદા સ્યાવક્ષના જન્મ બાદ પાછી ગઈ. ફરામરોજ પેહેલવાન માટે પણ એવું લખાણ મળે છે કે આરજોએ નામે પરીએ ફરામરોજ પેહેલવાનનુ મન હરણ કરવાથી સફેદ દેવની મારફતે ફરામરોજ જીનના પાદશાહના મુલકમાં ગયો, જ્યાંથી આરજોએ પરી મળી આવી, અને પાછળથી જેહાંબક્ષ પેહેલવાનનો જન્મ આરજોએ પરીએ આપ્યો. હજુ પણ નામગરણની ટીપમાં 'જેહાંબક્ષ ફરામરોજ' નામ ભણાય છે, આરજોએ પરી માટે વાંચો ફરામરોજ—નામું.

(પ્રગટ કર્તા)

**કંગદેજ અને વર્જમકર્દ**—આ બન્ને ગુફાઓ છે. કંગદેજ ગુફા પુર્વ દીશાએ છે, ઇરાનવેજની સીમામાં **સતવશ** સેતારા નજદીક છે. કંગદેજનો ઘેરાવો ૭૦૦૦ ફરસંગનો છે, ત્યાં દેવ દરૂજો દાખલ થઈ શકતાં નથી. તે ગુફા શાહ સ્યાવક્ષે બનાવેલો છે. કંગદેજમાં ત્રણ જાતની ખાણો છે. ત્યાંનાં મકાન સોનાનાં છે. ત્યાં સોનાનાં પારસ થાય છે (ત્યાંની માટી સોના જેવી હોવાથી પથ્થર વિગેરે સૌ એ મુજબ છે) ત્યાંનો સરદાર ગુસ્તાસ્પનો બેટો દસ્તુર પેશોતન છે. તે દસ્તુર પેશોતન પોતાના ૧૫૦) સાગેર્દો સાથે અમર્ગ રહી એ ગુફામાં યજશને કરશે. કયામતવેર આ ગુફા છુપો રહેશે. (જામાસ્પી)

**ખુલાસો**—આગળ આપણે બેહેસ્તના વિષયમાં વાંચ્યું તેમ આ જીંદ-

ગી પછી બીજી જીંદગી તો કોઇ પણ સ્થળે દરેક ઇનશાનને ભોગવવાની છે, ત્યારે રવાન તો એક તરફ અમર રહેતું નથી. એક છોડી અનેક જગ્યાએ પોતાની વખતસરની સફર કર્યું જાય છે ત્યારે ઉપર કહ્યું તેમ "દસ્તુર પેશોતન અમર રહી યજશને કર્યા કરે છે" એનો અર્થ એ થાય છે કે દસ્તુર પેશોતનને જરતોસ્ત સાહેબે ઈજેલું દુધ[1] પાયાથી તેનો આત્મા જાવેદાન અમર્ગી પામ્યો. તેવણુને સબુદ્ધિ મળી જેથી ભલાઇનાં સારાં કામો કર્યા અને કીર્તિ જાવેદાન અમર રહી. અને તે ભલાં કામોની કીર્તિ તે ગોયા તેવણુની હમેશની યજશને બરોબર છે. દરેક રવાન પોતાના બર વખતે પોતાનું કાર્ય આ પૃથ્વીપર જન્મી બજાવે જાય છે. (પ્રગટકર્તા.)

**વર્જેમ કર્દ ગુફા**—પાદશાહ જમશેદે બનાવ્યો છે. ઉત્તર દીશા તરફ ઇરાનવેજ હેઠળ આવેલો છે. ત્યાંની જમીન છ ફરસંગ મોટી અને બે ફરસંગ પહોળી છે. તેમાં ચાર નદીઓ વહે છે. દુધની, શરબતની, મધની, અને ઘીની, એ ગુફામાં કોઈ પણ બદહવા જઇ શક્તિ નથી. ત્યાંનાં બેહેદીનો ૩૦૦ વર્ષ સુધી જીવે છે. ૪૦ વર્ષની વયે ઓરત જાત બચ્ચાંનો જન્મ આપે છે, ને બેટાબેટીનો જોડ જન્મ આપે છે એ મુજબ ત્યાં ત્રણ ભાગે લોક વસે છે. પહેલામાં ૯૦૦ જોડાં, બીજામાં ૬૦૦ અને ત્રીજામાં ૩૦૦ જોડાં વસે છે. અને તેમાં ઘટવધ નથી થતી. એ ગુફામાં દરેક જાતનાં પંખી, ગોસ્પંદ અને તરેહવાર જાતનાં પેદાયસોનાં વિગેરે બીયાં રાખેલાં છે. તે એટલા થકી છે કે રસ્તાખેજ વખતે 'મલકુસદેવ' પોતાના જાદુઈ બળથી સખ્ત ઠંડી પાડી બરફ વરસાવશે તેથી સર્વ પેદાયસ નાશ પામશે. તે વેળા દસ્તુર પેશોતન તે સર્વેને દફે કરશે. જ્યારે પરંદાઓ તે બી બહાર લાવી દુનિયામાં આબાદાની કરશે. આ ખંડ પણ આખરહજારાના વખત સુધી જાહેર થશે નહીં. (જામાસ્પી)

**ખુલાસો**—ઉપર કહ્યું તેમ 'મલકુશદેવ' જો નાશ કરશે. ત્યારે આગળ બેહેસ્તના વિષયમાં વાંચી ગયા તેમ જો દરેક ઇનિશાન કરણીનો કાયદો સમજી ફોકટ ફુકરાજી છોડી ખુદરતને નમીને ચાલે અને કરણી શુદ્ધ હોય તો પછી આ બધુ નાશ પામવાનું આપસુપ સીધું થાય. અને ખુદરતને તેમજ મહાન જીવોને પણ તકલીફ ઓછી રહે. જામાસ્પીમાં દરેક આબાહી કરેલી છે તે આખું વાંચતાં ખુલ્લી સમજ પડે છે કે અશોઈ પાળવાથી દફજી ટળે છે, અને તે આગાહીથી સાવચેત થઈ કરણીનો નિયમ પળાય તો પોતાને, ખેશ કબીલાને, દુનિયાને, સર્વને ફાયદો થાય. લોકોમાં પ્રીત વધે,

[1]. આ કેતાબમાંજ ૫૪ મે પાને વાચી ગયા.

ખુદરતના માનીતા થાય, આકેબત રંજ ટળે. પણ તે બધું લાવવું ક્યાંથી ? જ્યાં સુધી સ્વધર્મ ( જરતોસ્તી ધર્મના અશોઈનાં ફરમાનો ) પર ઇતબાર લાવી સંપૂર્ણ ધર્મ પાળે નહીં, હવશ મુકે નહીં, દેખાદેખીનો ખાલી વાંદર નકલનો યુરોપીયન સીસ્ટમ દેખાડી પોતાના મનના ફાંટાની વલનની બદી છોડે નહિ ત્યાં સુધી કશું વળે નહિ. ( પ્રગટકર્ત્તા )

કએ–ખુશરૂ શાહનું મુકામ—ઇરાનવેજમાં ચએ–ચસ્ત નામના ગુફામાં પાદશાહ કએ–ખુશરૂ પોતાના એક ૧૦૦૦) પહેલવાનો સાથે અમર હયાત છે. પોતે અમર હોવાથી કયામતને દીન આ દુનિયામાં જાહેર થઈ પાદશાહી કરશે. ચએચસ્ત ગુફો અલબુર્જ પાહાડની એક કોરાણુ છે. આ ગુફો આખરહજારા સુધી ( આખરહજારામાં પણુ ) જાહેર થશે નહીં. ( જામાસ્પી. )

ખુલાસો—બેહેસ્તના વિષયમાં વાંચી ગયા તેમ રવાન એક જીંદગી બાદ કરણી મુજબ દુનિયાના યા બીજા કોઈબી ભાગમાં વાસો કરે છે, યાને બીજી જીંદગી ભોગવવાની છે. હવે, અમર આત્મા છે, જીંદગી અમર નથી. ત્યારે વિચાર થાય છે કે કએખુશરૂ પાદશાહ તેમજ બીજા નરો જેઓને અમર ગણેલા છે તેઓના સારા આત્મા ( જીવ ) એવીજ કોઈ કીસમે દુનિયાના રક્ષણુ અર્થે જીંદગી ભોગવતા હોવા જોઈએ. અને જ્યારે તે જીવનો આ દુનિઆમાં તેના બર વખતે ખપ હોય તે વખતે જન્મી વખતસરનાં કાર્ય બજાવતા હોવા જોઇએ. એકજ શરીરમાં અમર જીંદગી પાહાડનીજ કોરાણે રહી ભોગવાય છે અને કયામતવેર તેજ શરીરમાં જીવ વાસો રાખે છે એ સમજવું ગુંચવણુ ભરેલું થઈ પડે છે. સબબ જીવ સંબંધી તેમજ બીજી ધાર્મિક બાબદો સંબંધી જે અશોશકિત તરફથી આગાહી મળે છે તેમાં એમજ જણાવે છે કે " એકી વખતે આત્મા એક શરીરમાં જન્મ લઇ તેનો તેજ શરીરમાં અમર રહે ( યાને એક ઇનશાન જન્મીને તેજ જીંદગીમાં અમર થાય ) એવાં લખાણો શરેહ છે. અલબતે અસલ જામાસ્પી માટે આપણુને એવું મત છે કે તે એક આગાહી કરનારી બાબદોથી ભરપુર મોટું દફતર છે પણુ અખંડ વાંચતાં અને અનુભવી નજરે જોતાં તેમાં પુષ્કળ શરેહ (સરાધાત) છે. જો કે જામાસ્પી કેતાબ માટે મને પોતાને પણુ ઉંચું મત છે. પરંતુ આપણાં ઘણાંક જરતોસ્તીઓ એમ માને છે કે "જામાસ્પી વાંચીએ અને પાળીએ નહીં તો ગુનાહથી ભરાઇ જઇએ અને તેથી તે ( મોટેઅર દફતર) વાંચ્યેજ નહીં તો ધર્મ પાળવાની ફરજ આપણે માથે પડેજ નહીં" વળી કોઇ કોઇને મોહોડે સાંભળ્યે છીએ કે " જામાસ્પી વાંચી તેથી તે

બીચારાંઓનાં મગજ ઠેકાણે નહીં રહ્યાં અને બેમગજ જેવાં થયાં અને હાડમારી ભોગવવી પડી ને વેહેમી થઇ ગયાં તેથી યુરોપીયન સ્કુલોમાંજ જે કેળવણી મળે છે તેજ ધોરણે આપણાં બચ્ચાંઓનેબી શીખવો કે આપણા જીવને નચીંતાઈ વળે" વિગેરે વિગેરે.

વાંચનાર શું ધાર્યું? એનો સાર એટલોજ કે એવું માનનારાંઓએ ચતુરભુજ મેહેતાજીની નીશાળે બેસી અભ્યાસ પાઠ પક્કા કરેલા અને ડાહ્યારામ મેહેતાજીએ ટેકા સાથે તે વિષય પસાર કરેલા તેથીજ આ સુધારો પારસી જેવી એક નાનકડી પણ આગળ વધેલી કોમમાં સજ્જડ પગ ઘાલી બેઠો છે. અને ખરો ધર્મ તે જાણે એક ઢોંગ છે અને વાંદર નકલ તેજ આ સંસારના સમુદ્રમાં તેઓને ભવસાગર પાર કરવાની તેઓની હોડી છે, તેપર ઇમારત બાંધી તે પસાર કરેલા રીવાજ મુજબજ ચાલવું જોઈએ. પણ મારાં સમજુ હમદીનોએ એ બાબતમાં પુખ્ત ધ્યાન પુગાડવાનું છે કે અસલથીજ દરેક ચીજો પોતાની સાથે એકેક વીરૂદ્ધ ચીજો ધરાવતી જન્મી છે. જેવું કે ભલું, તેથી ઉલટું બુરૂં, સારૂં અને નરસું, ચતુર અને અભણ, ઇનસાફ અને અન્યાય, ડાહ્યું અને ઘેલું, વિગેરે વિગેરે. અને તે સર્વે ચીજો નિયમીન પોતાનાં કાર્યો બજાવતાં રહે છે. જ્યારે દરેક ઇનશાનને તે સમજવા થકી પાક ખુદાવંદ તરફથી સમજ શક્તિની બેમૂલી ભેટ મળેલી છે તેથી ઇનશાન, ભલું શું અને બુંડું શું તે તો ખુદરતી રીતે પોતાની મેળે જાણવા જેટલું સમજી શકે છે, પણ ધાર્મીક બારીક બાબતો થકી સ્થીર મન, ચોક્કસ હૈયું, શાંત જીવ, એકાગ્ર ચીત્ત, નરમ સ્વભાવ, ચપળ બુદ્ધિ અને સંપુર્ણ શક્તિ હોવી જોઇએ. તેમજ ધાર્મીક બાબતોની સંપૂર્ણ કેળવણી તે ધાર્મીક અને સદ્ગુણી માતપિતા તરફથી મળવી જોઇએ. (સબબ કે ઘર એ મોટી પાઠશાળા છે). તથા તેવાજ કોઈ ઉસ્તાદ તરફથી તે મળવી જોઇએ. ઉપર વાંચ્યું તેમ "જામાસ્પી વાંચે નહીં ને ધર્મ પ્રાળવાની ફરજ પડે નહીં" પણ તેનો સહેલો રસ્તો એજ છે કે ઈનશાન પોતાનું રોજનું કર્તવ્ય કરતું રહે છે. ત્યારે ખાલી દેખાદેખીનો ઠાલો દમામ ઉપર ઉપરનો નહીં ધરાવવો, ને વખતને અનુસરતી, પ્રસંગ પડતી, જમાનાને રૂચતી, રીતીએ ચાલે અને પહેલી ખુદરત તરફની, બીજી માતપિતા કુટુંબ તરફની, ત્રીજી પોતાની આસપાસનાંઓની અને ત્યાર બાદ મંડળી મોટાઈની રીતી હોય તો દરેક ઇનશાન પોતે પણ હીનાય નહીં, કેળવણી વગોવાય નહીં, અને કોમની તેમજ ખરી ધાર્મીક જીંદગી ગુજારનારાંઓની કારકીર્દિ અને કીર્તિ સચવાયલી રહે, સબબ કે દરેક ઈનશાનને માથે પોતાની ફરજ તે મોટું

ફરજ છે. અને ફરજ ગુજાર્યા વગરની જીંદગી તે એક બેસમજ ઢોર કરતાં બી નબેહેતર છે. દરેક ઈનશાને બંદગીની ફરજ તેમજ કરણીની ફરજ બંને બજાવવી જોઈએ. જામાસ્પીમાં સરેહ હોવાથી ધાર્મીક ખરી બાબતો ઢંકાઇ જાય છે અને જરતોસ્તીઓ પુરૂ ધ્યાન આપતા નથી. અને કોઈકિ વેળા ધ્યાન આપનારાઓ એકદમ જુદીજ વળને ઉતરી પડે છે તે કારણ જામાસ્પીના લખાણ સાથે અનુભવસિદ્ધ ખુલાસો આપ્યો છે. (પ્રગટકર્તા)

**અહુરમજદના પસંદ કરેલા ત્રણ સખ્સો**—જમશેદ પાદશાહ, ફ્રેદુન પાદશાહ અને કએ-કાઉસ પાદશાહ, આ ત્રણ પાદશાહોને અહુરમજદે આ દુનિયામાં માન મરતબા સાથે આગળ વધાર્યા, પણ ગજસ્તે ગનામીનો તરફથી તેઓને ફરેબ મળ્યો ને અહંકારથી અવળી અકલ થઇ અને તેઓને તે માટે સોસવું પડયું. આખરહજારામાં આપસુપ પોતાની મેળેજ અહેરેમનની ખલક ફેરવાશે. અહુરમજદ પોતે ફેરવશે નહિ.

**અહેરેમનના આગળ વધારેલા ત્રણ મરદો**—"જોહાક તાજી અને અફરાસીઆબ બેઉ પાદશાહોને બએવાર આગળ વધારી ખ્વાર[1] કર્યા. સીકંદર જે હવે પછી ઈરાનમાં ચઢાઇ કરશે તેને પણ તેવીજ કરણીએ પુગાડશે. દાદાર તેઓની બુરી અકલને નાબુદ કરશે." (યાને તેઓની હાર થશે જીતશે નહીં).

**જોહાક પાદશાહ**—"જોહાક પાદશાહને દેમાવંદ પહાડપર એક ગુફામાં બાંધેલો છે. તેની પાસબાની કરવા એક મુર્ગને (મરઘાને) રાખેલો છે. જોહાક જ્યારે પોતાના બંદની સાંકળ ચાતીને દોરા જેવી ઝીણી કરી ભાંજવાનો કસદ કરે છે, કે પેલો મુરગ પોકાર કરે છે અને સાંકળ જેવી ને તેવી થાય છે. સવા પહોર દાહાડો એની પાદશાહી બાકી છે અને જ્યારે એની પાદશાહીનો અંત આવશે ત્યારે ગફલતીથી પેલો મરઘો વાસશે નહીં અને સાંકલ કે જે તે વખતે કંટાઇ ગયલી હશે તે ભાંજી જોહાક બાહાર નીકળશે, અને મુર્ગને મારી નાંખશે અને કેરશાસ્પ પેહેલવાન આવી જોહાકને મારવા જશે. જોહાક સવા પોહોર પાદશાહી ભોગવશે ને તેનો અંત આવશે. હાલમાં તો તેને દેમાવંદ પાહાડપર ફ્રેદુન પાદશાહે કેદ કરેલો છે. ત્યાં તેના બદનમાંથી દુર્ગંધી એવી નીકળે છે કે તેના રહેઠાણથી ત્રણ ફરસંગ સુધી બદબો આવે છે. (જામાસ્પી.)

**ખુલાસો**—જોહાક માટે શાહનામામાં વાંચ્યાથી એટલોજ સાર મળે છે કે તે પાદશાહે ઈરાનમાં રાજ્ય અમલ ભોગવ્યો પણ તે દરમીઆનમાં

---

૧ બુરૂ ચાલવાથી બદકરણીએ ઈનશાન ખ્વાર થાય છે.

અહેરેમન પોતે ફંદો કરી આદમીનું રૂપ ધારણ કરી નીમક (મીઠું) વેચવા આવ્યો. અને જોહાક પાદશાહને મીઠું નાંખી રસોઈ જમાડવાથી તે પાદશાહ ખુશ થઈ ગયો, જેનું ઇનામ આપવા કહેતાં અહેરેમને માગી લીધું કે "તારી બેઉ બાજુપર બે બોસા લેવા દે" તે મુજબ જોહાકે કબુલાત પાળી. હવે તે નાપાક ત્યાંથી ચાલી ગયો અને જોહાકને વેદના ઘણી થઇ. ગમે તેટલી દવાઓ કરી પણ વેદના નરમ પડી નહીં. અને તે તપાસી જોતાં હકીમોને માલુમ પડયું કે બન્ને બાજુપર સાપ જેવા જીવડા જ્યાં બોસા લીધા તે જગ્યાપર હતા. તે મોટા જીવડાઓ કરડવાથી જોહાક પાદશાહને ઘણી વેદના થતી હતી. અને કાયર કાયર થઇ રહ્યો હતો. દવાથી તે નહીં નરમ પડયા. હવે એક દિવસ નાપાક ગજશતે ગનામીનો પોતેજ વૈદનું રૂપ ધારણ કરીને આવ્યો અને દવા મુકી અને ફરમાવ્યું કે રોજના બે આદમીઓ મારી તેનાં ભેજાં આ જગ્યાએ મુકવાં જેથી વેદના નહીં થશે. આ મુજબ જોહાકે દરરોજ ચાલુ રાખ્યુ જેથી તેની રૈયત તેનાપરજ રૂઠી, અને 'કાવે અહંગાર' નામનો આદમી હતો તેના કુટુંબના અઢાર દીકરાઓ કપાતાં એકજ બાકી રહ્યો, જેથી તે ઘણો ક્રોધે ભરાયો અને પોતાના પગનું ચામડું કાઢીને ગાવીઆની જુંદો બનાવ્યો અને સામો થયો વિગેરે. સેવટ ફ્રેદુન પાદશાહને લાવ્યા અને ફ્રેદુને જોહાકને પકડી કેદ કર્યો. જોહાક પાદશાહે પોતે જમશેદ પાદશાહપર પણ ઘણો જુલમાટ કરી પકડાવી મંગાવી વેરાવી નાંખ્યો એવું શાહનામામાં વાંચ્યામાં આવે છે. પેલો ગાવીઆની જુંદો પણ હરેક લડાઇમાં ઇરાની લશ્કરમાં પેહેલો કાઢતા હતા.

જામાસ્પીના ઉપલા લખાણ તરફ જોતાં અને શાહનામું વાંચતાં જોહાક પાદશાહના અમલ અને કરણીના ફેજ માટે જે સાર નીકળે તે એજ કે એ આત્મા (જોહાકનો જીવ) બીજી કોઇ જીંદગીમાં કરણીનાં ફેજ ભોગવતો હોવો જોઇએ. અને આત્મા જ્યારે અમર છે તો આ આત્મા પણ કયામતને દીન જામાસ્પીની આગાહી મુજબ કાર્યે બજાવશે. અને અહેરેમને કીધું એમ વાંચ્યું તે કોઇ બદહવાએ, આ ભાવ ભજવ્યો હોય. પ્રગટ કર્તા)

**કેરશાસ્પ પેહેલવાનનાં કાલબુદની જગ્યા**—જેહાં પેહેલવાન કેરશાસ્પનું કાલબુદ, તે ગુસ્તાસ્પ પાદશાહના શેકારગાહમાં અને દેમાવંદ ગુફાની નજદીક છે. ત્યાં ફળફળાદી તેમજ ઝાડો વિગેરે કંઇજ નથી પણ સોનાના પારસો ઘણાં મળે છે. ૯૯૯૯ અશોનાં ફ્રોહરો કેરશાસ્પના કાલબુદની ચોકી કરે છે. અને ફ્રવરદીન યજદ આ ફ્રોહરોપર ચોકી રાખે છે. જેથી દેવદરૂજો હેરાન કરી શકતા નથી સબબ કે કયામતને દીન કેરશાસ્પ પાછો ઉઠશે અને જોહાકને મારશે, (જમાસ્પી.)

**ખુલાસો:**—ઘણીખરી વખતે ઘણાક જરતોસ્તીઓને મોહોડે મેં સાંભળ્યું છે કે "આ શું અજાયબી હશે કે કાલબુદ નાસ નહીં પામે, અને જીવ તે કાલબુદ વગર કયાં રહેતો હશે? વખતે આ ગપ્પાં હશે." વિગેરે.

વાંચનાર, આગળ જેમ આપણે વાંચી ગયા તેમ આ જીવ પણ કરણી મુજબ જીંદગી ગુજારતો હોવો જોઇએ. દુનિયાના લોકની નશીઅત માટે તેનું કાલબુદ કદાચ કોઇ સારી હવાના બલથી, રેહેવા પામ્યું હોય, અને ખુદરતી સારી હવાના આ ચમત્કાર હોય. (પ્રગટકર્તા)

**ગોસશાહ (ગુપતશાહ)નું રહેઠાણ**—દરિયા ફીનારે છે. તે વર્જમકર્દ ગુફામાં દરિયા કીનારે બેસી યજશને કરી તેનો જોસ દરિયામાં રેડે છે, જેથી ખરફ્સતરો નાશ પામે છે. જો આ મુજબ યજશને ઈજી જોસ દરિયામાં નહીં નાંખે તો હર સાલ ખરફ્સતરો ઘણા વધે.

**હોમે સુફીદનું ઝાડ, કરમાહી અને શાહમુર્ગ તથા અમરૂસ અને ચમરૂસ પક્ષીઓ**—રસ્તાખેજનાં વખતમાં સર્વે આલમનું શરીર સમારનાર હોમનું ઝાડ તે વોઉરૂકસ દરિયામાં પેદા કરેલું છે, ત્યાં પણ ૯૯૯૯ અશો ફરોહરોની ચોકી છે. સબબ કે તે ઝાડ ભાંજવા થકી ઘણાં ખરાબ ખરફ્સતરો, દેડકા, કાચબા ઘણાં મોટાં કદનાં પેદા કર્યા છે. જ્યારે દાદારે તે જાળવવા થકી કરમાહી (કર નામની માછલી) રક્ષણ અર્થે દરિયામાં રાખી છે. કેમકે તે ખરસફ્તરોનો ભક્ષ તે કરમાહી[1] કરે છે અને ઝાડ બચી જાય છે. તે કરમાહીના અવાજથી ૧૦૦૦૦ દેવો નાશ પામે છે. વળી કરમાહીની નજર એટલી બધી તેજ છે કે રંઘા નદીમાં ઉત્પન્ન થતો એક બાળ કરતાં પણ બારીક મોજો પણ તે દુર વેરથી જોઇ શકે છે. અને દરેયામાંની ભરતીઓટની શરૂઆત તે પારખી શકે છે. આ હોમે સુફીદનાં ઝાડપર રાક્ષસી કદનું શાહમુર્ગ (ostrich) બેસે છે. અને જ્યારે તે પક્ષી તે ઝાડપર બેસે છે ત્યારે તેની હજાર ડાળી ભાંગે છે અને તેમાંનાં સર્વે બીજ ખરી પડે છે. અને જ્યારે તે શાહમુર્ઘ તે ઝાડપરથી ઉડે છે ત્યારે તે ઝાડને સહજાર ડાળી નીકળે છે. ત્યાં અમરૂસ (નર) અને ચમરૂસ (માદા) નામના પક્ષીઓનું જોડું હોય છે. તે અમરૂસ ઝાડપર બેસીને સર્વે બીજ નીચે તોડી પાડે છે. અને ચમરૂસ (માદા) બધાં બીજ પોતાની પાંખો વડે વીણેડી દરિયામાં નાંખે છે. જ્યારે દરિયાનું પાણી વાદળાં મારફતે સુર્યની ગરમીથી ચુસાય છે ત્યારે તે બીજ પણ સાથે જાય છે. અને વરસાદના દીનસોમાં પાણી વરસતાં તે સઘળાં બીજ પણ સાથે વરસે છે અને તેથી લીલોતરી ખીલી નીકળે છે. (જામાસ્પી)

---

1. ફારસી ભાષામાં માછલીને માહી કહે છે.

ફરવરદીન યસ્તમાં અમરૂસ અને ચમરૂસનાં ફરોહરોને વખાણવામાં આવે છે. તે પરથી અસલ વખતમાં તેઓ કોઇ ઉપયોગી પક્ષીઓ હોય એવું માનવામાં આવે છે. કરમાહી માટે બુનદેહેશના ૨૪ મા પ્રકરણના ૧૩ મા ફકરામાં અને ૧૪ મા પ્રકરણનાં ૧૩ મા ફકરામાં આ માછલીને **એરીઝ** નામથી ઓળખેલી છે.

આ માછલી અહુરમજદના પ્રાણીઓમાં સૌથી ઉત્તમ છે. તેની અને દેડકાની વચ્ચે ૫૦૩ ભીંગડાવાળી માછલી સીવાય જેબી કંઇ ચીજ આવે તેનો એ ભક્ષ કરે છે. વંદીદાદમાં કરમાહીને 'કરોમસીઓ' કહે છે. **૨૨ના યશતમાં** ૧૨ મા કરદામાં **સનક રંઘહીઆર્ઓ** અને ૧૩ મા કરદામાં ઉપ **કરનેમ રંઘહીઆર્ઓ,** બેહેરામ યસ્તના ૧૧ મા કરદામાં અને દીન યસ્તના બીજા કરદામાં, વંદીદાદની ૧૯ મી પરગરદના ૪૨ મા ફકરામાં, અને ૨૦ મી પરગરદના ચોથા ફકરામાં એનું લખાણ મળી આવે છે. અને દર્યાના ખરફ-સતરને મારનાર તરીકે ખુબી ગવાય છે. બુનદેહેશ કેતાબમાં તેને દેડકાથી હમેશ સંભાળ રાખતી અને જીંદગીનાં ઝાડ (સફેદહોમનું ઝાડ જે દર્યામાં છે તેને) બચાવતી જણાવેલી છે. યજશને હા. ૯–૧૦–૧૧ આ ત્રણે હા. માં અશો હોમ યજદ સાથે જરતોસ્તને વાતચીત થાય છે. હઓમઝાઈરી, હઓમ ફ્રાષમી, હઓમ દુરોષ, આ પાલાની જાત છે. અને અલબુરૂઝ પહાડ એ એનું મુખ્ય મથક છે. પૃથ્વિ એની માતા છે અને વાદલાં તેમજ વરશાદ એની પરવરસ કરનાર છે. આ પાળામાં બહુ એજમતી ગુણો છે. (સ્વભા-વીક, રસાયણી, અને ક્રિયાના ગુણો.) એનાથી ભલી કરણીવાળાને ગુણ થતો હતો, બુરાંઓને તેથી ઉલટુંજ થતું. એને **મંગ**નો પાલો પણ કહે છે.

**મંગ** પીને દશતુર **આદરબાદ આરેસ્પંદ** પોતે મીનોઈ પુગી આવ્યા અને પાછી દીન તાજી થઈ હતી. હોમનું ઝાડ જેને ફારસીમાં હોમે–સુપીદ, અવસ્તામાં વને જોઈત બેસ, અને દુખ દર્દ વીનાનું ઝાડ કહે છે, તે વરકશ દર્યાવમાં વધારે ઉંડી જગ્યામાં ઉગેલું છે. જેને નુકશાન નહીં પુગે તેથી અહુરમજદે દશ **કરમાહી**ને ત્યાં ચોકી કરવા રોકેલી છે. ઘરગતુ દવા દારૂ તરીકે બલુચીસ્તાનના લોકો એ પાળો વાપરે છે, અને તેઓ તેનું ચાલુ નામ **હુમ** કહે છે. એનું વર્ણન વેદના સોમને મળતું આવે છે, આગળ વાંચી ગયા તેમ હોમ ચાર જાતનો છે.

**ખરતાલનું રહેઠાણ**—આ ખરતાલને ૩ પગ, ૬ આંખ, ૯ મોહોડાં, ૨ કાન, ૧ સિંગડું, અને રંગે સફેદ છે. દર્યો ભરાય છે તેને ભરતી કહે છે, અને ખાલી થાય છે તેને ઓટ કહે છે. ઓટ થાય છે ત્યારે પાણી મીનોઈ તરફ જાય છે. અને તેના બીજા રસ્તાની (દોજખની) સર્વે નાપાકી,

ગંદગી તથા રીમની ધોઇ પાછું ફરે છે. આ મુજબ દોજખ સાફ થવાથી ત્યાંનાં રવાનો આસુદાં થાય છે. ત્યાંથી પાણી પાછું ફરવાથી ગંદકી ભરેલું હોવાથી ત્યાં ખરતાલને અહુરમજદે રાખેલો છે. તે ખર જ્યારે પોતાના ત્રણ પગો મેળ ને છ ચશ્મે જુએ ત્યારે દર્યો તમામ ભરાઈ સ્વચ્છ થાય છે, જેને ભરતી કહે છે. તે ખર જો એક પગે ઉભો રહી બે ચશ્મે પાણી સામે જુએ તો ઓટ થાય. (દોજખમાં ભરાવા માંડે છે.) બે પગે ઉભો રહી છ આંખે જુએ કે પાણીની તદ્દન ઓટ થાય છે. (પાણી દોજખ ધોવા જાય છે) જ્યારે ત્યાંથી પાછું ફરે છે તેને ખરતાલ સંપુર્ણ નજરે જુએ તો તે પાણી પાક થાય છે. (જામાસ્પી)

ખુલાસો—આ દુનિયામાં ચાલુ જમાનાના વખતમાં ઉપલી બાબદ માટે મતફેરી છે પરંતુ ખુદરતનો કંઈ ભેદ હોવો જોઇએ. અને બાબદ ખરી હશેજ. હમણાં આ મોંઘવારીના વખતમાં દરેક ઇનશાનને તેનું પેટ દોજખ અથવા દુશ્મન બરોબર છે. કેમકે હરરોજ આ ખાડો ભરતાં પુરાતો નથી અને આ એક પેટ, તે અનેક વેઠ કરાવે છે. સમજુ ઇનશાનો સદ્ગુણી થઇ ચાલે તોપણ ફીકર તો ટળતી નથી. તે તો ચાલુ વેઠ કરવીજ જોઇએ. જ્યારે તુફાનીઓ પેટ ખાતર અનેક ઉલટાં કર્મ કરે તે ખરેજ દોજખી કરણી ગણાય છે. દરેક ઇનિશાનને તેના હાથ એક મીત્ર બરોબર છે. જેથી મેહેનત કરીને ઇનશાન કમાય છે. જ્યારે પેટ એક દુશ્મન બરોબર છે. શ્રીમંતોને તો તે વધુ ન લાગે. વચલે વાંધિનાઓને પણ હા એ હા ઠીક છે.

પરંતુ જેઓ સારો દિવસ મજુરી કરી મહેનતના પ્રમાણ માંડ માંડ પૈસા પેદા કરે તેઓને માટે એ ખરૂં છે. ગમે તો ગરીબ હોય યા વચલે વાંધિનું હોય પણ જ્યાં દલદેશરી બરોબર પૈસો ન મળે તો ઘણું વિચારવા જેવું છે. એટલે પેટ એ દોજખ સાથેજ છે. તેમજ બંન્ને હાથ મીત્ર છે. (પ્રગટકર્તા)

**વાદલાં, તેનું સ્વરૂપ તેનાં કામો**—વરસાદનાં વાદલાં મોટાં અને જાનવરોને આકારનાં છે, તેનાં હૃદયમાં નળી હોય છે, અને માથામાં જીવ રહે છે, તેમનાં દીલપર ભીંગડાનાં જેવું પડ હોય છે. અલબુર્જ પાહાડપર તેઓનું હમેંશ રહેઠાણ છે. જ્યારે ગાજવીજ થાય છે કે હવાના જોરથી વાદલાંઓ, પવનને, જોરે દર્યાનું પાણી ચુસી ઉંચે ચડી પાણી રેડે છે. જ્યારે આ વાદળાં આકાશમાં અધર ઉંચે રહી પાણીનો ધોધ વરસાવે છે, ત્યારે ગોવાદ વજદ પવનને જોરે તે ધોધને બારેવાટ કરે છે. તેથી વરસાદની સેર અને બીજ પડે છે. (જામાસ્પી).

ખુલાશો—જુદાં જુદાં વાદલાંઓ જુદી જુદી દીશાનાં અને હવાનાં હોય છે. તેઓ જુદી જુદી જગ્યાએથી દર્યાવમાંથી (ઘણું કરીને ભુમધ્ય સમુદ્રમાંથી) પાણી ભરી જુદી જુદી દીશાએ તેને લગતાંજ ખેતરોમાં પાણી પહોંચાડે છે. પૂર્વ દીશાનાં વાદળાં ફુલ, ફુલફલાદી, મેવો, ફ્રુટ, વાડીઓને પાણી પહોંચાડે છે. પશ્ચિમનાં વાદલાં જાર બાજરીને માટે છે. દક્ષીણનાં વાદલાં ઘઉં ડાંગર, તુવેરને સારાં છે. ઉત્તરનાં વાદલાં બંટી, બાવટો, જવ, ચણા, અડદ, મગ, મઠ, લાંગ, વિગેરેને બહુજ ઉપયોગી છે.

હાલ સ્ટીમરના ઈંજનેરો તરફથી જાણવામાં આવે છે, કે ભુમધ્ય સમુદ્રમાં જ્યારે વાદલાં પાણી લેવા આવે છે ત્યારે અંધારૂં ઘોર થાય છે અને જ્યારે વાદલાં પાણી લઈ રહે ત્યારેજ હમારાથી આગળ વધાય છે વીગેરેઃ—

(પ્રગટ કર્ત્તા.)

**વીજળી, વરસાદ, અને ગાજવીજ**—વરસાદના દીવસોમાં વાદલ ગર્જે છે એ તેશતર તીર ફરેસ્તાથી છે. વરશાદ લાવનાર ફરેસ્તો તેશતર તીર છે, વરસાદ પડવાને રોકાણ ગજસતે ગનામીનો કરે છે અને પોતાની પાંખ વડે વરસાદનું પાણી ઝીલી દર્યામાં ફેંકે છે, (યાને વરસાદને આવતો અટકાવે છે) કે જેથી કરીને દુકાળ પડી ગુનાહ વધે. તે વેલા તેશતર તીર તે નાપાકની પાંખપર મારે છે જેથી તે નાહાસી જાય છે. વાદલાં રંગબેરંગી દેખાય છે તે ફરેસ્તાની તલવારની મ્યાન છે. અને વીજળી એ ફરેસ્તાની તલવાર છે. કમાન પડે છે તે ફરેસ્તાઓની છે. વરસાદમાં ગાજવીજ થાય છે તે આદર યજદથી છે. સપોજગર દેવ (આજદેવ) વરસાદ લાવવામાં મોટી નડત નાંખે છે તેની સાથે દીન, આદર, ગુવાદ, રાંમ, તીર, વનત, આ સર્વ યજદો લડીને જમીનપર પાણી વરસાવે છે. તેની સામે અહેરેમનનું લશ્કર આવે છે જ્યારે આદર યજદ રંગબેરંગી તલવાર ચમકાવે છે. જે દીવસે અહેરેમન સાથે લડાઇ થવાની હોય ત્યારે કમાન પડે છે. જ્યારે સૂર્ય પૂર્વ દીશાએ હોય છે ત્યારે અહેરેમનનું લશ્કર પશ્ચિમ દીશામાં હોય છે, તેથી ફરેસ્તાઓ કમાન ધરી સામા રહે છે જેથી કમાન પશ્ચિમ દીશાએ દેખાય છે. જો ખુરશેદ પશ્ચિમે હોય તો કમાન પૂર્વમાં દેખાય છે. જો ખુરશેદ પશ્ચિમે હોય તો કમાન પૂર્વમાં દેખાય છે. આ વખતે વરસાદનાં વાદળાં ઘેરાયલાં હોય છે, ધુમસ વર્સે છે, અને બધે અંધારૂ ફેલાય છે. આદર યજદ ફરેસ્તો પોતાની મ્યાન મેદાનમાં નાંખે છે તેથી વીજળીનો ગગડાટ થાય છે. આ વેળા તલવારનાં જરબો અહેરેમનપર ઘણાં પડે છે. ગજશતે ગનામીનોનું બળ વધુ હોય તો કમાન નાહાની હોય, તેનું જોર કમતી

હોય તો કમાન મોટી હોય. વીજળીનો ચમકારો થાય છે એ આતશ પ્રકાશે છે. જ્યારે આતશ મેદાનમાં ચમકે છે ત્યારે દેવો નાસી જાય છે. વીજળી એ અહુરમજદનું નુર છે. વીજળી પડતાં જે ગર્જના થાય છે તે દેવોનો પોકાર છે. (જામાસ્પી)

ખુલાસો—વાયુચક્ર શાસ્ત્ર અને જ્યોતીષ વિદ્યા મુજબ વીજળી જે પડે છે તેની દીશાઓ છે. જે જે દીશાએ વીજળી પડે તે તે દીશાઓપર થી કયા કયા શહેરમાં વરસાદનું આવવું થશે તે પારખી શકાય છે, ઇશાન-ની વીજળી હોય (North East) ની વીજળી પ્રકાશે તો મુંબાઇ ઇલાકામાં ઘણું કરીને ગુજરાત જીલ્લાનો વરશાદ વર્સે છે, વાયવ્ય ખુણાની (North West) ની વીજળી હોય તો, અથવા ખુદ [1]ઉત્તર દીશાની વીજળી હોય તો યુરોપ અમેરીકા તરફ વરસાદ સમજવો. નૈરૂત્ય ખુણાની (South West) અને પશ્ચિમ તરફની વીજળીથી એશીયા ખડમાં વરસાદ સમજવો. ખુદ દક્ષિણ દીશાએ વીજળી હોય તો (મોતીનાં દર્યા તરફ) (black sea) અને ત્યાંના શેહેરો તરફ વરસાદ સમજવો અગ્ની ખુણે (South East) ની વીજળી હોય તો અરબી સમુદ્રને લગતા શહેરોમાં વરસાદ વર્સે છે એમ જાણવું. ખુદ ઉગમણની વીજળી હોય તો પુર્વનાં [2]મુલ્કોમાં વરસાદ સમજવો.

**વીજળીનાં મૂળ રંગ બે છે.** ગુલાબી અને પીરોજા, ગોલાબી રંગ તે પુર્વે દીશાની હવાની વીજળી છે તેનો છે. અને પીરોજા રંગ તે પશ્ચિમ તરફની હવાની વીજળી થઇ તેનો છે હાલ જો કે ઘણી ખરી વખતે આકાશમાં નજર ફેકતાં કોઇ વાર કમાન દેખાય છે. તેમાં જાત જાતનાં રંગો હોય છે તેપરથી હવા પારખી કેઇ હવાનું બળ વધારે છે તે તેના અભ્યાસીઓ પારખી શકે છે. દુનિયાની દરેક ચીજો તે કેવી હાલતમાં છે અને કેઇ કેઇ ઉત્પત્તિ તેનું શું પરીણામ થશે તે તેનાપરથી જાણી શકાય છે. દાખલા તરીકે ગુલાબી કમાનથી પુર્વની હવાનું બળ વધારે સમજાય છે. પુર્વનાં વાદળાં થકી જે જે ઉત્પન્ન થતું હોય તેની વરધી અંકાય છે, તેજ મુજબ પીરોજા કમાન પશ્ચિમની છે, ચહડ ઉતરનાં રંગ મુજબ વધતું ઓછું બલ સમજવું. જેવી બ્લ્યુ, જાંબુડો, રંગ તે નૈરૂત્ય ખુણાની હવાનું બલ છે. લીલો રંગ ઈશાન ખુણાની હવાનું બલ છે. સફેદ

---

૧. ઉત્તર દીશાની વીજળી થકી હમેશાં ઘણું કરી બરફ પડવાનો સંભવ છે.

૨. દરેક શેહેર અને દીશાઓ, તથા ત્યાંની વીજળી અને વરસાદનું વર્ણન લેતાં આ જેવાં અખંડ પુસ્તકો થાય તેથી જાણવા જોગું આપેલુ છે.

રંગ અગ્નિ ખુણાની હવાનું બળ છે. જે દીશા અને ખુણાની હવા તે તેના કમાનનાં અને વાદળાંનાં રંગ–પરથી પારખી શકાય છે. અને ત્યાંના બળની આંકણી છે. ગુલાબી કમાન થકી આતશ—ખોરદાદ આતશ નેરીઓશંગ, દીનદાવર, ાવગેરે ફરેસ્તાઓનું બળ કહેવાય છે (જ્યોતીશ મુજબ અમરત હવા અને શુભ હવાનું બળ ગણાય છે) પીરોજા કમાન થકી અરદી બે-હેસ્ત, આદર યજદ વિગેરેનું બળ કહેવાય છે (જ્યોતીશ મુજબ રોગ અને ઉદ્દવેગ હવાનું બળ છે.) બાબત એવી છે કે દુનિયાની શરૂઆતથી બે મીનો ઉત્પન્ન થયલા છે જે કેટલીક બાબતોમાં એક બીજાની વીરૂદ્ધ છે. તેઓમાં મતફેર થતાં ક્રોધ ઉત્પન્ન થયો છે. જેથી આતશ પેદા થયો છે. વિગેરે તે પરથીજ ગુજરાતીમાં કહેવત ચાલે છે કે **"મતફેરી થતે નહી તો વીજળી જન્મ પામતે નહી."** (પ્રગટ કર્તા.)

## શરૂઆતની દુનિયાનાં બે મીનો વચ્ચેનો તફાવત–ભલાંઓ અને બુરાંઓ વચ્ચેની સેવટની સર્જત.

# યજશને હા ૩૦ મો.

૧. અને હવે, ઓ મજદ જેઓ મારી આગળ આવે છે તેઓને, ડાહાપણ ભરેલા (સખુનો જે તેં કહ્યા છે તે) અહુરને માટે કીર્તિનાં ગાયણ, ભલાં મન માટે વખાણનાં કીર્તન, અષે આપેલાં ફાયદાકારક સબકો અને પ્રકાશીત રોશનીઓથી જાહેર થતા આ ફર્માનો જાહેર કરવાને હું ઇચ્છું છું. (ફ. ૧ લો)

૨. (પેગમ્બર જરતોસ્ત કહે છે) આ ઉત્તમ છે તે તમારા કાનથી સાંભળો, જે કાંઇ પવિત્ર છે તે તમારા મનથી નીહાલો, જેથી દરેક માણુસ પોતાનાં રવાંન માટેની પસંદગી તે મોટાં કામની આગમચ નક્કી કરે તેને માટે (તે મોટાં કામ માટે) (આજે જાણવું જોઇએ) તે શીખવવાને જે સરદારો (સર્જાયલા છે) તેમને તમે એટલા માટે જાણો. (ફકરો ૨ જો).

૩. હવે આ બંને પ્રથમ મીનો જેઓ તેમનાં પોતનાં વિચારો, સુખનો, અને કામોની અસરથી ભલા અથવા બુરા કહેવાયલા છે, તેમને અશો લોકો સચ્ચાઇથી પિછાણે છે, બુરા લોકો નહીં (પિછાણુતા) (ફકરો ૩ જો)

૪. આ બે મીનો પ્રથમમાં જીંદગી, મોહોમ, અને હયાતીની સર્વ સર્જત (કયામતને વખત હયાતીનું શું થશે તે) ઉત્પન્ન કરવાને માટે જે પ્રમાણે એક બીજાની સામે થયા, તેજ પ્રમાણે (તેઓમાંનો એક) બુરા લોકોનો ખરાબ મીનો (અને બીજો) અશો લોકોનો ઘણોજ ભલો મીનો છે. (ફકરો ૪ થો)

૫. આ બે મીનોમાંથી જે ખરાબ હતો તેણે પાપી કામ પસંદ કર્યાં, અશોમીનોએ પવિત્રાઇ પસંદ કરી, (કે) જે (મીનો) મજબુત [1]આકાશમાં છે, જેઓ આ ભલી ખાસીયતનાં કામોથી અહુરને સંતોષ આપવા માગે છે તેઓ મજદની વખાણુનાં (ફ. ૫ મો)

૬. દેવોનાં મહજબવાલાઓ (યાને નીંદાખોર લોકો) સચ્ચાઇથી એ (બન્ને મીનો) વચ્ચેનો તફાવત ખચીત સમજી શકતા નથી; આ (બુરાઓ) જેઓ નાશ કરવાનો પ્રપંચ કરે છે તેમની સાથે બુરો મીનો જોડાય છે કે જેને તેઓએ પસંદ કર્યો છે અને તે માણસો અએષ્મ[2]ની સાથે બન્ને દુનિયાઓની ખરાબી કરવામાં તેને મદદ કરવાને ઝડપથી જોડાય છે. (ફકરો ૬ ઠો)

ખુલાશો—અશો જરતોસ્ત સાહેબ કહે છે કે બુરા માણસો જ્યારે દીનની તકરાર કરવાને આપણી આગળ આવ્યા ત્યારે તેમને તદ્દન માત કીધા, અને અંગ્ર મીનોનો બુરો તરીકો છોડી સપનત મીનોના નેક તરીકાએ ચાલવા ફરમાવ્યું તો પણ ધ્યાનમાં તેઓને ન ઉતર્યાથી બુરો વિચારજ એખ્તયાર કર્યો અને ઇનશાનોને હાંની પોંહોંચાડવાને માટે ગુસ્સાના દેવની રાહે ચાલ્યા.

૭. બલવંત આરમઇતી હકુમતથી નેક વિચારથી, તથા રાસ્તીથી તે (દીનદાર તથા પ્રમાણીક માણસ)ને મદદે આવી અને (તેનાં) શરીરને કૌવત બક્ષયું. તે તુને થાય. જ્યારે તું પહેલા પેદાયસો સાથે આવ્યો. (ફકરો ૭ મો)

૮. જ્યારે આએ ગુનેહગાર માણસોની ઉત્તમ શિક્ષા આવી પોંહોંચશે ત્યારે અએ અહુરમજદ! તુંને ભલાં મનથી પાદશાહ તરીકે જાણશે. (અથવા ગણશે); જેઓ જુઠ્ઠાઇને અશોઇનાં હાથમાં આપે છે તેઓને ઓ અહુરમજદ (તેમ કરવાને) સારી (બુદ્ધિ) શીખવે છે. (ફ. ૮ મો)

૯. જેઓએ આ દુનિયાને આબાદ કીધી તેઓના જેવા ખચીત હમો થઇએ. અને હમારી એ મુરાદમાં અહુરમજદનાં (હાથ હેઠલનાં) સરદારો અશોઇની મારફતે મદદ અને ટેકો આપનારા (થાય) કારણ કે જે તરફ ડાહાપણ (પોતાનું) મુકામ કરે તે તરફ સારી મનશની વાસો (અથવા દાનેશમંદ) શખ્સ હોય. (ફ. ૯ મો)

---

૧. આકાશમાં હવાના તારાઓ છે. આ બે મીનોને લગતા સર્વે તારાઓ અને સેતારાઓ, નક્ષત્રોના તારાઓ, ગ્રહો, સુર્ય, ચંદ્ર વિગેરે તેઓના ગજા પ્રમાણમાં ઉંચાઇમાં છે. આકાશના ઉપર બીજી દુનિયા માનવી એ ભુલ ભરેલું છે. (પ્રગટકર્તા)

૨. ખુનામર્કી કરાવનારી હવાનો દેવ.

૧૦. જેઓ ભલી કીર્તિમાં જન્મેલા છે, તેઓ જ્યારે અહુરમજદના, બેહેમનના, તથા અષ (યાને રાસ્તી)ના સારા મુકામમાં સામેલ થાય છે. ત્યારે તાબડતોબ નાસ કરનાર દરૂજનો ટેકો ખચીત તુટેલો થાય છે. (ફ. ૧૦ મો)

૧૧. અએ માણુસો, (કરણી મુજબ) સુખ અને દુઃખ (બાબેના) આ નિયમ જે અહુરમજદે મુકરર કીધા છે (તે) તમો જાણો (શીખો); તે એ કે દુષ્ટ પાપી માણુસો માટે લાંબા વખત સુધીનું સંકટ ખમવું અને અશો (રાસ્ત) માણુસો થકી લાંબા વખતના ફાયદા તે તમે શીખો કે જે (ફાયદા)ઓને લીધે (તેઓને) સુખ હોય છે (યાને હાંસલ થાય છે).

(યજશને હા ૩૦ મો તમામ, ૧૧ ફકરા શુદ્ધાં કાંગા કૃત તરજુમો).

---

# જગતપીતા ખુદરત પોતે એકજ છે.

## જેનો જોડીઓ બીજો કોઈ નથી. બે જોડીઆ મીનો 'સપેન્ત મઇન્યુશ' અને 'અંગ્રમઇન્યુશ' બંને ખુદરતી શકિતઓ છે.

જે પોતાનાં બર વખતનું નિયમીત કાર્ય બજાવ્યા જાય છે. તો ઇનશાને પણ સારાંનો સંગ્રહ અને બુરાંથી દુર રહેવું ઘટારત છે.

સરોશ યસ્તમાંથી અને હફતગ યસ્તમાંથી પણ લખાંણુ મળે છે જે નીચે મુજબ છે.

**અવસ્તા—યો પોઇર્યો મજદાઓ દામાન, ફ્રસતેરે તાત પયતી બરેશમન, યજત અહુરેમ મજદાંમ, યજત અમેષેસ પેનતે યજત "પાયુ થવોરેસ્તાર" યા વીસપ થવરેસતો દામાન.**

**અર્થ**—દાદાર અહુરમજદની તમામ પેદાયસોમાં પાથરેલી બરસમથી પેહેલવહેલાં દાદાર અહુરમજદને આરાધ્યો. અમેષાસપંદાને આરાધ્યા, અને "બધે રક્ષણ કરનાર તથા બનાવનાર (સપેનતમઇન્યુસ અને અંગ્રમેઇન્યુસ બન્ને) જેઓએ તમામ પેદાયસ બનાવી, તેઓને આરાધ્યા.

(સરોશ યસ્ત કરદો ૧ લો)

**અવસતા—નોઈત પસચએત હુશખફ યત મઇન્યુ દામાન દએ દીતેમ, યસચ સપેનતોમઇન્યુસ' યસચ અંઘરો.**

**અર્થ**—આ બે મીનો "સપેનતમઇન્યુસ અને અંગ્રમઇન્યુસ" જ્યારથી તમામ પેદાયસને ઘાટ આપ્યા છે ત્યારથી તે સરોશ યજદ ખુશ ઉંઘાતો નથી. (યાને સરોશ યજદ પોતે જાગ્રતપણાથી અહુરમજદની તમામ પેદાયસોની પાસબાંની કરે છે) (સરોશ યસ્ત કરદો ૭ મો)

**અવસતા—પાચુસ્ચાથવોરો સતારો યજમેદ.**

**અર્થ**—બધે રક્ષણ કરનારા અને ઘાટ ઘડનારાઓને હમો વખાણીએ છીએ. (હફતંધ યસ્ત કરદો ૮ મો ફકરો ૧૦ મો)

ઉપર મુજબ અવસનાનાં ઘણાં એક લખાણોપરથી સાફ ખુલ્લું દેખીતું છે કે **સર્વ શક્તિવાન સાહેબ ખુદ ખુદરતની** આ સર્વ સંપૂર્ણ કારીગરી અને ખુબી છે, અને તે પોતે જગતપીતા એકજ છે.

આ પ્રમાણે બન્ને શક્તિ એક બીજાને આધારે આ દુનિયાનું ચક્કર ચલાવે છે. અને એક શક્તિની મદદ વગર બીજી શક્તિ નકામી છે.

બનાવનાર જોઇતો સામાન પુરો પાડે નહીં તો ઘાટ ઘડનાર તે વગર અટકી બેસે, તે મુજબ આ બન્ને જોડીઆ મીનોની જુદી જુદી શક્તિઓ (The Low of Polarity) યાને ખુદરતમાં દીઠામાં આવતો સામ સામી ઉલટી અસર કરનારો કાયદો, આ તમામ પેદાયસને તેના મુકરર કરેલા કાયદા મુજબ ચલાવે છે અને જ્યારે તે બન્નેમાં કંઇ ખલલ યા વધઘટ થાય છે તે વખતે તે પેદાયસમાં પ્રમાણ મુજબ નવા નવા આકારો અને રૂપો તેમજ દેખાવો રજુ થાય છે.

The Low of palarity (ધી લૉ ઑફ પોલેરીટી) હાલનાં કુદરતી વિધાના શાસ્ત્રીઓની નવી ફીલસુફી મુજબ હરેક ઠેકાણે શરૂઆતમાં રજકણો (ઈંગ્રેજી Matter) પેદા થયલી હતી. તે રજકણોમાંની ગતી (ઈંગ્રેજી Energy=Motter) મળ્યાથી તે રજકણોમાંથી ધીમે ધીમે જગત મધેની જુદી જુદી પેદાયશ તેનાં જુદાં જુદાં રુપમાં એક પછી એક પ્રગતી નીકળી છે. આ ગતી (ઈંગ્રેજી Energy) જુદા જુદા રૂપમાં જુદી જુદી શક્તિઓને નામે, તે પેદાયશોનાં જુદા જુદા સ્વરૂપ અને ઘાટ ઘટમો ઘડવાની ક્રિયા ચલાવે છે. જેવી કે Heat (હીત) ગરમી, Electricity (ઇલેક્ટ્રીસીટી) વીજલી, Light (લાઇટ) અજવાળું, રોશ્ની. Magnatism (મેગનેટીઝમ) આકર્ષણ શક્તિ. આ સઘળાં વાણાં (Trasformtion of one Enegy) અસલ (ગતી=Energy) નાં જુદાં જુદાં રૂપો છે. તેથીજ આ દરરોજમાં જુદા જુદા દેખાવો કુદરતમાં જોવામાં આવે છે. અને આ શક્તિઓમાં (સામ સામી ઉલતી અસર કરનારો કાયદો (Low of polarity) જોવામાં આવે છે, જ્યાં સુધી આ એકેકથી ઉલટી અસર કરનારી પણ એકેકની સાથે મળીને ચાલનારી શક્તિઓનું સમતોલ પણું દુનિયા મધેની કોઇપણ પેદાયસપર સરખું રહેછે ત્યાં સુધી તે પેદાયસ પોતાનું સ્વરૂપ ટકાવે છે પણ વધઘટ કે ખલલ થઇ કે તે મૂળ સ્વરૂપમાંથી જુદાં જુદાં રૂપમાં જાહેર થાય છે.

Natural Philosopy યાને 'ખુદરતી વીદ્યા' આપણુને શીખવે છે, કે હાલના જમાનામાં જુદી જુદી વીદ્યા પ્રમાણે આ બન્ને શક્તિઓથી ખુદરત મધેની દરેક પેદાયસ બારીકમાં બારીક રજકણો Atoms થી બનેલી છે. અને તે રજકણોને છેડે એક બીજા સાથે જોડાઇ રહેવાની શક્તિ (Attractive force), તથા છુટા પડવાની શક્તિ (Repulsive force) વળગી રહેલી છે, અને તે સાથે મળીને કંઇક વસ્તુનાં રજકણોને સાથે બાંધી રાખે છે. જેથી વસ્તુ તેના મુકરર કરેલા આકારમાં રહે છે, તેમજ જ્યારે તે વસ્તુના સમતોલપણામાં કંઇક ખલલ થાય છે, યાને તે શક્તિમાંથી એકનું જોર કમી અને એકનું વધારે થાય છે, કે તે ચીજ પોતાનું મૂળ સ્વરૂપ બદલી બીજા રૂપમાં દેખાવ દે છે. એક દાખલા તરીકે લઇશું કે '**ગરમી અને ઠંડી**' આ બન્ને ચીજો એક બીજાથી ઉલટી અસર ધરાવનારી છે. હવે **પાણી** જે એક **પ્રવાહી પદાર્થ** છે અને તેમાં ઉપલી '**ગરમી અને ઠંડી**' ની સામસામી ઉલટી અસર કરનારી બે શક્તિઓ સમતોલપણામાં છે ત્યાં સુધી '**ગરમી અને ઠંડી**' નું જોર સરખું રહેશે, પણ જો તે સમતોલપણામાં કંઇ ખલલ થઈ નથી ત્યાં સુધી **પાણીનું** સ્વરૂપ જેમનું તેમ સમજવું. પરંતુ જ્યારે આ બે શક્તિમાંની એકબી શક્તિ 'ગરમી યા ઠંડી' નું જોર ઓછું વધતું થયું કે **પાણીનું** પોતાનું સ્વરૂપ ફેરવાશે અને **બરફ** તથા **વરાળ**ના આકારમાં બદલાઈ જશે. સાયન્સમાં પાણીના ચાર તબકકા છે. Solid=બરફ, (બત્રીસ ડીગ્રી ગરમી) Liquid=પ્રવાહી, gess=હવા, vapour or steam=વરાળ.

Astronomy=ખગોળ વિદ્યા પ્રમાણે Sun=સૂર્ય અને તેની સાથે સંબંધ ધરાવનાર ગ્રહો planets માં પણ એકબીજા વિરૂદ્ધ શક્તિઓ જોવામાં આવે છે, આપણી પૃથ્વિ અને બીજા ગ્રહો (કે જેઓ આપણી પૃથ્વિ કરતાં પણ મોટા વીસ્તારમાં ગોળાકાર હવાઇરૂપ છે તેઓ) સઘળી સૂર્ય=sun આસપાસ ફરે છે તે પણ આ બન્ને શક્તિઓથીજ છે. તે બે શક્તિ મધ્યે એક Centripetal force=(સેનટ્રીપેટલ ફોર્સ="મધ્ય બીંદુ તરફ ધસડાઇ આવવાની શક્તિ," અને બીજી centrifugal force (સેન્ટ્રીફ્યુગલ ફોર્સ)="મધ્યબીંદુ છોડી ઉડી જવાની શક્તિ" કહેવાય છે આ મુજબ બે સામસામી શક્તિઓ મળીનેજ આપણી પૃથ્વિ, ગ્રહો, તારા, સેતારા, ચંદ્ર, સૂર્ય સર્વેને, તેઓના ઠેરવેલા ગોળ કુંડાળામાં કાયમ રાખીને આસપાસ ફેરવ્યા કરે છે.

**ખુદરતમાં હરજગે બન્ને શક્તિઓનો સામસામી હવાનો**

ઝઘડો—આ ઉપર મુજબ સામસામી શક્તિઓ એક બીજાથી ઉલટી હોવાથી ખુદરતમાં દરેક સ્થળે બેઉ શક્તિઓ વચ્ચે લડાઇ ચાલતી હોય એમ જોવામાં આવે છે. આ બે શક્તિઓનો ઝઘડો ખુદરતની જીવદાર અને નીરજીવ પેદાયસોમાં તેમજ સંસારમાં, નીતિમાં, ધર્મ ફીલસુફીમાં, હવામાં તેમજ દરેક ઇનસાનના દીલમાં પણ જોવામાં આવે છે. દરેક ઠેકાણે દરેક બાબતોમાં જોઇશું કે એકેકથી ઉલટા અને એકેકથી વીરૂદ્ધ ગુણો છે. દરેક પ્રાણી, ચીજ, ગુણ, વિગેરે. જેમકે નેકી ને બદી, જન્મ અને મરણ, વર્ધી અને ઘટાડો, ગરમી અને ઠંડી, સાચું અને જુઠું, સલાહસંપ અને તકરાર, રેહેમ દીલ અને ક્રોધ, શાંતિ અને ગુસ્સો, સાદાઇ અને ઇતરાત, તવંગરી અને ગરીબી વિગેરે. એક બીજા વિરૂદ્ધ જણાય છે. દુનિયાની પેદાયસની યોગ્ય રચના—harmony (હારમની) એક બીજા વગર ટકી શકતી નથી. અને હયાતી ધરાવતી નથી. તેમજ સદા સાથે જોડાયલી રહે છે.

એક બીજા વગર નિભાવ જોવામાં આવતો નથી, યાને એકની હાજરી વગર તે બીજાની કદર પીછાણતા નથી. જેમકે બુરાઇ થતી નથી તો ભલાંની ભલાઈ યાદ રહેતી નથી. દુઃખ પડે ત્યારેજ સુખની પીછાણ થાય છે, કોઇ ક્રોધ અથવા ગુસ્સો કરે ત્યારેજ રેહેમદીલ માટે યાદ થાય છે. આ દુનિયામાં ઠોકર ખવાય યાને દુઃખના ડુંગરો આવે, ખરાબીનાં ખડકો નડે વિપત્તિનાં વાદળો ઘેરાય, અને તે સઘળું શાંતપણે વેઠતાં ઇનસાન ઘડાય ત્યારેજ તેને ખુદરતની બંદગી પણ યાદ થાય છે, અને જ્યાં સુધી તે દુઃખના એક પણ મોજા વગર સુખના સાગરમાં તરતુ રહે ત્યાં સુધી બંદગી તે ખાલી બરબરાત અને ખુદરતના નિયમ પાલી ચાલવાની જીંદગી તે એક વેહેમ બરોબર લાગે છે. જ્યારે દુઃખ પડે ત્યારેજ કદર બુજે છે. ભલાઇ અને બુરાઈ તે આપણાં એકજ દીલમાંથી બહાર આવે છે, અને સારૂ અને માઠું પરીણામ જોવામાં આવે છે તે જરતોસ્તી ધર્મની ફીલસુફી પ્રમાણે તે સપેન્તમઇન્યુસ અને અંગ્રમઇન્યુસને લગતુ ગણાય છે.

**જરતોશ્તી ધર્મનું ફુરમાન છે કે સપેન્તમઇન્યુસ (સારા) ની વૃદ્ધિ ચાહવી અને અંગ્રમઇન્યુસ (ખરાબી) ની જડ કહાડી નાખવી.**—ઇંગ્લીશમાં Creative spirit (ક્રિએટીવ સ્પીરીટ) ગુજરાતીમાં વૃદ્ધિ કરનાર મીનો. અવસતામાં 'સપેન્તમઇન્યુસ' કહે છે. જ્યારે 'અંગ્રમઇન્યુસ' નો અર્થ 'નાશ કરનાર મીનો' થાય છે, ઇંગ્રેજીમાં તેને Distructive spirit (ડીસ્ટ્રકટીવ સ્પીરીટ) કહે છે. આ બન્ને શક્તિઓ જો કે એક બીજા વિરૂદ્ધ છે. પણ ખુદરતે પોતે આ બન્ને એકે-

કથી ઉલટી પણ એક બીજાને મદદ કરનારી શક્તિઓની મદદ વડે તમામ પેદાયસ તેના પ્રમાણમાં ફરતી રાખી છે. જરતોસ્તી ધર્મની મૂળ નેમ ઇનશાનને સદ્દમાર્ગે ચલાવી પવિત્રાઇનો વધારો કરવાની છે. જેથી તે ફરમાનને અનુસરીને જે સારો ગુણ ધરાવનારી શક્તિ હોય તેનો સંગ્રહ કરવો. (સારા અને પ્રમાણિક ઇનિશાન માટે પણ સમજવું) અને જે કંઇ તેથી ઉલટું છે અને ફાયદો કરનાર નથી (ઇનશાન પણ ઉપરથી ભલું અને અંદરથી આખું રહેંસે એવું હોય તે), અને નુકશાન કરનારૂં છે તે અંગ્રમઇન્યુસને લગતું સમજવું. ધર્મ ફીલસુફી મુજબ દરેક પેદાયસ પણ તેમજ છે. આસમાન, ધરતી, પહાડ, પાણી, ઓરવર (ઝાડ), સૂર્ય, ચંદ્ર, રોશની અને સર્વે નુરી પેદાયસો જે માણુસ જાતના સુખને માટે અને વૃદ્ધિને માટે છે તે સર્વે ચીજો સપેંનતમઇન્યુશની છે. સચ્ચાઇ, ઇનસાફ, પ્રમાણીકપણું, સર્વ સપેંનતમઇન્યુસથી છે. તેથી ઉલટું દુઃખ, દર્દ, અંધકાર, કવખતનું મોત, વીષ, ફાડી ખાનારાં જાનવરો, (ગમે એટલી ભલાઇ કરે પણ ઉલટા ને ઉલટા ચાલનારા આદમીઓ જે મોહોડે મરવત અને પેટમાં કરવત રાખે, સાથે બેસી વાત કરે ને બાહાર બીજા પાસે જુઠીજ નિંદા બોલે) જુઠાઇ, ગેરઇનિસાફ, દુર્ગુણ સર્વે ગજસતે ગનામીનોથી છે. **જરતોશ્તી ધર્મ દેખાડે છે કે જે સપેન્તમઇન્યુશને લગતું છે તેને સાચવો, ખીલવો, આબાદી કરો, અમલમાં મુકો અને ખુદરતને નમીને ચાલો, અને જે બુરૂ છે અને અંગ્રમઇન્યુસને લગતું છે તેને છોડી દેવો, દુર કરો, કુસંપ મટાડો અને બદીથી દુર રહો.**

ખુદરતનો કાયદો જે નિયમાનુસાર છે કે જે કદી તે કાયદો બદલાતો નથી. જે ભલાઈની પક્ષે રહી બુરાઇને તોડવા ફરમાવે છે. અને તે પ્રમાણે જે ચાલે તેજ ખરો જરતોસ્તી છે. સબબ કે ઇનશાન જે આ બે શક્તિઓનો જેમ ઉપયોગ કરે છે તેમ તેના પોતાનાજ બાબમાં ભલાઈ અને બુરાઇનો વધારો યા ઘટાડો ઇનિશાન પોતેજ કરે છે. સબબ કે દાદાર અહુરમંજદે સર્વે માણુસ જાતને અક્કલનું ઉમદા ગૌહર બક્ષેલું છે કે જેથી આપણે ભલું અને બુરૂ પોતાની મેલે સમજી શકીયે છીએ અને 'સ્વતંત્ર ઇચ્છા' Free will (ફ્રી વીલ) પોતાની મરજી મુજબ કાર્ય કરીએ છીએ. તો મનનાં હવશોપર કાબુ રાખી બુરાઇપર દાબ રાખીને સચ્ચાઈ પવિત્રાઇ કરવા માગીયે તો જાતેજ કરી શકીશું. તે માટે ઇનિશાનને કોઇને પુછવા જવું પડતું નથી કે ભાડેનું ઉછીનું લાવવું પડતુ નથી. મતલબ એજ કે પોતાની મનશક્તિપર પોતેજ કાબુ રાખવાનો છે. જેથી ઇનશાન પોતેજ તે શક્તિ-

ઓનો વધારો ઘટાડો વાપરવાથી પોતાના બાબમાં આયંદે તેનો લાભ મેળવે છે. આ બાબતમાં પોતાની મગજશક્તિનું માપ balance બરાબર રાખવું જોઇએ છે. નહીં તો ભલતે રસ્તે ઉતરી પડતાં વાર લાગતી નથી, અને નાહક પોતેજ હેરાન થાય છે.

**જરતોશતી ધર્મ સર્પેતમઇન્યુશની પક્ષે રહેવા અને અંગ્રમઇન્યુશથી અને તેના કામથી દુર રહેવા ફરમાવે છે**—જરતોસ્તી ધર્મની કેતાબોમાં બુરાઇ સામે લડત કરવા અને ભલાઇની પક્ષે રહેવા થકી જાબજા લખાણો મળે છે. અશોઇ ખુદાને પસંદ છે. અને જે પવિત્રાઇનાં તરીકાએ ચાલે છે તેજ તેનો દોસ્ત છે. ભલાઇના બદલામાં 'ભલી જીંદગી=વહેશતેમ અહુમ' એટલે બેહેસ્ત છે. (આગળ બેહેસ્તનો વિષય વાંચી ગયા તેમ) અને બુરાઇના બદલામાં "અચેશતેમ અહુમ=ખરાબ જીંદગી" યાને દોજખ છે. દરેક જરતોસ્તીની ફરજ છે કે સ્વધર્મના જે જે ઉત્તમ ફરમાનો છે તે શબ્દોને માન આપી ખુદરત તરફની ફરજ અદા કરવી.[1] તેમાં આયંદે તે પોતાનેજ લાભ છે.

**સપેનતમઇન્યુશ અને અંગ્રમઇન્યુશ થકી પેગમબર સાહેબ અશો જરતોશતને મળેલી આગાહી અને અવસ્તાના લખાણોમાંથી મળતો ખુલાસો**—સપેન્તમઇન્યુશનું કામ **હુમત**, **હુખ્ત**, **હુવરસ્ત**, ના તરીકાનું છે. યાને મનશની, ગવશની, કુનશની, નેક વિચારવું, બોલવું, અને નેક કામો કરવાં. જ્યારે અંગ્રમઇન્યુશનું કાર્ય **દુશ્મત**, **દુઝુખત**, **દુજવરેશત**, ભુડું વિચારવું, બોલવું, અને ભુંડા કામો કરવાં, વિગેરે. અહુર પેદા કરનાર છે અને અંગ્ર નાશ કરનાર છે.

જમવાની બાજમાં ભણીએ છીએ કે "અહુરમજદ કે જેને ગોસપંદ, પાણી, અનાજ, સેતારાઓ, ઑરવર, જમીન, અને બીજી તમામ વસ્તુઓ પેદા કરી છે." વળી યજશને ૧૯ માં, તેમજ ૭૦ માં હામાં,

---

૧. આજે આપણે તેથી ઉલટુંજ જોઇએ છીએ કે બાપદાદાના પૈસા તથા માન કિર્તીના દરજ્જાએ પોતે અભીમાન ધરાવી ધર્મીને વહેમી ગણી પોતે દેખાદેખીનો 'યુરોપીયન સીસ્ટમ' (તેમાંબી સકાર નહીં તેવો) બતાવી સ્વધર્મનો ઇનકાર કરે છે. કેમકે પવિત્રાઈ પાળવામાં તનને તસ્તી ભોગવવી પડે છે અને જીવને કષ્ટ દેખાડવું પડે છે. તેથી ઇંગ્રેજી શીખ્યા અને તેજ પોશાક પહેરતા થયા એટલે પોતાના ધર્મની પવિત્રાઇને પણ હાંકી મુકવી. 'પૈસા હોય' એટલે મોટાઇ દેખાડવી. વળી હેવામાં અભિમાન રાખે કે પૈસે ફાવી જઇશું પણ વીચારવું જોઈએ કે આગલી જીંદગીના ભલા કાર્યથી હાલ ઉત્તમ જીંદગી મળી છે તો હજી પણ નમનતાઇથી ખુદરતને નમી ધર્મને માન આપી ફરમાન પાળવું જેથી આવતી જીંદગીમાં સુખ મળશે.

વંદીદાદ પરગરદ ૧૧ મી અને ૧૨ મી માં, પણ લખાણુ એજ મતલબનું મલે છે.

**આ બાબતથી ઈનશાનને મળતો ઢડો**—હસ્તી પછી નીસ્તી, ઉદય પછી અસ્ત, સહવાર પછી સાંજ, ચહડતી અને પડતી, બચપણુ પછી જવાની બાદ ઘડપણુ આ મુજબ દુનિયાનું ચક્કર નીરંતર ચાલ્યા કરે છે.

આ બાબતમાં શેખ સ્યાદીની કરીમા કેતાબીનું લખાણુ જે મારા શીખવામાં આવ્યું છે તે યાદ આવે છે જે અતરે તે અખંડ લખાણુ તેના ઈંગ્લીશ ટ્રાન્સલેશન અને ગુજરાતી તરજુમા સહીત ટાંકી બતાવું છું.

| ફારસી બેત. **દર સેફતે હકતાલા.** | English translation **In Praise of Almighty.** | ગુજરાતી તરજુમો. **ખુદાતાલાની સેફતમાં.** |
|---|---|---|
| નેગાહ કુન બરીં ગુનબદે ઝરનેગાર. | Look at this gilt dome. | આ સોનેરી ગુબંજ તરફ (આસમાન) જુવો. |
| કે સેફ્કસ બુવદ બીસતુન ઓસ્તવાર. | Because its roof is firm without pillers. | કારણુ થાંભલા વગર તેનું છાપરૂં મક્કમ છે. |
| સદા પરદહે ચરખ ગરદંદ બીન. | Behold the pavilian of the revolving sky. | ફરતાં આકાશનો તંબુ જુઓ. |
| દર ઉ શમહાઇ ફરઝંદહ બીન. | Behold the bright candles in it. | તેમાં પ્રકાશતી [1]મીણુબતીઓ તરફ જુઓ. |
| યકી પાસબાનો યકી પાદશાહ. | One is sentinal and another is king. | એક પાસબાન છે ને બીજો પાદશાહ છે. |
| યકી બાજખાહો યકી દાદખાહ. | One asks for tax and another seeks justice. | એક કર માંગે છે બીજો ઇનસાફ સોધે છે." |
| યકીરા અનાઓ યકીરા ધના. | One is poor and another is rich. | એક ગરીબ અને બીજો તાલેવંત છે. |
| યકીરા બકાઓ યકીરા ફના. | One is perminent and another is frail. | એક જાથુક રહે છે અને બીજુ નાશ પામે છે. |

૧. અહીંઆં મીણુબતીનો અર્થ—સુર્ય, ચંદ્ર, તારા, સેતારા થાય છે. કેમકે 'આકાશમાં મીણુબતીઓ જુવો' એટલે રોશની પર નજર કરો, તે વડે ભાવાર્થ ઉપલો થાય છે. (પ્રગટ કર્તા).

| ફારસી બેત. | English translation | ગુજરાતી તરજુમો. |
|---|---|---|
| યકી બર હસીરૈ યકી બર શરીર. | One on a mat another on a throne. | એક સાદરીપર છે બીજો ગાદીપર બેસે છે. |
| યકી દર પલાસો યકી દર હરીર. | One in silk–cloth and another in sack–cloth. | એક ગુણપાતમાં લપેટાય છે બીજો રેશમી પેહેરેછે. |
| યકી બીનવાઓ યકી માલદાર. | One is poor and another is rich. | એક ગરીબ અને બીજો તવંગર છે. |
| યકી નાતવાનો યકી કામગાર. | One is disappoint-ed and another hopefull. | એક નાઉમેદ થયલો બીજો ઉમેદવાર છે. |
| યકી તનદરોસ્તો યકી નાતવાન. | One healthy an-other weak. | એક સારા બાંધાનો ને બીજો નબળો છે. |
| યકી સાલ ખુરદો યકી નવજવાન. | One is old and another young. | એક બુઢ્ઢો બીજો જુ-વાન છે. |
| યકી દર સવાબો યકી દર ખતા. | One remains in righteousness and another in sin. | એક સવાબી છે ને બીજો પાપી છે. |
| યકી દર દુવાઓ યકી દર દગા. | ‡O. in pray a. § in fraud. | એક બંદગીમાં અને બીજો દગાફટકામાં રહે છે. |
| યકી નેક ખુલકો યકી તુંદ ખુઇ. | O. is good natur-ed and a. worse tempered. | એક સારા ખવાસનો અને બીજો તુંડમીજાજી હોય છે. |
| યકી બરદબારો યકી જંગ જુઇ. | O. forbearing and a. a strife seeker. | એક સહનશીલ અને બીજો કજીઆ ખોર છે. |
| યકી બર શરીરે જલાલત અમીર. | One is nobleman on the throne of grandeur. | એક દમામની ગાદીનો ઉમરાવ છે. |
| યકી દર કમંદે હવાદસ અસીર. | a. is a captive in the snare of mis-fortunes. | બીજો હાદિશાના ફંદામાં પડેલો બંદીવાન છે. |

‡ One, § another. read thus.

| ફારસી બેત. | English translation. | ગુજરાતી તરજુમો. |
|---|---|---|
| યકી દર તનાઅમ યકી દર અઝાબ. | O is in happiness and a. in torment. | એક સુખમાં રહે છે બીજો દુખમાં હોય છે. |
| યકી દર મશાકત યકી કામયાબ. | O. is in hardship and a. prosperous. | એક સંકટમાં હોય છે અને બીજો આબાદ છે. |
| યકી દર ગુલીસતાને રાહત મકીમ. | O. is a dweller in the gargen of ease. | એક સુખના બાગમાં રહેનારો છે. |
| યકી દર ગમો રંજો મેહેનત નદીમ. | a. is a companion of sorrow, trouble and labour. | બીજો દલગીરી, રંજ, અને મેહેનતનો સાથી છે. |
| યકી દર ફ્ઝાન અસ્ત જે અંદાજે માલ. | One has wealth Beyond limit, | એકની પાસે બેહદ દોલત હોય છે. |
| યકી દર ધમે નાનો ખરચે અયાલ. | a is in sarrow for bread and expense of his family. | બીજો પોતાના કુટુંબની રોટલી અને ખર્ચ થકી ગમમાં રહે છે. |
| યકીરા ફરૂઝંદહ સામે તરબ. | One has a lighted candle of delight, | એક પાસે ખુશાલીથી લગાવેલી બતી છે, |
| યકીરા જે ધમ રૂઝે રોસનચું શબ. | a. sees the bright day like night through sorrow. | બીજો ગમને મારે રોશન રોજને પણ રાત જેવો જોય છે. |
| યકી તાજદારો યકી બાજદાર. | O. is king a. is subject. | એક સજા હોય છે અને બીજો રૈયત છે. |
| યકી સરફરાજો યકી ખાકસાર. | O. is exalted and a. humble. | એક સરફરાજ અને બીજો કમીનો છે. |
| યકી સાદમાનો યકી દર્દમંદ. | O. is joyful and a. afflicted. | એક ખુશાલ અને બીજો દુખી છે. |
| યકી કામરાનો યકી મુસ્તમંદ. | O. is satisfied and a. needy. | એક સંતોષી બીજો ગરજાઉ છે. |
| યકી ચું ગર [illegible] ખુરમી [illegible] ઝન. | O. is smiling like a rose through joy, | એક ખુશાલીને લીધે ગુલાબની માફક હસે છે. |

| ફારસી બેત. | English translation | ગુજરાતી તરજુમો. |
|---|---|---|
| યકીરા દેલ આઝુરદહ ખાતર હઝન. | a. has a distressed heart and a sad mind. | બીજાનું દુઃખી દીલ અને શોકાતુર હૈયું છે. |
| યકી બસ્તે અઝ બેહેરે તાઅત કમર, | O. has girded up his loins for the sake of devotion, | એકે ભક્તિની ખાતર પોતાની કમર બાંધેલી છે, |
| યકી દર ગુનાહ બરદ ઓમરે બસર. | a. has terminated his life in sin. | બીજાએ પોતાની જીંદગી પાપમાં ખતમ કરી છે. |
| યકીરા શબો રૂઝ મસહાફ બદસ્ત, | O. has got holy book in his hand night and day, | એક પાસે રાતને દહાડો તેના હાથમાં ધર્મ પુસ્તક ( બંદગીનાં કલામો ) હોય છે. |
| યકી ખુફતેદાર બાઇ ખાનહ મસ્ત. | a. is asleeped intoxicated in a corner of a tavern | બીજો એક મીઠાંના ખુણામાં મસ્ત થઇને પડેલો હોય છે. |
| યકી બરદરે સરાએ મસમાર વાર, | O. is like a noil ( fixed ) on the door of religion. | એક ધર્મના દરવાજાપર ખીલા માફક મક્કમ રહે છે. (યાને ધર્મચુસ્ત છે.) |
| યકી દર રહે કફ્ર ઝનાર દાર. | a. is the keeper sacred-thread on the road of im-fidelity. | બીજો અધર્મીપણાના રસ્તા ઉપર જનોઇ રાખે છે. |
| યકી નેક કેરદાર નેક એતેકાદ, | One of good conduct and good faith, | એક ભલી વર્તણુક અને ભલા એતેકાદ વાલો છે. |
| યકી ધરક દર બેહેરે ફસ્કો ફસાદ. | a. is drowned in the sea of adultery and vice. | બીજો વ્યભીચાર અને દુર્ગુણના દર્યામાં ગર્ક છે. |
| યકી એલ્મો મકબલમો હુશીયાર, | One is learned, fortunet and clever, | એક ભણેલો, નશીબવંત, અને હુશીઆર છે, |
| યકી ઝાહેલો મદબરો શર્મસાર. | a. is ignorant, unfortunate and shameless | બીજો અભણ, કમનશીબ, અને શરમ વગરનો છે. |

| ફારસી બેત. | English translation. | ગુજરાતી તરજુમો. |
|---|---|---|
| યકી ગાઝીઓ ચાબકો પેહેલવાંન, | O. is marlike, activs, and heroi, | એક લડાયક, ચાલાક અને પહેલવાંન છે, |
| યકી બઝદલો સસ્તો તરસંદ જાન. | a. is cowardly, tardy, and afraid of life. | બીજો હીચકારો, સુસ્ત ને પોતાના જીવને માટે બ્હીક રાખનારો છે. |
| યકી બરદરે કબેહ ઉમેદવાર, | One is hopeful on the door of Ka-abeh. | એક કબેહનાં દરવાજા ઉપર ઉમેદવાર હોય છે. |
| યકી દર રહે કફ્ર ઝનારદાર. | a. is the keeper of sacred on the road of imfidelity | બીજો અધર્મપણાનાં રસ્તા ઉપર જનોઇ રાખેછે, |

ઉપર વાંચ્યું તેમ બદી અને નેકી એક બીજા સાથે એકેકથી ઉલટી શક્તિઓથી ભેળાએલી છે. કોઈ પણ સારી ચીજોની જાળવણી કરવી એ ખુદરતનાં સારા તરીકાને લગતું છે, જ્યારે તે સઘળું નીભાવવું કે ગુમાવવું એ ઇનસાનની સમજશક્તિને આભારી છે. સબબ કે સહુઉપયોગથી કીર્તિ વધારવી યા બુરાઇથી નાશ કરવો એ સઘળું ઈનશાન પોતાનાજ મનપર કાબુ રાખી કરી શકે છે. કારણ કે આ જોડીઆ [૧]બે મીનો ખુદરતમાં તેમજ ઈનિશાનોના હૃદયમાં જાથુક છે. તેથી તે શક્તિઓનો જેવી પ્રકારે ઈનિશાન ઉપયોગ કરે તેવુંજ તેને ફળે છે.

એક દાખલો લઇએ કે 'ઝાડ' એ સપેંતમઇન્યુશની પેદાયશ છે. હવે તે ઝાડ પોતાનાં બર વખત સુધી હસ્તી ધરાવીને પોતાની મેળે મરણ પામે તો તે 'ખુદરતી ઉત્પત્તી થઇ અને નાશ થયો.' પણ કોઈ ઇનશાને જ્યારે એક ઉપયોગી અને જીવતાં [૨]ઝાડને કપાવી નાખ્યું તો અવસ્તાના ફરમાન મુજબ ગુનાહ થયો. યાને તે ઝાડ કપાવનાર ઈનિશાને આબાદીની વીરુદ્ધતામાં કામ કર્યું જેથી સપેન્તમઇન્યુશની વૃદ્ધિનો અટકાવ કર્યો. તેથી

૧. પાછળ મહજબે જરતોશ્તના વધારામાં જોડીઆ બે મીનોનું લખાણ વાંચો.

૨. ઇંગ્રેજીમાં ઝાડને માટે કહે છે કે નીર્જીવ યાને જીવવગરનું છે તેથી તેને 'ન્યુટર જેંડરમાં' ગણેલું છે. આપણા અવસ્તામાં 'ઓરવર' શબ્દ ઝાડ માટે છે અને હરજગે ભણીએ છીએ કે "નેમો ઓરવર વંઘોહીશ મજદદાતહે" એટલે 'પવિત્ર ઝાડને પણ નેમાજ હોજો.' કારણ કે તે સપેંતામીનોની પેદાશ છે.

તે ઝાડ કપાવનારનો અપરાધ થયો અને અંગ્રમીનોની શક્તિનું કામ તેને પોતાને હાથેજ કર્યું, કારણ કે તે ખુદરતે કરાવ્યું નથી; જેથી તે ખુદરતી ગુનાહ થયો, યાને ઝાડની કદુવા તે કપાવનારને થઇ. એજ મતલબનું લખાણ દરેક ભણતર ભણવા પહેલા અને કસ્તી કરવા પહેલાં ભણીએ છીએ.

"ક્ષનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૧)."

અર્થ:—"ખુશી રહો અહુરમજદ. અશોઇ ઉત્તમ નેઆમત સુખ છે, તે કે જે સૌથી સરસ અશોઇની બાબતમાં અશો છે તેને તે સુખ મળે છે."

સાર એજ કે "કરે તેજ ભરે." સબબ આ બે રસ્તા છે તેમાંથી જેને જ્યાં પસંદ પડે ત્યાં વલાન અખત્યાર કરે છે, અને તેથીજ અવસ્તામાં જાબજા અશોઇનો તરીકો ઉત્તમ દેખાડેલો છે. પેગમ્બર સાહેબ અશો જરતોસ્ત પણ એજ તરીકાની હીમાયત બતાવે છે, અને તનની અશોઇથી અને ક્રિયાની ભેરાથી (ભણતરથી) અહુરમજદની પુરશેસ (પુછપરછ) ને પહોંચે છે તેથી દરેક જરતોસ્તીની પણ ફરજ છે કે અશોઇ પાળવાથી આયંદે લાભ છે. ગુજરાતીમાં કહેવત છે કે:—

પુન્ય કહે છે હા, પાપ કહે છે ના;
બે રસ્તા છે બંદા, જ્યાં જવાય ત્યાં જા.

અર્થ—અશોઇનો ખરો રસ્તો છે, અને બુરાઇનો ખોટો છે, જે બન્ને જાહેર છે ગમે તે અખત્યાર કરે તો ઇનશાન ચાલે તેવુંજ પામે.

ઉપલા કારણોથીજ જરતોસ્ત સાહેબે અશોને પસંદ કર્યો અને નાશ કરનારને ધીક્કાર્યો છે. સબબકે કેરદાર તેજ પાર ઉતારનાર છે.

'સપેનતમઇન્યુસ' અને 'અંગ્રમઇન્યુસ' શબ્દનો ગુજરાતીમાં અર્થ—અવસ્તામાં=સ્પેનત કહે છે, ગુજરાતી અર્થ વૃદ્ધિ કરનાર થાય છે, અને 'મઇન્યુશ' નો અર્થ 'ખુલી નજરે જોઇ શકાય નહી તે.' 'અંગ્ર-મઇન્યુસ' એ પણ અવસ્તા ભાષાનો શબ્દ છે. 'અંગ્ર' નો અર્થ 'ઓછું, કમી, કોતાહ કરનાર, દુઃખ દેનાર, પીડાકારી, આબાદી ઓછી કરનાર, આબાદી તોડનાર, અંત લાવનાર, વિગેરે થાય છે અને 'મઇન્યુસ' તે ઉપર કહ્યું તેમ 'ખુલ્લી નજરે નહી દેખાયતે.' વિગેરે.

સપેનતામીનો તેમજ સપેનતમઇન્યુશ એ એકજ છે ફરક એટલોજ કે ફારસીમાં મીનો કહે છે. ત્યારે મીનો અથવા 'મઇન્યુશ' ખુલ્લી નજરે આપણને નથી દેખાતો પણ મનથી ધારી શકાય છે, અને સર્વે આબાદીની ચીજોથી ખાત્રી થાય છે, કે તેની હસ્તી છે, અને તે

માલેકનો ડર રાખી ફરમાન પાળવાથીજ ભવ તરશે. નહિ તો ઇનિશાનની પોતાનીજ આ ભુલ તેને લાયક દરજ્જે બેસાડશે.

**ખુદાવંદતાઆલાની મહાન શક્તિ, તેની અપાર કારીગરી અને બેમુલી બક્ષેશોની સાબિતીઓ**—ખુદાવંદની સર્વ બેમુલી બક્ષેસો અને અપરંપાર મહેરબાનીઓ તેમજ તે કિર્તીવંત કીર્તારની અચુક ખુદરતથી ઇનશાનનાં મનમાં ખ્યાલ થાય છે કે જગતનો બનાવનાર સાહેબ હોવો જોઇએ.

કંઇબી રંજ સખ્તી, કોઇ ઇનિશાનને પુગે કે તુરત ખ્યાલ થાય કે શું કરવું? ખુદા! હવે નજર સામેની તેની તમામ નુરી પેદાયસો અને ગેબી મેહેરબાનીઓથી પ્રમાણીક ઇનશાંનને ખ્યાલ થાય કે ખુદાવંદ છે અને હસ્તી દેખાય છે તો પ્રાર્થના કરવી વિગેરે. મુસાફરી કરતાં કંઇક અકસ્માત થયો અથવા તે જગ્યા વેરાન હોય અને નશીબસંજોગે બીજી તરફ જવું પડે તો તુરત ખ્યાલ થશે કે ત્યાં કોઇ વસનારાઓ હશેજ. વસ્તી નજર નહી પડે તો કંઇ મકાન નજર પડે તો ખ્યાલ થાય કે એનો બાંધનાર કોઇ હોવોજ જોઇએ. અને તે બાંધવાનાં સઘળા સરંજામ પુરા પાડનાર પણ (ખુદાવંદ) હોવોજ જોઇએ. તે મુજબ જગત રચનાર પણ કોઇ હશેજ. શીખેલાં, ભણેલાં કહો કે અભણ, જંગલી કહો તો તે કોઇ પણ આટલું તો કબૂલ કરશેજ કે પેદાયશનો સરજનહાર કોઇ મહાન કારીગર હોવો જોઇએ. સબબ તેની પેદાયસની ચીજોનો ઉપયોગ કરીએ છીએ ત્યારે તે ઉપયોગી બનાવેલી દીસે છે. ઇનશાનનાં દીલનાં સઘળા જુદા જુદા અવયવો તેનાં બર વખતે જુદું જુદું કાર્ય બજાવ્યા જાય છે અને તેપર ઇનશાન હકુમતથી અમલ કરે છે. તેજ પ્રમાણે તેની સર્વ પેદાયશો ઉપયોગી છે અને કાંઇ ચોક્કસ મતલબ અને તેનાં ચોક્કસ ઉપયોગ ખાતરજ બનાવેલી માલુમ પડે છે તો તે બનાવનાર સાહેબ હોવોજ જોઇએ. ખુદરતમાં કાંઇપણ અનિયમીત આપણી નજરે પડતું નથી. ખુદરતી કાયદાસર સર્વે ચીજો નિયમાનુસાર છે. એક વાડીમાં જો ગુલાબ રોપાય તો ખુદરત કંઇ ફાંટાંદાર બની કવચ કે કેવડો ઉગાડતી નથી, અને આપણે છેતરાતાં નથી. ગુલાબનાં વાવેતરથી ગુલાબજ મળે છે. તેનાં નિયમથી ઉલટું કંઈ પણ દીઠામાં આવતું નથી; તેથી ખ્યાલ થાય છે કે આ નિયમીત ગતી અને રચનાનો બનાવનાર મહાન્ શક્તિવાન કારીગર છે.

**જગતનો બનાવનાર એકજ છે**—આ દુનિયા બીજી શક્તિઓ, ફરેસ્તાઓથી નહિ પણ એકજ મહાનશક્તિએ (ખુદાએ) બનાવી છે. કારણકે ધરતી, આસમાન, સુર્ય, ચંદ્ર, સેતારા, અને સર્વ નુરી પેદાયસો પોતાનું નિયમિત કામ બજાવ્યાં જાય છે. રૂતુઓ પોતાનું નિયમીત કામ કરે છે. ધરતી

અને ઓટ (દર્યામાં) ચોક્કસ વખતેજ થાય છે. એ સઘળાપરથી સિદ્ધ થાય છે કે ખુદરતે મુકરર કરેલા કાયદા મુજબ તે સઘળાંને ચલાવનાર કોઈ સાહેબ છે જેને આપણે સર્વ ખુદાવંદ કહીએ છીએ. ઈનિશાન તો શું પણ સઘળાં પ્રાણીઓને શરીરનાં અવયવો વિગેરેમાં એકજ યુક્તિ દીઠામાં આવે છે. પ્રાણીઓમાં લોહીનાં ફરવા સારૂ અને ઝાડપાનોમાં રસકસને આવજાવ કરવા માટે એક સરખી યોજના જોવામાં આવે છે તે બીજવાલ બુજર્ગ યજદાંતાલા, રાત અને દીવસ, મહીનાં અને વર્ષોનો સાહેબ, તેને પોતાની શક્તિ અને દાનાઇથી આ સૃષ્ટી નીપજાવી છે જેથીજ તે સર્વશક્તિમાન છે. તેમજ આ અચુક ખુદરત તેના એકલાથીજ બનેલી છે.

**ખુદરત મહા બલવાન અને સર્વ શક્તિમાન છે**—ખુદરતીવિદ્યા અને તેનાં શાસ્ત્રોમાં જેમ જેમ ઉંડાણુ અભ્યાસ કરીએ છીએ તેમ તેમ તે માલીકને પીછાણુવાને અને તેની વધારે ને વધારે ખુબી અને સેફત ગાવાને શક્તિવાન થઇએ છીએ. ખુદરતનાં કામો જો બારીકીથી તપાસીએ તો જણાશે કે તેની શક્તિનો પાર નથી, તેની દાનાઈનું માપ નથી, તેની જોડીઓ કોઇ બીજો નથી. ખુદરત મહાબલવાન કહે છે એ હોવુંજ જોઇએ કે જેણે રોશન આફ્તાબ, નુરમંદ માહતાબ, પૃથ્વી, આકાશ, ગ્રહો, ઉપગ્રહો, સેતારા, તારા, હવા, પવન, પાણી, આતશ, પશુ, પક્ષી, ધાતુ, ઝવેર, સર્વે પેદા કર્યું કે જે પેદા કરનારની શક્તિનો કંઇ પારજ નથી. આફ્તાબ છે એ ગંજાવર રોશની અને ગરમીનો ગોળો છે. જેનો પ્રકાશ એવો છે કે તે સામું નજર કરી શકાતુ નથી. સર્વ [1]ગ્રહોને પણ પૃથ્વિની માફક પોતાની ધરી પર તેમજ સુર્યની આસપાસ ફરતા બનાવ્યા છે. આ બધી ગતીને રાખનાર ખુદરત મહા બળવાન છે. આકાશપરથી જો પૃથ્વિપર નજર કરીએ તો ત્યાં પણ અચૂરતીમાં આપણુને ગરક કરે છે. જો સુક્ષ્મદર્શકયંત્ર વડે નાનામાં નાના પ્રાણીઓને જોઇશું તો ખુદરતનો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી. દરેકને તેને લાયકની ચીજો પુરી પાડી છે. તેમજ દરેક ચીજો તેના માફકસર તેના જોઇતા પ્રમાણુમાંજ કરેલી છે, ઈનિશાનને તેને લાયકનાં અવયવો જાનવરોને તેઓને માફક આવે એમ લાંબી ડોક, કે જેથી તેઓ ઘાસ ચારો જમીનપરથી ખાઈ શકે. પક્ષીઓને લાંબી અને ટુંકી ચાંચ, કીડી જેવાં જાનવરને તેમજ મધમાખને પણ ફૂળમાંથી રસ ચુસવાની નળી, તેમજ ઉડનારાં પક્ષીઓને હવામાં ઉડવાને પાંખ, જાનવરોને ચાલવા પગ, માછલીઓને પાણીમાં તરવાને ચુંધ, જાનવરો હુફ થકી શરીરપર વાળ, પક્ષીઓને

૧. ગ્રહો માટે જોતીષની બીના વાંચો સમજાણુ પડશે.

પીછાં, ઘેટાંને ઉન, માછલીને ભીંગડાં, વગેરે. દરેકને તેઓને લાયકનુંજ બક્ષ્યું છે. જો માછલીને પીછાં, કે પક્ષીને ભીંગડાં હોત તો કદી ચાલી શકત નહિ. જેને જેવું જોઇએ તેવુંજ તે સાહેબે બક્ષ્યું છે. વળી જમીનથી ઉગનારી વસ્તુઓને તેના પ્રમાણુ અને ગજા મુજબનુંજ બક્ષેલું છે. મોટાં ઝાડો સ્થિર રહે છે. વેલાઓ જમીનપરજ રહે છે. સબબ કે તરકારી વેલાપર થઈ જમીન પર રહે છે તેથીજ તેઓનો ભાર તે જમીનપર વેલા હોવાથી નભી શકે છે. ફુલ ઝાડ માફક જો તેઓને ઉગવાનું હોત તો તેવાં નાનાં ઝાડપર કદીબી વજન ખમી શકત નહિ. ખુદરતને અગમ બુદ્ધિ છે કે જેથી સર્વે ચીજો પેહેલાંથીજ તેના બરોબર માપમાં ઉત્પન્ન થયેલી છે. તે ઉપરથી સાબિત થાય છે કે '**ખુદરત મહાબળવાન છે.**'

**ખુદરતની પીછાણ અને તે માલેકની અપરંપાર મેહેરબાનીની કદર ઇનશાન ક્યારે બુજે છે?** જ્યારે કંઈ પણ ચીજની તંગી પડે તોજ ઇનશાન ખુદાને યાદ કરે છે. સોનું, હીરા, મોતી, માણેક, વિગેરે મોંઘાં મળે છે તેની ઇનશાનો કદર બુજે છે અને આંકણી કરે છે. હવા અને પાણી કે જે વગર ઇનશાનને એક ઘડી બી ચાલતું નથી, અને તે મફત મળે છે, તેની કદર કેટલી બુજે છે? તેની કિંમત કોણ આંકી શકે છે? [1]પૈસો જ્યાંસુધી હોય ત્યાંસુધી પોતાની મોટાઇની કદર સાચવે છે, શરીરમાં તાકાત હોય ત્યાં સુધી જુલ્મીઓ જુલમ કરતાં પાછા ભાગતાં નથી. જ્યારે કે શરીરનો કોઇબી અવયવ અશક્ત થાય ત્યારેજ ખરી કદર પીછાણે છે. દાખલા તરીકે દરેક ઇનશાનને દિવસના ભુખ અને રાતના ઉંઘ સારી લાગવી જોઇએ; અને ફુરસદે તે માલેકની બંદગી અને પરસ્વાર્થ થવો જોઇએ. ત્યારે તે પ્રમાણે જોરેમંદ ઇનિશાનોને તે ક્યાંથી ખ્યાલ આવે? દુઃખી દર્દી હોય તેનેજ માલુમ પડે છે કે મોટામાં મોટું સુખ તેમજ દુઃખની દવા નિયમીત ભુખ અને ઉંઘ છે.

શરીરના સઘળા અવયવોપર જીવ એક રાજા સમાન હાકેમી ભોગવે છે અને જ્યારે શરીરમાં સંપુર્ણ તાકાત હોય ત્યારે સામા દુઃખીની કદર અને ખુદરતની પીછાણ તે જોરેમંદ ઇનિશાનને થતી નથી. પરંતુ જ્યારે એકાદબી અવયુવ નબળો પડે ત્યારેજ તે કીરતારની લેહેર મેહેરની કદર બુજે છે કે તે જગતપીતા દુઃખનો ટાળનાર છે, અને તેજ આપણી અરજ (બંદગી) સાંભળે છે; સબબ જેમ

---

૧. દરેક પૈસાવાળાની બાબતમાં તેમ નથી. કમ સમજ ઇનશાનોજ આ મુજબ કરે છે. ખુદરતની કદર પીછાણનારાઓ ઔર દુઃખીની દાજે પુગે છે. તેમજ સ્વાર્થ અને પરમાર્થ બન્ને સાચવે છે.

એક માવતરને પોતાનાં બચ્ચાંની કદર છે તેમ ખુદરત ખુદાવંદ કે જે દુનિયાનાં માબાપ સમાન છે, તેને સર્વે ચીજની ફીકર છે. જ્યારે ઇનશાનને તેની પોતાનીજ અને પોતાનાં પેટની ફીકર છે. દુઃખ, આફ્ત્ત, અને જંજાળ વખતે ઇનશાન આશા છોડી દઇ, આકળા થઇ, બળાપો કરી, ધભરાટ મચાવી, મેલે છે, તેનાં કરતાં તેવે વખતે સબુરી પકડી, હૈયું સ્થિર રાખી, લાગુ પડતા ઇલાજોનો ઉપયોગ કરવો જોઇએ છે. તેમજ તે પાક ખુદાવંદની યાદ મનમાં ધરીને તેની બંદગીથી તેમજ ઘટતા ઊપાયોથી દુઃખ આશાન કરવા ઉપાય લેવા જોઇએ. સમજ કે તે સાહેબ સર્વેવ્યાપક (હર જગે હાજર) છે. આપણે જો પવિત્રતાઇથી દૂર રહી ફરમાનથી ઉલટાં ચાલીએ તો તે આપણે પોતેજ તેની મેહેરબાનીથી વેગળાં જઇએ છીએ; પણ જ્યારે આપણી રેહેણી કરણીની ભુલચુક સુધારી સ્વધર્મપર ઇતબાર રાખી પવિત્રાઇ પાળીએ છીએ, ત્યારે તે માલેકની નજદીક પુગી તેની મેહેરબાની મેળવીએ છીએ, કારણકે **'જગતપીતા મહાબળવાન અને સર્વે શકિતમાન'** હોવાથી ઇનશાનની દેખીતી નજરે માલેકની માયા, કદર, તેની શક્તિ, દાનાઇનો ખ્યાલ એકદમ આવી શકતો નથી. કેમકે રોજબરોજ નિયમીત રીતે દરેક ઇનશાન કરણી મુજબ મેળવ્યું જાય છે. તેથી તેનું તોલ કરી શકતાં નથી. પણ કંઇબી ચીજની તંગી પડવાથી અને તે વગર નચાલવે ગમે ત્યાં પણ ખુદરત યાદ આવે છે, કે તે પરમકૃપાળુની મેહેરબાની અને અપારશક્તિ અને કામીલ કારિગરી કેવી ઉમદા છે? કે જેની માયા મેહેરબાંનીની હદ નથી અને તેની દાનાઇનું માપ નથી, તેની દયાનો ઝરો સદા દુજતો છે. તે વગર ઇન્શાન લાઇલાજ છે.

**ખુદાનો કાસદ "નેરીઓશંગ યજદ"**—આતશને લગતી આ શક્તિ છે. આપણા અવસ્તામાં એને "અહુરમજદનો કાસદ" કહેલો છે. યાને તેનાં કાસદ તરીકેનું આ નેરીઓશંગ યજદ કામ બજાવે છે. વેદીક 'નરાંશ'ને મળતી આ શક્તિ છે. ખુદરતી એક આતશનું એ નામ છે અને કાસદનું એ કામ બજાવે છે. આતશ ખોરદાદમાંથીજ એની પણ ઉત્પત્તિ છે અને એની મૂળ શરૂઆત પુર્વેની હવાથી છે. કોઇ પણ ઇનશાનને આફ્ત, કંઇ પણ આફ્ત હોય અને અહુરમજદ રોજે તે પવિત્રાઇથી નેરીઓશંગ યજદને આરાધી અરજ કરે તો પોતાના બાબમાં ફાયદો દેખે છે.

**હોશબાંમ**—જંદ ભાષાનો શબ્દ "ઉષા" છે જે પરથી "ઉષાબામી" શબ્દ નીકળ્યો છે અને હાલ ચાલુ આપણે હોશબાંમ કહીએ છીએ અને સહવારમાં ભણીએ છીએ ત્યારે 'હોશબાંમ' ભણીએ છીએ, સબબ કે ખુદરતનો સરસમાં સરસ દેખાવ બાંમદાદનો છે.

ફારસીમાં—'બામદાદ' ઇંગ્રેજી=Early Morning (અર્લી મોર્નીંગ) ગુજરાતીમાં=સકાળ સહવાર, વહાણું, (આપણા પારસી લોકો 'વાહાણું' શબ્દ પરથી "વેહેણાનું પોહોર" કહે છે). અસલ વખતથી એને 'સહવારનો સેતારો' પણ કહે છે. આ 'ઉષાબામી' તે એક નારી જાતી ફરેસ્તો છે અને બામદાદ (સહવારનું ઝલઝલું) નાં વખતપર મવકલ છે.

અસલનાં આર્યો ખુદરતપરસ્ત હતા. તેઓ ખુદરતપર એટલા બધા મોહીત હતા કે ખુદરતનાં દેખાવો ઘણાં મોજ સોખથીજ નહી પણ ખરી દીલસોજી ભરી ધાર્મીક બંદગી (ભક્તિ)ની લાગણીથી ભોગવતા હતા અને સ્મરણ સાથે ખુદરતને યાદ કરતા. તેઓ બામદાદને "બામી" યાને "સુંદર સ્ત્રી" ના આકારમાં વર્ણવીને તેણીનાં વખાણ ગાતા સ્તુતી કરતા અને ખુશ રહેતા હતા.

અલબત્ત આજે પણ આપણે સહવારમાં જલદી ઉઠી માથાવેરથી નાહી તન પાક કરી ફકત એક હોશબાંમ ભણશું (બરી બામદાદને વખતેજ) અને ત્યારબાદ ચા પાણી લઇશું તો આખો દીવસ ઘણો ખુશ લાગશે. આ બાબદ દરેક ઇનશાનથી બની શકે, પણ જીવને એશઆરામમાં રાખી તનને તસ્દી નહી આપનારાંઓને ઘણું ભારી લાગે છે. પણ જો તેઓ શરૂઆતથી પોતે તેમજ પોતાનાં બાળકોને ટેવ પાડે તો કોમમાં ઘણું ફાયદાકારક છે. ઠંડીનાં દીવસોમાં સહવારમાં નહી બનવાનું કારણ મળે છે. પણ એકવાર ગરમ પાણીથી નાહાવાથી તનને તાકાદ મળી ઠંડી પણ દુર થાય છે. અસલ પારસીઓમાં, તેમજ હમણાં પણ ઘણેખરે ઠેકાણે ચાલ છે કે પોતે જાતે અથવા નોકર પાસે પાછલી રાતનાં જલદી ઉઠી સોજી કરી અથવા કરાવી (કચરો વાળીને પછી પાણી છાંટી) ચોક પુરી લોબાન ધુપાવે વગેરે; કે જેથી બદહવા, તેમજ આખી રાતની ઘેરાયલી હવા દુર થઇ સારી હવાનું વસવું થાય જેથી તબીઅત સારી રહે, સારા વિચાર સુજે, સારો હુન્નર ધંધો થાય એટલે લક્ષ્મી વધે. જેથીજ આપણા લોકો ઉકમાઇથી બોલે છે કે "ચોક ચાંદન કરે તો લક્ષમી આવે." પણ ઉપલાં લખાણ મુજબ જાણવું અગત્યનું છે કે ઘરની પવિત્રાઇ કરવા સાથે તનની અને મનની પણ પવિત્રાઈ ઉપર કહ્યું તેમ સહવારથી ઉઠી પળાય તો જરતોસ્ની કોમની કીર્તિનાં વધારામાં સહો ઉમેરાય તથા અનેક દુઃખનું મૂળ ટળી જાય.

**આઇર્યેમેન યજદ**—આ યજદનું કામ આરામ અને સુખચેન આપવાનું છે. વંદીદાદની ૨૨ મી પરગરદ મુજબ, આ દુનિયાનાં તમામ દુઃખ દર્દ દફે

કરવાને, જ્યારે 'માથ્ર સપેનત' યાને મારેસ્પંદ યજદે પોતાની અશક્તિ બતાવી, ત્યારે દાદાર અહુરમજદે પોતાના કાસદ 'નઇર્યોશંગ યજદ' સાથે (મારફતે) **અઇર્યમન ફરેસ્તાની** ઉપર પેગામ મોકલાવીને દુનિયાનાં દર્દો દુર કરી નાંખવાને કહેવાડયું હતું. આ યજદ વેદીક [1]"અર્યમન" ને મળતો છે. કોઇ પણ અડચણ યા મુસ્કેલી યા મનની મુઝવણ હોય તો **"અઇર્યમન યજદ"** ના દરૂન બાજ કરાવવાથી મુસ્કેલી ટળે છે.

**ખુલાસો**—હજુ પણ પારસીઓમાં હર પ્રકારની મુસ્કેલી જેવી કે રોજીની બાબત ધંધા નોકરી, વિગેરે તબીઅતના સુધારા અર્થે, અથવા કોઇ પણ કારણની અડચણ હોય તો સુખડ, લોબાન, આતશપર મુકી અરજ કરે છે કે હમારી આ મુસ્કેલી ટળશે તો 'અધરી યજદ' નાં દરાન કરાવીશું વિગેરે. જેથી અલબતે ફાયદો થાય છે. આ 'અધરી યજદ' નામ તે ઉપલા અર્યમન ફરેસ્તાનું છે કે જે યજદ થકી દરેક પ્રકારની મુસ્કેલી ટળે છે. આ ફરેસ્તાના નામથી કોઈ પણ યસ્ત બનેલી જોવામાં આવી નથી.

ખુદરત ફીરેસ્તાઓના વર્ણન અને હકીકત પરથી સારાંશ નીકળે છે કે તે સર્વે ખુદરતની જુદી જુદી શક્તિઓ છે, અને તે સઘળી ખુદરતની તાબેદાર તરીકે પણ ભક્તિ અને આરાધનાને લાયક માનીને આપણે હાલ તેઓને આરાધીએ છીએ અને અલબતે ફાયદો મળે છે. આપણામાં હર વખતે મુસ્કેલી ટાળવા થકી "ફરેસ્તા" કરે છે. ખુદરતે જેઓને બક્ષેલું છે તેઓ દર મહીને યા જેમ તેઓને સવડ પડે તેમ કરે છે. જેથી કરનારને પોતાને લાભ છે.

સપેનતમઇન્યુશ અને અંગ્રમઇન્યુસનું લખાણ વાંચતાં જે સાર મળે છે તે એજ કે નેકી પેદા કરનાર સપેનતમઇન્યુસ છે અને બદી તેમજ બુરાઇ અંગ્રમઇન્યુસના બુરા અંશ સએતાનથી છે. આ સએતાંનના સાથી દેવો છે. આબાદી કરનારા યજદો અને અમેશાસ્પંદો છે. અને તેઓ અહુરમજદના સાથી છે. દેવ, દરૂજો, અહેરેમનના સાથી છે.

**દેવ, દરૂજો, માટે અવસ્તામાંથી મળતો ખુલાસો**—અવસ્તાના વાંચનથી દેવ, દરૂજોનું લખાણ મળી આવે છે. તેઓ ચાર તબક્કાના દેવો છે: ૧. માણુસની સુરતનાં દેવો, ૨. દર્દ લાવનારા દેવો. ૩. નીતિનાં ભંગ કરનારા દેવો, ૪. આબાદી ઘટાડનારા દેવો.

૧ ઇનશાન કે જે આ દુનિઆમાં દર્દનો વધારો અને આબાદીનો ઘટાડો, અને તરેહવાર ખરાબીઓ કરે છે, તેઓને માણુસની સુરતમાં દેવો

---

૧. ઉચ્ચ વર્ણના હિંદુઓ લગ્નની ક્રિયામાં, બીજા, દેવોની સાથે યાદ કરે છે.

કહેલા છે. યજશને ૯ મા મુજબ જોહાક પાદશાહને દેવ ગણેલો છે. (આગળ જોહાકનું દાસ્તાન આગલા વાંચનમાં વાંચી ગયા) સબબ કે તે આબાદીનો ઘટાડો કરનાર અને જુઠો હતો. તેમજ દુનિયાની પાયમાલી કરનાર પાદશાહ હતો. માઝેનદરાન અને ગીલાનના લોકોને એમજ ગણેલા છે, વંદીદાદની ૮ મી પરગરદમાં અનીતીવાન ઇનશાનોને ઘણા ધીક્કારેલા છે. કેમકે જીવતાં જીવત તેઓ દોજખના દેવો છે. સબબકે તેઓ પસ્તાવા તથા બંદગીથી પણ પાક થઇ શકતા નથી.

૨. **દર્દ લાવનારા દેવો**—જે સબબો યા વસ્તુઓથી દરદ તથા કવખતના મોતનો વધારો થાય છે, તેવાઓને દેવ કહેલા છે. અરદીબેહેસ્ત યસ્તમાં અનેક જાતનાં દર્દો દેવને નામે ઓળખાય છે. ગંદકી, એઠવાડ, નસો, પલીદી, હાડકાં, માંસ, લોહી, પરૂ, મુવેલું શરીર, કબરસ્તાન, કે જેમાંથી ખરાબ હવા નીકળી નુકશાન થવાનો સંભવ છે. શરદી અને તાવ પણ રોગ ઉત્પન્ન કરનારી હવાથી થાય છે કે જેથી મરણ નીપજે છે. આ સર્વેને વંદીદાદમાં (તાવની બીમારી ઉત્પન્ન કરનાર દેવને) બુઇતી દેવને નામે ઓળખેલા છે. અને પએશીશને કોહોવાટ પેદા કરનાર ગણેલો છે. તેથીજ તાવનાં દર્દી પાશે "આતશ નીઆએશ ૪ અને વનંત યસ્તની નીરંગ ૧૧ વખત ભણવાનું ફરમાન છે જેથી તાવ હઠે છે."

૩. **નીતિનો ભંગ કરનાર દેવો**—આ બુરી અસર થવાથી ઇનશાન બુરી રાહે ચાલવાને લલચાય છે. ઠગાઇ, જુઠાઇ, ગીબત, અદેખાઇ, આળસાઇ, લોભ, કીનો, ગુસ્સો, ઇત્યાદી જે દુર્ગુણો છે કે જે અસર દીલમાં થવાથી નેકીનો નાસ થઇને બુરો રાહ ઇનશાન પકડે છે તેઓને વંદીદાદમાં દેવ ગણેલા છે.

**દેવોનાં નામો**—આઝુ=લોભ અને અસંતોષ ઉત્પન્ન કરનાર દેવ, બુશીઆસ્પ=આલસાઇનો દેવ, અએશમ=ગુસ્સાનો દેવ, અકમનઘ=બુરો વિચાર દાખલ કરનાર દેવ, બેહેમન અમેશાસપંદનો હરીફ. અશેમઓગ=અથરામની કરનાર, ઇંદ્ર=માણુસોને અશોઇથી દુર રાખનાર અને અરદીબેહેસ્ત અમેશાસપંદનો હરીફ.

૪. **આબાદીનો ઘટાડો કરનારા દેવો**—જે સબબોથી આબાદીનો ઘટાડો થાય છે, તેઓને પણ દેવના નામથી ઓળખવામાં આવે છે. વરસાદની તંગી, શીયાળાની કકડતી ઠંડી, મરકી, દુકાળ, અને એવા પ્રકારની અનેક તરેહની વિપત્તિઓ, કે જેઓથી માણુસ અને બીજી પેદાયસની આબાદીમાં ઘટાડો થાય છે. તઉરૂ-એ ખોરદાદ અમેશાસ્પંદનો હરીફ

છે. અને પાણીની તંગી પાડનાર દેવ છે. ઝઈરીચ ભુખમરો ઉત્પન્ન કરનાર દેવ છે અને અમેરદાદ અમેશાસ્પંદનો હરીફ છે. અપઓષ મરકી અને દુકાળનો દેવ છે કે જે વરસાદ આવવામાં તંગી પાડે છે અને તેશતર તીર યજદનો દુશ્મન છે.

**શેખ સ્યાદીની કરીમા કેતાબમાં** [1]**સએતાનને દોષ દેવાના બાબમાં લખે છે કે**–" અરે હેડાં ! જે કોઇ સએતાનને તાબે રહે છે, અને રાત અને દિવસ ગુનાહના બંદમાં રહે છે. જેનો રાહબર સેતાન હોય તે ખુદાઇ રાહપર પાછો કેમ ફરે ? શરૂઆતથીજ પાપ કરવાની ધારણા રાખવી નહીં, કે હીસાબ સુમારે ( આખરે ) ખુદાથી શરમાવું પડે નહીં. જે કોઈ સેતાનની દોસ્તી કરે, તેને સ્વર્ગનો રસ્તો કેમ મલે ? જે ઈનશાન ગુનાહથી સર ફેરવે નહીં તેનું રહેઠાણ છેક હેઠળના દોજખમાં છે. ડાહ્યો માણસ પાપથી પરહેજ રહેશે. કારણકે ખાંડ પાણીમાં પીંગળી જાય છે. અશો હોય છે તે બુરાઇમાં ભેળાતો નથી. કેમકે સૂર્યની રોશની વાદળાંઓથી ઢંકાય છે. ખરાબ કામોથી તમારી જીંદગીના ઘરની પાયમાલી ના કરતા, અને પાપ, દુરવ્યશનથી દુર રહેજો, તો બેહેસ્તના બાગથી દુર થશો નહીં." ( યાને પસ્તાવું પડશે નાહ. )

ઉપર મુજબ સારાંશ હકીકત એ છે કે શરૂઆતના બે જોડીઆ મીનોથી આ સૃષ્ટિનું ચક્કર તેની ગતીમાં નીરંતર ચાલ્યા કરે છે. જરતોસ્તી ધર્મની ફીલસુફી ભરી ભાષામાં આ બે શક્તિઓમાં જે ફાયદો કરનારી શક્તિ છે, જેને સ્પેન્તમઈન્યુશ ગણેલી છે અને તેના હાથ હેઠળની શક્તિઓને યજદ અમેશાસ્પંદો યાને ફરેસ્તાઓના નામથી ઓળખાય છે. અને અંગ્રમઈન્યુશના હાથ હેઠળનાને દેવો દરૂજો કહેલા છે. જેઓનું કામ નાશ કરવાનું છે.

જે ઇંનશાનો પણ એવા તરીકા અને એતેકાદથી ચાલે તેઓ માણસની સુરતે દેવો ગણાય છે. **શાહેર ફીરદોશી તુશી** ( શાહાનામું પહેલવહેલું ફારસી બેતમાં લખનાર ) કહે છે કે " જે માણસો ખુદાના સુકાના નહીં બજાવે અને પરસતેશ નહીં કરે અને બદીને રાહે ચાલે તેઓને બુરાઇના દેવ ગણવા. ઇનશાનયતને જેબ આપે એવા કામથી જે પાછો ફરે તેને દેવ ગણવો, અને નેક આદમી નહી ગણવો." આપણે હાલ પણ એવાં ઘણાં

---

[1] ઇંગલીશ અને પરશીયન ( ફારસી બેત ) સાથે લખાણ લખતાં પુસ્તકનું કદ વધારે થાય છે અને સાર જેનો તેજ આવે છે. ત્યારે તે કરતાં કોઇ બીજું ઉપયોગી લખાણ વધારે દાખલ કરવું એવી ધારણાથી ફકત ગુજરાતી તરજુમાનો સાર લખ્યો છે. ( પ્રગટ કર્તા. )

ઈનિશાનો જોઇએ છીએ કે જેઓ સાથે બેસી વાતો કરી સાર લઇ પછી ઉલટું કરે. વળી કેટલાક એવા પણ છે કે કોઈનું સારૂં ન દેખી શકાવાથી તેની પાછળ બીજાઓને અવળું ને અવળુંજ સમજાવે અને તે સાંભળનાર જ્યારે પેલા માણસને દેખે, (કે જેની બદનક્ષી પેલા અદેખા આસામીએ કરેલી છે તેને) અને તેની ભલાઇ જુએ તો તુરત વિચારમાં પડે કે આ સાંભળેલું શું હતું? અને જોવામાં કેટલો ફેર છે વિગેરે. આ બાબતમાં સાર એટલોજ કે જુઠી વાતો કરનારનુંજ માન ઓછું થાય છે. ખુદરતની પેદાયસમાં ઈનિશાનને માનવનો ઉત્તમ અવતાર મળ્યો તો સદગુણી બની ચાલવાથી આ તેમજ બીજી જીંદગીમાં પણ સુખ પ્રાપ્ત થાય છે.

'સપેતમઇન્યશ' નાં જાબજાં વખાણ અવસ્તામાં છે, પણ એવાં આપણે ઘણા આદમીઓને હાલ જોઇએ છીએ કે તેઓ ઠંડા મીજાજના, શાંત, ભલા, રાંક, સ્હેજવારમાં સામાનું મન હરણ કરી નાંખે છે પણ જ્યારે [1]ઉંડી જડ ઉખેડે યાને મોહપર મીઠું પીરસી પાછળથી બેમાલમ ખંધાઇ કરે ત્યારે જાણીએ કે તેની અને આપણી ભલાઈપિર પાણી ફર્યું. એવી ખંધી અસીલાઇ શું ખપની?

સપેન્તોમઇન્યુશની હવાના જીવોથી આ દુનિયામાં બનતા બનાવો જોઇએ છીએ. જ્યારે અંગ્રની હવાના ઘણાબી બળવાન જીવો છે કે જેઓ સ્વાર્થ અને પરમાર્થ બન્ને સાચવી શકે છે. મતલબ કે તેઓમાંનાં ઘણાંકો [2]રોકને થોક છે. લખાણનો સાર મતલબ એજ છે, કે સદ્‌ગુણનો સંગ્રહ કરીને દુર્ગુણ ત્યાગ કરી જોઇતી પરહેજગારીથી પોતાના મનને શાંત રાખી, શરીરના અવયવોપર કાબુ મેલવી, બુરા હવશો તજી, ખાલી ઠઠાબાજી છોડી દઈ, સલુકાઇ પકડી, વખતને અનુસરતી ઠાવકાઇથી ચાલવાથી આ તેમજ મીનોઇ વિગેરે બીજી જીંદગીનું સુખ આપણા હાથેજ આપણી કરણીથી સુધારી શકીશું અને ધીરે ધીરે હમેશ થકી એ રીવાજ જો દરેક ઇનશાન પોતે ચાલીને પોતાંના આશરા હેઠળનાઓનાં કુમળાં ભેજાંઓમાં ઠસાવે તો હમકોમ કે પરકોમનું દલદર તેઓ પોતાને હાથે ઘણી સેહેલાઇથી ફેરવી શકશે. વાત એજ છે કે તે પ્રમાણે ચાલવા થકી જીવને તસ્દી આપવાની છે, અને પોતાના મનપર પોતાનો આંકોશ રાખી મનને બુરાઈથી પાછું હઠાવી, ભલાઇને રસ્તે દોરવવું. જેથી સર્વ શક્તિમાનની મહેરબાની મળશે અને બદ હવા દુર રહેશે. સારા

---

૧ આ જીવો સપેન્તમઈન્યુશને લગતા નહીં જાણવા. ખંધા સમજવા.

૨ દરેક જીવો દુનિયામાં સરખા નથી. આ માટે વધુ ખુલાસા થકી વાંચો હવાનું લખાણ.

વિચારો સુજ પડશે. દરેક ઇનશાનને આયંદે તેથીજ લાભ અને ફાયદો છે, કારણ રોજની ચાલુ જીંદગીમાં ઇનશાનો મનના ફાંટાની વલણનું જે જે કામ કર્યા જાય છે તે જો મન સ્થિર રાખી નિયમીત કામો કરે, અને મનને કાબુમાં રાખે તો ઘણો સુધારો થાય છે. કેમકે તબીયત બગડે તે દવાથી સુધરે, ગયેલો પૈસો મહેનત કરવાથી મળે છે, ભુલી જવાયલા પાઠો પાછું વાંચવાથી યાદ થાય છે, જ્યારે વખત જે અમુલ્ય ચીજ છે તે અમથો વ્યર્થ કરવો નહિ યાને રોજનાં નીયમીત ચાલુ કામોનો સુધારો કરતા રહેવું. જેથી આયંદે પોતાનોજ લાભ છે.

**દેવ કોણ છે અને દેવ શબ્દનો અર્થ શું થાય છે ?** દેવ સંસ્કૃત શબ્દ છે. સંસ્કૃતવાળાઓ દેવ એટલે ખુદા માને છે. સંસ્કૃત શબ્દ 'દીવ' એટલે 'પ્રકાશવું' તે ઉપરથી દીવો, દેવતા, દિવસ, દેવી એ શબ્દો નીકળેલા છે.

જરથોસ્તીઓમાં દેવથી વેગળું રહેવા ફરમાવેલું છે તે સમજવું ઘણું અગત્યનું છે. આગળ કહ્યું તેમ '**બે મીનો**' શક્તિઓના હાથ હેઠળ બીજી બીજી નાની શક્તિઓ હતી. સપેંતમઇન્યુશનના હાથ હેઠળની શક્તિઓ યજદો અમેશાસ્પંદો છે તેમ અંગ્રમઇન્યુશના હાથ હેઠળની શક્તિઓને દેવ ગણેલી છે. અરદીબેહેસ્ત યશ્તમાં, વંદીદાદની ૧૯ મી પરગરદમાં, યજશનેના ૩૨ મા હામાં, પણ લખાણ મળે છે કે **અકોમન દેવ** સઘળા દેવોનો ઉપરી છે. યજદોમાં "**બેહેમન પાદશાહ=અક્કલે અવલ**" ઉપરી છે, ઉપર વાંચ્યું તેમ ૪ જાતના દેવો છે. વંદીદાદમાં પરગરદ બીજીમાં જમશેદ પાદશાહ માટે લખાણ છે તેમાં પણ દેવોને યાને દેવ ખસલતનાઓને, દર્દ લાવનારને અને મોત લાવનારને દુર કરવા લખેલું છે. દર્દ લાવનાર દેવથી મોતનું કારણ છે, તેથીજ દુઃખ દર્દપર 'માથ્ર' ના (અવસ્તાના એજમતી કલામોના) ઉપાય કરવા કહેલા છે. જો વખત આગમચ મોત નીપજે તો તે પણ મેલી બદ હવાનું કારણ છે. અરદીબેહેસ્તમાં મેસમેરીઝમથી દર્દ સારાં કરવાનું લખાણ છે. વંદીદાદ પરગરદ ૭ મીમાં જમીન બાબેના લખાણમાં કબરસ્તાનમાં વસનારા દેવોની બીના આપેલી છે. (એટલે કે તેમાંની બદ-હવાથી દર્દ પેદા થાય છે) વંદીદાદમાં લખે છે કે ૯૯૯૯૯ જાતનાં દર્દો આ પૃથ્વિપર છે. વંદીદાદની ૨૦ મી અને ૨૧ મી પરગરદમાં તેમાંનાં થોડાકનાં નામ છે. વંદીદાદની ૭ મી પરગરદમાં કેટલી જાતનાં દર્દો જમીનના નસા-થી છે તે વર્ણવેલું છે. તેમાં કહે છે કે કબરમાંથી ગંદકી નીકળે છે, અને તેમાંથી ઘણાં દર્દો પેદા થાય છે.

**અવસ્તામાં** અખતી=ફેલાતા રોગ, ગરેનું=ગરમી અથવા ખુજલીનો

રોગ, તનયુ=તાવ, નેજશ=દુબલાપણું, સારસ્તી=માથાનું દર્દ તથા શર્દીથી ઉત્પન્ન થતી તાવ. અગોસ્તી=સંધીવા, આવા રોગો ફેલાવાથી બગાડ થાય છે.

પહેલવી પુસ્તકોમાં દુઃખદર્દોને દેવની ઉપમા આપેલી છે. તેમાંનાં કેટલાંએકનાં નામો. ૧ **જમેસતાન**=ઠંડીનો દેવ. ૨ **અકોમન**=બુરો વિચાર દાખલ કરી બુરાં કામો કરાવવાં તે, ૩ **અંદર**=ભલાઇને બદલે ભાંજગડ, ૪ **સાંવુર**=રાજ સામું તંગી ફેલાવનાર, ૫ **નાઓડહઇથ**=નાસીપાસી, ૬ **તવરીચ**=વનસ્પતીમાં ઝેર દાખલ કરનાર, ૭ **જારીક**=તોફાની, તવરીચને મલતો. ૮ **તરોમત**=અભીમાની ઉત્પન્ન કરનાર, ૯ **મીતોખત**=જુદાઇ, ૧૦ **અરકશ**=કીનો, અદેખાઇ. ૧૧ **એશમ**=ગુસ્સાનો દેવ, ૧૨ **વીજરેશ**=ભલાં રવાનને આજાબ દેનાર, ૧૩ **ખુતક**=ચોંકાવનાર, ૧૪ **અકસ્ત**=દીનદારીથી ફેરવનાર, ૧૫ **જરમાન**=નબળાઈ અને બુઢાપો જલદી લાવનાર, ૧૬ **ચેશમક**=ધરતીકંપ અને પવનથી સુખમાં ઘાત કરનાર, આજીશ=અંત લાવનાર, આ સિવાયના ઘણાક દેવો છે જે યજદોથી ઉલટી શક્તિ ધરાવનાર છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે બંદગીના અવસ્તા કલામોથી દુઃખદર્દ સાજાં કરવાનાં 'અરદીબેહેસ્ત' માં લખેલાં છે. તેમ દર્દ સાજાં કરનારને 'માથ્રો બેસજો' ગણેલો છે. યાને ઉત્તમ હકીમ ગણેલો છે.

હાલમાં આપણા લોકોમાં જોઇએ છીએ કે ભણુતર વિગેરે જો આપણે કોઇ દુઃખી જરતોસ્તીને કહીએ તો કોઇ અકડ જેવાઓ તેને વહેમ કહેશે અને વળી જ્યારે તેઓનેજ ત્યાં બીમાર માણુસની આગળ ઉતાર આખરીનાં, પીર બાવાનાં, અને બીજા ધર્મોનાં ધંતરમંતર જોવામાં આવે છે તે શું હશે?

જ્યારે જરતોસ્તી ભણુતર વહેમ છે ત્યારે આ બધા શું ઢોંગ હશે? પણ એનો સાર એજ કે ધર્મ સંબંધી પુરી કેળવણી પહેલાંથી નહીં મળેલી. વળી દેખાદેખીનો સીસ્ટમ પાળે (ડુબાડુબ જેવો ધર્મ પાળે) ત્યારે પવિત્રાઇ વીના ખુદરતની મદદ ક્યાંથી મળે? અને પોતે સ્વધર્મમાં સમજે નહીં એટલે અવસ્તા કલામો તે શું જાણે? એટલે પછી પરધર્મનું કરે અને ઉપરથી બતાવે કે હમે સુધરેલાં છૈયે. હમે કંઈ સમજતાંજ નથી ભણુતર તો વહેમ છે. વિગેરે. તેવાંઓએ સમજવું અગત્યનું છે કે "**શરૂઆતથીજ ડુબાડુબ ધર્મ પળાતો બંધ કરવો.**"

યાને માસીક માંદગી વેળા પારસી બૈરાંઓએ જરતોસ્તી ધર્મ ફરમાન મુજબ દુર રહેવું. આતશ આગળ દુરવંદ નહિ રાખવો. [1]માથા બાનાને જન્મ

---

૧. આજની માહારી સુધરેલી બેહનો (પારસી મડમો) ને માથાબાનુ નહી બાંધવાની છીત છે. તેથી સુધારાવાળામાં તેઓ ખપશે, એવો ફુકરાજીનો પવન

દેશનીકાલની સજા નહીં કરવી. ભલે તેઓ શીખે, ભણે, કેળવણી લે, "ઉંચ કેળવણી Libaral Education" મેળવે. ( B. A., M. A. or B. A. L. L. B., or M. A. L. L. B., or Dr. L. M. & S., M. B. B. S., M. d. ) વિગેરે. પરંતુ સ્વધર્મ પાળે તો ઉંચ કેળવણીનાં પ્રમાણમાં વધારે માન મરતબો જળવાય. તે પણ કહેણેથી નહિ, પણ કરણીથી એટલે જીવે તસ્દી ભોગવી પોતાના ચાલુ અભ્યાસ દરમીયાનમાંજ ટેવ રાખવી જોઇએ, તોજ રોજની ટેવથી માહાવરો પડી જાય છે. અને રફતે રફતે આસરમ પડી જતાં ભારી લાગતું નથી. અને પોતે જેમ ટેવ રાખી છે તે મુજબ સામા જોનાર પણ નકલ કરશેજ, તો પછી દેવ ખસલત કે દરૂજ વિગેરે વીસર્જન થઇ જશે.



# ખુદરતની બેહદ મહાન પેદાયસો.

## સેતારાઓ, આસમાન, આસમાનની નુરી પેદાયસો, આતશ, આફ્તાબ (સૂર્ય), માહાતાબ (ચંદ્ર), પહાડ, પાણી, દુનિયાના સાતે ખંડો, ૧૨,૦૦૦ વર્ષનું દુનિયાનું બંધારણ, દુનિયામાં બીજી ત્રણ કોમોની ઉત્પત્તિ, ધરતીકંપ, દુનિયાની આખેરી આગમચ બનનારા બનાવો, તેમજ જરતોશ્તી દીનના વધારે ફેલાવા બાબે, રસ્તાખેજ, અને રસ્તાખેજ પછીની દુનિયા બાબે જામાસ્પીની આગાહી તેમજ અવસ્તાનાં લખાણો, પ્રગટ કર્ત્તા તરફના ખુલાસા સાથે.

---

ઉપલી બાબદો થકી અવસતાનાં યજસનેના ૭૧ મા હા. માં મળતું લખાણ નીચે મુજબ છે. ફ્રષઓસ્ત્ર પુછે છે. અશો જરતોશ્ત જવાબ આપે છે.

નીચે લખેલું લખાણ યજશનેમાં હાલ ભણવામાં આવે છે. તે અવસ્તાનું લખાણ તેના તરજુમાપરથી હયાં આપ્યું છે. વાંચવાથી ભણતરની સમજ

---

તેઓના ભેજામા ભરાયલો છે, પણ જે ધર્મમાં જન્મ લીધો, ને 'તેમાં નહી છાજતું દેખાદેખીનું ચાલે તે ઉલટાં અવળી ખોપરીનાં' ગણાય, તેમાં તેઓનું સાર્થક શું થયું ?

પડે છે અને ખુદરતની પીછાન થાય છે, તેથી હયાં ચોકસ થોડા ફકરા ટાંકી બતાવ્યા છે. આખી યજશને આ જેવા એક આખા દફતરની બનેલી છે.

(૯) ઝરાનાં **વેહેતાં પાણીઓને** તથા **સ્થીર પાણીઓને** હમો વખાણીએ છીએ. તમામ ઝાડપાનોને, બુલંદ ઉગતાં ઝાડોને, તથા જમીનપર પથરાતા વેલાઓને હમો વખાણીએ છીએ. **જમીનને** હમો વખાણીએ છીએ. **આકાશને** હમો વખાણીએ છીએ, તમામ તારાઓને, સુર્યને અને ચંદ્રને હમો વખાણીએ છીએ. તમામ જાથુકની રોશ્નીઓને હમો વખાણીએ છીએ. તમામ ગોસ્પંદોને, જલચરોને, ( પાણીનાં વસનારાંઓને ) તથા તમામ આકાશીઓને, ( આકાશનાં સર્વ હવાઇ ગોળાઓને ) ઉડનારાંઓને જંગલી તથા ખરીવાલાં જાનવરોને હમે વખાણીએ છીએ. ( યજશને હા. ૭૧. ફ. ૯ મો. )

( ૧૦ ) ચમત્કારી કારીગર ઓ મજદ અહુર ! તારી તમામ પવિત્ર અને અશો પેદાયસોને અમે વખાણીએ છીએ. જેમની મારફતે તેં પુષ્કળ અને સંપૂર્ણ ( ચીજો ) ગોઠવી છે, તે તારા પ્રાણીઓ તરફની તારી ( પોતાની ખુદરતી ) સંપૂર્ણ પવિત્રાઇને લીધે તું નેમાજ અને વખાણને યોગ્ય છે. પવિત્ર ચળકાટના તમામ પ્રકાશીત પાહાડોને હમો વખાણીએ છીએ. મજદ એ પેદા કરેલા ( જમીનના ) માંહેલા ભાગોમાંના સમુદ્રને હમે વખાણીએ છીએ. તમામ આતશોને હમો વખાણીએ છીએ. તમામ સાચા કહેલા સખુનોને હમો વખાણીએ છીએ. ( ય. હા. ૭૧. ફ. ૧૦ મો. )

(૧૧) જે સઘળાંઓની પુઠે પવિત્રાઇ, ડાહાપણ, આવે છે. તેઓ મને મારા રક્ષણ અને બચાવ માટે, મારા પોષણ માટે, અને મારી સંભાળ માટે કામે લાગે. વખતો ઉપરના સરદારો અશો અને પવિત્ર ગાથાઓને રક્ષણ, બચાવ, પોષણ અને સંભાળ મેળવવા માટે હું યાદ કરૂં છું તેમજ વખાણું છું. તેઓ હમારે માટે (ભલાઇ) થાય. હું તેઓને મારે માટે મારા આત્માના ભલાને માટે યાદ કરૂં છું. રક્ષણ અને બચાવ, ટેકો અને સંભાળ (મેળવવા) માટે હું તેઓને યાદ કરી વખાણું છું એટલા માટે દિવસોના વખતો ઉપર સરદારી ધરાવનાર અશો અને પવિત્ર ગાથાઓને હું વખાણું છું.

( ય હા. ૭૧ ફ ૧૧ )

(૧૨) અશો દુનિયાના અશો સરદાર હઉર્વતાતને ( ખોરદાદને ) હમો વખાણીએ છીએ. અશો દુનિયાના અશો સરદાર અમેરેતાત ( અમેરદાદ )ને હમો વખાણીએ છીએ. અશો દુનિયાના અશો સરદાર અહુર્યન (અહુરમજદને લગતું ) કેળવણીને હમો વખાણીએ છીએ. અશો દુનિયાના અશો સરદાર

અહુર્યન (અહુરમજદને લગતું) કેળવણીને અમો વખાણીએ છીએ. અશો દુનિયાનાં અશો સરદાર અહુર્યન મહજબને હમો વખાણીએ છીએ. અશો દુનિયાના અશો સરદાર બાહાદુર અને અશો યશન હપ્તંઘહાઇતીને હમો વખાણીએ છીએ.
(ય. હા. ૭૧. ફકરો ૧૨).

(૧૬) જેમ ઓ અશો! તું ઇચ્છે છે તેમ તુ થશે તું અશો હોવાથી તારા રવાનને તું એ ચીનવત પુલ પસાર કરાવશે. તું અશો ઉત્તમ દુનિયામાં પુગશે. મુબારકબાદીની બાયશો બોલવામાં ગાથા [1]ઉશતવઇતી તું ભણ. મુબારકબાદી તેને મુબારકબાદી તે દરેકને કે જેને મરજી મુજબ હકુમત કરનાર અહુરમજદ તે આપે છે. (યજશને હા, ૭૧ ફ ૧૬).

(૧૯) અહુરમજદને નેમાજ! અમશાસ્પંદોને નેમાજ! ખેતરો ઉપર દુર સુધી ફેલાનાર મિથ્ર (મહેરયજદ)ને નેમાજ! સેતાબ ચાલના ઘોડાઓવાળા સૂર્યને નેમાજ! અહુરમજદની આ બન્ને આંખોને નેમાજ. ગોધાની, ગયોમર્દ અને અશો જરતોસ્તની ફ્રવષિઓને નેમાજ! જે તમામ પવિત્ર ખેદાયસ છે, થઇ ગઇ અને થશે તેને નેમાજ. (યજશને હા. ૬૮ ફ. ૧૯)

(૨૦) (અશો જરતોસ્ત બોલે છે) બુલંદ શરીરોમાંનુ ઘણુંજ બુલંદ શરીર જે આ તારાઓ છે, કે જ્યાં આખરને વખતે સપેંતમઇન્યુશ આવે છે તે જગા સુધી તારા શરીરને સુખ મળે એવી રીતે ભલાં મન, પવિત્ર સત્તા, અશોઇથી તું મને બુલંદ કર. (ય. હા. ૬૮. ફ. ૨૦)

---

યજશને હા. ૪૨ મો.

(૧) યસ્ન હપ્તંહાઈતીને તમામ કરીને, અએ અમશાસ્પંદો અમે તમને વખાણીએ છીએ પાણીઓના મૂળને હમો વખાણીએ છીએ. પાણીઓના મોજાઓને હમો વખાણીએ છીએ. રસ્તાઓના ભાગોને હમો વખાણીએ છીએ. રસ્તાઓના જોડાણને હમો વખાણીએ છીએ. (યજશને હા. ૪૨ ફકરો ૧)

(૨) જે પાહાડોમાંથી પાણીમાંથી ધોધ નીકળે છે તેમને અમે વખાણીએ છીએ, પાણીના સરોવરોને હમો વખાણીએ છીએ. ઉગતા અનાજોને હમો વખાણીએ છીએ. તેમની સંભાળ કરનાર અને તેમને ઉગાડનારને હમો વખાણીએ છીએ. મજદને અને જરતોસ્તને હમો વખાણીએ છીએ.
(ય. હા. ૪૨ ફકરો ૨)

(૩) **જમીનને** અને **આકાશને** હમો વખાણીએ છીએ. અહુરમજદના પેદા કરેલા સખ્ત **પવનને** હમો વખાણીએ છીએ. **હરઇતિ પહા**·

---

[1] ઉશતવદ ગાથા ૨ જો યજશને હા. ૪૩ થી ૪૬ સુધીનો.

ડની રોચ તએરને હમો વખાણીએ છીએ. જમીનને અને તમામ નેઆમતોને હમો વખાણીએ છીએ. (ય. હા. ૪૨ ફકરો ૩).

---

**યજશને હા. ૩૩ મો.**

(૧) પ્રાચીન દુનિયાના કાયદા મુજબ જેમ અશો તેમ બુરા (માણસ) તરફ તથા જે (શખ્સ)નાં ખરાબ અને સારાં (કામો) એક સરખા પ્રમાણમાં સાથે મળી ગયાં છે તેની તરફ, રતુ (યાને ધર્મનો વડો) સૌથી વાજબી કામ કરશે. (યજશને હા. ૩૩ ફ. ૧)

(૨) જે કોઇ પોતાના સખુનથી, વિચારથી યા એ હાથોથી (યાને મહેનતથી) દુષ્ટ [1](માણસ)ને બુરૂ કરે છે, અથવા કોઇ શખ્સને તેના સારાને માટે નસિયત આપે છે તે (ગોયા) અહુરમજદની મોહોબતમાં પોતાના ધર્મસંબંધી એતેકાદને માટે ભેટ આપે છે. (યજશને હા. ૩૩. ફ. ૨)

(૬) હું કે જે સચ્ચાઈ અને પવિત્ર વિચારથી તેને આરાધું છું તે મારે માટે ઉત્તમ મીનોઇ સુખ, હું ઇચ્છું છું; એ મુજબ જે ભલાં મન(ની અસર) થી ઘાસચારાની સંભાળ માટે હું મેહેનત કરૂં છું, તેની મારફતે, ઓ મજદ! એ ચીજો હું માગું છું, કે મારી મુરાદ મુજબ 'ધારેલું કામ હું' પાર પાડું. ૧ લું–તારાં દર્શન, ૨ જું–તારી સાથે દીન બાબેની વાતચીત. (યજશને હા. ૩૩. ફ. ૬.)

(૭) તું પોતે ઓ મજદ! મારી આગળ આવ; તથા ધર્મ ઉપર એતેકાદ રાખનારા માણસોની નજદીક રાસ્તી અને નેક મનશનીને લીધે, હું જે જણાયલો છું (તેને) (મારા હકમાં) જે કાંઈ સૌથી સરસ તે મને તું શિખવ. હમારી બંદગીને લગતી ભેટો તારી હજુરમાં જાહેર (તથા) આશકારા થાય (એવું હમો ઇચ્છીએ છીએ). (યજશને હા. ૩૩ ફ. ૭)

(૮) (દીન ઉપર જે હમારો એતેકાદ તેની) મૂળ નેમ (શું તે) મને.

---

[1] એ ફકરાનો ખુલાસો એ છે કે જે કોઈ ઇનશાન બીજા લોકોને નીતિનો અને ભલાઇનો રસ્તો બતાવે અને દુષ્ટ માણસો સાથે લડત લડીને તેઓની બુરાઇનો અટકાવ કરે તે ઇનશાન પોતે આ મુજબની પોતાની સારી કરણીથી અહુરમજદને ખુશનુદ કરે છે અને તેની પરનો પોતાનો એતેકાદ મજબુત કરે છે. યજશને હા. ૩૩ માનો ત્રિજો ફકરો પણ એજ મતલબનો છે કે કોઈ મોટું માણસ હોય અને તે પોતે ઇનસાફ કરે તેમાં બીજો કોઇ અવળા કાન ભેરવે, પરંતુ જો તે ઈનસાફ કરનાર પોતે સંપુર્ણ સમજી લઈ પોતે સમજશક્તિનું તોલ કરી ખરી હાજતનાંઓને તેઓનો ખરો હક આપે તો તે ગોયા એક પોતે સવાબ કરે છે. (પ્રગટ કર્તા).

તું જણાવ, જેથી કરીને નેક નૈયતથી અય અહુરમજદ! તારા જેવાની આરાધના તેમજ તારી કીર્તિના સખુનો અંતઃકરણથી હું જારી રાખું. (તારી મેહેરબાનીની) ભેટ તરીકે ખોરદાદ (યાને આએ દુનિયાનાં સુખ) ની તથા અમેરદાદ (યાને મીનોઈ જેહાનના અમરપણા) ની જાથુકની બક્ષેશ તું (મને) આપ. (યજશને હા. ૩૩ ફ. ૮)

(૯) અહુરમજદ અને બેહેમન નેકી તથા કૌવતનો વધારો કરે છે. તેઓ માણસોનાં કામોનાં પ્રમાણ મુજબ તેઓને સુખ બક્ષે છે. ભલા બહમનની સાથે અહુરમજદ તે સુખ આપે છે. તે બેઉ જનનાં રવાંન એકદીલ (in harmony) હોવાથી તેઓ તમામ ખુબીથી સાથે કામ કરે છે.

(ય. હા. ૩૩ ફ. ૯)

(૧૦) જીંદગીની તમામ સુખી હાલતો, જે (માણસોથી) આગળ ભોગવવામાં આવતી હતી, તથા જે હાલમાં ભોગવવામાં આવે છે, તથા જે હવે પછી ભોગવવામાં આવશે તે, અએ મજદ! (મારી તરફની) તારી મોહોબતમાં ખચીત તું મને બક્ષ. વળી નેક મનશની રાસ્તી, કૌવત (યાને સત્તા) તથા આબાદીથી (અએ મજદ) (મારા) તનને તું મજબુત કર. દુસ્મન તુટેલો થજો. બદ કામપર સો હજાર લેઆનત થજો. (યજશને હા. ૩૩ ફ. ૧૦)

(૧૧) સઘળાઓમાં ઘણીજ વૃદ્ધિ કરનાર મિનો ઓ અહુરમજદ! ઓ આરમઈતી (સપંનદારમદ) ની દુનિયાની આબાદી કરનાર ઓ અષ (અરદી બેહેસ્ત) ઓ વોહુમનો (બહમન) તથા ક્ષથ્ર (શેહેરેવર) (તમે બધા) મારી (અરજ તથા બંદગી) સાંભળો, તથા (મારા) દરેક કામને માટે મારી પર મેહેરબાની કરો. (ય. હા. ૩૩ ફ. ૧૧)

(૧૨) મારે માટે મેહેરબાની કરવાને ઓ અહુર તું ઉઠ. ડહાપણની મારફતે તું મને કૌવત અને વૃદ્ધિ આપ, આરાધનાની તે પવિત્ર ભેટોને લીધે ઘણાજ પવિત્ર મીનો ઓ મજદ! તું મને એ બક્ષેશ કર. અષની મારફતે બળવંત જોર (અને) વોહુમનો મારફતે સરદારી તું અને આપ.

(યજશને હા. ૩૩ ફ. ૧૨)

(૧૩) ઓ અહુર! મારી ખુશાલીને માટે (તથા) પુરતી રીતે દીનનો ઈલમ હાંસલ કરવાને માટે શેહેરેવરની તથા બેહેમનની જે આશીર્વાદ પામેલી બક્ષેશો તે ચોકસ રીતે (તું) મને આપ. ઓ સપેન્ત આરમઇતી! રાસ્તીની મારફતે (તું મને) દીનનાં ફરમાનો શિખવ. (યજશને હા. ૩૩ ફ. ૧૩)

(૧૪) (પેગમ્બર) જરતોસ્ત પોતાના તનનો જાન તથા નેક મનશનીની ઉત્તમત્તા (અથવ શ્રેષ્ટતા) અહુરમજદને માટે ફીદા કરે છે. (વળી પોતાના)

કામની સત્તા તથા દીનનાં કલામ માટેની તાબેદારી રાસ્તીને માટે ફીદા કરે છે.
(યજશને હા. ૩૩ ફકરો ૧૪)

(૪) હમે, ઓ અહુરમજદ! (તારા બદલાને) લાયક થઇએ, અમે ફતેહમંદ થઈએ! તારી ખુશીમાં અને તારા બળથી લાંબી જીંદગી (ગુજારવા) માટે હમો ખાયસમંદ થઈએ! લાંબો વખત સુધી અમને, ઓ અહુર! સુખી કર; અએ તું ઉત્તમ પેદાયસના બનાવનાર! તું હમારી મોટાઈ થા. (યજશને હા. ૪૧ મો ફકરો ૪ થો)

---

ઉપલું લખાણ તેમજ બીજાં ધાર્મીક કેતાબોનાં લખાણુને મળતુંજ થોડુંક લખાણ '**મીનો-એ-ખેરદ**' કેતાબના બાબ ૮, અને ૬૨, માં પણ મલે છે.

**ગુસ્તાસ્પશાહે જામાસ્પ વજીરને** પુછેલા સવાલના જામાસ્પ વજીરે તેના આપેલા જવાબો જામાસ્પ વજીરનાજ બોલોમાં નીચે મુજબ છે.

---

**આસમાન અને નુરી પેદાયસો**—"કંઇજ પણ પેદાયસ આગમચ દાદારે પોતે પોતાની બેહદ શક્તિના બળે આસમાન પોલાદ જેવું બનાવ્યું છે, આસમાન ૯૦૦ [1]ફરસંગ પોહોળું અને ૯૦૦ ફરસંગ લાંબું છે. જમીનથી આસમાન [2]૩૩૦૦૦ ફરસંગ દુર છે. પેહેલાં આસમાનપરનાં નુરી કેબલા ફરતા નહોતા, પણ જ્યારે દુષ્ટ સએતાનને દાદારે દોજખમાં નાંખ્યો ત્યારે તેને આવવાનો રસ્તો બંધ કરવા થકી આસમાન ફરતું કર્યું છે."

"આસમાનને આઠ થાંભલા છે અને તે આઠ દિશા તરીકે કહેવાય છે. આસમાન નવ છે. આપણી પૃથ્વી ગોળ ઇંડાના જેવા આકારની છે જેમ આદમીના દીલમાં લોહી છે તેમ આપણી પૃથ્વીમાં પાણી સમાયલું છે.

---

૧. ફરસંગ શબ્દ ફારસી છે, ૧૨૦૦૦ વારનો એક ફરસંગ કહે છે. ઉપલા લખાણુને આધારે ગણત્રી કરતાં ૧૨૦૦૦×૯૦૦×૯૦૦=૯૭૨૦૦૦૦૦૦૦ નવ અબજ અને બોતેર કરોડવાર આસમાનનો લંબ ગોળ વિસ્તાર થાય છે. યુરોપિયન ગણત્રી મુજબ બરોબર મળી શકતું નથી. જુવો ચેમબરસીસ એનસાઈકિલોપીડીઆમાં cloud, atmospher, dust, Elher, Fog, gass, germ, hydrostatics, light, refractions, sound, waves.

૨ ૩૩૦૦૦×૧૨૦૦=૩૯,૬૦,૦૦,૦૦૦ ઓગનચાળીસ કરોડ સાઠ લાખ વાર એટલે ૧૭૬૦ વારનો એક માઇલ થાય છે તેથી ૩૯,૬૦,૦૦,૦૦૦ ને ૧૭૬૦ થી ભાગતાં ÷ ૧૭૬૦ = ૨,૨૫,૦૦૦ બે લાખ પચીસ હજાર મેલ દુર છે યાને આસમાન જમીન વચ્ચે બે લાખ પચીસ હજાર મૈલનું છેટું છે એમ જામાસ્પીનું લખાંણુ છે. (પ્રગટ કર્તા)

ચંદ્ર પેહેલા આસમાને છે. તે એક મહિને પૃથ્વીનો [1]દોર પુરો કરે છે. તેને હાથ રોજી છે. બીજા આસમાન પર બુધ છે તે આસમાનનો નવીસંદો છે. એક મહીને દોર પુરો કરે છે. ત્રીજા આસમાનપર શુક્ર છે તે એક વર્ષે એક દોર પુરો કરે છે. ચોથા આસમાનપર સૂર્ય છે તે પણ એક વર્ષે એક દોર પુરો કરે છે. પાંચમા આસમાનપર મંગલ છે તે સાડી બાવીસ મહીને એક દોર પુરો કરે છે. છઠ્ઠા આસમાને બ્રેસપતી છે તે તેર વર્ષે એક દોર પુરો કરે છે. અને સાતમા આસમાને શની છે તે ત્રિસ વર્ષે એક દોર પુરો કરે છે. આઠમા આસમાનનો એક દોર ૩૬૦૦૦ વર્ષે પુરો થાય છે. અને મોટા સાત ગૃહ સિવાયના બીજા તારાઓ આઠમા આસમાન પર છે તેને સ્થિર તારા કહે છે. નવમા આસમાને કોઈ તારો નથી. સઘળાં આસમાનો પોતાના વખતપર ફરે છે. નવમું આસમાન એક રાત દાહાડો મળીને એક દોર ફરી વળે છે. આપણા જોવામાં આવે છે કે બામદાદને વખત આફ્તાબ પૂર્વ દિશા તરફથી આવે છે અને સાંજે પશ્ચિમ તરફ જાય છે. અને રાત્રે જમીનની નીચે હમાએલની મીશાલે ફરી પાછો બામદાદને વખતે ઉપર આવે છે અને ઉગમણેથી નીકળે છે, તેથી દરેક આસમાન ફરે છે. રશદમાં[2] જોયાથી માલમ પડે છે કે સર્વ ચીજો વખતના પ્રમાણે ફરે છે" (જામાસ્પી).

**ખુલાસો**—આસમાન થકી એમ જણાય છે કે અહુરમજદે જે આસમાન બનાવ્યું છે તે પશ્ચિમ કરતાં દક્ષિણે વધારે ઉંચું છે અને તે કરતાં પૂર્વે વધારે ઉંચું છે અને તે કરતાં ઉત્તરે સર્વથી ઉંચું છે યાને જમીનથી આસમાનની ઉંચાઈ દરેક તરફ સરખીજ છે. પણ જેટલે દરજજે જમીન ઉંચી છે તેટલે દરજજે તે તરફનું આસમાન પણ ઉંચું છે. તેથી તેટલા તબક્કા આસમાનના કહેલા છે અને તેના પ્રમાણમાં હવા પણ મળે છે. આપણી આસપાસની હવા=atmospher એટલે વાતાવરણ મુખ્ય પાંચ ચીજોની બનેલી છે. આતશ, પાણી, હવા, ખાક, રોશની (બીજા બોલ-

---

૧. ફારસી શબ્દ છે. **એક દોર** એટલે કે બાર રાશીમાં ફરી વળી પાછું જે જગ્યાએ હતા તે જગ્યાએ આવવું તેને દોર કહે છે. સૂર્યને બાર રાશી ફરી વળી જેનો તેજ જગોએ આવતાં એક વર્ષ થાય છે. (તે આગળ વાંચી ગયા.) એટલે એક વર્ષે સૂર્ય એક દોર પુરો કરે છે. એ મુજબ દોરનો માએનો સમજવો. (પ્રગટ કર્તા.)

૨ **રશદ** એટલે જોષિઓને ચોગાનના ઉંચા મકાનમાં એકાંતમાં તારા વિગેરેનું અવલોકન કરવાની જગ્યાને ફારસીમાં **રશદ** કહે છે. અને સંસ્કૃતમાં **ફુદરમાલા** કહે છે. ઇંગ્રેજીમાં ઑબજરવેટરી કહે છે (પ્રગટ કર્તા)

માઓ ફક્ત ચારજ ગણે છે અને રોશનીને જુદી ગણતા નથી.) અને આ તત્વોમાંથી સર્વ ચીજોની ઉત્પત્તિ થઇ છે. આસમાન લોખંડનો બનેલો નથી પણ હવા અને પાણીનો બંધાર છે. પણ એવી [1]ઘટ હવા છે અને મજબુત બંધાર છે કે તે લોખંડ કરતાં પણ મજબુતી વધે છે. તેજ કારણને લીધે **જામાસ્પીમાં** આ ઉપમા આપી હશે. દુનિયાની શરૂઆતમાં કંઇજ પણ ઉત્પત્તિ નહીં હતી ફક્ત વાતાવરણ હતી, તેમાંથી રાક્ષશી કદમાં સેતારાઓના ગોળા થયા અને ત્યાર પછીથી અહુરમજદ થયા. તે [2]વખતે પાહાડ, પાણી, અને આસમાન એક્કી વખતે સાથેજ [3]બંધાતું ગયું છે અને આગળ વધતું ગયું છે. ત્યાર બાદ સૂર્ય અને ચંદ્ર પેદા થયા છે. તે પછીથી તારા મંડળ, ભરતી, ઓટ, વિગેરે રફતે રફતે આગળ વધ્યુ છે. આસમાનને આઠ થાંભલા છે, એ દેખીતા કોઇની નજરે પડતા નથી પણ ખુલાસો એ છે કે તે આજે ખનીજ પદાર્થોમાં ગણાય છે આઠ થાંભલામાં સોનાનો, રૂપાનો, હીરાનો, લાલ માણેકનો, સફેદ માણેકનો, લીલી અસરફીનો, [4]મોતીનો, ખરાં લીલીઆનનો વિગેરે. હાલ આ થાંભલા દેખીતા તથા વપરાસમાં નથી. આખર હજારા પછી જાહેરમાં આવશે. અને તે વખતમાંજ રૈયત લોક આ મોંઘા મુલે મળતી જણસો થોડી કીમતે ખરીદશે. હાલમાં હીરા, સોના, વિગેરેની વસ્તીના પ્રમાણમાં કમ આવક છે તેથી મોંઘું મળે છે. શરૂઆતમાં ખુદરતી બાર રાશીઓ ઉભી થઈ છે. જ્યોતીશમાં એક દાખલા રૂપે ગણત્રી કરતી વખતે આસમાનના બાર ભાગ ગણી તેમાં જે જે ગૃહોની ચાલ હોય તેઓને તે રાશિમાં મેલી ગણત્રી કરવામાં આવે છે. તેને ગુજરાતીમાં અને ઈંગ્રેજીમાં શું નામે ઓળખે છે તેનું લખાણ આગળ વાંચો.

વાતાવરણને માટે એવું લખાણ મળે છે કે અહીંયાં આપણે રહીએ છીએ ત્યાં હેઠળ થોડી ઘાડી હવા છે અને જેમ જેમ ઉપર ઉંચે અને છેક ઉંચે જઇએ તેમ ઘાડી અને તેથી વધુ ઘાડી હવા મળે છે. તેમજ સૂર્ય, ચંદ્ર, સેતારાઓ, તારાઓ, ગૃહો, ઉપગૃહો વિગેરે ઉંચાણના પ્રમાણમાં હવાથીજ અધર ટકી રહેલા છે યાને તે સર્વે ખુદરતનીજ ખુબી છે. તે માલેકે આફ-

૧. વાંચો '**દીનેશ નામએ જેહાંન**' તેમાં હવા માટે વર્ણન મળશે.

૨. શરૂઆતમાં અશો શક્તિવાળું લખાણ દીબાચા આગળ વાંચો. ખુલ્લી સમજ પડશે.

૩ યાને અહુરમજદે બાંધ્યું છે.

૪. દરિયા તરીકે પણ ઓળખાય છે હાલ એને ઇંગ્રેજીમાં Black sea=કાળો સમુદ્ર કહે છે અસલ એ મોતીનો દરિયો છે. (પ્રગટ કર્તા.)

તાબ યાને સૂર્યને રોશની અને ગરમીને એક ગંજાવર ગોળો પેદા કર્યો છે.[1] (પ્રગટ કર્તા.)

**અસમાનને મુકાબલે નુરી કેબલા–**" આસમાનને મુકાબલે ૧૨ રાશી, નાના મોટા અગણીત તારાઓ, સાત ગૃક, ( રાહુ અને કેતુ બન્ને મળી નવ થાય ) વિગેરે પ્રમાણુ મુજબ ઉંચાઇએ છે. આદમીના શરીરમાં જેમ લોહી ફરે છે તેમ આસમાનમાં અને ધરતીમાં પાણી સમાયલું છે. પૃથ્વીનો આકાર ગોળ ઇંડાં જેવો છે. ઉત્તર ભાગનો ઘેરાવો નાનો છે અને દક્ષિણુ ભાગનો ઘેરાવો તે કરતાં વધારે મોટો છે. જ્યારે સૂર્ય [2]મેષ રાશીનો થાય છે ત્યારે દુનિયાના વચના ભાગે ચાલુ થાય છે. જેથી દિવસ અને રાત સરખી હોય છે. પણુ જ્યારે સૂર્ય [3]ઉત્તર બાજુમાં જાય છે. તેથી તે વખતમાં દિવસ નાનો ને રાત લાંબી થાય છે. ઉત્તર તરફ ઠંડી પડે છે તેથી ઠંડીના દિવસો બધે શરૂ થઇ ઉત્તર ધ્રુવના મુલકોમાં ૬ મહિના સુધી દિવસ નાનો રહે છે. અને વધતી ઓછી સૂર્યની રોસ્ની રહે છે. આ ૬ [4]મહિનામાં સૂર્યને પૃથ્વીના મધ્ય ભાગમાંથી ઉત્તર ભાગ તરફ જતાં ત્રણુ

---

૧. જ્યોતિશમા વાચો પાછળથી લખાણુ છે.

૨ હાલ ચાલુ વખતમાં એ દિવસ માર્ચ મહિનાની ૨૧ તારીખે ગણે છે. પણુ ભુલ ભર્યું છે. સૂર્યને બાર રાશીઓ ફરતા બરોબર ૩૬૫ દિવસ, ૫ કલાક ૪૮ મિનિટ અને ૪૫ સેંકડ થાય છે. જેથી તે ગણત્રી મુજબ સૂર્યની ચાલની કસર મળી રહેતી નથી. જો કે ક્રીસ્તીઓ દર ચાર વર્ષે એક દિવસ વધારે લે છે પણુ ગણીતમાં ચોક્કસ વખત ઉપર મળી રહેતો નથી. તેથી ઉપલી ગણત્રી મુજબ ચાર વર્ષે પણુ ૩॥ કલાકનો ફરક રહે છે

૩ હાલ મેષનો સૂર્ય એપ્રીલ મહિનામાં થાય છે. યાને મકરરાશીનો સૂર્ય થાય છે, ત્યારે આ પ્રસંગ અંગ્રેજી જાનેવારી મહિનાની લગભગ મધ્ય ભાગે આવે છે. હાલ તા. ૧૪ મી જાનેવારીએ મકરસંક્રાતી થાય છે. તે વખતે સૂર્ય મકસંક્રાંતીનાં એટલે મકરરાશીમાં જાય છે. સૂર્ય દર મહિને એક રાશી બદલે છે તે બાર રાશીઓ એટલે બાર ભાગોમાં સૂર્ય સફર કરે છે અને દર મહિને સૂર્યની સંક્રાતી થાય છે, જાનેવારી મહિનામા મકરસંક્રાતીનાં સૂર્ય ( ઇંગ્રેજી ) The sun of cupricornus થાય છે જેને મકરસંક્રાતી કહે છે.

**આ ચાલુ ઈ. સ. ૧૯૧૩ ની ચાલુ સાલમાં તા. ૧૨ મી એપ્રીલ ૧૯૧૩ શનીવારને દિવસે પાછલી રાત્રે (ઉતરતી રાત્રે) પાંચ વાગ્યાની આસપાસના વખતમાં સૂર્ય મીન રાશીમાંથી પસાર થઇ મેષ રાશિમાં પ્રવેશ ( દાખલ ) થશે.** ( આ મારી પોતાની તરફથી મેં પોતે કરેલી ગણત્રી છે. ) ( પ્રગટ કર્ત્તા. )

૪ યાને ઇંગ્રેજી જાનેવારી મહિનાથી જુન મહિના સુધી. જાનેવારી મહિનામાં મકરરાષીના સૂર્ય થાય છે અને દર મહિને એક રાશી બદલે એટલે મકર=cup-

મહિના થાય છે. અને પાછા ઉત્તર ભાગમાંથી મધ્ય ભાગમાં જતાં ત્રણ મહિના થાય છે. ત્યારે પાછો સૂર્ય ઉત્તર ભાગમાંથી મધ્યમાં થઇને દક્ષિણ તરફ જાય છે. ત્યારે પૃથ્વીને સૂર્યની આજુબાજુ ફરતાં મોટો ઘેરાવો લેવો પડે છે. તેથી તે વખતમાં દહાડા લાંબા થાય છે. અને દક્ષિણમાં ગરમી ઘણી પડે છે."



"ખુરશેદ (સુરજ) ૪૦૦ ફરસંગ લાંબો અને ૪૦૦ ફરસંગ પોહોળો છે. ઘોડાપર સ્વાર છે (તેજ અને ઝડપી ચાલ છે) ખુરશેદ (સૂર્ય) ઉંચે આવે અને વધારે પ્રકાશે, તેમ તેમ દુનિયા પાક થાય. ચાર ઘડી ઉંચે આવે (સુરજ ઉગ્યા પછી દોહોડ કલાકે, અઢી ઘડીનો એક કલાક) દરિયાનાં પાણી પાક થાય. સૂર્ય છ ઘડી ઉંચે આવે તો કુવાનાં પાણી પાક થાય. આઠ ઘડી ઉંચે આવે તો ખાઇનાં પાણી પાક થાય. સોળઘડી ઉંચે આવે (યાને ઉગ્યા પછીનાં સાડા છ કલાકે એટલે મધ્યાન બપોરે) ડુંગરનાં, કારંજાનાં, તળાવનાં, ઝરણનાં, એ સર્વે પાણી પાક થાય. ખુરશેદ (રોજ) હમેશાં પ્રકાશે નહીં તો સાતે કેશ્વરમાં અંધારૂં રહે અને નુકશાન ઘણું થાય. ખુરશેદ યજદના ઉગવાનો વખત બામદાદ ઘણી ખુશનુમા લાગે છે."

(જામાસ્પી)



"માહાબોખતાર" (ચંદ્ર) ૨૦૦ ફરસંગ પોહોળો અને તેટલોજ લાંબો છે. બલદપર સ્વાર છે (યાને ચાલ ધીમી છે) તેને હાથ રોજી અને સવાબ છે. ચંદ્રની વધઘટ જે થાય છે યાને દર મહીને

---

ricornus. કુંભ=aquarius, મીન=pisces મેષ=aires, વૃષભ=taurus. મીથુન=gemini. આ મુજબ છ મહિના સુધીજ ઉતરાયનના સૂર્ય ગણાય છે અને જ્યારે સૂર્ય કર્ક રાશિ=cancerમા જાય છે તે ઋતુ બદલાય છે અને દક્ષિણાયણના સૂર્ય ગણાય છે આ છ મહિના જુલાઇથી ડીસેમ્બર સુધી સૂર્ય કર્ક=cancer સીંહ=leo. કન્યા=virgo. તુલા=libra. વૃશ્ચિક=scorpio. ધન=sagittarius. આ મુજબ દર મહિને સૂર્ય અકેક રાશીમા ફરે છે. જુલાઈ, આગસ્ટ, સપ્ટેમ્બર, અકટોમ્બર, નવેમ્બર, ડીસેમ્બર વિગેરે. કોઈ બીજા યાને હીંદુ, મુસલમાન, યા પારસીઓના બાર મહિના સાથે ઉપલી રાશિઓના સૂર્યને બરોબર ચોક્કસ મુકાબલો રહેતો નથી. કેમકે સૂર્યને બાર રાશી ફરી વળી મેષરાશીમાં પાછો પ્રવેશ થતા ૩૬૫ દિવસ, ૫ કલાક, ૪૮ મિનિટ, ૪૫ સેકન્ડ થાય છે ૩૬૫ દિવસનું વર્ષ પારસીઓ ગણે છે એટલે, ૫ કલાક ૪૮ મિનિટ, ૪૫ સેકન્ડનો દર વર્ષે ફરક રહે છે. તેથી દર વર્ષે જો આ ગણત્રી ન થાય તો એમને એમ લાંબા વખતે કસર મળી ન શકે. ઇંગ્રેજોમાં દર ત્રણ વર્ષે એક દહાડો ઉમેરીને લીપ ઇયર ગણે છે. તોપણ કટોકટ મળી શકતું નથી. (પ્રગટ કર્ત્તા.)

ઘટે છે અને વધે છે તે ધ્રુવના તારાથી વધઘટ થાય છે. પડવેથી પાંચમ લગી 'અંતર' ચંદ્રમા કહીએ. છઠ્ઠથી દશમ લગી 'પેરેનો' ચંદ્ર કહીએ. અગીયારસથી પુનમ લગી 'વિસ્પેથમ' યાને જોરાવર કહીએ. જમીનપર ગુનાહ પલીદી થાય છે તે દિવસે સૂર્યની[1] રોસ્નીથી અને રાત્રે ચંદ્રની[2] છાયાથી પવિત્ર થાય છે માહાઓખતારથી જેહાંન ઉજળી છે." (જામાસ્પી.)

**સૂર્ય અને ચંદ્ર માટે ખુલાસો**—ચંદ્ર માટે લખાણુ જામાસ્પીમાં છે કે ૨૦૦ ફરસંગ પોહોળો છે એટલે ૧૨૦૦૦ વારનો એક ફરસંગ કહે છે તેને ૧૭૬૦ થી ભાગે તો માઇલ આવે ત્યારે ગણીત મુજબ ૬$\frac{७}{२२}$ માઇલનો એક ફરસંગ થાય છે. તે મુજબઃ ૨૦૦ ફરસંગનાં ૧૩૬૩$\frac{७}{११}$ માઇલ થાય છે. યુરોપીયન ગણત્રી સાથે સરખાવતાં ઘણો ફરક પડી જાય છે. જ્યોતિષની બાબતમાં સૂર્ય અને ચંદ્ર માટે લખાણુ છે તે વાંચ્યાથી સમજ પડશે. વળી સૂર્ય માટે જામસ્પીમાં કહે છે કે ૪૦૦ ફરસંગ પોહોળો અને તેટલો જ લાંબો છે તે ગણીત કરતાં આ મુજબ થાય છે ૪૦૦×૧૨૦૦૦÷૧૭૬૦ =૨૭૨૧$\frac{३}{४}$ માઇલ થયા. જામાસ્પીમાં કહ્યા મુજબ સૂર્યનો વિસ્તાર ૨૭૨૧$\frac{३}{४}$ માઇલનોજ છે. આજની વિદ્યા અને યુરોપીયન ગણત્રી મુજબ ઘણો ફેર પડે છે. અશો શક્તી તરફથી ખબર પડે છે કે શરૂઆતમાં સૂર્ય અને ચંદ્રની ઉત્પત્તિ કમળના ફુલના ઝાડમાંથી દરિયા કીનારેથી થઈ છે. અને સૂર્ય ૧૧ ફુટનો મોટો છે અને ચંદ્ર ફક્ત નવ ફુટનો છે વિગેરે. ત્યારે હવે ખરૂ શું માનવું તે માટે શકમંદ જીવ થાય છે. એવું અનુમાન થાય છે કે શરૂઆતમાં દુનિયા ઉત્પન્ન થઈ તે વખતે કદાચ થોડી મધ્ય રેષા=Diameter હશે. અને રફતે રફતે તે વધારે વધી હોય; કેમકે ઇનશાન નાનું જન્મી મોહુ થાય છે, દુનિયા પણુ ધીરે ધીરે આગળ વધતી ગઇ છે, તેમ ઝાડપાન પણુ જોઇએ છીએ કે એક બીજમાંથી એક ઝાડ, તેનાં પાછાં અનેક ફળ, તેમાંથી હજારો બીઆં, અને વળી તેમાંથી લાખોની સંખ્યામાં ઉત્પત્તિ આગળ વધતીજ જાય છે તેમ હવામાંથી હવા, તારામાંથી તારા, જીવમાંથી જીવ, એક ઇનશાન છે તેનું કુટુંબ અને તેનાં વારસો વિગેરે વગવસીલો. આ મુજબ છે ત્યારે સૂર્ય આ અખુટ રોસ્નીનો ગંજાવર ગોળો ગણાય છે તેપણુ ધીરે

---

૧. સરદ હવા ગરમીના લીધે દુર થાય છે. દુર્ગંધ સ્વચ્છ થાય છે એટલે નાપાકી દુર થયલી કહેવાય.

૨ ચંદની પડે છે એ જોનારને ખુશનુમા લાગે છે અને તાજગી મળે છે અને આનંદ થાય છે. ઝાડ પાનોને પણુ ઉગતા વેલાઓ અને મોટાં ઝાડો વિગેરેને નવી જીંદગી (તાજાઇ) મળે છે. બદ હવા દુર થાય છે. તેથી રોસ્નીથી પવીત્ર થાય છે એમ કહેલું છે.

ધીરે વધારે પ્રમાણમાં મધ્ય રેષામાં વધતો હોવો જોઇએ, કેમકે આગલા વિદ્વાનોનાં એક કરતાં અનેકનાં લખાણો વાંચીએ છીએ તેમા ઘણો ફરક ને ફરક માલમ પડે છે અને એક બાબત નક્કી થઇ શકતી નથી. તેથી એમ અનુમાન થાય છે કે કદાચ ઉપર કહ્યું તેમ વખત જતાં સૂર્ય અને ચંદ્રમાં વધારો થતો હોય. (પ્રગટ કર્ત્તા)

"**ફરેસ્તાઓમાં** કેટલાક [1]નર તેમજ કેટલાક નારીની સુરતે છે. મેહેર દાવર યજદનું તખત અલબુરૂજ પાહાડથી ચીનવત પુલપર છે. તમામ ગુજરેલાં રવાંનો[2] રસ્ને, આસ્તાદ, સરોશ યજદ એમની સાથે ચીનવત પુલપર આવે છે. ત્યાં તેમનો ઇનસાફ થાય છે. ચીનવત પુલની આગળ પાક દાદારે એક મુર્ઘ (મરઘો જે પેહેલો પેદા થયો છે તે) રાખેલો છે. કે જ્યારે નાપાક દેવ દરૂજો ઘણોજ જુલમ કરે છે ત્યારે તે મરઘો વાસે છે તેથી તમામ દરૂજો દોજખમાં ભરાઈ જાય છે. ત્યાં [3]દોજખી રવાંનોપર આજાબ કરે છે. જ્યારે દરૂજો ઘણોજ જુલમ કરે છે ત્યારે મેહેર દાવર દોજખનાં સરપર દિવસમાં પાંચ વખત પોતાનો ગુરૂજ મારે છે, તેથી તે દેવો પાછા દોજખમાં ચુપ બેસે છે અને જુલમ થોડો ગુજારે છે." (જામાસ્પી)

"**બેહેશ્ત અને દોજખ**—સએતાને લોભ, અદાવત, અદેખાઇ, વિગેરે કામો કર્યા. અહુરમજદે સાત [4]બેહેશ્ત ઉત્પન્ન કર્યા. જે દક્ષિણ દિશાએ છે. અહેરેમને સાત દોજખ જમીનમાં ઉત્તર દિશાએ પેદા કર્યા છે. (બાંધ્યાં છે)." (જામાસ્પી)

"**અમેશાસ્પંદો અને દેવો**—અહુરમજદે પોતાની ચશ્મના તેજથી ૭ અમેશાસ્પંદો પેદા કર્યા જ્યારે અહેરેમને તેની વિરૂદ્ધતામાં ૭ દેવ પેદા

---

૧. આ વિષય આગળ વાંચી ગયા.

૨. બેહેશ્તના વિષયમાં આગળ વાંચ્યા મુજબ કરણી પ્રમાણે દરેક ઇનશાનં જીંદગી ગુજારે છે. શરૂઆતની દુનિયામાં આ મુજબ હતું.

૩. કરણી પ્રમાણે ઈનસાન ગેતી દુનિયામાં તેમજ મીનોઈ દુનિયામાં જીંદગી ભોગવે છે અહીંયાંની માફક કોઈ અંતસ કરનાર અને સતાવનારને દોજખના દેવોની ઉપમા મળી હશે. અહીંયાં સતાવનારને જેમ કોર્ટ મારફતે ઇનસાફ મળે છે તેમ મીનોઇ દુનિયામાં મેહેર દાવરને વડો જડજ ગણેલો છે તેથી જામાસ્પીમાં ઉપર મુજબ લખાણ હશે (પ્રગટ કર્ત્તા)

૪. બેહેસ્ત ખુદરતી ઉત્પન્ન થયાં છે, બને દોજખ (બુરાં રહેઠાણ) દેવ લોકોએ ખાસ જમીનમાં ઉત્તર દીશા તરફ બાંધ્યાં છે. આગળ આ વિષય વાંચી ગયા. પણ આ લખાણની થોડીક લીટીઓ જામાસ્પી મુજબ છે.

કર્યાં છે. બીજા ફરેસ્તાઓ અમેશાસ્પંદોનાં હમકાર યાને મદદગાર પેદા થયા, જ્યારે ઉપલા સાત દેવની મદદમાં બીજા અનેક દેવો પેદા થયા છે. દાદારે ફરેસ્તાઓને ભલાં કામો સોંપ્યાં જ્યારે અહેરેમને તેઓને (દેવોને) બુરૂ શીખવ્યું છે." (જામાસ્પી)

**ધરતીકંપ**—જમીન અને આસમાનના મુકાબલામાં પાણી વધારે છે. તે પાણીમાં ગંજાવર 'માહી' (માછલી)ની ઉપર એક ગાયને ઉભી રાખી છે. અને તે ગાયના [1]શીંગપર જમીન ઠરેલી છે. જ્યારે આ જમીનપર ગુન્હા અને પલીદી નાપાકી ઘણી થાય છે ત્યારે તે ગાય પૃથ્વીને એક શીંગપરથી બીજા શીંગપર ભારને લીધે લે છે. ત્યારે જમીન ઘણી ધ્રુજે છે. આ જમીનને થંભ રાખવા ઉત્તર દિશાએ 'શાકેંતમઠ' નામનો પર્વત પેદા કર્યો છે, કે જે પર્વત સર્વમાં ઘણો ઉંચો અને મોટો ગણાય છે." (જામાસ્પી)

**દુનિયાની ત્રણ કોમોની ઉત્પત્તિ**—"પેશદાદીઅન વંશનો ૬ ઠો પાદશાહ ફ્રેદુન થયો તેના ત્રણ બેટા સેલમ, તુર, અને એરચના વંશથી ત્રણ કોમો પેદા થશે. પેહેલા બેટા સેલમથી કોહોલાપોસ નીકળશે કે જેઓ [2]હવે પછી ખ્રીસ્તી ધર્મ અખત્યાર કરશે. બીજા બેટા તુરથી તુર્ક, આરબ, હસમી, ને મોગલ કોમો નીકળશે અને તેઓ મહમદી ધર્મ પાળશે. ત્રીજા બેટા એરચથી જરતોસ્તી કોમ ઉત્પન્ન થાય છે." (જામાસ્પી)

**દુનિયાના ૭ કેશ્વરો**—"અહુરમજ્દે ૭ કેશ્વરો અને ૨ ગુફા મળી ૯ ખંડો સર્જેલા છે. તેમાંના પાંચ ખંડો આખર હજારાના વખતમાં જણાશે. અને ચાર ખંડો અનદીઠ રહેશે. તેમાંના અરજહી પશ્ચિમે, સવહી પૂર્વે, ફરદદફસ નૈઋત્યે, વિદદફશ અગ્નિખૂણે, વોઉરૂજરેસ્ત ઇશાનખૂણે, વોરૂબરેસ્ત

---

૧. આગલ 'Volcano' વાળુ લખાણ વાચો.

૨. જામાસ્પીના આ લખાણ પરથી અનુમાન થાય છે કે જામાસ્પી લખાઇ ત્યાંર પછી ખ્રીસ્તી ધર્મની ઉત્પત્તિ થઇ હશે. ઈતિહાસ વાંચતાં માલમ પડે છે કે ઈસ્વીસન પૂર્વે (એટલે હાલ ૧૯૧૩ નું સાલ ચાલે છે જે ઇસ્વીસનની સદી છે તે ૧૯૧૩ ની પણ બીજા) ૨૬૬૮ વર્ષો આગમચ ગુશ્તાસ્પશાહે ઈરાનમાં રાજ્ય ચલાવ્યું હતું અને તેના વખતમાં જરતોશ્ત પેગમ્બર દીન લાવ્યા હતા અને જામાસ્પ વજીરને ફૂલ સુંઘાડયાથી આગાહી થઈ અને જામાસ્પી લખાઈ હતી. ત્યારે હવે જો એક દાખલો લઇએ કે ૧૯૧૩+૨૬૬૮=૪૫૮૧ એટલે કે આ ચાલુ સાલથી ૪૫૮૧ વર્ષો આગમચ જામાસ્પી લખાઈ છે એવો આશરેથી અસટો નીકળે છે. તેથી તે વખતે ખ્રીસ્તી ધર્મ નહિ હશે; કેમકે હાલ ઇંગ્રેજી સદી માટે A. D. 1913. એમ લખાય છે. અને ૧૯૧૩ વર્ષોની આગમચના માટે B. C. યાને before christ લખાય છે.

વાવ્યપૂર્વે છે, ખનીરથઆંમે વચ્ચે છે. ૧લો ગુફો કંગદેજ અને ૨જો ગુફો [1]વર્જમ કર્દ છે, તે જમશેદ પાદશાહે બનાવેલો છે." (જામાસ્પી)



**દુનિયાનું ૧૨૦૦૦ વર્ષનું બંધારણ—**"દુનિયાની બાંધણી ૧૨૦૦૦ વર્ષની છે. દુનિયાની શરૂઆતમાં પહેલાં '૧૨ રાશીઓ' પેદા થઇ એ ૧૨૦૦૦ વર્ષનું દુનિયાનું બંધારણ થયું છે. દર રાશીએ ૧૦૦૦ વર્ષ ગણાય છે. પહેલા ત્રણ હજારના અમલમાં (ત્રણહજાર વર્ષોમાં) સેતારા, આસમાન, જમીન, પહાડ, પાણી, સૂર્ય, ચંદ્ર, આતશ, વીજળી, તમામ ધાતુઓ, મીનોઇ દુનિયા વિગેરે પેદા ગયું. ચોથા હજારામાં આ ગેતી દુનિયામાં [2]ગયોમર્દ આવ્યો, તેનું વીરજ જમીનમાં પડવાથી જમીનમાંથી મસી મસીઆનું જોડું ઉત્પન્ન થયું, એક જોડામાંથી સાત થયાં. તેઓને સાત દ્વીપમાં મુકયાં. એક જોડું હિંદુસ્થાનમાં આવ્યું તેને [3]દેવોએ ગાલેબ કર્યું. ગયોમર્દ પોતા સાથે ત્રણ ચીજો[4] લાવ્યા. ધર્તિ, ગાય, આતશ. હવે પાંચમા હજારામાં [5]સએતાન પેદા થયો. છઠ્ઠા, સાતમા અને આઠમા હજારા સુધી ઇરાનીઓએ રાજ્ય વાપર્યું અને ત્યાં સુધી (ગયોમર્દના વખતથી તે તુ ગુસ્તાસ્પશાહના રાજ્ય સુધી) પોર્યોતકેશી દીન ચાલી, અને તારા રાજ્યમાં સપેંતમાન અશો જરતોશ્ત સાહેબ દીન લાવ્યા. અને તુંએ કબુલ કીધી. પાદશાહી ગયોમર્દથી ચાલી તે યજદેજરદ શેહેરેયાર સુધી

---

૧. વંદીદાદની પહેલી પરગરદમા લખે છે જે અહુરમજદ પોતે જરતોસ્ત સાહેબને કહે છે, કે "મેં ૧૬ શેહેર વસાવ્યાં." બીજી પરગરદમાં વર્જમકર્દ ગુફાનું વર્ણન આવે છે, કે અહુરમજદનાં કહેવાથી જમશેદ પાદશાહે મજકુર ગુફો બનાવ્યો હતો અખંડ લખાણ માટે વાંચો વંદીદાદ પરગરદ ૨જી. વંદીદાદની બીજી પરગરદના ૨૨ થી તે છેક ૩૮ મા ફકરા સુધી જે બીના આવેલી છે તે મોટી રેલ બાબેની છે. એક મોટી રેલથી તમામ દુનિયા પર ખરાબી આવી પહોંચશે તે બાબે દાદાર અહુરમજદ જમશેદ પાદશાહને આગમચથી ખબર આપે છે કે "**ગુફા બનાવ અને માણુસો, જાનવરો, ઝાડો ઈત્યાદિના સૌથી સરસ તોખમ લઈજા અને તે ગુફામાં જવાના રસ્તા બનાવ**" દાદાર અહુરમજદના ફરમાન મુજબ જમશેદ પાદશાહે તેમ કર્યું. આ બીના હિંદુઓના શાસ્ત્ર 'મત્સ્યો પાખ્યાન'માં આવેલી બીનાને, તથા ખ્રીસ્તિઓના ધર્મ પુસ્તકમાં આવેલાં (Noah) નોઆના લખાણને મળતી આવે છે. મીનો-એ-ખેરદ બાબ ૨૭ મો, તેમાં પણ એ મુજબ લખાણ છે. (પ્રગટ કર્તા.)

૨ અસલ હાથની લખેલી જામાસ્પીમાં હિંદુઓની ઉત્પત્તિ ગયોમર્દથી જણાવેલી છે.

૩ યાને તેઓને ત્યાં તેવી હવાનાં જીવોનો જન્મ થયો હશે.

૪ આ બાબત ગુંચવણ ભરેલી છે. કેમકે તે બાબે મતફેરી છે.

૫ અંગ્રનો બુરો અંશ.

ચાલશે. બાકી ચાર હજાર વર્ષ રહ્યા તેમાં શરૂઆતમાં ઈરાનીઓનું રાજ્ય જશે ને જરતોસ્તી દીન ભાગી પડશે. તે દસ્તુર અર્દાએવીરાફ પાછી દીન સુધારશે. તે પછી હશમી તોખમનાંઓની પાદશાહી થશે. તેથી જે દોજખો ખાલી છે તે ભરાવા માંડશે. પછી જ્યારે કયાંની પાદશાહ બેહેરામ વર્જાવંદ જન્મશે, ત્યારે ૧૦૦૦ વર્ષો પુરાં થયલાં હશે, તે વખતે ખોરશેદ યજદ કુંભના બુરજમાંથી મીનનાં બુરજમાં ગયલો હશે. અને ૧૨ માં મીનનાં બુરજનો (રાશિનો) ૧૨મો હજારો (યાને આખર હજારો ચાલુ થયલો હશે.) તે પછી ૧૦૦૦ વર્ષમાં પેગંબર જરતોસ્તનાં બેટા હોશેદરમાહ અને સોશિયોશ પેદા થઈ પેગંમબરી કરશે ત્યારે ૧૨૦૦૦ વર્ષો પુરાં થઇ કયાંમત થશે. તે પછી દુનિયા પાછી રોશન થશે." (જામાસ્પી)

"આ પૃથ્વીના ગોળાના પેટામાં પાતાલ જમીન છે, તેના ચાર ભાગ કરી (ચારે ભાગે વહેંચીને) [1]જીન, પરી, રાક્ષસો, દેવોને બંધ કર્યા છે."

"દુનિયા દરમીઆનમાં બંને બાજુએ ઉત્તર ધ્રુવ, અને દક્ષિણ ધ્રુવ નામના બે સેનારાઓના આનરી ગોળાઓ છે. દક્ષિણ તરફનો દક્ષિણ ધ્રુવ કહેવાય છે અને ઉત્તર તરફનો ઉત્તર ધ્રુવ કહેવાય છે. આ સેનારાઓ હમેશાં ગોલ ચક્કર ફર્યા કરે છે. ઉત્તર તરફના લોકો કદમાં ઉંચા અને જોરાવર હોય છે અને દક્ષિણ તરફના ઠીંગણા અને ખડતલ હોય છે. ચંદ્રમા હમેશાં દુનિયાની અને બારે રાશીની આસપાસ ફરે છે. ચંદ્રમા સૂર્ય પાસે આવે ત્યારે અમાસ થાય છે. વેગળો જાય છે ત્યારે [2]ચાંદરાત થાય છે અને સૂર્ય અને ચંદ્રમા સામસામા થાય છે ત્યારે પુનમ થાય છે. ચંદ્રને નુર સૂર્યના તેજ થકી છે."

"જ્યારે સુર્ય ઉત્તરમાંથી પાછો દક્ષિણમાં થઇને મધ્ય ભાગમાં જાય છે

---

૧ આ દુનિયામાં તેમજ મીનોઇ વિગેરેમાં દરેક જીવો ભેળ હવાના વસે છે. દુનિયાની ઉત્પત્તિ દરમીઆનનોજ રીવાજ હજુ દરેક બાબતોમાં ચાલુ રહ્યો છે એમ નથી. સપેંનત, અને અંગ્રની હવાના ભેળસેળ જીવો આ દુનિયામાં જન્મી પોતાના બર વખતનું કરણીનું કાર્ય બજાવી રહેણીકરણી મુજબ એક જીંદગી ગુજાર્યા બાદ બીજી જીંદગી ભોગવે છે, ત્યારે આ મજકુર બાબદ છે કે "જમીનનાં પેટામાં જીન પરી વિગેરેને બંધ કર્યા છે" એ માનવું અશક્ય છે. હાલના ચાલુ વખતમાં પણ કોઇ કોઈ ઘરના કુવામાં ઉપલી હવાઓનો વાસો જોઇએ છીએ તે ઉપરથી સિદ્ધ થાય છે કે આ હવાઓએ વખત દરમીયાનમાં જમીનમાં તેમજ પાણીમાં વાસો લીધો હોય.

૨ પૃથ્વિ, સૂર્ય, ચંદ્ર, તારાઓ, માટે વાંચો જ્યોતિષનું લખાણ. આ લખાણ ફક્ત ટુંક સારાંશ છે પણ ખુલ્લી સમજ પડશે. (પ્રગટ કર્તા.)

ત્યારે પૃથ્વિને સુર્યની આજુબાજુ ફરવાને મોટો ઘેરાવો લેવો પડે છે તે કારણે તે વખતમાં દાહાડા લાંબા થાય છે, અને દક્ષિણમાં ગરમી ઘણી પડે છે. આ વખતે દક્ષિણ ધ્રુવના મુલકમાં ૬ મહિના સુધી લાંબો દિવસ વધતી ઓછી સૂર્યની રોશની રહે છે. તે મહિનાઓમાં ત્રણ મહિના મધ્યમાંથી દક્ષિણમાં જતાં સૂર્યને વખત લાગે છે. અને બાકી ત્રણ મહિના પાછા દક્ષિણમાંથી મધ્ય ભાગમાં જતાં થાય છે. આ પ્રમાણે પૃથ્વિપર ઠંડી ગરમી અને ઋતુનો ફેરફાર થાય છે. તેમજ રાત અને દીવસ મોટા ન્હાના થાય છે. " (જામાસ્પી)

**પહાડો**—" દુનિયામાં પહાડો અસંખ્ય છે પણ સર્વમાં **'અલબુર્જ પહાડ'** ઈરાનની ઉત્તરે આવેલો છે. એને અવસ્તા ભાષામાં હરઇતી બેરેજ, હરબેરેજઇતી, વિગેરે નામોથી ઓળખેલો છે. આ શબ્દનો અર્થ " પાણીની છુટી જગા " એવો થાય છે. 'અલબુર્જ'પર દાદારનું મુકામ છે. એનો વિસ્તાર ઘણો બહોળો છે. અમે પાદશાહ ( ગુસ્તાસ્પને ) ડુંગરો એટલા માટે સરજેલા છે કે રસ્તાખેજ વખતે [1]તમામ જમીન, દરિયા, અને નદીઓ પુરવાને કાજે સરજ્યા છે. રસ્તાખેજમાં અસપનદારમદ જમીન સરખી થશે અને સર્વે દોજખી, પલીદી, [2]દખમાં, તથા નસાની સઘળી જમીન પાક કરશે." (જામાસ્પી)

**વર્ષની ત્રણ ઋતુઓ**—" શિયાળો, ઉનાળો, અને ચોમાસું. આ ત્રણ મુખ્ય ઋતુઓ છે તેની ઈયાંની એવી છે કે આખર હજારામાં ત્રણ પેગમ્બરો થશે. હોશેદર, હોશેદરમાહ અને સોશીઓશ." (જામાસ્પી)



**આ ગેતી દુનિયામાં શરૂઆતના આતશની ઉત્પત્તિ**—**ગુશતાસ્પશાહે જામાસ્પને** પુછ્યું કે આતશ શામાં છે, શાને કહીએ, કેટલા છે, અને તેઓની ક્યાંથી ઉત્પત્તિ થઇ ? **જામાસ્પે** જવાબ દીધો જે પહેલો **આતશ બરજેશવંગએ** એ આતશ દાદારની દરગાહમાં છે. બીજો **આતશ વોહુફ્રીઆન,** તે આદમી અને પશુની જાતમાં છે. ત્રિજો **આતશ ઑર વાજેશતે** તે ઝાડમાં છે. ચોથો **આતશ વાજસ્તે** આ આતશ વીજનો છે. એ આતશ પથ્થરમાં છે. પાંચમો **આતશ સપેનસ્તે** એ આતશ આપણ પકાવીએ છીએ એ આતશ છે. છઠ્ઠો **આતશ નેર્યોશંગ**

૧. ચાલુ જમાનામા નજરે જોઇએ છીએ કે પહાડની માટીથી દરિયો પુરીને રહેવાની જગ્યા બનાવે છે. પણ એવો અર્થ નથી થતો કે તમામ પહાડો ભાગીને દરિયા પુરી દેશે. જોઈતી ચીજો તેના બર વખતે વપરાશમાં આવે છે અને બાકી અનામત રહે છે તેમ આ દાખલો પણ છે.

૨. એવું સંભળાય છે, કે આખર હજારાબાદ વીજળીની ગાડીથીજ રવાનો લઇ જવામાં આવશે અને તેજ મુજબ વીજળીથીજ તન ભસ્મ કરશે અને દોખમાં નીકળી જશે.

આ આતશ 'પાદશાહ અને દસ્તુરની' દુનિયામાં છે. શરૂઆતની આગેતી દુનિયામાં પેશદાદીઅન તોખમના બીજા પાદશાહ [1]હોશંગે ૪૦ વર્ષ રાજ્ય કર્યું હતું (ઇરાન શહેરમાં રાજ્ય કર્યું હતું) તે અમલમાં એક વખતે પાદશાહ હોશંગ પોતાના દરબારીઓ સાથે શીકારગાહે ગયો. આ મંજલ દરમીઆનમાં ઇસ્તખર ફ્રારસમાં આવેલા એક પહાડ આગળ જઇ પુગા, ત્યાં તેના જોવામાં એક મોટો [2]અજગર આવ્યો. પાદશાહે પહાડપરથી એક પત્થર લઇ અજગરપર માર્યો, જે પહાડના એક બીજા ચકમકના પત્થર સાથે અથડાયો અને તેમાંથી એક અજબ રોશ્નીનો ચળકાટ પ્રગટ થયો, જેથી તે પહાડપરનું સુકુ ઘાસ અને લાકડાં સળગી ઉઠયાં. આ અજાયબી જોઇ બાદશાહ હોશંગ અને તેની સાથવાળા દરબારીઓ તાજુબ થયા. અને તેઓની અજાયબી વચ્ચે તે રોશ્નીમાંથી એક ગેબી અવાજ થયો, કે "અય **પાદશાહ એ ખુદાઇ નુર છે અને કેબલો કરવાને લાયક છે"** આ સાંભળી બાદશાહે તે નુરની સેતાયશ કરી અને આતશને પોતાના શહેરમાં લાવીને એક ખાસ ગુબંજવાળું મથક બંધાવી તેમાં મુકયો. અને તેને 'નુરે ખુદા' એવું નામ આપી તેની બંદગી કરવાનું જારી કર્યું. તે વેળાના ઇરાનીઓ આ કેબલાને **આદર ખોરદાદ** કહેતા હતા. આપણા અવસ્તામાં એને **'આતશ હોરવતાત'** કહે છે. જે દિવસે આ આતશના કેબલાને રોશન કરવામાં આવ્યો તે દિવસ માજદયસની રોજ ૨૬ મો આસતાદ, માહ ૯ મો આદર હતો. તેથી તે રોજની ખુશાલીમાં એક મોટું [3]જશન હોશંગ પાદશાહે આલમના

---

૧. પેશદાદીઅન વંશનો ૧ લો પાદશાહ ગયોમર્દ હતો. અને તેનો દીકરો શ્યામક હતો. જે દેવોની લડાઈમા માર્યો ગયો અને તેનો બેટો હોશંગ લડાઇમાં જીત મેળવી આવ્યો. ગયોમર્દ ૩૦ વર્ષ રાજ્ય અમલ ભોગવી મરણ પામ્યો. આથી તેનો બહાદુર પૌત્ર હોશંગ ગાદીનશીન થયો. અને ૪૦ વર્ષના રાજ્ય અમલમાં જગેજગ શહેરો બંધાવી, નેહેરોના બાંધકામો કરી ઈરાનને આબાદ કર્યું

૨. મોઅજ્જતે જરતોસ્તી કેતાબમાં પણ **"જશને સદેહ"** થકી એને મળતુંજ લખાણ છે.

૩. ગેતી દુનિયામાં સૌથી પહેલું જશન આ હોવું જોઇએ. કેમકે ગયોમર્દ તે આ ગેતી દુનિયાનું પહેલું માનવી છે. અને તેનો દીકરો શ્યામક અને શ્યામકનો દીકરો હોશંગ થયો. ગયોમર્દના વખતમાં જશન થયું હોય એવી નોંધ વાંચ્યામાં આવી નથી તેથી અનુમાન એમ થાય છે કે વખતે આ જશન પહેલવહેલું થયું હોય. આ 'જશને સદેહ' આજે પણ ચાલુ છે વળી આદર મહીનો ને આસ્તાદ રોજે આ જશન કરેલું છે અને જામાસ્પીમાં સાલ નથી લખેલું ત્યારે ગણત્રી કરતાં અડસટો માલુમ પડે છે જે આ મુજબ છે. ઈસ્વીસન પુર્વે ૪૪૬૦ માં હોસંગ

લોકોને બોલાવીને કર્યું હતું, કે જે જશનનું નામ 'જશને સદેહ' કરી રાખ્યું હતુ. બીજું અય પાદશાહ સાંભળ (ગુસ્તાસ્પશાહને જામાસ્પ કહે છે) તારા રાજ્યની ૧૦૦૦ વર્ષ અગાઉ આદમીઓ પકાવવાનું વાસણુ ચુલે મુકે ને પાક અહુરમજદનું નામ લઇ બંદગી કરે કે આતશ રોશન થાય અને ખાણું પકાવ્યા બાદ પાછો ગાયબ થાય. હવે તે વખતમાં જહાંપહેલવાન કેરેશાસ્પે અજદાહને મારી ખાણું પકાવવા માટે ચુલા પર વાસણુ મેલી યજદાતાઆલાની બંદગી કરી, પણ તે ખાણું પકાવવાના વાસણુને હેઠલથી છીદ્ર હોવાથી તે વાસણુમાંથી પાણી ગળવા લાગ્યું જેથી આતશ પ્રગટ થયો નહીં, પણ જ્યારે ચુલાપરથી વાસણુ હેઠે ઉતાર્યું ત્યારે આતશ રોશન થયો. (પ્રગટયો) તેથી કેરશાસ્પને ગુસ્સો ઉપજ્યો અને આતશ પર પોતાનો ગુરજ માર્યો જેથી સપેનસતે આતશ પરાગંદેહ થઇ ગયો, તે

---

પાદશાહ ઇરાનની ગાદીપર હતો એવું તવારીખ બતાવે છે. હવે ઈસ્વીસનની સદીની હાલ ૧૯૧૩ ની સાલ ચાલે છે જેમાં મજકુર ૪૪૬૦ ઉમેરતાં આ મુજબ છે:— ૧૯૧૩+૪૪૬૦=૬૩૭૩ આ એક તવારીખના આંક પરથી અત્રે ગણત્રી કરેલી છે. પકકુ હજુ નક્કી થતું નથી. સબબ કે અસલ રાજ્યોમાં હાલની માફક તારીખ, દાહાડો, વાર, સાલ નહોતું તેથી ચોકસ મનાતું નથી. એક અરસતો છે. હવે દુનિયાની ગણત્રીનો રસ્તો આ ઉપરથી મળે છે કે ચાલુ ઈસ્વીસનની ૧૯૧૩ ની સાલ છે. ગયોમર્દ ઇસ્વીસનની સદી પૂર્વે ૪૫૮૦ વર્ષો આગમચ થઈ ગયો છે તે ૪૫૮૦ માં ઇસ્વીસનની સદીનાં ૧૯૧૩ ઉમેરતાં—૪૫૮૦+૧૯૧૩=૬૪૯૩ થાય છે, એટલે લગભગ ૬૪૯૩ વર્ષો આ ગેતી દુનિયાના ગયાં છે મીનોઇ દુનિયા માટે ૩૦૦૦ વર્ષો ગયા બાદ ગેતી રચાઇ છે અને તે પછીની આ અડસટે ગણત્રી તવારીખ આધારે લેતા એકંદર રીતે દશ હજાર વર્ષો થવા આવેલાં ગણાય છે. વળી જામાસ્પીમાં આગલું લખાણ ૧૨૦૦૦ વર્ષનું દુનિયાના બંધારણનું વાંચ્યું તેમાં એમ પણ વાંચી ગયા કે "બહેરામ વરજાવંદ જન્મશે ત્યારે ૧૧૦૦૦ વર્ષ પુરાં થશે." અને બહેરામ વરજાવંદ જન્મ્યા પછી ૨૧ વર્ષની ઉમરે લડાઇપર જશે. ત્યાં તેની પેહેલીવાર હાર થશે અને બીજીવાર જીતશે તે વખતે રોજ ખોરદાદ અમશાસ્પંદ અને માહ ફરોખ ફરવરદીન યજદેજરદી સને ૧૫૦૦ ચાલુ હશે." (વાંચો આખર હજારાવાળું લખાણુ ખુલ્લી સમજ પડશે.) આ ફુટનોટનું ગણત્રીના આંકડાનું લખાણુ ઇતિહાસને આધારેની અવલોકન ગણત્રી છે, પણ કોઈ પણ ઠેકાણે ખુલ્લું લખાણુ તારીખ દાહાડા વર્ષોના પુરાવાનું મળતું નથી કે છાતી ઠોકી આંગળી બતાવી કહી શકીએ કે આજ ખરૂં છે! પણ અડસટેથી ગણત્રી મળે છે તેથી આપણને જામાસ્પીનું લખાણુ અને ઇતિહાસને આધારે ગણત્રી કરતાં ચાલુ વખત માટે ઘડો મળે છે કે જામાસ્પીની આગાહી મુજબ આ આખર હજારો ચાલે છે.

(પ્રગટ કર્તા.)

તમામ આતશ જમીન, પાહાડ, પત્થર, લોહામાં ભેળાઈ જવાથી સર્વે કોમના હાથમાં ગયો. એવી રીતે છેક કયામતના વખત સુધી રહેશે." (જામાસ્પી).

**આતશ, તેની બુલંદી, તેનો ઇતિહાસ તથા પ્રગટકર્તા તરફનો ખુલાસો**—દુનિયાની હસ્તીનાં તેમજ ઈનશાનની હસ્તીનાં જે [1]પાંચ તત્ત્વો છે. તેમાંનું બીજું તત્ત્વ આતશ ગણાય છે. આપણી વાતાવરણ=atmosphere ચોમેર ફરતી સઘળી આતશબાજીથી ભરપુર છે. દુનિયામાં હસ્તી ધરાવતી સઘળી ચીજોમાં અનેક પ્રકારની ચહડઉતર શક્તિ મુજબ તેઓમાં આતશનું તત્વ સમાયલું છે, ખુદરતની જુસ્સાવાળી શક્તિ આતશ છે. અને તે ખુદરતનું સર્વેથી ઉત્તમ તત્ત્વ ગણાય છે. દરેક વર્ણમાં આતશને પવિત્ર ગણી ધર્મ સંબંધી ક્રિયાઓમાં ઉપયોગ કરે છે. આતશ વગર દુનિયાનું જીવતર નથી, આતશ વગર [2]દુનિયા પ્રકાશમાં આવત નહીં. ઘણીખરી ભાષામાં 'અ' અક્ષરપરથીજ આતશ માટે બોલો આવે છે જે આ મુજબ છે. 'પાજંદ અને ફારશીમાં=આતશ', 'ખીલારોફીમાં=આત્રીન' 'ગુજરાતીમાં=અગ્નિ' 'અફગાની ભાષામાં=ઓર' 'વેદમાં=હતાશ" "કુર્દીશમાં=આરન, અધીર, એર," 'બલુચી ભાષામાં= આઝર' વિગેરે 'ઇંગ્રેજીમાં=ફાયર=fire કહે છે. બીજી ભાષાઓમાં પણ થોડાક ફેર અક્ષરો આવે છે. આતશનો અર્થ 'પવિત્ર' થાય છે. તેથી જરતોસ્તીઓમાં તેને પવિત્ર નુરી પેદાયશ ગણી તેનો કેબલો કરીને તેની પરસતેસ કરે છે. આતશની ઉત્પત્તિ માટે ઈરાનીઓ ઘણી ઉકમાઇથી મગરૂરી કરે છે, અને ધર્મી જરતોસ્તીઓ પણ આતશ આગળ દુરવંદ રાખતા નથી તેનો સબબ એજ છે કે તેઓ દિવસની પાંચે ગેહમાં ખુદાતાઆલાની બંદગી આતશ સામે ઉભા રહી સુખડ ખુસબુ બાળીને કરે છે કે જેથી પોતાની મુરાદ મકસદ થકી આરાધના તે ખુદાતાઆલા પાસે તેની નુરી પેદાયશ મારફતે કરી શકે છે. આતશ કુદરતની એક જુસ્સાવાળી શક્તિ છે, અને જીવતો જાગતો ફરેસ્તો આતશ પાદશાહ પોતે દરેક ઈનશાનના રહેથાંનમાં છે. પવિત્રાઇથી (આતશ) રાખ્યાથી અને પોતે (જરતોસ્તીએ) પવિત્રાઇથી ચાલ્યાથી તન્દુરસ્તી, રોજી, હયાતી, તેમજ બીજી હર બાબદમાં ફાયદો છે.

---

૧. હવા, આતશ, પાણી, ખાક, રોશની વિગેરે. આર્ય પ્રજાઓમાં આ પ્રમાણે ગણુતા હતા અને હજુ પણ ખુદાસનાસીનો અભ્યાસ કરનારાઓ પણ એમજ માનેછે.

૨. મીનો તેમજ ગેતી બંને દુનિયાંની ઉત્પત્તિ આગમચ બે મીનોને યુદ્ધ (તકરાર) થતાં બંને શક્તિમાંથી આતશ પ્રગટ થયો છે તે પછી મીનો દુનિયા અને તે પછી આ ગેતી દુનિયા પેદા થઇ છે અને તે પછી હોશંગ પાદશાહના વખતમાં આતશ પ્રગટયો.

જો પવિત્રાઇથી દરેક જરતોસ્તી પોતાના ઘરમાં આતશ રાખે યાને આતશની જાળવણી કરવા પોતે અથવા હમકોમનોજ (પારસી) નોકર આતશ આગળ રાખે, તો આતશ સચવાયલા રહે યાને હાથે જાતે રાંધે કરે ચોખ્ખાઇથી તે જેવું પર કોમવાળો કરી શકેજ નહીં. પર કોમવાળો નોકર ચુલામાં યા ચુલા આગળ બીડી ફુંકે, થુંક વિગેરે નજીસાત વાપરે જેથી ચોખ્ખાઇનું તત્વ રહે નહીં. અને આગલી જીંદગીઓની કંઇક ભલી કરણીના પ્રતાપે ચાલુ જીંદગીમાં જો દ્રવ્ય મેળવ્યું હોય તેની આ દેખાદેખીની બડાઇ રાખી, દુરવંદ હલકા પગારનો નોકર રાખી સ્વધર્મ ફરમાન ભુલી જઇને ચાલે તો આયંદે પોતેજ [1]અટવાય છે. એટલે કે જો પોતે ઉત્તમ પાવરની હવાનો જીવ હોય અને દેખાદેખીનો નજીસાતનો સુધારો વાપરે તો પછી અનેક દુઃખ દર્દ તથા રોજીના બાબમાં પણ ઘટાડો થાય છે. તેમજ પાક ખુદાવંદ તરફનું આ પોતાના સ્વધર્મનું ફરમાન તોડવાથી હયાતીના બાબમાં પણ ઘણું સોસવું પડે છે. સબબકે જો એક જરતોસ્તી માટે ફરમાન છે કે પંદર વર્ષની ઉમ્મરે પુગવા છતાં પણ જો ધર્મ ફરમાન નહીં પાળે અને દીનની વાકેફી નહીં મેળવે તો બીગાડનો કરનાર દેવ જાણેલો છે. **આતશ વીરૂદ્ધ 'આજીશ' નામનો દેવ કહેલો છે.** આતશની જાળવણી માટે યજશનેના ૬૨ મા હામાં તાકીદ છે. અને વંદીદાદની ૧૮ મી પરગરદમાં પણ કહે છે, વંદીદાદની ૧૮ મી પરગરદના ૧૮–૧૯ ફકરાઓમાં રાતના પહેલા પોહોરને માટે હોરમજદનો આતશ ઘર ધણીને કહે છે કે—

(૧૯) "એ ઘરના ધણી ! (મારી) મદદને માટે તું ઉઠ, (અંગ) ઉપર કપડાં પેહેર, તારા બેઉ હાથ તું ધો, કાઠી તું સોધ, (અને) મારી નજદીક લાવ. દેવની રશમ પ્રમાણે ચાલનાર આજીશ નામનો દેવ મારી જીંદગીની સામે હુમલો કરવાને માટે આવી પહોંચે તેની આગમચ બેઉ ધોએલા હાથે કરીને પાક કીધેલી (અથવા સોજી) કાઠીઓમાંની કાઠી મુકીને મને રોશન કર." (વંદીદાદ પરગરદ ૧૮ ફકરો ૧૮–૧૯).

---

[1] આ બાબતો મારી આજની સુધરેલી બહેનો કે જેઓ બાપદાદાના પૈસે સોફાપર અધેલાઇ બૅાય બતલરપર સાહેબી કરનારાં છે તેઓને કવચીત્ અણગમતો થઈ પડશે, પણ મારૂં કહેવું એ છે કે તેઓ ભલે એથી પણ વધારે માન મરતબો અને મોટાઇ ભોગવે તે જોઈ આપણે જરતોસ્તી કોમ વધારે ખુશી રહીશું, પરંતુ આતશ આગળથી દુરવંદની નજીસાત દુર રહે તો સ્વધર્મનું ફરમાન પળાયાથી જ્યારે કંઈબી તેઓને અડીભીડી હોય તે સમે સુખડ ખુશબુ આતશપર મેલી કુદરત પાસે અરજ ગુજારે તો અલબત તે માલેક તેઓની ભલી કરણીનો બદલો આપશેજ. અને તેઓને મદદ મલશેજ. (પ્રગટ કર્ત્તા.)

૨૦ મી અને ૨૧ મી પરગરદમાં અહુરમજદનો આતશ રાતના બીજા પહોરે **દેશની આબાદી કરનાર ખેડુતને** પણ ઉપર મુજબનુજ કહે છે.

(૨૨) રાતના ત્રીજા પહોરને માટે અહુરમજદનો આતશ સરોશ યજદને અરજ કરે છે કે અય ખુબસુરત સરોશ યજદ મારી મદદને માટે ( તું આવ ) ( કે જેથી કરીને ) દેવની રશમ પ્રમાણે ચાલનાર આઝીસ નામનો દેવ મારી જીંદગીની સામે હુમલો કરવાને આવી પહોંચે તેની આગમચ આ હાડમંદ દુનિયાનો ( કોઈ સખસ ) બેઉ ધોએલા હાથે કરીને કોઇબી પાક કીધેલી ( અથવા સોજી ) કાઠીઓમાંની ( કાઠી ) મારી આગળ લાવે. ( પરગરદ ૧૮ ફ. ૨૨ ).

(૨૩) ( અહુરમજદ કહે છે ) ત્યારે અય સપેતમાન જરતોસ્ત, તે પરોદર્શ નામનો મરઘો જેને હલકી કોમના લોકો કહર્કતાસના નામથી ઓળખે છે તેને તે [1]સરોશ યજદ ઉઘમાંથી જાગૃત કરે છે ત્યારે તે મરઘો ( કામ કરવાને ) ઉજમ આપનારી બામદાદને વખતે પોકાર કરે છે કે—

( પરગરદ ૧૮ ફ. ૨૩ )

(૨૪) “ અએ માણસો (તમારા બીછાના પરથી) તમો ઉઠો, સૌથી સરસ અશોઇની વખાણ કરો, દેવોને દફે કરી નાખો; ( નહીં તો કે ) તે લાંબા હાથવાળો બુષ્યાંસ્પ [2]( નામનો આલસાઇનો દેવ ) તમારી તરફ દોડી આવે છે. તે ( બુષ્યાંસ્પ દેવ ) ( એવો છે કે ) તમામ હાડમદ દુનિયાના લોકો જેવી બામદાદ ( પડી ), ( અને ) જાગૃત થયા કે તેવા તેઓને પાછા સુવારી દે છે. અય માનવી ! લાંબી ઉઘ તુંને સજાવાર નથી.

( વંદી. પરગ. ૧૮. ફ ૨૪ ).

(૨૫) હુમત, હુખ્ત, હવરસ્ત, સારો વિચાર, સારૂ વચન, સારૂં કામ, આ ત્રણ ચીજથી કદી દુર જતાના. દુસ્મત, દુજુખત, દુજવરશ્ત, બુરો વિચાર, બુરૂ વચન, અને બુરાં કામથી દુર થજો. (વદી. પરગ. ૧૮. ફ. ૨૫).

(૨૬) ત્યારે એક દોસ્ત બીછાનાપર સુતેલા બીજા દોસ્તને કહે છે કે **“ ઉઠો હવે દાહાડો ઉગ્યો ”** એમાંથી જે કોઈ પહેલાં ઉઠે છે તે સૌથી સરસ દુનિયા ( ઇઆને બેહેસ્ત ) માં જાય છે.

**ખુલાસો**—બિછાના પરથી વેહેલા ઉઠયાથી કેમ બેહેસ્તમાં જવાઈ શકાય તે કદાચ કેટલાંકોને અજબ લાગશે. પણ તેની મતલબ એવી છે કે

---

૧ આ મુજબ દુનિઆની આબાદી કરનાર હવાઓ કામ કરે છે.

૨ એવી હવા છે કે જે આદમીઓના શરીરમાં આળસાઇ ઉત્પન્ન કરે છે તેથી એક વાર આરૂં મોરીને જલદી ઉઠે તો આળસાઈ ભાગી જાય અને શરીરને તાજી હવાં મળે. અને સારી હવાનાં સબબે આખો દીવસ સારૂંજ કામ થાય. (પ્રગટ કર્તા).

દરરોજ સહવારમાં વેહેલા ઉઠી (બૈરાં અથવા મરદ કોઇએ પણ) નાહી સ્વચ્છ કપડાં પેહેરી ખુદાવંદ તરફની બંદગીની ફરજ ગુજારી, પછી ધંધા રોજગારમાં મશગુલ થવું ને પ્રમાણિકપણે પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાન ચાલી શકે. જેથી દુનિયાદારીની સુગમતાનો રસ્તો પકડયાથી અલબત્ત કોઇપણ શખ્સ ભલી કરણીના પ્રતાપે હયાતીમાં તેમજ હયાતી બાદ બીજી સારી જીંદગી ભોગવે એટલે બેહેસ્ત બરોબર છે. ઉપર કહ્યા મુજબ સવારે વેહેલા ઉઠયાથી માણસને પોતાના ધંધા રોજગારમાં બરકત આવે છે અને તેનો દિવસ હશી ખુશીથી જાય છે. પણ જે શખ્સ મોડો ઉઠે છે તથા જોઇએ તે કરતાં વધારે વાર બિછાના પર આળસાઇમાં પડી રહે છે તે શખ્સ પોતાનું કાર્ય બરોબર કરી શકતો નથી; તેને ખુદાવંદની બંદગીનો વખત બામદાદનો મળતો નથી. તેથી તેની જીંદગી કોતાહ થાય છે. વળી તે શખ્સ ઘણી વેળા સારાં અને નેકીનાં કામો કરવાથી પણ પછાત રહે છે. સકારે ઉઠી મજા મારવાથી બેહેસ્તમાં જવાતું નથી પણ ચોખ્ખાઈ સાચવી ફરજ બજાવ્યાથી અને નેક પગલાં ભર્યાં પછીજ જવાઈ શકાય છે. *

(અશોશક્તિ)

(૨૬) જે કોઈ શખ્સ પોતાના બેઉ ધોએલા હાથવતી અહુરમજદના આતશને માટે પાક કીધેલી (અને સોજી કાઠી) (ઉપલા) બેમાંથી પેહેલો જે લઈ જાય છે, તેને માટે ખુશનુદ થયલો (દુઃખી નહી થયલો) આતશ નીચે મુજબ દુવા કરે છે. (વંદી. પરગ. ૧૮. ફ. ૨૬)

(૨૭) "તારે ત્યાં (યાને તારા કબીલામાં) ગાય ઢોરનું ટોળું જ્યાદે થજો, તારે ત્યાં માણસોનો વધારો થજો! તારૂં મન ખુદ્દીવાળું થજો! તારી જીંદગી નેકીનાં પરોપકારી કામ કરતી થજો! જેટલી રાત તું જીવતો રહે તેટલી રાત તારી ખુશાલી ભરેલી જીંદગીના જીવ સાથે ગુજારજે. જે કોઈ આતશને માટે સુકી સાફ કરેલી કાઠી અશોઇની આશીર્વાદથી લઈ જાય છે, (તેને માટે) આતશની આ (ઉપર કહેલી) દુઆ છે."

(વંદી પરગ. ૧૮. ફ ૨૭)

ઉપલો ૨૭ મો ફકરો યજશનેના ૬૨ મા હાનો દશમો ફકરો છે તેને તદન મળતો આવે છે. યજશનેનો ૬૨ મો હા આખી આતશ નિઆએશ છે.

આતશ માટે અવસ્તામાં બેહદ તારીફ છે અને સીફારસ છે. અવસ્તામાં

---

* અશોશક્તિ કોણ છે તેનો ખુલાસો આ કેતાબમા દીબાચા પછીનું એ બાબતનું લખાણ છે તે વાંચો. મરહુમ આ. કાગાના વિચારો એને મળતાજ આવે છે. (પ્રગટ કર્તા).

આથ્રો અથવા આતર કહે છે. પાજંદ અને ફારસીમાં આતશ નામે ઓળખીએ છીએ. આતશનો ધાતુ અદ એટલે ખાવું થાય છે. જેમ ઇનશાનો ખોરાક ભસ્મ કરે છે તેમ આતશ થકી વીજળી, જવાળામુખી પર્વતમાંથી નીકળતા ગરમ પ્રકારોની ઉત્પત્તિ આતશથી છે. અવસ્તામાં વાંચીએ છીએ કે **'આતરો અહુરહે મજદાઓ પોથર'** તેમજ વળી યજશને ૬૨ મા હામાં ભણતર છે કે:—

"(૪) અહુરમજદના છોકરાઓ આતશ ! મને ઉતાવળથી નુર, પોષણ, જીંદગીનાં સાધનો આપ. પુષ્કળ ચળકાટ, પોષણ, જીંદગીનાં સાધનો, ડહાપણ અને આબાદી, વાકચાતુર્યની સેહેલાઈ, આત્માને માટે ખુલ્લી નજર શક્તિ અને બુદ્ધિ, હમેશ વધતો જતો દબદબો, દ્રઢપણું, અને મરદાનગીની હીમત આપ." (યજશને હા. ૭૨. ફકરો ૪ થો)

આતશને અહુરમજદનો દીકરો ગણેલો છે એટલે અહેરમજદની નુરી પેદાયશ તરીકે આતશ છે. હવે "શરૂઆતમાં મીનોઈ તેમજ ગેતી દુનિયાની ઉત્પત્તિ આગમચ અને આશમાન ધરતીના પેદા થયા પછી [1]સપેન્ત મઈન્યુસ અને અંગ્રમઈન્યુસ બન્ને શક્તિઓ વચ્ચે યુદ્ધ (જબરી તકરાર અથવા લડાઈ) થતાં તેમાંથી આતશ પ્રગટ થયા ત્યારથીજ લોખંડનો પહાડ બળતો થઇ જવાળામુખી પર્વત બની ગયો છે. ત્યાર પછી મીનો દુનિયા રચાઇ અને ત્યારબાદ ગેતી દુનિયા રચાઈ. ત્યારે આ ગેતી દુનિયામાં હોશંગ પાદશાહના વખતમાં આતશ કેમ પેદા થયા" તે આ કેતાબને પાને ૧૧૮ મે વાંચી ગયા તેમ છે.

**આતશને** અહુરમજદનો દીકરો કહેવામાં ઘણા ભેદ સમાયેલા છે. શરૂઆતમાં ઉપલો દાખલો વાંચ્યો તેમ કુદરતથી તેની ઉત્પત્તિ થઈ. આતશ એ અહુરમજદની રોશ્નીનો અંશ છે. આ દુનિયાનો આધાર મોટે ભાગે ગરમી ઉપર છે. ગરમીની ઘેર હાજરી થઈ કે નાશ થયો. ઇનશાનમાં જે જીવ છે તેને જંદ ભાષામાં **ઉસતાન** કહેલો છે. એ **ઉસતાન** ગરમીને લીધે છે. જો ગરમી નીકળી ગઈ કે **ઉસતાન** યાને **જીવ** નીકળી જાય છે. આપણા જીસમની ચીજોમાં ઘણીજ નુરમંદ ચીજ તે આતશ યાને ગરમી છે. **હીંદુઓનાં** પુસ્તકો **'ઋગ્વેદ' અને 'અથર્વેદ'** માં પણ આતશ માટે ઘણુંખરૂં લખાણ આપણા ધર્મને મળતુંજ આવે છે. તેમાં **આતશને પ્રીતિપુર્વક વહાલા યજમાન** તરીકે બોલાવામાં આવે છે.

---

[1] આ પાંચ લાઈનનો ખુલાસો મને અશોશક્તિ તરફથી મળેલો છે. વાંચો અશોશક્તિનું લખાણ, શરૂઆતમાં. (પ્રગટ કર્તા).

ઉપર જામાસ્પીના લખાણુમાં પાંચ જાતનો આતશ વાંચી ગયા તે માટે આજની વિદ્યા પ્રમાણે તેનો અર્થ તપાસીએ. **આતસ બેરેજેસવંગ** એનો ધાતુ બેરેજ એટલે બુલંદ થવું. એટલે ઘણો ફાયદો દેનાર. **બુનદેહેશ** બાબ ૧૭માં આ માટે લખે છે, કે આ આતશ અહુરમજદ આગળ મીનોઆન-મીનોના તબક્કામાં રોશન રહે છે. એનું મથક આતશ બેહેરામમાં છે. **જાસ-પદરમ** કેતાબ બાબ ૧૧માં લખે છે કે સરોશ યજદ આ આતશનો મદદ-ગાર છે. **બુનદેહેશમાં** આ આતશને પૃથ્વી, પહાડો, અહુરમજદની પેદાયશ, બળતો પહાડ, અને ભીતરની ગરમી સાથે સરખાવે છે.

૨. **આતશ વોહુફ્રીઆન** એનો ધાતુ ફ્રી એટલે પ્રિતી કરવી, યાને લોહીને ઘણો પ્યારો. પેહેલવીમાં એનો અર્થ 'સારી રીતે ફેલાઈ જનાર' એવો છે. માણુસ અને જાનવરોના દીલમાં આ આતશનો અંશ છે. હાલની વિદ્યા પ્રમાણે પ્રાણીઓના દીલની ગરમી આ આતશ ગણાય છે. **જાસપરદમ** કેતાબમાં કહે છે કે આ આતશનું કામ ખોરાક પચાવવાનું છે. તેમજ તનને આરામ અને આંખને તેજ આપે છે.

૩. **આતસ ઉરવાજેસ્ત.** ઉરવાજ એટલે વધારવું. એનો અર્થ ઝાડ-પાનને જીવાડનાર, વધારનાર, ખીલવનાર, એવો છે. **બુનદેહેશ** અને **જાસ-પરદમ** કેતાબ મુજબ ઝાડપાનની એ ગરમી છે. તેથીજ ઝાડપાનને પાણીનો ખોરાક જોઈએ છે. આ આતશનું કામ ઝાડપાનનાં બીજમાં અને જમીનની ભીતરમાં દાખલ થઈ ત્યાંના પાણીને ગરમ કરી દરેક જાતના રોપા ઉછેરવાનું છે. જો આ ગરમી ઝાડમાં નહીં હોય તો પાક સારો ઉતરે નહીં, જે જમીનમાં **ઉરવાજેસ્ત આતશ** યાને આ ગરમી નથી હોતી ત્યાં પાક સારો નથી થતો.

૪. **આતશ વાજેસ્ત.** ફારસી ભાષામાં વજીદન એટલે જલદી જવું થાય છે. **બુનદેહેશ** તેમજ **જાસપદરમ** આ બન્ને ફારસી કેતાબોમાં લખ્યા મુજબ " આ વિજળીક શક્તિ અને વાદળાંમાંનો આતશ છે. આ આતશ હવા સાફ કરે છે. " હવે આજની વીદ્યા પણ આપણને શીખવે છે, કે હવામાં વીજળીનાં તોફાનો થવા પછી હવા સુધરે છે. વિજળી પડવા પછી હવામાંની **ઑકિસજન ગૅસ** સંકોચાય છે. જેને **ઓઝોન ગેસ** કહે છે. **ઓઝોન ગૅસ** હવામાંથી કોહોવાત અને ખરાબ વાસ દુર કરે છે જેથી હવા પાવ ( સાફ ) થાય છે.

૫. **આતશ સ્પેનેસ્ત** એનો અર્થ વરધી કરનાર થાય છે. **બુનદેહેશ** અને **જાસપરદમ** કેતાબ પ્રમાણે સ્પેનેસ્ત આતશ આ પૃથ્વિપર રોજ આપણી નજરે પડતો આતશ છે. જેપર આપણે રોજ

ખાનું પકાવીને જમીએ છીએ. આ આતશનો ખોરાક કાઠી જોઈએ છે. ધર્મી જરતોસ્તીઓ સુખડ ખુશબો આ આતશ પર મેલીને મોરાદ ચાહે છે. અને એકબાર્ગી સવાબનો હંબેરો પણ થાય છે. આ આતશ નજરે પડતું રૂપ છે અને દરેક જરતોસ્તીઓના ઘરમાં જીવતો જાગતો ફરેસ્તો છે. જેમ પોતાનુ કોઈ સકર્મી વડીલ પોતાના ઘરમાં હોય અને સારી સારી સલાહ આપે તેમ ચાલવાથી તેના હાથ હેઠળનાઓ સુખી થાય છે. તેમ પવિત્રાઈથીજ આતશની જાળવણી કરવાથી તે ખુદરતના નુરી કેબલા મારફતે તે પેદાના કરનારની યાદ આતશ સામે બંદગી કરનાર ઈનિશાનને વધુ રહે છે. અને આ ફરજ ગુજારી થવાથી તેમજ ચોકસ ચીજ આતશપર ધ્યાન લગાડી ( અથવા કોઈબી નુરી કેબલા સામું ) સ્થિર મનથી બંદગી કરવાથી એક ચીતે કરેલી બંદગી ફળવંત નીવડે છે. અને ભણનારને પોતાનેજ આયંદે ફાયદો છે યાને પઢનાર પર ખુદરતની મેહેરબાની વધારે ઉતરે છે. તેમજ આસપાસનાંઓને સારૂં આકરપણ થાય છે તેથી ઓર વધુ સવાબનો ઉમેરો થાય છે. આપણે આતશ નીઆએશમાં ભણીએ છીએ કે **આતશ દાદગાં, આતશ આદરાન, આતશ બેહેરામ** યાને **આતશ દાદગાં** તે ઘરના આતશ=રૈયત, **આતશ આદરાન**, મોહોલાના આતશ=વજીર, **આતશ બેહેરામ**, શેહેરના આતશ=પાદશાહ. યાને **આતશ બેહેરામના** આતશને વધારે * ભણતરથી યાદ કરેલા હોવાથી સરોશ યજદ અને બેહેરામ યજદ સાથે મોટા તાલુકો રાખવાથી પાદશાહનો બેતાબ છે, અને આદરયાન તેનો વજીર તરીકે દુનિયાનો કારોબાર ચલાવાનો છે તેથી આતશ બેહેરામમાં ખાસ આદરીઆન સાથેજ હોય છે. અને પાદશાહને તાબે વજીર છે. આદરીઆન શેહેરે શેહેર અને ગામે ગામ છે. દરેક ઘરના આતશ તે આતશ–દાદગાં છે યાને રૈયત ગણાય છે. વળી આતશ નીઆએશમાં બીજા આતશો જેવા કે– **મીનોકરકો, આદર ગુશઅસપ, આદર બોરદાદ, આદર બુરજીન મેહેર, આદર ફ્રોબા.**

**મીનો કરકો**—આ આતશ તે આપણી **'ઍતમસફીયર'** માં છે જે આપણે આગળ વાંચી ગયા કે પાંચ તત્વોથી પૃથ્વીનું બંધારણ થયું વિગેરે. તેને આ આતશ સાથે સરખાવેલો છે. ઇનશાન માટે કહે છે કે તેના જીવનું બિંદુ પાંચ અનાસરો (તત્વો)નું બનેલું છે અને આખર જ્યાંથી હસ્તી–તેમાંજ તે ભળી જનાર છે તેમ આ આતશ મીનોકરકો માટે પણ કહે છે કે આતશોનો ફરરોખ યાને જોત મીનો–કરકો સાથે મળે છે. જે

* આતશ બેહેરામ પરથવાનું લખાણ વાંચો.

કોઈ દીનને કાયદે આતશની પુરી જાળવણી કરે તેના રવાનને છેવટે સારો રસ્તો મળે છે. જે આતશમાંની જોત કમ થાય છે તે મીનો કરકોમાં મળે છે તેથીજ આતશ નીઆએશમાં મોટા માન સાથે યાદ કરેલો છે. સર્વે આતશોનો સરદાર મીનો કરકો છે. અહુરમજદના નુરનો અંશ આ આતશમાં છે.

**આદર ગુશે-અસ્પ**—આ આતશ માટે લખાણ મળે છે કે ક્યાંની શાહ કએખુશરો બુતપરસ્તી તોડવા [1]**દેજ બેહેમન** જીતવા ગયો હતો ત્યારે તેના ઘોડાના કાન પર આ આતશ પડયો તેથી ગુશઅસ્પ નામ રાખ્યુ અને આ આતશની જગ્યા બુનદેહેશ મુજબ [2]ચેસ્તવર હતી. આ પાદશાહ પેહેલવાંનો, સીપાઈઓ પર મવહકલ ગણેલો છે. **દેજ બેહેમન** જીત્યા પછી કએખુશરૂએ એ આતશને સ્થાપ્યો હતો. વીજનો આતશ પણ એને કહે છે.

**આદર ખોરદાદ**—આ આતશને માટે શાહનામામાં લખાણ મળે છે, કે અરદેશીર બાબેકાનના મમાવા બાબકે સ્વમામાં આદર ખોરદાદને જોયો હતો. વળી [3]જરતોસ્ત બેહેરામ પોતાના જરતોસ્ત નામામાં લખે છે કે આ આતશ આપની દીનની ગવાહી આપવા શાહ ગોશતાસ્પની દરબારમાં એક ફરેસ્તા તરીકે આવ્યો હતો. અશો શક્તિ તરફથી લખાણ મળે છે તમાં કહે છે કે શરૂઆતની દુનિયામાં 'બે મીનો' વચ્ચે તકરાર થતાં આતશ પ્રગટ થયો તેમાં સ્પેન્તમીનો તરફથી જે આતશ થયો તે આતશ ખોરદાદ કહેવાયો છે. અને તેમાંથી આતશ નેર્યોશંગની પણ ઉત્પત્તિ છે, નેર્યોશગ આતશ એક યજદ તરીકે પણ ગણાય છે અને ખુદરતના કાસદ તરીકે કામ કરે છે. હવા રૂપે આ શક્તિઓ કામ કરે છે, અને પવિત્રાઈથી ચાલનાર ઇનશાનોના અવેશમાં ( યાને શરીરમાં પવિત્ર શક્તિનો વાસો થવો, ધ્યાન થવું, વસવું વિગેરે ) થાય છે અને સારૂં ધ્યાન રહે છે. જેથી દુનિયામાં સારાં કામો કરી તે ઇનશાન નામના મેળવે છે.

---

૧ વાચો આ કેતાબમાં ગોશ યજદની સેફત ફરેસ્તાઓના લખાણમા.

૨ ચેચસ્તવરને આપણા દસ્તુરો ગુફા સમજેલા છે પણ તેમ નથી એ એક સરોવરનું નામ છે જામાસ્પીમાં લખે છે કે કએખુશરૂ પાદશાહ ગુફે હયાત છે અને બંદગી કરે છે વિગેરે. જ્યારે 'નાસેખ-ઉત-તવારીખ'મા લખે છે કે "કએખુશરૂ પાદશાહ આ ફાની જેહાંનથી ગુજરી ગયો ત્યા સુધી નેહાવંદ નામના પાંહાડપર ગોશે-નશીન થઈ યજદાની બંદગીમા મશગુલ રહ્યો હતો. ઉપલો ચેચસ્ત નામનો સરોવર આદર બાઈજાનમાં આવેલો છે તેને હાલમાં Lake Urumiyah સાથે સરખાવામાં આવ્યો છે. કએખુશરૂ પાદશાહ માટેના જામાસ્પીના લખાણ માટે અનુમાન થાય છે કે કદાચ જામાસ્પી લખાઈ ત્યાં સુધી કએખુશરૂ પાદશાહ હયાત રહ્યા હોય, અને ત્યારબાદ ગુજરી ગયા હોય. ( પ્રગટ કર્તા ).

૩. જરતોસ્ત નામાનો બનાવનાર.

**આદર ફ્રોબા**—શાહ જમશેદે પેહેલાં [1]ઓક્સસ નદીના કીનારાપર 'ખારજમ' નામના મુલકમાં 'ગદમન હોમંદ' નામના પાહાડપર સ્થાપ્યો હતો. જમશેદ પાદશાહના મરણ પછી આ આતશને જોહાક પાદશાહના હાથમાં જતો બચાવ્યો હતો. ત્યારબાદ ગુશતાસ્પશાહના રાજ્ય અમલમાં શાહ ગુસ્તાસ્પે એ આતશને 'ખારજમ' માંથી ઉચકીને [2]કાબુલસ્થાનમાં રોશન નામના પાહાડ પર સ્થાપ્યો હતો, શાહ ગુશતાસ્પના બેટા પેશોતને આ આતશની જાળવણી કરી અને આતશ ફ્રોબા અને આતશ ગુશસ્પની મદદથી મૂર્તિ પુજાનો નાશ કર્યો. આ આતશ અથોરનાન ટોલાપર મવક્કલ છે. બુનદેહેશ કેતાબ લખાઇ ત્યાં સુધી આ આતશ મોજુદ હતો.

**આદર બુરજીન મેહેર**—શાહ ગુસ્તાસ્પે આ આતશને ખોરાસાનમાં આવેલા 'રએવંદ' પહાડ ઉપર તખ્તનશીન કર્યો હતો, કે જે પહાડ પુસ્તેવીસ્તાસ્પાન નામના પહાડનો એક ભાગ છે. હજરત જરતોસ્તે ગુસ્તાસ્પશાહને દીન કબુલ કરાવી ત્યારે આ આતશ મોજેજા તરીકે પાસે રાખ્યો હતો. દુનિયાના ખેડુત અને બુરજીગરોપર આ આતશ મવક્કલ છે. **બુનદેહેશ** કેતાબમાં અને ફારસી રેવાયતોમાં એવું લખે છે કે અશો જરતોસ્ત સાહેબ આ આતશ [3]દાદારની દરગાહથી લાવ્યા હતા અને સુખડ કાથી વગર તે હમેશાં રોશન રેહેતો હતો અને કોઇ પણ ચીજથી બુજાતો નહતો વિગેરે. બેહેમન યસ્ત બાબ ૩ જો ફકરો ચાલીસમો છે તેમાં પણ લખાણ છે કે, "વરૂનો જમાનો જશે અને મેંઢાનો આવશે;ઃઆદર ફ્રોબા, આદર ગુશસ્પ, આદર બુરજીન મેહેર, પાછા પોતાની જગ્યાએ તખ્તનશીન થશે. અને તે આતશોપર સુખડ, કાથી, તથા ખુશબો કાયદાસર મુકાશે. અને ગનામીનો, દેવો તથા બદબુનીઆદનાવો સાથે ગાભરો થશે, તથા બેહોશ બનશે."

અવસ્તાનાં તેમજ પેહેલવીનાં લખાણો આતશ માટે મળે છે તેમ બીજા પંથો અને ધર્મો જેવા કે યુનાની, રૂમી, બલગેરીઅન, ગ્રીસ, તાતાર, યાહુદી, મુસા પેગમ્બર, સુલેમાન, હીબ્રુઓ, ખ્રિસ્તિઓ, હિંદુઓ, માહમેદનો વિગેરે * સર્વેમાં આતશની બુલંદીનાં લખાણો જાબજા મળે છે. આપણે હાલે **આતશ-બેહેરામ, આતશ-આદરાંન, આતશ-દાદગાં** કહીએ

---

૧. The River oxus. ૨. જુવો બુનદેહેશ વેસ્ટ. બાબ ૧૭.

૩. આ લખાણ માટે શક છે. દાદારની દરગાહેથી લાવ્યા એમ ન હોય પણ જરતોસ્ત સાહેબની દીન કબુલ કરાવવા આદર ખોરદાદ આવ્યા હતા તેથી આ મોજેજો ગુસ્તાપશાહની દરબારમાં બન્યો હોય.

* સઘળું લેવાં પુસ્તકનું કદ ઘણું થાય છે તેથી ટુંકમાં લીધું છે. (પ્રગટ કર્તા.)

છીએ. પણ અસલ વખતમાં **આતશ–ગાહ, આતશ–કદેહ, આતશ–ખાનહ,** કરી કહેતા હતા. **આતશ–બેહેરામ** એનો ખરો ઉચ્ચાર '**આ-તશ–બેહેરે–આમ**' એનો **અર્થ:—આતશ**=અગ્નિ તત્વ, પ્રકાશીત ઝરો, **બેહેરે**=મુરાદ, **આમ**=ખલકત. '**આતશ બેહેરે આમ**'નો સામટો અર્થ **"જગતની હમકોમની પ્રજાની મુરાદ બર લાવનાર અગ્નિનો પ્રકાશિત ઝરો"** થાય છે. ઉપલા બોલોપરથી આપણે હાલ આતશ બેહેરામ કહીએ છીએ.

**આતશ–બેહેરામ** શબ્દ અસલ ઈરાનમાં વપરાતો નહિ હતો પણ પારસીઓનું બ્હાલું વતન ઈરાન દેશમાં પારસીઓનો છેલ્લો **પાદશાહ [1]યજદેઝરદ શેહેરીઆર ઈ. સ. ૬૩૨ માં ૧૫** વર્ષની વયે ગાદીનશીન થયો. આ વેળા આરબોનું બળ વધી ગયુ હતું. અને જ્યા ત્યાં તેઓનીજ ફતેહ હતી. યજદેઝરદ શેહેરીઆર પોતે રાંક અને નરમ હતો. તેવી વેળાએ ઇરાનનો બગડેલો મામલો જોઈ ખલીફ ઓસમાને પ્રથમ લડાઈ કરી, પણ ઈ. સ. ૬૩૮ માં પુલની લડાઇમાં આરબો હારી નાશી ગયા. તે પછી **હીરાની લડાઇમાં** પણ તેઓની હાર થઈ. આથી તેઓએ લુટફાટ ચલાવી. અને પહેલવેહેલું બગદાદ શેહેર લૂટયું. ઇ. સ. ૬૪૦ માં **કેદેસીઆની** લડાઇમાં ઇરાનીઓનો વડો સરદાર **રૂસ્તમ ઇબ્ન ફેરોખજાદ** માર્યો ગયો. જેથી ઇરાનીઓની તદ્દન હાર થઈ. અને **[2]દરફસે કાવાની** નામનો રાજનો જુદો દુસ્મનોએ કટકા બુકલા કર્યો. ત્યારબાદ બીજી લડાઈ **નેહાવંદ** તરફ થઇ તેમાં આરબો જીત્યા અને યજદેઝરદ શેહેરીયાર પાદશાહ હારીને નાઠો અને **મર્વ**માં ભરાયો.

**મર્વ શેહેરમાં** એક લોટ દળનારને ત્યાં યજદેઝરદ છુપાયો હતો. તે લોટ દળનારે પૈસાના લોભે દગો કરી ઈ. સ. ૬૫૨માં યજદેઝરદ શેહેરીઆરને મારી નાંખ્યો. આ મુજબ યજદેઝરદના મોત સાથેજ ઇરાનની જરતોસ્તી શેહેનશાહતની આખેરી આવી. કે જે પછી ઈરાનમાં કદી પણ આજદીન સુધી જરતોસ્તી શેહેનશાહત પાછી થઇ નહિં. તે વખતે આખું ઈરાન શેહેર ઝનુની જંગલી

---

૧. ઈરાનના રાજ્યમાં આ ત્રિજો યજદેઝરદ પાદશાહ થયો હતો, તે પારસીઓનો છેલ્લો પાદશાહ ગણાય છે. એના પછી કોઈબી પારસી પાદશાહ થયો નથી પણ ઇ સ. ૧૮૪૨ માં પેહેલા સર જમશેદજી જીજીભાઈ બાટલીવાળા પોતે જાતી રંજ વેઠી ધંધામાંથી નાણું મેળવી ધર્મ કરી નામદાર સરકાર તરફથી નેટીવોમાં પેહેલાજ સર નાઈટ બૅરોનેટ થયા.

૨. ગાવીઆની જુંદો, આ જુંદાં માટે ફ્રેદુન પાદશાહના લખાણમાં વાંચી ગયા. આ જુંદો લડાઈમાં કાઢતા હતા અને ઇરાનીઓ તેથી ફતેહ મેળવતા હતા. એવું શાહનામામાં લખાણ છે.

આરબોને હાથે ઉજડ થયુ અને જરતોસ્તીઓનુ રાજ્ય તેઓએ નાબુદ કર્યું. રાજ્ય ગયું તેથી તે જરતોસ્તી કોમ પર પણ જુલમ ગુજરવા માંડયો જેથી આરબોની જાસ્તીને લીધે જરતોસ્તીઓ ઇરાન દેશ તજી કીસ્તીમાં સ્વાર થઇ હિંદુસ્થાન આવવા દરિયા માર્ગે નીકળ્યા, ત્યારે તે કમનશીબોને તેઓના વખતે યારી નહી આપવાથી દરિયાએ પણ તુફાનના વમલમાં લઇ બહુ હેરાન કર્યા, અને તમામ કોમ ડુબી જઈ ફના થાય એવી સ્થિતિમાં આવી પડી તેથી વહાણો (કીસ્તી) પરનાં તમામ આથોરનાનો (મોબેદો) અને બુજર્ગોએ એક નૈયત (આરાધના) કરી કે "જો તેઓને આ મુશ્કેલીના વખતમાં બેહેરામ યજદ ફરેસ્તો મદદ કરે તો હિંદુસ્થાનની જમીનપર સહી સલામત ઉતરતાંજ પાક બેહેરામ યજદની યાદમાં એક **આતશ—બેહેરામ** બાંધીશું" આ નૈયત ફળી અને તેમનુ ચાહવું બર આવ્યું. તેઓ સહી સલામત ***સંજાણ** જઇ પુગા. **સંજાણમાં** તેઓ ઠરી ઠામ પડયા પછી પોતે કરેલી માનતા પુરી કરવાની તેઓને ઇચ્છા થઇ. અને બંદગી તેમજ ક્રિયાકામ માટે તેઓને આતશ ખાનાની જરૂર જણાઈ. જેથી તેઓએ, પેલા ફરેસ્તા બેહેરામ યજદની યાદમાં તેના નામપરથી **આતશ–બેહેરામ** પરઠવાનું ઠેરવ્યું. ત્યારબાદ તેઓ **સંજાણ**ના તે વખતના રાજા નામે '**જાદીરાણા**' પાસેથી પરવાનગી લઈ, ખોરાસાનથી પોતાની સાથે લાવેલા આલાતો (યજશને, વંદીદાદ, બાજધરણું, વિગેરે યોજદાથરેગરીનાં મોબેદોનાં કામમાં આવતાં ક્રિયા કામના વાસણો)થી તૈયાર કરીને એક જુદી ઇમારત બાંધી. અને આ 'આતશ–બહેરામ' સંવત ૭૭૭ ના માસ અસાડ વદી નવને દિવસે તખ્તનશીન કર્યા. (હમણા સંવત ૧૯૬૯ ચાલે છે. એટલે ૧૯૬૯ માંથી ૭૭૭ બાદ જતાં બાકી ૧૧૯૨ રહે ત્યારે ૧૧૯૨ વર્ષો થયાં સંજાણમાં આતશ બહેરામ પરઠયા છે.) આ આતશ–બેહેરામ માટે એવી કથા ચાલે છે કે પ્રથમ આતશ બેહેરામ સ્થાપન કર્યા તે વેળા વીજળીનો આતશ મેળવવા માટે વડા દસ્તુર પોતાની કોમને પોતાની સાથે લઈ ખુલ્લાં ચોગાન મેદાનમાં (જંગલમાં) ગયા. અને પથ્થરની એક મોટી શીલાપર સુખડને મુકયું અને ચાર [1]મુખ્ય

---

* હાલ બી. બી આઈ રેલવેમાં મુંબઇથી ઉદવાડા તરફ જતાં આ '**સંજાણ**' ગામનું સ્ટેશન આવે છે ધર્મી જરતોસ્તીઓને આ ટ્રેનમાં મુસાફરી કરતાં દરમીઆનમાં આ **સંજાણ** સ્ટેશન આવતાં તેઓના મનમાં ફરી એકવાર આગલી યાદ થાય છે કે આજે તો તેઓ હસી ખુશીથી મુસાફરી કરે છે પણ ઇરાનથી બીચારા નાઠેલાઓ પેહેલા અહીંજ આવી મુકામ કર્યો હતો. (પ્રગટ કર્તા)

૧ ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, ચાર મુખ્ય દિશાઓ છે.

દિશાએ ચાર અતી પરહેઝગાર મોબેદોને ભણતર ભણવા ઉભા રાખ્યા, અને બુલંદ અવાજે માથ્રવાણી પઢવા લાગ્યા. દશતુરે આકાશ તરફ જોઈ ગેબી શક્તિવાળા કલામો પઢયા કે એક [1]વીજળી તુરત તે સુખડ પર પડી, આતશ રોશન થયો. આજે સેંકડો વર્ષો થયાં આ આતશ હાલ ઉદવાડા ગામમાં **ઈરાનશાહ આતશ-બહેરામને** નામે છે. આ આતશ બહેરામની શાલગરી રોજ ૯ મો આદર, માહ ૯ મો આદરને દિવસે પડે છે. કહે છે કે યજ્દેઝરદી શહેનશાહી સને ૯૦ માં આદર મહીનો ને આદર રોજે દશતુર નેયાસંગ ધવલે આ આતશબહેરામ સાહેબને પેહેલા પરઠયા હતા. જે હાલ ઉદવાડા ગામમાં મોજુદ છે. આજે યજ્દેઝરદી સને ૧૨૮૨ માં આ આતશબહેરામને લગભગ ૧૧૯૨ વર્ષો પુરાં થયાં છે. યજ્દેઝરદી આ ચાલુ સાલ ૧૨૮૨ માં આદર મહીનો ને આદર રોજે ઉદવાડાના ઈરાનશાહ આતશને ૧૧૯૩ મુ વર્ષ શરૂ થશે.

**પ્રથમ આતશ-બેહેરામ સ્થાપન કરતી** વેળા જુદી જુદી જાતના ચઢ ઉતરની પંકતીનાં આતશ લઈ તેને પાવન કરી બાલાતર સ્થિતિમાં લાવવામાં આવે છે, તેમાં જુદા જુદા ધંધાદારીઓ હસ્તકથી વપરાતા આતશ મધ્યેનાં લાવવામાં આવે છે, અને તે આતશોને જુદા જુદા રાખી એક સુરાખદાર ચમચની મારફતે તેઓનો અર્ક ઘટતી ક્રિયાથી કાઢી એક કરવામાં આવે છે, પછી ગમે તેવા દરજ્જાનો અથવા ગમે તેવી હાલતનાં માણસોને ત્યાંનો તે આતશ હોય તોપણ જ્યારે ઘટતી ક્રિયા તથા ભણતર કરીને તેઓનાં ખાલેશ નુરનો અર્ક એક બીજાની સાથે ભેળી નાખવામાં આવે છે, એટલે તે સઘળા એકજ દરજ્જાનાં આતશ થઈ જાય છે, અને પાદશાહી આતશમાં કે લોહારના આતશમાં, કે ફકીરના આતશમાં કશો ફરક રેહેતો નથી.

**આતશ-બેહેરામ સ્થાપતી વખતે** સર્વે વર્ણનાં આતશ લેવામાં આવે છે જેવાંકે નસાનાં--આતશ, જ્યાં ઈંટ ચુનો પાકે છે ત્યાંના, કોરીનાં અને કુંભારને ત્યાંનાં મિશ્રીત ધાતુની ભઠ્ઠીનાં, લોઢું ઓટવાની ભઠ્ઠીનાં, સુનુ ગાળવાની, જસતના કારખાનાનાં મિશ્રીત ધાતુનાં વાસણ બનાવવાની ભઠ્ઠીનાં, ભઠીયારાને ત્યાંનાં ચેહેનાં આતશ, ભરવાડ તથા વણજારાને ત્યાંનાં, લશ્કરી છાવણીનાં, કલ્લાઇની ભઠ્ઠીનાં, હાકેમનાં, મડદુ બાળવાનાં આતશ, વીગેરે વીગેરે પેવન કરી કેબલામાં મુકવામાં આવે છે.

---

**૧ કેરેશાસ્પ નામામાં પણ એવો દાખલો બતાવે છે કે એક શહેરમા પેહેલવાંન કેરેશાસ્પ ગયો ત્યાં પાણી નહોતું. ત્યાંના લોકો એકઠા થઈ મેદાનમાં વાસણ લઇને જાય અને વડો ધર્મગુરૂ ભણે કે વરસાદ કમોસમે પડે અને રૈયત આઠ દિવસનું પાણી ભરી લે. આઠ દિવસે અસાસ થાય ને વળી પાછા પાણી ભરીલેવા જાય.**

૧એ આતશો મેળવવાની રીત એવી છે કે પેહેલાં દશતુર અથવા મોબેદ આતશો એકઠા કરે છે, તે દરેક ઠેકાણેથી તેઓ કંઇ આતશ લેતા નથી. પણ દરેક આતશ મેળવવા માટે રૂનો એક ગોળો સળગાવી તે પવીત્ર આતશ બનાવે છે. એ પ્રમાણે પેહેલામાંથી મેળવેલા આતશમાંથી તે બીજો આતશ સાવચેતીથી સળગાવે છે, અને તેની જોતથી ત્રીજો, વળી ત્રીજાની જોતથી ચોથો, એવી રીતે પેવન કરે છે. કોઇ વખતે નવ યા કોઈ વખતે ૨૦) જોતથી એ આતશ મેળવે છે, તે એટલે સુધી કે મુળ આતશને હલકા ઉપયોગમાં લીધો હોય તો તે અસ્વચ્છ ભાગ પાક થઈ ફક્ત સર્વેથી પવિત્ર ભાગ રહે છે ત્યાં સુધી ઉપર જણાવ્યા મુજબ નવી જોતો મોબેદ બનાવતો જાય છે. એટલી ક્રિયા કર્યાબાદ આતશ બાલાતર સ્થિતિમાં આવે છે, પછી તેમાં વીજળીનો આતશ મેલી વધુ પવિત્ર કરે છે. હાલ દુનિયામાં ઓછામાં ઓછી વસ્તી જરતોસ્તીઓની છે, યાને જરતોસ્તી કોમ ઘણીજ નાની છે તેઓમાં હિન્દુસ્તાનમાં આઠ અને ઇરાનમાં બે મળી દશ આતશ–બેહેરામો છે. મુંબઇનાં અને બહાર ગામનાં આઠ આતશ–બેહેરામોની ટીપ.

## આતશ બેહેરામ સાહેબ પરથ્યા તે નીચે મુજબ.

| રોજ | માહા | સને યઝદેજરદી. | બંધાવનાર ધણી. | ટોલો | ઠેકાણું. |
|---|---|---|---|---|---|
| ૯ | ૯ | ૯૦ | દશતુર નેરીઓ સંગ ધવલ | શેહેનશાહી | ઉદવાડા. |
| ૧૭ | ૨ | ૧૧૩૫ | ખુરશેદજી ટેમુલજી દેશાઇ | શેહેનશાહી | નવસારી |
| ૧૭ | ૧ | ૧૧૫૩ | દાદાભાઈ નસરવાનજી દાદીશેઠ | કદીમ | મુંબાઈ બાહારકોટ. |
| ૧૭ | ૨ | ૧૧૯૩ | દાદાભાઈ નવરોજી મોદી | શેહેનશાહી | સુરત |
| ૩ | ૪ | ૧૧૯૩ | પેસ્તનજી કાલાભાઈ વકીલ | કદીમ | સુરત |
| ૧૭ | ૨ | ૧૨૦૦ | હોરમજી બમનજી વાહાડીઆ | શેહેનશાહી | મુ○ ચર્નીવાડી |
| ૧૭ | ૪ | ૧૨૧૫ | કાવસજી બહેરામજી બનાજી | કદીમ | મુ○ કરેલવાડી |
| ૩ | ૨ | ૧૨૬૭ | અનજુમનનાં | શેહેનશાહી | મુ○ ધોબીતલાવ. |

ઇરાનમાં બે આતશ–બેહેરામોમાંનું એક કેરમાનમાં છે અને એક યઝદમાં છે, અસલ એ આતશખાનું સાસાનીયાન બાદશાહોના વખતનું છે. ઇસ્વી સને ૬૫૨ માં આરબોએ ઇરાન તાબે કર્યા પછી આરબોનો દોર ઇરાનમાં ચાલુ થવાથી તેમનાં જુલમથી નાશી યઝદ શેહેર તજ્યું, અને અધડા નામના ગામડાના ' શેકફતેહયઝદ ' નામના એક બુલંદ પહાડપર લઇ જવામાં આવ્યા, ત્યાં ૩૦ વર્ષ સુધી રાખ્યા પછી સુલ્હે પથરાતાં પાછા યઝદ જઈ સ્થાપન કીધા. આતશ બહેરામ પરથતાં ૧૬ જાતના આતશોને સામેલ કરવામાં આવે છે. વળી પાદશાહના ઘરનો આતશ તેમજ ફકીરના ઘરનો

૧ આ બીનાં મારી મોટી ખોરદેહ અવસ્તા કેતાબમાં આવી ગઇ છે. (પ્રગટ કર્તા)

આતશ પણ લેવાય છે. એટલે સર્વે કોઇએ આતશબહેરામ મકાનને સેજદો કરવો વાજબી છે. ઈરાનથી સંજાણ આવ્યા તે વખતને માટેની વધુ ખબર એવી મળે છે કે સંજાણના '**જાદીરાણા**' તેના વંશના તાબામાં ઈરાંનીઓ ઘણાં વર્ષો રહ્યા ત્યાર બાદ ઇસ્વીસન ૧૪૬૯ માં **મહમદ બેગડાએ** ચઢાઈ કરી સંજાણનું રાજ લીધું, ત્યાર પછી જરતોસ્તીઓ ઉપર જુલમ ગુજરવા લાગ્યો. આ [1]જુલમથી જરતોસ્તીઓ **આતશ બેહેરામ** (આતશ) ને લઇને **બાહારોટ**ના પહાડોની ખીણોમાં ૧૨ વર્ષ જઈ રહ્યા. ત્યારબાદ **વાંસદા**ના જંગલમાં જઇને ૧૪ વર્ષ રહ્યા. તે વખતમાં નવસારીમાં **ચાંગાઆશા** નામનાં એક તવંગર બેહેદીને મદદ કરી નવસારીમાં ઈસ્વીસન ૧૪૯૫ ની સાલમાં લાવી પાછા સ્થાપન કર્યા. આ આતશબેહેરામ ઇસ્વીસન ૧૭૩૨ સુધી નવસારીમાંજ હતા. પણ ઇસ્વીસન ૧૭૩૨ માં પીંડારાઓએ જુલમ ગુજારવા માંડયો, તેથી મોબેદો તેજ સાલમાં રાતોરાત (આતશને)સુરત લઈ ગયા. અને ઇસ્વીસન ૧૭૩૩માં સુરતથી પાછા નવસારી લાવ્યા. આ પછી સંજાણા મોબેદોને અને નવસારીના મોબેદોને હકનો વાંધો ઉઠયો, તે વાંધાનો ઇનિસાફ **સોનગઢ ગાયકવાડ**ની દરબારમાં થયો. આ ઇનિસાફ સંજાણા મોબેદોની તરફ યાને લાભમાં ઉતર્યો. અને ગાયકવાડે આતશ થકી પરવાનો આપ્યો જેથી આ આતશ બહેરામને તા. ૧લી અકટોબર ૧૭૫૧ના દીને નવસારીથી વલસાડ લઈ ગયા. ત્યાર પછી સર્વે મોબેદોએ અને અનજુમને એકમત થઇ **દામાજીરાવ ગાયકવાડ** પાસેથી પરવાનો લઈ તા. ૨૮મી અકટોબર ૧૭૫૨ના રોજ વલસાડથી ઉદવાડે લઈ ગયા. જે હાલ પણ ઉદવાડામાં **ઇરાનશાહને** નામે કાયમ છે. ઈસ્વીસનની ૧૮મી સદીમાં બાઈ **મોટલાંબાઈ જહાંગીર વાડીઆએ ઉદવાડામાં** આતશબેહેરામનું મકાન લાખોને ખર્ચે બંધાવી આપ્યું, જે હાલ ઉદવાડા ગામમાં મોજુદ છે. ઉદવાડાના આતશ બહેરામને સૌથી મોટું માન છે અને આ આતશમાં ખુદરતી વીજળીનો આતશ છે. ત્યાર પછીથી હીંદુસ્થાનમાં બીજાં સાત આતશ બેહેરામ બંધાયાં જે માટે ઉપર લખાણ વાંચી ગયા.

ભણતરમાં ભણીએ છીએ કે **આતશ** (ફ્લાંન) **આદરફ્રા.** તે **આદર ફ્રા આતશ** ઇનિશાનોનાં શરીરમાં જે ડહાપણનું ઓછું વધતું પ્રમાણ છે તેને કહે છે. એમાં પણ ચાર ભેદ છે. જેવા કે—**આદર-ફ્રા, નેર્યો, દારા, ખોરેહ.** જે સામટી રીતે **આદરફ્રા** કહેવાય છે. ઇનિશાનની ચાલુ સ્થિતીમાં

---

[1] જ્યારે આતશ જેવા નુરી કેબલા માટે પણ આ મુજબ બન્યુ ત્યારે ઇનિશાનપર વીતે તેમાં શું નવાઈ છે ?

તેની પવિત્રાઈ યાને ભીતરની ગરમી **આતશદાદરાનને** મળતી છે. જેમ ધર્મનો વધુ અભ્યાસ કરે તેમ તે **આતશે—નેર્યોસંગ**ને મળતી થાય. ને ત્યારબાદ જો વધારે ઉંડાણુ અભ્યાસ ધર્મનો કરે તો **આતશ—બોરહેરામ** સુધી પહોંચે. અને ત્યારબાદ **આતશફરાહ** શક્તિ બરોબર પહોંચી વળે. ( એટલી પવિત્રાઈ જોઇએ અને નિયમ પળાય તોજ તેમ બની શકે ) ત્યારે સામા માણસના વિચારને તેના કહ્યા વગર તુરત પામી જવાય અને જો તેમને તેમ વધુ અને વધુ પવિત્રાઈ પાળે તો ઇનિશાનના ભીતરનો આતશ તેજોમય વધારે થાય. અને દુનિઆના અદીઠ કારોબાર થઈ ગયા અને થશે તેનું તે ઇનિશાનને ખુદરતી ધ્યાન રહે. ત્યારે એમજ કહેવાય કે **ખુદરતનો આવેશ** છે. આ પ્રમાણે અસલ વખતમાં વિદ્વાનો થઇ ગયા છે અને હજુ પણ ચાલુ જમાનામાં એવાં ગોહરો છે. આતશની ખુબી જાણવા થકીજ આટલો લંબાણ ખુલાસો અત્રે ટાંક્યો છે કારણ કે ખુબી જાણ્યા વગર તારીફ કરી શકતાં નથી, અને તેથીજ દીન આઇનિમાંથી ધ્યાન અને યકીન ઓછાં થયાં છે. આજકાલ જરથોસ્તીઓમાં આતશની જાળવણી બરોબર રખાતી નથી. આતશ આગળ દુરવંદ રાખે છે જે દીનના ફરમાનથી ઉલટું છે. વળી તેઓ બતાવે છે કે દુરવંદને ત્યાં શું આતશ નથી કે? વિગેરે વિગેરે. પણ ટુંકમાં કહેવાનું એજ કે આગળ બેહેસ્તના વિષયમાં વાંચી ગયા તેમ એકથી અનેક જીંદગી ભોગવવાની છે. કોઈ જીંદગી બીજી કોમમાં પણ થઇ હશે, પણ તેથી એવું નથી સાબીત થતું કે સ્વધર્મ ફરમાન તોડી ચાલવું ! આ ચાલુ જીંદગીમાં જે ધર્મમાં જન્મ મલ્યો છે તે સ્વધર્મ ફરમાન પાળીને ચાલવાથી પોતાનેજ સારૂં તેમજ ફાયદો છે. નહીતર પોતાની કરણી આ તેમજ બીજી જીંદગીઓમાં પોતાનેજ ભોગવવાની છે. તેનું ફળ તે કરણી કરનારનેજ મળે છે.

હજુ આ ચાલુ વખતમાં આપણા લોકોમાં સહવાર સાંજ લોબાનનો ધુપ કરવાનો ચાલ છે તેનો પણ અર્થ એજ સમજાય છે કે ઘરબાર સાફ કરવાથી ગલીચી દુર થાય છે અને ત્યારબાદ લોબાનનો ધુપ કરવાથી બદહવા દુર થઇને સ્વચ્છ હવા થાય છે અને તનદુરસ્તીના બાબમાં ઘણો ફાયદો થાય છે. હવે ધારો કે અસલ વખતમાં જ્યારે ધર્મનો એતેકાદ ધરાવતા હતા તેવા વખતમાં તેઓ બિચારાઓ પર કેટલા હદિશા પડતા હતા અને જુલ્મી રાજ્યોમાં ધર્મ નહિ પળાયાથી તેઓ ધર્મને ખાતર અસલ પોતાનું વ્હાલું વતન દેશ ઇરાન તજી હિંદુસ્થાન આવ્યા હતા. જ્યારે આજે સુધારાના રાજ્યમાં નચીંતાઇથી રહેવાનું છે ત્યારે પારસીઓ ધર્મની ડુબાડુબ કેટલી કરે છે? અને દેખાદેખીનો સફાર નગરનો સુધારો આજકાલ

જતાં અટવાય છે ત્યારે પરકોમનાં ભણતરો કરાવે છે. ત્યારે સીધે પાધરે પોતાનો સ્વધર્મનાં જે કંઈ ખરાં ફરમાનો પાળી શકતાં હોય તે પાળી ફરજ બજાવે અને જોઈતું જ્યોતીષનું પણ જ્ઞાન મેળવે તો તેઓને ઉપર ઉપરનો સુધારો બતાવી અડીબીડીએ અટકી બેસવાનુ ન રહે યાને નાહની વયથી કુમળાં ભેજાંમાં તેઓના માબાપો ધાર્મિક શિક્ષણ ઠસાવે અને ત્યારબાદ સ્કુલની કેળવણી મળે તો બેશક ઘણો ફાયદો દેખે.

**આતશને લગતો એક અગત્યનો ખુલાસો**—આ ચાલુ જમાનામાં હમણાં જ્યાં જોઇએ ત્યાં વીજળીથી ચાલતી ગાડીઓ અને એરોપ્લેન (હવામાં ઉડતું વહાણુ) નીકળેલાં છે. હાલ રેલવે કંપનીમાં પણુ થોડા વખતમાં વીજળીક બળથી ચલાવવાની યોજના થતી સાંભળીએ છીએ. ઘેરઘેર તેલના ચુલાઓ જોઈએ છીએ. (પ્રાઇમિસ સ્ટવ ઘણે ભાગે જોવામાં આવે છે) આતશ રાખવાની માથાકુટ અને ધુંમાડા વિગેરેના કંટાળા થકી લોકો તેલના ચુલા વાપરે છે પણુ '**જેનુ કામ તે તેજ કરે છે**' તે મુજબ આતશનું કામ તેલનો ચુલો સંપુર્ણ કરી શકતો નથી. જેમ રેલવેમાં પણુ વીજળીક બળથી ગાડી ચલાવવાની યોજના થઈ છે, વીજળીક ટ્રામવે નીકળી છે, મોટરો નીકળી છે, તેજ મુજબ હવે વીજળીક રોશની પણુ જોવામાં આવે છે. ઘણેક ઘેર તેમજ ઑફીસોમાં પણુ વીજળીના તારના સંદેશા, વીજળીની રોશની જોવામાં આવે છે. તે મુજબ હવે થોડા વખતમાં નવી શોધ થઈ '**વીજળી બળથી ચાલે એવા ચુલા**' પણુ નીકળશે ખરા! જામાસ્પીની આગાહી છે કે "આખર હજારામાં વીજળીનો હુન્નર જાહેર થશે અને તે ઘણો ચાલશે" તે હાલ જોવામાં આવે છે. આ પ્રમાણે સઘળે વીજળી દરેક ઠેકાણે બનતાં હજી સદીઓનો વીલંબ જોઇએ. આજકાલ અને એકદમ થઈ શકતું નથી. પણુ જેમ ચાલુ સદીમાં દર દિવસે નવો સુધારો અત્યંત માલમ પડે છે તેમ ધીરે ધીરે આતશના ચુલા માટે પણુ સુધારાની યોજના થશે. એકબાર્ગી આ સુધારો ધર્મીઓને પસંદ નહીજ પડશે. પણુ આતશ આગલ દુરવંદ રાખી નજીસાત વપરાવે તે કરતાં આ અનેક દરજ્જે ઠીક કહેવાય. **આતશ બેહેરામ, અગીયારી, દાદગાં—દરેમેહેર** વિગેરે ઠેકાણે આતશ સચવાયલા પાવ રહેશે. પરકોમોમાં આતશ બુજવાય છે અને ધર્મી જરતોશ્તીઓની તેપર નજર પડતાં તેઓની લાગણી ઘણી દુખામ છે. જ્યારે કોઇકિ સુધારાવાળાઓને તે જોઇને ગમ્મત પડે છે જેથી તેઓની મશ્કરી કરે છે. વિગેરે. અલબતે જરતોશ્તીઓ આતશ ઘરમાં

રાખે અને પોતે વખતસરનું પોતાનું કામ કરી સુખડ ખુશબોઈ બાળી બેહુતર ક્રિયાકામ કરે તે જેવું તો આ તેલના ચુલા (તેમજ વીજળીના ચુલા) કરી શકેજ નહી, યાને પવિત્ર આતશની દરેક ગરજ આ સુધારાના ચુલા કરી શકે નહી. ઇનશાનના પોતાના જેવા ધાર્મીક વિચાર હોય તેને અનુસરતી આસપાસનાઓની પણ રીતી હોવી જોઇએ, અને જમાનો પણ તેના વિચારને અનુસરતો જોઇએ, ત્યારેજ ધાર્મીક જે ખરા વિચારો હોય તે આપબળથી પાર પડે છે. ( પ્રગટ કર્તા. )

---

## પાહાડ.

અવસતામાં યજશનેના હામાં જે લખાણ પહાડ થકી મળે છે તે નીચે મુજબ છે.

(૧૪) મજદના પેદા કરેલા પવિત્ર ચળકાટના પ્રકાશીત પહાડ ઉષિદરૅનને અને મજદના પેદા કરેલા તમામ પહાડોને તથા વિશાળ ખોરેહને, મજદના પેદા કરેલા પાદશાહી દબદબાને, મજદના પેદા કરેલા અણદીઠ દબદબાને હું ( આ ) અર્પણ કરૂં છું, તથા સંપુર્ણ કરૂં છું. અવિવંધુહી ( અશોઇ )ને ચિસ્તિવંધુહી ( ડાહાપણ )ને, પવિત્ર સચ્ચાઇ અને ઇનસાફને મજદના પેદા કરેલા દબદબા અને આબાદીને હું ( આ ) અર્પણ કરૂં છું તથા સંપુર્ણ કરૂં છું. ( યજશને હા ૧ લો ફકરો ૧૪ મો. )

યજશનેના બીજા હાનો ૧૪મો ફકરો પણ એને મળતોજ છે.

**અવસ્તા**—ગરોઇશ ઉશીદરેનહે મજદદાતહે, અષખાથ્રહે વીસ્પે·

**શામ ગઇરીનામ, અશખાથરનામ, પૌરૂખાથરનામ, મજદદાતનામ**

**અર્થ**—અહુરમજદના પેદા કરેલા અશોઇના ચળકાટવાળા **ઉષિદરૅન** ( નામના ) પહાડની તથા અહુરમજદના પેદા કરેલા પવિત્ર અને પુરતા સુખવાળા તમામ પહાડોની વખાણ ( જોતી મને જાહેર કરે. )

( સીરોજા ચરત ફકરો ૨૭ મો ).

. (૩) વાદળાં વરસાદ જેણે પહાડોની ટાંચો ઉપર તારા શરીરને વધાર્યું તેમને હું વખાણું છું. બુલંદ પહાડો જ્યાં હોમો ઉગે છે તેમને હું વખાણું છું. (યજશને હા. ૧૦ મો ફકરો ૩જો).

**ખુલાસો**—ઉષદરેન પહાડનાં જાબજાં વખાણ અવસ્તામાં મળે છે. આ પહાડ માટે 'બાહોશીનો પહાડ' એવો અર્થ તરજુમાઓમાં કરવામાં આવ્યો છેઃ આ અર્થ ખરો છે. અસલ વખતમાં બામદાદના (ઉગતા) સૂર્યનો

આ પહાડ હતો. જ્યાંથી સૂર્યનાં કીરણો પહેલાં બહાર દેખાતાં. **ઉષિદરેન** એક ઉંચો પહાડ છે એને પાછલી દંતકથામાં સજેસ્તાનનો એક પહાડ ગણ્યો છે. અવસ્તામાં **ઉષિદરેન પહાડની** તેમજ **અલબુરૂજ પહાડનાં** પણ વખાણ કરવામાં આવે છે.

**ડૉકટર સુલીવાન** પૃથ્વિની સપાટીપરના પહાડોની તેઓની ઉંચાઈના પ્રમાણમાં ૧૮ વર્ગો કરે છે. તેમાં અલબુરૂજને બીજા વર્ગમાં મેલે છે. આ પહાડની લંબાઈ અસલ એટલી બધી હતી કે તેની હારમાંના ૨૨૪૪ પહાડો જુદા જુદા નામે જુદા જુદા દેશોમાં જાણીતા થયલા છે, પણ આ અસલી નામ મોટી લાંબી હારનેજ લાગુ પાડયું છે. અલબુરૂજ પહાડ એક પર્વત તરીકે જાણીતો છે. અને તેની ઉંચાઈ ૧૮૦૦૦ ફીટ છે. હાલ નકશા ઉપર નજર કરતાં ઈરાનની ઉત્તરે આવેલા પહાડોની હારને પાછલું એવું નામ અલબુરૂજ આપેલું છે. અસલ ઈરાની રાજ્યોના વખતમાં આ પહાડનો વીસ્તાર ઘણો મોટો હતો. તે વખતમાં એની હદ પૂર્વ સુધી લંબાયલી હોવાથી ઘણી નદીઓ આ પહાડમાંથી વેહેતી હતી. હાલ નકશામાં દેખાડયો તેમ કીઝીલ ઓઝેન, એરેસ અને બીજી નાની નાની નદીઓ આ પહાડમાંથી વહે છે. નદીઓ હમેશાં પહાડમાંથી નીકળી ( શરૂ થઇ) સમુદ્રમાં મળે છે. દેખીતી નજરે આપણને પહાડ ઉંચો દેખાય છે અને માટીના ઢગલા બરોબર જોઇએ છીએ, જ્યારે તેને ખોદતાં જણાય છે કે સખ્ત પત્થરોનો સમાવેશ તેમાં થયેલો છે. અને તેનો શરૂઆતમાં બંધાર વાતાવરણથીજ થયલો માલમ પડે છે. ત્યારે હવે આપણે આગળ વાંચી ગયા કે વાતાવરણ પાંચ અનાસરો (તત્ત્વો) (હવા, પાણી, આતશ, ખાખ, રોશ્ની) ની બનેલી છે, તો અલબત્ત પહાડમાં પણ પાણીનું તત્ત્વ જમીનથી જ મળેલું છે. **"દાનેશ § નામએ જેહાંન"** નામની કેતાબમાં લખે છે કે "પહાડ પેદા થાય છે તેનુ અસલ જે છે તે ખાખ છે, કે તે ખાખમાં પાણીની તરી મળે છે, અને તેને ગરમી પહોંચે છે. તેથી તે ખાખ એકઠી થઈ મળી જાય છે. તેમાં ધીમે ધીમે ચીકાશ મળે છે અને લાંબી મુદતે અંદર પત્થર બંધાય છે. જે પત્થર ભારે, હલકો, સખ્ત, નરમ, અથવા વવરો ( હાથ લાગતાં વેરાઈ જાય એવો ) હોય છે, તે બંધારણ અને

§ 'દાનેશ નામએ જેહાંન' આ ફારસી બોલ છે એનો અર્થ "દુનિઆની ઉત્પત્તિનું નામું" એમ થાય છે. આ અસલ એક ફારસી કેતાબ છે. અને તેનો ગુજરાતીમાં પણ તરજુમો થયલો છે તે કેતાબમાં વાતાવરણ, ખણીજ પદાર્થો, આસમાન, ધરતી, પહાડ, હવા, વિગેરે બાબતોનું ટુંક વખાણ મળે છે. સંપૂર્ણ બાબત નથી મળતી. ( પ્રગટ કર્તા. )

મેળવણી થયા પ્રમાણે બનેલો હોય છે. પહાડનાં કટકાને ઘણી ગરમી પહોંચે છે ત્યારે તેમાં ખુશ્કી (શરદી) ઘણી ગાલેબ થાય છે. તેથી પહાડના કટકાનો બાંધો સુસ્ત થાય છે, તેથી કરીને તે કટકો પોતાની મેળે ભાગીને વીખરાઈ જઈને રેતી બને છે. અને પવન તેને બીઆબાનમાં ઉરાડી લઇ જઈને વીખરી નાખે છે. અને કોઈ વખતે ઘણા જોરથી પવન વાગવાના સબબથી તે રેતી એક જગોએ ઢગલો પડીને પહાડના જેવી દેખાય છે. બીજી જગોની રેતીનો રંગ લાલ, કાળો, ઉજળો અને ભાતભાતનો [1]ઉલટપાલટ

૧. યાને તે મુજબ તરેહ તરેહની હવાઓનો સમાવેશ થયલો હોવો જોઇએ. અને હવાઓ ( વાતાવરણ ) ના પ્રમાણમાંજ તેનું વત્તું ઓછું બળ અને મજબુતી હોય છે. તેથી કાચો પત્થર, પાકો પત્થર, કાળો પત્થર, પોરબંદરી, સંગેમરમર યાને આરસપહાણનો પત્થર વિગેરે કહેવાય છે લંબાણથી નજર પહોચાડતાં માલમ પડે છે કે વાતાવરણથીજ સઘળી ઉત્પત્તિ અને હીલચાલ છે. શરૂઆતમાં કુદરતી રીતે પહાડ ઉત્પન્ન થયા પછીથીજ જેમ જેમ જમાનો આગળ વધતો ગયો તેમ તેમ કોઈ કોઈ ઠેકાણે પહાડ ભાગીને અને કેટલેક ઠેકાણે દરિયો પુરીને રસ્તો બનાવેલો તેમજ ધરતી બાંધેલી જોઇએ છીએ વળી હાલના વખતમાં પણ તે પ્રમાણે જમીન બંધાતી નજરો નજર જોઇએ છીએ અને તે બનાવતાં હજારો લાખોનો ખર્ચ થાય છે ત્યારે આપણને ખરી ખાત્રી થાય છે. વળી વડીલોની કહેવત છે કે **કુદરત મહા બળવાન્** અને **સર્વશક્તિમાન્** છે. આ શબ્દો ખરા છે. જ્યાં સુધી મુખમાં ઝુબાન છે ત્યાં સુધી જો ઈનશાન કુદરતની તારીફ ગાય તો પણ તેની સંપૂર્ણ ખુબી પીછાની શકેજ નહીં. ઘણાકો કલ્પીત વાતોપર ધ્યાન પહોંચાડી તેમજ એક કાને સાભળેલી નિંદા ભરેલી બાબતો પર ભેજું કસીને ખાલી કુથલા કુથલીની વાતો કરે છે, તેમાં ઘણાકો વળી ડાહ્યામાં ખપતા તેમજ પુખ્ત વયના, અને કેટલાકો શીખેલા ભણેલા અને ઉચ કેળવણી પામેલા હોવા છતા એક કાને સાંભળી, ખરાખોટાની ખાત્રી કર્યા વગર કોઈ પણ રીતે પોતાના મનની વલણ દોરવી નીર્દોષોને વગોવવું ચાલુ રાખે છે. તેઓ જો કુદરતના ઉંડાણનો અભ્યાસ કરે તો તેઓને ઘણું નવું જાણવાનું મળે વળી તેઓ જેટલો વખત રોકી પારકી ખોટી નીંદા કરે તે કરતાં તેટલો વખત રોકી રોજનાં પોતાની રોજની કરણીના કાર્યોની નોંધપોથી કરે અને વારંવાર વાંચે તો તેમાંથી પણ તેઓને પોતાની ભુલચુક સુધારવાનું ઘણું મળશે. અને કરણીની શુદ્ધિ થવાથી કાર્યસિદ્ધિ પણ થશે. કારણ પરબુદ્ધિએ લાગી નીર્દોષને વગોવવું એ પોતાને પણ કોઈ વેળા હેરાનગતીમાં આવવું પડે છે. તેના કરતાં તેટલો વખત પરસ્વાર્થ અર્થે વાપરવો તેજ સમજુ જનોનું આ મુખ્ય કર્તવ્ય છે જ્યારે અદેખાંઓને મજકુર બાબતો વહાલી લાગે છે તેમાં કુદરત નારાજ છે. અને જ્યારે કુદરત નારાજ છે ત્યારે તે નીંદા કરનારનું સાર્થક શું થશે ? તેથી ઈનસાનની ફરજ છે કે પરનીંદા કરવા કરતાં કુદરતના ઉંડાણનો અભ્યાસ કરવો એજ દરેક મનુષ્યનું કર્તવ્ય છે. ( પ્રગટ કર્તા. )

નજરે આવે છે, તેવોજ રંગ પહાડો તથા પત્થરોમાં પણ હોય છે, તે પરથી પણ માલમ પડે છે કે રેતીની અસલ જે છે તે પત્થર છે અને પત્થરના કાંકરા છે અને એ રેતી ઉતાવળે મટોડું થતી નથી. અને તે રેતીમાં થોડું પાણી પડતાંની સાથે તેને ચુસી લે છે તેનો સબબ છે કે ખુશકી (શરદી) ની અસર ઘણી ગાલેબ થયેલી છે." વિગેરે.

હવે દરેક ઇનશાન સાધારણ રીતે જાણે છે કે પહાડ શું ચીજ છે. એ બાબતનું ચોક્કસ વર્ણન કરવું ઘણું મુસ્કેલ છે. પહાડ પણ કુદરતી બનાવટ અને ખનીજ પદાર્થોથી કુદરતી રીતે ઉત્પન્ન થયેલા છે તો પણ મોઘમમાં એટલું તો જાણીશું કે જમીનથી ૧૦૦૦ ફીટ ઉંચાં અથવા તેથી થોડા વત્તા ઓછા ઉંચાઇના ઢગને આપણે પહાડ કહીએ છીએ, બે અથવા વધારે પહાડ પાસે પાસે આવી ગયલા હોય તેને પર્વત કહીએ છીએ.

આપણાં પાક અવસ્તામાં **પેશદાદી** અને **કયાંની પાદશાહતના** વખતમાં કેટલાંક શહેરો, નદીઓ, સરોવરો, દરિઆઓ, પહાડો, અને મેંદાનોનું નામ અને વર્ણન મળે છે. તે થોડોક ખુલાશો નીચે મુજબ છે. અવસતા જમાનામાં ઇરાન દેશને લગતાં સંસ્થાનોની જમીન જાતજાતના ફેરફારોથી ભરપુર જણાય છે. તે જમીન જેમ રસાલ, લીલોતરીવાળી હતી તેમજ પહાડી રેતાલ અને ઉજડ પણ હતી. ત્યાં નદી, નાળાં, સરોવર, આસપાસ દરિઆ અને રેતાલ રન વટીક હતાં. આપણાં પાક અવસ્તામાં જેટલું પહાડોનું વર્ણન મળે છે તેટલું દેશો, શેહેરો, નદીઓ, નાળાં, સમુદ્રનું મળતું નથી. **જમયાદ યશત**માં જમીનને માટે અને **રશ્ને યશત**માં પહાડને માટે નીચે જણાવ્યા પ્રમાણેનું લખાણ મળે છે.

**અવસ્તા—યત ચેત અએ રશ્નવો અશાઉમ ઓપ હરાંમ બેરેજયતીમ પોઉરો ફ્રવશાંમ બામીઆમ. યથર નોએદ ખશપ. નોએદ તેમાઓ. નોએદ ઓતો વાતો, નોએદ ગરેમો. નોએદ અખતેશ પોઉરો મહરકો, નોએદ આહેતીશ દેવો દાતહે. નેદ દુનમાન ઓજ જસતે. હરેથીઓ પેતે બેરેજીઆઓ જથીહમે.**

**અર્થ**—ચળકાટવાળો અલબુર્ઝ પહાડ જેની આસપાસ ઘણા સેતારા ગરદેશ કરે છે. તથા જે તરફ રાત, અંધારૂ, ઠંડો પવન, ગરમ પવન, પુરં મરકીવાળી બીમારી, તથા દેવની પેદા કરેલી ગંદકી હોતી નથી. જે **અલબુર્ઝ** પહાડપર ધુમસ પહોંચતું નથી. આ બધી સીફતવાળા **અલબુર્ઝ** પહાડ તરફ અગર જો **અએ રશ્ને** ઉંચાઈ હોય તો ત્યાંથી **હમે તારા નામનું** *સ્મરણ કર્યે.
(રશ્ના યશ્ત. કરદો ૨૬ મો).

---

*સ્મરણ સંસ્કૃત શબ્દ છે એનો અર્થ ધ્યાન, એક ચીતે બંદગી વિગેરે.

અવસતા ભાષામાં **અલબુર્ઝ** પાહાડને ઘણો ( બુલંદ ) ઉંચો ગણેલો છે. તેની ઉંચાઇ ૧૮,૦૦૦ થી ૨૦,૦૦૦ ફરસંગની કહેલી છે. **કોકેસસ** પર્વત અથવા **કોહેકાફ**ની ઉંચી ટોચ છે જે સદા બરફથી ઢંકાયલી રહે છે. બુનદેશમાં લખે છે કે આ પહાડપર **મીનોચેહર** પાદશાહનો જન્મ થયો હતો જેથી તે જગ્યાને **મનુષ** કહેતા હતા. વળી રૂશીઅનોને હાથ ગયલો અફગાન કસ્બો **પંજદેહ** **બાદગીશ** પ્રાંતમાં છે. અવસ્તા મુજબ **વાઇતી-ગએશ** અને બુનદેહેશ મુજબ **બાદજીશ** તે આજનો **હેરાતનો પર્વત** છે. અને એનો મુલક બહુ ફળદ્રુપ છે. **ઉપઇરીસેન** અથવા **અપારસેન** પહાડોની મોટી હાર છે. તેમાંથી મુખ્ય ત્રણ નદીઓ વહે છે. ૧. હેરાતવાળી **હરીહીરમંદ** નદી, ૨. મરવવાળી **મુરગાબ** નદી, અને બલખવાળી **દરિઆદરેજ** નદીઓ એ પહાડમાં વહે છે. **અસ્તવંત** પહાડ માટે પણ લખાણ છે. જ્યાં પાદશાહ **કએખુશરૂએ** ' **આદર ગુશઅસ્પ** ' આતશ સ્થાપ્યાં હતા. અને **રએવંદ** પહાડપર **આદર–બુરજીન–મેહેર** આતશને ગુસ્તાસ્પશાહે સ્થાપ્યા હતા. **હુકેર્યે પહાડ**[1] **અલબુર્ઝની** મોટી હારનું આ એક શિખર છે. **પામીર**ના પહાડોનો એક ભાગ ધારવામાં આવે છે ત્યાંથી **અરદુઇસુર** નદી નીકળી [2]**વોરૂકશ** દરિયામાં વહે છે. **અલબુર્ઝ** પહાડની હાર એટલી મોટી છે કે આ પ્રખ્યાત પહાડની હારનો પાર આવેજ નહીં. બુનદેહેશમાં અને પાજંદ આફ્રીનમાં [3]દેમાવંદ પહાડ જાણીતો છે. આજે એની ઉંચાઈ ૧૮,૫૦૦ ફીટથી તે ૨૦,૦૦૦ સુધીની ગણાઇ છે. આ પહાડ પણ અલબુર્ઝની એક ઉચી ટોચ છે. શાહનામામાં અને જામાસ્પીમાં લખાણ છે કે **ફ્રેદુન** પાદશાહે **જોહાકને** ત્યાં કેદ કર્યો હતો. આ ઉપરાંત **અરવંદ, ખનવંત, ઉષિદરેમ, અરેજુર,** વિગેરે જાણીતા **પહાડોનું** વર્ણન અવસ્તામાં મળે છે. હાલના વખતની માફક તે વખતે ચોકસ ગણત્રી કરતા નહોતા, જેથી સંપુર્ણ નોંધ મળતી નથીપણ શોધ કરનારાઓએ જે જે શોધો કરી છે અને નોંધ મળે છે તે સાથે સરખાવતાં પણ પુરી ખાત્રી થતી નથી. પણ ચોક્કસ ગણત્રી મળે છે તે પરથી થોડીક બાબત **ખુદરતના** ઉંડાણ બાબતની ખુબી સમજી શકાય છે કે તે **મહાન સુરબી** છે અને તેની અપાર શક્તિ અને કામીલ કારીગરી છે. ઉપલું લખાણ અવસ્તાના લખાણ સાથે ખુલાસો છે. જ્યારે આ હેઠળનું કોષ્ટક **ચેમબરસીસ એન-સાઇક્લોપીડીઆ**માંથી ( પહાડોનાં નામ અને ઉંચાઇના માપનો કોઠો )

૧. બુનદેહેશ કેતાબમાં એને હુગાર કહેલા છે. ૨. ઘણાક વિદ્વાનો એને આજના કાસ્પીઅન સમુદ્ર સાથે સરખાવે છે. ૩. અવસ્તામાં દેમાવંદ કોહનું લખાણ મળતું નથી.

રીચે મુજબ છે. ચૅમબરસીસ ઍનસાઇક્લોપીડીઆમાં થોડાક ખંડોની ઉંચી ટોંચોની પેડીક ઉંચાઇનું માપ નીચે મુજબ બતાવેલું છે.

| Asia. | Feet. |
|---|---|
| Everest, Himalayas | ...29002 |
| Japsang, Karakorums | 28700 |
| Tagarma, Pamir... | ...25800 |
| Khan-tengri, Tian-shan. | 24000 |
| **Africa.** | |
| Kilima-Ngaro ... | ...19680 |
| Kenia ... ... ... | ...19000 |
| Ruwenzori ... ... | ...18000 |
| Ligonyi .. ... . . | ...14000 |
| **Australia and Polynesia.** | |
| Charles-Louis, N.Guinea | 20000 |
| Manna Kea, Hawaii | ...13805 |
| Mt Cook, New Zealand. | 12349 |
| Kinabalu, Borneo | ...11562 |
| Mt. Taurnsend, U S. Wales ... ... | ... 7350 |

| North America. | Feet. |
|---|---|
| Nevedo de Toluca | ...19454 |
| Orizala ... ... ... | ...18205 |
| Mount st. Elias . . | ...18010 |
| Mount Brown. ... | ...16000 |
| **South America.** | |
| Acoucagua ... ... | ...22427 |
| Mercedario ... ... | ...22302 |
| Guallieri ... ... | ...22000 |
| Huascan ... ... | ...22000 |
| **Europe.** | |
| Mont Blanc ... ... | ...15732 |
| Ben Nevic ... ... | ... 4406 |
| Snowden ... ... | ... 3571 |
| Carran-Tual ... ... | ... 3414 |
| Scaw Fell Pick ... | ... 3210 |

Chambers's Encyclopaedia.

**ખુલાસો**—ઉપલા કોઠાવાળા લખાણમાં હિમાલય પહાડને વધારે ઉંચો ગણેલો છે અને તેની ટોચ જમીનથી ૨૯૦૦૨ ફીટની ગણેલી છે યાને જમીનથી જો કોઇ ઇનિશાન તે પહાડની ટોચ પર જવા ધારે તો ૫ ૧૩૦૧/૨૬૪૦ માઇલ (૫ માઇલ, ૮૬૭ વાર, ૧ ફુટ,) એટલી મુસાફરી કરે તેટલું ચહડાણ ચડરવું પડે.

ઉપલા કોઠામાં **એશીઆ** ખંડમાં ચાર પહાડો, **આફ્રીકામાં** ચાર પહાડો, **આસ્ટ્રેલીઆમાં** પાંચ પહાડો, **ઉત્તર અમેરીકામાં** ચાર પહાડો, **દક્ષિણ અમેરીકામાં** ચાર પહાડો, અને યુરોપમાં પાંચ પહાડોનું કોષ્ટક જોવામાં આવે છે. **એશીઆ** ખંડના પહાડો ઘણા ઉંચા છે અને બીજા પહાડો તેથી ઓછા ઉંચા છે. **યુરોપ** ખંડના પહાડોની ઉંચાઈ ઘણી જોવામાં આવતી નથી. અનુમાન એમ થાય છે કે ઉત્તર તરફની જમીન ઉંચી છે. તેથી જમીનથી માપતાં પહાડની ઉંચાઇ વધારે લાગતી નથી પણ

**એશીઆ** ખંડની જમીન નીચાણુ હોવાથી તે જમીનનાં પ્રમાણુ **એશીઆ** ખંડના પહાડોની ઉચાઇ વધારે લાગે છે. પહાડની કુદરતી ઉત્પત્તિ છે અને તે કુદરતી બનાવટ માટે વાંચી ગયા. હવે પહાડોની સંખ્યા વધારે છે પણુ તેના ત્રણુ ભાગ કરેલા છે. (૧) ઢગલાના આકારના પહાડો=Mountains of accumulation, (૨) ઉભા ટોચના આકારના પહાડો=Mountains of elevation, (૩) વળખાધેલી ટેકરીના આકારના પહાડો=mountains of Circumdenudetion. વિગેરે, ઉપર કહેલા પહેલા ઢગલાના આકારના પહાડોમાં જ્વાળામુખી પહાડ=Volcano. ની ઢબના[1] છે, બીજા વર્ગના પહાડો બરફના ઢગલા=Ice land જેવા ટેકરીના આકારના હારની ઢબના હોય છે. આ હાર વધતી ઓછી ૫૦ માઇલ સુધી પહોળાઇમાં હોય છે અને લંબાઈ ૧૫૦ માઇલ સુધી હોય છે. અને વખતે ઉપસી આવીને જમીનથી બીજી બાજુએ ૫૦૦૦ અથવા [2]૬૦૦૦ ફીટ સુધી લંબાય છે.

આ માંહેલા કેટલાક ડબલ વળેલા હોય છે. આ સઘળું બનવાનું કારણુ જમીન માંહેલી વત્તી ઓછી ગરમી, શરદી અને વાતાવરણુને આધારે છે. **ત્રીજા** વર્ગના પહાડો ખડક જેવા હોય છે અને ઉત્તર અમેરિકા તરફ તે જોવામાં આવે છે. કોઈ કોઈ બીજા શહેરમાં પહાડ દરિયાના કીનારા સુધી છેડા લંબાયલા હોય છે. દરિયાની વચ્ચે પણુ આ પહાડો જોવામાં આવે છે. દરિયામાં ખડક (મજબુત પત્થરનો ઢગલો) હોય છે તેના સબબે આ જાતના પહાડો દરિયામાં તેમજ દરિયાને છેડે જેમના તેમ જોવામાં આવે છે. ચીકણી માટીનો પદાર્થ જો આ પહાડમાં હોય તો ફસફસી જાય. પણુ તેવો પદાર્થ નહિ હોવાથી અને સખત પત્થર યાને ખડક=Rocky Hill હોવાને સબબે દરિયાનાં (ખારાં) પાણીમાં જેમને તેમ દેખાય છે. દરિયામાં મોટા ખડકો પર દીવાદાંડીઓ બાંધેલી હોય છે. [3]ભુસ્તર વિદ્યા=Geology ના વખતથીજ પહાડોની ઉત્પત્તિ ધારવામાં આવે છે. અસલ વખતમાં દુનિયાની ઉત્પત્તિ દરમીઆનમાં શરૂઆતથીજ જમીન, આસમાન, પાણીની ઉત્પત્તિ સાથેજ પહાડની પણુ ઉત્પત્તિ થઈ છે. અને તેનાં શરૂઆતમાં જુદાં જુદાં નામો નહોતાં. પણુ જેમ દુનિયાનો કારોબાર વધતો ગયો તેમ તેમ શહેરો વસાતાં ગયાં. અને તેવા મહાન નરો ઉત્પન્ન થયા કે તેઓ શોધ કરતા ગયા ત્યારે નામો મળ્યાં. વળી પહાડોની પણુ વખતના પ્રમાણુમાં નાની મોટી

૧ યાને તેમાં જ્વાળામુખી પહાડનો પદાર્થ સમાયલો છે.

૨ ૬૦૦૦ ફીટ તે ૧ ૩/૨૨ માઇલ થયા.

૩ દુનિયાની શરૂઆતથીજ આ વિદ્યા છે પણુ તેની શોધ વખત જતાં થઈ છે.

લાંબી હારો (ઉપર વાંચી ગયા તેમ જમીનની વત્તી ઓછી ગરમીના પ્રમાણુમાં) લંબાઈ ગઈ છે. કેટલાક પહાડોની સીસ્ટમ એવી છે કે, લાંબી લાંબી લાઇનોના આકારમાં ટેકરીઓ એક બીજા સાથે મળી ગયલી છે. સઘળી હારો જો સાથે મળેલી હોય તોપણ તેની ટોચની ઉંચાઇ એક સરખી હોતી નથી અને સઘળી હારોની જમીનની ગરમી શરદીને સરખું સગપણ નથી.

**જ્વાળામુખી પહાડ**=Volcano. આ પહાડો બળતા પહાડને નામે જાણીતા છે, તેઓ વત્તા અથવા ઓછા ગોપુચ્છાકારના છે અને તેમાંથી હવા, ગંધક, સ્ટીમ, (વરાળ) અને ચીંગારીઓ કામળા આકારમાં બહાર પડે છે. સબબ કે તેમાં ફોસફરસ છે. તેની અંદરનો ખનીજ પદાર્થ એવી કીસમનો નીકળ્યા કરે છે કે જેથી તે સદા બળતો છે. સીરેસ્તા મુજબ તે કપાયલા છે, અને પૃથ્વીની અંદરના તેના ભાગ કુદરતી રીતે નળી અને ગળણીથી ફેલાયલા છે, તે નળી અને ગળણી જમીનમાં સમાયલા પદાર્થોથી પહાડમાં સુરંગ થઈ બનેલી છે, અને ઉભી આખી જમીનમાં ફેલાયલી છે. સુરંગના જોરથી જમીનની અંદરથી ગરમ વરાળ, હવા અને વારંવાર અપૂર્ણ પંચરાઉ કટકા અને ગળાયલી શીલા (પત્થર) નાં ઝરા નીકળે છે. બીજી રીતે સળંગ અને અખંડ શાંત ખડકનો વીસ્તાર થાય છે અથવા ફાટની લાઈનપર કાણાં હોય છે. અથવા પૃથ્વીની સપાટીની છારી પર ચીરા પડે છે. પહેલાં જ્વાળામુખ બહુ નાનુ હોય છે. પણ જ્યારે તે વધારે પ્રમાણમાં વધે છે, ત્યારે બીજા એવા તેના પડોશી જ્વાળામુખી થાય છે અને તેની સાથે તે નિયમથી ઉલટા ભાગમાં વહેંચાય છે. અહીંયાં ધારવાને કારણ મળે છે કે બીજા મોટા જ્વાળામુખી ચીરાઓની ફાટ સાથે તે જોવામાં આવે છે. અને તેઓની રેખારૂપ ગોઠવણ અથવા જથ્થો આવા દેખાવથી વત્તા ઓછા નેહેરના અનુકુળ માપમાં હોય છે. આગલા વખતના સઘળા જ્વાળામુખી ઉદ્ગારરૂપ (બહાર નીકળી આવેલા) દેખાય છે પણ જુના વખતમાં પીગળેલી રજકણોનો ઘણી ખરી વખતે સાંધો મળતો જણાય છે. અને સાંધાની લાંબી લીટીઓમાંથી પાણી કરી વળેલું હોય છે. છેલ્લા માંહેલાના સાંધા બહાર દેખીતા હોય છે. જ્વાળામુખી પહાડોમાં કોઈ કોઇ ૨૫૦૦ ફીટ સુધી ઉંચાઇમાં છે.

આ જ્વાળામુખી પહાડની શરૂઆત વાવ્યખુણેથી છે. દીબાચામાં વાંચી ગયા તે મુજબ દુનિયાની શરૂઆતમાં વાતાવરણમાંથી વાવ્યખુણે ૧૨૧ ફીટના વીસ્તારનો ગોળો થયો હતો. તે તરફજ પાછળથી લોખંડનો પહાડ થયો. ૧૨૧ ફીટ વીસ્તારના ગોળામાં વાતાવરણનાં ચાર તત્વો. હવા, આતશ, ખાક,

પાણી વગેરે સમાયલાં હતાં અને જ્યારે પુર્વ દીશા તરફથી તેમાં સુરંગ મળી ત્યારે તેમાં જ્વાળારસ બન્યો. સબબ કે **સપેન્ત** અને **અંગ્ર** શક્તિઓને અથડામણ થવાથી જમીનમાં ઈશાનખુણેથી વાવ્યખુણા સુધી ખુદરતી રીતે જમીનમાં કુદરતી રીતે પેહેલવેહેલી સુરંગ થઇ અને વાવ્યખુણે લોખંડનો જે પહાડ તે તપીને આતશબન્યો, અને મજકુર ૧૨૧ ફીટના વાતાવરણના ગોળા તરફનો આ લોખંડનો પહાડ જે આતશ બન્યો તે જમીનના ખનીજ પદાર્થોથી હમેશ બળતો રહ્યો છે. મીનો તેમજ ગેતી દુનિયા રચાયા આગમચ શરૂઆતના આતશની ઉત્પત્તિ આ મુજબ થઈ છે અને ત્યારબાદ આ ગેતી દુનિયામાં ઈરાન દેશમાં **હોશંગ પાદશાહ**ના વખતમાં આતશ *રોશન થયો છે. ઉપર કહ્યા મુજબ જ્વાળામુખી પહાડ જ્યારથી બળતો થયો, ત્યારથી તેની જમીનમાં સમયલા ખનીજ પદાર્થોથી તે સદા બળતો રહ્યો અને વખત જતે જમીનના ભીતરમાં વધુ ફેલાવો લીધો છે. તેથીજ એકથી અનેક જ્વાળામુખા પહાડો થયા છે. હવે જે જગોએ પહાડી જમીન છે ત્યાંથી મજકુર પદાર્થો (જ્વાળામુખી રસ) ભોંય ભંડાર પસાર થતાં તે પદાર્થોના જોર=force થી તે જમીનના પથ્થર ફાટે છે અને જમીન તેના પ્રમાણમાં ધ્રુજે છે. વળી કોઈ કોઈ વેળા તો જબરા પત્થરો મોટા ધડાકા સાથે ફુટી જાય છે. અને જમીન ફાટી જ્વાળારસ તેમાંથી ફેલાઈ ધરતીકંપ થાય છે. ઉત્તર તરફના દેશોમાં આ જ્વાળારસ જમીનમાંથી નીકળી મોટા સરોવરના આકારમાં રહેલા છે. તે સરોવરો ત્રણથી ચાર માઇલ સુધીનાં ફેલાયલાં છે અને ઉકળતા પાણીની માફક હમેશાં રહે છે. વળી તે ૫૦૦થી ૬૦૦ ફીટ જમીનમાં ઉંડાં છે અને તે રસ બહાર નીકળી ન જાય તે માટે અટકાવ કરવા બહુજ ઉચી દીવાલો ચારે બાજુએ ભરી લેવામાં આવેલી છે. આ સરોવરમાં જ્વાળારસ=lava. ઉકળતા મોજા માફક છે. ઉત્તર તરફના દેશોમાં જ્યારે આ જ્વાળારસ ફાટે છે ત્યારે આસપાસના ગામડાંઓમાં ધરતીકંપ થઇ તમામ શહેરો વટીક નાશ પામે છે. ભુગોળવિદ્યા=Geography માં પહાડો માટે વર્ણન કરેલું છે. પણ જોઇએ તેવું સંપુર્ણ નથી.

[1]**ઑસ્ટ્રેલીઆમાં એક શેહેર** ક્વીન્સલેન્ડ નામે છે ત્યાં "માઉન્ટ મૉરગન" નામે સોનાનો ડુંગર છે, જે ડુંગર **રૅાકહેમટનથી** ૨૮ માઇલ દુર છે. આ સોનાની ખાણનો અખંડ પહાડ (જમીનથી તે શીખર સુધીનો) ઑસ્ટ્રેલીઆની મોટી થાપન કહેવાય છે. મૉરગન બીરાદરોએ સાથે સરખે

---

* આ બાબત આ કેતાબમાં ૬૯૮મે પાને જુવો.

૧ આ માઉન્ટ મૉરગનવાળો ફકરો ચેમ્બરસીસ એનસાઇક્લોપીડીઆમાં મળે છે.

હીસ્સે ૬૪૦ પૌંડની કીમતે એટલે રૂ. ૯૬૦૦થી વેચાતો લીધો હતો. તે પરથીજ આ પહાડનું નામ માઉન્ટ ઑરગન પડયું છે. તેઓએ વેચાતો લીધા બાદ થોડા વખતમાં તેઓના હાથમાંથી બદલાઇ એક ઝુમેદારી લીમીટેડ કંપનીને હાથ તે થાપણ ગઈ અને તેની થાપણ પૌંડ ૧૦,૦૦,૦૦૦ યાને એક કરોડ પચાસ લાખ રૂપીઆ થઈ. ઇસ્વીસન ૧૮૯૦ ની સાલમાં દશલાખ ટન જેટલી ઉપયોગમાં આવે તેવી કાચી ધાતુ તેમાંથી નીકળી અને તેના લગભગ પૌંડ ૨૦,૦૦૦,૦૦૦=રૂ. ૩૦,૦૦,૦૦,૦૦૦ યાને ત્રીસ કરોડ રૂપીઆ ઉપજ્યા. ૧૮૯૬ની સાલમાં આ સોનાનું ખેતર ૧,૪૩,૭૯૫ ઔંસની ઉપજનું થયું હતું. ૧૯૦૦ની સાલમાં તેમાં ૧,૮૭,૩૫૨ ઔંસ સોનું હતું જેની કીમત પૌંડ ૭૫૧૭૧૦ યાને રૂ. ૧,૧૨,૬૫,૬૫૦ ઉપજ થઇ હતી. ત્યાં ૧૮૯૧ની સાલમાં કુલ વસ્તી ૩,૫૧૪ માણસની હતી જે વધીને ૧૯૦૧ની સાલમાં ૯,૬૦૦ માણસોની સંખ્યા થઈ હતી. આ સોનાના ડુંગરના કામને લીધેજ આ વસ્તી વધી હતી.” આજે હજુ પણ બરમામાં સોનાની ખાણો છે.

આ માઉન્ટ ઑરગનવાળા લખાણને મળતોજ એક ફકરો આપણા કેરશાસ્પનામામાં પણ મળે છે કે “ જેહાં પેહેલવાન કેરશાસ્પ એક શેહેરમાં ગયો જ્યાં તાજુબી ભરેલો એક દેખાવ જોઇ હેરત થયો. ત્યાં એક સોનાનો પહાડ હતો તે શહેરના લોકો રોજ સહવાર પડે કે પોતાના રોજના ખર્ચ જોગું વપરાશમાં આવે એટલુંજ સોનુ તે પહાડપરથી લઈ આવી ઉપયોગમાં લેતા. જો ખર્ચની રકમ કરતાં વધારે સોનુ લે તો લેનાર ઘણી જીવી શકે નહીં એવી કુદરતી સજા લેનારને થાય. ” વિગેરે.

કેરશાસ્પનામાની આ તાજુબી ભરેલી બાબત આજના જમાનામાં હસવા સરખી વાંચનારને લાગશે પણ અસલ જમાનાની આ બાબત ખરી હોવી જોઈએ.

હાલ ચાલુ વખતમાં હીમાલય પર્વતના શીખરવાળા ભાગોમાં શોધ-ખોળ ચલાવવાને જાણીતાં થયલાં મીસીસ બુલોક વર્કમેન ગયા ૧૯૧૨ ની સાલમાં અને તે આગળ બરફના ત્રણ નવા રાક્ષસી પહાડો શોધી કહાડયા હતા અને નામદાર વાઇસરોયની પરવાનગીથી સાૈથી ઉંચામાં ઉંચા પહાડ સાથે તે નામદારનું નામ જોડવામાં આવ્યું હતું જે “ માઉંટ હારડીંગ ” ને નામથી ઓળખાય છે. હમણાં મીસીસ બુલોક વર્કમેને આ હીમાલય પર્વતના શિખર ઉપર એક નવો ગ્રુપ શોધી કહાડયો છે તે સાથે પોતાનું નામ જોડવા દેવાને હાલના આપણા નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જે મહેરબાનીની રાહે કબુલ કર્યું છે અને તે ગ્રુપ “ ધી કીંગ જ્યોર્જ ધી ફીફથ

ગ્રુપ "ને નામે હવે પછી ઓળખાશે. હાલનાં આ શોધક બાનુ મીસીસ બુલોક વર્કમેન ધારે છે કે સૌથી ઉચામાં ઉંચા એશીઆટીક પહાડના બરફથી ઢંકાયલા ભાગો સાથે કીર્તીવંત બ્રીટીશ નામો જોડવાં જોઈએ છીએ.

ખુબી સર્વે તે માલીકની છે. ઈનિશાન માત્ર નાઇલાજ છે. જ્યારે ઈનિશાન પોતે પોતાનેજ ઓળખે અને પોતે સ્વાર્થ તેમજ પરમાર્થ બંને સાચવી શકે ત્યારેજ તેને માલીકની થોડીક બાબતોનું જાણવું થાય છે. દરેક ઈનિશાન નીતિની રાહે ચાલી નકામી ઠઠાબાજી છોડી દે તોજ ઇશ્વરનું ખરૂં જ્ઞાન મળે અને ત્યારેજ કુદરતના ભેદો જાણી શકે; તેમજ તેનું માનીતું થાય. તેટલું બનાવતાં અને મેળવતાં જીવને કષ્ટ ઘણુંજ વેઠવું પડે છે, તેથીજ આ ચાલુ વખતમાં દેખાદેખીનો વાંદર નકલીયાત સીસ્ટમ અને એટીકેટ જરતોસ્તીઓ લઈ નીકળ્યા છે. જરતોશ્તી જેવી સૌથી નાનકડી કોમમાં આ મુઠીભર વાંદર નકલીઆત જરતોસ્તીઓ સ્વધર્મ ફરમાન છોડી પરધર્મનો રીવાજ ( તેમાં પુરો ફાયદો નથી તેવો ) પાળી અકડાઇમાં ચાલે તે કરતાં બાપદાદાના રીવાજ મુજબ ચાલે તોજ તેમાં ખરી શોભા સમાયલી છે. કેમકે વાતાવરણમાંથી જેમ પહાડ, પાણી, તારામંડળ વિગેરે સર્વે ઉત્પત્તિ થઈ તેમ ઇનશાન પોતે પણ ચાર અનાસરો ( તત્ત્વ ) નું બનેલું છે આ ચાર તત્ત્વોમાં હવા=જીવ, આતશ=ગરમી, પાણી=લોહી, ખાક=માંસ. હવે પાંચમું તત્ત્વ તે રોશ્ની જે ઈનિશાનની આંખો છે. આ ઉપરથી સાબીત થાય છે કે, કુદરતની સર્વોપરી સત્તા સઘળે વ્યાપી રહી છે, અકડાઈમાં ફરનારા ઇનશાનો ફોગટની ફીશીયારી મુકી દઇ કુદરતને નમી સ્વધર્મ ફરમાન મુજબ ચાલે તો ભવસાગર તરી શકે છે.

---

## વાતાવરણ=Atmosphere.

વાતાવરણ, એટલે કુદરતી હવા કહેવાય છે. આપણે રહીએ છીએ તેમજ દરેક ચીજો અને ઈનિશાન વિગેરેની ઉત્પત્તિ વાતાવરણથી થઈ છે. આપણી વાતાવરણ ચાર ચીજોની બનેલી છે તે ચાર ચીજોમાં મુખ્ય પશ્ચિમની હવા ગણાય છે. જ્યારે પૂર્વની હવાનું તત્ત્વ 'રોશ્ની' તેમાં ઉમેરાથી પાંચ ચીજો ગણાય છે. વાતાવરણમાં સમાયલાં તત્ત્વોને ગુજરાતી, અંગ્રેજી અને ફારસીમાં કયા નામથી ઓળખવામાં આવે છે તથા દરેક ઈનિશાનના શરીરમાંથી સમાયલાં વાતાવરણનાં તત્ત્વો વિગેરેનો કોઠો નીચે મુજબ છે.

| વાતાવરણનાં તત્ત્વો ગુજરાતીમાં | વા* ઇંગ્રેજીમાં. | ફારસીમાં. | દરેક ઇનશાનનાં શરીરમાં વાતાવરણનાં તત્ત્વો. |
|---|---|---|---|
| ભસ્મ. | Dest. | ખાક. | માંસ=હાડકાં. |
| પાણી. | Water or Blood. | આબ. | લોહી. |
| પવન. | Wind or soul. | હવા, બાદ, રોહ. | જીવ, આત્મા. |
| અગ્નિ. | Fire. | આતશ. | ગરમી. |
| પ્રકાશ. | Light. | રોશ્ની, તેજ. | આંખો. |

ઉપલા કોઠામાં પેહેલાં ચાર તત્ત્વોનું વાતાવરણ બનેલું છે અને પાંચમું તત્ત્વ તે પ્રકાશ એ ઉમેરાયું છે, જેથી વાતાવરણનાં પાંચ તત્વો કહેલાં છે. તત્ત્વ સંસ્કૃત શબ્દ છે. અને તેને ગુજરાતીમાં ભાગ અથવા જાત કહે છે. ઈંગ્રેજીમાં તત્ત્વ=Part અને ફારસીમાં તત્ત્વને અનાસર કહે છે. ઉપલા કોઠામાં જોવાથી ખાત્રી થશે કે દરેકે દરેક ઇનિશાનના શરીરમાં વાતાવરણનાં [1]તત્ત્વો સમાયલાં છે. ઇનશાનની ઉત્પત્તિ વાતાવરણમાંથીજ થઇ છે. ભસ્મ યાને માટી તે ઇનિશાનનું શરીર અને હાડકાં છે. શરીરમાં પાણી તે લોહી છે, પવન તે જીવ છે. અગ્નિ તે શરીરની ગરમી છે.

હવે વાતાવરણથીજ આકાશ, પૃથ્વી, તારા, હવા, પાણી, રોશ્ની, સૂર્ય, ચંદ્ર, ઝાડપાન, વેલા, લીલોતરી, ભાજીપાલો વિગેરે કુદરતી પેદાશ છે તેજ મુજબ ઇનિશાનનું ખાકી શરીર પણ બનેલું છે.

વાતાવરણ એ કુદરતી હવા ગણાય છે. આ ચાર તત્ત્વોની કુદરતી હવામાં હલકા અને ભારે તત્ત્વો પણ છે. આતશ એ સર્વથી હલકું તત્ત્વ ગણેલું છે તેનો દાખલો એ છે કે આતશબાજી હવામાં ઉડાડતાં જ્યાં સુધી તેમાં આતશનું તત્ત્વ હશે ત્યાં સુધી તે છેક ઉંચાઇમાં રહેશે પણ આતશનું તત્ત્વ ખાલી થતાં સુધી તે હેઠળ પડતું નથી. આતશ કરતાં હવા સહેજ ભારે તત્ત્વ છે. હવે પાણી કરતાં હવા હલકી છે. એક દાખલો લઇએ કે

* વાતાવરણનાં તત્ત્વો.

૧ દીબાચામાં વાતાવરણની બીના વાંચી ગયા તે મુજબ સમજવું.

દરિયા અથવા નદીનું પાણી હરેક ઉંચી જગ્યાએ અહડવા સારૂ ઉછાળા ખાવાથી તેમાં પવન ભરાય છે. તેથી તે પાણી મોજો મારે છે. પણ જ્યારે પાણીમાં ભરાયલો પવન ગરમીના રૂપે પાણીમાંથી જુદો થાય કે હવા ઉપર ચાલી જાય છે અને પાણી નીચે પડે છે. બીજો દાખલો લઇએ કે હવા ભરેલી મશકનું મોહોડું મજબુત બંધ કરીને પાણીમાં દબાવી રાખી પછી તે પરથી હાથ ઉઠાવી લઇએ તો મશક પાછી પાણીપર તરતી રહે છે, પણ અંદર ડુબતી નથી. તેથી સાબીત થાય છે કે પાણી કરતાં હવા હલકી છે. ત્રીજો દાખલો લઈશું કે એક નાહના મોહડાનો કુંજો અથવા બાટલી લઈ તેને પાણીની અંદર ડુબાવીએ તો તેમાં પાણી ભરાય ત્યારે 'બકબક' કરતો અવાજ થાય છે, તેથી અવાજ નીકળે છે તે વખતે હવા અને પાણી બંને એક બીજા સાથે અથડાય છે અને જ્યારે બાટલી અથવા કુંજો જેમ જેમ ભરાવા માંડશે તેમ તેમ ડુબતો જશે તે પરથી ખુલ્લું સમજાય છે કે પાણી કરતાં હવા હલકી છે. હવે પાણી અને ખાક બન્ને (ચીજો) હવા કરતાં વજનદાર છે તેનો દાખલો લઇએ કે પાણી ગમે તેટલું ઉંચે ઉડાડે પણ પાછુ નીચેજ પડશે પણ હવામાં અધર થશે નહી જ્યારે કે પાણીનું રૂપ બદલાઈ વરાળ થાય તોજ તે હવા સાથે મળશે. તે પરથી ખુલ્લું જણાય છે કે હવા કરતાં પાણી વધારે વજનદાર છે. હવે પાણી કરતાં ખાક વધારે વજનદાર છે જો એક ઢેફું અથવા થોડીક મટોડી યા પત્થર લઇ પાણીમાં નાંખીશું તો તે છેક પાણીને તળીએ ( નીચે ) જઈ બેસશે તેથી ખુલ્લું દેખાય છે કે પાણી કરતાં ખાક ભારે છે અને તેથીજ જમીન ઠરેલી છે. જ્યારે ઘર બાંધે છે ત્યારે તેમાં પણ બીજી ચીજોના ટેકા અને જોડાણ વગર મટોડી કે પત્થર એકલા અધર રહી શકતા નથી તે પરથી પણ સાબીત થાય છે કે ખાક સૌથી વધારે વજનદાર ચીજ છે. આ ચાર અનાસર (તત્ત્વો) છ પ્રકારે બદલાઈ જાય છે.

**૧. આતશ હવા બની જાય છે**—કેમકે અગ્નિ છે તે પણ એક બાળવાવાળી હવા છે. જ્યારે આગ લાગે છે અને આતશના તણખા ઉંચા જાય છે, ત્યારે તે આતશ હવા થાય છે. તે હવામાં ગરમીની અસર કંઈ રહેતી નથી. જ્યારે તે હવાની અંદરથી દરેક ચીજને બાળવાની ખાસીયત દુર થાય ત્યારે ફક્ત હવા રહી જાય છે.

**૨. હવા આગ બને છે**—એક દાખલો લઈએ કે લુહારના ચુલદાન ( ભઠ્ઠી ) ની જગ્યાએ જ્યાં કોયલાથી આતશ રોશન કરે છે ત્યાં કોયલા બદલે બારીક કાઠીનો ભુકો મુકી ભઠ્ઠીને ચારે તરફથી બંધ કરે અને ચુલદાનમાં ધમન લાગુ કરી હોય ત્યાંથી પણ બંધ કરે ને તેને ગુંબજ માફક બંધ

કરે કે તેમાંથી જરા પણ પવન બહાર નીકળી શકશે નહીં. ત્યારબાદ એક કલાક સુધી જો ધમણ સારી રીતે ધમે તો તે ધમણ પવનથી ગુંબજ મીશાલે બાંધી લીધેલા ચુલદાનમાં આતશ બને છે. તેથી ચુલદાનની કાઠી સળગી બળી જઈ આતશ થાય છે. સબબ કે આતશ પણ એક બાળનારી હવા છે.

૩. **પાણી હવા બને છે**—એ દાખલો એમ છે કે એક વાસણમાં પાણી નાખી ઉઘાડું રાખી ચુલાપર મુકી અગ્નિથી ઉકાળીએ તો વાસણ-માંથી ધીમે ધીમે ગરમી નીકળી વરાળના આકારમાં ઉંચે જઇ હવા બને છે ને વાસણમાં પાણી કંઈજ રહેતું નથી. હવે જો તે પાણીના વાસણને એકદમ બંધ કરીએ તો પાણી બળી જઇને છેવટે તે વાસણ ઘણું તપી જવાથી ફાટી જશે અને હવા નીકળી જશે.

૪. **હવા પાણી બને છે**—એક વાસણમાં બરફ મુકી તે વાસણ એમનું એમ ઠંડકમાં રહેવા દઈશુ તો આજુબાજુની હવા તે વાસણને લાગવાથી વાસણપર પાણીના મોતીઆ ( બિંદુ ) બંધાય છે. હવાની ગરમી તે વાસણમાંના પાણીને ખેચતી નથી તેમ વળી વાસણમાંનું બરફ પીગળેલું પાણી કંઈ બહાર બિંદુ થઈને જઇ શકતુ નથી. ફક્ત બહારની હવા તે ઠંડા વાસણને લાગવાથી તે હવાનું પાણી બને છે.

૫. **પાણી ખાક બને છે**—હરેક નદીનું પાણી પહાડમાંથી નીકળી સમુદ્રને મળે છે તે પહેલાં તે પાણી જમીનપર પથરાય છે. તે વખતે કોઈ કોઈ પાણીનો પત્થર બંધાઇ જાય છે. બદખશાનની જમીનમાં એમ બને છે અને રાજુખાન નામના શેહેરમાં પહાડના મુળમાંથી નિર્મળ અને ચોખું પાણી નીકળીને બહાર આવ્યા પછી એક લેહજામાં બંધાઈ જાય છે. અને તે સફેદ પત્થર થાય છે. તે પત્થરનું નામ '**સંગે અંગેજ**' કહે છે. તે પત્થર બારીક વાટીને જે કોઇ શખ્સ મધમાં ખાય તો તેને મરદાઇ તથા કૌવત આપે છે. ઈરાન તરફ પાણીનો બંધાર થઈ પત્થર થાય છે તેને 'પાવઝેર' અથવા ઝેરમુરાનો પત્થર કરી કહે છે. તે પત્થર 'હોલેદીલ' ના દર્દવાળા, તથા ગરમીની બીમારીવાળા, તથા કોઈ સ્ત્રીને ઋતુસ્રાવ અનિ-યમીત થવાથી પીડાતી હોય અને તે પાણીમાં ઘસીને પીએ તો ઋતુસ્રાવ નીયમીત થઈ પીડા દુર થાય છે. બીજું તબેજ નામના શહેરમાં જમીનમાંથી પાણી નીકળી સુકાઇ જઈ પત્થર બંધાય છે તે પત્થર સાફ હોય છે તેને 'સંગેમરમર' કહે છે. તુર્કસ્તાન તરફની જમીનમાંથી પણ પાણી નીકળી પત્થર બંધાય છે. આ તરફની જમીનમાં કૌવત ઘણું છે તેથીજ તે પાણી જમીનમાંથી બહાર આવ્યા પછી પત્થર થાય છે.

**૬. ખાક પાણી બને છે**—કેટલીક જાતના પત્થરોને ' નોસાગર ' નામના ખારની સાથે કુટી કાઢવાથી અને બાળવાથી તે પત્થરોનું પાણી બને છે. આ મુજબ મજકુર ચાર અનાસર એકબીજી ચીજોમાં ભેળાયાથી છ જાતમાં ફેરવાઇ જાય છે. અને તેની ખાસીઅતો પણ જુદી જુદી થઈ જાય છે. એ સરખી ચીજો અથડાવાથી પણ આગ થાય છે. જંગલમાં ઘણીખરી વખતે ઝાડપાનના દાખલા જોવામાં આવે છે કે વાવાઝોડાના બળથી એક ઝાડ બીજા ઝાડ સાથે અથડાવાથી તેમાંથી હવાની આગ થઇ તે જંગલ એકાએક સળગી બળી જાય છે. અને કોઈ વખતે ઝાકળ થઈ પાણી થાય છે, ને જમીન ભીંજાય છે.

**વાતાવરણમાંથી પવનની** ઉત્પત્તિ—શરૂઆતમાં એમ છે કે ચારે બાજુથી વાતાવરણ ઘેરાયલી છે. તે મધ્યે હરેક તરફની હવા ખુરશેદ (સૂર્ય) ની ગરમીના લીધે જ્યારે ઘણી ગરમ થાય છે ત્યારે તે તરફની હવામાં ખુલ્લા- પણું રૂના દડા જેવું થાય છે. તેથી તે તરફની હવાનો અંદાજો જાદે થાય છે તેના લીધે તે પડોશની હવામાં વધારો થઈ હાલવા લાગે છે. તે હાલ- વાવાળી હવા પવન કહેવાય છે. ગરમી શરદીનાં વત્તા ઓછા પ્રમાણને લીધે હવા ગરમ અથવા મંદમંદ થઇ ઠંડી, ખુશનુમા, લેહેંકી વિગેરે થાય છે. આ શિવાય બીજાં ઘણાંએક કારણો હવા માટે બને છે ત્યારે હવાની હીલ- ચાલથી પવન વાય છે.

હવાનો ફેરફાર, દબાણ વિગેરે પારખવા માટે યુરોપીયન શોધકોએ **બૅરૉમીટર**=Barometer બનાવ્યું છે. **બૅરૉમીટર** એક એવી યુક્તિ છે કે જેથી હવાના દબાણમાં થતા ફેરફારો તથા પવન અને તોફાંન પારખી શકાય છે. બૅરૉમીટર ૩૩ ઈંચ લાંબી કાચની નળીનુ બનેલું છે. જેની અંદર પારો અથવા મરક્યુરી ભરી મથાળેથી બંધ કરવામાં આવેલુ છે. તેની નીચેનો ખુલ્લો છેડો એક પ્યાલા જેવા મરક્યુરીથી ભરેલા નાના વાસણમાં બોળ વામાં આવેલો હોય છે, તેમાં હવા કે કોઇ પણ ચીજ ન હોવાથી બહા- રની હવાના દબાણથી, એટલે ઍટમસફીક પ્રેશરથી પ્યાલામાંની મરક્યુરી નળીની અંદર ચઢે છે. હવે જો હવાનું દબાણ બરાબર ૧૪-૭ પૌંડ હોય છે તો મરક્યુરી ( પારો ) નળીની અંદર ૨૯-૪ ઈંચની ઉંચાઇ સુધી ચઢે છે. પણ હવાનું દબાણ હરવખતે એકસરખું રહેતું ન હોવાના લીધે મરક્યુરી નળીની અંદર ૨૮ ઈંચ સુધી હેઠળ ઉતરે છે, અને કોઈ વેળા ૩૧ ઈંચ સુધી ચઢે છે. આ રીતે વધતા ઓછા પ્રમાણનાં લીધે હવાનું દબાણ કેટલું છે અને તેમાં શું શું ફેરફાર થાય છે તે માલમ પડે છે. બૅરૉમીટરની ૨૮ થી

૩૧ ઇંચ સુધીની જુદી જુદી ઉંચાઈના પ્રમાણમાં હવામાં શું શું ફેરફાર થાય છે તેનો કોઠો નીચે મુજબ છે.

| હવામાં થતા ફેરફાર. | બૅરૉમીટરમાં મરક્યુરીની ઉંચાઈ ઇંચ પ્રમાણે. |
|---|---|
| તોફાની હવા | ૨૮ |
| ઘણો વરસાદ | ૨૮.૫ |
| સાધારણ વરસાદ | ૨૯ |
| વરસાદની હવાનું બદલાવું | ૨૯.૫ |
| સારી હવા | ૩૦ |
| સહેજ સારી હવા | ૩૦.૫ |
| સુકી હવા | ૩૧ |

બૅરૉમીટર પહાડોની ઉંચાઈ પારખવાના કામમાં પણ આવે છે. જેમ આપણે ઉપર જઇએ તેમ હવાનું દબાણ ઓછું થતું જાય છે. જો હવાનું દબાણ ઓછું હોય તો બૅરૉમીટરમાં મરક્યુરી પણ નીચે ઉતરે છે. જેમ વધારે ઉંચે જઈએ તેમ બૅરૉમીટરમાં હવાના પ્રમાણમાં મરક્યુરી ( પારો ) પણ હેઠળ ઉતરે છે. બૅરૉમીટરની મરક્યુરી દર ૧૦૦ ફુટની ઉંચાઈએ $\frac{૧}{૧૦}$ ઇંચ નીચે ઉતરે છે. તેથી જો પહાડપર ચહડવા આગમચ બૅરૉમીટરમાંની મરક્યુરીની ઉંચાઇ જોઈ રાખે અને પછી ઉપર જઇને પાછી જોઇએ તો જેટલો તફાવત પડે તે પ્રમાણે પહાડની ઉંચાઇ સહેલથી સોધી શકાય. બૅરૉમીટરમાં મરક્યુરી જો $\frac{૧}{૧૦}$ ઇંચ હેઠળ ઉતરે તો ૧૦૦ ફીટ ઉંચાઇએ આપણે જઈ પહોચ્યાં એમ જાણવું અને જો તેથી પણ વત્તી ઓછી માલમ પડે; તો એના ગણીત મુજબ ગણત્રી કરી લેવી. દાખલા તરીકે ૧૦૦ ફીટની ઉંચાઇએ પહોંચતાં $\frac{૧}{૧૦}$ ઇંચ મરક્યુરી હેઠળ ઉતરે છે તેથી પણ જો મરક્યુરી ૧.૫ ઇંચ નીચે ઉતરે તો આપણે ૧૫૦૦ ફીટની ઉંચાઇએ પહોંચ્યાં એમ જાણવું. તે ગણત્રી આ મુજબ ત્રીરાશીથી ગણવી. $\frac{૧}{૧૦}$: ૧.૫ : : ૧૦૦=૧૫૦૦ ફીટ.

---

## થરમૉમીટર=Thermometer.

બૅરૉમીટર માફક આ પણ એક નળી જેવો બનેલો છે. અને ગરમી તથા ટેમ્પરેચર માપવાના કામમાં આવે છે. આમાં પણ મરક્યુરી હોય છે. આ મરક્યુરીની ખુબી છે કે જેમ એને ગરમી લાગે છે તેમ એ ફુલીને વધે છે. અને તે રીતે વધીને એ નળીની અંદરના ભાગમાં ઉંચે ચઢે છે.

હવે થરમૉમીટર ત્રણ જાતના છે. અને તેઓનાં નામ તેના બનાવનાર-પરથીજ આપવામાં આવેલાં છે. સેન્ટીગ્રેડ થરમૉમીટર, ફારનહાઈટ થરમૉ-મીટર, અને ર્યુમર થરમૉમીટર.

સેન્ટીગ્રેડ થરમૉમીટર ઘણોખરો ફ્રાન્સમાં અને અમેરીકામાં વાપરવામાં આવે છે. રીયુમર થરમૉમીટર રશીઆ અને ટર્કીમાં વાપરવામાં આવે છે; અને ફારનહાઇટ થરમૉમીટર ઈંગ્લાંડમાં વાપરવામાં આવે છે. તેટલા માટે જાણવું અવશ્યનું છે કે એક ચીજની ટેમ્પરેચર, જેટલી ડીગ્રી એક થરમૉમીટર બતાવશે, તેટલી ડીગ્રી બીજી જાતનો થરમૉમીટર નહીં દેખાડશે. તેથી એક થરમૉમીટરની એક ચોકસ ડીગ્રી બીજા થરમૉમીટરની કેટલી ડીગ્રીની બરાબર થશે તે શોધવાની રીત નીચે પ્રમાણે છે.

[1]**રીત**—સેન્ટીગ્રેડ થરમૉમીટરની ડીગ્રીને બરોબર મળતી, ફારનહાઇટ થરમૉમીટરની ડીગ્રી શોધવી હોય તો, અથવા સેન્ટીગ્રેડ થરમૉમીટરની ડીગ્રીને ફારનહાઈટ થરમૉમીટરમાં બદલી નાખવી હોય તો, સેન્ટીગ્રેડ થરમૉમીટરની જેટલી ડીગ્રી આપી હોય તેને નવે ગુણવા અને જે આવે તેને પાચે ભાગી નાખવા અને તે પછી જે જવાબ આવે તેમાં ૩૨ ઉમેરવા એક દાખલો લઇએ કે સેન્ટીગ્રેડ થરમૉમીટરની ૧૦૦° ડીગ્રી, ફારનહાઈટ થરમૉમીટરની કેટલી ડીગ્રી બરોબર થશે? ૧૦૦×૯÷૫+૩૨=૩૧૨° ડીગ્રી જવાબ.

સેન્ટીગ્રેડ થરમૉમીટરની ડીગ્રીની બરોબર રીયુમર થરમૉમીટરની ડીગ્રી શોધવી હોય તો સેન્ટીગ્રેડ થરમૉમીટરની જેટલી ડીગ્રી આપી હોય તેને ૪ થી ગુણીને ૫)થી ભાગવા. દાખલોઃ—૧૦૦×૪÷૫=૮૦° ડીગ્રી જવાબ.

---

હવે રીયુમર થરમૉમીટરની ડીગ્રી બરોબર સેન્ટીગ્રેડની ડીગ્રી શોધવી હોય તેને ૫)થી ગુણવા અને ૪થી ભાગવા. દાખલા તરીકે રીયુમર થરમૉ-મીટરની ૪૦° ડીગ્રી તે સેન્ટીગ્રેડ થરમૉમીટરની કેટલી ડીગ્રી બરોબર થશે?

૪૦×૫÷૪=૫૦° ડીગ્રી જવાબ.

---

જો ફારનહાઈટ થરમૉમીટરની ડીગ્રી બરોબર સેન્ટીગ્રેડ થરમૉમીટરની ડીગ્રી શોધવી હોય તો ફારનહાઈટ થરમૉમીટરની જેટલી ડીગ્રી આપી હોય તેમાંથી ૩૨ બાદ કરવા અને જે રહે તેને ૫ )થી ગુણીને ૯ )થી ભાગવા. ફારનહાઈટ થરમૉમીટરની ૨૧૨° ડીગ્રી સેન્ટીગ્રેડ થરમૉમીટરની કેટલી ડીગ્રી બરોબર થશે? દાખલો—૨૧૨−૩૨×૫÷૯=૧૦૦° ડીગ્રી જવાબ.

---

૧. મી. હો. એ. કેલશીદાનાં પુસ્તકમાંથી આ સૅચડ લીધી છે. (પ્રગટ કર્તા).

હવે ફારનહાઇટ થર. ની ડીગ્રીને રીયુમર થર.ની ડીગ્રીમાં બદલવી હોય તો ફારનહાઇટ થર.ની જેટલી ડીગ્રી હોય તેમાંથી ૩૨ બાદ કરવા જે રહે તેને ૪ એ ગુણીને ૯)એ ભાગવા. દાખલો લઇએ કે ફાર. થર.ની ૧૦૬° ડીગ્રી રીયુમર થર.ની કેટલી ડીગ્રી બરાબર થશે ?

૧૦૬−૩૨×૪÷૯=૩૨$\frac{૮}{૯}$ ડીગ્રી જવાબ.

---

જો રીયુમર થર. બરાબર ફારનહાઇટ થર.ની ડીગ્રી શોધવી હોય તો રીયુમર થરમૉમીટરની જેટલી ડીગ્રી હોય તેટલીને ૯)એ ગુણવા અને જે આવે તેને ૪)એ ભાગવા અને પાછા જે આવે તેમાં ૩૨ ઉમેરવા. દાખલો લઇએ કે રીયુમર થર.ની ૩૨$\frac{૮}{૯}$° ડીગ્રી, ફારનહાઇટ થર. ની કેટલી ડીગ્રી બરાબર થશે?

૩૨$\frac{૮}{૯}$×૯÷૪+૩૨=જવાબ ૧૦૬° ડીગ્રી.

---

ફારનહાઇટ થરમૉમીટર પ્રમાણે પીગળતા આઇસની ટેમ્પરેચર ૩૨° ડીગ્રી છે. ઉકળતા પાણીની ૨૧૨° ડીગ્રી હોય છે. ઇનશાનના લોહીની ગરમી ૯૮° હોય છે. જમીનની સપાટી કરતાં જમીનની અંદર વધારે ગરમી હોય છે, અને તે જેમ આપણે વધારે ઉંડા જઈએ તેમ વધે છે. જમીનની અંદરની ગરમી દર ૬૦ ફીટની ઉંડાઇએ ૧° ફારનહાઇટ વધે છે.

**આપણી વાતાવરણમાંની હવા અને તેની ખુબી**—આપણી હવા–Air. ઑક્સિજન, નાઇટ્રોજન, કારબોનીક ઍસીડ અને પાણીની વરાળ=Vapour ની બનેલી છે. ૧૦૦ કયુબીક ફીટ હવામાં ૭૮.૫ કયુબીક ફીટ નાઇટ્રોજન, ૨૦.૬ કયુબીક ફીટ ઑકસીજન, .૮૬ કયુબીક ફીટ પાણીની વરાલ, અને .૦૪ કયુબીક ફીટ કારબૉનીક ઍસીડ હોય છે. આ જુદા જુદા વાયુની જુદી જુદી ખુબીઓ કેવી છે ? આ જાણવું દરેક મનુષ્યને અગત્યનું છે જેથી અત્રે દર્શાવ્યુ છે. ઑક્સિજન હવા દરેક માણસની જીંદગીને માટે બહુ અગત્યની છે. ઑક્સિજન ગ્યાસ માણસના દમમાં લેવાથી જીવી શકે છે. જો હવામાં ઑક્સિજન ગ્યાસ ન હોય તો વનસ્પતિ તથા માણુસ જાતની વસ્તીની આ દુનિયામાં હૈયાતી રહે નહીં. સબબ કે દરેક ઝાડપાન વનસ્પતી વિગેરે એ માણુસની માફક કારબોનની સાથે મેળવાએલી ઑક્સિજનને એટલે કારબૉનીક ઍસીડને પોતાનાં વપરાસમાં લે છે. ઑક્સિજન ગ્યાસ બળતાને માટે પણુ ઘણી અગત્યની છે. જો હવામાંની ઑક્સિજન બળતાંને નહીં પહોંચે તો તુરત બળતું ઓલવાઈ જાય. હવે બીજી ગ્યાસ વગર હવા એકલી ઑક્સિજનની બનેલી હોત તો નુકસાનકારક થઈ

પડત. કારણ કે માણસ અને વનસ્પતીને લાંબી મુદત જીવવાને શક્તિવાન કરવાને બદલે થોડીજ પળમાં દુનિયાની સઘળી હસ્તીનો નાશ થાત. ઑક્સિજન ગ્યાસમાં જે નુકસાંનકારક ગુણ છે તેનો નાશ નાઇટ્રોજન ગ્યાસ કરે છે. નાઇટ્રોજન ગ્યાસ જાતે વનસ્પતી, માણસો કે બળતાંની જીંદગીને માટે ઘણી અગત્યની નથી. વળી ઝાડપાનનો તો તે મુદ્દલ ખોરાક નથી. તેમજ નાઇટ્રોજન ગ્યાસથી માણસ જીવી શકતું નથી, અથવા તેમાંથી બલતણ પણ થઈ શકતું નથી. પણ નાઇટ્રોજન ગ્યાસમાં મોટી ખુબી એ છે કે ઑક્સિજન ગ્યાસ સાથે ભેળાઇ જઇ તેના નુકશાનકારક પદાર્થને ઘણુાજ ફાયદાકારક રૂપમાં બદલી નાંખે છે. આપણી વાતાવરણની અખંડ હવા જ્યારે ચુલામાં જાય છે, ત્યારે હાઇડ્રોજન અને કારબૉનની સાથે મળી બળે છે પણ નાઇટ્રોજન ગ્યાસ એમની એમ બહાર નીકળી જાય છે. કારબૉનીક ઍસીડ બળતાને બુજાવી નાખે છે અને તેજ મુજબ માણસની જીંદગીનો પણ અંત લાવે છે. પણ વનસ્પતીને ઘણી ઉપયોગી છે. સબબ કે વનસ્પતીને તે પુષ્ટી આપે છે. આપણી હવામાં કારબૉનીક ઍસીડ ગ્યાસ ઘણી થોડી છે તેથી બળતું ઓલવાઈ જતું નથી અને માણસને પણ નુકસાન પહોંચતું નથી. જે જગ્યામાં કારબૉનીક ઍસીડનું તત્વ વધારે હોય ત્યાં માણસોએ રહેવું જોખમ ભરેલું છે.

**દરેક માણસને ઉપયોગી હવા તથા રહેવાની જગ્યા**—હવા અને તેની ખુબી વિષે લખવાતું ઘણું છે પણ આ પુસ્તકને અનુસરતુંજ લખાણ લેવાની મતલબથી જોઇતી બાબદ અત્રે દર્શાવી છે. માણસના શરીરમાંથી જે હવા બહાર નીકળે છે તે ફક્ત કારબૉનીક ઍસીડ ગ્યાસ છે. એટલા માટે જે ઓરડામાં રહેવાનું હોય તે ઓરડો ઘણો નાનો અને બંધ બસ્ત નહી હોવો જોઇએ કે જેથી કોઇ માણસને નુકશાન પહોંચે નહીં. ઓરડાનાં બારી બારણાં હમેશાં ખુલ્લાં રાખવાં. રાતના સુતી વેળા ઘણાક માણસો ઠંડીના દિવસોમાં દરેક બારી બારણાં એકદમ બંધ કરી દે છે જેથી અંદર રહેલા માણસોના દમમાંથી શ્વાસ લેતાં બહાર નીકળેલી કારબૉનીક ગ્યાસ ઘેરાઇ રહી પાછો તેનો શરીરમાં પ્રવેશ થવાથી અંદરની હવા ઝેરી બની માણસનો અંત લાવે છે. તેથી ઘણી ખરી વખતે દર્દી આગળ સાજાં માણસોને પણ જવા દેવામાં આવતાં નથી. તેનું મુખ્ય કારણ એ છે કે દર્દીની સારવાર માટે તેને જ્યાં રાખવામાં આવે છે તે ઓરડામાં જોઇતીજ હવાના પ્રમાણમાં બારી બારણાં ખુલ્લાં રાખવામાં આવે છે. હવે ત્યાં બીજાં બહારનાં આવનારાં માણસોને આવવા દેવામાં આવે તો તેઓના શ્વાસના લીધે કારબૉનીક ગ્યાસનું પ્રમાણ વધવાથી તે દર્દીને તેમજ તનદરોસ્ત માણસની તબીઅતને નુકશાન પહોંચે તેથી દર્દીવાળા ઓ-

રડામાં માણસની ગીચ હોવી જોઇએ નહિ. વળી ઝાડ તથા વનસ્પતી રાતની વખતે પોતાનામાંથી કારબૉનીક ઍસીડ ગ્યાસ બહાર કહાડે છે તેથી આપણું રહેવાનું સુવાનો ઓરડો મોટાં ઝાડોની નજદીકમાં રાખવું નહીં. અથવા આપણા સુવાના ઓરડામાં ઝાડપાનનાં કુંડાં વિગેરે રાતની વખતે રાખવાં નહીં. તેમજ રાતના ઝાડ નીચે સુવું નહીં. ઝાડ હમેશાં દીવસના વખતે હવામાંની કારબૉનીક ઍસીડ ગ્યાસ ચુશી લે છે અને રાત્રે પાછી બહાર કાઢે છે, તેથી દીવસે ઝાડપાનનાં કુડાં ઓરડામાં હોય તો ઘણાં સારાં. વળી દીવસના ઝાડ હેઠળ ફરવું, આસાયસ લેવી, ઝાડપરના ફુલની સુગંધી લેવી, વિગેરે દીવસનાં વખતે સારૂં છે. પણ રાતના વખતે તેથી જુદુજ પરીણામ થાય છે.

**હવાની ટેમ્પરેચર**—એક ક્યુબીક ફુટ હવાનું વજન ૩૨° ડીગ્રાની ટેમ્પરેચરે ૫૬૨ ગ્રેન યાને ·૦૮૦૭૨ પાઉડ જેટલું હોય છે. ૩૨° ડીગ્રીની ટેમ્પરેચરે એક ટેમ્પચરે એક ક્યુબીક ફીટ હવાનું વજન તેટલીજ ટેમ્પચર વાળાં તેટલાંજ પાણીનું વજન ૭૭૩ ક્યુબીક ફીટ હવાના વજનની બરોબર થાય છે. હવાના અને પાણીના વજનની સરખામણીમાં સાધારણ રીતે હવાને પાણી કરતાં ૭૭૦ ગણી વજનમાં હલકી ગણેલી છે. અહીયાં કરતાં આપણી ઉપરની હવા ઘણી ભારી હોય છે. જેમ આપણે ઉંચે જઈએ તેમ હવાનું પ્રમાણ ઘટે છે. જમીનથી ૭ માઇલિની ઉંચાઇએ હવાનું પ્રમાણ અહીયાં કરતાં પોણું ઓછું થઈ જાય છે. હવાની ગરમી જમીન ઉપર સૌથી વધારે હોય છે અને જેમ ઉપર જઇએ તેમ તે ઘટે છે. એક પાઉન્ડ વજનનું હવાનું ભરત ૩૨° ડીગ્રી ટેમ્પરેચરે ૧૨·૩૮૬ ક્યુબીક ફીટ હોય છે, હવાની ગરમીનો ઘટાડો દર ૩૪૦ ફીટની ઉંચાઇએ ૧° ડીગ્રી હોય છે. હવા સૂર્યના કીરણથી ગરમ થતી નથી. પણ જમીન પર સૂર્યના કીરણનો પ્રકાશ. પડવાથી જમીન ગરમ થાય છે અને તેથી હવા ગરમ થાય છે. હવાની ગરમી વધારેમાં વધારે ૧૫૦° થાય છે, બીજી ઠંડી હવા ૭૪° ડીગ્રી એટલે ૦° થી બીજી ૭૪° ડીગ્રી કરતાં ઓછી થતી નથી. હવે દરીઆની સપાટી આગળની ચીજો પર તે દર સ્કૅવર ઇંચે ૧૪·૭ પૌંડ દબાણ કરે છે. દરીઆની સપાટી પરથી જેમ ઉચે જઇએ તેમ તેનું દબાણ ઘટતું જાય છે, દરીઆની સપાટી કરતાં પહાડ પર હવાનું દબાણ ઘણું ઓછું હોય છે તેમજ દરીઆની સપાટી નીચે ઉંડી ખાઈ અથવા ખાણોમાં હવાનું દબાણ ૧૪·૭ પાઉન્ડ કરતાં વધારે હોય છે. સાધારણ રીતે પવનની ઝડપ એક સેંકડે ૪૨ ફીટની ગણવામાં આવેલી છે. ( પ્રગટ કર્તા.)

# પાણી.

## અવસ્તાના લખાણમાંથી અરદવીસુર અનાહિત નદીની ખુબી, મોટાઈ, અને તેની બંદગીથી થતા ફાયદા માટે મળી આવતા યજશનેના ફકરાઓ.

૧. ( ૧ ) આ બંદગીથી અરદવીસુર અનાહીત નદીને હું વખાણું છે, (૨) જે મોટા ઘોઘવાળી છે તે ઘોઘ ( ખુરાઓ સાથે ) લડે છે અને શિકાર કરે છે, અહુરની દીનની તાબેદાર (૩) હાડમંદ દુનિયા માટે યજશને તથા વખાણને લાયકની છે, (૪) જે નિર્મળ ( પાણી ) ચાલાકી વધારે છે, ઢોરોને આબાદ કરે છે. (૫) જે નિર્મળ પાણી ગેતીની દુનિયાને લગતી જણસોને અને મીલકતોને આબાદ કરે છે. (૬) દેશોને આબાદ કરે છે.
( યજશને હા. ૬૫ ફકરો ૧ )

૨. (૭) જે તમામ મર્દોના તોખમને સ્વચ્છ કરે છે. (૮) બાનુઓના ગર્ભસ્થાનના હમેલને માટે સ્વચ્છ કરે છે, (૯) જે તમામ બાનુઓના હમેલને સુખી હાલતમાં મુકે છે. ( યજ. હા. ૬૫ ફ. ૨ )

૩. (૧૦) જે તમામ બાનુઓને વખતસરનું લાયક દુધ મેળવી આપે છે. (૧૧) જે વીસ્તીર્ણું નદી દુર સુધી ફેલાય છે. (૧૨) જે તમામ નદીઓ પૃથ્વીપર વહે છે, તે સઘળીઓના જેટલા મોટા કદની તે એકલી છે (૧૩–૧૪) જે નદી હુકૈર્યે (પહાડની ટોચ)માંથી નીકળી વૌરૂકષ સમુદ્રમાં જોસથી વહે છે.
(યજ. હા. ૬૫ ફ. ૩)

૪. (૧૫) આ નદીઓનાં તમામ મુખો વૌરૂકષ સમુદ્ર સાથે જોડાય છે. ( તેમનામાંની દરેક સમુદ્રના ) વચલા ભાગ સાથે જોડાય છે, કારણ કે અરદવીસુર અનાહિત તેમનાપર ધસે છે. (માને વહે છે) અને તેમને ખેંચી જાય છે. (૧૭) અરદવિસુર અનાહિત )નાં વાવો અને ઝરાઓ હજારની સંખ્યાના છે, ( ૧૮ ) આ વાવોમાનો દરેક, તે નેહેરોની દરેક, એક માણસ પોતાના સેતાબ ( તેજ ) ચાલતા ઘોડાપર સ્વાર થઇને ૪૦ દિવસ સુધી જેટલા વિસ્તારપર કુચ ( મુસાફરી ) કરે એટલા વિસ્તારની ( ય. હા. ૬૫ ફ. ૪ )

૫. ( ૧૯ ) ને એકલી નદિના ઝરણો સઘળા સાતે કેશ્વરો ( ખંડો ) ઉપર વહે છે ( વે હેંચાયલા છે ) શિયાળામાં તેમજ ઉનાળામાં જથુક સુધી તે એકલી નદીનું પાણી પુરૂ પડે છે. ( ૨૧ ) ( અહુરમજદ જરતોશ્તને કહે છે ) તે મારૂં પાણી મરદોના તોખમને અને બાનુઓના હમેલને પવિત્ર કરે છે. બાનુઓના દુધને પણ પવિત્ર કરે છે. ( ય. હા. ૬૫ મો ફ. ૫ )

**ખુલાસો**—યજશનેનો ૬૫ મો હા પાણીની આરાધના અને અરદ-વિસુર નદીનું ખુબીનું વર્ણન બતાવે છે. આ ૬૫ મા હાના ૧૫ ફકરા છે. અને ૧૫ ફકરાના ૬૧ કરદા છે. ઉપર લખેલા પાંચ ફકરા પછીથી ૬ ઠ્ઠા ફકરાથી તે ( છેવટ સુધીનો ) ૧૫ મા ફકરા સુધીનો ભાગ "**અરદવિ-સુર નિઆએશનો આ હાતામચાનો હા**" છે. એટલે '**આ હા તામચાનો હા**' યજશનેના ૬૫ મા હા માંથી ૬ થી ૧૪ ફકરામાંથી લીધેલો છે. યજશનેનો ૬૫ મો હા તે આખી આ હાતામચાના હા સાથેની અરદવિસુર નીઆએશ છે. આ કારણસરજ **આ હાતામચાના હા** સાથેની **આવા અરદવિસુર નીઆએશ** ભણવા માટે આગ્રહ વધારે કરે છે. ભણુ-નાર પોતે પાણી પાસે ચોક્સ માગણીઓ કરે છે. પેહેલાં તેની ખુબી ગાય છે અને પછીથી પોતાને લગતી ઇચ્છાની માગણી કરે છે અને દુવા ચાહી મદદ માગે છે. ૬૫ મા હાના ૧૦મા ફકરામાં **અહુરમજદ** પોતે **જરતો-શતને** કહે છે કેઃ—" ( ૩૯ ) પ્રથમ તું પવિત્ર પાણીઓની બંદગી કર, પછી અશોઇથી ઇજ્જેલી 'જયોથ્ર' એ અર્પણ કર. ( ૪૦ ) પછી આ શબ્દો બોલ.

( ૪૧ ) પાણીઓ, હું તમારી કને મોટી કિંમતની એક બક્ષિસ માગુ. છું. આ બક્ષિસ મને આપ કે જે ભેટ જ્યારે તે ઠગાઈ વીના મેળવેલી હોય છે ત્યારે ન્યામતવાળી થઈ પડે છે." ૬૫ મા હાના ૧૧ મા ફકરામાં ભણુનાર પોતે "ઘણુંજ પસંદ કરવા જોગ ઉદાર ફરજંદ કે જે અશો હોય અને કોઈને નુકશાન નહિ પુગાડે તે મને આપ" વિગેરે વિગેરે આ મુજબ માગણી કરે છે. ૧૨ મા ફકરામાં પણ સર્વ નુરી પેદાયશોને એવી અરજ ગુજારીને માગણીઓ કરવામાં આવે છે. યજશનેનો ૬૫ મો હા આખો વાંચતાં માલમ પડે છે કે તે આખી "આ હાતામચાના હા સાથેની આવા અરદવિસુર નીઆએશ" છે કે જે નિર્મળ વહેતા પાણીને નમન કરી તેની મારફતે ભણુનાર પોતાના પ્યારા પેદા કરનારને અરજ કરે છે અને ફરજ ગુજારી કર્યા બાદ ઇચ્છાઓની માગણી કરે છે. અસલ વખતમાં જે જે પાદશાહો, અશો નરનારીઓએ **આવાં અરદવિસુરની** આરાધના કરી મુરાદ ચાહેલી તે આવાં યસ્તમાં માલમ પડે છે અને એક રીતે શાંત મને અને ખાલેશ અંતઃકરણથી કરેલી બંદગી મારફતે માંગેલી ભલી મુરાદો (તેઓની) બર આવેલી છે. હાલ ચાલુ જમાનામાં પણ "ફરજંદની ખાયસ, રોજીની વરધી, મરદોની તોખ્મ, કૌવત, પહેલવાનોને ફતેહ, બાનુઓના હમેલની અડચણ, બચ્ચાની માતાઓને દુધની વરધી, કુંવારાઓને નડત, શની ગ્રહની અડચણ, પેટના દરદની બીમારી, સ્ત્રીઓને મહિને દિવસે માસીક માંડગીથી થતી

વેદના, વિગેરે વિગેરે બીજા ઘણાએક કારણોના સબબે **"આવાં અરદવિસુર નિઆએશ"** ભણવા તથા ભણાવામાં આવે છે કે જેથી **દર્દની શાંતિ** થાય છે. તેથીજ આપણાં પાક મહજબમાં 'પાણીમાં નસો નહીં નાખવો' એ ફરમાન છે. પતેત પશેમાનીમાં તેને માટે નીચે મુજબ ૮મા કરદામાં ૬ ઠ્ઠો ફકરો આવે છે.

**અવસ્તા—અજ હમોઇન હર આઇન ગુનાહ, હર આઇન મરગરજાન, હર આઇન ફ્રેરોદ માન્દ, હર આઇન માનીદ, હર આઇન ગુનાહ અજ ગુનાહ ઓએમ અંદર. ખોરદાદ આવ આવ તોખમગાં જસ્ત. ૫ પતેત હોમ.**

**અર્થ**—તમામ પ્રકારનો (તથા) દરેક જાતનો ગુન્હા, દરેક જાતનો મરગરજાન (ગુન્હા), દરેક જાતનો સાબીત થયેલો ગુન્હા, દરેક જાતનો રહી ગયેલો ગુન્હા, (યાને તોજેશ નહીં થયેલો) તથા દરેક જાતના એક ગુન્હાથી ઉત્પન્ન થતો બીજો ગુન્હા, કે જે મારાથી ખોરદાદ (અમેશાસપંદ) તથા પાણી અને (જુદી જુદી) જાતનાં પાણી સાથે થયો હોય તો, (તે તમામ ગુન્હા)થી હું પતેત કરી પશેમાન થાઉં છું. (પતેત પશેમાની કરદો ૮ મો. ૬ ઠો ફકરો).

મજકુર લખાણમાં 'પાણી સાથે થયેલો ગુન્હા' લખેલો છે. તેની મતલબ એવી સમજાય છે કે, નસાને અથવા નસાવાળી ચીજને પાણીમાં ખરાબ કરવાથી અથવા પાણીમાં પડેલા નસાને બહાર નહીં કહાડવાથી, અથવા પાણીને એવી ખરાબ રીતે રાખ્યું હોય કે તે પીવાથી અને વપરાસમાં લીધાથી તનદરોસ્તીનો બગાડો થાય, તેવા પ્રકારે પાણી માટે બેદરકારી રાખનારને માટે આ લખાણની મતલબ સમજાય છે. જુદી જુદી જાતનાં પાણી કહેલાં છે તે ઝરાનું પાણી, નદીનું પાણી, કુવાનું પાણી, વિગેરે છે. એજ પ્રમાણેનું લખાણ વંદીદાદની ૬ ઠી પરગરદમાં છે.' વળી ૭ મી પંરગરદમાં ૨૫–૨૭ ફકરાઓમાં પણ મળે છે તે નીચે મુજબ છે.:—

૨૫. (અશો જરતોસ્ત પુછે છે) અએ દાદાર ! જે (માણસો) અપવિત્રાઇથી પાણીની નજદીક અથવા આતશની નજદીક નજીસાઈ સાથેનો નસો લઈ જાય તો, અએ અશો હોરમજદ! તો તે માણસો શું પાક થઈ શકે? (વંદીદાદ પરગરદ ૭ મી ફકરો ૨૫ મો.)

૨૬. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ જરતોસ્ત! (તે માણસો) અપવિત્ર થયેલાં ગણાય, જેઓ નસાને ઉત્પન્ન કરનારા દરવંદો (છે તેઓ) મધખ (મચ્છર તથા તીડ) નામનાં જાનવરોને ઘણોજ ટેકો આપે છે (જેથી મચ્છર તીડ વધારે થાય છે) જેઓ નસાને ઉત્પન્ન કરનારા દર-

વંદો છે, તેઓ ખેતીને નાશ કરનારી ટિપણીને ઘણોજ ટેકો આપનારાં થાય છે.
(વંદી. પરગ. ૭.* ફકરો ૨૬).

(૨૭) જેઓ નસાને (આતશનો અથવા પાણીનો). ઉત્પન્ન કરનારા દરવંદો છે તેઓ દેવની રાહના, ગાય ઢોરનો નાશ કરનારા, ઉંડા બરફવાળા,

* ૭ મી પરગરદના ૨૯–૩૦–૩૧ ત્રણે ફકરાઓમાં આતશ માટે લખે છે તેનો સાર એ છે કે "જો નસાવાળું લાકડું યાને કરડેલું લાકડું હોય તે જો સુકકુ હોય તો કરડેલા ભાગ આગળથી એક વેહેત અને લીલું હોય તો બે વેહેંત કાપી નાખી પાણીથી તે સારા લાકડાને ધોઈ હવામાં સુકવીને આતશપર મુકવું વિગેરે આતશપર નજીસાઇ કરનાર આસામી માટે વંદીદાદની ૧ લી પરગરદનો ૧૭ મો ફકરો, ૭ મીના ૨૫–૨૬ ફકરા, ૮ મીના ૭૩–૭૮–૮૧–૮૨ ફકરાઓ, અને ૧૬ મી પરગરદનો ૧૭ મો ફકરો છે. જેમાં આતશની જાળવણી બાબત ઘણું લખાણ છે, તેમા સખત તાકીદ છે કે સુકકી કાઠી બાળવી, દુરવંદનો નજીસાત દુર રાખવો, પરહેજગારીથી ઘરના આતશની જાલવણી કરવી વગેરે. વળી ઇરાંની પતેતમાં લખાણ છે કે "હીજમ ક્મ તા યક સાલ તરબર આતશ નેહાદમ" યાને એક વરસથી ઓછું સુકાયલું લાકડું આતશ પર બાળ્યું વિગેરે આ થકી પસતાવો કરે છે.આ ઉપરથી સમજણ એ લેવાની કે શરૂઆતની દુનિયામા સપેન્ત અને અંગ્ર બને શક્તિઓ વચ્ચે અથડામણ થતા જે જે આતશ પ્રગટ થયા અને જ્યારથી 'જવાળામુખી પહાડ' બળતો થયો છે. તે વખતમા અને હાલ હજુ પણ જવાળામુખીની હવા 'અંગ્ર' ગણાય છે સપેન્તમઇન્યુશની હવાથી તે વખતમા ઇશાંનથી વાવ્ય ખુણા સુધીની જમીન અંદર સુરંગ થઇ બળતો આતશ થયો, જે 'આતશ ખોરદાદ' કહેવાય છે. (જ્યોતીશમા શુભ ચોઘડીયુ એ ગણાય છે) હવે આ શુભ હવા 'જરતોસ્ત' કહેવાય છે આપણા જરતોશ્ત પેગમ્બર સાહેબ જે થઈ ગયા તે આ આતશ ખોરદાદની હવાનો જીવ હતો) ઉપર કહ્યા મુજબ સપેન્તમઈન્યુસ હવાથી જે આતશ ખોરદાદ પેદા થયા હવે જરતોશ્તી ધર્મ સપેન્તમઈન્યુસ હવાથી છે, તેથીજ જરતોશ્તી ધર્મમા આતશની પરતેશતેશ કરે છે કે શરૂઆતથીજ અંગ્ર હવાના હાથથી સપેન્તની હવાની તમામ પેદાયસોને બચાવવા માટે આતશ પ્રગટ થયા જેથીજ 'સપેન્ત' હવાને બચાવનાર તરીકે આતશ જાળવણી જરતોશ્તી ધર્મમાં થાય છે એનો ભેદ એજ કે "અએ આતશ તેં અહુરમજદની પેદાયસની તમામ ચીજો શરૂઆતથી બચાવી તે બદલ હમો તને નમી અરજ સાથે આશીશ દઈએ છીએ કે સદા તું જીવતો જાગતો રોશન બલતો રહેજે અને આબાદી સાચવજે અને હમોને નીભાવજે" તેથીજ અવસ્તામા "આતરો અહુરહે મજદાઓ પોથર" યાને "અહુરમજદનો છોકરો આતશ" એમ ગણવામા આવ્યો છે. તેજ તરીકો આજે ચાલુ જમાનામા પણ જોઈએ છીએ કે બાપની બાજુ દીકરો ગણાય છે. આ ખુલાસો આતશનાં લખાણમાજ લેવો હતો પણ પહાડનું લખાણ સાથે છપાઈ ગયાથી અહીંયાં ઉપલા અવસ્તાનાં લખાણને અનુસરતો આ ફકરો અત્રે આપ્યો છે (પ્રગટ કર્તા.)

ધીમે ચાલતા, ઘાટકી ખરાબી વાળા (તથા) ખરાબ પેદાયસના જમેસ્તાનને ઘણોજ ટેકો આપનારા થાય છે, તેઓના નખ ઉપર આય કે જે દરૂજ નસુસ તે ઘસારો કરે છે ત્યાર પછી તેઓ હમેશ ને હમેશ અપવિત્ર થાય છે.
(વંદી. પરગ ૭ ફ ૨૭).

ઉપર ૨૬માં ૪કરામાં કહ્યું તેમ "પાણીમાં નસો નાખનાર ખેતીને નુકસાન કરે છે." વિગેરે એનો અર્થ અને ખુલાસો એવો છે કે ઇનિસાન જેમ અનનો રોપો છે તેમ ઝાડ પાણીનો રોપો છે. પાણીમાં નખ, બાલ, અથવા બીજો કાઇબી જાતનો નસો નાખવાથી નજીસાત થાય છે; જેથી પાણીમાં ખરાબ પ્રવાહ ઉત્પન થાય છે. તે સબબે તેમાંથી પવિત્ર હવા ઓછી થવાથી પાણીમાંથી પુષ્ટીકારક તત્વ ઓછુ થઇને પાણી મૂરદાલ બને છે, જેથી તે મૂરદાલ પાણીમાંથી કસ જતો રહેલો હોવાથી તે કસ વગરનુ પાણી ઝાડને ઉછેરી શકતું નથી અને પાક બરોબર ઉતરતો નથી; અને પાકની ઉત્પત્તિ ઓછી થવાથી મોંઘવારી દુકાળ થાય છે. તેમજ વળી ઇનિસાનનાં વપરાસમાં પીવા વિગેરેમાં તે પાણી જવાથી નુકસાન થાય છે. ઘણી વેળા એ (નસાથી) બે દરકારી ભરેલી અપવિત્રાઇથી પાણીમાં સુક્ષ્મ જંતુઓ ઉત્પન્ન થાય છે. જેથી તાજુ પાણી ઉકાળીને પીવામાં આવે છે, અને પીવાનાં પાણીની બહુ સંભાળ લેવામાં આવે છે. હવે કુદરતી હવામાં જેમ પદાર્થોની મેળવણી છે તેમ પાણીમાં પણ છે, કુદરતી હવા, નાઇટ્રોજન અને ઑક્સીજનની મેળવણીની બનેલી છે. જે હવામાં સેંકડે ૭૯ ટકા નાઇ-ટ્રોજનનું પ્રમાણ અને ૨૧ ટકા ઑક્સીજનનું પ્રમાણ હોય છે તેમ પાણીમાં પણ વધતું ઓછુ પ્રમાણ જોવામાં આવે છે. ચોખાઇની હાલતમાં પાણીનું ગરમી પ્રમાણ ચોખ્ખા પારદર્શક પ્રવાહી માફક છે. તેમજ પુરેપુરૂં મધ્યમ (નપુસક) સામાજોરમાં છે. તેમજ સ્વાદ તથા સુગંધ વિનાનું છે. કુદરતી સ્થીતીમાં તેનો રસાયણ બંધારણ દેખાઇ આવેલુ છે. પાણીમાં બે ભાગ હાઇડ્રોજન અને એક ભાગ ઓક્ષીજન ગેસ છે. અને તે પણ નહી જેવી હોય છે. જ્યારે તે સ્ટીમ તથા વરાળનાં પ્રમાણમાં જાય છે ત્યારે મીઠું પાણી ૨૧૨° ડીગ્રીએ ઉકાળવા માંડે છે જ્યારે દરીઆનું પાણી ૨૧૩-૨° ડીગ્રીએ ઉકાળવા માંડે છે, આ પ્રમાણમાં પણ કોઈ વેળા હવાનાં દબાણથી ફેરફાર થાય છે, જે બૅરૉમીટરથી ખબર પડે છે. પાણીની માપણી કરવાનાં બીજાં બે નવાં યંત્ર છે જેઓનાં નામ ઇંગ્રેજીમાં હાઇડ્રોમીટર અને સૅલીનો-મીતર કહેવાય છે. એક ગ્યાલન મીઠાં પાણીનું વજન ૧૦ પાઉન્ડ થાય છે જ્યારે દરીઆનું પાણી એક ગ્યાલન હોય તે વજનમાં ૧૦$\frac{1}{4}$ પાઉન્ડ થાય

છે. એક ક્યુબીક ફુટ પાણી વજનમાં ૬૨.૪૨ પાઉન્ડ થાય છે. અને ૨૨૪ ગ્યાલન પાણી વજનમા એક ટન થાય છે. કુદરતી રીતે પાણી આક્સીજન અને હાઇડ્રોજન એની મેળવણીનું બનેલું છે. એવું કહે છે કે પાણીમાં ૮ ભાગ ઑક્સીજન છે અને ૧ ભાગ હાઇડ્રોજન છે. દરીઆનાં પાણીમાં ૧/૩૩ ભાગ મીઠું હોય છે એટલે ૩૩ પાઉન્ડ (રતલ) દરીઆનાં ખારાં પાણીને ઉકાળીએ તો તેમાંથી ૧ પાઉન્ડ નીમક થાય છે. દરીઆનાં એક ગ્યાલન પાણીએ પાંચ આંઉસ ખાર હોય છે. પાણીનાં ધોધ પહાડમાંથી જેટલી ઉંચાઇએથી પડે છે તેનું કોષ્ટક ચૅમબરસીસ ઍન સાઇકલોપીડીઆમાં નીચે મુજબ છે.

| | | |
|---|---|---|
| Yosemite (3 Plunges)... ... ... ... | 2660 | feet. |
| Roraima Fall, Guiana (2 Plunges). | 2000 | „ |
| Grand Falls, Lalrador ... ... ... ... | 2000 | „ |
| Sutherland falls, New Zealand(3 plunges) | 1904 | „ |
| Kukena Fall, Guiana (sheer Plunges)... | 1504 | „ |
| Gavarnil Fall, Pyrenees ... ... ... | 1380 | „ |
| Staubbach. ... ... ... ... ... ... | 866 | „ |
| Kaieteur Falls, Guiana ... ... ... | 740 | „ |
| Tequendama Falls, near Bogota... ... | 625 | „ |
| Victoria Falls, Zambesi. ... ... ... | 400 | „ |
| Rio Iguassu, Southern Brazil ... ... | 215 | „ |
| Shoshone ... ... ... ... ... ... | 210 | „ |
| Foyers, highest in Britain (2 Plunges). | 205 | „ |
| Hay River, Alaska ... ... ... ... | 200 | „ |
| Niagara (નાયગારા) ... ... ... ... ... | 169 | „ |

ઉપલા ધોધનું કોષ્ટક અંગ્રજીમાં એમને એમ આપ્યું છે મોટામાં મોટા યોસમીટ ધોધ ૨૬૬૦ ફીટની ઉંચાઇથી પડે છે અને નાનામાં નાનો નાયગારાનો ધોધ ૧૬૯ ફીટની ઉંચાઇથી પડે છે. આ મોટા ધોધ માટે એવું જણાય છે કે ઘણા ઉંચા પહાડી મુલકોમાં આ ધોધ હોવાથી ઘણા ઉંચા પહાડના સબબે ધોધ ઘણી ઉંચાઇથી વહે છે. આજની ભૂગોળ વિદ્યા પરથી નદીઓ અને સમુદ્રો તથા મહાસાગરનાં નામો અને વર્ણન જાણવા જોગું મળે છે. ઉપલું કોષ્ટક સાઇક્લોપીડીઆ સિવાય કોઈ પણ બીજા પુસ્તકમાં સામટી રીતે મોટા ધોધની ઉંચાઈ માટે વર્ણન મળતું નથી જેથી અહીંયાં અનુસરતી બાબતો હોવાથી લીધી છે.

હવે અવસ્તામાં હુકૈર્યે જે અલબુરૂજ પહાડની ઉંચી ટાંચ જેમાંથી અરદવીસુર નદી નીકળી વૌરૂકશ દરીઆમાં વેહેતી હતી. અલબુરૂજની નીચી ટાચ પરથી બરફ પીગલી પ્રથમ હુકૈર્ય ઉપરના એક સરોવરમાં ખાલી થતો ત્યારે તે સરોવર ભરપુર થઈ તેમાંથી જે નદીઓ વહેતી તેમાંની અરદવીસુર નદી સર્વેથી મોટી હતી. હુકૈર્ય પહાડપર ઉરવીસ નામનું સરોવર હતું જેમાંથી ઉપલી નદી વહેતી હતી. બુનદેહેશ કેતાબ મુજબ અરદવીસુર નદી * ૫૦૦૦ માણસપુરની ઉંચાઇથી વેહેતી હતી. એનો ભેદ એવો સમજાય છે કે એટલો મોટો ધોધ આ નદીનો હતો.

અવસ્તા જમાનાનાં સમુદ્રોનાં નામ મળે છે. અવસ્તાનો વૌરૂકષ સમુદ્ર તે પેહેલવીનો ફેરાંકરત તે આજનો કાસ્પીઅન સમુદ્ર છે. અવસ્તામાં પુઈતીક પેહેલવીમાં પુહાતીક તે હાલનો એરલ સમુદ્ર છે. અવસ્તામાં કાંસુ એને પહેલવીમાં કયાંસીહ કહે છે અને તે ઝરેહ તથા હામુન છે. કાંસુ દરીઆવ નથી પણ સરોવર છે. ચએચસ્ત સરોવર તે આજનું ઉરમીઓ છે. હુસરપ સરોવર ચએચસ્ત સરોવરથી ૧૫૦ મૈલ દુર છે. ફરજંનદાવ સરોવર તે આજનું શીશતાન છે. વંગજદાઓ સરોવરની જગા મુકરર કરેલી નથી. સરોવરો પછી નદીઓનું લખાણ મળે છે તેમાં આવાં અદવીસુર નદીને આજની જીહુન અથવા ઑક્સસ નદી ગણેલી છે. બુનદેહેશ મુજબ તેની લંબાઈ ૧૯૮૦ મૈલની જણાય છે. વીતંગુદાઇતી નદી હજુ ચોક્કસ કરી નથી. વેહદાઇતી નદી ઈરાનવેજની જીહુનની શાખા જરફ્શાન છે. રંગા નદી તે વેદની રસા આ નદી પંજાબની પુર્વે સિંધુ નદીના ઊગમણા ફાંટાઓની ગણાય છે. જીનદેહરાદ નદી ઇસ્પાન શેહેરમાં છે, એવું કહેવાય છે કે જ્યારે કાવેઅંગાર નામનો લુવાર શખ્સ ઝુહાક પાદશાહને પકડવા ફ્રેદુન પાદશાહને લઈ ગયો હતો તે આ જીનદેહરોદ નદી પસાર કરી ત્યાંથી ફ્રેદુનને લાવી તખતે બેસાડયો હતો. ( વગેરે ) હવે હુકૈર્યં પહાડને પામીર તરફ લઇ જઈ મુકવામાં આવે છે. પામીરના પહાડની ઉંચાઈ +૨૫૮૦૦ ફીટની ગણેલી છે. આ મુજબ એક મોટા પહાડી ધોધનું બાળક આવાં અરદવીસુર ગણાય છે.

* આજના વખતની ગણત્રી મુજબ જો અવલોકન કરીએ તો એક સાધારણ માણસ પાંચ ફીટ ઉંચો ગણીએ તો ૫૦૦૦×૫=૨૫૦૦૦ ફીટ ઉંચાઇથી આ ધોધ વહેતો હોવો જોઇએ. દરીઆથી ઉતરતા અને નદીઓમાં ચહડતા પેહેલા દરજ્જાની આવાં અરદવીસુર નદી ગણેલી છે. અને તેના બળ પ્રમાણેજ આરાધના કરવામાં આવે છે.

+ આ કેગળને ૧૪૧ મે પાને ફોટક જુવો. ( પ્રગટ કર્ત્તા ).

**ચશ્માનું અને કુવાનું પાણી બનવાનો સબબ**—પાણીની ઉત્પત્તિ માટે એવું જણાય છે કે વાતાવરણમાં સરદીનું તત્વ પાણી છે. આ તત્વ પણ વાતાવરણ સાથે જમીનમાં તેમજ હવામાં સમાયલું છે. જ્યારે જમીનમાં ગરમી બંધ થઈ જાય ત્યારે બહાર નીકળવા માર્ગ લીએ છે. પણ જો તેટલામાં જમીનની ઉપરની સરદી પુગી વળે તો તે અંદરની ગરમીથી પાણી બને છે, અને વધતા ઓછા પ્રમાણમાં પાણી થાય છે. તે પાણી જોશમાં હોય અને જમીન ફાડી આપસુપ ઉપર આવે તો ચશ્માનું પાણી કહેવાય છે. પણ જો કુદરતી રીતે જમીનની ગરમીનું પાણી ઉપર આવી નહી શકે તો જમીનની રગો અને સુરાખમાં ઠરી રહે છે, બાહેર નીકળતું નથી અને ખોદવા સિવાય પાણી ઉપર આવી શકતું નથી. જેથી જમીન ખોદી પાણી બહાર લાવવામાં આવે અને બાંધકામ કરે ત્યારે કુવાનું પાણી કહેવાય છે. બીજી રીત એ છે કે બરફનો પહાડ જ્યારે પીગળી તવાઇને તેનું પાણી રેતીની અથવા નરમ જગામાં ઉતરી જાય છે, તે જમીનની સઘળી રગેરગમાં વીખરાઇને જે તરફથી પોતાને બાહેર નીકળવાનો મારગ મલેચ તે તરફથી બાહેર નીકલેચ અને નાની મોટી નદીઓ બને છે, અને નદીઓ દરીઆવ બને છે. તે ખુરશેદની ગરમીથી ચુસાઈ [1]હવાપર જઇ વાદળ તથા બરફ તથા વદશાદ બને છે. આ મુજબ દુનિઆનો રાહાઘાટ ચાલ્યો જાય છે. છુપી વાતોનો જાણનાર દાદગર દાદાર પોતેજ છે તેનાથી કોઈ અજાણ નથી. દુનિયામાં જેટલો હુનર અને એલમ છે તે સઘળાને પુગી વળવાને ઇનસાનની જીંદગી પુગતી નથી, ખાલી ફુકરાજી રાખી થોડી આવરતે દરેક ચીજ જાણવાનું ખોટું ડોળ ઘાલનાર માણસોએ આ ઉપરથી સમજવાનું છે કે જે કંઈ પોતાને ખબર નથી તે માટે પેહેલાંથીજ ના કહી દેવામાં ડહાપણ સમજવું કેમકે ખોટું ડોળ ઘાલી નહી ખબર હોય તે બાબદમાં માથું મારવાથી ઘણીખરી વખતે કામ થવાની વતી સામુ રખડી જાય છે. જે બાબદની ખબર નહી હોય તે માટે ના કહેવામાં કંઈ માન ઓછું થતું નથી કેમકે દુનિયામાં હુન્નર અને એલમ એટલો બધો છે અને કુદરતનું ઉંડાણ એટલું બધું છે કે રોજનો એકેક વિષય શીખે તોપણ અખંડ જીંદગીના દીવસો પુગી શકે નહી. ઇનશાને પોતાના સબળ અને સઅકલથી આ દુનિયામાં હુન્નરનું ખેતર સઅકલ·

---

૧. આ બનાવ બને છે. પણ આ થકી બે ભેદ છે. પુર્વની હવા જે રોશનીનું તત્વ છે તેનાં વાદળાં નથી તેથીજ આ મુજબ બને છે. અને વાદળાં જે છે તે વાતાવરણ જે પશ્ચિમની હવા છે તેનાં છે. તે વાદળાં ભુમધ્ય સમુદ્રમાં ઉતરી પાણી લઈ હવામાં અધર જઈ પછીજ વરસાદ વરસાવે છે. (પ્રગટ કર્ત્તા)

ના બળથી ખેલી ખાવાનું છે. મકશદ કે તેને અનુસરતી વલન અને સારી સમજણ જોઇએ.

**પાણીમાં પડેલા નસા માટે વંદીદાદમાંથી મળતી અગત્ય જોગી બાબદ**—પાણીમાં પડેલા નસા માટે પાકરોહ પેગમબર સાહેબ અશો જરતોસ્ત અને દાદગર દાદાર અહુરમજદ વચ્ચે થયલા સવાલ જવાબો વંદીદાદની ૬ થી પરગરદમાં નીચે મુજબ લખાણુ મળે છે.

૨૬. (જરતોસ્ત સાહેબ પુછે છે) હાડમંદ દુનિઆના પેદા કરનાર અશો? અગરજો આય કે જેઓ માજદી યસનો તેઓ પગે ચાલતા જતા હોય અથવા વહાણુમાં બેસીને, તથા ઘોડાપર બેસીને, તથા ગાડીમાં બેસીને, જતા હોય અને વેહેતા પાણી નજદીક જઇ પહોંચે અને તે પાણીમાં નસો હોય તો તેઓ શું કરે? ૨૭. ત્યારે અહુરમજદે કહ્યું કે (પગમાંથી) જોડા કહાડી નાંખીને, (તથા) (બદન ઉપરથી) કપડાં (કહાડી) એક ઠેકાણે મુકીને, અએ જરતોસ્ત, (તેઓ ત્યાં) થોભે (અને ત્યાર પછી) જ્યાં સુધી (તે) મુવેલા તનની નજદીક પહોંચે ત્યાં સુધી, પગના નલા સુધી, (અથવા) ગુંઠણુ સુધીના, (અથવા) કમ્મર સુધીના, (અથવા તો) માણસપુર પાણીમાં આગલ જઇને, અય જરતોસ્ત! (તે) મુવેલા (માણસ) ને પાણીમાંથી બહાર કહાડે. ૨૮. અયદાદાર અગરજો નસો ફિણુ ફિણુ થઇ ગયો હોય તથા કોહી ગયો હોય તો માજદ યસનો શું કરે? ૨૯. અહુરમજદે કહ્યું કે તેના બે હાથથી જેટલો પકડી શકાય તેટલો (નસો) પાણીમાંથી બહાર કાઢી સુકી જમીન પર મુકે.

**ખુલાસો**—ઉપલા ૨૬ થી ૨૯ સુધીનાં ફકરાઓની મતલબ એવી સમજાય છે કે રસ્તે જતા પાણીમાં પડેલો નસો માલમ પડે તો તેજ વખતે તેને પાણીમાંથી બહાર કહાડીને સુકી જમીનપર મુકવો. પાણીમાં નસો નહીજ નાખવો તથા જો નજર પડે તો પાણીમાંથી બહાર કહાડવાની આપણી ફરજ છે. નજરે જોયા છતાં રહેવા દઇ ચાલી જવું નહી જોઇએ.

પાણીથી કરીને નસો જલદીથી કોહે છે અને ઘણું લગી પુષ્કળ બદબો પેદા કરે છે. નસાને સુકી જમીનપર નાખવાને ફરમાવે છે કેમકે સુકાયાથી તેનું જોર કમતી થાય છે. હવે જુદી જુદી જાતનાં પાણીમાં જેવું કે બંધિયાર પાણીમાં તથા કુવાનાં, ઝરાનાં, બરફનાં, નદીનાં ઇત્યાદી પાણીમાં નસો પડયાથી કેટલું પાણી બહાર કાઢી નાખવું તે વિશે આ વંદીદાદની ૬ થી પરગરદનાં ૩૦ થી ૪૧ ફકરા સુધી લખાણુ મળે છે. તે નીચે મુજબ છે.

૩૦. (જરતોસ્ત સાહેબ પુછે છે) હાડમંદ દુનિયાના અશો પેદા

કરનાર ! આએ થમ પાણીમાં તે દરૂજ નસુશ ગલીચાઈ તથા કોહોવાત તથા અપવિત્રાઇ સાથે કેટલો આગળ દોડે છે ? ૩૧. ત્યારે અહુરમજ્દે કહ્યું કે દરેક તરફથી છ કદમ; જ્યાં સુધી કે તે નસાને પાણીમાંથી બહાર કાઢે ત્યાં સુધી તે પાણી અપવિત્ર તથા પીવાને નાલાયક (થાય છે); (તેટલા માટે) તેટલા નસાને પાણીમાંથી બહાર કહાડી, દુર લઇ જઇને સુકી જમીન ઉપર તેઓ મુકે. ૩૨. તે પાણીમાંથી જો બને તો (તે પાણીનો) અરધો હીસ્સો, નહી બને તો ત્રિજો હીસ્સો; જો બને તો ત્રિજો હીસ્સો ને નહી બને તો ચોથો હીસ્સો, તેમ નહી બને તો પાંચમો હીસ્સો પાણી બહાર કહાડી નાખવું. તે નસો બહાર કહાડીઆ પછી, (ઉપર જણાવ્યા મુજબ) પાણી બાહાર કહાડવું ત્યાર પછી બાકી રહેલું પાણી પવિત્ર થયલું ગણાય અને અગાઉની માફક પીવા વિગેરે વાપરવસમાં લીએ. ૩૩. અએ દાદાર ? કુવાને લગતાં તથા ઝરાને લગતાં આએ પાણીમાં, તે દરૂજ નસુશ ગલીચાઇ અને કોહોવાટ તથા અપવિત્રાઇ સાથે કેટલો આગળ વધે છે? ૩૪. દાદારે કહ્યું કે પાણીમાંથી જ્યાં સુધી નસાને બહાર કાઢે ત્યાં સુધી તે પાણી પીવાને નાલાયક છે. પાણીમાંથી નસો બહાર કહાડી સુકી જમીનપર મુકે. ૩૫. નસો પાણીમાંથી કહાડી આ પછી તે પાણીના પરમાણમાં અરધું, યા ત્રીજે હીસ્સે અથવા ચોથે તથા પાંચમે હીસ્સે પાણી કહાડી નાંખીને બાકી રહેલું પાણી વપરાસમાં લીએ. ૩૬. અએ દાદાર ટિપાનાં બરફનાં અને કરાંને લગતાં પાણીમાં છે દરૂજ નસુશ ગલીચાઈ તથા કોહોવાટ તથા અપવિત્રાઈ સાથે કેટલો આગળ વધે છે ? ૩૭. અહુરમજ્દે કહ્યું કે દરેક તરફથી ત્રણ કદમ દુર; તે પાણીમાં નસો હોય ત્યાં સુધી તે પાણી પીવાને નાલાયક થાય છે તેથી તે નસાને પાણીમાંથી બહાર કાઢીને સુકી જમીનપર નાખવો. ૩૮. તે પાણીમાંથી નસો કહાડી નાખ્યા પછી (તે બરફ અને કરાને લગતુ) પાણી પવિત્ર ગણાય છે અને તે અગાઉની માફક માણસો તથા પશુઓના વપરાશમાં લેવું. ૩૯. અએ દાદાર ! આય દોડતા તથા વેહેતા પાણીમાં દરૂજ નસુશ ગલીચાઇ તથા કોહોવાત અને અપવિત્રાઇ સાથે કેટલો આગળ દોડે છે ? ૪૦. દાદારે કહ્યું કે નીચેથી વેહેતાં (યાને પછવાડેથી આવતાં) પાણી આગળથી ત્રણ કદમ; સાંમે (અથવા આગળ વેહેતાં) આગળથી ૯ કદમ; (અને) બીજી (અથવા બાકીની) બાજુએથી છ કદમ જ્યાં સુધી તે નસાને (પાણીમાંથી) બહાર કહાડે ત્યાં સુધી, તે પાણી અપવિત્ર (તથા) પીવાને નાલાયક (છે); (તેટલા માટે) તેટલા નસાને પાણીમાંથી બહાર કહાડી દુર જઇને સુકી જમીન ઉપર તેઓ મુકે. ૪૧. તે

(પાણીમાં પડેલો) નસો બહાર કહાડીઆ પછી (તથા તે પાણી ઉપર) ત્રણ વખત મોજા પસાર થયા પછી તે પાણી પવિત્ર થયલું ગણાય (ત્યાર પછી) ગમે તો અગાઉની માફક માણસોના અને પશુઓના વપરાસમાં તે પાણી લેવું.

**ખુલાસો**—ઉપલા ૩૫ મા ફકરામાં ઝરાના પાણી માટે દાદાર કહે છે તે મુજબ હાલ ચાલુ જમાનામાં પણ જે કુવામા મુરદું પડેલું હોય છે તે કુવાને ૧૩ માસની મુદ્દત સુધી વાપરતા નથી તેનો સબબ એવો છે કે કુવો બાંધતી વખતે તેની દીવાલ ધસી નહી આવે તે કારણે અથવા બીજા કોઇ પણ કારણસર કદાચ લાકડું વાપર્યું હોય તેને માટે છે. કેમકે લાકડાંને હવા સોસવાની શક્તિ છે જેથી કુવામાં પડેલા નસાનું પાણી લાગાથી તે લાકડાંમાં જો તે નસાવાળો પદાર્થ સોસાયો હોય તો તે લાકડાંને લીધે તે પાણી તુરતા તુરત પીવાથી અવગુણ થાય છે જેથી પરહેજી કહેલી છે પણ જો ખાત્રી હોય કે તે કુવામાં કુવો બાંધતી વખતે લાકડું વાપરેલું નથી તો કુવામાં પડેલું મુરદું અથવા નસો બહાર કહાડયા પછી આ ૩૫ મા ફકરામાં કહ્યા મુજબ તેમાંથી પાણી બહાર કહાડયા પછી તે કુવો અગાઉ માફક વપરાસમાં લીએ. હવે જો નદીમાં તેમ બન્યું હોય કે નસો પડયો હોય તો ઉપલા ૩૫ મા ફકરામાં કહ્યા મુજબ નસો કહાડી નાંખી તે પછી પાણી કહાડી નાંખીને તે પાણીથી ત્રણ કદમ દુરથી પાણી ભરી લેવું. દુર બેઠેલી બાઇને તથા સુવાવડી બાઇને પણ આતશ અથવા પાણીથી તથા દરેક પવિત્ર ચીજથી ૧૫ કદમ દુરની જગા આવેલી હોય તો સાત કદમ દુર રહેવાનું ફરમાન છે. જો તેટલી જગ્યા ન મળે તો ત્રણ કદમ દુર રહેવું જોઇએ. હવે ઉપલા ૩૦ થી ૪૧ સુધીના ફકરામાં થમ પાણીમાં, ખાબોચીઆમાં અથવા નાલામાં જો મુરદું પડયું હોય તો, તેની આસપાસનું પાણી સારી પેઠે કહાડી નાખ્યા પછી વપરાઈ શકાય છે. મુડદું કહાડી નાખ્યા પછી કુવાનું પાણી પણ કામે લાગી શકે છે. વેહેતા પાણીમાંબી જ્યાં મુરદુ અથવા નસો પડયો હોય ત્યાંથી તેટલી જગ્યા સિવાય આસપાસનું પાણી કામે લાગે છે. વંદીદાદની ૫ મી પરગરદના ૮ મા ફકરામાં દાદાર અહુરમજદ, જરતોસ્ત સાહેબને કહે છે કે (જે કોઈ પાણીમાં પડી આપઘાત કરે છે તેને) "**પાણી મારતું નથી** પણ અસ્તો વીંધોતું (નામનો દેવ) તેને બાંધે છે યાને તે પાણીમાં પડેલા માણસનો દમ ગુંગલાવી નાખે છે અને [1]વાએ તેને

૧ વય, સંસ્કૃત શબ્દ છે. અવસ્તામાં એ બોલ હવાને માટે છે. આ ઠેકાણે એનો અર્થ ઝેરી ખરાબ હવા થાય છે. પેહેલવીમાં 'વાયે સરીતર' 'વાયે વતર' થાય છે. તે પરથી સાધારણ બોલ 'જમ' નીકળેલો છે.

બાંધી લઇ ચાલતી પકડે છે, ત્યારે પાણી તેને ઉપર નીચે લઇ જઇને કીનારે છોડી દેછે." વંદીદાદની ૧૧ મી પરગરદના ૫ મા ફકરામાં દાદાર અહુરમજદ જરતોસ્ત સાહેબને કહે છે કે જો તું "પાણી પાક કરવા ચાહે તો આ શબ્દો ભણ **"અપો અત યજમઇદે. મએકઈન્તીશ્ચા હેબ્વઈન્તીશ્ચા ફ્રવજંધહો"** આ ફકરો યજશનેના ૩૮ મા હાના ૩ જા ફકરામાં છે. હવે **પાણીને મુવેલા માણસથી કેટલે દુર રાખવું?** તે બાબે વંદીદાદની ૮ મી પરગરદના ૭ મા ફકરામાં દાદાર કહે છે કે "આતશથી ૩૦ કદમ દુર, પાણીથી ૩૦ કદમ દુર, પાથરેલી બરસમથી ૩૦ કદમ દુર, અશો માણસોથી ૩ કદમ દુર રાખવું જોઇએ." હવે સુવાવડી ઓરતને માટે પણ ઉપલોજ ફકરો લાગુ કરેલો છે. તે વંદીદાદની ૫ મી પરગરદના ૪૭–૪૮ ફકરામાં મલે છે. દુર બેઠેલી બાઈ (માસીક માંદગીવાલી) ઓરત માટે વંદીદાદની ૧૬ મી પરગરદના ૩–૪ ફકરામાં લખાણ મળે છે જે દાદાર અહુરમજદ કહે છે કે "દુર બેઠેલી બાઈ પાણીથી અને આતશથા, તથા પાથરેલી બરસમથી ૧૫ કદમ દુર અને અશો માણસથી ૩ કદમ દુર જોઇએ," હવે વંદીદાદ પરગરદ ૯મીમાં ફકરા ૪–૫ માં **બરશનુમ આપવાની જગાને** પાણીથી, આતશથી, પાથરેલી, બરશમથી ૩૦ કદમ દુર અને અશો મર્દથી ૩ કદમ દુર રાખવા કહેલી છે. નખ, તથા બાલ નસો ગણાય છે તેથી તેને માટે પણ વંદીદાદની ૧૭ મી પરગદના ૪–૫ ફકરામાં દાદાર અહુરમજદ જરતોસ્ત સાહેબને કહે છે કે "બાલ હોરીઆ પછી આસપાસથી બાલને કાપી સરખા કરવા, નખ લેવા. અને તે કાતરેલા બાલને પાણીથી ૩૦ કદમ દુર, આતશથી ૩૦ કદમ દુર, અશોમાણસથી ૧૦ કદમ દુર, અને પાથરેલી બરસમથી ૫૦ કદમ દુર લઈ જવા, અને સખ્ત જમીનમાં એક બીલ્લસ ઉંડો ખાડો કરીને નાખવા, અને ત્યાં આ કલામો ભણવા **"અત અખયાઇ અષા મજદાઓ ઉર્વરાઓ વક્ષત."** હવે બરસનુમ લેનાર મોબેદ (યા બચ્ચાં) થી ત્રણ દીવસ પાણીને નહી અડકવું યાને હાથ લગાડવો. ત્રણ પુરા થયેથી "નવસો નાહે" તે પછી પાણીને અડકવું સનીવાર છે. વંદીદાદ પરગરદ ૫ મી માં ૧૫ મા ફકરાથી તે ૨૦ મી પરગરદ સુધીનું લખાણ મળે છે તેમાં અશો જરતોસ્ત, પાક દાદારને પુછે છે અને દાદાર અહુરમજદ જવાબ આપે છે જે નીચે મુજબ છે.

૧૫ (જરતોસ્ત સાહેબ પુછે છે) "હાદમંદ મુલકના અએ અશો પેદા કરનાર! તું અહુરમજદ પવન તથા વાદળાં સાથે વોરૂકષ દરીઆમાંથી શું પાણી વરસાવે છે? ૧૬. તું અહુરમજદ (પાણીને) શું નસા તરફ

લઈ જાય છે? તુ અહુરમજ્દ (પાણીને) શું હેરનસા, હાડકાં, તરફ વરસાવે છે? શું છુપી રીતે વરસાવે છે? તે (પવન અને વાદળાં) સહિત (તે પાણીને) શું તુ પૂઈતીક[1] દરીઆ તરફ વરસાવે છે? ૧૭. ત્યારે દાદારે કહ્યું કે અએ ખાલેશ જરતોસ્ત? તુ જેમ ખરેખર કહે છે તે પ્રમાણે હું હોરમજદ પવન અને વાદળાં સહિત વૈરૂકષ[2] (નામના) દરિઆમાં પાણી વરસાવું છું. ૧૮. હું અહુરમજદ (તે પાણીને) નસા તરફ લઇ જાઉં છું, દખમા તરફ લઇ જાઉં છું, હેરનસા તરફ લઈ જાઉં છું, હાડકાં તરફ વરસાવું છું, છુપી રીતે વરસાવું છું, તે (પવન અને વાદળાં) સહિત (તે પાણીને) પૂઇતીક દરિઆમાં વરસાવું છું. ૧૯. તે વેહેવા કરતાં (પાણી) દરિઆની અધવચમાં ઉભાં રહે છે; પવિત્રાઈએ કરીને તે પાણીઓ પૂઇતીક દરીઆથી તે વૈરૂકષ દરીઆ સુધી વેહે છે. તે પાણી **હવાપ** નામના ઝાડ[3] તરફ વહે છે. ત્યાંથી હજાર દશહજાર ઘણાં તમામ જાતનાં ઝાડો ઉગે છે. ૨૦. તે ઝાડ તરફ હું અહુરમજદ ખોરાકને માટે સારી પેદાયશનાં ગાય ઢોરના ચારાને માટે, વરસાદ વરસાવું છું કે જેથી મારાં માણસો અને પશુ પક્ષીઓ અનાજ ખાય અને ગાય ઢોર ઘાસ ચારો ખાય." (વંદી. પરગ. ૫ મી. ફકરા ૧૫ થી ૨૦).

પાણી માટે ધર્મની કેતાબોમાં ઘણું જાણવાનું મળે છે અને લખવાનું પણ ઘણુંખી છે પરંતુ આ પુસ્તકને અનુસરતુજ અને હમદીનોને જાણવા જોગું પાણીનું લખાણુ વંદીદાદમાં તેમજ યજશનેના લખાણુમાં મળે છે જે ફકરા ટાંકેલા છે કે જેથી પાણીની પવિત્રાઇ માટે દરેકને જાણવાનું મળે. આપણાં ઘરડાં, વડાંઓ નસીઅત કરે કે **"પાણીનો બગાડ કરવો નહી પાપ લાગે"** ફક્ત આટલી નસીઅતમાં આખો ભરમ સમાવેલો હોવાથી આપણુને પાણીની સંપુર્ણ ખુબી જાણવાની બાબદો અવસ્તાના ફકરાઓના ગુજરાતી તરજુમાઓ વાંચીએ તોજ જાણવા મળે તેથી આ જાણવા થકી ઉપલું દર્શાવેલું છે, કંઇ પણુ ચીજ ખુબી જાણ્યા વગર તેપર ધ્યાન પુગતું નથી અને મનન થતું નથી. તેથીજ દીન આઇનિનાં ધ્યાન ઓછાં રહે છે અને કેળવણી વગોવાય છે. (પ્રગટ કર્તા).

---

૧ પૂઈતીક પેહેલવીમાં પૂતીક અને ઇંગ્રેજીમાં (Sea of Arel) ધારવામાં આવ્યો છે. ૨ વૈરૂકષ પેહેલવીનો ફરાખ કન્ત એને ઇંગ્રેજીમાં કાસપીયન દરીઆ (Caspian Sea) સાથે સરખાવેલો છે. ૩. હવાપ નામનું ઝાડ તે હરવેસ્પ તોખ્મને નામે પણ કહેવાય છે. તમામ ઝાડોનું મૂળ એને ગણુવામાં આવે છે. એનાં બીઆં પક્ષીની મારફતે પથરાઇ બીજાં ઝાડો ઉગે છે. એને હોમનું ઝાડ પણ કહે છે.

# જમીન.

## જમીન માટે અવસ્તામાંથી તથા પેહેલવીમાંથી મળતાં લખાણો.

૧. અય વૃદ્ધિ કરનારી જમીન તને નેમાજ (હોજો) અય સારી પેદાયસની જમીન તને નેમાજ (હોજો) અય આબાદ કરનારી જમીન તને નેમાજ (હોજો). સૌથી સરસ તથા અશો લોકોને તથા હવે પછી જન્મ પામનારાઓને બક્ષેશ આપનારી (અય જમીન) તુને નેમાજ (હોજો) જે વૃદ્ધિ કરનારી જમીનને આસ્મોગ (તથા) નાપાક જહિ તથા દરવંદ જુલમગાર માણસ મારે છે. (યાને ખરાબ કરે છે.) (વંદી. પરગરદ ૨૧ ફકરો ૧ લો.)

**મીનો–એ–ખેરદ** કેતાબમાં જમીન સાફ રાખવા માટે લખે છે જે લખાણુ નીચે મુજબ છે. તેમાં લખે છે કે દશ રીતે જમીન સુખી છે અને દશ રીતે દુઃખી છે.

**૧ લી જમીન**—એ સુખી છે કે જે પર રાસ્ત બોલનાર અને પરહેજગાર રહેઠાણ કરે છે અને દુઃખી એ છે જેપર જુઠું બોલનાર જુલમી રહેઠાણ કરે છે. **૨ જી જમીન**—એ ખુશાલ છે કે જે પર આતશ–આદરાન, દાદગાં, આતશ–બેહેરામ બધાય છે જ્યારે દુઃખી એ છે કે જે પર દોજખ બાંધવામાં આવ્યું છે. **૩ જી જમીન**—એ સુખી છે કે જે પર ગાયો, ગોસ્પંદો, વીસામો લીએ છે. જ્યારે દુઃખી એ છે કે જે પર દેવો દરૂજો, ભુડાં કામ કરનારાઓ રહેઠાન કરે છે. **૪ થી જમીન**—એ સુખી છે કે જે જમીન ખેડયા વગરની વેરાન હતી તેને પાછી આબાદ હાલતમાં લાવવામાં આવી છે. ત્યારે દુઃખી એ છે કે જે પર બે ગુનાહ અશોમર્દને મારી નાંખવામાં આવ્યો છે **૫ મી જમીન**—એ ખુશાલ છે કે જેમાંથી નાશકારક પ્રાણીઓનાં દર ખોદી નાંખવામાં આવે છે જ્યારે દુઃખી એ છે કે જેપર નાસકારક પ્રાણીઓ વસે છે. **૬ ઠી જમીન**—એ સુખી છે કે જે પર યજદોની યજશને અને તેઓનું વસવું તથા ભલાંઓનો વાસો છે, જ્યારે દુઃખી એ છે કે જેપર બુતખાનું બાંધવામાં આવેલું છે. **૭ મી જમીન**—એ ખુશાલ છે કે જ્યારે વેરાન જમીનને આબાદાન કરવામાં આવે છે અને દુઃખી એ છે કે જે આબાદાન છે તેને વેરાન કરવામાં આવે છે. **૮ મી જમીન**—એ ખુશાલ છે કે જ્યારે બુંડાઓનાં કબજામાંથી ભલાંઓનાં કબજામાં પોહોચે છે જ્યારે દુઃખી એ છે કે જ્યારે ભલાઓના કબજેથી [1]બુરાને કબજે જાય છે. **૯ મી જમીન**—એ ખુશાલ છે કે જેની ઉત્પતી અને પેદાયસ થાય તેમાંથી ભલાંઓનો યઝદોનો હીસ્સો કર્યામાં આવે છે. જ્યારે દુઃખી એ છે કે તેની નીચે નસો દાટેલો છે, ૧૦ મી

---

૧ દરેક ઈનસાન માટે પણ એમજ ધારવામાં આવે છે કે જ્યારે તે બુંડાના કબજેથી ભલાને કબજે જાય તો સુખી થાય છે જ્યારે તે છોડાવનારને બમણો સવાબ મળે છે જ્યારે કોઇ ઇનસાન એક બીજા ઇનસાનને વધુ દુઃખમાં નાખે છે.

**જમીન**—એ ખુશાલ છે જે પદ જોરની ક્રિયા અને યજશને, વંદીદાદ, વિગેરે પવિત્ર ભણતર થાય છે જ્યારે દુઃખી એ છે, કે જેપર રૂદન અને શોક થાય છે.†

**ખુલાસો**—જમીન માટે **અવસ્તાનાં લખાણો** પણ ઘણાં મળે છે. તેમાં જમીનને **અસપંનદારમદ અમેશાસપંદ** તરીકે ગણેલી છે. ખરી રીતે તો એ **દીન**દાવરની મતા ગણાય છે. સર્વ પેદાયસનો સરજનહાર કીર્તાર તો **તે** માલીક પોતે ખુદ ખુદરત **અહુરમજદ** છે. પણ **દીન**દાવરથી ધરતી, આસમાન પહાડ, પાણીની ઉત્પતી થયલી ગણાય છે. એજ શક્તિનો અંશ અસપનદારમદ શાહ ગણાય છે જેને જમીનની માલેકી છે. **યજશનેના ૧૨ માં હાનાં બીજા ફકરામાં** અસપનદારમદ માટે લખાણ મળે છે કે "સંપુર્ણ સપેન્ત આરમઇતીને હું પસંદ કરૂં છું; તેણી મારે માટે છે. ગોસ્પંદોને ચોરી તથા લુંટફાટમાંથી બચાવવા માટે (તેમજ) માજદયસના-નોના મોહલ્લાઓને સઘળાં નુકસાન અને સઘળા નાસમાંથી બચાવવા માટે હું વખાણનાં આ કીર્તનો ગાઉં છું." વળી **વંદીદાદની ૩ જી પરગદનાં ૧લા ફકરાથી તે ૧૧મા સુધી જમીન માટે આ લખાણ આવેલું છે** તેમાં એવું જણાવે છે કે "જમીન પાંચ રીતે સુખી છે અને પાંચ રીતે દુઃખી છે. જે જગોએ યોજદાથ્રેગરીનુ (મોબેદો યજ-શને, વંદીદાદ, બાજ આફ્રરગાન વિગેરે કરે છે તે જગા, આ જગા અગીઆરીમાં હોય છે ત્યાં યોજદાથ્રેગરીનું કામ થાય છે તે) કામ ચાલતું હોય અથવા જે જગોએ અશો રાસ્ત માણસ પોતાના છોકરાં બચ્ચાં સાથે રહે છે, અથવા જે જગોએ ખેતીનું કામ ચાલતું હોય, પરહેજગારી સચ-વાતી હોય ધર્મ પળાતો હોય તે જગા ખુશાલ છે. તેથી ઉલટું જે જગોએ મુવેલાં માણસને દાટેલાં હોય, ખર્ફસ્તરોનાં રેહેવાના મુકામ હોય, અથવા દેવ દરૂજો રેહેતા હોય, તે જગા નાખુશ છે. વિગેરે. જમીનને સાફસુફ રાખ્યાથી તે જમીન ખુશી થઇને સાફ રાખનારને દુવા દે છે, તથા ગંદી-મેલી રાખ્યાથી તેના ધણીને શ્રાપ અને કદુવા દેછે અને કચવાય છે, એવો વિચાર હાલ આપણા લોકમાં પણ જાએજ છે જે વંદીદાદનાં ઉપલાં લખાણ ઉપરથી નીકળેલો દીસે છે. વંદીદાદની ૩ જી પરગરદનાં ૪૨ ફકરાઓ છે

---

અથવા સુખથી બેનસીબ રાખે છે તો તેને પણ અવસતામાં દુઃખ દેનાર દેવ ગણેલો છે † આ દશ રીતે જમીન સુખી યા દુઃખી છે એ લખાણ મારી તરફથી ૧૯૦૨ ની સાલમાં પ્રગટ થયલી કેતાબ "તમામ પાક ખોરદેહ અવસતાએ શાહેનશાહી બા એજમતી નીરંગ" ને પાને ૩૦૫ મે જમીયાદ યશ્તની ફુટનોટમાં આવી ગયું છે. તેમાં જમીન, પહાડ, દરિયા, ડુંગર, વર્જમકર્દ અને કંગદેજ ગુફાઓ વિગેરેનું લખાણ સમાવેશ છે. (પ્રગટ કર્તા)

જેમાં જમીનની ખેતીવાડી કરવા અને ખેતીનાં ઉદ્યોગને ખીલવવાનું ઘણું લખાંણુ છે. ૨૪ માં ફકરામાં કહે છે કે "જે જમીન ખેડવા લાયકની છે અને ખેડવા વગર પડી રહે છે તો જેમ બચ્ચાં વગરની સુંદર બાયડી દીલગીર રહે છે તેમ તે જમીન નાખુશ રહે છે" જ્યારે ખેતીવાડી થયલી જમીન ખેતીકરનારને કહે છે કે "[1]જો તું મને ખેડશે તો હું પુષ્કળ અનાજ તથા મેવો ઉત્પન્ન કરી આપીશ." વંદીદાદ પરગરદ ૩જીના ૨૮મા ફકરામાં (દાદાર અહુરમજ્દ કહે છે) "અય સપેંતમાન જરતોસ્ત જે કોઇ શખ્સ આય જમીનને ડાબી બાજુથી જમણી બાજુએ અને જમણી બાજુએથી (યાને બેઉ હાથેથી કોષેશ કરીને) નથી ખેડતો ત્યારે તે જમીન (તે શખસને) કહે છે કે અએ માણુસ તું જમીન નથી ખેડતો" (૨૯)[2] "તેથી ખચીત તુંને ખોરાકને માટે લોકોને ઘેરેઘેર ભીખ માંગવી પડશે. લોકોના બારણા આગળ જ્યારે તું બેઠેલો હશે ત્યારે ખચીત તને બહાર ઉભો રાખીને વાસી ખોરાક લાવી આપશે. (લોકો) પોતાની પુષ્કળ નીઆમતોમાંથી (ઉપર જણાવ્યા પ્રમાણેનો વાસી ખોરાક) તારે માટે લાવી આપશે." (૩૦)[3] (જરતોસ્ત પુછે છે કે) "અય દાદાર **માજદયસની દીનની વરધી શું છે?**" ત્યારે **અહુરમજ્દે** કહ્યું કે "અએ **જરતોસ્ત સારી પેઠે અનાજની ખેતી** (તે માજદયસની દીનની વૃદ્ધિ છે.) **(૩૧)** જે માણુસ ખેતી કરે છે તે અશોઇને ખેડે છે તે માજદયસની દીનની વધારાએ કરીને વધારે છે. તે શખ્સ માજદયસની દીનને આબરૂઓમાંની ૧૦૦ ઘણી આબરૂથી જતનોમાંની ૧૦૦૦ ઘણી જતનથી, (તથા) યજશનેનાં કામોમાંના દશ હજાર (ઘણી યજશને કરવાથી) આબાદ કરે છે." **(૩૨)** "જ્યારે અનાજની રોપણી ચાલે છે ત્યારે દેવો હાંફે છે; જ્યારે ઉગેલો અનાજ થાય છે ત્યારે દેવો ડોંસે છે. જ્યારે છરેલો (ખાંડેલો) અનાજ થાય છે ત્યારે દેવો રડે છે. અને જ્યારે આટો થાય છે ત્યારે દેવો નાશ પામે છે. જે ઘરમાં અનાજ અને લોટ હોય છે ત્યાં દેવો માર ખાધેલા થાયછે, જ્યારે અનાજ પુષ્કળ થાય છે ત્યારે જેમ એક લોઢાનો સળીઓ તપાવીને દેવોના મ્હોડામાં ફેરવ્યો હોય અને દુઃખ લાગે તેટલું દુઃખ તેઓને લાગે છે."વંદીદાદની ૩ જી પરગરદનાં ૨૩-૩૨ મા ફકરામાં (ઉપલા લખાંણમાં) ખેતીવાડી કરવાની ભલામણ કીધી છે તેની મતલબ બે છે. એક તો અનાજ મળે અને બીજું એ જે દરદો ઉત્પન્ન થતાં અટકે છે. મજકુર

૧. વંદી. ૩જી પરગરદ ૨૬-૨૭ ફકરો જરતોસ્ત અને દાદારની વાતચીત.
૨. જી ૨૯ મો ફકરો છે. ૩. વંદીદાદની ૩જી પરગરદનો ૩૦મો ફકરો.

ઉરમો ફકરો અલંકાર ભાષામાં લખેલો છે. સાદી એબારતમાં કહીએ તો એની મતલબ એ સમજાય છે કે ખોરાકને માટે લોકોને બારણે ધકેલા ખાવાને બદલે, જે શખ્સ પોતે જાતે મેહેનત કરી ખેતીવાડી કરીને પોતાને માટે તથા પોતાના કુટુંબને માટે, અનાજ પકવી તેને એકઠો કરી મૂકે છે, તે શખ્સ ભુખમરો, કંગાલીઅત, ચોરી ઇત્યાદીરૂપ દેવોનો નાશ કરે છે. ઉદ્યોગી અને ઉજમવાલા માણસોના ઘરમાં કોઇબી દેવ પેવસ થઈ શકતો નથી. જ્યારે અનાજનો પાક પુષ્કળ થાય છે ત્યારે દેવોનો નાસ થાય છે. જરતોસ્તી ધર્મમાં જમીનને સાફ રાખવાનું અગત્યનું ગણેલું છે, તેમજ જમીનની ખેતીના કામને ઘણું અગત્યનું ગણેલું છે, પુરાતન ( યાને અસલ ) જમાનામાં જ્યારે માણસો એક ઠેકાણે ઠરીઠામ નહી થયેલાં, તથા તે વખતે હાલના જમાનાના જેવા જુદા જુદા હુન્નરો તથા ધંધારોજગારોની સોધ નહી થયલી તે વખતમાં ખેતીના કામને ઘણું અગત્યનું ગણે એ વ્યાજબી છે. હજુ પણ કહેવત ચાલે છે કે "જમીન ખેડે તો ખેતી ને ન ખેડે તો ફજેતી" વળી એમ પણ નસીઅત મળે છે કે "**ઉત્તમ ખેતી, મધ્યમ ધંધો નફટ નોકરી ભીખ નાદાન જો ખેતી ન ખેડો ભાઇઓ તો ધંધા ઉપર રાખો ધ્યાન.**" આ લખાણની મતલબ એવી સમજાય છે કે ખેતી સૌથી ઉત્તમ છે અને બીજો ધંધો મધ્ય છે જ્યારે નોકરી એ તાબેદારી છે, એટલે કે ખેતી વીના ધાન્ય પાકે નહીં તો મોંઘુ વેચાય, ને તેમાં જો કોઈ ખરીદી નહીં શકે તો ચોરી લુંટફાટ કરવી પડે જેથી અનીતિમાં પણ ફસી પડે તેથીજ જરતોસ્તી ધર્મમાં ચોરી લુટફાટ અનીતિનાં કાંમને વખોડેલાં છે અને ખેતીનાં કામને ઉત્તેજન આપવા ફરમાન છે. ખેતીનાં કાંમથી માણસો સંતોષથી એક તરફ રહી સ્વતંત્રતાથી પોતાનો નિભાવ કરી શકેછે. ખોરાકને માટે બીજાને બારણે નોકરી માટે ભટકવું પડતું નથી. આપણા રૂહશાદ જરતોસ્ત સાહેબની પુર નેમ પણ એજ કે "માણસોએ આળસુ રહા કરતાં કાંઇબી ધંધોરોજગાર કરીને પોતાનું ગુજરાન ચલાવવું." અલબત્ત ખાલી કુઠલાકુઠલી તથા ઠઠ્ઠાબાજી છોડી દેવી. તેમજ દરેક ઇનશાને પોતાના મનનું વલણ સારી રીતે દોરવવું અને મગજને ખાલી નકામી જેવી બાબદોમાંથી મુક્ત કરી સારા વિચારો ધારવા કે જેથી દુનિયાદારીની બીજી સારી બાબદોમાં ધ્યાન દેવાથી પરસ્વાર્થી કાર્યો બજાવી શકાય, કીર્તિ મેળવાય, ખુદરતનું માનીતું દુનિઆમાં જાણીતું થવાય. તેમજ રવાંન ખોખ્તગી (યાને આત્માના છુટકારા) પછી સુદ્ધ કરણીના પ્રતાપે જીવને સારો વાસો મળે, અને સફળ અવતાર કહેવાય.

**જમીન માટે વંદીદાદમાંથી મળતી થોડીક અગત્યની બાબતો**—વંદીદાદની ૧.લી પરગરદમાં ૧૬ શેહેરો માટે લખાણ મળે છે તેમાં દાદાર અહુરમજદ, જરતોશ્ત સાહેબને કહે છે કે **૧.**લું શેહેર અઇર્યેમન વએજો=આર્ય લોકોનું સૌથી પુરાતન શેહેર; ઈરાનવેજ. તે ઑકસસ નદી અને જેકજારતીસ નદીની વચ્ચે આવેલા બલુરતાગ પાહાડની ઉત્તર પશ્ચીમે અને પામીરનાં પાહાડોની ઉત્તરે આવેલી જગા. **૨.** સુઘ્ધ=સોગદીઆના ( સમરકંદની પડોશમાં ). **૩.** મઉરૂ=મર્વ ( ખોરાસાનમાં ) **૪.** બાખધી=બલખ. **૫.** નીસાએ=મર્વ અને બલખની વચ્ચેની જગ્યા. **૬.** હરોયુ=હરી નામની નદીની પાસેનો મુલ્ક; હેરાત ( ખોરાસાનની દક્ષિણે ). **૭.** વએકેરેત=સજેસ્તાંન અથવા સીસ્તાંન. કાબુલ. **૮.** ઉર્વ=ખોરાસાનની દક્ષિણે આવેલું શેહેર. **૯.** વેહર્કાન=જોરજાંન, ગોરગાંન, માજંનદરાંન. **૧૦.** હરખઇતી=કાબુલની દક્ષિણ પુર્વેનો કંદહારની નજદીકનો ભાગ. **૧૧.** હએતુમન્ત=હિલમંદ. **૧૨.** રઘ=રએ. પેગમબર અશો જરતોશ્તની જન્મ ભુમી. ( તેહેરાનની દક્ષિણે ) **૧૩.** ચખ્ર=ખોરાસાનમાં આવેલું શેહેર. **૧૪.** વએન=ગીલાંન. **૧૫.** હપ્ત હિન્દુ=સીંધુ નદીથી સતલજ સુધીનો મુલ્ક. **૧૬.** રંઘહ=ઑકસસ અથવા જકજારતીસ નદી.

ઉપલું ૧૨ મુ શેહેર રએ પેદા કીધું. આ માટે વંદીદાદની ૧લી પરગરદનાં ૧૬ માં ફકરામાં દાદાર અહુરમજદ કહે છે કે "હું જે અહુરમજદ (તેણે) જગાઓમાનું અને શહેરોમાંનું બારસું સોથીસરસ શેહેર **ત્રણ તોખમવાલુ** પેદા કીધું, તેથી ઉલતું અહેરેમને ગુમાન લાવનારૂં પાપ પેદા કીધું." હવે ઉપલાં લખાણમાં **ત્રણ તોખમવાલુ રએ** શેહેર એટલે આથોરનાન, રથેશતાર, વાસ્ત્ર્યોસનાં ત્રણ ધંધાનાં તબક્કા એ શેહેરમાંથી શરૂ થયા અને તે દરેક ધંધાની ઉપર પેગમબર અશો જરતોશ્તના ત્રણ છોકરાઓ સરદારી ભોગવતા હતા. વંદીદાદની ૨૨મી પરગરદમાં ૧થી૫ ફકરા વાંચતાં જણાય છે કે અહુરમજદે દુનિઆ પેદા કરી છે અને અહેરેમને આ દુનિઆમાં પુષ્કળ દર્દો ( ૯૯૯૯૯ દર્દો ) ફેલાવ્યાં છે તે દફે કરવાને માટે આ દુનિયાં માથ્રસપેંત=( મારેસપંદ યજદ ) ને કહે છે કે મારાં દર્દો દુર કરીને મને આબાદ કર. તેની મેહેનતના બદલામાં આ દુનિયા માંથ્રસ્પેન્તને કેટલોક બદલો આપવા કબુલ કરે છે, અને દુવા ગુજારે છે જે દુવાની બરકતથી તંગી દુર થઈ દોલત વધે અને દુશ્મનો વચ્ચેની અદાવત નીકળી જઇને દોસ્તી અને એકદીલીનો ગાંઠ બંધાય. એજ પરગરદનાં ૬થા ફકરામાં માથ્રસપેન્ત કહે છે કે "હું કેમ તનદરોસ્તી આપું

અને ૯૯૯૯૯ દર્દો હું શી રવેશે દફે કરૂં ?" ૭ માં ફકરામાં અહુરમજદ પોતે નેર્યોસંગ યજદને કહે છે કે "અય અનજુમનમાં બેસનારા (અથવા વખણાયલા) દાનાવ નેર્યોસંગ ! જા, અઇર્યમન ફરેસ્તાનાં મકાન તરફ દોડ, અને તેને આ મુજબ કહે. (૮) તું અઇર્યમન યજદને અશો અહુરમજદે આ નીચલો પેગાંમ કહેવાડેલો છે, કે હું જે અહુરમજદ (તથા) હું જે ન્યામતોનો આપનાર છું તેણે આ મુકામ (યાને આ દુનિયા જમીન વિગેરે)ને સોહામણી, રોશ્નીવાળી, (તથા) ખુબસુરત પેદા કીધી, હું આગળ ચાલીશ અને પાર કરીશ."

**ખુલાસો**—(ઉપલા ફકરા ૬–૮) આ દુનિયાપરનાં તમામ દરદો દફે કરવાને જ્યારે માંથ્રસ્પેન્તએ પોતાની અશક્તિ જણાવી, ત્યારે દાદાર અહુરમજદે પોતાનાં એલચી નેર્યોસંગ ફરેસ્તા મારફતે અઇર્યમન યજદને પેગામ મોકલાવ્યો કે દુનિયાનાં દર્દો દફે કરે અને તેની મહેનતના બદલામાં આ દુનિયાએ જે બદલો ઇત્યાદી આપવા કહ્યો હતો તે બધી બીના ફરીથી કહેવાડી. હવે એજ પરગરદનાં ૮ થી ૨૧ ફકરામાં લખાંણુ મલે છે કે નેર્યોસંગ યજદ (ફરેસ્તો) ગયો અને અઇર્યમન યજદને પેગાંમ કહ્યો. પસંદ પડતો અઇર્યમન યજદ પહાડ અને જંગલ તરફ સેતાબીથી આવ્યો. ખુદરતની બંદગી કરી અને નવ ઘોડા, નવ ઉટ, નવ બળદ, નવ નાંધલાં પશુ, અને નવ સેબફલનો ફાયદો લઇ ગયો." આ ઉપરથી માનવામાં આવે છે કે અઇર્યમન યજદે આ જમીનપરનાં દર્દો દફે કર્યા હશે. હજુ પણ આપણાં પારસી લોકોમાં ચાલ છે કે કાંઇ પણ મુસ્કેલી હોય તો તેઓ અઇર્યમન યજદ (પારસીઓમાં આ 'અઇર્યમન યજદ' શબ્દને બદલે 'અધરી ઇજત' કહે છે) નાં દરાંન, બાજ, આફ્રગાંન યજશને કરવામાં આવે છે. જેથી અલબતે મુસ્કેલી ટળે છે. સાર એ નીકળે છે કે આ યજદો પણ તમામ જાતની ઉંચ પાવરની હવાઓ છે અને ઇનસાન પોતે પવિત્રાઇથી રહી આરાધનાં કરે છે તો બદ હવા દુર થઈ સારી હવાની મદદ મેલવે છે. જમીનને પાક કરવા વિષે વંદીદાદની ૧૧મી પરગરદમાં જરતોસ્ત સાહેબ દાદારને પુછે છે કે, અએ દાદાર હુ "જમીનને કેમ પાક કરૂં ?" દાદાર અહુરમજદ કહે છે કે "જો તું જમીનને પાક કરે તો આ અવસ્તા તું ભણજે—**ઇમાંમ આઅત જામ ગેનાબીશ હથ્રા યજમઇદે**" વંદીદાદની ૧૧ મી પરગરદમાં પવિત્રાઇને માટે લખાંણુ છે તેમાં ઘેર પાણી, આતશ, જમીન, માણુસ, બાયડી, ઢોર ઢાંખર, ઇત્યાદીને પાક કરતી વખતે કલા કલામો ભણવા કે જેથી તે પાક થાય, તે બાબદ જેવી તે ચીજ તેવા તેને લાય-

કનાં કલાંમો ભણવાને માટે ફરમાવેલું છે. જેમકે ઘરને પાક કરવું હોય અથવા તેનું સુરત કરવું હોય તો આ કલાંમ ભણવા "**અત મા યવા એંદ્રો પફ્રે મજ્દસ્તો**" (આ ફકરો ગાથામાં પણ ભણાય છે.) ઘેરમાં દેવ, દરૂજ, પરી, ઇત્યાદી હોય તો આ કલાંમોની બરકતથી દુર થાય છે. વંદીદાદ ૬થી પરગરદનાં ૧થી ૯ ફકરા સુધી લખાંણુ છે કે જે જમીન-પર નસો (મુવેલું હાડ) એક વરસ લગી પડી રહે અથવા જમીનની અંદર રહે તો અને તેને તે જગોએથી ઉંચકી લઈ જવામાં નહી આવે તો તે લાસ સુદ્ધાની જમીનને એક વરસ લગી ખેતીનાં કામમાં કે બીજા વાપરવસમાં નહી લેવી, અને પાણી નહી સીપવું. પણ જો કોઈ ખેતીની જમીનપર મુવેલું કુતરૂ અથવા માણસ પડી રહેલું હોય અને ત્યાર પછી તેને તે જગોએથી લઈ જવામાં આવે તો એક વરસ લગી થોભવાની કંઇ જરૂર નથી. ત્યારે તો તે જમીનને સાફસુફ કરીને ખેતીનાં કામમાં લેવી.

ડૉક્ટર **ખ. ફ. ખોરી** આ માટે કહે છે કે "બે વરસમાં મુરદું જમીન સાથે તદ્દન આમેજ થઇ જાય છે, અને પછી તે જમીન ગલીચ રહે છે, તે છેક સાત આઠ વરસે ખરાબ હવાઓ નીકળી ગયાથી સાફ થાય છે તેથી દાટેલા મુરદાંવાળી જગ્યાએથી તે જમીનમાં નસો કોહવાથી ખરાબ હવા થાય છે અને આસપાસ તે હવા ફેલાયાથી ખરાબ તાપનો ઉપદ્રવ થાય છે. ખરાબ તાપ તે જેવી કે "તાઇફાઇડિ ફીવર" (Tyhyoid Fever) અથવા "તાઇફસ ફીવર" (Typhus Fever) થાય તેનું કારણ ખરાબ ગલીચી છે. યુરોપ તેમજ બીજાં શહેરોમાં આ રોગો ચાલે છે તેનું કારણ તે શેહેરોની પડોશનાં ઘોરસ્થાંન ગણાય છે. થોડાં વરસ થયાં લંડન શેહેરમાં મુરદાં ડાટવાની મનાઇ કરવામાં આવી છે અને હાલ તે માટે શેહેર બાહાર એલાયદી જગા રાખવામાં આવી છે. દીવસની વેલા સુરજની રોસ્ની બદબો અને ગલીચીને દુર કરે છે, પણ રાતની વખતે તે (સુર્ય) નહી હોવાથી દફે થઈ શક્તિ નથી તેથી તે માણસોને ઘણી નુકસાનકારક છે. સુરજની ગરમી અને રોસ્નીથી કોહતી ચીજોમાં ઘણો જલદીથી ફેરફાર થઇ જાય છે, અને ખોલ્લી હવાને લીધે બદબો પણ જલદીથી નીકળી જાય છે. તેથી એક વરસની મુદતમાં તે જમીન સાફ થાય છે. હવે જમીનમાં દાટેલા મુરદા ઉપર મટ્ટી ફરી વળે છે, અને જોકે મટ્ટીમાં ખરાબ વાસ તથા ગલીચી દફે કરવાનો ગુણ છે, પણ સુરજની ગરમી તથા રોસ્ની તેને નહી પહોંચ્યાથી તે જગાને સાફ થતાં ઘણાં વરસ લાગે છે."

હવે વંદીદાદ પરગરદ ૭ મીનાં ૪૭—૪૮ ફકરામાં દાદાર **અહુરમજદ**

પોતે અશો જરતોસ્તને કહે છે કે " અએ સર્વેથી પવિત્ર જરતોસ્ત ! મુવેલાં માણુસનું શરીર જમીનની અંદર ડટાયલું પડેલું હોય તો ૫૦ વરસ પછી તે જમીન અગાઉના જેવી પાક થાય છે. " આ વાક્યનો સબબ એવો સમજાય છે કે જે જમીનમાં હમેશાં મુરદાં દટાતાં હોય અથવા ઘોરસ્થાન હોય તે જમીન ખેતીવાડીને કે માણુસનાં ઉપ્યોગને નકામી છે. તેથીજ રહેવાના મકાનથી દુર મુવેલાં માણુસની લાસને રાખવામાં આવે છે. મુવેલાંઓની લાસને રાખવા માટે ચાર ધર્મોમાં ચાર રસ્તા છે. ૧. જરતોસ્તીઓમાં ખુરશેદ નેગીરસ્ને=સુર્યદાહ. ( પાહાડપર સુર્યના તાપમાં સુકવવું ). ૨. હીંદુઓમાં આતશનેગીરસ્ની=અગ્નીદાહ ( બાળવાનું ) અથવા ૩. આબનેગીરસ્ની=જળદાહ. (પાણીમાં મુકવાનું) ૪. માહમદનમાં અને ખ્રીસ્તીમાં= જમીનનેગીરસ્ની=ભુમીદાહ. ( કબર કરવાની ) વિગેરે.

આપણો જરતોસ્તી મહજબ દરેક રીતે જોતાં માણુસની જીંદગીનાં ઉંચા તબક્કાની પવિત્રાઈ માટે અને તેઓનાં સુખનાં સાધન તથા જીવને દરેક પ્રકારે તાજી અને ચોખ્ખી હવા મળે એવા કાનુનપર રચાયલો માલમ પડે છે. આપણી પારસી કોમમાંના થોડાક મુઠીભર જરતોસ્તીઓ ત્યારે ધર્મ વીરૂદ્ધ દેખાદેખીનો સીસ્ટમ પાળે છે. જેવો કે તેઓ સેતાનબાજી પાળતાં નથી, વખતો વખત ધર્મનાં ફરમાન મુજબ કુસ્તી પાદીઆબ કરવી તે પણ નથી કરતાં, બંદગી કરવી જોઇએ તે પણ નહી, આતશની, પાણીની, જમીનની ધર્મનાં ફરમાન મુજબ પવિત્રાઇથી જાળવણી કરવી જોઇએ તે એકબાજુ મુકીને બોરમાથયા થયલા છે, અને કેટલીક પારસી બાનુઓ પણ 'માસીક માંડગી' વેળા પરહેજગારી પાળતાં નથી. તેમજ વળી સીરબંધનાને (માથાબાનાને) જાણે, જનમ દેશનીકાલની સજા કરી છે કે માથાપર માથાબાનુ બાંધવુંજ નહી. જાણે માથાબાનું બાંધે તો ખોટું લાગતું હોય અને જો માથાબાનું નહી બાંધે તો તેઓ સુધરેલી મદમોમાં ખપશે. એવો ખાલી અકડકુ પવન અને તેબી વળી ધર્મ ફરમાનથી વીરૂધ ઈતરાજીનો પવન તેઓનાં ભેજાંમાં ઉતરેલો છે પણ તેઓએ વિચારવું જોઇએ કે જરતોસ્તી ધર્મ ફરમાનનો 'સુદરેહ અને કુસ્તી' તેઓ પહેરે છે તે તરફ જોતાં મજકુર બાબદો ધર્મ વીરૂધ કહેવાય, અને જ્યારે ધર્મવીરૂધ વરતણુંક ચલાય તો તે 'સુદરેહ અને કુસ્તી' ધર્મ ફરમાન મુજબ કુદરતને નમીને ચાલવા વકી નહી રાખેલો કહેવાય પણ દુનિયાનાં લોકને ઠગવા રાખેલો કહેવાય કે હમો જરતોસ્તી છીએ. જ્યારે આ પ્રમાણે ખુદરત સાથે પણ ઠગબાજી થાય ત્યારે તેવાંઓનો દુનિયાદારીનાં વેહેવારમાં વીસ્વાસ કેટલો રહે ? અને પરકોમવાળાઓ હાંસી

કરે અને ઠેકડી ઉડાવે તેમાં શું નવાઈ? આ હાંસીખેલ ભરેલાં સુધારાવાળાં-ઓ પોતે તો ધર્મ સંબંધી બાબદોનાં અભણપણામાં અટવાય છે પણ પોતાની મગરૂરીનો તોર વધારવા વળી ધર્મીઓને વગોવે છે કે પોતે તો જાણે નવે રસ્તે ઉતર્યા પણ સામાંઓનેબી ખાડામાં નાખવાં. ઘરડાં વડાંઓનાં પુન્ય પ્રતાપે બચે તો બચે નહી તો પછી છે ખુદરતની ગેબી સજા. તે થાય તોજ તેઓને ધ્યાન પુગે કે ખુદા કયાં છે? કેમ છે? ધર્મ કેમ પાળવો? આગલા વડવાઓ થઇ ગયા તેનાં ફરમાનને કેમ માન આપવું? વિગેરે. પેહેરવેશની ફેશનની બાબદમાં ઉમરનાં પ્રમાણમાં જમાનાને અનુસરતો ગજા પ્રમાણે સુધારો કરે તો તે તો વારૂ સમજ્યા કે કદાચ માફકસરનું છે, પણ ન સહન થઈ શકે એવો અકડકું સુધારો કરે અને વળી પાછું બીજાં પોતાને માર્ગે ચાલનારાંઓની મજાક ઠેકડી ઉડાવે, તેવાંઓનેજ આ લખાણુ લાગુ થાય છે. હજુ પણ એવાં ઘણાં ધર્મી જરતોસ્તી કુટુંબો છે કે જેઓપર ગમે તેટલી હાડમારી પડે, ધર્મ પાળતાં વીટંબણાના ડુંગરો આડા આવે, ખરાબીનાં ખડકો નડે, તેઓ સામે દુઃખનો દરીઆવ ઉભાય, અછાછલાપણાનાં મોજાંઓ સામા નડે, પણ તેઓને હૈડેથી ખુદાની યાદ ભુલાતી નથી, તથા સ્વધર્મ ફરમાન વીસરાતું નથી. તેઓને હરદમ ખુદાની યાદ હૈડે રહે છે અને સ્વધર્મ ફરમાન પાળવું એ વિચાર હમેશાં ચાલુજ રહે છે, જેથી તેઓની આસપાસનાંઓને તેમજ ઉધરતાંઓને પણ સારૂ શિક્ષણ મળે છે. તેવાંઓને સ્વધર્મ પાળવાની હમેશની ટેવથી દુઃખ દર્દ વખતે ખુદાની મદદ તુરત પુગે છે અને વળી પારકા ધર્મનાં ભણુતરોની સ્હાયતા લેવી પડતી નથી. ધર્મની બાબદમાં નબળી મગજ શક્તિવાલાંઓજ ચાલુ સારા વખતમા ધર્મને હીને અને વખતપડે ત્યારે દરેક ધર્મોનાં ભણુતરો કરાવી ખુદાને એકરમ યાદ કરવા માંડે છે. લખાણુનો સાર મતલબ એ છે કે દરેક જરતોસ્તીઓએ સ્વધર્મ ફરમાન તરફ માનની નજરે જોવું અને ધર્મ પાળી ચાલવું. સુધારાનો ફુકરાજીનો પવન બતાવી ધર્મની ડુબાડુબ નહી કરવી. કોમનાં આગેવાનોએ તે પહેલ કરી બતાવી કોમને પોતાને પગલે ચાલવાની ફરજ આપવી અને ધર્મનાં વડાઓએ તે માટે તેનો ઘટતો બંદોબસ્ત કરવો. ત્યારે અને ત્યારેજ કોમનું દલદર ફીટે. ફોગટ સુધારાનાં ઉંદાણમાં ખરાબીના કેટલા સડાઓ છે તેપર પહેલું ધ્યાંન પુગાડી તે દુર કરવા કે જેથી કોમની વખતસરની ચેતવણી લીધેલી કહેવાય. આ ઉપલો નકશો પારસી કોમના થોડાક મુઠી ભરોએ, મારી "**ખોરદેહ અવસ્તા બા એજમતી નીરંગ**" ઇ. સ. ૧૯૦૨ ની સાલમાં પ્રગટ થયા પછી મારી સનમુખ કરી બતાવેલી

રીતભાતના દાખલાઓ પરથી ટુંક બાબદ લીધી છે. મારા પોતાના મગજનો ફાંટો મેં દોરાવ્યો નથી, જમીનને લગતી બાબદોમા ફુલબાગ અને ખેતીવાડીની જમીન કેવી હોવી જોઇએ તે માટે મારા જાણવામાં આવેલી બાબદોમાંથી થોડોક સાર નીચે મુજબ છે.

**ખેતીવાડી અને ફૂલબાગ તથા ફુલઝાડને લાયકનીજમીન—** બગીચાનો ધંધો માણુસજાતનો અસલથીજ ધંધો છે, અને તે સોથી ઉત્તમ સુખ આપે એવો પરીશ્રમ છે. તે આપણને હર્ષમાં રાખે છે, એટલુંજ નહી પણ માયાળુ અંતઃકરણવાલા, મલતાવડા અને ખુશમીજાજી કરે છે. વળી સંસારની આળપંપાળની ફીકરમાંથી સ્વસ્થ પ્રક્ષેપક તરીકે રાખે છે અને આપણનો સ્વભાવ સુધારે છે અને ઉચા પ્રકારનો બનાવે છે. ફુલબાગ અને ફુલઝાડ તથા ખેતીવાડી માટે નીચે લખ્યા મુજબની જમીન સારી ગણાય છે. ૧. ઓછામાં ઓછી ચાર ફીટનાં દલવાળી જોઇએ, અને તેમાં સેંકડે ૧૦ થી ૨૦ ટકા કાંકરીનો ભાગ બારીક રેતી સાથે મળેલો જોઇએ. ૨. જે બારીક રેતીનો ભાગ જમીનમાં હોય તેનો ગોળો વાળી હાથમાં લીધો હોય તો તેમાં કાંકરા છે એમ જણાવું ન જોઇએ. એને ઇંગ્રેજીમાં લોમ કહે છે અને ગુજરાતીમાં (ભાઠાંની) કાંપવાળી જમીન કહે છે. આ જમીનને હવામાં સુકવી હોય તો તેમાં એકસો ભાગે નીચે લખેલા ખણીજ પદાર્થો હોય છે.

| | |
|---|---|
| ૧ બારીક કાંપની રેતી... ... ... ... ... | ૫૦ ટકા. |
| ૨ નાની કાંકરીનો ભાગ... ... ... ... ... | ૧૫ ,, |
| ૩ પાણી અને વનસપતી જન્ય પદાર્થ .. ... ... | ૧૫ ,, |
| ૪ માટી અને લોહોડાંનો ભુકો .. ... ... ... | ૧૦ ,, |
| ૫ ચુનાનો ભાગ... ... ... ... ... ... | ૫ ,, |
| ૬ પોટાશ. ૭ સોડા. ૮ મેગનીસીઆ. ૯ કલોરીન. ૧૦ કારબોનીક એસીડ. ૧૧ ગંધકનો તેજાબ. ૧૨ ફોસફરસનો તેજાબ. ૧૩ નાઇટ્રીક એસીડ. | આ દરેક ચીજો આશરે ૦॥ ટકાથી ઓછી હોય છે. આ આઠ પદાર્થો સાથે થઇને ૫ ટકા થાય છે. |

જો રેતીનાં રજકણો જરા મોટાં નમુનદાર મોટાં લોમી અને કાંપની જમીનમાં હોય તો જમીનમાં ભીનાશ જાલવ્વાની શક્તિ કમી હોય છે. અને તેવી જમીન રેતાલ કહેવાય છે. અને તેમાં ૩ ટકા માટીનું પ્રમાણ વધારે હોય તો તે જમીનની ચીકાશ વધારે છે. અને સખત માટીની જમીન થાય છે.

**સારી જમીનની નીસાંની**—ઉત્તમ પ્રકારની જમીન નીયમીત વખત સુધી પાણી સાચવી રાખે છે. ભીનાસ હવામાંથી ચુસી લે છે. હવામાં ઉડી જાય એવા ભાગો ખાતરમાં હોય છે, તે ઉડી જવા દેતી નથી. હવા અને પાણી આવી જમીનમાં છુટથી આવજાવ કરે છે અને સેહેલાઇથી ઓજારથી ખેડી શકાય છે. અને તે ફળદ્રુપ જમીન થાય છે. જમીનનાં રંગપર ફળદ્રુપતાનો આધાર નથી. જ્યાં જમીનને સુર્યની ગરમી ઘણી પુગે તે જમીનનું પડ કાલું થાય છે. વળી તે જમીનમાં વનસ્પતિજન્ય પદાર્થો ઘણાં છે એ બતાવે છે. જમીનની ઉપરનાં કાલા રંગ તરફ જોવાનુ નથી આપણાં દેશની જમીનમાં આવા પ્રકારની જમીન હોય ત્યાં વનસ્પતિજન્ય પદાર્થો ઘણાં હોય છે જમીનની સપાટી અંદર ૯ ઇંચની જાડાઈ સુધી રંગ પીલો અથવા કાળો હોય તો સમજવું કે તેમાં લોહાનો ભાગ છે. જો પીલાસ કે કાલાસ પડતી જમીન હોય તો તેમાં ખુબ ખોદવું પડે છે અને ખુલ્લી હવાના સંબંધમાં આવે એવા પ્રકારે ખુલ્લી કરવી પડે છે. નહીતો બાગના કામને લાયક ગણાતી નથી તેટલા માટે આવી જમીનને તેનો પીળો રંગ બદલાઇ રાતો રંગ થાય ત્યાં સુધી ખેડ ખેડ કરી ખુલ્લી હવા લાગવા દેવી. હવામાંથી પાણી ચુસવાનો ગુણ જમીનમાં હોય છે, ત્યારે ઉનાળામાં તેમાં ઉંડી ફાટો પડે છે. ત્યારે સમજવું કે માટીનાં ઘણાં બારીક રજકણો જમીનમાં સમાયલાં છે. હવામાંથી પાણી તે ચુસી શકે છે અથવા વરસાદનું કે કુવાનું પાણી પાવામાં આવે તે પણ ચુસી શકે છે, અને અમુક ઉંડાઇ સુધી પાણી જઇ સોસાય છે. ને બાહાર નીકલી શકતું નથી. તેથી જમીનમાં બહુ ફાટ અને તડ પડે છે. તે પાણી જો એમને એમ વહ્યું જતું હોય તો તે જમીન સારી ગણાય છે, પણ આવી જમીન ખેડવામાં બહુ મુસ્કેલ છે. પાણી પચી જાય એવી કાલી જમીન બાગનાં કામને અયોગ્ય ગણાય છે. જે જમીનમાં ઘાસનાં મૂળીયાં હોય તે સારી છે. ઉનાળામાં ઘાસ સુકાઇ તેજ જમીનમાં ખાતર થાય છે આ લીલોતરી ખાતરવાલી જમીન બાગ માટે ઉત્તમ છે. **ખુદરતી રીતે ઘાસ જે જમીનમાં ઉગે તે જમીન ઘણી સારી છે.** જે જમીનના રોપા તનદોરસ્ત અને તાજા દેખાય તે જમીનમાં હવામાંથી ભીનાસ ચુસવાની શક્તિ ઘણી છે અને ખાતરનાં તત્વો પણ સમાયલાં છે એમ બતાવે છે. સુકાયલી લીલોતરીનું ખાતર પ્રાણી ખાતર કરતાં ઉત્તમ છે. ખુદરતી રીતે ઉગતાં વનસ્પતિ ટુંકાં અને ઝાંખાં ને નબળાં હોય અને કાંટાવાળી ઝાડી હોય તો જાણવું કે જમીન ફળદ્રુપ નથી અને તેમાં ભીનાસ ચુસવાની શક્તિ ઓછી છે એમ જાણવું. **બાગને લાયકની જમીન** બનાવવી હોય તો

બહુ ઉંડી ખોદવી. બહુ ખોદેલી અથવા ખેડેલી જમીનમાં ઝાડ ઉંડા રોપાવાથી જમીનની અંદરની તરીમાં ઝાડનાં મૂળ પોખાય છે અને સખ્ત ઉનાળા તથા કકડતી થંડીમાં સુકાતાં નથી. અને ધીમે ધીમે ઝાડ વધીને મોટાં થાય છે. અને તે જમીનને પાણી ઓછું પાવું પડે છે. સુકી મોસમમાં જમીન ખેડવી એ ઉત્તમ છે. જમીન ભીની હોય તો સુકી મોસમમાં ખેડવાથી તેને સુર્યની ગરમી અને ખુલ્લી હવા મળે છે તેથી તેને ઝાડ ઉછેરવાની મજબુતીનું તત્વ વધારે મળે છે. અને જમીન સુકાય છે તેમજ તેનાં ઢેફાં ભાગીને ભુકો થાય છે, અને હવા તેમજ પાણીના સંબંધમાં તેની માટી આવતાં ઘણી ફળદ્રુપ બને છે. ઉનાળાની મોસમમાં બગીચા કરવાની જમીનને ચોમાસું આવતાં સુધીમાં ત્રણથી ચાર વાર કોદાળીથી ખોદવી અથવા દશ બારવાર હળથી ખેડવી. જેથી **તે જમીનપર વાવવાનાં ઝાડને ઘણો ફાયદો મળે છે.** જો ઉતાવળથી બગીચા માટે જમીન તૈયાર કરીને એ ત્રણ માસ સુક ખાવા નહી દઇએ તો તેમાં વાવેલાં ઝાડ ફળદ્રુપ થતાં નથી. બગીચા માટેની જમીન ચોમાસાના ત્રણચાર માસ આગળથી ખેડયાથી દીવસનાં સુર્યની ગરમી અને રાત્રે ઠંડી હવામાં ખુલ્લી રેહેવાથી ઘણી ઉત્તમ બને છે.

**ઝાડમાં રસાયણીક પદાર્થો કયા કયા સમાયલા છે**—વનસ્પતિનું પૃથક્કરણ કરવામાં આવ્યું છે; લીલાં શાકભાજી પોણાત્રણસે મણ આસરે વજનમાં હોય તો તેમાં નીચે પ્રમાણે ખનીજ પદાર્થો હોય છે.

| પાણી. | રતલ. | પાણી. | રતલ. |
|---|---|---|---|
| [1]કાર્બન ... ... ... | ૧૩૧૫ | હાઇડ્રોજન... ... ... | ૧૪૪ |
| નાઇટ્રોજન... ... ... | ૪૯ | ઑાકસીજન અને ગંધ્રક. | ૧૧૦૫ |
| પોટાશ... ... ... | ૫૬·૩ | સોડા... ... ... ... | ૧૧·૯ |
| ચુનો... ... ... ... | ૨૮·૧ | મેગનીશીઆ... ... ... | ૧૦·૧ |
| લોહભસ્મ... ... ... | ૦·૯ | ફોસફરસનો સુરકો... ... | ૧૨·૭ |
| ગંધ્રકનો તેજાબ... ... | ૧૦·૮ | કલોરીન... ... ... ... | ૧૬·૨ |
| સીલીકા... ... ... ... | ૫૭·૨ | રેતી... ... ... ... | ૪·૫ |

વનસ્પતિમાં કાર્બનનો ભાગ કાર્બોનીક તેજાબમાંથી આવે છે જે કાર્બન અને ઓકસીજનનો બનેલો છે. ઝાડનાં પાતરાંનો જે લીલો રંગ હોય છે તે કલોરોફીલ નામની લીલા રંગની પાતરાંની અંદર વસ્તુ હોય છે કે જે સુરજના તેજથી પાંદડા અને છાલના લીલા ભાગમાં રહેલો કાર્બોનીક એસીડ બીજા રૂપમાં ફેરવાઇ જાય છે તેથી બને છે. વનસ્પતિની અંદર રહેલું કાર્બન લગભગ અરધો અરધ લાકડાંનો ભાગ (ઝાડના) બનાવવામાં

૧. આ કોષ્ટક ફળઝાડનાં પુસ્તકમાંથી અત્રે આપ્યું છે.

મલી જાય છે ને ઓકસીજન છુટી પડે છે તે વાતાવરણુમાં મલી જાય છે. ઓકસીજન અને નાઇટ્રોજન ગેસ મલી ખુદરતી પાણી બન્યુ છે જે પાણી વનસ્પતિમાં બીજી બધી વસ્તુ કરતાં ઘણું હોય છે. કોબીજમાં સેંકડે ૮૭ ટકા પાણી હોય છે. પટેટામાં ૭૭, તુરત કાપેલાં લાકડાંમાં ૫૦, વટાણા, ઘઉં વિગેરે બીઆંમાં ૧૪ અને તેલનાં બીઆંમાં ૭ ટકા પાણી હોય છે. પાણી, નાઈટ્રોજન, ગંધ્રપ, અને ઝાડની રાખમાં રહેતા ખનીજ પદાર્થો એ બધું ઝાડનાં મૂલીઆં ચુસે છે, અને કાર્બન પાતરાં અને લીલી છાલ મારફતે ઝાડમાં આવે છે. આ બાબતપરથી સમજણ મળે છે કે લીલી તાજી તરકારી જે કુદરતી હવા, જમીન, પાણીથી ઉગેલી તે પવિત્ર ગણાય છે. અને પ્રાણી ખોરાક કરતાં લીલોતરી ખોરાક [1]અન–ફલ–શાક–ઉત્તમ છે. ( પ્રગટ કર્તા. )

## આખર હજારાની બાબદો જામાસ્પી મુજબ.

### દુનિયાપર બનનાર ૧૨૦૦૦ વર્ષ દરમ્યાનના મુખ્ય બનાવો.

"સ્પેન્તમાન જરતોસ્ત[2] પેગમબર, પાદશાહ જમશેદ, ફ્રેદુન મિનોચેહેરની ઓલાદનો હતો. તેનો જન્મ ઇરાન શહેરમાં આવેલી દરજીક નદીને કાંઠે આવેલાં 'રએ' શહેરમાં થયો હતો. જ્યારે તે જનમ્યો ત્યારે હસ્યો હતો. તે વેળા રએ શહેર જાદુગર લોકોથી વસાયલું હતું. તે શહેરના પાદશાહનું નામ દુરાંસરૂન ( દુરાસ્રોબો ) હતું. જ્યારે જરતોસ્ત પેગંબરના જનમવાની તથા જન્મતાં હસવાની ખબર અહરેમનને પડી ત્યારે તમામ દેવદરૂજોમાં દેહશત ફેલાઈ. આથી તેઓએ જરતોસ્તને મારી નાખવાનો વિચાર કીધો ને જૂદી જૂદી રીતે હેરાન કરવાની કોશેસ કરવા જતાં પશેમાન થયા અને બુરાઓની બુરી તદબીરો છતાં એ નર પૌરૂષસ્પ પાસે કેળવણી લઇ ઉમરે વધ્યો. જ્યારે જરતોસ્ત પંદર વર્ષની ઉમરનો થયો ત્યારે રાતદિવસ ખુદાની બંદગીમાં રહેવા લાગ્યો. એ મુજબ ૩૦ વર્ષની ઉમર ગુજારી પોતાના ખેશ કુટુંબીઓ સાથે 'રએ' શહેર છોડી મુસાફરીએ નિકળ્યો. મુસાફરી દરમ્યાન દર્યાનજદીક પોંહચતાં ત્યાં હોડી નહિ જડવાથી જરતોસ્તે દાદાર અહુરમજદ પાસે અરજ કરી કે " મારી મુશકેલીને તે દુર કરે કે સર્વ કબિલા સાથે પાર ઉતરી જઈએ " પછી પાક પરવરદેગારના હુકમથી સર્વ કબિલો દરીયાપાર કરી ગયો. બીજે કાંઠે જઇ પુગતાં જરતોસ્તને સ્વપનો આવ્યો કે ઉતર દિશા તરફથી એક લશકર આવીને રાહ બાધે છે, ને દક્ષીણ દિશા તરફથી બીજું લશકર આવીને પેલા ઉત્તર દિશાના લશકરપર ફતેહ પામે છે. એ ખ્વાબની તાસીર એ હતી કે " ખોદા પાસે જરતોસ્ત જાય કે દેવ દરૂજો દોજખમાં ઉંધા પડે ને જરતોસ્તી દીન તથા મજહબ દુનિયાપર ફેલાવો પામે. " પછી જરતોસ્ત સ્વપનાથી જાગી ઉઠી " આબેદાએ " દર્યામાં ગયો. પ્રથમ પાણી ઘુંટી વેર પુગું, પછી ઘુટણુ સુધી, ત્રીજે પાણીનો હિંગામ કમર

[1] વાંચો આગળ ખોરાક માટેનું લખાણ. [2] સમજણ થકી જરતોસ્તનું લખાણ લીધું છે.

લગી પુગો ને ચોથો પાણીનો રોહ ગરદન સુધી પુગો." "એની નિશાની એ છે કે, જે ચાર વખત પાણી ચઢયાં તે ૧૨૦૦૦ વર્ષમાં ૪ પેગંબરો આ દુનિયા પર થશે. પેહેલા હિંગામની નિશાની એ છે કે ગયોમર્દ પછી ૩૦૦૦ વર્ષે જરતોશ્ત પેગંબર દીન લાયા, બીજા હિંગામની નિશાની એ છે જે આખર હજારાના વખતથી તે 'શાહા બેહેરામ વરજાવંદની' પાદશાહીના વખતમા જરતોશ્તનો બેટો 'હોશેદરબામી' પેગંબર થશે; ચોથા હિંગામની એ છે જે કયામતના હિંગામમાં રસ્તા ખેજની વખતે જરથોસ્તનો બેટો સોશીઓસ પેગંબર થશે આગળ જઈ પુગતાં બહમન અમશાસ્પંદે જરતોશ્તને એકાત ગુફામાં આવવાનો સબબ પુછયો ત્યારે જરતોશ્તે કહ્યુ કે "પાક દીનને ખાતર હું આવ્યો છું. પછી બહમન અમશાસ્પંદ જરતોસ્તને પોતાની રાહબરી તળે દીન ખાતર મીનોઈમાં લઈ ગયા. પછી દાદાર અહુરમજદની દરગાહમાની તમામ નિશાની બતલાવી દીનની ખુબી સમજાવી પાક માજદીયરની દીન દુનિયામા ફેલાવવા કહી. જ્યારે જરતોસ્તે પાક દાદાર અહુરમજદથી પેગબરી મેળવી ત્યારે અમશાસ્પંદોની મદદથી દેવો સાથે લઢાઈ કરી તેમા ફતેહ મેળવી.

ગુસ્તાસ્પશાહે જામાસ્પ વજીરને પુછયું કે 'આખર હજારાની' બીના શું છે તે મને કહે કે જેથી હું જાણું કે હવે પછી શું શું બનાવો બનશે, તે દુનિયાની જાણ માટે નોંધ રાખું કે હવે પછી દુનિયાનાં લોકો તે વાંચે અને જાણમાં આવે તો તેઓને દુનિયાના ભાગમાં રહેવા વસવા અને પરહેજગારી સાચવવા તથા કુદરતનું ઉંડાણ જાણવા અને વળી દીન પાલવા કામ લાગે

જામાસ્પ વજીરે જવાબ દીધો કે અએ ગુશ્તાસ્પ શાહ તારૂ રાજ સલામત રેહેજો અને કુદરત તું પર મેહેરબાન હોજો. કુદરતની સર્વોપરી સઘળી જગાએ થાવો. આખર હજારાની હકીકત કહું તે સાભળ અએ પાદશાહ (ગુશ્તાસ્પને) જરતોસ્તનું, તારી દરબારમાં આવવું થયું. તે વેળા જરતોશ્તે તારી દરબારમા એક માસબેર તકરારો કરી ભલા ભલા દાનાવોને હાથ જોડાવ્યા. તેમજ ચંઘરેઘાસ, બરેહમન તથા વ્યાસ જેવા હિંદુ ધર્મ શાસ્ત્રીઓ તથા બુતીઆનુશ નામના યુનાની ફીલસુફને ૯૬,૦૦૦ માણસોની મીજલસ સનમુખ તકરારમાં મહાત કરી પાક દીનમાં આણ્યા અને બીજાઓને પણ એ દીન કબુલ કરાવી. એ પાદશાહ, જ્યારે અશો પેગમબર તાહરી દરબારમાં આવ્યો ત્યારે તેં બુરાઓના કહેવાથી તેને બંદીખાને નાખ્યો. પછી જરતોસ્તી દીનની ગવાહી સારૂ પેગંબરે એક શરૂનું ઝાડ બતાવ્યું. જે ઝાડના પાતરે પાતરે એમ લખેલું હતું કે "અએ ગુશતાસ્પ તું જરતોસ્તી દીનને કબુલ કર. તેમજ તારો ખાસ સવારીના ઘોડાના પગ પેટમાં ગરક ગયા હતા, તે જરતોશ્તે દીન કબુલ કરાવવા બાબે તારી પાસેથી કોલ લઇને તે ઘોડાના ૪ પગોને ૪ વખતે ભણીને બહાર કાઢયા હતા. પછી તેં દીન કબુલ કરી તથા બીજાઓ પાસે કબુલ કરાવી હતી. જરતોસ્તી દીન સાચી છે અને તે કબુલ કરવાની ભલામણ કરવી. દાદાર અહુરમજદ તરફથી આદરગુશ્પ, [1]આદર ખોરદાદ, બહમન અમશાસ્પંદ

---

૧. યાને ચાર જાતની હવા આવી હતી.

ને **અર્દીબેહસ્ત અમશાસ્પંદ** આવ્યા હતા. તે પછી જરતોશ્તે દરૂન ઇજી આપણુ ચાર જણાને ચાર અમુલ્ય બક્ષીસો ભેટ કરી હતી. તેમાં ૧ નામવર શાહને "મેદીયો જરેમ" પાયું જેથી તેં જીવતા જીવત બેહેશ્ત તથા દોજખ દીઠું હતું, પેશોતનને ઇજેલું દુધ પાયુ તેથી તે અમર્ગ રહ્યો છે અને આખર હજારાના વખતમાં પાદશાહી કરવા દુનિયાપર જાહેર થશે. તેમજ તારા બેટા અસપદીયારને દાડમ ખવાડીયું જેથી તે 'રૂઇન તન' થયો છે, ને મને ગુલાબનું ઇજેલું ફુલ સુંઘાડીયાથી આગળ જે કાંઇ બની ગયું, બનશે ને બનવાનું એ સર્વ આગાહી હું જાણવા પામ્યો છું. આ ચાર બક્ષેસો રોજ અસપંનદારમદ તથા માહ સ્પંદારમદ અમશાસ્પદે દરૂન ઇજી આપી હતી. [૧]સ્પેન્તમાન જરતોસ્તે મિનોઈ જેહાનમાં જઇ બેહેસ્ત દીઠું ત્યારે દાદાર અહુરમજદ પાસે અમર્ગી માંગી. ત્યારે દાદાર અહુરમજદે જવાબ દીધો જે "અહરેમન નાપાકે તારા મુદઈ તુરબરાતુરને પેદા કીધો છે, અને જો હું તને અમર્ગ કરૂં તો તે નાપાક અહરેમન તુરબરાતુરને પણ અમર્ગ કરે જેથી રસ્તાખેજ કરી શકાય નહિ." પછી જરતોશ્તે અહુરમજદ પાસે અવજાની અક્કલ માંગી. ત્યારે અહુરમજદે 'હરવિસ્પ આગાહીની' અક્કલ દેખાડી. જ્યારે હરવેસ્પ આગાહીની અક્કલ જરતોશ્ત ઉપરથી દુર થઇ ત્યારે જાણ્યું જે હું ખુઆબ જોઉં છું. આથી અહુરમજદે પુછયું જે "તેં શું દીઠું?" ત્યારે જરતોસ્તે કહ્યું જે "મેં મિનોઈ બેહેશ્ત દીઠા તેમાં એક ઝાડ ૪ ડાખળીવાળું દીઠું, તેની એક ડાંખળી સુન્નાની, બીજી રૂપાની ત્રીજી પોલાદની ને ચોથી ત્રાંબાની હતી." ત્યારે અહુરમજદે કહ્યું કે "તેં જે ચાર ડાખળીઓ જોઈ તે ચાર હિંગામની નિશાની છે. પેહેલું એ જે કયાની ગુશતાસ્પ પાદશાહ તાહરી દીન કબુલ કરશે અને તમામ નાપાક દેવોના કાલબુદો ભાંજશે, તેમજ તું દેવ, જીન તથા પરીઓને જમીનના પેટામાં નાબુદ કરશે. બીજી રૂપાની ડાખળીનો ભેદ એ છે કે પાદશાહ અરદેશર બાબેગાન, પાદશાહ 'સેકદરે' પાયમાલ કરેલું રાજ્ય તથા દીન નવેસરથી આશકારા કરશે. ત્રીજી પોલાદની ડાંખળીનો ભેદ એ છે કે નોશેરવાન પાદશાહના વખતમાં મઝદક પોતાની પેગંબરી ચલાવશે પણ નોશેરવાન તેને દફે કરી પાછી જરતોશ્તી દીન ફેલાવશે. ચોથી તાંબાની ડાખળીનો ભેદ એ છે કે આખર હજારાની શરૂઆતમાં યજદેજર્દ શેહેરીયાર ઇરાનનું તાજોતખ્ત ખોઈ દેશે ને ઇરાનપર આરબોનું રાજ્ય થશે ને બધે જુલમ જાસ્તીનો દોર ફેલાશે.

વોહુમન યસ્ત, ખોરદાદ યશ્ત, તથા આસ્તાદની યશ્તની જંદ (યાને શરેહ) માં જણાયલું છે કે એ વખતે (યાને નોશશ્વાંનની પાદશાહીમાં) બામદાદનો દુષ્ટ [૨]મજદક ધર્મ વીરોધક બાબદો જાહેરમાં લાવશે જેથી નોશેરવાન પોતે પોતાના

---

૧. હયાથી લખાણ બેહેમન યસ્તને મલતું છે.

૨. આ મજદકી ટોલો ઈરાનમાં થયો હતો ઈ. સ. ૪૯૦ ની સાલમાં પારસીઓના સાસાનીઅન વંશનો ૨૦ મો પાદશાહ નામે કોબાદશાહ ઈરાનની ગાદીએ હતો તેનાં વખતમાં આ મજદક નામનો આસામી કોબાદશાહની દરબારમાં આવ્યો કે 'હું પેગમબર છું અને દીન કબુલ કરવી.' તેના ફતવા ભરેલા

બાપની દરબારના બુજર્ગ દસ્તુરો, જેવાકે માહયારાહના ખુરશ, દાદ અહુરમજદ, શાપુર, આત્રોપાત, આત્રોકાન અકદબા, આત્રોફરોબા, આત્રોપાત, આત્રોમીરો તથા બોખ્ત આફ્રીદને પોતાની સામે બોલાવશે અને વચન લેશે કે આ યશ્તો કોઈથી છુપી રાખતા ના અને જુદદીનોને શીખવતા ના. ત્યારબાદ મજદકને દશ સવાલ પુછવામાં આવશે તેનો તે જવાબ નહી દેશે જેથી મજદકને મારી નાંખશે અને જરતોસ્તની દીન આબાદ રહેશે.[1]"

બીજી વાર [2]જરતોશ્તે દાદાર અહુરમજદ પાસે અમર્ગી માગી કહ્યું કે "અએ દાદાર તારી પેદાયસમાં હું જરતોશ્ત ઘણો અશો અને શક્તિવાન છું ત્યારે એ દાદાર જે પ્રમાણે આજાર[3] વગરનાં દરખ્તને, ગોપ્ત [4]શાહને, તથા [5]ગોસ્તેફ્રીયાનને અને વીસ્તાસ્પનો ચીત્રોક મીઆંન જેને બામીકનો [6]પેસ્યો તનુ (કહે છે તેને) અમર બનાવે આ તે મુજબ મને અમર બનાવ. જો તું મને બનાવે તો તો તેઓ (દુનિઆનાં લોકો) તારી ભલી દીનની ઉપર ઇમાન લાવશે, કે જ્યારે તે દીનનો લાવનાર કે જેને ખાલેસ માજદયસની દીન અહુરમજદથી કબુલ કીધી, તે પોતે અમર થયો ત્યારે

દીનના મોજેજા અને વાતોથી કોબાદશાહની દરબારનાં દસ્તુર દાનાવોનાં દીલ ગમી ભરેલાં થયાં અને તેથી તેઓ કોબાદશાહના બેટા નોશેરવાંન આગળ ગયા તે શાહાજાદાએ વાત સાંભળી પોતાના બાપ આગળ ગયો અને પરવાનગી લીધી. તે પછી દીનની વાયજી અને તકરારોમાં મજદક માહત થયો અને તેનું ખોટારૂ પકડાયું જેથી નોશેરવાને તેને મારી નાખ્યો અને બાપને કેદ કર્યો વિગેરે. વાંચો મારી તરફથી પ્રગટ થનારી કેતાબ નામે "અહવાલે નોશેરવાન આદેલ વ મજદક બા મેહેમુદશાહ" આ કેતાબના છેવટ ભાગમાં, તેની જાહેર ખબર વાચેથી સમજણ પડશે.. આ ચાલુ વખતમાં પણ 'બાસુનું બીલ' એવા નામનું એક બીલ ધારાસભામાં રજુ થયું હતું જે સામે રેયતને પુષ્કળ અભાવ હતો તેમાં દરશાવેલું કહેવાય છે કે "કોઈપણ કોમનાં બાનુ યા ગૃહસ્થ કોઈ બીજી કોમમાં પણ એક બીજા પરણે તો વાંધો નથી." વિગેરે. આ કારણથી તે સામે વીરૂધ્ધતા હતી. અલબતે આ અણુઘટતું છે. (પ્રગટ કર્તા)

૧. બેહેમન યસ્ત બાબ ૧ લો પુરો. હવે પછી બીજો બાબ શરૂ થશે.

૨ બેહેમન યસ્તનાં બીજા બાબ (યાને ભાગ) ને મળતું આ લખાણ છે. બેહેમન યસ્તનાં ત્રણ બાબ (યાને ભાગ) છે તેમાં પેહેલા ભાગનું લખાંણ ઉપર આવી ગયું. અહિંથી બીજા બાબનું લખાણ ચાલુ થયું. ૩. વને જોઇતબેશ=દરખ્તે બી આજાર=દુ:ખ દર્દ વગરનું ઝાડ, એને હોમે સુફીદ=યાને સફેદ હોમનું ઝાડ કહે છે. વાંચો આ કેતાબને પાને ૭૨ મે. ૪. ગોપ્તયાહ=ગુપ્તશાહ આ કેતાબને ૭૨ મે પાને વાંચો. ૫. ગોસ્તેફ્રીઆન અવસ્તાનો યોસ્તેફ્રીઆન વાંચો આ કેતાબને પાછલા ભાગમાં તે માટે જાહેર ખબર લખાંણ. ૬ પેસ્યોતનું=ગુશ્તાસ્પશાહનો બેટા દસ્તુર પેશોતન. એને 'ગેહાંન વીરાએ. (એટલે દુનિયાને સીંગાર આપનાર) એ ખેતાબ હતો. હજરત જરતોશ્તે ગુશ્તાસ્પશાહને દીન કબુલ કરાવી ત્યારે આફરગાંન કરી ઉજેલું દુધ પેશોતનને પાયું હતું તેથી તે અમર બન્યો હતો.

તેઓ બીજાઓ પણ તારી ભલી દીનપર ઈમાન લાવશે.” અહુરમજદે તેને કહ્યું કે ઓ જરતોશ્ત જો હું તુંને અમર કરૂં તો તુરબરાતુર અમર થશે તેથી રસ્તાખેજ અને તનપસીન નહી થઈ શકશે” આ સાંભળી જરતોશ્ત દલગીર થયો, અશોના ફરોહરવાલા જરતોસ્તે મનમાં શું વિચાર્યું તે અહુરમજદે પોતાની સર્વ જ્ઞાનની અક્કલથી જાણ્યું કે જરતોશ્તના મનમાં જખુન આવ્યું છે તેથી તેને દાદારે પોતાની સર્વ જ્ઞાનની અકલને પાણીના આકારમાં જરતોશ્તના હાથમાં મુકી અને તેને કહ્યું કે “ગલીજા” જરતોસ્ત તે ગલી ગયો. તે સર્વ જ્ઞાનની અકલ જરતોશ્તમાં મળી ગઇ, અને ૭ દીવસ અને રાત જરતોશ્ત અહુરમજદની અકલમાં રહ્યો. હફ્ત કેશ્વર જમીનનાં માણસોનાં તથા ગોસ્પંદોનાં દરેક બાલ કેટલા છે અને વનસ્પતિ તથા ઝાડોની જડની ઉત્પત્તિ જોઈઅને જરતોશ્તને તે હરવીસ્પ આગાહી (સર્વ જ્ઞાનની, અકલ) થી જરાએ જરા ચીજોનું જ્ઞાન મળ્યું. તેને (અહુરમજદે) ૭ મે દીવસે અને રાત્રે જરતોશ્ત કનેથી સર્વ જ્ઞાનની અકલ પાછી કહાડી લીધી. જરતોશ્ત એમ સમજ્યો કે આ બધું મેં ખ્વાબમાં જોયું અને એ ખ્વાબથી હું ધરાયો નથી. અને તેને બેઉ હાથોથી લઇને પોતાનું શરીર પાછું મસળ્યું કે હું ઘણો ઉંગાયો, અને આ અહુરમજદના સર્જેલા ખુશ ખ્વાબથી હું ધરાયો નથી. અહુરમજદે સપેંતમાન જરતોશ્તને પુછયું કે “ અહુરમજદના સરજેલા ખુશખ્વાબમાં તેં શું જોયું ? જરતોશ્તે જવાબ દીધો કે અએ દાદાર મેં ઘણી પુંજીવાલો એક તવંગર જોયો. તે શરીરે સાજો હતો ને તેનું રવાન દુબલું હતું. તે મારી નજરમાં માન પામેલો નહી લાગ્યો. એક ભીખારી લાચાર મેં જોયો કે જેનું રવાન બેહેસ્તમાં ફરબે હતું તે મારી નજદીકમા માન પામેલો હતો. તે [1]ફરજંદ વગરનો તવંગર મને મારી નજરમાં માન વગરનો લાગ્યો અને ફરજંદવાલો ભીખારી માન પામેલો લાગ્યો. મેં એક ઝાડ જોયું તેની ૭ ડાળ હતી. એક સોનેરી, એક રૂપેરી, એક કાંસાની, અને એક તાંબાની, એક કથીરની, એક પોલાદની અને લોહોડાની–સાથે–મીશ્ર કરેલી હતી.” અહુરમજદે કહ્યું અએ સપેંતમાન જરતોશ્ત આએ હું તુંને આગમચથી કહું છું કે એક ઝાડને જડ જે તેં જોઇ તે આએ મારી સરજેલી દુનિઆ છે. અને સાત ડાળીઓ જે તેં જોઈ તે ૭ જમાના છે, (કે જે આએ દુનિઆમાં) આવી લાગશે. જે સોનાની ડાળી છે (તેની મુરાદ) ગુસ્તાસ્પના રાજ્યની છે. કે જ્યારે હું અને તું દીન માટે પુછપરછ કરીએચ અને શાહગુસ્તાસ્પ દીન કબુલ કરશે, દેવોનાં કાલબુતો તોડશે, દેવો જાહેરાતમાંથી છુપા જાશઈ બેસશે. અને તેઓ અંધારાગાર તરફ નાસી જશે. અને પાણી તથા આતશ તથા ઓરવર અને અસપંદારમદ જમીનની સંભાળ પ્રગટ થશે. બીજી રૂપાની ડાલી છે (તેનાથી મુરાદ) કયાંનીના ‘અર્તેખશીર’ની પાદશાહીની છે જેને અસપંદીઆરનો બેહેમનબી કહે છે કે જે આદમીઓથી દેવોને જુદા પાડશે. અને (આદમીઓને) બચાવશે. આરમોગ દેવ નાપેદા થશે. ત્રીજી કાંસાની ડાળી છે (તેનાથી મુરાદ) એ છે જે અરદેશીર

૧ આ ઉપરથી જરતોશ્ત સાહેબની મકશદ જણાય છે કે કુવારાપણું તેવણને પસંદ નહી હતું. દુનિઆની વરધી આબાદી વધારે પસંદ હતી. વાંચો આ કેતાબમાં આગલ કુમારાપણાની બાબદ.

પાદશાહ અરદાએવીરાફ દસ્તુરને દીનને ખાતર ખુદાની દરગાહમાં મોકલાવશે ત્યાંનાં ફરમાન મંગાવી તારી દીન પાછી જેહાનમાં આબાદ કરશે. તમામ ખલક વીરાફના કહ્યાથી દીન કબુલ કરશે. ૧૭૦૦૦ બેહેદીનોનાં દીલ એ દીનપર બરહક રેહેશે. તે વાત પછી, દુનિઆને સમારનાર તથા પાછી સ્પાથનાર અર્તખશીરની પાદશાહી અને શાપુરશાહની છે કે જે મારી અહુરમજદની સરજેલી દુનિઆને સમારશે, અને દુનિઆનાં ચોખંડમાં છુટાપણું ફેલાવશે, અને નેકી પ્રગટ થશે, અને રાસ્તદીન પાછી સ્થાપનાર બુલંદ નસીબાનો [1]આત્રેપાત તાવેલાં કાંસા (ના મોજેબ)થી આએ દુનિઆના રાસ્તીના માર્ગ પરથી હલતા ગયલાઓને રાસ્તીની રાહપર પાછા લાવશે, ચોથી જે તાંબાની ડાળી છે (તેનાથી મુદાદ) અશકાની પાદશાહની છે કે જેનાથી અધર્મીપણું ઘણુંજ અંધારા દોજખ તરફ દફે થશે, સીકંદર દીન ભાંજશે અને ૩૦૦ વર્ષ અસકાનીઓનો દોરભી થશે. આ ડાળનો ભેદ લડાઈનો હીંગામ છે. ૫ મી કઠીરની ડાળ છે તેનો હીંગામ એ જે બેહેરામગોર પાદશાહ થશે તેના વખતમાં તમામ આલમ ખુશીથી રહેશે. ૬ થી ડાળ પોલાદની છે (તેનાથી મુરાદ) કોબાદ પાદશાહનો ખુશરૂ (નોશેરવાન આદેલ)ની પાદશાહીની છે તેના વખતમાં બામદાદનો દુષ્ટ મજદક બદ્દી દીનમાં ખલલ ઘણી કરશે અને દીનદાર મરદપર સખ્તી ઘણી પહોંચશે અને આખર તે નાપાકને નોશેરવાંન મારશે. ૭મી ડાહાલ મીશ્ર લોહોડાંની છે (તેનીથી મુરાદ) ઓ સપેંતમાન જરતોસ્ત તારો હજારો પુરો થાશે. તારી દીનમાં ખલલ ઘણી થાશે તે હીંગામને આખર હજારો કરી કહેચ. તે હીંગામમાં દુનિઆનો કારોબાર રાહરવેશ તદ્દન જુદી થાશે. અએ જરતોશત આખર હજારામાં શીહાં કપડેનાં લાલ લેબાશનાં દેવ જેવા હેશમની તોખમનાં લશકર લઇ ઈશનમાં આવશે ને તારી દીન ખરાબ કરશે અને અદાવત કરશે તેવા મરદ ઇરાંન સર જમીનમાં આવશે. અને [2]ઇરાંની રાજનો અંત આવશે, જરતોસ્તીઓ હીંદુસ્થાન સર જમીન જઈ વસસે. અને હાંદેશા ઘણાં પડશે. જરતોશ્તે દાદાર અહુરમજદને પુછ્યું કે તે આખર હજારાના વખતની નિશાની શું છે? ત્યારે દાદાર અહુરમજદે કહ્યું કે "આખર હજારાના વખતની નીશાની એ છે કે જયારે તે બુરો હિંગામ આવી પોંહચશે ત્યારે 'હશમી ટોળો' ખુરાસાન તરફથી ગંજાવર લશકર લઈ ઈરાનપર ચઢી આવશે. તેઓ ખુલ્લી દુમચિના ને શિહા જીનના પીઠપર સ્વાર થઈ આવશે. તે વખતમાં નીચ માણસો દોલત મેળવશે ને મોટા ગણાસો અને ઉચી બુનિયાદના જરતોસ્તીઓ નીચ હાલતે પોંહચશે. જેઓ ગરીબ હશે તેમને ઘણી રંજ ખેંચવી પડશે. તે વખતે બુઢાઓ જુવાનોને ઘણું સતાવશે તેથી બુઢાઓની ઇજ્જત રહેશે નહિ. દરીઆમાં ચાંચીયાઓ ઉભાઇ જશે ને તેથી વેપારને નુકસાની પોંહચશે. તે વેળાના પાદશાહો ઘણા

૧. શાપુરશાહની દરબારમાં આદરબાદ મારેસ્પંદ દસ્તુર હતા. વાંચો આગળ મોબેદો અને દસ્તુરોવાળું લખાણુ આ કેતાબમાં. ૨. આ ઉપરથી સમજાય છે કે યજદેજરદ શેહેરેયાર પાદશાહ જે ઇરાંન સર જમીનમાં પારસીઓનો છેલ્લો પાદશાહ થયો હતો તે વખત હોવો જોઇએ. અનેત્યારથીજ આખર હજારો શરૂ થયો છે. આખર હજારાની શરૂઆતમાં જ પારસીઓનું રાજ્ય ગયું.

જુલ્મી, ઘાતકી તથા બેદાદગર થશે, ને આલા અદના સર્વેને લુટશે. બાપ બેટાને ચાહશે નહિ ને દીકરો બાપની પરવા કરશે નહિ. ભાઈ ભાઈની ઇજ્જત લેશે, માબાપ દીકરા દીકરીઓની સકમાઇપર લાપ મારશે. તેઓના હક ડુબાવશે તેથી દીકરા દીકરી માય બાપને સામું બોલશે અને તે બુરા વખતમાં એક મરદની અનેક બાનુઓ થશે. ઓરતો પોતાના મરદોથી નાખુશ રહી બેવફા થશે તથા સ્રીઓ પુરૂષને છળશે ને સ્રીના મકર સામે મરદો ગુલામ જેવા થશે. એક એક મર્દ પાછળ [1]બાર બાર સ્રીઓ ફરશે. પરણુવાનો પતો નહી લાગશે તે વખતે ઈરાનપર ચઢાઈ લાવનાર ટોળો ઈરાનનું રાજ્ય લઈ લેશે ને પાદશાહી કરશે. તેવે વખતે ખુદાની અમુલ્ય બક્ષેસો કમતર થશે. લોકોની માલમીલકત આગમાં બળી ભસ્મ થશે ને હરેક ચીજ જૂજ પેદા થશે. ઝાડપર ફળો થોડાં આવશે ને ફુલોની સુગંધી કમતર હશે. તે આખરીના વખતમાં આદમીઓમાં મોટા કુસંપ જાગશે ને નજીવી ચીજો માટે ખુનો થશે. દુકાળ તથા મરકી ઘણી વધશે ને જે ઘેરમાં ૧૦ આદમીઓ રહેતા હશે ત્યાં પાંચજ રહેશે ને કેટલાક ઘરો ઉજડ બનશે. રામશની તથા ખુશાલી જેહાનથી ઓછી થશે, અને ઓ જરતોશ્ત તે વેળા તારી દીન ખરાબ થશે. તે વખતના કમીના આદમીઓને ઘણી બુજોર્ગી પહોંચશે અને દસ્તુરોની તથા મોબેદોની ઈજ્જત કોઈ રાખશે નહિ. દસ્તુરો મોબેદો સાથે મિનાકેસો કરશે. તે વેળા દસ્તુરો તથા મોબેદો ઉપર બેહેદીનો હોકમ ચલાવશે, તેમનું કહ્યું અથોરનાનો માની તેમના કહ્યાસર ચાલશે તે વખત એવો આવશે કે જે બંદો હશે તે સાહેબ થશે ને સાહેબ હશે તે સેવક થશે. તે વખતે હાલનાં શહેરો ગામડાં થશે ને ગામડાં હશે તે વસીને શહેરો બનશે, તેમજ ઘણાક બુલંદ શહેરો ગરક જશે. તે પછી એક બુરો પાદશાહ ઉત્પન્ન થશે ને જુલમ ગુજારશે તે વેળા મારી પેદા કરેલી ચીજો દેવોને હાથ જશે કે જેઓ ફંદફરેબના કરનાર હશે, તેઓ નેકીનો બદલો બદીથી વાળશે ને જુઠો અમલ ચલાવશે. તે વખતે બુરા, ખુની તથા જુઠું બોલનારને આબરૂ મળશે, તથાઅશોને દરવંદોથી હાની પુગશે તે વખતે બેહેદીનોની મનશની ઉંધી બનવાથી તેઓ ભણુનારની મશકેરી કરશે ને ભણુતરો ઓછાં કરશે. ઓ જરતોશ્ત તે બુરા વખતમાં બેહેદીનોનું દીલ દસ્તુર મોબેદો ઉપર રહેશે નહિ. તે વખતના દસ્તુરો, મોબેદો તથા બેહેદીનોની મનશની સારી રહેશે નહિ. બદમનશની વાલો તે વખતે માન પામશે અને નેક હિણાશે. તે વખતના આદમીઓ જાહેરમાં દોસ્તી રાખી બાતેન કીનો ને હસદ રાખશે. તે વખતે શરમ, મલાહજો, આબરૂ, ઈજ્જત, મેહેર તથા હોરમત કમ થશે. સોનું રૂપું હલકી જાતના માનવીઓને હાથ જશે અને તેઓ સાથે ધુતારાઓની ઘાડી દોસ્તી રહેશે. આખર હજારાના વખતમાં બેહેદીનોને ઘેર [2]દસ્તુર તથા મોબેદો પોતાના દીકરા દીકરીને પરણાવશે; કેમકે તે વખતે બેહેદીનોનો મરતબો વધશે. એ રીતે પૈસા થકી અથોરનાનો પોતાની

[1] પરણુવાના બાબમાં આજે આ દાખલો દરેક જગોએ જોવામાં આવે છે.

[2] આ દરેક બાબદો આજના વખતમાં નજરોનજર જોઇએ છીએ. આ ચાલુ વખત આખર હજારાનોજ છે. (પ્રગટ કર્તા.)

આલાદ ખોશે. દસ્તુર મોબેદો તથા બેહેદીનો તે વખતના દરવંદો સાથે મિત્રાચારી રાખશે ને પોતાના ધર્મ ઉપરનું એકીન ખોહી બેસી પરધર્મી થશે. આખર હજારાના વખતની બીજી નિશાની એ છે જે ખોરશેદ ઈજદની (સૂર્ય) ચાલ ઘણી વધશે, તે વખતે વર્ષ મહિના ને દહાડા ઘણા ઓછા ગણાશે. આસમાન જાણે ઘણું નજદીક હોય તેમ દેખાશે અને અસપંદારમદ જમીન ઘણીજ બતંગ હાલતમાં આવશે, જમીન ઉપર નશા તથા દસતાનની પલીદી ઘણી એકઠી થશે. આથી જમીનનો કસ ઓછો થઈ ઝાડપાન સારી રીતે વધશે નહિ, મેવા પાકશે નહિ, ને જો પાકશે તો તે ઓછા થશે. તે વખતના માનવીઓ ઝાડપાનની બરાબર સંભાળ રાખશે નહિ, અનાજ ઓછું પેદા થશે, ગાય ગોસપંદને માટે ઘાસચારો બરાબર મળશે નહિ, ફુલ ફળનો વાસ તથા રસ ઘણો ઓછો થઇ જશે, ગાય ગોસપંદનું દૂધ ઘણું ઓછું મળશે ને હવા પવન ઓછો થઈ ગરમી સખત પડશે. તે વેળા આદમીઓ ઘણું ખાધા છતાં ધરાશે નહિ, તેમજ ખાવાની ચીજો પાક રહેશે નહિ. તે વખતે નશા, પલીદી દરેક ચીજમાં પેવસ થશે. વળી આખર હજારાના સમયમાં શહેરે શહેરના રસ્તામાં નશો (ગલીચી) વધવાથી ' ગજશતે અહરેમન'નું જોર ઘણું વધશે તેથી મરકી ફેલશે. તે વખતે ફંદફરેબના આપનાર આદમીઓ ઘણા પેદા થશે ને આદમીઓ વચ્ચે મિઠાસ રહેશે નહિ, જે ઓરત પ્રસુત થશે તેઓમાં તાકત રહેશે નહિ. દીન દોસ્તો ઘણા ઓછા થશે ને દીન દુશમનો ઘણા વધશે. આદમીઓને પોતાના જીવ ઉપર મેહેર ઓછી થશે (આપઘાત કરશે) અને બખીલાઈ ઘણી વધશે. જે કોઈ આદમી મહેરબાન હશે તેને લોકો બુરો કહેશે, ને જે બુરો હશે તે ચાપલુશીથી ભલો ગણાશે. માટે ઓ જરતોશ્ત તે બુરા વખતમાં અશો આદમીઓથી કામ ઘણાજ થોડા નિપજશે અને જુદદીન દરવંદો દુશમનો બનશે. જેઓ દીનદોસ્ત હશે તેઓ રંજ તથા હાડમારી ભોગવશે; અને નશો કરનાર, નશા બાળનાર, નશોને પાણીમાં નાખનાર વધી જશે. તે વખતની ઓરતો [1]નશા દસ્તાનથી પરહેજ રહેશે નહિ ને સવાબ હરામ વચ્ચે તફાવત રાખશે નહિ. તે વખતના મોબેદ તથા બેહેદીનો વહાણની સફરે ચઢશે ને આવાં ઈજદના પાણીને નશો, નાપાકી તથા ગુશલથી ખરાબ કરશે ને દરવંદ આદમીને હાથનું પકાવેલું ખાણું ખાશે ને બાજ વિના ખાણું ખાશે તથા દીનના ફરમાનથી ઉલટા ચાલશે. તે વખતે દીનદાર આદમી ઈજશને કરશે પણ પાક નહિ રહેશે. કારણ કે દીનદાર આદમી જ્યાં પગ મેલશે ત્યાં નશો પડેલો હશે તેનાથી પરહેજ થઈ નહિ શકાશે. જ્યારે તે બરશનુમ આહથી, બરશનુમ લઇ આવશે ત્યારેબી નશાને અડકશે, પણ નશાથી દુર રહી શકશે નહિ. જ્યારે તે દરમેહેરમાં ઇજશને કરવા જશે ત્યારે બરશમ ઉઘાડી ધરી ઈજશને તથા દરૂન ઈજશે. પાક દીનદોસ્તને કોઇ ખાતરમાં નહિ લાવશે. તે વેળા દીનદાર માણસો ઘણાજ થોડા થશે અને મોબેદોનું બરશનુમ બોલતાં લાગશે જેથી રૂસવાઇ ઘણી થશે. અને તે વખતે એક હજાર આદમીમાં એકજ જણ દીનની રાહે ચાલશે પણ તે વદીક દીનનું કામ બરાબર કરી નહિ શકશે તે વેળા ઈરાનમાં એવા

---

1 આ આગાહી મુજબ આજની પારસી બાનુઓ માસીક માંદગી પાળતાં નથી.

જુલમ અને કેર ચાલશે કે ૧૦૦ આતશો એકજ જગાપર ભેઈ જઈ સાચવશે. તે વેળા એવી મુશકેલી આવશે કે બોયદેવાની સુકી કાઠી મળશે નહિ. જે ખજાનો તલેસમનો જમીનમાં દટાયલો હશે તે ખ્રિસ્તીઓ મેળવી શકશે. બેહેદીનો વિદ્વતાનો ફાંકો કરી મોબેદીનો પોતે દાવો કરશે. અસલી સારી રાહ રસ્મો હશે તે ભાંજશે ને ધુવારા ચમન કરશે. તે વેળાના બેહેદીનો કુસ્તીવિના ચાલશે ને ગુન્હા કરવાથી ડરશે નહિ. કમઅશીલ બુરાઇના કરનાર હશે તે મોટાની બેટી માંગશે તથા એવો આદમીની બેટી સાથે પરણશે. જેઓ બુજોર્ગીના ધણી હશે તેઓ ઘણી દુરવેશીમાં તથા કંગાલ હાલતમાં આવી જશે અને ગુલામો તથા હલકાઓ પાદશાહી કરશે. હરેક વાતમાં આદમીઓ જુઠા સોગંદ ખાવા દરબારમાં ઉભા રહેશે ને જુઠું બોલવું ઘણું કરશે. વળી હોરમજદે કહ્યું "ઓ જરતોશ્ત જ્યારે તારો હજારો પુરો થશે ત્યારે તમામ આદમીઓ દેવની પરશતેસ કરશે. તે વેળા આકાશપર વાદળાં ચઢી આવશે પણ ગાજવીજ થઈ વરસાદ વરસસે નહિ; તેથી નાપાકી, પલીદી તથા બુરાઈ જમીનપર ઘણી દેખાશે. આથી વરસાદનો ફરેશ્તો તેશતર વીર ઇજદ ગાજવીજ કરીને આવશે પણ જમીન ઉપર પાણી ઝાઝું વરસાવસે નહિ. ઉન્હાળામાં ગર્મી તથા શિયાળામાં ઠંડી તથા ધુમસ ઘણું પડશે પવન એવો ફુકશે કે મેવો, ફળ તથા બીજી વસ્તુ તુટી પડશે. વરસાદ પોતાની મોસમપર વરસસે નહિ ને જો વરસસે તો ખરવસતરો યાને રોગના જીવજંતુઓનો વરસસે. તે વખતના જાનવરોના ડીલપર ગોસ્ત કમ થશે અને તે આદમીઓ ઘોડા, બલદોને ગાડીમાં ઘણા જોડશે જેથી ગોસપંદોની ઉત્પત્તિ થોડી થશે. આખર હજારાના સમયમાં જુવાન માણસોને ખુશાલી તથા મોજ ગમશે નહિ ને રોજબરોજ તેની દાનત કમતી થશે. તે વખતમાં ખુદાતાલાના ફરેસ્તાઓની જેઓ ઇજશતી તથા વંદીદાદ હરજગાએ તથા ઘરેઘર કરશે તે શક ભર્યા તથા ગુમાનથી ઇજશે. તે વખતે જે આદમી ઘણી ઇજિશને તથા પદહું કરશે તથા ખુદાઈ બાર લાવશે અને ખુદાઇ રાહપર ચાલશે, નેકી એખત્યાર કરશે તે આદમી પેહેલાં સખતી પામશે. દાનાવ તથા બુજોર્ગો પોતાના દિલમાં તથા આખમાં શરમ અને મરવત રાખશે નહિ. જમીનનો ફરેશ્તો અસપંદારમદ અમશાસપંદ જમીનનું મોહ ખોલશે તેથી ગંજ તથા ખજાનો (ધાતુની ખાણો) જમીનમાંથી નિકળશે, તે માલ ખજાનો બદદીનોના હાથમાં જશે જેથી તેઓ ઘણા તવંગર થશે. આદમીઓ પૈસા મેળવવા માટે ધંધા રોજગારમાં ઘણું જુઠું બોલશે. ધંધાદારી તથા દુકાનદારો માપ, તોલ તથા કાંટા ખોટા કરશે ને લોકોને ઠગી પૈસા મેળવશે. પૈસો મેળવવા વેપારીઓ ખોરાકીમાં નશાની મેળવણી કરશે ને નશાભરેલી ચીજનો વેપાર ઘણો બહોળો ચાલશે જેથી આદમીઓને સખ્ત રોગ લાગુ પડશે, તે વખતનાં તબીબો દર્દીઓને જલદી સાજા કરવા કરતાં પોતાનો સ્વાર્થ વધારે ગણી દર્દી તરફ બેદરકાર રહેશે અને આળસી આદમીઓને નશાભરેલી દવાઓ પીવા આપશે. જ્યારે ઈરાનીઓની પાદશાહી તમામ થશે ત્યારે તુર્કી, રૂમી, આરબ, ચીનાઈ, કાબુલી, ખ્રિસ્તી વગેરેનું હથીયારબંધ લશકર ઈરાનપર ચઢી જશે. ઈરાનીઓના હાથમાંથી પાદશાહી જશે, ને તે આરબોને મળશે. પછી તુર્કીઓને, પછી માજદરાની મોગલોને મળશે. આ સઘળા પાદશાહ ઘણા

જુલમગાર બની પ્રજાપર ભારે સેતમ ગુજારશે, ને જરતોશ્તીઓને સહેલાઇથી મારી શકશે. તે વખતે જહાનમાં ત્રણ ચીજ કમતી થશે. તે ત્રણ ચીજ મનશાની, ગવશાની ને કુનશાની છે, તે પ્રમાણે કોઈ ચાલશે નહિ. આખર હજારાના બુરા વખતમાં જરતોશ્તી ઓરતો આતશ, ચેરાગ, પાણી, ઓરવર, ગોસપંદ, આફતાબ, માહાતાબ, આસમાન, રોશની, જમીન, દર્યાંવ, કુવો, તલાવ, સેતારા વીગેરે ચીજોથી પરહેજ નહિ રહેશે ને તેવી ચીજો તરફ જોવું કરશે.[1] માટે ઓ જરતોશ્ત અથોરનાનોને ધર્મજ્ઞાન શીખવજે કે તેઓ સવાબનાં કામો કરે ને બીજાઓને શીખવે.

પુછયું જરતોશ્તે અહુરમજદને અએ બુલંદશાહ આખર હજારાના વખતમાં જે કોઈ ખુદાની બંદગી કરે, કમરપર કુશ્તી રાખી ભલી દીનપર બેશક હોય તેને શું ફાયદો મળશે ? દરૂન બરસમશે ઇજે (યાને દરાનબાજ વિગેરે ફરેસ્તા કરે) તેને શું બક્ષેશ હાંસલ થાય ? ખેતીઓદથનો સવાબ કરી જોડાં મેલવે તેને શું સવાબ મલશે ? ખાકી દુનિઆના પેદા કરનાર ગેબી વરધીના કરનાર અશો ! તું અહુર-મજદ અશોઇથી સ્મરણ કરવાને લાયકનો છે, તારી કીર્તિની ખુબી ગાવી વાજેબ છે, અય દાદાર મેં પુછયું તે મને કહે. અશો અહુરમજદએ કહ્યું, તે આખર હજારાના વખતમાં જુદદીન દીનદુશમનોથી જરતોશ્તીઓને ઘણી હલાકી પોહચશે અને દીનને વાસ્તે જરતોશ્તીઓ રોજ બરોજ દીનદુશમનોથી પોતાની જાતપર સખ્તી ખેંચશે, તેનું રૂવાન બેહેશ્તમાં મરતબો પામશે. એ બુરા વખતમાં જે કોઈ પોતાની કેરદારને નેક રાખશે અને મારી બંદગી કરશે અને સદરો કુશ્તી પેહેરશે ને ભલી માજદીયસની દીન ઉપર જાંનફેશાની કરશે તથા ખેતીઓદથનું સવાબી કામ કરશે તે મોહટું સવાબ મેળવશે. તે વખતમાં જે કોઈ સદરો કુશ્તી પેહેરશે, બરશમ ધરી દરૂનભાજ ઇજશે અને ૧ અશેમ વોહુ ભણશે તેને હું એટલો સવાબ આપસ કે ગુશતાસ્પ પાદશાહના વખતમાં ઈજશની ઇજાવ્યા જેટલો સવાબ તેને લાગશે, અને જે કોઈ તે વખતમાં ખેતીવાડીનું કામ કરશે તેને મોટો સવાબ લાગશે, ને તેનું રવાન અશો તથા પાક થશે. તે વખતે જે કોઈ જમવાની બાજધરી ખાણું ખાશે તેને ગુશતાસ્પ પાદશાહના વખતમાં "દોઆજદે–હમાશ્ત" ઈજાવ્યાના જેટલો સવાબ હાંસલ કીધો એમ જાણવું. જે કોઈ ઈજશની ઈજાવશે તેને ૧૨ હમાયશ્ત ઈજાવ્યાના જેટલો સવાબ હાંસલ થશે ને જે હોરમજદ યશ્ત પઢશે તેને "દુઆજદે હમાયશ્ત" ઈજાવ્યાના જેટલો સવાબ લાગશે; તે બુરા વખતમાં દીનદાર આદમીઓ ઉપર એવી તો સખત રંજ તથા સખ્તી પડશે કે તેવી સખ્તી પાદશાહ જોહાક અને અફ્રાશિ-આબના અમલમાં પડી નહિ હશે, આવી વેળા પરધર્મીઓના જુલમથી જરતો-શ્તીઓ નહાશીને હિંદમાં જઈ વસશે ને ત્યાં આપ બળે મોટી નામના મેળવશે. અહુરમજદે જરતોશ્તને કહ્યું કે માણસોમાં ઉત્તમ મરદ અને બાનુ એ ગણાશે કે જે તે મુશ્કેલ જમાનામાં કમરપર કુશ્તી રાખશે, અને બરશમ સાથે દરૂન ઈજાવશે. (જો કે ગુશ્તાસ્પશાહનાં રાજ્યમાં જેમ હતું તેમ તો નહીંજ) જે કોઇ તે મુશ્કેલ જમાનામાં

---

૧. યાને અડકાયલી હાલતમાં પરહેજગારી નહીં પાળશે જેથી ઘણું હુલ્લાકુલ થઇ રોગ, દુકાળ વિગેરે થશે.

[1]યથાઆહુ વઈર્યો અને 'અશેમ વોહુ' ભણશે તેને ગાથા ગુસ્તાસ્પશાહનાં રાજ્યમાં 'હવાજદે હોમાસ્ત' જોર સાથે ઇજી હોય તેવું ગણાશે. તે મુશ્કેલ વખતમાં જે [2]ગાથા ગાશે (ભણશે) તેને એટલો સવાબ મળશે કે જાણે ગુશ્તાસ્પશાહનાં રાજ્યમાં યજશને કરી હોય અને ગાથા ગાયા હોય. અશો લોકોમા ઉત્તમ તે ગણાશે કે જે (તે બુરા વખતમાં) ભલી માજદયસની દીનમાં રહીને પોતાનાં કુટુંબમાં ખેત્વોદથીનો તરીકો રાખશે. તે ૯૦૦૦ વર્ષમાં તે વખતનાં માણસો વધારે ચમતકારી થશે. કારણ કે જોહાક અને તુરાની અફરાસીઆબનાં બદ અમલમાં જે માણસો જીંદગી ગુજારતાં હતાં તે કરતાંભી બદતર જીંદગી કહેવાશે. અહુરમજદે કહ્યું અય જરતોશ્ત તારો હજારો જ્યારે પુરો થાશે ત્યારે જોહાક અને અફરાસીઆબનાં બદ અમલ કરતાં પણ વધારે ખરાબી થશે. [3]દીનદાર લોકો (પુરો ધર્મ પાલનારાંઓ) ઘણાં દુઃખી થશે. જ્યારે જરતોશ્ત તારો હજારોબી પુરો થાશે ત્યારે ઇરાન જમીનનો મુલ્ક ઘોડાની સુમથી ખોદાઈ તમામ વેરાન થાશે અને તેવોની દોલત પદશ ખ્વારગર જઈ પુગશે. દીન તથા પાદશાહી તે નાપાકો બરબાદ કરશે. તે જગા પદશખવારગર શેહેરથી પછી તાંહા યજશને ઇજીઆના જોરથી તે નાપાકોનું કોવત કમ થાશે અને ત્યાંથી નાપેદા થાશે.[4]

## દુનિયાની આખેરા આગમજ થનાર માજદીયશ્નની દીનના ફેલાવા વિશે.

[5]જરતોશ્ત પેગંબરે ઉપર જણાવેલી બીના સાંભળી હવે પછી માજદીયશ્નની દીનની હાલત તથા દુનિયાનો હાલ કેવો થશે તેનો ભેદ દાદાર અહુરમજદને પુછવાથી તે બુલંદશાહે જવાબ આપ્યો કે—" કાલો લેબાસ હરામી ટોળાની નીશાની છે, અને તબરીસ્તાન શેહેરની પાસે દાનેસ્તનો દેશ છે—ત્યાં રેહેતા સફેદ દેવની

---

૧. યજશનેનાં 'યસ્નહ હપતંગ હાઈતી'નો ત્રિજો કરદો. એ હાનાં પાયમાં કરદાની બી શરૂઆત એજ બોલથી થાય છે. ૨. યજશનેમાં હમેશાં પાંચે ગાથા ભણવામાં આવે છે. આ લખાણની મતલબ એ સમજાય છે કે ગુશ્તાસ્પશાહના રાજ્યમાં જમાનો હાલની માફક આગળ વધેલો નહોય અને હાલનાં માણસોનાં જેવી કેળવણીવાળાં નહોય જેથી ધર્મપર આસ્થા વધારે હોવાને લીધે જે ખરાં એકાગ્ર ચીતે બંદગી ક્રિયાકામ કરે તે વધારે ઉત્તમ કહેવાય એમાં નવાઇ નથી. તે કારણે ગુશ્તાસ્પશાહનાં જમાનાની બંદગી ઉત્તમ ગણી હોય. અલબતે બંદગીથી દેવ દરૂજ (યાને બદ હવાનું જોર) દુર થાય છે. (પ્રગટ કર્ત્તા). ૩. આજના વખતમાં આ બાબત ખરી ઠરે છે. પાક પરવરની બંદગી ચોખાઈ રાખી કરતાં આજુબાજુનાઓથી તેમજ જાત પરજાત વિગેરે લોકોમાં એવો વિચાર ઠરે છે કે બંદગી કરવી એ બડબડવાનું છે અને ધર્મ સંબંધી નિયમ પાળવા એ જાણે ગાંડાઇ છે, જ્યારે દેખાદેખીના સુધારાએ ચાલનારાઓ તેઓ ઘણા (પોતાના મનથી) ઉત્તમ ગણાય છે. જેથીજ ઉપલો ફકરો આગાહી કરે છે કે 'એવો વખત આવશે.'

૪. બેહેમન યશ્તનો બીજો બાબ પુરો થયો. આ આખર હજારાનું આખું લખાણ બેહેમન યશ્તને મળતુંજ છે. ૫. બેહેમન યશ્તનો ત્રીજો બાબ શરૂ થયો.

નિશાની છે. ત્રીજી નિશાની એ જે લાલ વાવટા ને લાલ કોહલા અને તેમની પેદાયશની નિશાની એ થશે કે આસમાન કાળું થશે ને પોતાનો રંગ ફેરવશે ને ખુરાસાન જમીન અંધારા કાળા રંગની થશે તથા ઠંડી પડી બરફ તથા ઠાર પડશે. તેમજ આફતાબ હરેક ભાત ભાતની નિશાની દેખાડશે, પછી જહાંનમાં મર્કી, રોગ, દુકાળ ને ઘણીક આફતો પડશે ને વરસાદ વરશશે નહિ. કદી કેથે વરસાદ પડશે તો જુજ પાક થશે ને કેથે તદનજ નહિ, પણ જો અનાજ પાકશે તો મનુષ્યો તેને સંતોષથી ખાઇ શકશે નહિ તે વેળાના પાદશાહ તથા હાકેમનો જુલમ તથા આકરો કર વધતાં પ્રજા દુઃખી થશે. દરેક જગે લડાઈ થશે તેમા આરબોને સખતી પોંહચશે પણ મોગલોનું બળ વધી જશે આથી જરતોસ્તીઓ ઈરાન તજી હિંદમાં 'પદશખ્વારગર' મા જઇ રહેશે. કેટલાક જરતોસ્તીઓ પહાડો તથા ખીણોવાલા મુલકમાં જઇ સદાનો વાસ કરશે. તે વખતે તેઓમા એવો તો ધભરાટ ફેલાશે કે માતા પોતાના બચ્ચાને યાદ કરી શકશે નહી ધણી પોતાનાં ઘરબાર જોશે નહી જ્યારે બ્રેસપતનો સેતારો મજબુત થશે ને શુક્રના સેતારાનુ જોર કમતર થશે ત્યારે ૧૦૦ જાતના, ૧૦૦૦ રંગના તે તે ૧૦,૦૦૦ લેબાસના ૧૦ મુલકોનાં લશકરો ઈરાનપર દોડશે ત્યારે ઈરાનના રહીશો મારી (અહુરમજદની) મદદ માંગશે સેદાસ્પી અને કીલીસ્યાકી દરજો લાલ વાવતાઓ રાખશે ઇરાનમા દોડાદોડ કરશે. શોરાસ્તાંન અને સુરીનાં મુલકો લગે હેશમની તોખમના કાલા લેબાશના પેહેડનાર દોડ કરશે. (શેદાસ્પી તુરકોને કહે છે) તે વખતે અશો મરદ ખુદાની દરગાહમાં દાદ માગશે, અને દુનિયાથી કંટાળી જુવાન માણસો પણ મુરાદમા મોત માંગશે. ભારી લડાઇ દુનિયામા ત્રણ થાશે પેહેલી લડાઇ અમેશાસ્પંદો અને દેવોની થઇ જે વાર કાઉસ પાદશાહ આસ્માનની પાદશાહી લેવા ગયા સતરપાયા બેહેસ્ત લગે ત્યારબાદ બીજી લડાઇ અરજાસ્પ પાદશાહ (જે અફરાસીઆબના તોખમનો, જરતોસ્તી દીન બાબે ગુસ્તાસ્પ શાહ સાથે લડયો તે લડાઈમાં ગુસ્તાસ્પના બેટાઓ માર્યા જશે. ત્રીજી લડાઈ આખર હજારામાં બેહેરાંમવરજાવંદના પેદા થયાની નીશાની છે. આખર હજારાના વખતમાં દુનિયામાં ઘણી લડાઈ ચાલશે એની નીશાની એ જે બેહેરાંમવરજાવંદ જનમશે તે સમયે કયાનીઓની તોખમથી ઉતરેલો શાહ બેહેરામવરજાવંદ જન્મશે. બેહેરામવરજાવંદના જન્મ દિવસની રાત્રે તારા, સેતારાઓના વર્ષાદ વરસશે રોજ ૧લો માહ ૮મો આવાંને બૂરજનો સને, ૩૭૭ માં કયાનીઓની તોખમથી શાહબેહેરામ વરજાવંદ જન્મ પામશે. તેનો જન્મ કોમીન શેહેરના 'કનિકા' નામના ગામમાં થશે તે ગામમાં પાદશાહ શાહપુર વરજાવંદ રાજ્ય કરતો હશે પણ બેહેરામ વરજાવંદનો જન્મ થતાં તે મરણ પામશે અને તેથી બેહેરામની માતા રાણી તરીકે તખ્તનશીન થશે." આ શાહજાદો ૨૧ વર્ષનો થતાં એક મોટું લશકર એકઠું કરશે તેમાં તેને હિંદુસ્તાન ને ચીનનું લશકર આવી મળશે. આ સર્વ લશકર સાથે તે 'બુખારા તરફ ચઢાઇ લઈ જશે. પછી જ્યારે બ્રેસપત સેતારાની ચાલ ઉપર વધશે ને શુક્રના સેતારાની ચાલ ઘટશે

કે ૩૦૦ શેહેરોની પ્રજા તેને મદદ કરશે, આથી હિરાત, તબરિસ્તાન અને કોહેસ્તાન દેશના મોટા લશકરો એકઠાં થશે. તેવામાં નામનો ઉઠાવનાર બેહેરામ વરજાવંદ લશકર લઇ કેરમાન આસપાસ ફરી વળશે અને ત્યાં જે મોટી લઢાઇ થશે તેમાં મોટી ખૂનરેજી પછી બેહેરામવરજાવંદ હારીને નહાશી જશે. તે વેળા જમણી તરફ ખ્રિસ્તીઓનું, ડાબી તરફ રૂમીઓનું ને આરબોનું લશકર ફરી વળેલું હશે. આ વેળા ત્રણ મરતબે લઢાઇ થશે પણ તેમાં બેહેરામ વરજાવંદ જીત મેળવી શકશે નહિ. આથી ઇરાનમાં બાકી રહેલા જુજ જરતોશ્તીઓ દીન અને જાનની સલામતી માટે ઈરાન તજી હિંદુસ્તાન જઇ વસશે ને પાછળ રહેલાઓ મોટી મુશીબત વેઠશે. તે વખતના હેશમની તોખમના લઢવૈયા ખુરાસાન જમીન તરફથી કુચ કરતા હિરાત કોહેશ્તાનમાં ખ્રિસ્તી રૂમી આરબ વગેરે લશકરો એકઠાં કરશે તેમની સાથે ફરીથી બેહેરામ વરજાવંદ લઢવા જતાં હાર ખાઇ નહાશી જશે; પણ તેને 'સરોશ ઈજદ' તરફથી બસારત થતાં તે દસ્તુર પેશોતનની મદદ તથા હિમ્મતથી લશકર મેળવી તેઓ અવસ્તા પઢતાં આવશે જેથી તમામ લશકરો સુસ્ત થઇ જશે ને તેમનાં હથીયારો બુઠાં થતાં બેહેરામ વરજાવંદ ફતેહ મેળવી પાદશાહી કરશે. (તે વખતે રોજ ખોરદાદ માહફરવરદીન યઝદીઝરદી સને ૧૫૦૦ હશે.) ત્યારે હું અહુરમજદ, નેરીઓશંગ યજદને સરોશ અશોને, નુરમદ [1]શ્યાવક્ષે બનાવેલા કંગદેજ તરફ મોકલીશ, અને ગુશ્તાસ્પશાહનો બેટો પેશોતન તેને પણ હુકમ કરીશ, કે આ માહરા ઇરાનના મુલકોમા આગળ વધ અને આતશ તથા પ્રાણીઓને ઇંજ. "હાદોખત" અને "દેવાજદેહ હોમાસ્ત" આતશ અને પાણીઓ સાથે ઇંજ, નેરીઓશંગ યજદ અને સરોશ અશો ચીનવતપુલપરથી નુરમંદ શ્યાવક્ષે બનાવેલા કંગદેજ તરફ જાશે. અને હાક મારીને કહેશે કે બરહક દીનની ખોરેહના સમારનાર કયાંની ગુશ્તાસ્પના પેશોતન અહુરમજદના પેદા કરેલા ઈરાનના મુલકમા આગળ વધ. ખોદાઈ તખત અને દીન પાછી સ્થાપ, પેશોતન પોતાના ૧૫૦ શગેર્દો સાથે કાળા રેશમના પોશાકમાં આગળ વધશે. હુમત, હુખ્ત, હવરશ્તના શબ્દો ઓચરતો આગળ ચાલશે. આતશ તથા પાણીઓથી હાદોખત અને બગાનયશ્ત ઇજશે અહુરમજદની અને અમેશાસ્પદોની તારીફ ગાશે. અને ગનામીનોની કુ નાસ થશે નુરમંદ પેશોતન ૧૫૦ મરદો સાથે, આતશ ખોરેહમંદ અને આતશ ફરોબા તેની સાથે હમજોતી થઇને પાથરેલી બરસમથી ઈજશને ઇંજશે. ખોરદાદ અને અમેરદાદ અમેશાસ્પંદની ઈજશને દરૂન તથા દીનની ક્રિયા મારગથી ઇંજશે. નુરમંદ પેશોતન આદર ફરોબા,

---

૧. શ્યાવક્ષને આપણી દીનને લગની કોતાબોમાં પાક ગણેલો છે. કએકાઉશ પાદશાહનો બેટો થતો હતો. કંગદેજ ગુફો એને બનાવ્યો છે. અફરાસીઆબનો એ જમાઈ થયો હતો. શ્યાવક્ષની સાવકી મા સોદાબેહ તેનાપર આશક થઇ પણ શ્યાવક્ષ પોતે પાક હતો તે બદકાર નહી થયો તેથી સોદાબેહે તેનાપર તરકત જોડયું તે કારણે શ્યાવક્ષને બળતી આતશની ચેહમાંથી ચાલવું પડયું હતું પણ નેક કેરદાર હતો તેથી બળતી ચેહમાંથી ચાલી ગયો. (પ્રગટ કર્ત્તા).

આદર ગુશેઅસ્પ, અને આદર બુરજીન મેહેરની મદદથી મોટા બુતખાંનાં તોડશે. જેથી પલીદી નાપાકી દૂર થશે, અને હું અહુરમજદ અમેશાસ્પંદો સાથે હુકેર્ય પહાડપર આવીશ. હું અમેશાસ્પંદોને હુકમ કરીશ કે તમામ મીનોના યજદોને કહે કે તેઓ નુરમંદ પેશોતનની મદદે જાઓ, ઓહોળા ખેતરવાળો મેહેર, જોરાવર સરોશ, રશ્ને રાસ્ત, હીમતવાન બેહેરામ, ફતેહમંદ આસ્તાદ, તથા માજદયસ્ની દીનનું ખોરેહ, તથા દુનિયાને સમારનારાઓની ક્રિયા માર્ગ માહરા દાદારના હોકમથી નુરમંદ પેશોતનની યારીને માટે મદદે પુગશે અને અંધારા તોખમના દેવોને મારશે. દુષ્ટ ગનામીનો ઓહોળા ખેતરવાળા મેહેર (મેહેર યજદ) ને કહેશે કે, " સચાઈની બુલંદીએ ઉભો રહે ઓ મેહેર " પછી બાહોળાં ખેતરવાળો મેહેર અવાજ કરશે કે આએ ૯૦૦૦ વરસ તે ( ગનામીનોએ ) જે મદદ કરી તેથી બદદીન જુવાક અને તુરાંની અફરાસીઆબ, અને સીકંદર અને છુટા બાલવાળા કમરપર તલવાર રાખનારા દેવોએ મુદત ઉપરાંત ૧૦૦૦ સાલ વધારે [1]રાજ્ય કર્યું પછી મેહેર યજદ, પેશોતનને પોકાર મારી કહેશે કે દેવોનાં રહેઠાણ અને બુતખાનાંઓ પરાગંદેહ કર તથા દેવોને માર અને આ અહુરમજદના પેદા કીધેલા મુલકોમા આગળ વધ પાદશાહીનું તખત પાછું સમાર. દરવંદો જ્યારે તુને જોશે ત્યારે ( તારેથી ) બીહશે. પેશોતન અવસ્તા ભણશે અને નાપાકી દૂર થશે હું આ તુને આગળથી કહુ છુ જરતોશ્ત, નુરમંદ પેશોતન અરવંદ અને વેહુ નદીમા આગળ વધશે. જ્યારે દરવંદો તેને જોશે ત્યારે બીહશે અને પેલા અંધારી તોખમનાઓને તથા નાલાયકોને પેલો [2]બેહેરામ વરજાવંદ બાંધશે. દુનિઆમાંથી લોભ, લાલચ, કંગાલીઅત દુશ્મની, ગુસ્સો, હવશ,

---

૧ યાને ૧૦૦૦ વરસ, ( પોતાની હદ અને અમલ કરતાં પણ ) વધારે રાજ્ય કર્યું અને હાકમાઈ વાપરી. ૨ એવું કહે છે કે રસ્તાખેજના વખતમા ૭ જુદા જુદા ધણીઓ ૭ કેશ્વરમાંથી ભાગ લેશે અને શોશીઓશ ખનીરસ કેશ્વરમાંથી ભાગ લેશે યાને આવશે ( સોશીઓશ કાસુના દરીઆવ તરફથી આવશે. ) સાત કેશ્વરને માટે અવસ્તામાં લખાણ મળે છે ક અરજે, સવહે, ફરદદફસે, વીદદફસે, વોરૂબરેસ્ત, વોરૂજરેશ્ત, ખનીરસકેશ્વર, કંગદેજ અને વર્જમકર્દ ગુફાઓ છે, તે સાથે મળી, નવ ખંડ ગણાય. હવે હોશેદર કે જેને હોશેદરબાંમીપણ કહે છે તે પેગમબર ફ્રાજદાનુના સરોવર તરફથી ભાગ લેશે ફ્રાજદાનુનો સરોવર તે માટે એવું કહે છે કે તે સરોવરમાં જે કોઇ આદમી કંઈ નેક ચીતીને નાખે તો તે સરોવરમાં પડયું રહે અને કંઈ બદ વીચારીને નાખે તો તુરત પાણીનો ઉછાળો થઈ તે ચીજ પેલા સરોવરમાંથી બહાર ફેંકાઈ જાય એવો ચમતકાર તે સરોવરમાં છે. ઉપર લખે છે કે નુરમંદ પેશોતન અવસ્તા ભણશે, બેહેરામ વરજાવંદ નાલાયકોને બાંધશે, ને હોશેદરબામી પેગમબરી કરશે તે પરથી એવું જણાય છે કે હવે પછી પારસીઓનો પાદશાહ બેહેરામ વરજાવંદ થશે, હોશેદરબામી તેની આગળ પેગમબરી લાવશે, અને પેશોતન તેનો દસ્તુર બનશે. વિગેરે. ત્યારબાદ હોશેદરબામીના વખત પછીથી હોશેદરમાહ પેગમબર થશે, અને તે પછી શોશીઓશ પેગમબર થશે. આ ઉપરથી ખુલ્લું સમજાય છે કે હજુ પારસીઓમાં ત્રણ પેગમબરો પેગમબરી કરનાર છે. (પ્રગટ કર્તા.)

અદેખાઇ તથા દરવંદી દુર થશે. વરૂનો જમાનો જશે ને મેંઢાનો જમાનો આવશે. સર્વ ચીજો પાછી પોતાની જગ્યાએ ગોઠવાશે. આતશોપર, સુખડ કાઠી મુકાશે. નુરમદ પેશોતન આ પ્રમાણે બોલશે "દેવ તથા દરૂજ તથા ભુંડાઇ મારેલા થાવો. અંધારી તોખમનાઓ દેવો મારેલા થાવો અહુરમજદ ખોદાએ જે મોટો દાનાં અને અમર અમેશાસ્પદો ભલા પાદશાહો, ભલી પેદાયસના એ રાશ્ત લોકો ભલા કામ કરનારાઓ સાથે વધજો ! ખુદાઈ દીન તથા તખતને સમારનારા તથા સખાવત કરનારા તથા રાસ્ત લોકો ભલા હોજો !" નુરમદ પેશોતન આગળ વધશે અને ખુદાઈ દીન તથા તખ્તગાહ પાછું લેશે (અહુરમજદે કહ્યું) આ તુને હું આગમચથી કહું છુ ઓ જરતોશ્ત કે તારો હજારો જ્યારે પુરો થશે ત્યારે (હોશેદરબામીનો અથવા) હોશેદરનો હજારો શરૂ થશે. કે તે વેળા હોશેદરબામી નામનો જરતોશ્ત તારો બેટો માયને પેટ પેદા થશે ને તેનો જનમ તે વેળા કાબુલની સરહદમા થશે. જ્યારે હોશેદરબામી ૩૦ વર્ષની ઉમરના થશે ત્યારે તે મારી દરગાહમા આવી તારી માફક મારી (હોરમજદની) સાથે જવાબ સવાલ કરશે તે વેળા બેહેરામ વરજાવંદ ફતેહમંદ થઇ રાજ્ય કરતો હશે. તેની દરબારમા જઇ હોશેદર પોતાની દીન જાહેર કરી સર્વેને કબુલાવશે, ને તે પછી બેહેરામ વરજાવંદ ૧૦૦ વર્ષ રાજ્ય કરશે. હોશેદરબામી પોતાની દીનની સચ્ચાઈ બતાવવા એવો મોજેજો કરશે કે આફતાબ ૧૦ દિવસ અને ૧૦ રાત વેર મધ્યાનમા થમ રહેશે ને કેથે પણ ખસશે નહિ. જ્યારે તમામ જગતના લોકો આ મોજેજો જોશે ત્યારે તેઓ સર્વે હોશેદરબામીની દીન કબુલ કરશે, કે તરત અફતાબ એક કડાકાસાથે ખસીને ચાલવા માડશે તે ભયંકર અવાજના સાભળવાથી જેઓ ઘણા ગુન્હેગાર હશે તેઓ હેબતઈ મરણ પામશે ને જેઓ દીનદાર જરતોશ્તીઓ હશે તેઓ ખુશાહાલ થશે. તે વખત એવો સારો આવશે કે માનસોની માલ મીલકત, પેસા યા દોલત કોઈ ચોરી લેશે નહિ. તે વેળા જગતમા ગોસપંદો ઘણાજ થશે પછી ૩૦૦ વર્ષ પુરાં થતા હોશેદરનો હજારો પુરો થશે. તે પછી દીન ઘણી ખરાબ થશે. એ પછી જરતોશ્ત તારો બીજો બેટો હોશેદરમાહ જનમશે અને તેનો હજારો આવશે ત્યારે પેદાયસ વધારે જોરેમંદ અને આગળ વધેલી થશે, અને પેશોતન એજ પ્રમાણે દુનિઆનો દસ્તુર અને સરદાર થશે. અને હોશેદર માહના હજારામા માનસો વેદામા એવાં હુશીયાર થશે અને દવા દારૂ એવા ઉપયોગમાં લાવશે, તથા લઇ જશે કે (ઈનશાનોને) તલવારે કે છરીએ મારવા તથા કાપવા સીવાય કુદરતે મોતે નહી મારવાનાં (યાને માણસોને અમરગી મળશે.) હોશેદર માહ પણ ૩૦ વર્ષની ઉમરે મારી દરગાહમાં આવશે અને મારી સાથે જવાબ સવાલ કરીને દીન કબુલ કરશે ને ખાકી જહાનમા મારી દીન લઈ જશે, ને તે જહાનમાં મારી દીન જાહેર કરી સર્વેને પોતાના મજહબમાં દાખલ કરશે. તે એવે મોજેજો બતલાવશે કે સૂરજ ૨૦ દિવસ તથા રાત મધ્યાનમાં સ્થિર થઇ તપશે. પછી સઘળી જગતની પ્રજા ખુદાઇ દીન કબુલ કરતાજ તે સૂરજ મોટા અવાજ સાથે સફર કરતો અસ્ત પામશે. આ વેળા જેઓ દીનપર એકીન નહિ લાવશે તેઓ સૂર્યના મોટા આવાજથી હેબત ખાઇ મરણ પામશે. તે વખત એવો આ-

વશે કે એક દિવસ જમીયાથી કેટલાક દહાડા સુધી ભૂખ નહિ લાગશે, તેમજ એક ગાયના દુધથી ૧૦૦ મનુષ્યનું ગુજરાન થશે, જે સમયે જેહાનની સર્વે આલમ [1]અન્ન, ફળ શાક ખાનારી થશે. તેથી કોઈ ગોસપંદોને નહિ મારતા તેને ઉછેરી તેના દુધપર ગુજરાન કરશે. તે સમયે નાપાક અહરેમનના પેદા કરેલા તમામ આજદહાહ, સાંપ, વિંછુ વગેરે ખરફસ્તરો ફફે થઇ જશે. તેવે સમયે 'અશમોગદેવ' બિહામણી સુરતે જાહેર થઇ આય ગોસપંદો તથા પશુઓને મારી ખાશે આથી પેગંબર હોશેદરમાહ મારી (હોરમજદની) ઇજશને કરી તે દેવને મારી નાખશે. આથી જેહાનમાં પાછી ખુશહાલી અને પવિત્રાઈ પંથરાશે, ને મનુષ્ય નિર્મળ અંતઃકરણના બની, ડંખતા, કરડતાં જાનવરો પણ દુશમનાઈ તજી વગર હરકતે પ્રજામાં ફરહર કરશે. તે વેળા સર્વ મનુષ્ય સચ્ચાઇ એખત્યાર કરી પરહેજગાર બનશે. આથી જેહાનમાથી પલીદી નાપાકી અને નશા દુર થશે. સર્વ જગત આબાદાનીથી પ્રકાસશે ને દુનિયાપરની સર્વ આફતો દૂર થશે. પછી એ મુજબ "૫૦૦" વર્ષ હોશેદરમાહના પુરાં થશે. તે " પછી પાક અને નૂરીભરેલા શોસિઓસનો જન્મ થશે.

[2]શોસિઓસ ૩૦ વર્ષની ઉમરે મારી દરગાહમા આવી મારી સાથે જવાબ સવાલ કરશે ને મારી પાક દિન કબુલી દુનિયામા ફેલાવશે તે વેળા પણ પોતાનો મોજેજો બતલાવવા સૂરજને ૩૦ દિવસ અને રાત સ્થભ રાખશે. તે વખતના માણસોની પાકીજગીને લીધે અહરેમનની ખલક દેવ ફરજને મોકલી નહિ શકશે; પણ તે ટોળાનો એક સરદાર જાહેર પડી શોસિઓસ સાથે ઘણી સખત લઢાઇ લઢશે તેમાં તે પેગંબર મારી મદદથી બુરા દેવને મારશે ને જેહાનમાથી તમામ બુરાઓને નાબુદ કરશે. તે પછી આદમીમા નીચપણું યા બુરાઈ રહેશે નહિ અને ચોરી લુટફાટ કુછ્દીપણુ સર્વે નાબુદ થશે. આ આખર હજારાનાં અંતમાં જોહાકની દોઢ દહાડાની પાદશાહીનો વખત આવી પુગતાં તે જુલ્મી બંદથી છુટશે ને રૈયતપર ઘણો જુલમ કરી તોબાહ પોકરાવશે ( આવેળા અન્વલ સાલ ૧૧૫૭૦, માહ ૧ લો ફરવરદીન, રોજ ખુરદાદ અમશાસ્પંદ હશે. ) આથી મારા હોરમજદના હોકમથી કેરસાસ્પનું રવાન ઉઠશે. તે જેમ સ્વપનાથી જાગે તેમ જાગી ઉઠશે. તે પેહેલવાન કેરસાસ્પના રવાનની ચોકી કરવા ૯૯૯૯ ફરેસ્તાઓને રાખ્યા છે. જ્યારે તે સજીવન થઈ હથીઆર બાધી દુનિયામાં આવશે ત્યારે શોસિઓસ પેગંબર પોકાર મારી કહેશે કે " એ બળવાન કેરસાસ્પ માજદીયસ્નીની દીન કબુલ કર જેથી તું અમર્ગ થાય ને હું રસ્તાખેજ કરૂં." આ વચન સાંભળી કેરસાસ્પ દીન કબુલ કરી જોહાક સામે લઢવા જશે. કેરસાસ્પ જોહાકને કહેશે કે " તું આ પાકદીન કબુલ કર કે અમર્ગ થાય. તેમજ બુરાઇથી તોબા કરીને ભલી માજદીયસની દીનપર એકીન લાવ." ત્યારે જોહાક જવાબ આપશે કે

---

૧ ગોસ્ત માછલી વિગેરે માંસાહારી નહી થશે. આ ઉપરથી પ્રાણી ખોરાકની જીવતોડ હીમાયત કરનારા શું વીચારશે ? જ્યાં સુધી પ્રાણી ખોરાક મળે ત્યાં સુધી તો છે મગજ મારી. ૨. શોસિઓસ યાને ફાયદો પોહોચાડનાર. એનો જન્મ થવાને હજુ ઘણો વીલંબ છે. બેહેમન યશ્ત આખી પુરી થઈ. બેહેમન યશ્તના ત્રણ બાબ છે તેમાં આખર હજારાનું લખાણ હાં સુધી મલતું છે ( પ્રગટ કર્તા ).

"એ ભલા પેહેલવાન મારી સાથે દોસ્તી કર કે આપણે બેઉ જણા એક દિલ થઈ ખુદાતાલાની મકસદ વિરૂધ કામ કરી અહરેમનીભર્યા કામો કર્યે ને દાદાર અહુરમજદ પાસથી તખત છિનવી લઇ બેઉ સાથે મળી આ જહાનનું રાજ્ય કરીએ." આવા કઠોર વચન સાભળી ફેરસારુપ કહેશે "ઓ નાપાક જોહાક જો તું મારી ભલી દીન કબુલ નથી કરતો તો મારા ગુરજથી તારો અંત લાવીશ " એમ કહી તેને મારવા જતા તે જુલ્મી પાદશાહ માજદીયસ્નીની દીન કબુલ કરશે કે મારો હોકમ થતાં ફેરસારુપ તેને મારી નાખી મીનોઈ જહાનમા મોકલશે "" સોશિઓસના તે જમાનામા તમામ આલમ માજદીયસ્નીની દીન કબુલ કરશે ને તેઓમાથી મોત, બુઢાપો, દુ:ખદર્દો વગેરે દફે થશે. તે વખતે એક રોટલીમાંથી ૧૦ માનસો ખાઈ ધરાશે. તે પછી આસ્તે આસ્તે ખાણું પણ ખાવાનુ છોડી દેશે એમ ૩ વર્ષ સુધી ચાલશે, ને દુધપર નિર્વાહ કરશે, પછી ફક્ત [1]મેવા ખાઈ તેપર ગુજરાન કરશે પછી વળી કેટલાક આદમીઓ જેવા ખાશે વટીક નહિ ને ૧૦ વર્ષ સુધી પાણી ઉપર ગુજરાન કરવા શક્તિવાન થશે આથી તે પછી તમામ આલમ મિનોઈ માફક રહેવા માડશે. તેમજ તેમને તે વખતે ખાવાપિવાની જરા પણ ખાહેશ રહેશે નહિ, ને તેઓ બેહેશ્તના રવાનની માફક કરહર કરી શકશે "

**રસ્તાખેજ સોશિયોસની** —તે પછી હું ( દાદાર અહુરમજદ ) અમશાસ્પન્દોનો હોકમ કરીશ કે જે કોઈ આદમીઓ મરણ પામ્યા હોય તેમના તન હાજર કરે પછી અમશાસ્પદો સર્વે ચીજો લાવીને હાજર કરશે હું ( **હોરમજદ** ) ખોરદાદ અમશાસ્પન્દથી લોહી માગસ, અમરદાદ અમશાસ્પંદથી હાડકા, રંગ, ને મિનો ઇજદોથી રવાન મંગાવીશ. પછી મેં જે અમશાસ્પંદોને સોપ્યુ હોય તે માંગીશ, તે વેળા '**હરવિસ્પઆગાહી**' **ને જોરે હું સર્વે ચીજો પીછાની શકીશ** પછી હોકમ કરસ કે હરેક આદમીનો જીવ પોતપોતાની જાતમાં જાય કે તેઓ સજીવન થશે પેહેલા પાદશાહ ગયોમર્દ પછી મશીઆનીનુ જોડું ઉઠશે અને તે પછી ઉશહેનગેહમા ( મધરાતે ) જે કોઈ મુવો હશે તેઓ સજીવન થશે બામદાદ થતા તે સર્વે રવાનોને કઉઅત મળશે. આ સર્વે રવાનો પોતપોતાના વતનમાંજ સજીવન થશે. તે પછી સર્વે પોતપોતાના કુટુંબીઓને ઓળખશે. પછી રસ્તાખેજના ગુન્હા બક્ષવામા આવશે તેમા હું તેમને માફી આપીશ. પણ ઈન્સાફ કરતા જેઓ ગુન્હેગાર માલમ પડશે તેમને ૩ દિવસ ને રાત દોજખમાં નાખી સખતી આપી ગુન્હા માફ કરીશ પછી સર્વે રવાનોને સાત ધાતુથી નીકળતા રસની નદીમાથી પસાર કરાવીશ. તેમા દોજખી દરવંદો ચાલી જતાં બહુ ડરશે ત્યારે સરોશ ઇજદ અને બહમન અમશાસ્પંદ તેમનો હાથ પકડી બહાર કાઢશે. આ નદીના પાણી દોજખીઓને અતીશય ઉન્હા લાગશે જેથી તેઓ પિડાઈ પોકાર મારશે, પણ તેમને ઈજદો ઉગારશે. તેમાં દરવંદોને માથે એક કાળી ટીળી ચોટાડેલી હશે જેથી સર્વેજના તેમને ઓળખી

---

૧ આ અખતરો મેં મારા સ્મરણ વખતે એક એક મહીના સુધી અન પાણી વગર બંદગી કરેલી છે. વાંચો દીબાચા આગળ અશો શક્તિવાળું લખાણ ( પ્રગટ કર્તા. )

શકશે કે તેઓ ગયા [1]ભવમાં દરવંદો હતા. અહુરમઝ્દે કહ્યુ "ઓ ભલા જરતોશ્ત તે પછી હું હોકમ કરીશ કે ખલક પાક અને ખાલેસ બનો. પછી **નાપાક [2]અહરેમન પાપીનો હિંગામ પુરો થશે,** એટલે અહરેમન દેવદરૂજોની મદદથી ફરેસ્તાઓ સાથે લઢવા સામો થશે તેમાં ઇજદ અમશાસ્પંદો તથા ફરેસ્તાઓ આજેજ થશે; કે તુરત ( હોમઇજદ ) મારા જોર અને હોકમથી લઢશે કે રસ્તાખેજની છેલ્લી લઢાઈ પુરી થશે પણ તેટલા "આજ" દેવ સામો પોતાનાજ લશકરના લોકોને ખાવા માંડશે કે અહરેમન ગજશતે ગનામિનો ડરી જઇ ફરેસ્તા તથા ઇજદોની પનાહ માંગશે ને તોબેશ કરશે. આથી હોમ યજદ તેને પનાહ આપતા તેની પાસે પતેત કરાવી પશેમાની કરાવશે ને પોતાની પાકદીન કબુલ કરાવશે. એ પછી તમામ દોજખ ધાતુથી ધોઈ નાખશે કે બહમન અમશાસ્પંદ "આજ" દેવને મારી નાખશે "

**રસ્તાખેજ પછીની દુનિયાં.**—"દોજખને ૭ ધાતુઓના પહાડોથી પુરી નાખ્યા બાદ જાદુ, કોટલ અને સર્વે બુરી ચીજોને દુનિયાથી નાબુદ કરશે. તે વેળા મારી સાથે ( દાદાર અહુરમજદ ) અમશાસ્પંદો હમાજોર થઈ તે જગા ઉપર આફરગાન કરશે ને જગ્યાને પવિત્ર બનાવશે પછી સર્વે બેહેદિનો તથા દરવંદો એક દીલ થઇ ખુદાઇ દીન ઉપર ચાલશે, પછી હું ( દાદાર અહુરમજદ ) સર્વેને એવા કપડા અપાવીશ કે તે પાણીમા ભીજાય નહિ, આતશમા બળે નહિ, મેલાં થાય નહિ, ને કોહી જાય નહિ. તે સર્વે આદમીઓ સજીવન થતા જુવાન જેવા થશે. આ વેળા જે કોઇ આદમીઓએ "જીંદરવાન" કીધું હશે તેના કપડા જરબફતના થશે, ને જે કોઇએ ખુબીનાં કામો કર્યા હશે તે દાદાર અહુરમઝ્દ પાસે રહેશે, ને તમામ જહાન મેદાન જેવી થશે તે વેળા તમામ જહાન બેહેશ્ત જેવી થઇ મિનોઇ તથા બાકી દુનિયાં એક બનશે, તેમજ દર્યાવ તથા નદીઓ પહાડોથી પુરાઈ જશે, ને સર્વે કોઇ જાવેદાન સુધી ખુશહાલ રહેશે. બાકી જગતમાં જે સર્વે પહાડો તથા ડુંગરો ઉઠાવેલા છે તે વજન દર્યા પુરવા માટે છે. તે વખતના માનવીઓ ખુદાઇ બંદગીમાં સદા મશગુલ રહેશે, ને તેમને ખાવાપીવાની ખાયશ રહેશે નહિ, આથી તેઓમા લોભ લાલચ તેમજ સ્ત્રીપુરૂષના સંબંધ કશું રહેશે નહિ. તે વખતે જેમ ઉંધ તેમ રાત પણ કોઇ જાણશે નહિ. તે વેળા અહરેમની ફના થએલી હોવાથી દેવ, દરવંદો જહાનમા રહેશે નહિ. તમામ જેહાન ખુશાલ થશે, રંજ સખ્તી રહેશે નહી અને સંસારની ફીકર કે ભુખ તરસ નહી રહેશે જેથી માણસો સુખથી ફરહર કરશે અને નચીંત રહેશે. ( જામાસ્પી )

---

**ગુસ્તાસ્પશાહે** જામાસ્પને પુછ્યું કે ઘણી મરકી દુનિઆમાં કેટલીવાર થશે ? કેહેતી અને હાજત, તથા કાલાં પાણી કેટલીવાર થશે ? મોટી લડાઈ કેટલીવાર પડશે ? કાળું બરફ અને રાતું બરફ કેટલીવાર વરશારો ? **જામાસ્પ** વજીરે જવાબ દીધો જે પાદશાહ દુનિઆમાં મરકી ૪ વાર પડશે. પરથમ જોહાકના

---

૧. આપરથી સાબેત થાય છે કે પુનર્જન્મ છે. ૨. યાને મેલી હવા બદહવા દુર થશે જેથી તોફાન ભાગી જશે ને જેહાંન સુખી થશે.

વખતમાં, બીજી શાપુરશાહના વખતમાં, ત્રીજી[1] આખર હજારામાં ઘણીજ બુરી, કાળી મરકી થશે, ચોથી રસ્તાખેજ અને પેગમબર શોશીયોશને વખત મરકી ઘણી થશે. (હજુ પછીના વખતમા) દુનિઆમાં કેહેતી તથા હાજેત તથા [2]દુકાળ ત્રણુવાર થશે. પરથમ અફરાસીઆબને વખત કે જ્યારે તે નુરશાહા (મીનોચેહેર પાદશાહ) ને મારી ઈરાનનાં તખતપર બેઠો, ત્યારે ૭ વરસવેર વરસાદ નહી વરશયો, તેથી અફરાસીઆબ પરોમાન થઇને ઈરાનનું રાજ્ય મુકી પાછો તુરકસ્તાન જઈ બેઠો. બીજીવાર [3]ફીરોજશાહના વખતમાં. ત્રીજીવાર આખરહજારામાં હોશેદરને વખત વરસાદ નહી પડશે અને દુકાલ ઘણો પડશે, **વરસાદનાં પાણી કાળાં** દુનિઆમા વરડાં ત્રણુવાર વરશશે. પરથમ કાઉશ પાદશાહ દેવોના વાહયાથી આસમાનની પાદશાહી લેવા ગયો ત્યારે કાળો વરસાદ પડયો. બીજીવાર અરદવાનની પાદશાહીના વખતમા. અને ત્રીજીવાર રસ્તાખેજને વખત શોશીના વખતમાં. દુનિઆમાં **મોટી લડાઇ ૩ વખત પડશે.** પરથમ કાઉશ પાદશાહના વખતમાં. બીજી તારા વખતમા (ગુશતાસ્પના રાજ્યમા [4]દીન બાબેની લડાઇ) ત્રીજીવાર હોશેદરને વખત બેહેરામ વરજાવંદની પાદશાહીમા. કાળું બરફ અને રાતાં કરાં દુનિઆમાં ૪ વખત વરસશે. પરથમ મીનોચેહેરની પાદશાહીના વખતમા, બીજી વાર દારાશાહના વખતમા, ત્રીજીવાર યજદેઝરદ શેહેરેયારના વખતમાં. ચોથીવાર હોશેદરને વખત બેહેરામ વરજાવંદની લડાઇમાં તુરક તથા આરબ તથા ફરંગી, રૂમી, હીંદુ લશ્કર સર્વે તોલે થાશે. ફરતરોદ નદીના સરપર લડાઇમા માર્યું જશે. તેના લોહીથી નદીનાં પાણી લોહી મીશાલ થશે, તે પાણી વાદલ લઈ વરશશે, તે તમામ જેહાનમા વરસાદ લોહીનો વરશશે. (જામાસ્પી)

---

૧ હાલ આ આખરહજારામાં આપણે નજરે નજર જોઇએ છીએ કે મહાબુરી મરકી ચાલે છે. અને કુટુંબનાં કુટુંબ ઘસરાયા જાય છે. મરકીના ઉપાય તરીકે આયોદીન હમણાં વપરાય છે. આપરા જરતોસ્તી ધર્મ મુજબ હોમ યજદની યજશને કરાવી તે યજશનેનું પાણી અગીયારીથી લાવી મરકીવાળા આસામીને પાવાથી ફાયદો થાય છે. મરકીના ભણતર માટે હોમની યજશને અને શાહ શ્યાવક્ષનાં દરાન બાજ આફરગાન કરાવવાથી ફાયદો થાય છે, ૨. જો વરસાદ નહી વરશે તો દુકાલ પડે, ધર્મફરમાન મુજબ વરસાદનો ફરેસ્તો તેશતર તીર છે. તેથી નુરમંદ તીર યજદની, યજશને દરાનબાજ અનજુમન એકઠાં થઈ જશન કરો.

૩. ઈ. સ. ૪૮૦માં સાસાનીયન વંશનો ૧૮મો પાદશાહ ફીરોજશાહ ઈરાનની ગાદીપર હતો એના શરૂઆતનાં અમલમાં લાગત ૭ વરસવેર વરસાદ નહી પડયો હતો. અને દુઃકાળ પડયો તેથી પાણી વીના પ્રાણીઓને ભારે આપદા પડી હતી. તે વખતે ફીરોજશાહ પાદશાહે ખુદાની બંદગી કરવા ઉપરાંત પ્રજાને મદદ કરવામાં વખત ગુજાર્યો હતો. ૪ વાંચો ગુશતાસ્પશાહનો હેવાલ. અરજાસ્પ સાથે દીન બાબે મોટી લડાઈ થઇ હતી. જેથી ગુશ્તાસ્પનો બાપ લોહોરાસ્પશાહ અને રૂહશાદ પેગમબર સાહેબ અશો જરતોસ્તએ લડાઈમાં માર્યા ગયા હતા.

**ખુલાશો**—ચાલુ વખતમાં કયાં લડાઈ ઓછી થાય છે જ્યાં જોઇએ ત્યાં જધડો માલમ પડે છે રાજરજવાડામા હજુ પણ મોટી મોટી લડાઇઓ થાય છે. આફ્રીકાની બુયર વૉર થયા પછી રૂશીઆ જાપાનની થઇ અને હાલ ચાલુ વખતમાં ટુરકોની લડાઈ હેરત પમાડે એવી થાય છે. એનું સમજવું એ છે કે આ આખરહજારો ચાલે છે, તેમા ઉતરતી હવાનું બલ વધારે થવાથી તે હવાનાં ખેંચાણથી ઈનશાનોના મગજપર ગુસ્સા અને જુસ્સાનીજ અસર થાય છે. તેમાં જો શાંત ઇનશાનો શાતિ રાખી કુનેહ વાપરી ચાલે તો સમજુતી થાય પણ સહેજવારમાં ઉસકેરાઈ જનાર સ્વભાવની પ્રજા હોય તો ગમે તેટલી શાતિ રાખે પણ જ્યાં તકરાર જાણી ઉપાડ ઉપાડ થાય એટલે જુમબેશ જાગે.

રાજરજવાડામાં તેમાં સાધારણ ઘરમા પણ આજે એમજ જોવામાં આવે છે. સબબ કે જે ઘરમાં પણ મલતા આવતા સ્વભાવનાં શાતિથી રહેનારાં ન હોય તો પછી એક શાતિ રાખે ને બીજું પવન સાથે વાત કરે તેવું હોય અને ગમે તેટલી શાંતિ રાખ્યા છતાં પણ તોફાની રીતભાતથીજ વર્તે તો પછી શાતિ રહે કયાંથી અને સુલેહ પથરાય કયાંથી? ઘરમાં વરતણુક ધાતકી વર્તે, ફરજ બજાવે નહી, અને બહાર સફાઇની વાતો કરે, એવા વાલીઓ આજના વખતમાં જોવામા આવે છે. હવે જ્યાં એવાં વાલીઓ હોય તો ત્યાં આસરે રહેનારાઓનો કેવો હાલ થાય તે વિચારવું ઘણું સહેલ છે. પણ જમાનો એવો છે કે બહારનાઓને જો કોઈ પણ ઘેરના વાલી તરફથી કંઇ ભમાવત થઇ હોય તો તે સાભળનાર ઈનશાન જો ડાહ્યા હોય તો વિચારે કે પોતાનાંજ બચ્ચાઓને વગોવનાર તે કેવા બેસમજ માણસો કહેવાય વિગેરે. પણ જો સાંભળનાર ઈનશાન હલકત અને આપસ્વાર્થી હોય તો તે સમજેલી વાતમાં અનેક રીતભાત કરી પોતાનો દાવ મારવાનો અને ખધાઈ કરવાની ચાલુ રાખી બીચારાં નીરદોશોને નાહક સતાવાનું ચાલુ રાખે. એક તો તે બીચારાઓ નાવારસ જેવાં નીરાશ થયલાં હોય તેમા તેઓને હરભાતે સતાવાનું જારી રહે તો કદાચ મોહોડેથી ન બોલી શકે પણ તેના આત્મા આશીશ કેવા મલે? તેનો તો વિચાર પુઠે પડનારા અભણો જરા પણ કરતાં નથી જ્યારે કે ખુદરતી સજા થાય તોજ નસીઅત પડે. દરેક ઠેકાણે સમજુ અને શાંતિથી રહેનાર તેમજ લુચ્ચાઈ છોડી પોતાની ખરેખરી ફરજ બજાવનાર ઈનશાનો હોય તો લડાઈ અથવા તકરાર થવાનું કસ્સું કારણ રહે નહી. પણ તે બને કયાંથી? ફીટનાબાજો હોય તે ચાલે જુદું કરે જુદું ત્યાં કદી પણ કુઠલો મટે નહી, હમેશા આ પ્રકારની રીતભાત વખોડી કાઢી, ખરેખરા રોકથોક ચાલ ચાલે અને તોફાની વલણ છોડી દઈ ખરેખરી ફરજ બજાવવાની સમજે તો પછી જુઠા રોદરા રડવાના રહે નહી ને ઘરમાં કુઠલો થાય નહી. રાજકર્ત્તાઓએ સલાહસંપ અને શાંતિ જાળવ્યાથીજ બલવા થતા ઓછા થયા છે. આજના વખતમાં બ્રીટીશ રાજ્યમાં નચીન્તાઈથી સર્વે રહી શકે છે. એ શાંતિનાં વિચાર અને સલાહસંપથી ચાલવાની રીતીને અને આ ઉચી રાજનીતિને આભારી છે. આપણે ઇચ્છીશું કે હરેક જગે સલાહસંપ અને આબાદી વધો. (પ્રગટ કર્ત્તા).

**ગુશ્તાસ્પશાહે જામાસ્પ હકીમને પુછયું** કે ઇનશાન જાત શું સર્વમાં શ્રેષ્ટ છે? માણુસપર ક્લેસ કરેકે નહી? અને યજદ પાસે પુનવંતની બંદગી કરી માંગે તો આપે કે નહીં? **જામાસ્પ હકીમે** જવાબ દીધો કે ખુદાની પેદાયસ અસલ જ્ઞાનવંત હતી, તેઓ પાપ તથા પુન્યનો અવેજ સારી રીતે જાણુતા હતા, પણ હારેમન પાપીએ પુન્યનું ઈમાન, પાપનો આજાબ, માણુસનું મન, તથા પાપનું નીવારણુ એ ચારથી ગફલત રાખ્યા. તે વાતને ઘણા વરસ નહી થયાં એટલામાં ખોદાતાલાએ માણુસ તથા જાનવર માટે તું પાદશાહને પેદા કર્યો કે તારી આગળ પેગમબર દીન લાવે અને દુનિયામાં રૂડું નીપજે. અગોબખ્ત ખુદા પાસે માગ્યં તો પહોંચાડે પણ હારેમન પાપીએ સાત ગ્રહોનેજ બખ્તે કરીને ઉત્તમની લક્ષમી અધમને આપી છે, જેથી તેને જેટલું રૂડું હોય તેટલું અધમને આપે ને ભલાને કમી કરે. **ગુશ્તાસ્પશાહે** પુછયું આદમીઓને ભલું બુરૂ સાથી પોહોંચે? **જામાસ્પ હકીમે** કહ્યું કે બારે રાશી અને સેતારાથી પુગે છે. કેટલાએક સેતારા અહુરમજદથી છે અને કેટલાએક ગનામીનોનાં છે. **ગુસ્તાસ્પે** પુછયું કે આદમીમાં પાંચ ચીજો અને વળી પચીસ ચીજો કેઈ છે? **જામાસ્પે** કહ્યું કે પાચ ચીજોમાં જીવ, રવાંન, એબ, બોએ અને ફ્રોહર. બોએ આદમીની જાતમાં છે તેનાથી અક્કલ હુશિયારી અને કૌવત આવે છે. ફ્રોહરનું કામ એ જે આપણે જે ચીજ ખાણામાં ખાઇએ તેથી કૌવત આપે. રવાનનું કામ એ જે હર વખત ગુન્હાની નિઘા રાખે, અને હરેક બુરાઇથી દૂર રાખે, અને રાતનાં ખ્વાબમાં બેહેસ્તની ખુબી અને દોજખનો ડર દેખડાવે છે એ સર્વ ચીજો જેવારે જાતમાંથી નીકલે તેવારે જીવ પણ ભેગો જાય અને અખામીનોમાં (એટલે કુદરતી હવામાં) સાથે ભેલાય, એટલા માટે જે અખામીનોએ ગુન્હા નથી કીધો. રવાંન, બોએ, અને ફ્રોહર એ ત્રણે એકે એક સાથે ભેલાઇને હીસાબ આપે. જીવ હવાથી ભેલાય, જાત ખાકથી ભેલાય, હાથ તથા પગ જમીનથી ભેલાય, લોહી તથા પરૂ પાણીથી ભેલાય, એ સર્વ ચીજને **ભીનો** રસ્તાખેજ સુધી નેધાહમાં રાખશે. બીજું **પચીસ ચીજોમાં** પ્રથમ પાંચ ચીજ આદમીના બખ્તમા હોય. ૧ પાદશાહ કે દોલતમંદ, ૨ ગરીબ કે ફકીર, ૩ કેટલાં ફરજંદ, અને કેટલી બૈરી કે ધણી, ૪ ધનવંત યા માલદાર નહી હોય. ૫ કેટલાં વરસ જીવે. બીજી પાંચ ચીજ પોતીકી કરણીએ હોય. સવાબ યા ગુન્હા, પાકી યા નાપાકી, દસ્તરી યા બેહેદીન, ભણવું યા ભણાવવું, માન મરતબો. ત્રીજી પાચ ચીજો પોતીકી ખસલતે હોય, ચાલવું, બોલવું સલાહ સોહોબત, નેક ખસલત. હરેક કસબ કરવો. ચોથી પાચ ચીજો પોતીકા બાપની તોખમ અને બુનીઆદથી હોય. મહેરબાંની, ભલાઇ, ખુબી રાસ્તી અને બક્ષેશ, હવે પાંચમી પાંચ ચીજો પોતીકી માયના દુધની અસરથી હોય, હુશીયારી, કૌવત, અક્કલ, કામ અને યારો એટલી પચીસ વાતો દરેક ઇનિશાનમાં હોય. **ગુશ્તાસ્પશાહે** પુછયું કે દ્વીપ મુલક, શેહેર કેટલાં છે? જરતોશ્તી દીન પેહેલાંથી હતી કે હમણાંજ અહુરમજદની દરગાહથી આવી? **જામાસ્પ હજીરે** કહ્યું કે સાત દ્વીપ છે; અરજે, સવહે, ફ્રદદફ્સે, વીદદફ્સે, વોરૂબરેસ્ત, વોરૂજરેસ્ત, ખનીરસ કેશ્વર. હવે

મુલક સાત વસ્યા છે. ઇરાંન, માઝંદરાન, રોમ, તુરાંન, ચીન, હિંદુસ્તાન કંગદેજ, વરજમ કર્દ, કાશ્મીર. દીન ગયોમરદનાં વખતથી તે જ્યાલગી જરતોશ્ત દીન લાવ્યા અને (તુને) ગુશ્તાશ્પ શાહને કબુલ કરાવી ત્યાંલગી એક જંદ અવસ્તાથી બંદગી અને નીરંગ હતી. કુસ્તી સુદરેહ નહી હતી જંદ [1]અવસ્તાનાં ૨૧ નુસ્કો જરતોશ્ત પેગમબર લાવ્યા હતા. તેમાં. ૭ કેતાબમા ખોદાએ દુનિયાની તમામ પેદાયસ પેદા કીધી તેની હકીકત હતી. બીજી ૭ કેતાબમા હકીમું, ખગોળ વિદ્યા, અને રસાયન શાસ્ત્ર વિગેરે તમામ હુનરો બનાવાની વાત હતી. ત્રીજી ૭ કેતાબમાં માજદયસની દીનની તમામ હકીકતો અને ઇન્સાફ કરવાની બાબતો વિગેરે હતી [2]એજમતી નીરંગો દેવોનાં કાલબુદ ભાંજવા લાવ્યા હતા. ગુશ્તાસ્પશાહે પુછ્યુ કે તમામ શહેરો પેદા કીધાં તેમાં ઉત્તમ શેહેરો કયા છે? જામાસ્પ વજીરે કહ્યું કે "તમામ શેહેરોથી ઉત્તમ ઈરાંનગવેજ છે. ત્યાં આગળ ૧૦ માસ લગી શીયાળો રહે છે અને ફક્ત ૨ માસ ઉનાળો છે. ત્યાં થંડી ઘણી સખ્ત દશ માસ સુધી રહે છે કારણ કે તેથી આદમીઓને ઘણો ફાયદો છે. નાપાક ગજસ્તે ત્યાં એક બલા પેદા કીધી છે તે એ કે ચટકાનો દેનાર ઝેરી સાપ છે. જે ઉડતા પંખી માફક ઉડીને માણસોને ડંખે છે. આ દશ માસનાં શીયાળા થકી સાપનું ઝેર માણસોપર અસર કરતું નથી જો ઘણી ટાઢ ન હતે તો ઝેરી સાપથી આદમીઓને આન્તર થતે. દાદાર અહુરમજદે જરતોશ્ત પેગમબરને તે સારૂ અવસ્તા નીરંગો આપી છે કે જે ભણતરની અસરથી તેનો નાસ થશે. બુરી હવાઓ દૂર થશે. માટે તે તારી પાસે રાખજે." ગુશ્તાસ્પશાહે પુછયું કે વરચશમ, પરગોશ, તસતીજંગા, દેવલપાયા અને શેસરા, માણસો કોણે

---

1 જામાસ્પીમાં અને બીજી કેતાબોમા લખે છે કે ૨૧ નુસ્કો હતા પણ અશો-શક્તિ તરફથી મને ખબર મળી છે કે ૫૧ પોથા હતા. તે પોથા માટે હકીકત એમ મલે છે કે દુનિયાની ઉત્પતિ દરમીઆનમાં જે હીરા અને મોતીનાં થંભ ખુદરતી ઉત્પન્ન થયા તે જગ્યા તરફ મોતીને દરીએ મોતીનાં થંભપર આતશ અરશ રોશની છે. ત્યાં મેહાબાદશાહ (દુનિયાની ઉત્પતિનું રોશનીનાં માલેક તરફનું પહેલું આદમ) કે જેને આગાહી હતી અને તે પોતે પાછલથી એકાંત બદગીમાં મશગુલ થયો હતો તે વખતનાં તે મેહાઆબાદશાહનાં હાથના લખેલા પોથા મજકુર ઠેકાણે હતા. જરતોશ્ત જ્યારે દીન લેવા મીનોઈ ગયા ત્યારે મીનોઇથી પાછા ફરતાં તે ૫૧ પોથા લાવ્યા હતા. હવે તે ગુશ્તાસ્પનાં રાજ્યમાં જ્યારે દીન માટેની લડાઇ ગુસ્તાસ્પને પોતાનાં પડોશી રાજા અરજાસ્પ સાથે દીન દુશ્મનાઇની લડાઈ થઈ જેમાં અરજાસ્પનાં સપેસાલાર તુરબરાતુરને હાથે જરતોશ્ત પેગમબર માર્યા ગયા પછી તે ૫૧ પોથાનો નાશ કરતાં ફક્ત ૨૧ દફ્તર બાકી હતાં જે સીકંદર રૂમીનાં વખતમાં લડાઈ થતાં પોથા બાલી નાખવામાં આવ્યા હતા. વાંચો આગલ ગુસ્તાસ્પનો હેવાલ, અને જરતોસ્તનું દાસ્તાન. 2 યાને બદ હવા દુર કરવા થકી હતી. આજે હજુ પણ બદ હવાથી જો ઈનશાન હેરાંન થયું હોય તો નીરંગો ભણવાથી બદ હવા દુર થાય છે; અને સારી હવા મળવાથી ઇનશાન સાજું થાય છે, વાંચો એજમતી નીરંગોવાળું લખાણ. આ કેતાબમાં આગળ. (પ્રગટ કર્તા).

કહીએ ? એ સર્વનું રહેઠાન, દીન, ખોરાક સો કયાં છે ? અહુરમજદી રાહપર કયો ટોળો છે ? **જામાસ્પે** કહ્યુ કે ? વરચસમ આદમી જેની આંખ ઉપર બીજી બે આંખો હોય તે, અને તેઓનાં રહેઠાનમાં ઝાડ જંખ ઘણા ગાય ઘણી, એ તમામ ટોળાં દોજખી છે. તેનો સરદાર કોઇ નથી, જે કોઈ મરે તેને તુરત ભુંજી ખાય; અને જાનવર ખાય (૨) પરગોશ આદમી તેને કહીએ કે જેને કાન ઉપર બીજાં બે કાન હોય તેઓની પણ રાહરવેશ એવી જ છે કે તેઓનો પાદશાહબી નહી. તેઓને નહીં દીન, સવાબ કે શોહોબત, અને તેઓ પશુની મીસાલે છે. ખોરાક ઝાડના પાંદડાનો છે. (૩) તસતીજંગ આદમી તે છે જે અહુરમજદની દીનપર સવાબના કરનાર છે. ખુદાના બંદા છે તેઓની દીન, રાહરવેશ અહરમજદી છે દીન ખાતર લડાઈ કરે છે. મરે છે ત્યારે [1]બેહેશ્તમાં જાય છે. ( યાને સારી ચાલથી ભલી કરણીએ સારો અવેજ મેળવે છે. ) (૪) દેવલપાયા માણુસ તે છે કે દીન સવાબ નહી જાણે, ગુન્હા શિવાય બીજી વાત નહી સમજે, શીરપર કોઇ સરદાર નહી, અને જે કંઇ પાક અશો જાનવર હોય તેને ખાય. એ ટોળો દોજખી છે. (૫) શેશરા માણુસ તેને કહીએ કે જેનું નાક લાંબુ અને સાથે બદશીકલ તથા ત્રણ માથા હોય અને દીન નહી સમજે, એ ટોળામાં જે મરે તેને ભુંજી ખાય. પોષાક ઝાડનાં પાદડાનો છે, અને તેઓને એકજ પગ હોય છે તે પગ વચમા હોય છે આ ટોળો મહા બુરો છે. **ગુશ્તાસ્પે** પુછયું, આખર હજારામાં દીન કોણુની દુરસ્ત ચાલશે ? **જામાસ્પે** કહ્યું કે " પેગમબર જરતોસ્તની ચાલશે. હીંદુના પેગમબર નથી. તેઓમાં કેટલાંએક પત્થરને પુંજનારા અને કેટલાએક નાહીને ખાનારા છે, આખર હજારા પછી પેગમબર હોશેદર, હોશેદરમાહ, અને શોસિયોશ થશે. " **ગુશ્તાસ્પશાહે** પુછયું કે ખુદાતાલાની પેદાયસમાં શુ ચીજ ઉત્તમ છે ? અને અહુરમજદની ચીજને, ચોપગને, આજાર દેવો ઘટે કે નહી ? તેમજ એવી કેઇ ચીજ ઘેરમા રાખીએ કે જેથી દેવ દરૂજ દુર થાય અને ખુદા ખુશી રહે ? **જામાસ્પે** કહ્યું કે સર્વથી ઉત્તમ આદમી છે. માટે આદમીને ઘટે જે બીજાંઓનેબી પોતાના ખેશ ખેશાવંદ કરી જાણે અને જે વારે કોઈને કંઈ બુરૂં હોય તેવારે એમ જાણવું કે એ રંજ પોતાને પુગો, એવું ધારીને ચારી દેવી. કશી વાતે આજાર દેવો નહી. દીનના શરીકને બક્ષેસ આપવી, અને આસપાસની ફરજ બતાવવી. બીજું દાદાર અહુંરમજદની ચીજને આજાર દેવો નહી ઘટે. આદમીને, ચોપગને, આજાર નહી દેવો. તેઓની ખિદમત કરવી. કોઈપર જુલમાત નહી કરવો. પોતાનાં ઉપરીઓને અને હાથ હેઠળનાંઓને ખુશ રાખવા તથા પોતાની ફરજ બજાવીને મોકળા રેહેવું, [1]**આતશની ખિદમત ખુબ કરવી.** સાતે ધાતુઓને, જમીનને, પાણીને, ખુબ સંભાળવા. ખુદાતાલાની બંદગી ચીત્ત દઈને કરવી. ઓરવર (ઝાડ)ની સંભાળ રાખવી. ત્રિજું–અએ પાદશાહ ઘરમાં છ ચીજ રાખવાથી દરૂજી ટળે છે. આતશ, તરો,[2] સગ (કુતરો)[3] મુરગ (મરઘો), ગોશ્પંદ, શીમુરગ, આટલી ચીજો-

---

૧. આજે તો જરતોશ્તીઓમાં ઘણે ઠેકાણે ચુલા આગળ બીડી ફુંકતા દુરવંદો જોવામાં આવે છે. તેમ કરનારાઓ આ ઉપરથી શું વિચારશે ? ૨. તરા માટે અશો શક્તિ તરફથી ખુલાશો મલે છે, કે તરામાં કારબનનો ભાગ હોવાથી બદ હવા દુર થાયછે પણ તેથી બી વધારે અને સૌથી ઉત્તમ આતશ છે. ૩. મરઘા અને કુતરા માટે વાંચો આગળ આ કેતાબમાં.

માંથી કોઇપણ ચીજ ઘરમાં જોઈએ. **ગુસ્તાસ્પશાહે** પુછયું કે ઈનશાનને માથે **પ ચીજ જલદીથી બનાવવાની કઈ છે? અને બુરામાં બુરી ૪ વાતો કઈ છે? જામાસ્પે** કહ્યું કે પ ચીજમાં પેહેલી એ કે જલદી કરજ અદા કરે, કેમકે રસ્તે જતાં જો મરણ નીપજે તો કરજનો ભાર રહે, અને પેલી દુનિયા (યાને બીજી જીંદગી)માં સજા ખમવી પડે. ૨જું સહવારમાં સુતેલા ઉઠે તે વેળાએ પોતાના ધર્મની સ્વફરજ અદા કરી સવાબની કોષેશ કરે. ફરજીઆત બંદગી સેતાબીથી પઢે કારણ કજા ચાલી આવે ને મરે તો સરપર ભાર નહી રહે. ૩જું પોતાની બેટીને સેતાબ (જલદી) પરણાવે કે જેથી ફરજંદ નઠારે માર્ગે નહી જાય અને ખુદાની આલમમાં ઓલાદ વધતી અટકે નહી અને માથે બોજ રહે નહી કેમકે જેવી પ્રકારે ખુદરતની પેદાયસ આગળ વધતી અટકે તેવીજ પ્રકારે તે બાપનો દરેક લાભ ગેબી પ્રકારે અટકે છે. જો બેટીને નહી પરણાવે તો તેનાં બાપની ગરદનપર ભાર રહે. ૪થું મેજબાન અથવા મુસાફર આવે તેની ખીદમત ઝડપથી કરે. પોતાના મરણ પામેલાં બેશીઓની દીનને લગતી સર્વ ફરજ તથા આરાધણાં (એટલે દરૂન બાજ જશન આફરગાંન) જલદીથી કરે જેથી તે કરનારને તેઓની [1](રવાનની) ગેબી મદદ મલે. પ મું કોઈની પણ મુવેલી લાસ રખડતી નજર પડે તો તેને ઠેકાણે પાડવામા પોતાના તનથી પૈસાથી કફનથી અને જાતે તેનો બોજ ઉપાડવાથી પુરેપુરો ભાગ લેવો. વળી ઈનશાનને માથે બુરામાં બુરી ચાર વાતો એ છે કે પેહેલું તો "કોઈ જવાન મરદ મરણ પામે અને તેની આસપાસનાંઓની ગંભીર મદદ તુટે. ૨ જુ ઘરમાં વડીલનું સુખ નહી હોય અને શહેરમાં હાકમનું સુખ નહી હોય એ પણ બુરી સરજત છે. ૩ જુ પાસે માલ મીલકત પૈસા કે વસ્ત્ર કે પુંજી કંઇ પણ ન હોય અને તેને લીધે ઈનશાનને સાચું જુઠું કરવું પડે. ૪ થું સખ્ત દુઃકાલ પડે અને અન્નને તથા દાંતને વેર પડે. **ગુસ્તાસ્પશાહે** પુછયું કે પેહેલવાન કાંય પેદા થયા કે લડાઈ ફીટતી નથી? **જામાસ્પે** કહ્યુ કે પેહેલવાનની નશલ જમશેદશાહથી થઇ છે. પેહેલવાંન નહી પેદા થયા હતે તો તમામ જેહાંનમાં બેદાદગર પાદશાહ અને દરૂજ ઘણાં જુલ્મ કરતે. પેહેલવાનનું કામ એ છે જે રાજ તરફથી તેનાં દુશ્મનને મારી હઠાવે, **ગુસ્તાસ્પશાહે** પુછયું કે અહુરમજદે દુનિઆ પેદા કરી અને ઈનશાનનાં સુખને કાજે તમામ જેહાંન ભરપુર છે ત્યારે દાદાર અહુરમજદ પોતે

---

[1] જીવ તો કરણી મુજબ બીજી જીદગીમાં વાસો કરે છે. પણ જે હવામાંથી તે ગુજરનારનો જીવ પેદા થયો છે તે હવાને ધર્મ પુગે છે અને હવાનાં આસીશ મલે છે. વળી જ્યારે કે કંઈ તે (ગુજરનાર પાછળ બાજ રોજગાર) કરનારને અનચીંતવી આફત હોય તો તે હવાની ગેબી મદદ થાય છે. તેથીજ બાજ રોજગાર કરવાનો સવાબ લખેલો છે. મુકતાદનાં દશ દીવસોમાં બી જો કોઈ ફક્ત અરદાફરવશના દરાંન બાજ કરાવે તો તે કરનારને પોતાને આયંદે સારો ફાયદો છે. તેથી ઉલટું જો ચાલતો આવેલો રીવાજ બંધ પાડીને આ ખર્ચ બંધ કરે તો તેને છુપો ખર્ચનો ગોદો થાય છે. ઘટતો સમવાર ખર્ચ તો કરવોજ જોઈએ, અનઘટતો દેખાદેખીનો નહી કરવો. (પ્રગટ કર્તા).

ઈનશાનથી શું ખાયસ રાખે છે? **જામાસ્પે** કહ્યુ કે **અહુરમજદે** સર્વ જેહાંન પેદા કરી છે અને સૌને અકલ હુંશીયારી આપી છે. અને જંદ અવસ્તામાં ફરમાવ્યું છે કે (૧) મેં અહુરમજદે તમામ ખલક પેદા કીધી છે અને હું જાણું છું જે મારી ખલક મને યાદ કરે તે મારો બંદો છે, (૨) મારી સેતાએશ બંદગી કરે અને મારા બીજા બંદાઓનેબી આજાબ નહી દીએ અને તેમને યાદ કરી મદદ પુગાડે (૩) જેમ તમોને આંખ છે તેમ હું પણ જોઉં છું જે કંઈ બંદાઓ કરેછે તે મારી આગળ જાહેર છે. કશું છૂપું રહેતું નથી. દરેક ઇનશાને કોશેશ કરવી જે કોઇ કંઇબી બોલે તથા કરે તે અક્કલથી વિચારીને કરે અક્કલને તમામ ચીજપર દરૂસ્ત રાખજો અને અક્કલ તથા જ્ઞાનથી દરેક કામ કરજો મેં તમુને પેદા કીધા અને દરેક ચીજો અરજા કીધી ( સોપી દીધી ) તેના શુકરાના કરજો. તમો તમારી હર વખતે બંદગી ચાલુ રાખજો. કે જેને અવેજ તમારી જગા તમુને ગુરોથમાન બેહેસ્તમાં આપુ (૪) સર્વેની મખસુદ હાસલનો કરનાર મીનો બેહેમન પાદશાહ તે સેતાએશનાં કરનારને એમ જાણે છે જે મારી ખુશનુદી તે બેહેમનની ખુશનુદી છે. **ગુસ્તાસ્પશાહે** પુછયું રજક રોજી કોણને હાથ છે? અને મોહોત કોણને હાથ છે? કરજ રાખ્યે તો શુ થાય. **જામાસ્પે** કહ્યુ કે રજખ રોજીની વરંચીનો કરનાર ખુદાવંદ તાઆલા છે. મોહોત અહેરેમનથી છે. ખુદા રાખનાર છે અને અહેરેમન મારનાર છે વળી કોઈનું [1]કરજ કરી નહી આપે તો ચાર ઘણું ભોગવવું પંડ. **ગુશતાસ્પશાહે** પુછયું કે મરદને બીજી જોરૂ કરવાનો હુકમ છે કે નહી? **જામાસ્પે** કહ્યું કે પોતાની ઓરત જીવતી હોય તો તેનાં મરદથી બીજી બાયડી નહી થાય. તથા તેને [2]કહાડી નહી મુકાય. તેમજ ઓરતે પોતાને જીવતો મરદ મુકીને બીજો ધણી કરવો નહી ઘટે **ગુશતાસ્પશાહે** પુછયું કે માણુસે પોતાની જીંદગીમાં કોણની બીક અને હેબત રાખવી! અને પાદશાહોને લાભ તથા હાની શાથી હોય? **જામાસ્પે** કહ્યું કે માણુસ જો ખુદાની બીક રાખીને પોતાની ઉમેદ સારી ચાહાય તો જીવવું સારૂં. નહી તો મરવું ખુબ છે. પાદશાહોએ પોતાની મીજલસનાં બાહોશ તથા દાનાવ બેસનારાઓ સાથે મસલત કરવી લાજીમ છે, કે તેઓથી પોતાનું ભલું થાય. પણ ચુગલીખોર, મુર્ખ,

---

૧. પૈસાના કરજ માટે જ્યારે ચારઘણું સોસવું પડે છે તો ફરજનું કરજ જે ઇનશાન કરે છે (યાને પોતાની ફરજ બજાવવામાં પાછળ રહે છે) ને બોજ ગરદનપર લઇ ફરે છે. તે ઇનશાનો માટે કેટલું ભોગવવાનું અને ગેબી સજા હશે? અલબત્ત જાણી બુજી ફરજ નહી બજાવનાર ઇનશાનોની છાતી ગભરાઈ વખતસરનું ખાવાનુ પણ તેઓને ભાવે નહી, કે સુખે ઉંઘ આવે નહી જ્યારે તેઓ પોતે સમજી નહી શકે કે શુ થાય છે? પણ આ બધા ફરજનાં કરજનો બોજ ઈનશાનપર રહે છે. પછી કોઈપણ પ્રકારની ફરજ બજાવવાની અધુરી હોય તો તેને ચેન પડતું નથી. ૨. સહેજમા પાખરૂં પકડી પોતાની ઓરત ફરજ દને ઘેરમાંથી બાહાર કાઢનાર મરદો શું વિચારશે? અલબતે ઓરત ફરજંદે પોતાની ફરજપર આસ્તવાર રેહેવુંજ જોઈએ. પણ વગર વાંકે બીજા કારણે અલફાતુ મીત્રોને કેહેણે લાગી પોતાનેજ હાથે પોતાનું ઘેર ભાંગી ભૂકો કરનાર મરદોને જામાસ્પીની આ આગાહી અને નશીઅત ભરેલાં વાક્યો મોઢે કરવા જોગ છે.

આપસ્વાર્થી તથા બુરા કૃત્ય કરનારાઓ સાથે [1]બેસી પાદશાહો તથા ઘેરનાં વડાઓ તથા કોઈ પણ ઈનશાન મસલત કરે તો હાંની પુગે. ગુશ—પુછ્યું કે આદમીઓ ચાર વાત પાળતા નથી તે કઇ? દસ્તુર, મોબેદ, એરવદનો ધર્મ શુ? પાદશાહ અને બુરજી-ગરનો કયો રાહ? કઈ ચીજ જાળવવી ઘટે અને દાનાવ કોણને કહીએ? જામાસ્પે કહ્યું કે નાપાક હેશમ દેવે માણસની જાતમાં લોભ નાખી તેઓને ગફલતમાં નાખ્યા છે તેથી તેઓ ચાર વાતો પાળી શકતા નથી ૧, ખુબી કરવી ૨, પોતીકું મોત, ૩, રવાનનો હિસાબ. ૪, દોજખનો ડર. દસ્તુર, મોબેદ, અને એરવદ એ સર્વનો એકજ રાહ છે તેઓએ દીનનું કામ કરવું. અને સવાબ તથા ગુન્હાનું બ્યાન લોક આગળ કરે, પાદશાહને એમ ઘટે જે વાટપાડા, ચોર, દુશ્મનો, લાચીઆ તથા લોભી-આઓને દૂર કરે અને તેઓને શીકશ્ત આપે. તથા તેની રયતને અદલ ઈન્સાફ આપે શેહેર, આબાદાંન કરે. ગુસ્તાસ્પશાહે પુછ્યું કયાં શેહેરમા મેવાદાર જંગલો છે અને અને કયા શેહેરમાં કાંટાના જંગલો છે? જામાસ્પે કહ્યુ કે ઈરાન, વેલાયત, હેરાત, માજનદરાન તે ૪ દ્વીપ અરઝે, સવહે, ફરદદફસે, વીદદફસે, એટલા મેવાદાર છે. અને હીંદુસ્તાન, તુરાન, ચીન, મહાચીન, હમાવરાન, અને બીજાં કેટલાક શેહેર જાદુગરી છે, ત્યાં મેવો ઘણો પાકતો નથી, અને જાલ, કાટા, સાગ, સીસમ, પીંપલ, પલાસ, બાવલ, કાંટાવાળી ઝાડી, કડવો મેવો, એ રીતનું જંગલ છે ગુશતાસ્પે પુછ્યું કે કયાં શેહેર, સ્ત્રી, કબીલો, દોસ્ત, અધિકારી, તથા પાદશાહ ભલા નહી? અને અહુરમજ્દ આગળ કંઇ વાત છાની રહે? જામાસ્પે કહ્યું કે અહુરમજ્દ આગળ કંઇપણ વાત છુપી રેહેતી નથી. તેમજ જે કોઇ પાદશાહ શેહેરની તથા મુલ્કની દાદ નહી લે તે ભલો નથી. જે અધિકારી કીનો કરે અને બીજાને ખરાબ કરે તે ભલો નહી. દોસ્ત એ ભલો નહી કે જે દોસ્તને આજાર દીએ ફરજન્દ એ ભલુ નહી કે જાતી રંજ વેઠી કુટુંબનું નામ નહી કાઢે. અને માન નહી મેળવે. શેહેર એ ભલુ નહી કે જેમાં સુખ નહી હોય. સ્ત્રી એ ભલી નહી કે જે શરમ નહી કરે. ગુશતાસ્પે પુછ્યું કોણનાં હોકમમાં રેહેવું સજાવાર છે? કહયા ફરેસ્તા નેક કામ કરનાર છે? અને અજવાળું શું અને અંધારૂં શું? આસ્માન શી રવેશે છે? જામાસ્પે કહ્યું કે અહુરમ-જદ, દસ્તુર, ઉસ્તાદ, અને વડીલની સારી સલાહ અને ફરમાનમા રેહેવું સજાવાર છે. જે માણસ કોઇની લાચ નહી લીએ, અન્યાય નહી કરે, લાલચ નહી રાખે અને એક એકીનથી વરતે તે માણસ ફરેસ્તા મીશાલ છે. તેથી ઉલતું ચાલનાર ગનામીનો બરોબર છે. અશો પાક જગોએ અજવાળું છે અને દોજખની જગાએ અંધારૂ છે. આસમાન અને જમીન મરઘીનાં ઇંડાની મીસાલ છે. જેમ ઇંડામાં દાલનો ગોટો

---

૧. ગુજરાતીમાં પણ કહેવત છે કે કપડોશ, કબેસનું અને કઘેરની નાર આ ત્રણદે નહીં વેઠાય. ખરૂં છે કે પાડોશી પણ જો નીંદા કરનાર હોય તો દુશ્મન બરોબર છે. મંડળીમાં અથવા જ્યાં પણ પોતાનું બેસનું હોય ત્યાં ઈનશાનો પણ જો માઠી સલાહ આપનારા હોય તો તે તદ્દન નકામું છે. અને ઘેરની નાર જો પાધરી ન હોય તો આખો અવતાર છુટી પડયા જેવું છે. કહેવત છે કે શાક બગડ્યું તેનો દાહાડો વ્યર્થ, અઠાણું બગડે તો આખું વર્ષ વ્યર્થ. અને લગ્ન બગડયાં તેનો આખો ભવ વ્યર્થ.

**છે** તેમ જમીન આસમાનની વચમાં છે પૃથ્વીમાં પાણી અરજે કેશ્વરથી આવે છે. અને વાદળા અલબુરૂજ પર છે. **ગુશ**-પુછ્યું બુદ્ધિ, તથા વીરજ ક્યાં રહે છે અને માણસના શરીરમા જીવ શી રવેશે **છે**?

**જામાસ્પે કહ્યું**—બુદ્ધી, બળ, અને વીરજ માથાનાં ભેજામાં છે તે જવાન માણસ હોય તો બુદ્ધી, બળ, વીરજ વધે, અને જ્યારે માણસ ઘરડું થાય છે ત્યારે તેનું ભેજું હીણુ થાય છે અને બુદ્ધી, બલ, વીરજ ઘટી જાય છે તેથી તે સર્વ વીસરી જાય છે. જેવી રીતે સીપાઈ પેહેરો ભરે છે તેમ જીવ શરીરમાં ફરે છે. **ગુશ્તાસ્પે** પુછ્યું કે પાણી અને આતશ આદમીને મારી શકે? **જામા**-કહ્યું, અહુરમજદનાં પેદા કરેલાં પાણી અને આતશ કોઇને મારી શકતાં નથી. પણ અસ્તોગવાદ દેવ આદમીનું દીલ બાધી ધુમરાં કરીને પાણીમા નાખે છે. અને તેથી પાણીમાં પડી મરી ગયો કે આતશમા બળી ગયો એમ બાહાનું થાય છે એજ પ્રમાણે અસ્તોગવાદ દેવ કંઇ પણ [1]બાહાને ઇનશાનોને મારે છે. **ગુશ**-પુછ્યું આદમી અને સગ કેટલી જાતનાં છે? અને જમશેદ પાદશાહે દેવ સાથે સોબત કીધાથી કહયાં ફરજંદ થયાં? **જામા**-કહ્યું આદમી અને સગ દશ જાતનાં છે. અને મુરઘ પાંચ જાતનાં છે અને તે સર્વે નસા છે. ગુરપંદમા નસો નથી જમશેદ પાદશાહે દેવ સાથે સોબત કર્યાથી ૫ ફરજંદ પેદા થયા. **નનેયા, વાંદર, રીંછ, દવાલપાયાં, શેપરગોશાં**. **ગુશ્તાસ્પશાહે પુછ્યુ** કે સાતે ગ્રહ, બાર રાશી, ચાર સેતારા કયાં છે? સઘળા તારાઓમા શોભીતો તારો કયો છે? જામાસ્પે કહ્યું કે "સઘળા તારાઓમા શોભીતો તારો તેશ્તર તીર છે. જે પૃથ્વીને માટે મુકયો છે તે પૃથ્વી, પાણી, ઓરવરને વધારે છે. કેટલાક તારાઓ ગાય અને જાનવરોની વરધી કરે છે **વનત** તારો અલબુરૂજપર છે દેવ દરૂજોની હવા સુર્ય અને ચંદ્ર સિવાય સઘળા તારાને ફેરવી શકે. **હપતરંગ** સેતારા સાથે બીજા ૯૯૯૯ તારાઓ મળીને ૧૦૦૦૦ સેતારાઓ ઉત્તર તરફ છે બારે રાશીઓ હપતરંગ સેતારાના હાકેમ પ્રમાણે છે. **ખુરશેદ અને મોહોર** યજદથી સર્વ વનસપતી ઉગે છે તથા દિવસ, માસ, વર્ષ વગેરે માલમ પડે છે, અને દુનિયામાં સર્વેને રોશનાઈ દીએ છે, વળી પાક દાદારે સર્જેલા દ્વીપ, ચારે દીશાએ છે પાક દાદારે સાત કેશ્વર અને બે ગુફા મળી નવ ખંડો સર્જ્યા છે. તેમાંનાં પાંચ [2]ખંડો આખર હજારાના વખતમા જણાશે ચારે દીશા, ખુણા, દ્વીપ, રાશીઓ ગૃહનો વર્તારો નીચે મુજબ છે.

---

૧. એવી જાતની હવા થાય છે. કે જેથી ઇનશાનને કંઇ સુજ નહી પડતાં પાણીમાં પડે, આતશમાં બળે. યા આપઘાત કરે વિગેરે. હવે ઇનશાનનાં તકદીરમાં કંઇપણ ચીજનો બનાવ હોવા સિવાય તે બની શકતું નથી. આગલી અને ચાલુ જીંદગીની કરણી મુજબ જન્મ મલે છે. તેમજ સારૂં અને બુરૂ સમજવાની શકતી પણ ખુદરતે આપેલી છે તેથી પોતાનાં મનપર અંકુશ રાખી માઠો બનાવ બનતો પેહેલાંથી અટકાવવો જોઇએ ૨. કોલંમસે બે લાખ રૂપીઆનાં ખર્ચે અને આઠ માસની મેહેનતે અમેરીકા સોધ્યો, હાલ દક્ષીણ ધ્રુવની સોધ થઇ છે વિગેરે.

દીશા.

ખુણો ઈશાંન વોરૂજરેસ્ત

**પુર્વ.**

સત્રહે દ્વીપ આ દીશાએ છે. સવહે, વોરૂજરેસ્ત, આ ત્રણે દ્વીપ દરેક ૭૦૦ ફરસંગનાં છે. ધ્રુવનો તારો, સુક્ર, તથા સતવસ ચજદ આ દીશાએ, પાસબાંની કરે છે. ખુશાલીનું કામ કરવે આ દીશા સામું મુખ રાખવું.

ખુણો અગ્ની ફીરદફરસુ

મેષ, સીંહ, ધન, રાશીઓનું ઘર આ દીશાએ છે.

**ઉત્તર**

ઈરાનવેજ, કંગદેજ, વરજમકરદ અને કાશ્મીર, વિલાયત, વિગેરે આ દીશાએ છે. આ દેશોમાં બરફ પુષ્કળ પડે છે. રવીવાર તારો અને હપતરંગ સેતારો આ દીશાએ છે અને હચાંના સરદાર છે. મોટા ૬૪૦૦ અને નાના તારા ૮૦૦૦૦ હચાં છે.

કરક, વરચક, અને મીન રાશીઓનું ઘર આ દીશાએ છે.

દીશા.

ખનીરથ કેશ્વર વચ્ચે છે. હીંદી ભાષામાં એને જંબુદ્વીપ કહે છે. આ દ્વીપ દરમીઆંન સર્વે વસ્તુઓ છે.

**પૃથ્વી.**

દીશા. દીશા.

દીશા.

વરખ, કન્યા અને મકર રાશીઓનું ઘર આ દીશાએ છે.

**દક્ષિણ.**

નાગાકાંન, માજંદરાંન, રૂમ, તુરાન, ચીન, હીંદુસ્થાન, વિગેરે શહેરો આ દીશાએ છે વળી મીનોઈ દુનીઆ પણ આ દીશાએ છે. સોમ, મંગળનું ઘર આ દીશાએ છે. આ દીશાનાં ધણીઓ મંગળ અને ચંદ્રમાં છે. વનત સેતારો પાસબાની કરે છે. મોટા તારા ૬૪૦૦ અને નાના ૮૦૦૦૦ તારાઓ આ દીશાએ છે.

દીશા. દીશા.

મીથુન, તુલા, અને કુંભ રાશીઓનું ઘર આ દીશાએ છે.

ખુણો વાયવ્ય વોરૂખરેસ્ત

**પશ્ચિમ**

અરજે દ્વીપ હચાં છે. ભેસપત અને બુધ સેતારા હચાં છે. અરજે, ફરદદફસુ, વોરૂખરેસ્ત આ ત્રણ દ્વીપમાં, દરેક દ્વીપ ૭૦૦ ફરસંગ પોહોળો અને લાંબો છે. હચાં તેરતર સેતારો પાસબાંની કરે છે. મોટા તારા ૬૪૦૦, નાંના ૮૦૦૦૦ હચાં છે સવાબનું કામ કરતાં આ દીશાએ મુખ રાખવું.

ખુણો નૈરૂત્ય ફરદફરસુ

દીશા.

# ઈરાન દેશની સંક્ષેપ્ત તવારીખ.

**એક વખત આખી દુનિયામાં સરદારી ભોગવી ગયલા ઇરાની પાદશાહોનાં રાજ્ય અમલના વારસોનો કોઠો અને ઇરાન દેશનો ટુંક હેવાલ.**



હરેક કોઇ ચીજનું આપણે ધ્યાન કરીયે તે પહેલાં તે દેશ અને શેહેરનુ ટુંક વર્ણન થયુ હોય અને ત્યાંની જમીનનો વીસ્તાર, દેશનો પાક તેમજ ઉત્પતીનાં મૂળ બાબે થોડીક કેફીયતની માહીતી આપવી તથા બોલવું એ અગત્યનુ છે. કેટલાક લોકો ઇરાનને શેહેર કહે છે. પણ નહી, ઇરાન એક દેશ છે. અને તે એશીઆખંડમાં આવેલો છે. આપણી પૃથ્વીપરના પાંચ ખંડોમાંનો એશીઆ એક ખંડ છે. આપણી પૃથ્વીપર યુરોપ, એશીઆ, આફ્રીકા, અમેરીકા, અને આસ્ટ્રેલ્યા. આ મુજબ પાંચ ખંડો છે. ભુગોળવીદ્યા પ્રમાણે એશીયાખંડમાં ૧૩ દેશો છે, જેવાં કે—

ઇરાન, બલુચીસ્તાન, અફગાનીસ્તાન, અરબસ્તાન, તુરકસ્તાન, તાતારદેશ, રૂશીઆ, જાપાન, ચીન, તીબેટ, શ્યામ, બ્રહ્મદેશ, હીંદુસ્તાન.

---

ઉપલા દરેક દેશમાં કેટલાંક શેહેરો છે. ઇરાનદેશમાં પણ મોટાં શેહેરો છે. (ઈંગ્રેજીમાં ઇરાનને Persia=પરસીઆ કહે છે. યાને પારસીઓનો દેશ.) અસલ ઈરાન શબ્દપરથી ત્યાંના રહેવાસીઓને ઇરાની કહેતા હતા.

તેઓની માદર ઝબાન (સ્વભાષા=Mother Tangue) ફારસી ભાષા હતી. અસલ ઈરાનમાં જંદ, પેહેલવી, પાજંદ, દરી, ફારસી, વિગેરે ભાષાઓ વપરાતી હતી. હીંદુસ્થાનમાં પારસીઓ આવ્યા ત્યારથી ગુજરાતી ભાષા તેઓ બોલે છે. આ દેશમાં અસલ જે હતું તે કરતાં હમણાં તેમાં ઘણો ફેરફાર માલમ પડે છે. સબબ દર દીવસે નવો ફારફેર હરેક જગોએ થાય છે. પણ જે દેશની જે જગ્યા અને તેની આસપાસની જમીન શેહેરો, નદીઓ, પાહાડો, ખીણો વિગેરેમાં જોઇતી સગવડનો ફેરફાર થઈ શકે, પરંતુ એકદમ તે ત્યાંથી હઠી જતું નથી. તે મુજબ અસલ ઈરાનદેશની રીતીનિતી

અને રાજ્યમાં ફેરફાર થયો છે, તેમજ ત્યાંના પાહાડો, ખીણો, નદીઓ, વિગેરે જે ખુદરતી ઉત્પતી છે તેનું થોડુંક બ્યાન નીચે મુજબ મળે છે.

ઇરાન દેશની ઉત્તરે **કાસ્પીઅન** સમુદ્ર **કોકેશશ** પર્વત અને રૂશીઆની સત્તા આવેલી છે. આઠમણુ દીશા ( પશ્ચીમે ) **એશીઆટીક** ટર્કી છે. અને **યુફ્રેતીશ** ( ફોરાત ) નદી છે. દક્ષીણે **અહુરમજદની** સામુદ્રધુની, **હીંદી** મહાસાગર અને ઇરાની અખાત છે. પુર્વે અને ઇશાન ખુણે સીંધુ અને ઓકસસ ( જહુન ) નદીઓ, રૂશીઆની સત્તા, **અફગાનીસ્તાન** તેમજ **બલુચીસ્તાન** છે. પુર્વથી પશ્ચીમનો વીસ્તાર ૯૦૦ માઇલિ છે. અને ઉત્તરથી દક્ષીણુ સુધી ૭૦૦ માઇલ છે. અને એનો સ્કૅવર માઇલિનો એરીઆ ૬,૩૮,૦૦૦ નો છે. એનો પુર્વનો ભાગ હમેશાં ( ઘણો ખરો મોટો ભાગ ) ઉચી સપાટ જમીનનો અથવા ઉત્કૃષ્ટ પર્વત સપાટી કે જેની પુર્વ સાઇડ હમેશાં ખારા ખહીઆની છે. જ્યારે ઉત્તર, પશ્ચીમ, અને દક્ષીણુ બાજુઓ પાહાડોથી ઢંકાયલી છે. **આજરબાઇજાંન**, **માજંદરાંન**, **ઘીલાંન**, **કુરદીસ્તાંન**, **લુરીસ્તાંન** અને **પારસના** મુલકો પાહાડી છે. **આજરબીજાંનની** દક્ષીણુ બાજુની હદમાંથી **અલબુર્જની** ઉચી હાર પુર્વ દીશા સુધી લંબાય છે. તેમજ વળી **કાસ્પીઅન** સરોવરનાં કીનારાની લાઇન સુધી ૧૨ થી ૬૦ માઇલ વેર લંબાય છે. કાસ્પીઅનની નદીમાં હમેશ મચ્છીઓ ઘણી રહે છે. **આજરબીજાંનમાં** પુર્વથી દક્ષીણુ વેર પતા માફક પોહોળો પાહાડ ઇરાંનને આડો છે. ત્યાં ખીણુની હાર પણ તેજ ઢબમાં છે. આ પ્રમાણે **હામાદનથી** **શીરાજ** સુધી પાહાડોની હારો છે. કેટલાક પાહાડોની ટેકરીઓ નીરંતર બરફથી ઢંકાયલી હોય છે. તે ઝગડાનાં પાહાડો અને પુષ્ટીકહ પશ્ચીમ બાજુએ છે. **ઇરાની** પાહાડો બહુ જુના વખતનાં છે. તેમાં અરદીઓ પથર=Granit, ઉચો આરસપાહાણુનો પથર=Porphyry, કાચો પથર=Felspar ચુનાનો પથર=Lime-stone, વિગેરે છે. તેની મેલવણી ખણીજ પદાર્થોથી સમાયલો છે. તેઓ હમેશાં જ્વાલામુખી પદાર્થોની નીશાની દેખાડે છે. **દેમાવંદની** ટોચ ૧૮,૬૦૦ ફીટની છે. એ **અલબુર્જ** પાહાડની એક હાર છે અને જ્વાલામુખીથી તેનો નાશ થયેલો છે ત્યાં ધર્તીકંપ વારંવાર થાય છે. કેમકે જમીન ઘણીજ પાહાડી છે. ત્યાં પાહાડો દરીઆ બાજુએ પણ ૨૦૦૦ ફીટથી ૫૦૦૦ ફીટ સુધી ઉંચા છે. ત્યાં ખુરાશાંનનાં દક્ષીણુ પશ્ચીમમાં મીઠાનું મોટું અગર છે. તે દરીઆ બાજુએ ૨૦૦૦ ફીટ ઉંચાઇમાં છે. તેની દરીઆ તરફની અખંડ ઉંચાણુ સપાટ જમીન ૩૭૦૦ ફીટ સુધી છે. ઇરાંનનો મોટો ભાગ પાહાડી જંગલો છે પણ દેખાવ ખુશનુમા અને રમણ્ય છે. ત્યાં ખીણો

છે, તેમાંની કેટલીક ખીણુ ૧૦૦ માઇલ સુધીના વીસ્તારની છે. અને કેરમાંન તરફની જુદી જુદી હારો લીલોતરીના પાકથી ભરપુર છે. અને માજંદરાંન તથા ઘીલાંન કે જે કાસ્પીયન સમુદ્ર અને અલબુર્જની વચમાં આવેલા છે. અને અલબુર્જનો દક્ષીણનો દેખાવ ઘણો ખુબસુરત આંખને ઠંડક આપે એવો રમણીય લાગે છે કેમકે લાકડાં, પાણી, ગરમ રૂતુ પાહાડની તે બાજુ ઝાડો, છોડવાઓ અને રોપાઓથી છવાયલી છે. તે જમીન ૫ થી ૩૦ માઇલ સુધી પોહોળાઇમાં અને ૩૦૦ માઇલ લંબાઇમાં છે. તે વાડી, કાળાં જાંબુ તથા સેતુરનાં ઝાડ, ચોખાનાં ખેતરો, દરાખની વાડી, મોસંબીનાં ઝાડ, સેલડી, રૂના રોપાઓ, અને ફુલબાગથી ભરપુર છે. અલબુર્જના જંગલમાં ઘણાં જંગલી પ્રાણીઓ વસે છે. વરૂઓ, વાઘો, જૅકૉલસ, સફેદ રીંછ, ભેંસો, લોંકડીઓ, અને કાસ્પીયન બીલાડીઓ. (જંગલી બીલાડી) માજંદરાનમાં ચીત્તા વાઘો, અને ફારસ તથા અરબસ્તાનમાં સીંહ જોવામાં આવે છે. અને ઘર વપરાસનાં પ્રાણીઓ ઘોડા, ગધેડાં, ઉંટ, આગેવાન ગણાય છે. પુર્વ તરફના ઘોડાઓ હમેશાં વખણાય છે. તે ઘોડાઓ ઘણા દેખાવલા, ઘણા મોટા, પણ આરબી ઘોડાઓ કરતાં ઓછી ચાલના છે. તેઓ ઘણા મજબુત બાંધાના હોય છે. ત્યાંનાં જાનવરો (ઘોડા, કુતરા,) ઘણાં મજબુત અને મોટા કદનાં જોરાવર અને દેખાવલાં હોય છે. ત્યાંના પાહાડોમાંથી કેટલીક કીમતી ઉપધાતુઓ મળે છે, કાઇબી જણસ જથ્થાબંધ મળતી નથી. તેથી સીસાં, લોહડાં, રૂપાં અને સોના સારૂ ઇરાંન હમેશ પારકા દેશો પર આધાર રાખે છે. અહીંયાં રેતીનાં મેદાનો ઘણાં છે અને ખજુરીનાં ઝાડોની મોટી વાડો અને કુવાઓ તથા તાજા પાણીના ઝરા જે છુટા છવાયા હોય છે અને ખેડણીની જમીન પણ મગજને તાજગી આપનારી દેખાય છે. ત્યાં નીમકનાં મેદાનો યઝદ તરફ જોવામાં આવે છે. ઘણુંજ વખણાયલું નીમકનું મેદાન છેક સીસતાનથી મકરાન સુધી આસરે ૪૦૦ માઇલ લંબાઇમાં છે. અને પોહોળાઈ ૨૦૦ માઇલ છે. ત્યાં રેતીની એકેક પછી એકેક ટેકરીઓ આવે છે તેનો આકાર ઘણું કરી મોજાઓ જેવો આડો અતારો હોય છે. તેમાં રાતી રેતીની કરચો હોય છે. અને ઘણી હલકી હોવાથી હાથમાં પકડતાં વજન લાગતો નથી. ત્યાં ઉનાળામાં જ્યારે વાવ્ય ખુણાનો પવન જોશમાં ફુંકે છે ત્યારે તેનો વટોળીયો થઇ જાનવરો અને ઝાડપાનોનો ઘણો નાશ કરી નાંખે છે, ઇરાનના માંડવાઓમાં સઘળી જાતના મેવાઓ ઉગે છે. અહીંનાં પડતર જંગલોમાં એવાં સરસ ફુલો ખુદરતી ઉગી નીકળે છે કે વીલાયત તરફના બગીચામાં ઘણી સંભાળ અને

ખેડણીથી ક્વચીતજ ઉગી શકે. ઈરાંનના બીજા ઘણાએક ભાગોમાં Table lando=ઉંચી સપાટ જમીન છે અને તે કારણે ત્યાં થંડી ઘણી પડે છે, ત્યાં દશ માસ શીયાળાના અને બે માસ ઉનાળાના છે. હયાંના રાજની હવા તરેહ તરેહવાર છે. ઉનાળાની મોશમમાં હયાં અકળામણ છે. શીયાળામાં અને વસંત રૂતુમાં હયાં ઘણું ખુશનુમા લાગે છે. ફારસનું હવા પાણી હયાંની ઉંચાઈના પ્રમાણમાં સાધારણ છે. ત્યાંનાં એક સરખાં મેદાનોમાં હવા પાણીની શરદી ગરમી અને અસર જુદી જુદી દેખાય છે. તેમાં માજંદરાંન અને જર્યારજીઆની ટેકરીઓ બહુજ ઉજડ હોય છે. કુરદીસ્તાનના વાવ્ય ખુના તરફનાં ફારસ અને ખોરાસાનના ભાગોમાં એવાં જંગલો છે કે જ્યાં મોટાં ઝાડો આવેલાં છે ખરાં પણ ઇરાનના મોટા પાહાડો છુટી છવાઈ નાની ઝાડીઓથી ઢંકાઇ ગયલા છે. ઇરાનના મધ્ય પ્રાંતો માંહેની ખીણોમાં અછત અને સૌથી ઘણીજ કીમતી વનસપતીઓ ઉગે છે. અને હરેક હદ સુધી તેઓ ખેડી શકાય છે. ત્યાં ઢોરોને ચરવાની જગ્યા ઘણી સરસ છે. એથી બીજી સરસ જગ્યા બીજે કોઈ પણ દેશમાં જોવામાં આવતી નથી. ઈરાનદેશની જમીન એટલી રસાળ છે કે જે જગાપર ઝાડ રોપ્યાં હોય તો તુરત ઉગી નીકળે છે એટલે ઘણી ફળદ્રુપ અને રસાળ જમીન કહેવાય છે. આ દેશની ખુજીસ્તાન માંહેની કારૂન, આજરબીજાંનમાંની આરાસ અને એરાકસીસ, અને સીસ્તાનમાં વહેતી હુરમંદ નદી સીવાય આ દેશમાં મોટી નદીઓ નથી. માજંદરાન સીવાય બીજે કેઠે આ દેશમાં વરસાદ વારે ઘડીએ આવતો નથી અને જોશમાં પડતો નથી. જેથી પાણીની તાણ ઘણી પડે છે. તેથી બેશક આ દેશની આબાદાનીને ઘણી મોટી હાણી પુગે છે. આ ખુદરતી ખામી મટાડવા સારૂ આ દેશના લોકોએ આબાદાની ભરેલા વખતમાં ઘણી કોશેષો કરી હતી. પણ ઈરાન દેશ ઘણો કઢંગી રીતે આવેલો છે જેથા પારકા દેશના જંગલી હુમલા કરનારાઓ ઘણીવાર એક સદીની (સો વરસની) મેહેનતને એક દીવસમાં જમીનદોસ્ત કરી નાંખતા, તેથી સુધરાઈમાં આગળ વધવા બદલે એ લોકોને પાછળ રહી જવું પડતું. આ દેશમાં એકજ સમયમાં જો નીચેની ખીણપરથી ઉપરની ખીણપર જાય તો તે જનારને ઉનાળાની મોસમમાંથી એકદમ શીયાળામાં ગયા હોય એમ લાગે છે. હવા જોકે થોડે થોડે જગ્યે આગળ જતાં તરેહ તરેહવાર છે પણ તનદરોસ્તી ભરેલી છે. અને તે કારણે ત્યાંના માણસો સુખવાસી બાંધાના અને ઘણા મહેનતુ દીસે છે. સબબ કે પેહેલુ તો હવા સુખવાસી અને બીજું જમીન ફળદ્રુપ તેથી મેવાદાર વાડીઓ જુમાઈ જાય. તે સૌ મુફત ખાવા મળે એટલે

ફળ મેવાથી તનને તરોતાજગી મળી આનદ થાય. અને સ્વચ્છ લોહીના સબબે શરીર પ્રકૃતી સારી રહેવાથી સુખવાસી બાંધો રહે તે કારણે વધારે મેહેનત કરી શકાય. ઈરાનમાં યઝદ શેહેરમાં હજુ ૯૦૦૦ પારસીઓ વસેછે ( ઇરાંનીઓ ) અને મહજબપર યકીન અને પુર એતેકાદ રાખી પવિત્રાઇથી ધર્મ પાળે છે. ઇસ્વી સને ૧૮૬૮ની સાલમાં સર રોનાલ્ડ થોમશને ત્યાંની વસ્તીની ગણત્રી કરી રીપોર્ટ આપેલો જે નીચે મુજબ છે.

તબ્રીઝમાં વસ્તી ૧,૧૦,૦૦૦; તેહેરાનમાં ૮૫,૦૦૦; મુશેદમાં ૭૦,૦૦૦; ઇસ્ફાનમાં ૬૦,૦૦૦; યઝદમાં ૪૦,૦૦૦; અને કેરમાંન, કેરમાનશાહ, અને હામાદાંન દરેક શેહેરમાં ૩૦,૦૦૦; ઈ. સ. ૧૮૮૧ માં સરકારના રીપોર્ટમાં વસ્તીનો ટોટલ આંક ૭૬,૬૦,૦૦૦ હતો. અને ૧૯૦૨ ની ગણત્રીમાં વસ્તીનો વીસ્તાર ૯૫,૦૦,૦૦૦ નો હતો અને તેનાં મુખ્ય શેહેરો આ મુજબ આપેલાં છે. તેહેરાનમાં ૨,૫૦,૦૦૦; તબ્રીઝમાં ૧,૮૦,૦૦૦; ઇસ્ફાનમાં ૮૦,૦૦૦; મુશદમાં અને કેરમાંનમાં દરેકમાં ૭૦,૦૦૦; યઝદમાં ૫૫,૦૦૦; બારફ્રુરૂઝ અને શીરાઝમાં દરેકમાં ૫૦,૦૦૦; હામાદાન, કાઝવીન, કોમ, કાશન, રેશત આ દરેકમાં ૩૦,૦૦૦ થી ૪૦,૦૦૦; તેમાં નોમેદની આરબ ૨,૬૦,૦૦૦; તુરક ૭,૨૦,૦૦૦; કરદસ અને લેકસ ૬,૭૫,૦૦૦; લુરસ ૨,૩૪,૦૦૦; બલુચીલોક અને જીપસીજાત ૨૦,૭૦૦;

ત્યાંના રસ્તાઓ ધ્યાનમાં રહી શકે તેવા નથી. ત્યાંના ઘરોની બાંધણી સુધરેલા દેશોની રીતભાતને અનુકુળ નથી, શેહેર બાહારનાં ઘણુંખરાં ઘરો જમીનની માટી અને કાદવથી થયેલાં હોય છે. શેહેરમાં પણુ એવાં ઘણાં ખરાં ઘરો હોય છે અને બાહારથી દીવાલ ભરી લીધેલી હોયછે. બીજી જાહેર બીલ્ડીંગસ જેવી કે કોલેજ, ધર્મશાળા, મસીદ, પણુ એક સરખા દેખાવનાં અને રહેવાનાં સાધારણુ ઘર જેવાં છે. અને બાંધકામનો સામાન પણુ તેજ મુજબ વાપરેલો છે. તોપણુ મોટા લોકોના ઘરોની બાંધણી સારી હોય છે. કોઇ કોઈ બાંધકામ સુખનાં સાધનોથી ભરપુર ચીજોથી સણુગારાયલાં જોવામાં આવે છે. શેહેરનો દેખાવ કેટલેક ઠેકાણે કંગાલ છે પણુ તે ઉપરાંત શેહેરને ફરતી ત્યાંની ફળદ્રુપ જમીનના વાડી બગીચાની રમણીય દેખાવથી તેનું રક્ષણુ થયેલું છે. ઇરાન દેશના હુન્નરમાં જો ત્યાંના લોક પાકમાં નીશફલ થાય તોપણુ રૂ, ઉલન, કાપડ, શાલ, ગલીચા, ચામડું, બનુસ = felt વિગેરે જુદા જુદા શેહેરોમાં જુદો જુદો હુનર ચાલે છે. હયાંના રાજમાં પેહેલાં જે જે ઉમદા બાંધકામો અસલી વખતમાં હતાં, તેમાં તખ્તે જમશેદ, નકસે રૂસ્તમ વિગેરે હજુ થોડોક ખંડીએર ભાગ

સચવાયલાં છે. મોટા મોટા મેહેલોના પાલીસ કરેલા કકડાઓના મોભાદાર કોતરકામોની તારાજ નીસાનોપરથી એટલું તો સાબીત થાય છે કે તેઓ દોલતમંદ અને જબરદસ્ત પાદશાહો હતા પણ તેઓની રૈયત સુધરેલી નહતી.

ઇરાન દેશની તવારીખને લગતું અખંડ લખાણ ઘણું લંબાણ હોવાથી જાણવા જોગ બાબદો આપી ઈરાની રાજાઓએ ઇરાન દેશમાં કેટલાં વરસ રાજ્ય કર્યું તે બાબદ કહીશું. તે પેહેલાં અત્રે દરશાવવું અગત્યનું થઈ પડશે કે જેઓ પોતાને જરતોસ્તી કેવાડે છે અને જેઓ અસલ જાહોજલાલી ભરેલાં આ વતનના બેટાઓ અને નબીરાઓ છે તેઓએ પોતાનાં વ્હાલાં વતન દેશ ઇરાનને ભુલવું જોઇતું નથી. આજે આપણા લોકો વીલાયત જવાનો મોટો શોખ અને હરખ રાખે છે. અલબતે વીલાયત જવા માટે રસ્તો સકળ અને અડચણ વિનાનો છે. તેમજ વાટમાં લુતાવાનું નથી તેમજ ઇંગ્રેજી પ્રજા સુધરેલી હોવાથી ખુદરતી રીતે ત્યાંની મુસાફરીનું મન થાય એ સ્વભાવીક છે. પણ પોતાનું વ્હાલું અસલ વતન દેશ ઈરાન જવા માટે બીકટ રસ્તાઓ આડા છે અને કેટલેક ઠેકાણે વાટમાં લુંટાવાનું હોવાથી તેમજ બીજી કેટલીક અડચણોના લીધે ઇરાન દેશની મુસાફરી મનમાનતી થઇ શકિત નથી. તેથી આપણી કોમનાં અકાબરો અને લાગતા વળગતાઓએ તથા કાંઉનસીલમાં બીરાજતા પારસી અકાબરોએ સરકાર તરફથી તેમજ ત્યાંના રાજ તરફની પરવાનગી મેળવીને અને પારસી કોમમાં આપસ આપસમાં મોટા પાયાપર નાણાનું ફંડ ભેગું કરી આ બીકટ રસ્તા સુધારવા કોષેશ કર્યાથી આપણા દેશને ઘણો લાભ છે અને ધંધાના લાભ સાથે પારસીઓનાં પોતાનાં જીગરમાં પોતાનાં અસલી ન્યાગાનોની યાદ તાજી રહેવાથી ધર્મનો એતેકાદ વધે અને કોમની ધર્મ સંબંધી કીર્તી વધુ ઝલકે એમાં શક નથી. પણ તે કામ બોલવામાં જેટલું સહેલ છે, તેટલુંજ કરવામાં મુસ્કેલ હોવાથી બનવું અશક્ય છે. તોપણ ઉપર કહ્યા મુજબ કોમનાં આગેવાનો ધ્યાનપર લેશે તો કોમ આગળ પડવાને ચુકે એમ નથી અને સુધારાના સડાએ જડ ઘાલી જે ધર્મની ડુબાડુબ કરી છે તેમાં પણ કેટલેક દરજ્જે ફાયદો થતાં વળી ધંધાનું બોહોળું ખેતર પારસીઓને હાથ થાય. હીંદુસ્થાનથી ઇરાનની રેલવે નખાય અને ત્યાંના રસ્તાઓ સુધરે તો કોમને તેમજ હયાંની પ્રજાને ઘણો લાભ થાય એમાં શક નથી. આ બાબદ થકી જાહેર છાપાનાં આગેવાનોનાં ધ્યાન ખેંચાય અને તેઓની કલમથી કોમનાં આગવાનોને અને કોમને અપીલ થાય તો શુભ પરીણામ નીપજે. (પ્રગટ કર્તા.)



# ઈરાની શેહેનશાહતનાં વરસોનો કોઠો.

**ગયોમર્દ** જેને ગીલશાહ ( દુનિઆનો સરદાર )કહે છે, તેની અગાઉ એક **મેહેઆબાદી** ટોળો થઈ ગયો છે. પણ કોઇ ઠેકાને તેની હસ્તીનું લખાણુ મળે છે અને કોઇ ઠેકાણે નથી મળતું. આપણા બાકી રહેલા અવસ્તામાં આ ટોળા વિષે કંઇજ પણ ઇસારો કે લખાંણુ કેથે કાંઈ પણ જોવામાં આવતું નથી. કોઇ ગ્રંથકાર કેમ લખે છે અને કોઇ ગ્રંથકારનું લખાણુ કેમ મળે છે તેમાં સને બરોબર મળતો નથી. રૂહશાદ **ફીરદોશી તુશી શાએરે** શાહનામામાં **પેશદાદી** અને **કયાંની** પાદશાહોનું વર્ણન આપેલું છે. અને તેને લગતું લખાણુ આપણા અવસ્તામાં પણ મળી આવે છે. ઘણાખરા યુરોપયન ગ્રંથકારોના લખાણોની ગણત્રીમાં પણ ભુલો રહેલી છે. **શાએર ફીરદોશી** તુશીએ બાસતાન નામાંનો ઉતારો કીધેલો તે પોતે જણાવે છે. બાસતાન નામાનાં બનાવનારને યાતો તે જમાનાનું દાસ્તાંન નહી મળ્યું હોય. કારણ ગુસ્તાસ્પશાહ પછીથી એક લાંબા જમાનાનું દાસ્તાન રહી જાય છે. શાહનામા મુજબ **પેશદાદી** વંશના ૧૧ પાદશાહો નીચે મુજબ છે.

**એકદ્રીઆનું રાજ.**
**પેશદાદી વંશ.**

| | | રાજ કીધું વરસ |
|---|---|---|
| ૧ | ગયોમર્દ | ૩૦ |
| | શ્યામક | |
| ૨ | હોશંગ | ૪૦ |
| ૩ | તેહેમુરસ | ૩૦૦ |
| ૪ | જમશેદ | ૭૦૦ |
| ૫ | જોહાક | ૧૦૦૦ |
| ૬ | ફરેદુન | ૫૦૦ |
| | [illegible] { સેલમ, તુર, એરચ | |
| ૭ | મીનોચેહરે | ૧૨૦ |
| ૮ | નવઝર | ૭ |
| ૯ | અફરાસીઆબ. | ૧૨ |
| ૧૦ | જુ | ૫ |
| ૧૧ | કેરસાસ્પ | ૯ |

**એકદ્રીઆ રાજ**
**કયાંની વંશ.**

| | | |
|---|---|---|
| ૧ | કેકોબાદ | ૧૨૦ |
| ૨ | કએકાઉશ | ૧૫૦ |
| | શીયાવક્ષ | |
| ૩ | કએખુશરૂ | ૬૦ |
| ૪ | કએલોહોરાસ્પ | ૧૨૦ |
| ૫ | કએગુસ્તાસ્પ. | ૧૨૦ |

**દશાતુરોનું રાજ.**

| | | રાજ કીધું વરસ |
|---|---|---|
| ૧ થી ૮ | જરતોશ્ત્રો તેમો ઇ. પુ. ૨૪૨૮ થી ૨૦૬૮ | ૨૪૪ |

**એસીરીયાનું રાજ.**

| | | રાજ કીધું વરસ |
|---|---|---|
| | નાઇનસ વિગેરે | ૧૩૬૦ |

**મીડીઆનું રાજ.**

| | | કીધું વરસ |
|---|---|---|
| ૧ | દીજોદીસ ઈ પુ. ૭૦૮ થી ૬૯૬ સુધી | ૨૨ |
| ૨ | ફ્રેઅરતીસ ઈ. પુ ૬૮૬ થી તે ૬૩૩ સુધી | ૫૩ |
| ૩ | કયાકસરીસ ઈ. પુ. ૬૩૩ થી ૫૯૩ સુધી | ૪૦ |
| ૪ | એશતાએજીસ પુ. ૫૯૩થી તે ૫૫૯ સુધી | ૩૪ |

**હખામનીઅન વંશ**
**ઈરાંની રાજ.**

| | | વરસ |
|---|---|---|
| ૧ | સાઈરસ ઈ. પુ. ૫૫૯થી તે૫૨૯ સુધી | ૩૦ |
| ૨ | કમબાઇસીસ ઈ. પુ ૫૨૯થી ૫૨૨ સુધી | ૭ |
| | સ્મરદીસ. | |

| | | |
|---|---|---|
| ૩ | દારાયસ હીસ્ત સ્પીસ ઈ. પુ પ૨૨ થી ૪૮૫ સુધી | ૩૭ |
| ૪ | જરકજીસ ઇ. પુ ૪૮૫ થી ૪૬૪ સુધી | ૨૧ |
| ૫ | આરતેજરકજીસ ઇ. પુ ૪૬૪ થી તે ૪૨૪ સુધી | ૪૦ |
| ૬ | જરકજીસ (બીજો) ફકત ૧।। માસ રાજ કીધુ | |
| ૭ | સોગદીઅનસ ફકત ૭ માસ રાજ કીધું | |
| ૮ | દારાયસ-નોથસ ઇ. પુ ૪૨૪ થી ૪૦૪ | ૨૦ |
| ૯ | આરસીસ ઇ. પુ ૪૦૪ થી ૩૫૮ | ૪૬ |
| | | વરસ રાજ કીધું |
| ૧૦ | દારાયસ ઑાકસ ઈ પુ. ૩૫૮ થી ૩૩૮ સુધી | ૨૦ |
| ૧૧ | આરસીસ ઈ પુ ૩૩૮ થી ૩૩૫ સુધી | ૩ |
| ૧૨ | દારાયસ કોદો માનસ ઇ. પુ. ૩૩૫ થી ૩૩૦ | ૫ |

**યુનાની રાજ.**

| | | |
|---|---|---|
| | સીકંદર પાદશાહ ઇ. પુ. ૩૩૦ થી ૨૪૬ સુધી | ૭ |
| | સીકંદરનાં સરદારો ઈ. પુ. ૩૨૩ થી તે ૨૫૬ સુધી | ૬૭ |

**પારથીઆનું રાજ. આરકાનીઅન શહેનશાહત.**

| | | |
|---|---|---|
| ૧ | અરક. ઈ. પુ. ૨૫૬ થી તે ૨૪૧ | ૧૫ |
| ૨ | તીરદાદ ઇ. પુ ૨૪૧ થી ૨૧૪ | ૨૭ |
| ૩ | અદરવાંન ૧ લો ઈ. પુ. ૨૧૪ થી ૧૯૬ સુધી | ૧૮ |
| | | વરસ |
| ૪ | ફ્રીઆરતીસ ઈ. પુ ૧૯૬ થી ૧૮૧ સુધી | ૧૫ |
| ૫ | ફીરૂઝ ૧લો ૧૮૧ થી ૧૭૭ | ૪ |
| ૬ | મીથ્રેદેનીસ ઇ. પુ ૧૭૭ થી તે ૧૩૬ સુધી | ૪૧ |
| ૭ | ફીરૂઝ બીજો ૧૩૬ થી ૧૨૬ | ૧૦ |
| ૮ | અરદવાંન ૨ જો ઇ. પુ ૧૨૬ થી ૧૧૫ | ૧૧ |
| ૯ | મીથ્રેદેતીસ ઇ. પુ. ૧૧૫થી ૧૮૫ સુધી | ૩૦ |
| ૧૦ | મનાસસીરાશઇ પુ. ૮૫ થી ૭૭ સુધી | ૮ |
| ૧૧ | સાનાત્રોતીસ ઈ, પુ. ૭૭ થી ૭૦ સુધી | ૭ |
| ૧૨ | ફીરૂઝ ૩ જો ઇ પુ ૭૦ થી ૫૫ સુધી | ૧૫ |
| ૧૩ | મીથ્રેદેતીસ ૩ જો ઈ. પુ. ૫૫ થી ૫૩ | ૨ |
| ૧૪ | ઓરોદીસ ૫૩થી ૩૬ | ૧૭ |
| ૧૫ | ફીરૂઝ ૪ થો ૩૬ થી ૪ | ૪૦ |
| | | વરસ રાજ કીધું |
| ૧૬ | ફ્રાતેશીશ ઇસ્વી સન ૪થી ૯સુધી | ૫ |
| ૧૭ | ઓરોદીસ ૨ જો. એને ફકત એકજ વર્ષ રાજ્ય કર્યું | |
| ૧૮ | વોનોનીસ ઈ સ. ૯ થી ૧૪ સુધી | ૫ |
| ૧૯ | અરદવાંન ૨ જો ૧૪ થી ૪૪ સુધી | ૩૦ |
| ૨૦ | વારદાનીશ ૪૪ થી ૪૭ | ૩ |
| ૨૧ | ગોતારજીસ ૪૭ થી ૫૦ | ૩ |
| ૨૨ | વોનોનીશ ૨જો ફકત એકજ વરસ રાજ કીધુ | |
| ૨૩ | વોલોગોશીશ ૫૦ થી ૯૯ સુધી | ૪૯ |
| ૨૪ | પેકોરસ ૯૯ થી ૧૦૭ | ૮ |
| ૨૫ | ખુશરૂ ૧૦૭ થી ૧૨૧ | ૧૪ |
| ૨૬ | વોલોગોશીશ ૨ જો ૧૨૧ થી ૧૫૯ સુધી | ૨૮ |
| ૨૭ | વોલોગોશીશ ૩ જો ૧૪૯ થી ૧૯૧ | ૪૨ |
| ૨૮ | વોલોગોશીશ ૪ થો ઈ. સ. માં ૧૯૧ થી તે ૨૦૭ સુધી | ૧૬ |
| ૨૯ | વોલોગોશીશ ઇ. સ. ૨૦૭ થી ૨૧૬ સુધી | ૯ |
| ૩૦ | અરદવાન ૪ થો ઈ. સ. ૨૧૬ થી ૨૨૬ | ૧૦ |

**ઈરાંનનું રાજ સાસાનીયાંન વંશ**

| | | રાજનાં વરસ |
|---|---|---|
| ૧ | અરદેશીર બાબેકાંન ઈ. સ. ૨૨૬ થી ૨૪૦ સુધી. | ૧૪ |
| ૨ | શાહપુર ઇ. સ. ૨૪૦ થી ૨૭૧ | ૩૧ |
| ૩ | અહુરમજદ ઈ. સ. ૨૭૧થી ૨૭૨ સુધી | ૧ |
| ૪ | બેહેરાંમ ૨૭૨થી ૨૭૫ સુધી | ૩ |

| | શાસાનીઅન વંશ. | વરસ |
|---|---|---|
| ૫ | બેહેરાંમ ૨ જો ઇ. સ. ૨૭૫ થી ૨૯૨ | ૧૭ |
| ૬ | બેહેરાંમ ૩ જો ચાર માસ રાજ કીધું. | . |
| ૭ | નારસી ઇ. સ. ૨૯૨ થી ૩૦૦ | ૮ |
| ૮ | અહુરમજદ ૨ જો ૩૦૦ થી ૩૦૮ | ૮ |
| ૯ | શાહપુર ૨ જો ૩૦૮ થી ૩૭૫ | ૬૭ |
| ૧૦ | અરદેશીર ૨ જો ૩૭૫ થી ૩૮૦ | ૫ |
| ૧૧ | શાહપુર ૨ જો ૩૮૦થી ૩૮૫ | ૫ |
| ૧૨ | બેહેરાંમ ૪ થો ૩૮૫થી ૩૯૬ | ૧૧ |
| ૧૩ | યઝદેઝરદ ઉલ અથીમ ઇ. સ ૩૯૬ થી ૪૧૮ ખુશરૂ ફક્ત નામનું રાજ્ય કર્યું. | ૨૨ |
| ૧૪ | બેહેરાંમ ગોર ૪૧૮ થી ૪૪૧ | ૨૩ |
| ૧૫ | યઝદેઝરદ ૨ જો ૪૪૧ થી ૪૪૯ | ૮ |
| ૧૬ | અહુરમજદ ૩ જો ૪૪૯ થી ૪૬૦ | ૧૧ |
| ૧૭ | ફીરોઝ ૪૬૦ થી ૪૮૬ | ૨૬ |
| ૧૮ | પાલાષ ૪૮૬ થી ૪૯૦ | ૪ |
| ૧૯ | કોબાદ ઇ. સ. ૪૯૦ થી ૫૩૨ સુધી આ રાજાના વખતમાં મજદકે પેગમ્બરીનો દાવો કર્યો હતો. | ૪૨ |
| ૨૦ | નોશીરવાંન અદલ પાદશાહ ૫૩૨ થી ૫૮૦ સુધી મજદકની દીનનો નાશ એને કર્યો હતો. | ૪૮ |
| ૨૧ | અહુરમજદ ૪થો ઇ. સ. ૫૮૦થી ૫૮૮ | ૮ |
| ૨૨ | ખુશરૂ પરવીજ ૫૮૮ થી તે ૬૨૭ "શીરીન ને ખુશરૂની જોડી" નામે પારસીઓ ગાયન ગાયછે તે પાદશાહની હકીકતનું છે. | ૩૯ |
| ૨૩ | શેરોય ફક્ત એકજ વરસ રાજ કીધુ. એને મત્રાઇ માપર બદનજર કરી પોતાના બાપને મારી નખાંવ્યો. એ જુલમી હતો. | ૧ |
| ૨૪ | અરદેશીર ૩ જો. ૬૨૮ થી ૬૨૯ સુધી. આ શાહજાદો ફક્ત ૭ વરસની ઉમરે ગાદી નસીન થયો; પણ દુશમનોએ ચઢાઇ કરી મારીનાંખ્યો એકજ વરસ રાજ કીધું. | ૧ |
| ૨૫ | પુરાનદોખ્ત ખુશરૂ પરવીઝની દીકરી થાય ૬૨૯થી ૬૩૦ | ૧ |
| ૨૬ | આઝરમીદોખ્ત એ પુરાનદોખ્તની બહેન થાય. આ બન્ને બેહનો નેકજાદ હતી પણ દુશ્મનને હાથ મારી ગઇઓ. | ૧ |
| ૨૭ | ફીરોજજાદ ૬૩૧ થી ૬૩૨ | ૧ |
| ૨૮ | યઝદેઝરદ. શેહેરીયાર ૬૩૨ થી તે ૬૫૨ સુધી. પારસીઓની પાદશાહી આ પાદશાહથી ગઈ | ૨૦ |

[1]યઝદેઝરદ શેહેરીયાર પાદશાહનાં પોતાનાં અમલનાં ૨૦ વરસ દરમીઆનમાં આ પાદશાહે ફક્ત ૪ વરસ રાજ્ય આનંદથી ભોગવ્યું અને ૧૬

૧. ઇરાંનનાં રાજ્યપર યઝદેઝરદ શેહેરીઆર પાદશાહ પછી ખલીફ ઉમર ખતાબે રાજ્ય કર્યું અને ત્યારબાદ આરબ લોકોએ રાજ્ય લીધું. અને ઇસલામી અમલમાં ઇરાંન ગયું. તે ઇ. સ. ૬૪૦ થી ૧૩૫૪ સુધી આજુબાજુના ગામોમાં પારસી હાકમોનાં વંશજે રાજ્ય કર્યાં હતાં અને ઈરાંનનાં રાજ્યપર ઈસલામો રાજ્યપદ ભોગવતા હતા. હજુ પણ તેઓનોજ અમલ ત્યાં છે. અત્યાર સુધીમાં યાને ઈ. સ ૬૪૦થી ઈ. સ. ૧૯૧૩ સુધીમાં લગભગ ૧૨૭૩ વરસ થયાં પારસી શેહેનશાહત ઈસલાંમોને હાથ ગઈ છે. હાલ પારસીઓનો યઝદેઝરદી સને ૧૨૮૨ ચાલે છે. જે આ છેલ્લો પાદશાહ તખતપર બેઠો તે દીવસથી છે એમ ગણાય છે. મજકુર ૧૨૭૩ વરસ

વરસ નાસભાગમાં અને લડાઇમાં પુરાં કર્યાં. નેહાવંદની લડાઇમાં યઝદેઝરદ નાહાસી ગયો અને [1]મરવમાં ભરાયો. યઝદેઝરદને માટે એમ કહે છે કે આ પાદશાહ ઘણો નબળો હતો તેથી આરબોએ એનાપર ચોતરફથી હુલ્લડ કર્યું અને ઘેરો ઘાલ્યો, અને ફીસાદ ઉઠાવ્યો. ( આ કેતાબમાં ૧૨૯મે પાને યઝદેઝરદનું બ્યાન વાંચો. ) હવે એના ઇરાન સરજમીનથી નાહાસી જવા પછી પારસીઓની શેહેનશાહત ખતમ થઇ. ખલીફ ઓમર નામના આરબોના સરદારે જરતોસ્તી ધર્મની ઘણીખરી કેતાબોનો નાશ કર્યો. ( તે આગમચ ઇરાન દેશમાં ઇસ્વીસનઃ પુર્વે ૩૩૦ થી ૩૨૩ વેર યાને આજથી બે હજાર વરસ ઉપર જ્યારે સીકંદર રૂમીએ ઇરાનમાં રાજ્ય વાપર્યું હતું તે અમલમાં તે પાદશાહે ઇરાનના ભાગલા પાડીને પોતાના સરદારોને વેહેંચી આપ્યા હતા કે તેનાં મુલ વતન યુનાનપર હુમલાની ધારતી ન રહે. તે વખતે સીકંદર પાદશાહે પણ પારસીઓના ધર્મના પોથા બાળી નાંખ્યા છે એવું લખાણ આગલી કેતાબોમાંથી મલે છે. ) યઝદેઝરદને પદભ્રષ્ટ કરી આરબોના સરદાર ખલીફ ઓમરે પોતે યઝદેઝરદશાહના એક બેટાને કેદ પકડયો, પણ તે શાહઝાદાપર ખલીફ ઉમર ખેતાબે મેહેરબાની કરી કે વાલી તથા વારસ તથા જર ખજાના વગરના આ સાલસ શાહજાદાને નહીં મારવો, અને પુછ્યું જે તુને જોઇએ તે પુગાડું તે માટે તું માગણી કર. હું તુને કોઇબી ચીજથી નુકશાન નહી પુગવા દેવું. આ સાંભળી દલેર [2]શાહજાદાએ ખલીફ ઓમરને કહ્યું કે " અએ નામદાર મરદ હવે હમારી આગળ એવો વખત આવ્યો છે, કે ઇરાનીઓનુ નામ દેહેકાણી કહેવાશે. વાસ્તે તું જો મેહેરબાની કરેચ તો એક ગામડું ઉજડ જગા મને આપ, કે જે વેરાનને હું આબાદાન કરૂં અને તેનો હલાલ તોસો આવે તેથી હું ખુશાલ થાવું, અને મારો દન ગુજારો કરૂં. " પછી ઉમર ખતાબે ફરમાવ્યું કે જે એ માંગે તે આપો, કે રંજ તથા ફીકરમાંથી છુટે. ત્યાર પછી ઇરાન સર જમીનમાં જગેજગ ખલીફ ઓમરે માણુસો મોકલ્યાં અને મંજલે

દરમીઆનમાં ઇસ્લામીઓનાં ઘણાં વંશોએ રાજ્ય ભોગવ્યું. તેમાંનાં નામ ખલીફાનાં વંશ, સામાની વંશ, દીલમી વંશ, ગજની વંશ, સલજુકી વંશ ( ઈ. સ. ૧૧૦૦ માં ). અતાબેગ, મોગલ વંશ, મુજફર વંશ, તુરાની વંશ, સફવી વંશ. આ સફવી વંશ શિઆ પંથી કહેવાય છે. મજકુર વંશોમા એકથી અનેક પાદશાહોએ રાજ્ય કર્યાં છે. ઈરાંની તવારીખો વાંચો.

૧. પાદશાહોનું વરણુન આખું લેતાં આ જેવાં આખાં અનેક પુસ્તકો થાય તેથી અત્રે ટુંકમાં લીધુ છે. વધુ ખુલાસા માટે વાંચો શાહાનામું, તવારીખે ઈરાંન.

૨. આ બાબદ બહમન પુંજીઆની રેવાયતમાં મલે છે. ( પ્રગટકર્તા )

મંજલ જગા જોઇ પણ કેહેબી ઉજડ જગા જોઇ નહી. જ્યાં ત્યાં બાગ બગીચા, વાડી વજીફા અને આદમીઓથી ભરપુર જોયું. પાહાડો, ખીનો જોઇ, જ્યાં માણુસોનો વસવાટ નહી પણ લીલોતરી હતી અને ગુલજાહાર જેવી આબાદ હતી. અને સોના રૂપાનો પણ બોહોલો વેપાર જથ્થો જોયો તેથી પાદશાહને ( ખલીફ ઓમર બેતાબને ) એ ખબર કીધી. તે સાંભળી તે પાદશાહે પેલા શાહજાદાને કહ્યું કે તું ઉજડ જગા માગે છે પણ તમામ જગા જોઇ છતાં કસ્સું પણ ઉજડ નથી. તું આબાદાન જગા અને વીલાયત માંગ. તું જે માગે તે આપુ અને પુસ્તી કરૂં. શાહજાદાએ જવાબ દીધો કે નામદાર પાદશાહ મને ઉજડ કે આબાદાન કોઇ પણ જમીન જોઇતી નથી. પણ મેં જે માગણી કરી તે એટલા ખાતર કે મારા નેઆગાનોનો મુલુક મેં તુને દેખાડયો કે એવો આબાદાન મુલુક મેં તુને સોંપ્યો છે. હવે પાદશાહ કેઆમતનાં દન તાઇની વાત તું જાણે કે મુલુક રાખવાનું કામ બાજી નથી. [1]મલુકનો રાખનાર આફતાબની મીશાલે પાદશાહ જોઇએ જેમ આફતાબ ગરીબ તથા તવંગરનાં ઘરપર એક સરખો તપેચ અને ઝલકેચ પાહાડપર તથા ઘાસનાં તણખાંપર રોશનાઈ કરેચ તેમ પાદશાહે ખલકની દાદદેવી એવો દલેર જોઇએ. ફરેસ્તા માફક રાહબર અને વરશાદનાં વાદળ માફક રેહેમ દીલ હોય તો મુલુક આબાદ રહે. જો આબાદાન મુલુક ખરાબ થાય તો તેનો બોજ તે પાદશાહની ગરદનપર રહે. જો પાદશાહના અદલથી જેહાનમાં તંગી, ખરાબી, દેહેશત, માલ મતાની નુકશાની, થાય અથવા પાદશાહથી કરીને તેની રૈયતને જોલમ, રંજ શખતી, નામોરાદી, અને ખરાબી પુગે, બેદાદી થાય, એ સર્વ બોજ પાદશાહની ગરદનપર રહે. કારણ કે ખુદાએ દુનિઆ સરજી તેમાં જે પાદશાહ થયા છે તેઓને લાજમ છે, કે પોતાની રૈયતનું રક્ષણ કરે, અને આકરા કર નહી લીએ, રૈયતની સુખ શાંતી જાળવે. એવો પાદશાહ હોય તે ખરો નર છે અને તે તાજ તખતને લાયક છે. ખુદાએ દુનિઆમાં આદમીઓ પેદા કીધા તે દીનથી હમારા કયાંની પાદશાહોને ચુનંદા કીધાચ તેના તોખમથી ઇબરાહીમ દસ્તુર છે. ઇબરાહીમ દસ્તુર જેને તમો લોકો ગણો છો તે હમારો પેગમબર જરતોસ્ત

૧. દેશનાં હાકમ માટે છે, તેમ ઘેરનાં વાલીઓ અને ગામના મોટાઓ, કોમનાં અકાબરો, ખાતાનાં હીમાયતીઓ, સભાના આગેવાનો, અને ધર્મના વડાઓ યાને દરેકે દરેક કામ છે કે જે કાંમપર જે વડો નેમાયો છે તે દરેકે પેહેલાં પોતાની ફરજ પુરેપુરી સમજવી જોઇએ, અને તે ધોરણે ચાલવું જોઇએ ત્યારેજ તેની આગેવાની કાંમની છે, નહી તો તે જોખમદારી કરતાં ખુદાની બંદગી કરે તો ભલું, કેમકે જે જોખમદારી પોતાને શીર છે તે ફરજ જો તે ઇનશાન બજાવે નહી તો વ્યર્થ છે.

છે. તે ક્યાંની ઓલાદનો છે. આ દુનિઆમાં પેહેલો પાદશાહ [1]ગયોમર્દ થયો છે. અને શાહાનશાહ યઝદેઝરદ શેહેરીઆર લગી પાદશાહી ચાલી. અને હજુ પણ હમારા પારસીઓ છુટા છવાયા છે તે ઇરાન દેશમાં આજુબાજુનાં શેહેરોમાં ૭૫૦ વરસ વેર રાજ્ય કરશે, પણ આ તખત જે સઘળી માલેકીનું છે અને મારા નેઆગાન ગયોમર્દના વખતથી તે મારા બાપ યઝદેઝરદ શેહેરીયારના વખત સુધી આ તખત તાજ વાપર્યું. હવે તમે આરબોએ જાસ્તી જુલમ ગુજારી મારા બાપ યઝદેઝરદ શેહેરયારને નસાડયો. મને કેદ પકડયો અને હવે મેહેરબાની બતાવો, એ જોઇ જીવમાં દુઃખ ઉપજે છે તે ખુદાને રોશન છે. અએ પાદશાહ તું સાંભળ કે તમારા આરબોપર પણ હજુ ઘણું ગુજરશે અને એવો બુરો વખત આવશે કે જુવાન હશે તે બુઢા નજર આવશે અને જમીન કંપે ધરતીકંપ થાશે અને શેહેરોનાં શેહેરો પાયમાલ થાશે. જે કોઈ ખુદાનું નામ પઢશે તેને લોકો દેવાનો કહેશે. અને જે ખરો દેવાનો હશે તે ડાહ્યો થઇ ધરમ નહી પાલતાં દેવની રાહે ચાલશે તે વખતમાં આજના દીવસ પછી કાલનો દીવસ ઘણો બુરો આવશે. તે વખતમાં કોણબીનાં તોખમથી એક મરદ પેદા થશે. તેનું નામ અબુ મસલામ મરોજી તે માણસ હમેશે કશાબના કામનો કરનાર તેની નીશાની એ જે તેની પેશાની ફરાખ હશે, અને પીઠપર એક નીશાન હશે, તે ખોરાશાન તથા રગ (રએ) શેહેરની તરફથી આવશે. મુલુક લેશે, લડાઇમાં ફતેહ પામશે. તે વારે એક બીજો મરદ પાદશાહી લેશે તે મરદ અકલીમ ચેહારમથી આવશે. તે એમ કહેશે જે હું મહમદની નસલનો ફરજંદ છઉ કે તેનું નામ અબુ અબાશ, તેનો લકબ ખોનદીનનો કેહેશે. તેનું મોંહ લાંબું, દહાડી સાંકડી હશે તે પાદશાહી લેશે. તે પેગમબરની જગો લેશે તેની નીશાંન એ જે બાપને મારશે. કુટુંબને ખરાબ કરશે. મહમદના કબીલાના ખેશો સઇઅદ ૬૦૦૦ ને તે શખસ બેગુનાહ મારશે તે ખોદાથી બીહીશે નહીં અને તે આખરે મરશે. તે પછીથી જેહાંન હેર નસાબરી થશે. નહીં મજશની, કે નહીં જંદ અવસ્તા થઢવા, કે નહીં નાપાકી પલીદીની પરહેજગારી થશે. આ બુરાઇથી અસપનદારમદ અમશાસ્પંદ ( ધરતીમાતા ) દાદાર અહુરમજદ આગલ ફરીઆદ કરશે કે આ મારી પર જુલમ છે, માટે હું [2]કોરદઇશ. ત્યાર પછી મેહેર યજદ તેની

---

૧. યઝદેઝરદનાં બેટાએ ગયોમર્દથી તે આખર હજારા સુધીનું બ્યાંન કહ્યું તે આ કેતાબમાં પાને ૧૮૧ થી ૨૦૮ સુધી છે તેથી હયાં પાછું લીધું નથી. લખાણ દસ્તુર જરતોશ્ત બેહેરાંમનું લખેલું છે અને બહમન પુજીઆની રેવાયતમાં મલે છે.

૨. યાને ધરતી ઉંચી નીચી થશે કે જેથી ધરતીકંપ વિગેરે થઈ જમીન વેરાંન થઇ દુનિઆ તલેઉપર થવાથી હસ્તીનો નાસ થશે અને કયામત થશે.

ફરીઆદને પુગશે તેથી ખુબીનાં કરનાર પેદા થાશે અને બુરાઇ કરનારાનો અંત આવશે. તે વખતે એટલી સખતી પડશે કે આદમીઓ મુરાદમાં મોહોત માંગશે ઇરાંનમાં રડાકુટ અને દોડધાંમ પડશે. અને તમામ આદમી નાહસીને દરીઆને કીનારે જઇ ભરાશે. બાપ પોતાના ફરજંદની દરકાર નહી કરશે ત્યારબાદ રૂમ, તથા શાંમ, તથા ફીરંગ, તથા ઉગમનની વેલાયતથી તુરક તા અરબ, તા રૂમી લશકર બેશુમાર આવશે અને કયામત જેવી લડાઈ જાગશે. તમામ જમીન લશકરના દોડવાથી હાલશે અને તેનો રંગ અંગુરી જેવો થાશે અને આરબોના ઘોહોડાનાં જીન લગે લોહી ચાલશે. ખુદાની પેદાયસ તંગીમાં આવશે. આતશ, પાણી, જમીનપર ગજબ થવાથી ખુદા આગળ પોકાર કરશે અને દાદાર અહુરમજદ તેઓને બખશશે અને ગુનેહગારોને ભાંજશે. ઇરાંનમાં બેહેરાંમ વરજાવંદ પાદશાહ થશે, અને જેહાંન આરામ પામશે. શરોશ યઝદ કંગદેઝમાં પેશોતનને તે વધાઇ પોહોંચાડશે તેથી પેશોતન દસ્તુર ૧૫૦ સાગેર્દો સાથે આવી ખુશીથી જશન યજશને કરશે. તે યજશનેથી દેવો નાપેદા થશે. યજશનેનો જોર પાણીમાં રેડશે, તેથી તમામ ફીસાદ નાપાકી બરતરફ થશે. કયાંનીઓને તોખમનાં બેહેરાંમ વરજાવંદ પાદશાહથી જેહાંન બેહેસ્ત મીશાલે થાશે. અને પેગમબર જરતોસ્તની દીન ઘણી ચાલશે **એ દીનની રાહ હોશેદર ખુબ ચલાવશે. અને હોશેદરને પેગમબરી કરતાં ઘણું સોશવું પડશે** પણ તે ખુદાની રાહથી સર નહી ફેરવશે અને દુસ્મનોને આહાત કરશે અને પોતાની દીન સીકો ચાલુ કરશે. અય પાદશાહ ! હવે સાંભળ કે આસમાનની ચાલની ગીરદેશ ભલાં અને બુરાંઓપર હમેશાં એક સરખી નથી રેહેતી. ગરીબ તથા તંવગર સર્વેને મરવું છે એકવાર રાજપર બેસાડે બીજીવાર ખાકમાં નાખે, દોલત, જોરપર મગરૂર નહીં થવું, સબબ આકેબત કરણીજ પાર ઉતારશે. આસમાનની હોનર બેવફાઈની છે. તે મુજબ પરથમ કયાંનીઓની પાદશાહી હતી, ત્યારપછી આરબોની પાદશાહી થઈ હવે આરબો પછી તુરકોને હાથ ઇરાંનની પાદશાહી જશે. અને તુરક પછી ફરીવાર કયાંનીનાં તોખમનો શાહ બેહેરામ વરજાવંદ પાદશાહી કરશે. જરતોસ્તની દીન તાજી થશે. ગયોમર્દના વખતથી તે આજ દીન લગે હમારા નેઆગાનોએ રાજ કીધું. તેઓએ જાસ્તી જુલમાતનું દુઃખ કોઇને નથી દીધું. હવે હમારૂં બખત ફર્યું અને પાદશાહી ગઇ તુને મુબારક થઈ અને તેજ ફેજ થશે. યઝદેઝરદથી તે શાહ જમશેદ સુધી અને ગયોમર્દ સુધી મારા નેયાગાન છે અને મારા નેઆગાનોના કામથી મારૂં દીલ ફીકરમાં પડયું છે. મને શેહેર, બાગ વાડી નહી જોઇતી હવે પછી મને

મુલુક, મેહેતરી, તથા ફરમાની નહી હોય તો ભલુ છે. હવે તારી તાજી અરબીનો વખત છે તેમાં અમોને કંઇ ફાયદો નહી થાય, જેહાંનમાં જો હમારી દોલત ખરાબ થઇ જો આરબથી પાદશાહી માગું તો ખતા છે. જો તું મને બક્ષે અથવા મારે તો તે વાતની મરદાનગી નહી. એ જીંદગાનીનો મને હીસાબ નહી. હવે મને જીંદગાની નહીં હોય તો ભલું છે. મારો મુલુક, હોકમ, પાદશાહીએ ગયું તો હવે પછી મને જીંદગાની નહી હોય તો ભલું છે. મારા બાપને તેં નસાડયો અને મારા દોસ્તોને કુવામાં નાખ્યા અને ખાકમાં નાંખ્યા તો શેહેર તથા મુલુક તથા બાગને શું કરૂં? જે વારે લડાઇથી નાહાસીએ તે વારે નગારાંનો અવાજ નહી જોઇએ. ખુબ જીંદગાની હાયવાહાએમાં નહી હોય. પાદશાહી પછી જે કોઈ ગોલામ થાએ તેને ભલું છે જે જીવે નહીં જીવતો નહી રહે ને મરે તે ખુબ છે. શાહાજાદે એ ભાંતે ઘણીએક વાત કહી પોતાનું દીલ મરવાપર એખ્તઆર કીધું. જ્યારે આદમી પોતાની જીંદગીથી હાથ ધોએ ત્યારે, તેના દીલમાં જેમ આવે એમ બોલે. તેમ તે શાહાજાદાએ મરવાનોજ ઇરાદો દેખાડયો. હવે જ્યારે ખલીફ ઉમર ખતાબે એ સરવે વાત સાંભળી ત્યારે દરદ આજાર ભર્યો થયો અને આસમાનની ગરદશથી ઘણો દલગીર થયો પછી પાદશાહજાદાને સમજાવીને એક ગામ આપ્યું. તમામ સાજ અસબાબ સુદ્ધાં આપી તેને વદા કીધો. પછે પાદશાહજાદાએ તે ગામ વસાવી આબાદાની ઘણી સારી કીધી."

**ખુલાસો**—વાંચનાર, આ યઝદેઝરદ શેહેરીઆરનાં બેટાનું અને આરબ પાદશાહ ખલીફ ઉપર ખતાબ વિશે પણ શું વીચાર્યું? સાર મતલબ એ છે કે આજના કેટલાક જવાંનો જરા તરા વધારે શીખ્યા તો સાલેસાઇ દાંનાઇની જગ્યાએ મગરૂરી તોર બતાવે. અને જો તેમાં કંઈ માન ઓહ્દો મલ્યો તો મગરૂરીનો સુમારજ નહી. તેઓનાં ઘેરને આગણે જો કોઇ ખુદાપરસ્તી સાદાઇથી ગયું તો વેહેમી ગણે અને તેઓ પોતે સુધારાના સડાનો ડુબાડુબ ધરમ પાલે તે તરફ તો કોઇએ આડી નજરે જોવું પણ નહીજ જોઈએ એવો તેઓ ફાંકો રાખે છે. તેવાઓને આ મજકુર પાદશાહજાદાની દાનાઈની વાત ખલીફ ઓમરે બતાવેલી મેહેરબાનીની બાબદો ગોખી રાખવા લાયક છે કે માન ઓહ્દા મેળવ્યા પછી કેવું અને કેટલું શાંત રેહેવું અને ઓરખી વધારે સાદાઈ વાપરી આસપાસનાંઓને અને હાથ હેઠલનાંઓને વધારે માયાથી ચાહીને ચાલવું કે જેની ખરી આશીશથી તેની કીરતી વધારે કહેવાય. અને કુદરતી ગેબી મદદનો સફો ઉમેરાય. પોતાને જે કંઇ ઓહ્દો મળ્યો છે તે દુનિઆનાં લોકોમાં મોટાં ગણાવા સારૂંજ છે એવું ડોળ નહી રાખવું પણ ખરા હમદર્દી જે

સ્વાર્થ અને પરમાર્થ બન્ને સાચવી શકે અને તેવાઓ જો ખરા હાજત મંદ હોય તો તેઓની દુઃખની દાઝે પુગીને બનતી કોષેશથી તે માટે કાળજી ધરીને તેની હાજત પુરી પાડવી કે ગેબી માલેક અને તેની અશો શક્તિ કુદરતી ગેબી રીતે તે મદદનાં પુગાડનારને સ્હાય થાય છે. અને તેથી સ્વાર્થ અને પરમાર્થ બંન્ને સાચવી આ અવતાર સફલ થાય છે. ઉપર ટપકેની કેળવણીએ અકડફું બનેલી બાનુઓને પણ આ ઉપલો દાખલો નશીઅત લેવા જોગ છે. કેમકે સહેજસાજ ભાગુંતુટું શીખ્યાં કે મચકાઇ મચકાઇને ચાલવાનું તેઓને ઘણું ભાવે છે. છાતીમાં જાણે ચમકવાની વીજળી હોય તેમ આમથી-તેમ કરશે અને કમરમાં કમાન હોય ને ખેંચતાણ થાય તેમ તેઓ અકડશે તેમજ ધર્મ પાલવોએ તેઓને મનથી કાટીલ ઝેર જેવું હોય તેમજ બીજા ધર્મની લાગણી ધરાવનાર ઇનશાનો તરફ પોતાની હાંસી ખેલ જેવી રીતભાત દેખાડશે. જાણે તે તેઓનો રજીસ્તર કાયદો હોય અને તેને તેઓ મુકી શકતાં નહી હોય તેમ બીજાં આસપાસનાંઓને પણ તેઓ પોતાના બલને ચાલવા ઉશકેરે છે. પણ આવાં કાચી મટોરીનાં અને અવળી બુદ્ધિનાં ઇનશાનોએ જાણવું અવસ્યનું છે કે શીખવું ભણવું સાદાઇ વાપરવી અને એક કાને સમજી ઉશ્કેરાઇ ચાલવા પહેલાં પોતાના બન્ને કાને વાદવિવાદ વાળા બન્ને પક્ષનું સાંભળી લઇ પછીજ પોતાની અક્કલે તેનું તોલ ધારીને સમાધાન મનથી સાવધાન ચાલવું. આ મુજબ ચાલવું એ સમજુ શક્તિનાં અને ચતુર ધ્યાનવાળા આસામીઓનું કામ છે. ગમે તેવી ઉચ કેલવણી લીએ અને મનથી વિચારી ચાલવાનું નહીં હોય ત્યારે સામા સમજુ ઇનશાનો પેલાંઓથી ઘણાં વિચારવાં પડે છે. અને જ્યારે ગ્રેજ્યુએટમાં ખપતાં અને તેથી પણ ઉંચ કેળવણી પામેલાં ઇનશાનો એક કાને સાંભળેલી વાતપર પોતાની અક્કલને તાલુ દીએ ત્યારે સામાઓને બહુ ખેદ થાય છે કે ભણ્યા ત્યારે તે ગ્રેજ્યુએશન ભેજામાં હતું અને વાત કરતાં કંઇ ગજવે આવ્યું હશે ? સામું ઇનસાંન કોણ પંક્તીનું છે તે પુરેપુરૂં સમજવા વગર એકદમ તુચ્છકારપર આવી જનાર ઇનશાનોનેજ આ લખાણ લાગુ થાય છે. સમજુ અને સાલસ માણસો વિચારીનેજ ચાલે છે. આપણે ઇચ્છીશું કે ખુદા સૌને નેક અક્કલ બક્ષી રાહ બતાવો અને સુખી રાખો. (પ્રગટ કર્ત્તા).

## નામાંકીત પારસી પેહેલવાનોનાં નામો.

પારસીઓનાં રાજ્ય અમલમાં અસલ શાહ જમશેદની ઓલાદથી તેના બેટા તુરનો દીકરા શેદસ્પનો દીકરો તુરક, તેનો બેટો સમ, સમનો દીકરો અસરત, તેનો દીકરો કેરેશાસ્પ, આ કેરેશાસ્પે પેહેલવાંનગીરી ઘણી મરદાંન-

ગીભરી કરી હતી અને તેનાથીજ નામીચા પેહેલવાંનોની પેહેડી ઉતરી છે જેઓનાં નામ ધુપનીરંગનાં ભણતરમાં અને આફ્રરગાંનોમાં દેવામાં આવે છે. શાહનામાં મુજબ તે નામો નીચે પ્રમાણે છે:—

કેરશાસ્પ, નરીમાન, સાંમ (એને સામેસવાર પણ કહેતા), જાલ, એની ઓરતનું નામ રોદાબે, જાલનાં ફરજંદો તેહેમતન રૂસ્તમ, પેહેલવાંન ઝવારે, ખુરશેદબાનું. રૂસ્તમ પહેલવાનનાં ફરજંદો, સોરાબ, ફરાંમરોજ, જાંહાંગીર, ગોશબાનું, જરબાનું, હવે સોરાબ પેહેલવાનનો દીકરો બરજો અને બરજોના ચાર દીકરા કરીમાન, જેહાનસુજ, તૈમુર, ખુરશેદમાહપેકર, ફરામરોજના ચાર દીકરા જેહાંબખશ. આદરબુરજીન, સાંમ, તુખારે. ગોશબાનુનો દીકરો બેજન, બેજનનો બાપ ગેવ. ગોદરેજ, ગુરગીન, મીલ્લાદ, બેહેરામ, રેહાંમ, ગેશવાદ, કારન, કોબાદ, ગાવે વિગેરે એકંદર ૨૯ નામો જણાય છે તે સિવાયનાં બીજા હશે પણ આ નામો વારંવાર વંચાય છે એઓમાં તેહેમતન રૂસ્તમ અને કેરશાસ્પનું બળ વધારે વંચાય છે. કએ ગુસ્તાસ્પ શાહના બેટા અંસફંદીઆરે પેહેલવાનગીરી કરી છે અને બલવાન છે અને અસ્ફંદીઆરના બેટા ચાર હતા. બેહેમન, મેહેરનોશ, નોશઆજર, અને આદરફરૂજ. આ ચારે જણાંઓએ જરતોસ્ત સાહેબને દીન ફેલાવામાં ઘણી મદદ કરી છે. અને નોશાજર અને આદરફરૂજ આ બન્ને જણાઓએ ઇરાનમાં બે આતશ કદેહો બાંધ્યાં હતાં અને તેઓનાં નામ પોતાના નામ પરથી રાખ્યાં હતાં. પેગમબર સાહેબનો હેવાલ લેવા પહેલાં તેવણ જે પાદશાહની દરબારમાં દીન લાવ્યા તેનો થોડોક હેવાલ હયાં આપીશું.

## ગુશતાસ્પશાહનો ટુંક હેવાલ.

ઇરાન રાજયમાં ક્યાંની વંશનો ૩ જો પાદશાહ કએખુશરૂ ૬૦ વરસ રાજ્ય અમલ ભોગવી પોતાની હયાતીમાં ગોફેનશીન થયો ત્યારે ખુદાઈ બસારત મુજબ કઅકાઉશનાં જમાઇ લોહોરાસ્પને ગાદીનસીન કર્યો કે તેનાં દીકરા ગુસ્તાસ્પનાં રાજ્યમાં જરતોસ્ત પેગમબર દીન લાવશે, જેથી લોહોરાસ્પશાહ ગાદીનસીન થયો, તે નેક અને સમજુ હતો ચીન અને તાતારીનાં મુલકોપર જીત મેળવી, અને ઘરડો થયો ત્યારે પોતાનાં દીકરાને પોતાની હયાતીમાં રાજ્ય સોંપ્યું અને પોતે બંદગીમાં રોકાયો અને જરતોસ્ત સાહેબ અને કએલોહોરાસ્પ એકી વખતે તુરબરાતુરને હાથે આતશકદેહમાં બેજાંન થયા. કએલોહોરાસ્પ વિષે 'તવારીખે કદીમ ઇરાંન' કેતાબમાં લખાંણ મળે છે કે, "લોહોરાસ્પશાહ ગાદીપર આવ્યા પછી કએકાઉસનાં છોકરાંઓને વધારે પસંદ કરવા માગ્યો. જેથી તેનાં છોકરા ગુસ્તાસ્પને દુ:ખ ઉપજ્યું અને

બાપની સામે વધારે કાવત્રાં કરવા લાગ્યો ને તે કાવત્રું જાહેર થતાં તે પોતે ઇરાન દેશ છોડીને ચાલ્યો ગયો. તે રૂમ તરફ ગયો અને ત્યાંના પાદશાહની બેટી કેતાયુનને તે વેલા પોતાની પસંદગીનો ભરથાર સોધવાને તેના બાપથી હોકમ મળ્યો હતો જેથી તેના મહેલની અગાશી હેઠલ તે દેશના સઘળા જવાન અમીરો આવીને પોતાની સુરત દેખાડવા અરજ કરતા હતા જેથી તેને પોતાનો ખાવીંદ સોધવા સવલ પડે. કેતાયુન સઘળા ઉમરાવોને પડતા મેલી ગુસ્તાસ્પની ખુબસુરતીપર મોહીત થઇ તેનાપર લીંબુ ફેંકયું. જેથી આ પારકા દેશના જવાનને પસંદ કર્યો એમ મુકરર થયું. આવા પારકા અને હલકે દરજ્જેના જવાન સમજી પાદશાહે ખફા મરજી કરી. પણ શહેનશાહતના ધારા મુજબ લગન રદ કરી શકયો નહી પણ તે પછી તે ધારો તેને રદ કર્યો. અને પોતાની છોકરીને તેના ખાવંદ સાથે ગરીબી હાલતમાં જઇ રહેવા કહાડી મેલી. રાજમાં તે વેળા સીંહ અજદાંથી લોકોને ભારી હાંની પોંહોંચતી હતી, જેથી કંટાળી તે શહેનશાહે એવો ઢંઢેરો ફેરવ્યો કે જેબી શખસ આ બંન્ને પ્રાણીઓને મારી નાખશે તેઓ સાથે હું મારી બે બાકી રહેલી દીકરીઓ પરણાવીશ. જે બે શાહજાદાએ પેલી છોકરીઓ માટે ઉમેદવારી રાખી હતી તેઓ આવા રાક્ષશો સાથે મારામારી કરવા બીહતા હતા તેઓએ ગુસ્તાસ્પ કે જેની બાહાદુરીનો ગુલબો લોકોમાં ઉડી રહ્યો હતો તેની પાસે આવી અરજ કરી પેલા સીંહ અને અજદાંને મારી નંખાવ્યા અને તે કામનું માન પોતે લઈ તે છોકરીઓ સાથે પરણી ગયા. શેહનશાહને આ વાત તુરતજ માલમ પડી તેથી ગુસ્તાસ્પ ઉપર ઘણી માયા બતાવી અને પોતાના લશ્કરનો સરદાર બનાવ્યો. આ જવાન શાહજાદાની વખાણ ઇરાનમાં થઈ ત્યારે લોહોરાસ્પે પોતાના પછી તખતપર બેસનાર શાહજાદાની સરદારી હેઠળ પરકોમનું લશ્કર આવે છે તેથી બીહને પોતાના લશ્કરની સરદારી બીજા છોકરા જરીરને આપી. અને તેને પોતાનું તાજબી આપી રાખ્યું અને એવો હાકેમ કર્યો હતો કે તમો બે ભાઇ એકઠા થાવો ત્યારે એ તાજ તમારે ગુસ્તાસ્પના માથા પર મુકવું જ્યારે લશ્કરો નજદીક આવી પુગાં ત્યારે ગુસ્તાસ્પે પોતાના દેશીઓની છાવણીમાં જવા જરાબી આનાકાની કરી નહીં. તુરતજ તેઓએ બાપોકારથી તેને પોતાનો પાદશાહ કરી બેસાડયો, અને જરીરે પોતે બાપના કહ્યા મુજબ ગુસ્તાસ્પને માથે તાજ મુકયું. હવે ગુસ્તાસ્પના સસરાને આ ખબર પડી કે તેનો જમાઇ ઇરાનનો પાદશાહ થયો અને આપણાં બંન્ને રાજ્જોમાં સલાહ થઇ તેથી તે પણ ત્યાં આવ્યો અને પોતાના જમાઇને જોઇ ખુશી થયો તે બાદ ગુસ્તાસ્પ પોતાની બાનું કેતાયુન

સાથે ઇરાન તરફ કુચ કરી ગયો, અને બાપનો ઇમાનદાર ખીદમતગાર થયો. લોહોરાસ્પે તેને પોતાનો વારેસ કબુલ રાખ્યો. ૧૨૦ વર્ષ રાજ્યપદ ભોગવવાથી હવે પોતે પોતાની જઇફીના લીધે ગોશેનશીન થવાનું વિચાર્યું.

શાહ લોહોરાસ્પનાં રાજ્યનાં ૧૧૦ માં વરસમાં પેગમબર જરતોસ્તનો જન્મ થયો હતો. અને લોહોરાસ્પ ઇરાનદેશના બલ્ખ શેહેરમાં રાજ્ય પર હતો તે વેલા ઇરાન દેશમાં રએ (રઘ) શેહેરમાં પેગમબર જરતોસ્તનો જન્મ થયો હતો. એનાં જન્મ વેળાના મોજેજાઓ માટેનું લખાણ દસ્તુર જરતોસ્ત બેહેરામના જરતોસ્તનામાપરથી નીચે મુજબ આપેલું છે. ( પ્રગટ કર્ત્તા. )



## પાક પેગમબર સાહેબ મહાન તર અશો જરતોસ્ત, તેમનો જન્મ, જન્મવેલાનાં મોજેજા બચપણનાં મોજેજા, તેમની દીનનાં ફરમાંનો, હાલ ચાલુ વખતમાં મુઠીભર પારસીઓએ કરેલી ધર્મની ડુબાડુબ, દીનનાં ફરમાન મુજબ તેમાં જોઇતો સુધારો, અને પ્રગટ કર્ત્તા તરફનો ખુલાસો સાથે.






જે કોઈ બસ્તે કુસ્તીઆંન પોતાને જરતોસ્તી કેવાડે તેણે પોતાનાં પેગમબરના જન્મ ચરિત્ર વિષે થોડે ઘણે દરજજે પણ માહીતગાર થવુંજ જોઇએ. તેમ જો ન હોય તો સારૂં કહેવાય નહી. આ કારણે દરેક જરતોસ્તીએ પોતાનાં રાહબરની જીંદગીનાં વૃત્તાંતથી જાણીતું થવું અગત્યનું છે. જ્યારે દુનિઆમાં કોઈ પણ પ્રકારે ખરાબી, લુટફાટ, તોફાન અને દીનદુશ્મનાઇ તથા દરેક જગે મતફેરી જાહેર થાય છે કે જે સબબે દુનિઆની આબાદી ઘટે છે અને લોકોનાં યકીન દીનઆઇનમાંથી સદંનતર જતાં રહે છે ત્યારે ખુદરત તરફથી ફરમાન યાને પેગાંમ લાવી દુનિઆના લોકોને જાહેર કરી ખુદરતનો ખરો રસ્તો બતાવવો એ અશોશક્તિનાં અશો જીવોનું કામ છે, અને તે પેગામ લાવનાર પેગમ્બર કહેવાય છે, ફારસી શબ્દ 'પેગાંમ' એનો ગુજરાતી અર્થ 'સંદેશો' થાય છે જે પરથી 'પેગાંમબર' એટલે 'ખુદાઈ સંદેશો લાવનાર' થાય છે. કોઈ પણ પેગમબરને જનમવાનો સબબ એજ છે કે દીનની બરબાદી થતી અટકે અને લોકો દીનપર એોસ્તદાર રહે અથવા ખુદરત તરફથી નવી દીન અને ફરમાનોનું આ દુનિઆમાં જાહેર થવું બને તે કારણે

પેગમબરને જનમવાનો સબબ ખુદરતી બને છે. અને મીનોઇ ગ્નાનની રોસ્ની સ્થાપવી અને મીનોઇ કાયદાઓ જાહેર કરવા એ પેગમબરનું કામ છે. પેગમબર અશો જરતોસ્તના આ લખાણુ માટે વધારે ખાત્રી ભરેલું એ છે કે પેગમબર સાહેબનાં આ જેહાંનથી કુચ કરવા પછીથી આ દુનિઆમાં દીનની બરબાદી ઘણી થઇ હતી અને તે પછી આ ભલી દીન માટે દસ્તુર જરતોસ્ત બેહેરાંમે પોતે લખેલો હેવાલ છે દસ્તુર જરતોસ્ત બેહેરામને ખુદરતી બસારત થઈ. અને તેને અસલ હેવાલપરથી લખ્યો છે વિગેરે જે દસ્તુર જરતોસ્ત બેહેરામના કહેલા શબ્દોમાં નીચે મુજબ રજુ કરેલું છે. આ લખાણુ બાલક, જવાન અને વૃદ્ધ સર્વને એક સરખી રીતે વાંચવા, અભ્યાસ કરવા, અને ગોખવા લાય છે.[1] **દસ્તુર જરતોસ્ત બેહેરામ કહે છે કે:—**

"એક મોટા વિદ્વાન મોબેદ પાસે એક સારૂં પેહેલવી ભાષામાં લખેલું પુસ્તક હતું જે મારા જોવામાં આવ્યું કે જે પુસ્તકમાં આ દુનિઆમાં થઇ ગયલા પાદશાહ પેહેલવાનો, અને બુજર્ગોનો લખેલો હેવાલ હતો અને પેગમબર સાહેબ અશો જરતોસ્તના જન્મથી તે દીન લાવ્યા અને ફેલાવી સર્વે હકીકત હતી તે પુસ્તક કોઇ ઉકલાવી શકતું નહતું અને તે મોબેદાન મોબેદે મને ફરમાસ કરી કે એ લખી લેવું, જો નહી લખી લેશે તો પછી આગળ વખત જતાં તે પુસ્તકનાં પાનાં વીખરાઈ જશે માટે હું તુને વાંચી સંભળાઉ, તે મુજબ તે વીદ્વાને મને એક ભાગ વાંચી સંભળાવ્યો જેથી મારા દીલમાં ઉલત થઇ અને મેં એ બાબતને બેતઆજીમાં લખવાનો ઠરાવ કર્યો. દુનિઆમાં મારા નામની યાદગારી રહે, અને આકેબત મને સારી જગ્યા મળે. આ ઠરાવથી હું પેલા દસ્તુરને ત્યાંથી મારે ઘર ગયો. તે વેળા મારા જીવમાં ઉલત ઘણી હતી. જ્યારે હું ઉંઘમાં પડયો કે મને એક ખુશ ખ્વાબ થયો અને

---

૧ પેગમબર સાહેબનો અહેવાલ જરતોસ્ત નામા પરથી લેવાય છે પણ આ દસ્તુર જરતોસ્ત બેહેરામને સરોષ યજદની બસારત થઈ અને તેને આ હેવાલ લખ્યો એ જાણવું અગત્યનું હોવાથીજ ઉપર દસ્તુર જરતોસ્ત બેહેરામની આલેખ સાથે પેગમબર સાહેબનું વૃત્તાંત લીધું છે, તે લખાણમાં શરેહ ઘણી હોવાથી તેનાં શબ્દે શબ્દ લખાણ નહી લેતાં ટુંક સાર લીધો છે, અસલ વખતથીજ ખુદરતી ગેબી બસારતો બંદગી કરનાર જીવોને મળે છે. એ વાતને આ દાખલો મજબુત ટેકો આપે છે. તે થકીજ આ ઉપલું લખાણ લખાણુ લીધું છે કે બંદગી કરવા પર દરેક જરતોસ્તીનું ધ્યાન વિશેષ ખેંચાય; અને જરતોસ્તી મહજબની ખુબી સમજાય અને હમેશના વાચણુમાં આ દાખલો આવ્યાથી મહજબપર લાગણી તાજી રહે.

( પ્રગટ કર્તા. )

મારા બીછાનાં આગળ સરોષ યજદે આવી મને ફરમાયચું (એટલે મને બસારત થઈ) કે "આ ખ્વાબથી બેદાર થયા પછી, તારી જબાંનને વગર ઢીલ કરવે સખુનો કહેવાના કામમાં વાપર, અને અશો જરતોસ્તનો અહેવાલ જુની પારસી ભાષામાં બેતોથી લખીને તાજો કર, અને તેથી જરતોસ્તના રવાનને ખુશાલ કરી તારા રવાનને દોજખથી ખલાસી આપ. તે ઇનસાફનાં ખાવીંદ અને કાયમી બક્ષનાર સાહેબની હજુરમાં છુટક મેળવવાનું એથી બેહતર બીજું કારણુ તું નહી પામશે." આ ખ્વાબથી એકદમ બીદાર થયા પછી મને ઉંઘ આવી નહી અને જ્યારે હું સહવારમાં ઉઠયો ત્યારે મારા બુજર્ગ બાપ કએખુશરોને (કે જેનું પુરાતણુ મકાંન રય શેહેરમાં છે તેને) આ ખ્વાબની બીના મેં કહી તેણે મને કહ્યું કે આ દાસ્તાન બેતોમાં જાહેર કરવું તેના જેવું બીજું સવાબનું કામ કાંઇજ નથી તું નકામો વખત ના ગુમાવ, તુંને જે જોઇયે તે ચીજ હું તને લાવી આપું અને તે તું લખ. ત્યાર પછી હું પેલા મોબેદાન મોબેદને ઘેર ગયો અને તેનીથી મેં જરતોશ્ત સાહેબનો અહેવાલ સાંભળ્યો અને લખ્યો. મેં આ અહેવાલ યઝદેઝરદી ૬૪૭ નાં વરસમાં આવાં મહીનોને આદર રોજે હાથ પકડયો, અને આવાં રોજે જશન હતું તેથી હું બંદગીમાં રોકાયો અને ખુરશદે રોજની રાત્રે શરૂ કરી બે દાહાડામાં મેં તેને લખી તમામ કર્યો. તેથી વાંચનારથી હું ઉમેદ રાખું છું કે ખોદાતાઆલાની તરફથી મને બક્ષેશ ચાહે અને મને દોઆ, આફ્રીન કરે. પેલા મોબેદાંન મોબેદે મને જરતોસ્ત સાહેબનો [1]અહેવાલ કહ્યો તે મેં પોતે લખ્યો છે."



---

૧. આ લખાંણુને મલતુંજ લખાણુ 'મોઅજેજાતે જરતોશ્તી' કેતાબમાં પણુ મલે છે. તેમાં લખે છે કે જરતોશ્ત સાહેબનાં કાકા આરાસ્પનો બેટો મેદીઓમાહ કે જે જરતોશ્ત સાહેબ કરતાં ૨૩ વરસ વડો હતો અને પેગમબર સાહેબે જ્યારે પોતાની ૪૦ વરસની ઉમરે દીન ફેલાવી ત્યારે તે તેમનો પહેલો સાગેર્દ થયો હતો, તે વખતે મેદીઓમાહની ઉમર ૬૩ વરસની થઈ હતી, તેને પેગમબર સાહેબને ઘણી મદદ દીન ફેલાવ્વામાં કરી હતી. જરતોશ્તનાં બાપ પૌરૂશસ્પે અને કાકા આરાસ્પે દીન નહી કબુલ કરી હતી એમ લખાંણુ મલે છે. મેદીઓમાંહે પોતે જરતોશ્તની બાબદો પેહેલી લખી હતી. મેદીઓમાહની આ લખેલી કેતાબ પેહેલવી ભાષામાં લખેલી છે તેનું નામ 'વજર કરદ દીની' છે. મેદીઓમાહનો એક દીકરો આરાસ્તુ નામે હતો તેને પણુ દીન ફેલાવવામાં ઘણી મદદ કરી હતી. મેદીઓમાહની લખેલી કેતાબ વજર કરદ દીની ઉપરથી ઉપલા મોબેદાંન મોબેદે, દસ્તુર જરતોશ્ત બેહેરાંમને જરતોશ્ત નામું બનાવ્વાં ફરવાવ્યું અને દસ્તુર જર-

## જરતોશ્ત સાહેબનાં વડવાઓ.

જરતોસ્ત, પૌરૂશસ્પ, પેતેરસ્પ, ઓરવદઅસ્પ હુએચતઅસ્પ, ચખ-સ્નુશ, પએત્રુપ, હુરદરશન, હુરદાર, સપેંતમ, વેદસ્ત અઝીમ, રજશને, દુરાશરૂન, માનુશચેહર, માનોશ રઓરવર, માનોશ ઓરવાક, નેરીઓશંગ, વરઝીદેદીન, વીજાક, અએરીઆક, ઇજક, અએરચ, ફ્રેદુન

પેગમબર સાહેબનાં બાપનું નામ પૌરૂશસ્પ હતું અને માયનું નામ દોગદો હતું, દોગદોનાં બાપનું નામ ફ્રરમરૂઆ હતું. તેઓ સઘલાં ફ્રેદુન પાદશાહની ઓલાદનાં હતાં. પેગમબર સાહેબ જરતોસ્તનાં માય દોગદો ' ઝાવીશ ' ખાંનદાનનાં હતાં.

આ નામાંકીત નર અશો જરતોસ્ત, મધ્ય એશીઆમાં આવેલી ઑક-કસસ ( જીહુન ) અને જકસાર્તિસ ( સીહુન ) નદીની વચ્ચે આવેલા ઇરાં-નવેજનાં મુલકમાં જબર નામનાં પાહાડમાંથી વેહેતી ' દરજીક ' નદીને કાંઠે આવેલાં રએ શેહેરમાં પેતેરસ્પનાં વહુ દીકરા દોગદો, અને પૌરૂશસ્પને, ઘર અશો જરતોસ્તનો જન્મ થયો હતો.



## પેગમબર અશો જરતોશ્તનાં જન્મ આગમચ તેમનાં માય દોગદોને થયલા ખ્વાબનો અહેવાલ.

જ્યારે દોગદોને જરતોસ્ત વિષેનો હંમેલ રહ્યો અને તે ઉપર આસરે પાંચ મહીના અને વીસ દાહાડા થયા ત્યારે દોગદોએ એક રાતનાં એવો ખ્વાબ ( સ્વપનો ) જોયો કે–એક સીંહા ( કાલું ) વાદલ તેણીનાં ઘરની આસપાસ થઇ આવ્યું અને તેથી આફતાબ ( સુર્ય ) ની રોશ્ની ઘંકાઇ ગઈ, રાત જેવું થયું. અને તે વાદલમાંથી વાઘ, વરૂ, સુસવાત, અજદાં, બબર એ વગેરે બીજાં ફાડી ખાનારાં અને ડંખ મારનારાં જાનવરો રાક્ષસી કદનાં તેજીદાર દાંત તથા ચુંગાલ વાલા વરસાદની મોઆફીક તેણીનાં મકાંન મધે વરસવા લાગાં, અને જાનવરોમાંનું એક કુંફારા મારતું દોગદો તરફ ગયું અને ચુંગાલે કરી દોગદોનું પેટ ચીરીને જરતોસ્તને બાહાર કહાડયો અને ચુંગાલમાં પકડી રાખ્યો તે વેલા દોગદોએ ચાહ્યું જે ફરીઆદ પોકાર .કરે

---

તોશ્ત ઓહેરાંમને સરોષ યજદે ખ્વાબમાં બસારત કરવાથી ટેકો મલ્યો તે પરથી જરતોશ્ત નામું લખાયું અને આજદીન સુધી જરતોશ્તની યાદ તાજી રહી છે. આ કેતાબની પ્રગટકર્તાને પણ અશો શક્તિ તરફથી જે જે વધુ ખુલાશાઓ મલ્યા તે આ કેતાબમાં આપેલા છે. આ માટે હકીકત દીબાચામાં વાંચી ગયા.

( પ્રગટ કર્તા. )

પણ પેલાં બચ્ચાં [1]જરતોસ્તે તેણીને મના કરીને કહ્યું કે "ઓ માય, તું કોઇબી વાતે ગમગીન ના થા, આ ફાડી ખાનારાં જાનવરો ગમે તેટલાં હોય તેની તું કસ્સીબી પરવા નાં કર કેમકે મારો નેઘેહબાંન ઇનસાફનો ખાવંદ પાક દાદાર છે. માટે આ જાનવરોથી મને કસ્સી ઇજા પોંહોંચનાર નથી, અને સાહેબની મદદગારીને લીધે હું કોઇબી રીતની બુરી ચીજથી બીહનાર નથી." આ વાત જરતોસ્તથી સાંભલી દોગદો ખામોશ રહી. તેટલામાં યજંદાનાં હોકમથી એક રોશ્ની ભરેલો નુરમંદ પાહાડ આસમાનથી નીચે ઉતરતો, પેલું સીંહાં વાદલ ફાડીને સેતાબીથી આવતો તેણીએ જોયો. અને જેમ ખેજાંનનાં પવનથી ઝાડના પાદડાં ખરી જાય છે તેમ તે પાહાડનાં આવવાથી પેલાં જાનવરો સુસ્ત થઇ ગયાં. જ્યારે તે નુરનો પાહાડ ઘણો નજદીક આવ્યો કે તેમાંથી પંદર વર્ષની ઉમરનો એક ખુબસુરત નવજવાંન શાહ જમશેદ મીશાલનો અને માહાતાબ (ચંદ્ર) જેવા નુર અને દબદબા ભરેલો, પાસબાંની કરનાર તરીકે બાહાર નીકળ્યો. તેના એક હાથમાં એક એજમતી લાકડી પકડી હતી અને બીજા હાથમાં ખુદાતાલા તરફનું નામું એક પુસ્તક હતું, તે નેક જવાંને તે પુસ્તક તે ફાડી ખાનાર જાનવરો પર ફેંકયું તેથી સઘલાં જાનવરો મકાંન મધેથી નાહાસી ગયાં; પણ તેઓ મધેથી ત્રણ ફાડી ખાનારાં દલેર જાનવરો જેમાં એક વાઘ, એક ચીત્તો, અને એક વરૂ, એ ત્રણે ઉભાં રહ્યાં, તેજ વખતે તે જવાંને તેઓ ત્રણે પર પોતાની નુરી લાકડી ફેંકી, તેથી પેલાં ત્રણ મુજી જાનવરોનો અંત આવ્યો. અને તે પછી તે જવાંને જરતોસ્તને તુરત ઉચકીને તેની માયનાં પેટમાં સારી તરેહથી પાછો મેલ્યો, અને તે જવાંને એક ફુંક દોગદોનાં પેટ પર મારી જેથી પેટનો જખમ તુરત રૂજાઈ ગયો અને પાક દાદારનાં હુકમથી જરતોસ્તને કસ્સી ઈજા થઇ નહી. પછી પેલા જવાંને દોગદોને કહ્યું કે તું આ તારા વગર જન્મેલા બેટા થકી તું કંઇ પણ ફીકરનાં રાખતી તારા બેટાનો નેઘેહબાંન તે પાક દાદાર છે. અને દુનિઆ એ બેટાનાં દીદારની ઉમેદવાર છે. બેશક એ બેટો પાક દાદાર તરફથી આલમનો પેગમબર થશે, અને તેથી દુનિઆ રોશ્ની ભરેલી થશે. અને તેનાં દીન ફેલાવ્યા પછી બકરૂં અને વરૂ એક ઓવારે પાણી પીસે બુરા લોકોને હલાકી પુગશે માટે અય ઓરત તું ફાડી ખાનારાં જાનવરથી ધાસ્તી મા રાખતી કેમકે જેનો મદદગાર[2] પાક ખુદાહંદ હોય તેની દુશ્મેનાઇમાં જો આખી દુ-

૧. યાને જરતોસ્ત પોતે બોલ્યો એ હવાનો મોઅજેજો થયો. ૨. આ શબ્દો ખરા છે અને તે પરથી ગુજરાતીમાં કહેવત છે કે "જેટલા ગગનનાં તારા, જેટલા

નિઆ હશે તેની કસ્સી ધાસ્તી નથી." જરતોસ્તની માય દોગદો કહે છે કે–"આએ સઘળા સખુનો મેં સાંભળ્યા કે તે જુવાન તુરત ગાયબ થઇ ગયો. અને મારી બંધે આંખો ખ્વાબથી બીદાર થઇ. હજુ બે પોહોર રાત બાકી હતી પણ મારૂં તન ધ્રુજવા લાગ્યું અને મારૂં દીલ ધાસ્તીભરેલું હતું, તેથી હું તે વેળા મારા ઘેરની પાસે રહેનાર એક દાનેશમંદ અને ખ્વાબની તાબીર કહેનાર નજુમી હતો તેની પાસે ગઇ અને ખ્વાબની સઘળી વાત કહી. તે નજુમીએ દોગદોને મુખથી ખ્વાબની સઘળી વાત સાંભળીને કહ્યું કે આજ દીન સુધી મેં આ મુજબ કોઇનો ખ્વાબ સાંભળ્યો નથી. અને આ જન્મ લેનાર બેટા ઘણો નેકબખ્ત જનમશે, અને નામના મેળવશે; પછી તે નજુમીએ (દોગદોનું) મારૂં જન્મ પત્ર (ટપકો)માં ગયો આ ઉપરથી મારે ઘેર જઈ હું મારો ટપકો લાવી તે નજુમીને મેં આપ્યો. મારા ટપકાપર ધ્યાન પુગાડી ગ્રહો જોઇને તે નજુમીએ કહ્યું કે 'તારા જન્મનાર બેટા સામું જો કોઈ તકરાર કરશે તો તે બેટા સામે થવાની તેનામાં તાકાદ રહેશે નહી. તું તારા મકાને જા, અને ત્રણ દીવસ સુધી આ બીના કોઇને પણ કહેતી ના, અને ચોથે દહાડે બાંમદાદે મારી પાસે આવજે તે વેળા હું તુંને ખુલાશો કહીશ. અને આ ખ્વાબની ફીકર કરવી નહી' તેથી હું (દોગદો) મારે ઘેર ગઇ પણ મારૂં દીલ એટલું ધાસ્તી ભરેલું થયું કે ત્રણ દાહાડા મેં વગર ઉંઘે અને વગર ખોરાકે ગુજાર્યા. ચોથે દાહાડે ખુરશદ તલુ થતાં સહવારને પોહોર હું નજુમી આગળ ગઈ. તે નજુમી મારૂં મોહોડું જોઇ હસ્યો. અને ઘણીવાર સુધી [1]અસ્તરલાબ સુરજ સામે ધરીને એક પાટી પર વખત લખી કાઢયો. અને કહ્યું કે કદી કોઇએ નહી જોયો હોય એવો ખ્વાબ તેં જોયો છે. એ બુજર્ગી ભરેલો બેટા તારૂં કીર્તીનું તાજ છે."

## અશો જરતોશતનાં માયે દીઠેલા ખ્વાબનો નજુમીએ કરેલો ખુલાસો.

પેલા નજુમીએ જરતોસ્તની માય દોગદોને કહ્યું કે–"જે રાત્રે તું એ આં શખ્તી ભરેલો ખ્વાબ જોયો તે દાહાડે હંમેલને પાંચ મહીનાં અને તે ઉપર તેવીસ દીવસો થયલા હતા. અને જ્યારે આ હંમેલ છુટશે ત્યારે એક નેક બેટા જનમશે, તેનું નામ જરતોસ્ત પારવામાં આવશે, અને સેવટ સુધી

શત્રુ હોય, કૃપા છે કીરતારની તો કેશ ન તોડે કોય," ખરૂ છે કે યકીન રાખી ખુદાવંદ પર વીસ્વાસ રાખવામાં અને નેકી નીતિએ ચાલવામાજ ફાયદો છે.

[1] નજુમી પત્ર અથવા વખતની કુંડલી જોવાં પરથી નજુમ જોઈ શકાય છે તે.

તે નેકીનો સોખ ધરાવશે. અને બદરાહે ચાલનાર દીન દુશ્મનો તેની સાંમે થશે તથા તેના કામમાં ઘણી હરકત કરશે તે સઘળાઓ તેનાં રોશન ભાગ્યની બરકતથી આજેજ થશે. અને તું એ ફાડી ખાનારાં જાનવરો તરફથી જોયું તું બુરા લોકોના જુલમથી ઘણી રંજ જોશે. પણ સેવટે તારા બેટાથી તું ખુશ અને ફતેહમંદ થશે. બીજું તું એ જે પાહાડમાંથી જવાંનને આવતો જોયો તે સરોષ યજદ હતો અને તેના હાથમાં લાકડી હતી છે એ સરોષ યજદનું એજમતી હઠીયાર હતું કે જેથી જરતોસ્તથી દરેક બુરાઇને દુર રાખવાનું ખુદાઈ નુર હતું. અને તેનાં બીજા હાથમાં પકડેલી કેતાબ તે જરતોસ્તની પેગમબરીની નીશાંન છે. અને તારોનેક બેટો પેગમબર તરીકે જન્મી આ દુનિઆમાં પેગમબરી કરશે. અને દુનિઆમાં નેકીનાં બીજ રોપનાર છે જેથી દેવ, પરી ( વેહેમી મુરાદોની બુત પરસ્તી ) આજેજ થનાર છે. અને તેથી દુનિઆમાં તેનું નામ અમર રેહેશે. પેલાં ત્રણ જાનવરો નુરમંદ લાકડીથી પાછાં હઠ્યાં તે જરતોસ્તનાં ત્રણ મોટા દુશ્મનો છે પણ તેઓ ફાવશે નહી અને જરતોસ્તથી તેઓ માહાત થશે. જ્યાં રાસ્તીને ખરો માર્ગ જાહેર થયો ત્યાં જુઠા બદમાસ લોકો પાયદાર નથી રહેવાના. જેમ ખુરશેદને ધુલ છાંટ્યાથી તેની રોસ્ની ઝાંખી થતી નથી તેમ બંદગી કરનાર અને ખુદરતને રાહે ચાલનાર જે ફરજંદો છે તેઓની કીર્તીને અજ્ઞાન અને દીન વગરનાં લોકોનાં ગીલ્લાથી જાંખ પોહોંચનાર નથી. જે વેલા જરતોસ્ત ભલી દીનને આશકાર કરશે, તે વેલા એક બુજર્ગ પાદશાહ તેને મદદ કરશે અને તેનાં સઘલાં કાંમોને રોનક આપશે. આ બેટાથી કયાંમત તુલીક ખાનદાનનો જેબ વધશે, અને ખુદરતની પેદાયસમાં સર્વ મધન થશે. જરતોસ્તી ધર્મ દુનિઆમાં ફેલાશે પણ અફસોસના વાત એ છે કે હું તે વખતે રહેનાર નથી જો ત્યાં સુધી મારી હયાતી હતે તો તે બેટા પર હું જાન કુરબાંન કરતે." જ્યારે દોગદોએ આ શખુનો નજુમીથી સાંભળ્યા ત્યારે તે બુઢાને પુછ્યું કે "મારો હંમેલ પાંચ માસનો એ તેં કેમ જાણ્યું?" તે નજુમીએ કહ્યું કે આગલા લોકોની [1]તવારીખ પરથી અને નજુમનાં હીસાબ પરથી મેં કહ્યું છે. તુ બચ્ચું જન્મે ત્યાં સુધીનાં

---

૧ પેહેલવી દીન કર્દ કેતાબનાં ૭ માં વૉલ્યુમમાં અને બરજોનામાંમાંથી લખાણ મળે છે, કે પેગમબર જરતોશ્તનાં જન્મની ખબર મીનો યઝદોથી આગલા પાદશાહોને થઈ હતી, ગયોમર્દ, જમશેદ, ફ્રેદુન, મીનોચેહેર, કએખુશરૂ વિગેરે પાદશાહોને મીનો યજદોથી બસારત મળી હતી, કએખુશરૂ પાદશાહને સરોષ અશોએ બસારત કરીતી કે "તારૂં ઈરાન સર જમીનનું રાજ્ય કએલોહરાસ્પને આપ તેને ત્યાં એક લાયકી ભરેલો બેટો કએગુશ્તાસ્પશાહ પેદા થશે અને તેને

દીવસો ગણુજે મારૂં સાચવટ માલમ પડશે. અને આ નેક ફાલનાં બેટાથી ખુદરત તુને શું ફાયદો આપે છે તે તું પોતે જોશે. ' નજુમીથી આ શબ્દો સાંભલી દોગદો ખુશી થતાં ઘેર આવ્યાં અને પોતાનાં ખાવીંદ પૌરૂશસ્પને હકીકત કહી, ત્યાર પછી બંન્નેએ આ વધાઇ પૌરૂશસ્પનાં બાપ પેનેરસ્પને કેવાડી.



## અશો જરતોશતમાં ગેબી શક્તિઓ.



અશો જરતોશત.

### મોજેજો પહેલો—
### પેગમબર અશો જરતોશતને (જનમતીવેલા હસ્વાનો.)

દોગદોને જ્યારે નવ માસ પુરા થયા ત્યારે તેમણે પોને પોતાનાં સઘલાં કામની તૈયારી કરી રાખી હતી અને કુટુંબની ઉમરે પુગેલી બાનુઓ મદદને માટે આગલ રાખ્યાં હતાં. તેમાં દોગદોની પડોશની ઓરતો આવેલી હતી તે નીચ અને મકર-ભરેલી હતી. જ્યારે **ફરવરદીન મહીનોને ખોરદાદ રોજની બામ-દાદનો વખત થયો ત્યારે મુબારક કદમનો જરતોશત જન્મીઓ. અને જનમતાંવાર હસ્યો,** અને તે મકાન રામશની ભર્યું લાગ્યું, આથી તેના બાપ પૌરૂશસ્પને ઘણી અચરતી ઉપજી તેથી તેનું નામ જરતોસ્ત પાડયું. હવે પેલા ખ્વાબની તાબીર કહે-નાર શખ્સનું બોલવું ખરૂં પડયું. જરતોસ્તના જનમતી વેલા હસ્વાથી અને

---

ત્યા જરતોશત પેગમબર દીન લાવશે." તે મુજબ કએખુશરૂ પાદશાહ ગોશેન-શીન થયા ત્યારે પોતે કએલો હોરાસ્પને રાજ્ય સોંપ્યું હતું. વળી દીનકર્દ ૭ મા

તેનાં રોશન ચેહેરાથી તેનાં માય આગલ મદદમાં રહેલી પેલી ઓરતોમાં અદેખાઇ, ગમ, ફીકર પેદા થઈ. અને આખા શેહેરમાં બુરા અને જાદુઇ ખેલવાલા લોકોનાં દીલ દરદ ભરેલાં થયાં કે હવે આ પીડા થશે અને હમારાં ખોટારાં પકડશે માટે આ બચ્ચાંને દુનિયામાંથી નાબુદ કરી નાખવું કે જેથી આપણી ફીકર મટે તેથી તેઓએ પ્રપંચ ચાલુ કર્યા.

**મોજેજો બીજો—દોરાસરૂન પાદશાહનાં જખમથી બચવાનો જરતોશતની બચગીમાં**—તે વખતે રએ શેહેરમાં દોરાસરૂન નામે એક મકરબાજ અને જાદુગર પાદશાહ હતો. તેને જરતોસ્તનાં *જન્મની ખબર આગમચથી હતી કે જરતોસ્ત જનમશે અને જાદુઈ તથા જાદુગરો નાસ પામશે. અને નવી બરહક દીન લાવશે. તેથી તે બાબરો થયો અને જરતોસ્તને મારી નાખવા કાજે પોતે પોતાનાં ઘોડાપર સ્વાર થઈ પૌરૂશસ્પના મકાંન તરફ આવ્યો અને તે દુધમલ બાળકના બીછાના પાસે આવ્યો અને ફરમાવ્યું જેથી જરતોસ્તને પારણામાંથી બહાર કાઢયો. તેજ વખતે તે નાપાક પાદશાહે એક ખંજર તે બાલકને ભોકી દેવા કાડયું પણ તે બાલકના જાનની નેઘેહબાની કરનાર પાક પરવર હતો તેને તો તે બાલકને બચાવ્વું હતું તેથી તે પાદશાહનો હાથ અકડી ગયો અને તેને પોતાનેજ એવો એક જતકો ખુદરતી પોતાના શરીરમાંજ વાગ્યો (યાને તેને ખુદરતી રીતે હાથમાં આંકડ઼ આવ્યું) કે જે દરદથી તે મરવાતોલ થયો. અને નીરાશ થઈ જરતોસ્તના બીછાણા આગલથી દુર થયો.

**મોજેજો ત્રીજો—ચેહમાંથી જરતોશત બચી ગયા**—આ

---

વોહ્યુમમાં લખે છે કે "દેવની રાહ રશમે ચાલનાર મકર અને ફરેબ ભરેલા તુરાની પાદશાહ અફરાસીઆબે પોતાના સંકટ વખતે ખુદરતને અરજ કરી–ઇરાન શેહેરનાં જન્મેલા બુજર્ગ લોકો અને વગર જન્મેલામાં જે અશો જરતોશત છે, તેનાં જેવું ખોરેહ તેને મલે, પણ તે ખોરેહ તેને નહિ ગજ્યું. આવાં ચશતમાં પણ અફરાસીઆબ વિષેનો આ ફકરો મળી આવે છે. આ ઉપરથી સાબેત થાય છે કે અશો જરતોશતનાં જનમવાની ખબર આગલા ન્યાગાનોને ગેબી મદદથી પડી હતી. પણ જરતોશત પોતે કોણ જીવ છે અને તેને શું શું કાર્યો બનાવ્યા છે તેનો ખુલાસો જે અ્શો શક્તિ તરફથી મને મલ્યો છે તે આગલ વાંચતા માલમ પડશે (પ્રગટ કર્તા.)

* કએલોહોરાસ્પશાહની પાદશાહીના ૧૧૦ મા વરસમાં જરતોશત જનમીઓ. લોહોરાસ્પે ૧૨૦ વરસ પાદશાહી કીધી અને ગુશ્તાસ્પે પણ ૧૨૦ વરસ પાદશાહી કીધી. જરતોશ્તે પોતાના ૪૦ મા વરસમાં દીન ફેલાવી. આ ઉપરથી ગણત્રી કરતાં ગુસ્તાસ્પની પાદશાહીના ૩૦ મા વરસમાં જરતોસ્તી દીન આવી. અને પેગમબર ૭૭ વરસના ગુજર્યા તે ગુશ્તાસ્પના રાજના ૬૭ મા વરસમાં ગુજર્યા.

પછી તે ગુમરાહ જાદુગરોને મોટી ફીકર પેદા થઈ અને પૌરૂશસ્પ પાસેથી જરતોસ્તને જંગલમાં લઈ ગયા અને ત્યાં બાલવાનાં લાકડાંનો ઢગલો કરીને તેમાં તેલ ગંધક વિગેરે નાંખી ચેહ સલગાવી બાલક જરતોસ્તને અંદર નાંખ્યો અને તે નાહાસી ગયા, પણ આતશ બુજાઈ ગયો અને તેમાં જરતોસ્ત ઉગાઈ ગયો. પેલા દોજખીઓએ જરતોસ્તને બલતી ચેહેમાં નાંખીને દોરાસરૂન પાદશાહને તે ખબર મોકલી. હવે જ્યારે દોગદોને આ ખબર પડી ત્યારે દેવાનાં માણુસ માફક ત્યાં દોડતાં ગયાં. પણ પોતાનાં ફરજંદનો ચેહેરો ભેસપતી સેતારા જેવો જલકતો જોઈ ખુશી થયાં અને ગોદમાં લઇ તે ફરજંદને ઘણાએક બોસા દીધા અને બે માલુમ રીતે પોતાને ઘેર લઇ ગયાં.

**મોજેજો ચોથો—જરતોશત પેગમબર ગાયનાં ટોળાંમાંથી બચવા બાબે**—અશો પેગમબરપર આતશે નહી અસર કરી તથા તેમની માતા તેમને સલામત ઘેર લઇ ગયાં તે છુપી વાતો આલમમાં ફેલાઇ. તેથી પેલાં બદફેલ મરદો અને ઓરતોએ બુરા ખવાસથી તે બાલકને મારી નાંખવાનો જુદો ઈલાજ શોધી કાઢયો. અને દોરાસરૂનનો હોકમ લઇ તે ગુમરાહ ઈનિશાનો તે દુધમલ બાલકને તેના બાપ પાસેથી લાવ્યાં. અને ગાયોને આવજા કરવાનો ઘણો સાંકડો રસ્તો હતો ત્યાં તે બાલકને બેજતન નાખ્યું અને ચાલી ગયા. એવું ધારીને કે આ સાંકડા રસ્તામાં જ્યારે ગાયોનું ટોળું આવશે કે તુરત તે બાળક કચડાઈ જશે. જ્યારે ગાયોનું ટોળું તે રસ્તાપર આવ્યું ત્યારે તેમાંની એક કદાવર અને જોરાવર ગાય એકદમ સૌથી પેહેલાં આવી તે બાલકને પોતાના ચાર પગ વચ્ચે લઈ સારી જતનથી રાખી ઉભી, અને કંઇજ પણ અલવલ આવવા દીધી નહી. જો કોઇ બીજી ગાય તે તરફ આવવા જતી તો પેલી ગાય ઉંચા કાન કરતી જેથી બીજી ગાયો ચાલી જતી. એ પ્રમાણે બધી ગાયો ચાલી ગઇ અને પેલી ગાય તે પછીજ તે ગોવાલાંની પુઠે ગઈ. આ ખબર દોગદોને થતાં જલદી ત્યાં આવી પોતાના બાલકને ગોદમાં લઈ ચાલી ગયાં. અને બાલક માટે ખુદાનો ઉપકાર માની તે ગોનેહગારોને બદદુવા દીધી.

**મોજેજો પાંચમો—ઘોડાના ટોળામાંથી જરતોશત બનચીઆ**—ગાયના ટોલાંમાંથી જરતોસ્ત બચવાની ખબર જ્યારે દોરાસરૂનને પડી ત્યારે તેને જખમ લાગે તેમ લાગું કે હજુ કેમ એ જીવે છે વિગેરે. તેથી [1]ઘોડા-

૧. આ લખાંણુને મલતુંજ લખાંણુ દીનકરદ તથા બીજાં પેહેલવી દફતરોમાં મળે છે અને વધુ ખબર એમ મળે છે કે જરતોશતના બાપ પૌરૂશસ્પ પોતેજ જરતોશતને ઘરમાંથી આપતા હતા. કેમકે દોરાસરૂન અને તેના બીજા મલતીઆઓ

ઓને જવાના સાંકડા રસ્તામાં જરતોસ્તને નખાવ્યો, કે કચડાઈ જશે. પણ ખુદાની મેહેરથી તેમ નહીં થયુ, જ્યારે ઘોડાઓનું ટોળું આવ્યું કે ખુદરતી રીતે તેમાંથી એક ઘોડી તુરત દોડતી આવી અને ગાયની માફકજ તે બચ્ચાંનું રક્ષણ કર્યું અને ટોળુ વીસરજન થયા પછી તે ઘોડી ત્યાંથી ગઇ. આ ખબર દોગદોને થઇ કે તેવણ ત્યાં પુગીને તે બચ્ચાંને લાવ્યાં. અને તે પછી તે બચ્ચાં માટે તેવણને ઘણી ફીકર રહી.

**મોજેજો ૬ ઠો—વરૂઓના દોલામાંથી જરતોશ્ત બનચીઆ–** જ્યારે ગાય ઘોડાથીબી જરતોસ્ત બનચી ગયો તે ખબર દોરાસરૂનને પડી તેથી તેને હોકમ કીધો કે જ્યાં વરૂઓનુ રહેથાંન હોય ત્યાં જાવો અને તે મકાનમાં વરૂનાં બચ્ચાંઓને મારી નાંખો અને ત્યાં જરતોસ્તને નાંખો. જે ફાડી ખાનારાં વરૂઓ પહાડ તરફથી આવશે અને પોતાનાં ફરજંદને મારેલાં જોતાં જરતોસ્તને ફાડી ખાશે. તે મુજબ અમલ કર્યો. જ્યારે પેલાં વરૂઓ જંગલમાંથી આવ્યાં ત્યારે પોતાનાં રહેથાનમાં પોતાનાં બચ્ચાંઓને મરેલાં જોયાં અને એક દુધમલ બાલક રડતું જોઈ જનુની જોસ્સાથી જેવા ફાડી ખાવા જાય છે કે તેઓ ત્યાં અટકી ગયાં અને જરતોસ્તને કસ્સી ઇજા પુગી નહીં. વરૂઓને સુસ્ત થયલાં જોઈ બીજા ફાડી ખાનારાં જાનવરો પણ અટકયાં અને સઘળાં કીના ભરેલાં જાનવરો ખુદાની મેહેરથી જરતોસ્તની દાયા થયાં.

પેલાં વરૂઓને જરતોસ્તની પાસે આવ્યાને બે કલાક થયા કે પહાડ-પરથી એકાએક બે બકરાંઓ આવ્યાં. (દીનકર્દમાં લખ્યા મુજબ આ બે બકરાંઓ સરોષ યજદ અને બેહેમન અમેશાસ્પંદ હતા.) તેઓએ પોતાનાં દુધ ભરેલાં થાંન જરતોસ્તના મોહોડામાં ધર્યાં. તેઓને પેલાં વરૂઓથી કસ્સી ઇજા પુગી નહીં, અને સાંજથી તે બીજા દહાડાની બામદાદ થાય ત્યાં લગી તે બકરાંઓએ વખતેવખત (પોતાનાં થાન મારફતે) દુધ પાયા કીધું. હવે જરતોસ્તની મા દોગદોને પોતાનાં બચ્ચાં થકી ફીકર થતાં ગેબી યજદોથી બસારત થઈ તે મુજબ દોગદો પોતે પેલા પહાડ આગળ બીજે દહાડે સહવારે આવી પુગાં અને પોતાનાં બચ્ચાંને જોઈ પોતાને જે વસવસો થયલો હતો તે મટી ગયો. અને જમીનપર પોતાનું સર નમાવી ખુદાપર આ-ફ્રીન કરી, કે "યા માલેક તું સર્વશક્તિમાન છે તારો જોડીઓ બીજો નથી." આ પછી પોતાના ફરજંદને ઘેર લાવ્યાં. આ ખબર જાદુગરોને થઈ તેથી તેઓએ સભા ભરી અને માંહોમાંહે વાતો કરવા લાગા કે આપણે કોઇબી

---

સાથે તેવણને ઘણા ઘણી હતી. જરતોશ્ત જેવા બેટાની નામદારીની તેવણ મગરૂરી લેતા પણ જરતોસ્તની વીરૂદ્ધ હતા. અને જરતોસ્તી દીન પણ કબુલ નહીજ કરી હતી.

દહાડે જરતોસ્તપર ફાવી શકશું નહીં. આ સવાલનો જવાબ તે મજલેશ-માંથી બોરાંતરૂશ નામનો શખ્સ જે તે સઘળાઓ વચ્ચે મોટો દરજ્જો ધરાવતો હતો તેણે આ મુજબ જવાબ વાળ્યો કે "તમારી મેહેનત કરશો તે ફોકટ થશે. મે બધી વાકેફગારી મેળવી છે એને બેહેમન અમશાસપદ ખુદા હજુર લઈ જનાર છે. અને એ પેગમબરી કરનાર છે. અને આપણી આ મોરાદ કદી ફળનાર નથી કેમકે અદલ ખુદાવંદ તેનો મદદગાર છે." આ વાત જરતોસ્તના બાપ પૌરૂશસ્પને પડી તેથી તેને બોરાતરૂશને પુછ્યુ, કે તેના સેતારાની ચાલ કેવી છે? તે વિષે તું જાણનાર છે તો મને કહે તે મુજબ બોરાંતરૂશે જવાબ વાળ્યો કે "એના સેતારાની ચાલ નેક છે અને જીવ ઉત્તમ છે. અને દુનિઆમાં મોટી બુજર્ગી ભોગવશે. પેગમબરી કરશે, અને ગુસ્તાસ્પ દીન કબુલ કરશે. અને ગમે તેટલું લોકોના ભરમાવવામાં આવશે પણ તે કોઇનુ સમજશે નહી અને તેની દીન ફેલાશે." આ સાંભલી પૌરૂશસ્પ ખુશી થયો. તે વેલા (રએ શેહેરમાં) બોરજીનકરૂશ નામનો એક બુઢો પરહેઝગાર અક્કલમંદ મરદ રહેતો હતો તે શખ્સ મુરઘને બાંગ દેવાને વખત (બરી બામદાદમાં) પૌરૂશસ્પના ઘેર આવ્યો અને તેને અરજ કરી કે "જરતોસ્તને તું મને આપ. હુ પાલીશ અને જાલવીશ" તે પરથી પૌરૂશસ્પે તે બુઢાને સ્વાધીન જરતોસ્તને કર્યો. ખુદાની મેહેરથી જરતોસ્તની ૭ વરસની ઉમર થઈ ત્યાં સુધી સારી સુખાકારીમાં બુઢાને આસરે તે રહ્યો.

**૭ વરસની ઉમર પછીની જરતોશ્તની હકીકત**—જરતોસ્તની ઉમર જ્યારે ૭ વરસની થઈ તે વેલા તેનું ધ્યાન ખુદાપર લાગેલું હતું. આ વેલા બોરાંતરૂશ અને દોરાંસરૂબ બે જનાઓએ નજરબંદીના ભયાનક દેખાવો જરતોસ્તના ઘરમાં છુપી રીતે કર્યાં જેથી તે ઘરમાંના સઘલા લોકો ધાસ્તી ખાઇને ત્યાંથી ન્હાસી ગયા પણ જરતોસ્ત ખસ્યો નહીં અને બીધો નહીં. જરતોસ્ત સમજતો હતો કે આ ચમતકાર છે અને ખુદા તેનો નેઘેહબાન છે તેને ખુદરતી હીમત હતી. જ્યારે તે બદરાહોએ જાણ્યું ત્યારે તેઓ દલગીર થયા અને પાછા ફર્યા.

**પેગમબર જરતોશ્તની બચપણમાં માંદગી**—ત્યાર બાદ થોડી મુદ્દતે જરતોસ્ત સીક પડયો અને તેના મીત્રો દલગીર થયા. આ ખબર બોરાંતરૂશને પડયાથી તેને જાદુઇ ભરેલી દવાઓ મીશ્રણ કરીને અશો જરતોસ્તને હેરાન કરવા આપવા ધારી. જરતોસ્ત આગલ આવીને કહ્યું કે "આ દવા તુને ખાવી જોઇએ કે જેથી તહારૂં દરદ મટી જાય." જરતોસ્ત સમજી ગયો જેથી તે દવા લેવા સારૂ ના પાડી, અને લઇને ઢોરી

દીધી અને બોલ્યો–" એ રીમન દગાબાજ આ તારો પ્રપંચ મેં જાણ્યો છે કે આ દવા ખલકને હેરાન કરનારી છે, તારા મકરની વાત મેં ગેબથી જાણી છે." તે જાદુગર દલગીર થઈ ચાલી ગયા.

**પેગમબર જરતોશ્તને જાદુગરો સાથે થયલી તકરાર**—આ વેલા રએ શેહેરમાં સઘલા જાદુગર લોકો વસ્તા હતા. તેઓનું કામ જાદુઈ સીવાય બીજું કસ્શું હતું નહીં, અને નાપાક દીનના દેવો પૃથ્વીપર આવીને જાદુગરો સાથે સંબંધ રાખતા જેથી તે બદકાર લોકો તેઓથી જાદુ યાને ઠગાઇ ભરેલી ક્રિયા શીખી જેમ હમણાં પાક યજદાંની સેતાએસ અને વખાણ કરવામાં આવે છે તેમ તેઓ અહેરેમનની સ્તુતી કરતા હતા. અને આલમને પેદા કરનાર સાહેબની પીછાણ કરવાથી ગાફેલ હતા. તે વખતે પૌરૂશસ્પબી તે મશહુર તરીકા ઉપર ચાલતો હતો. એક દહાડે જરતોશ્તના બાપ પૌરૂશસ્પે, દોરાંશરૂન અને ઓરાંતરૂશ અને તે સાથે બીજા કેટલાએક મુખ્ય જાદુગરોને જયાફ્ત આપીને ખાણું ખાવા સારૂ પોતાના મકાનમાં બોલાવ્યા હતા, ત્યાં તેઓ ઉમદા ખાણું ખાઈ રહ્યા પછી એક મજલીશ સમારી બેઠા હતા, તે વેળા પૌરૂશસ્પે બોરાંતરૂશને કહ્યું કે " હમણાં જાદુઇના કામમાં તું ઘણો ખબરદાર અને હોશીયાર કહેવાય છે, માટે આ મીજલસના લોકોનું દીલ ખુશ થાય તેવો તું એક ખેલ કરી બતાવ." આ સખુનો સાંભલી જરતોસ્તે પોતાના બાપ પૌરૂશસ્પને કહ્યું કે " આવી રીતનું નાલાયક બોલવું તમોને શોભા આપતું નથી. કેમકે જાદુગર (યાને ધુતારા) લોકોનું મકાન દોજખમાં છે, તેથી તમો જો [1] જાદુઈના ખેલને પસંદ કરશો તથા વાજબી તરીકાથી

---

૧. આજે પારસી લોકોમાં પણ ખાણીપીની મીજલસ વખતે આ દાખલા જોવામાં આવે છે કે અને કરનારાઓ કહે છે કે બે ઘડી નવરાં બેઠે સાચાજુઠી કરે તે કરતાંએ આ ખેલ જોવા સારા છે, તેઓ આ ઉપરથી શું વિચારશે ? સારી મીજલસ અને મેલાવડા વખતે કસરતના અખાડા થાય છે તે તો એક અંગબળના અખતરા છે પણ તેવી વખતે યાને પારસીઓમાં નવજોત, લગન, અને ધાર્મીક ક્રિયા વખતે અને અગીયારી જેવા પાક મકાનના કમપાઉન્ડમાં પણ જાદુઇ હાથ ચાલાકીના ખેલના અખતરા કરાવે છે જેથી મોબેદો પણ જોનાર ધાર્મીક એહેદીનોને પણ તે અનગમતું છે. કદાચ એમ બનતું હોય કે દેખાદેખીના રેવાજથી આ મુજબ કરતાં હોય, પણ નવજોત, લગન વખતે હમકોમને અનુસરતી ધાર્મીક વાચનો ખુશાલીના પ્રસંગના કારણે બે ઘડી ગાવા વગાડવાનું તથા નીતિ રીતીનાં બોધદાયક ગાયનો હોય તો પ્રસંગોપાત છે. અને બીજા ધાર્મીક મેળાવડા વખતે ખુદાઈરાહની નીતિની વાચનો અને ખુદાની તારીફનાં ગાયનો અને તે માલેકનું કીર્તન ગવાય તથા દેશદેશાની પેદાયસોનું વર્ણન કહેવાય તો એકી વખતે સભાને જાણવાનું

ઉલતા ચાલશો તો આખેરશ તમારૂં મકાન પણ ત્યાંજ થશે. માટે કુદરતના સાહેબ ખોદાએતાલાએ પોતાની ખલકને બતાવેલી રાહપર તમે ચાલો." આ સાંભળી બોરાંતરૂશે ગુસ્સાથી અશો જરતોસ્તને ધમકી આપી અને કુકરાઇથી બોલ્યો કે "આ દુનિયામાં બધા બુજર્ગોમાં મને માન ઘણું છે કોઈની હીમત એટલી ચાલતી નથી કે મને અપમાન કરે તો તું અને તારો બાપ મને શું બીસાદમાં છે. તારી આ ચાલને લીધે હું શેહેરમાં તુંને રૂસવત કરીશ. તારૂં નામ આ દુનિયામાંથી ગુમ થજો અને તારાં દીલને હરગેજ ખુશીમાં હોતી." તુરત અશો જરતોસ્તે હીમતથી જવાબ દીધો કે "તારૂં ખોટાઈ મારી પર કસીબી અસર કરનાર નથી. મારે માટે તું લોકોમાં હલકું બોલશે તો તારૂં વજન હલકું થરશે, અને તારી ઇજત જશે. હું તારે માટે જે બોલ્યો અને બોલીશ તે સાચું બોલીશ. અને ખુદાઇ દલીલ અને તકરારથી તુંને આજેજ કરીશ. હું ખુદાના નામથી તારો રીમની દાવો રદ કરીશ અને તારાં કામો તોડીશ." આ વાતથી મજલેશના લોકો હેરત થયા અને બોરાંતરૂશ શરમીંદો થઇ ઘેર ગયો. ત્યાં તેને ગમથી તાવ થઈ અને બેમાર પડયો. અને તેના કુટુંબને ધાસ્તી પેદા થઈ.

**અશો જરતોશતે જુવાની હાલતમાં કરેલાં કામો—સતરાહબર**

[1]જરતોસ્ત પંદર વરસની ઉમરે પુગા પછી દુનિયાદારીની કોઇ પણ ચીજો

---

મળે અને જ્ઞાન મેળવે. મોટા લોકો કે જેઓને કસી તંભા નથી અને મોહમાંથી અનેક જોઇતી ચીજો મળેલી છે તેઓનાં બચ્ચાઓ લાડ અને ખુશી હોય એટલે દુનિઆની બાબદોમાં શું શું બને છે તે જાણવાની દરકાર ન રહે પણ જેઓ ખંતીલા છે તેઓ ગમે તેટલા સુખ છતા સ્વાર્થ પરમાર્થ પુરેપુરૂં સમજે છે અને વખતને અનુસરતું અને પ્રસંગપડતું દરેક કાર્ય બનાવે છે ટુંકી સમજણનાં ઇનશાનો કોઈએ કંઇ બનાવ્યું તે પહેલું પોતે બનાવી માન અખંડ માન ખાતવા જતાં પોતાની સમજણને અનુસરતું થયાથીજ ઘણી વેળા ઘોટાળો કરે છે. ડાહ્યાં માણસો વખતસરનું પોતાનું કામ થાવકાઈથી કરી કીર્તી યસ મેળવે છે. (પ્રગટ કર્તા.)

૧. જરતોશત પોતે આતશ ખોરદાદ હવાનો જીવ હતો અને અરશ રોશનીથી આતશ ખોરદાદની ઉત્પતી હતી. આતશ ખોરદાદ હવા પોતે જરતોશત કહેવાય છે તેથી આ પેગમબરનું નામ જરતોશત છે. અશો જરતોસ્ત કહીએ છીએ તેનો માએનો એ જે એ આતશ ખોરદાદ હવા અશોશક્તિ અરશ રોસ્નીથી છે તેથી અશોનો એલકાબ છે વળી સપેતમાન જરતોશત કહીએ છીએ તે આ દુનિયામાં તેનું ખાનદાન સપેતમાનનું કહેવાતું હતું અને પેગમબર જરતોશતનો દશમો વડવો નામે સપેતમ હતો તે પરથી આ સપેતમાનનું ખાનદાન કહેવાતું હતું. રએ શેહેરમાં આ ખાનદાન બહુ નામીચું હતું. પેગમબર જરતોસ્તનાં જવાનીના કામો ઘણાં

પર ધ્યાન નહીં આપતાં પોતાનું શર જમીનપર નમાવી ખુદાની બંદગીમાં રાત દીવસ મશગુલ રહેતા. અને એક ઘડી પણ ખુદરતની યાદ અને ફીકર વગર આસાયસ નહી લેતા. તેમની આગલ મુબારક સરોષ યજદ બેહેસ્તના મકાનથી આવી ખુદાઇ એલમ તથા ભેદોથી તેને વાકેફ કરતો હતો. તે કંગાલ લોકો ઉપર પ્યાર રાખતો હતો, અને તેઓને છુપી રીતે ખાધાનો ખોરાક તથા પેહેરવાનાં કપડાં પુગાડી સઘળી હાજત પુરી પારતો હતો. તેનાં આ નેક કામની કીર્તી આલમમાં મશહુર થઈ હતી. તેને (જરતોસ્તને) કોઇ પણ ચીજનો લોભ હતો નહીં. તેનો ધંધો પાક દાદારની એબાદતનો હતો. તેનો ધંધો આ દુનિયાંના લોકો માફક લુટલગર અને તોફાની કામો તથા મોજમજાહમાં પડી આઇતું ખાઈ ખોદની કરવી એ નહતું. ખુદાની દીલબરી તેને ચાહી હતી અને તેના વિચાર મુજબ ખુદરતી તેને સારો એલમ હાંસલ કર્યો હતો અને તેના પ્રતાપે તેને પેગમ્બરી કરી હતી.

## જરતોસ્ત રએ શહેરથી ઈરાન દેશ ગયા અને આબહી નદીના પાણી પરથી વગર કીસ્તીએ પસાર થયા તે અહેવાલ.

અશો જરતોસ્તની ઉમર ત્રિશ વરસની થઇ ત્યારે ઈરાન સર જમીન થકી સરોષ અશોની તરફથી બસારત થઈ તેથી તેને પોતાના કબીલાના કેટલાક મરદ અને ઓરતો સાથે ઈરાન તરફ કુચ કરી. ત્યાં રસ્તામાં જતાં આબહી નામની એક નદી ( વેહરોદ નદી ) મળી જે ઉંડાઇમાં વધારે હતી. અને તેમાંથી પાર ઉતરવા મછવો અથવા હોડી મલી નહીં તેથી તેના કુટુંબે પાછું ફરવા ઇરાદો કીધો. ત્યારે અશો જરતોસ્તે ખુદા આગલ બંદગી કરી અને તેને મદદ મલી જેથી તે સઘળાંઓએ પેહેરેલા પોશાક સાથે પાર ઉતરી ગયાં. જેમ પુલપરથી ચાલી જાય અને પાણી નડે નહીં તેમ તેઓ ગયાં. જરતોસ્ત અસપંદારમદ મહીનોને અનેરાંન રોજને દહાડે ઇરાનની સરહદમાં આવી પુગો. તે દહાડે ઈરાનમાં મોટું જશન હતું. તેથી જશનની ક્રીયા કરવાનાં મકાન મધ્યે સવાબનો હંબેરો મેળવ્વા સારૂ શહેરનાં સઘળાં લોકો ઉલટથી જતા હતા. તે જશનગાહમાં જવાનો અશો જરતોસ્ને ઈરાદો કીધો, પણ રાત પડવાના સબબે તેમ કરવાને બન્યું નહિ અને એક મકાન મધે તે એકલો સુતો ત્યાં તેને ખ્વાબ થયો. તેમાં એવું જોયું કે ઉત્તર દીશા તરફથી એક લશ્કર આવ્યું અને તેણે જરતોસ્તનો જવાનો માર્ગ ઘેરી લીધો

---

કીર્તી ભરેલા છે. વાચો દીનકર્દ, યજશનેનો તરજુમો, અને વદીદાદનો તરજુમો, અવસ્તાનાં તરજુમા વિગેરે તેમાંથી સારૂં જાણવાનું મળે છે.

તેટલાં દક્ષીણ તરફથી બીજું લસ્કર આવ્યું અને બંને લસ્કર વચ્ચે તલવારથી લડાઇ થઈ અને ઉત્તર તરફનુ લસ્કર હાર ખાઈ ન્હાશી ગયુ. આ ખ્વાબનો ખુલાશો એક ખ્વાબની તાબીર કહેનાર તરફથી જરતોસ્તને મલ્યો કે અશો જરતોસ્ત ખુદાઇ દરબારે પુગી દીન લાવશે પણ બદકાર લોકો તેની સાંમે થશે. આ સંદેશો મેદીઓમાહ (જરતોસ્તના કાકા આરાસ્પનો દીકરો મેદીઓમાહ)ને પુગતાં વાર તે અશો જરતોસ્ત આગળ આવશે અને દીન કબુલ કરી વાકેફગારી મેળવશે અને અવસ્તા–ઓ–૮૪ દને ખુશ તથા બુલંદ અવાજે પવિત્રાઇથી પઢશે, તેથી સઘળા દેવો અને જાદુગરો નેસ્ત થશે" એ ખ્વાબની તાબીર સાંભળ્યા પછી અશો જરતોસ્ત પેલા જશનગાહમાં ગયા અને ખુશ દીલથી ઘણીએક ઉલત સાથે તેવણે કેટલોક વખત બંદગીમાં ગુજાર્યો અને થોડા માસ ઈરાનમાં રહ્યા.

**અશો જરતોશત દાએતી નદીમાંથી પાર ઉતર્યા**—ત્યાર બાદ અરદીબેહેસ્ત મહીનાની અધવચમાં દેપમેહેર રોજને દીવસે બામદાદમાં અશો જરતોસ્ત ઈરાનથી નીકળ્યા. અને તે એક ઘણી ઉંડી દાએતી નદી નજદીક જઈ પુગા અને ઉંડા પાણીની કસ્સી દરકાર કરી નહીં અને તે મધે ઉતરીને ચાલવા માડયુ. તે વખતે તે નદીનુ પાણી ચાર હુમલે જરતોસ્ત પર ચઢી આવ્યું. પેહેલો રોહ ગુંતી લગી, બીજી વેલા ગુઠણ લગી, ત્રીજી વેલા કમર લગી, અને ચોથી મરતબે ગરદન સુધી. આ ચાર રોહ માટે અશો જરતોસ્તને ખોદાતાલાએ આએ રીતે જાહેર કીધુ કે "આવતાં નવ હજાર વરસમાં બેહેતર માજદયસની દીન ચાર[1] મરતબે તાજી થશે. ૧લું હકની દરબારેથી અશો જરતોસ્ત દીન લાવશે અને દુનિયામા જાહેર કરશે, બીજી મરતબે હોશેદર, ત્રીજી મરતબે હોશેદર માહ, અને ચોથી મરતબે સોસીઓશ[2] ભલી દીન પાક દાદારથી કબુલ કરીને આલમમાં તેનો ફેલાવો કરશે." અશો જરતોસ્ત જ્યારે તે નદીને કિનારે આવ્યા ત્યારે પોતાનુ બદન પાણીથી પાક કરી સાફ પોસાગ પેહેરી પાક દાદારની બંદગીમાં મશગુલ રહ્યા.

**અશો જરતોશત નજદીક બેહેમન અમેશાસ્પંદનું આવવું**—તેજ દાહાડે એક આકાર તે તરફથી જરતોસ્તની નજરે પડયો. તે બેહેમન[3]

---

૧ વાચો આ કેતાબમાં પાને ૧૮૧ થી આખર હજારાનુ લખાણ. ૨ સોસીઓશનો અર્થ ફાયદો પહોચાડનાર. અવસ્તામા જગેજગ એવા સોસીઅંતો માટે વાચવામા આવે છે. ૩ આ લખાણ ઘણીએક કેતાબોમા એક સરખું મલતુ આવે છે. પણ હાલના ચાલુ જમાનામા આ માટે વસવસો છે કે ખુદાઇ ફીરસ્તાઓ કદી એમજ આવેજ નહીં વિગેરે પણ અશો શક્તિ તરફથી જે સાર મલે છે તે એજ કે "દુનિયાની શરૂઆ-

અમેશાસ્પંદ હતો તેણે જરતોશ્તને પુછ્યું કે "તારૂં નામ શુ છે? દુનિયામાં તું શાની સોધ કરે છે? તથા તારી મોરાદ મતલબ શી છે?" જરતોશ્તે તુરત કહ્યું કે "આ દુનિયામાં મારી સોધ અને ઇચ્છા ખુદાની ખુશી સિવાય બીજી કોઇ નથી; મારૂં દીલ રાસ્તી સિવાય બીજું કંઇ ચાહતું નથી. હું ખુદાનો હુકમ બજા લાવીશ તો તેથી મારા દીલની મોરાદ હાંસલ થશે. હું ધારૂંચ કે નેકીની રાહ બતલાવનાર તું પોતે છે." તેવા લાયકીવાળા સખુનો સાંભળી બેહેમન અમેશાસ્પન્દે કહ્યું કે "તું ઉઠ અને મારી સાથે આવ, જેથી તું ખુદાને પહોંચે અને તારી ખાયસ મુજબ તું તે માલેકથી તેનો જવાબ સાંભલે." જરતોશ્તે તેજ વેળા પોતાની તૈયારી બતાવી અને બેહેમન અમેશાસ્પદે એક ઘડીભર આખ વીંચવા ફરમાવ્યું તે મુજબ જરતોશ્તે કર્યું અને આંખ ઉગાડી જોતાં પોતાને મીનોઈ ખલકમાં જોયો. ત્યાં અહુરમજદ[1] અને અમેશાસ્પંદો સાથે ઓલખ થઇ.

**પેગમબર જરતોશ્તે દાદારની હજુરમાં બે સવાલ કીધા અને તેનો જવાબ મલ્યો**—૧ લો સવાલ એ કે "આ પૃથ્વીપર ભલુ કોણુ?" તેના ઉત્તરમાં તે હમેશગીના શેહેનશાહે કહ્યું કે "જેનામા હમેશા સાચવટ હોય, જેની સખાવતથી સઘલા લોકોનાં દીલ ખુશ થાય, અને જે ઇનશાન પોતે માનસ જાતને અથવા પશુ, પંખી, પક્ષી કોઇ પણ જીવદારને દુઃખ નહી દીએ, આતશ, પાણીની જાલવણી કરે, તે આદમી ભલું છે. તું સઘલાઓને જણાવજે કે આ તન પાંચ દીવસની દુનિયામાં જેઓ આલમને દુખ

---

તમા પેહેલી હવા, હવામાથી સેતારા, તેમાથી જીવનાં બીદુ થયા, હવે જેવી હવા હોય તેવી તે જીવની ખાસીઅત હોય અને કામ બજાવે તેમ આબાદી કરનારી હવાઓનાં જીવો આ દુનિયાના ભલાને ખાતર કોશેષ કરે છે અને તેઓને ખુદા સ્હાય થાય છે.

૧. બીજી કેતાબો જેવી કે પહેલવી 'મોઅજેજાતે જરતોશ્તી' દીનકર્દ, યજશનેનો ૪૪ મો હા, સઘળે એક સરખા લખાણો મળે છે પણ અશો શક્તિ તરફથી ખુલાશો મળે છે કે પેગમબરને વાતોચીતો થઇ છે તે વાતાવરણના માલેકી જીવો હતા અને ત્યાંથી પાછું વલતાં જરતોશ્ત પોતે મોતીનાં દરયાવ આગળ આવેલા આતશ બજેશ્તના મકાનમાં ગયા અને મેહેઆબાદને હાથના લખેલા ૫૧) પોથા હતા તે આ દુનિયાના લોકની વાકેફી સારૂ લેતા આવ્યા પણ દીન દુશ્મનાઈની એકથી અનેક લડાઈ થઇ તેમા તે મોટેબર પુસ્તકોનો કેટલોક ભાગ જતો રહ્યો છે. તેજ કારણે પારસી લોકોમાં હજુ મતફેરી ચાલુ છે અને કેટલાક મગજમારી કરાવનારા સવાલો હર વખતે ઉભા થાય છે સાધારણ ઈનસાનીઅતમા જન્મ પામેલો જરતોશ્ત હતો પણ તેના જીવની હવા ઉંચ હોવાથી તેનામા ઉચ્ચ ખવાસો હતા અને મહાત્મા શક્તિ હતી. બીજી સાધારણ શક્તિઓ એવાં કામો કરે નહિ અને જોખમ ખેડે નહિ. (પ્રગટ કર્તા)

દેનારા છે તેઓ મારા હોકમથી ઉલટા ચાલનારા હોય તેઓ સઘલાઓને કેહેજે કે તેઓની બદચાલને લીધે તેઓને સુખ નહી રહેશે." જરતોસ્તે દાદારને બીજો સવાલ પુછયો કે "ભલું અને બુરૂં જાણવાની મને આગાહી બક્ષ." પાક દાદારે જવાબ દીધો કે "નેકી કરવી એ મારી મોરાદ છે, અને બદકરણીનો શખ્સ મને અનગમતો છે. **મારી બંદગી કરનારને જે કોઇ શખ્સ બદ સખુનો કહે અથવા હીને તે મહાબુરો છે.** ભલુ કરવું એ મારો મુખ્ય હેતુ છે અને જે કોઇ ઇનિશાન ગેતી દુનિયામાં બીજા રખડી પડેલા ઇનિશાનનું ભલુ કરે તેમાં મારી મદદ છે એ કામનો કરનારને રોજી જ્યાદે થાય, અને તેની અને તેના ફરજંદોની ઉમર દરાજી થાય એ મારી દુવા છે. જે ઇનિશાન પોતે ભલો માર્ગ ભુલીને બુરા રાહપર ચાલે છે અથવા પોતાને માર્ગે ચાલનાર બીજા ઇનિશાનોની અદેખાઇથી ખોદણી કરે છે, તે બુરો છે અને તેની બુરાઇનો બદલો સજા મળે છે. ત્યારે તે કહે છે કે ખુદા એમ કેમ કરે છે? એ તેઓની બેહુદી ફરીઆદથી તેઓ એ જુઠ્ઠું તોહોમત મારાપર લાગુ પાડે છે અને તેના બદલામાં તેઓને પોતાની નીતિ રીતિનાં પ્રમાણમાં મલ્યુ જાય છે **માટે માણસ જાતને સમજાવી કહે કે પોતાની કરણીનો ડર રાખી બીજા નીરદોશોને નહીં દુઃખ દીએ. નહીંતો કેરદારની ગતી મુજબ તેઓનું મુકામ થશે."** આ સિવાય બીજી ઘણીએક બાબતો અને આસમાની એલમથી જરતોસ્તને વાકેફ કરીને સર્વ પેદાયસની હકીકતથી માહેર કર્યો. અશો જરતોસ્તે નાપાક અહેરેમનને જોયો તેને પોકાર મારી જરતોસ્તને કહ્યું કે "આ પાક દીનને તું છોડી દે કે તારી સઘલી મુરાદ બર આવે" પેગમબર જરતોસ્તે સાફ ના પાડી ઇનકાર કર્યો.

**અશો જરતોશતને મીનોઇ જેહાંનમાં બતાવેલી નીશાનો—** જ્યારે દીનની માહેતી મેલવી ત્યારે [1]બલતા આતશનો એક પાહાડ નજર

---

૧. બળતા પહાડ માટે અશો શકિત તરફથી સાર મળે છે કે "એ પાહાડ કોઇજ નહિ પણ જ્વાળામુખીનો એક ફાટો છે જે માટે એને ધાતુની નદી પણ કહે છે. આખર હજારામાં ખુદરતી ઇન્સાફ એવો થાય કે જે ઇનિશાને જેવી કરણી ભલી યા બુરી કરી હોય તેવો તેનો ઇન્સાફ થાય જીવ શરીરથી છુટો પડયા પછી આ મજકુર ધાતુની નદી યાને જ્વાળામુખીએ જાય અને જો સારી કરણીનો સારો પાવર જીવ ધરાવતો હોય તો તેટલો અંશ તે જીવનો બચી તેમાથી બહાર છુટો નીકલે અને બીજી જીંદગી ભોગવે. પણ જો બુરા કામો કર્યા હોય તો જીવ ત્યા જ્વાળામુખીએજ ભસમ થાય છે. સબબ કે આગળ વાચી ગયા મુજબ હવામાંથી તારા, તેમાથી જીવ, અને હવામાંથીજ ખુદરતી રીતે દુનિયાની ઉત્પત્તિ, ત્યારે જીવ અને સર્વચીજો ચાર અનાસરથી છે તેથી જ્વાળામુખી વતી કસોટી થાય છે."

પડયો. દાદાર તરફથી જરતોસ્તને હુકમ થયો કે, આ પહાડમાંથી ચાલી જવું' તે મુજબ જરતોસ્ત ચાલી ગયા પણ સહેજબી ઇજા નહીં થઈ. ત્યારબાદ પરવરના હુકમથી કાંસાની ઘણી એક ધાતુ તાવી તેનાં રૂપેરી સીનાંપર રેડી તેથી પણ તેનાં જીવને સહેજબી ઇજા નહીં થઇ. ત્યાર પછી તેનું (જરતોસ્તનું) પેટ ચીરી તેમાંથી સર્વ ચીજો બાહાર કહાડીને પાછી તે પેટમાં મુકી, અને તેજ વેલાએ પેટનો જખમ મલી ગયો. ત્યારબાદ દાદારે જરતોસ્તને કહ્યું કે આ સઘલા મોજેજાઓનું બ્યાન દુનિયાના દરેક ઇનશાનો આગલ કરજે. જે કોઈ નેક માર્ગ મુકી બદરાહે ચાલશે તે આકેબત તેના કેજે પુગશે અને દોજખનાં આતશથી ઇજા પોંહોંચશે. તે તાવેલુ કાંસુ તારી છાતીપર રેડયુ અને તે બરફ જેવું થઇ ગયું તેની આગાહી એ છે જે આ દીનનો ફેલાવો આ દુનિયામાં થયા પછી (કેટલીક મુદ્દતે) કેટલાક લોકો ભલી દીનથી માથુ ફેરવીને નાપાક અહેરેમનની ચાલપર ચાલશે, અને દીનની બરબાદી કરશે તે વેલા **આદરબાદ મારેસ્પંદ** નામનો મોબેદાંન મોબેદ તેઓની સામે હીમતથી બહાર પડશે અને લોકોને ઘણીએક નશીઅત કરશે, અને સઘલાંઓની હજુરમા તે તાવેલુ કાંસુ આએ રીતેજ પોતાના બદનપર ઓતશે પણ તેથી તેને કસ્સી ઇજા પહોચનાર નથી અને શકમંદ લોકો આ મોજેજાથી દીનપર ઓસ્તવાર રહેશે અને ખોટા મારગને તરક કરશે."

**બંદગી કરતી વખતે કેબલો કરવો કે નહીં તે માટે જરતોસ્તે દાદારને પુછયું**—કે "અએ માલેક તારી પરસતેશ કરનારા રોશનદેલના મોબેદો અને તે વિગેરે બીજાઓ તારી બંદગી વખતે કેઈ ચીજની સનમુખ ઉભા રહી બંદગી કરે ? અને પઢવાથી તારી એબાદત બંદગી બજા લાવે ? અને કઇ ચીજ વધારે ઉત્તમ છે ? તે બાએ મને ખુલાશે સમજાવ." **દાદારે કહ્યું** કે "જે ચીજ જાતે નુર અને રોસ્ની ભરેલી હોય તેને મારૂં નુર સમજી તે રોસ્ની તરફ પોતાનુ મોહ રાખે અને તેપર નજર રાખી મારી બંદગી કરે. દુનિઆનાં સર્વ લોકોની નજદીક રોસ્ની મોટા મરતબો ધરાવે છે. અને એઉ દુનિયામાં મારાં નુરથી કોઇબી જગોને તું ખાલી જોશે નહિ." ત્યારબાદ **દાદારે અશો જરતોશતને અવસ્તા–ઓ–જંદની માંહીતી આપીને ફરમાવ્યું** કે એ અવસ્તા તેના અર્થ સાથે ગુસ્તાસ્પ પાદશાહની આગલ તું પઢજે કે એ મધે જાહેર કરેલા હેવાલથી માંહેર થાય અને દીનની ખબરદારી મેલવે. અને **પાદશાહ ગુશ્તાસ્પને તું મારી તરફથી આ નશીઅત કરજે** કે "મને પોતાને તે ખરો ન્યાયાધીસ અને નેકીનો કરનાર ગણે, રાત દહાડો અવસ્તા ઉપર પ્યાર મોહોબત

રાખે, અને તે મધે ફરમાવેલી નસીઅતો યાદ રાખીને ચાલે, અને એજ મુજબ સઘલા મોએદોને અને આલમના લોકોને તું ખબર આપજે કે અવસ્તા મધે ફરમાવેલા હુકમ મુજબ ચાલે. કે જેથી તેઓ બુરા રાહથી દુર રહેશે." ત્યારબાદ અશો જરતોસ્તે દાદારની જનાબમા ઘણી એક સુક્ર ગુજારી કરી.

**અશો જરતોશતને પાક યઝદાંથી પાછુ ફરતાં છ અમેશાસ્પંદો સાથે થયલી વાતચીત**—અશો જરતોસ્ત પોતાના દીલની સઘલી મોરાદો તથા ઉમેદ પાક યઝદાંથી હાંસલ કરીને કુદરતના સાહેબની હજુરથી પાછો ફર્યો ત્યારે **બેહેમન અમેશાસ્પંદે** આવી ગાય ગોસ્પદોની જાલવણી કરવા અને બેગુનાહ નહીં મારવા વિષે લોકોને ફરમાન આપવા પેગમબર જરતોસ્તને ભલામન કરી અને કહ્યું કે " ગાય ગોસ્પંદોની હવાલી મને છે. અએ જરતોસ્ત તું મોબેદો અને સરદાર લોકોને ફરમાવજે કે તેઓ સઘલાં ગોસ્પંદોની સંભાલ અને જતન તથા નેઘેહબાની કરે, જેથી આલમને ફાયદો પહોંચાડનારાં **જુવાન ગોસ્પંદોને અને પશુઓને કોઈ કાપે નહીં** કેમકે એવી રીતે કાપનાર સખસ ખુદાને અનગમતો છે. તેથી ગોસ્પદોની સાચવણી કરવી, ચોપગાંને અને પંખીઓને દુઃખ નહીં દેવુ, અને તેઓની મારફતે પોતાના ફાયદા ભરેલા કામો કરવા આદમીઓને સજાવાર છે. આએ નસીઅત ભરેલા સખુનો તુંને કહેવાની મારી મતલબ એ છે કે મેં સઘલાં ગોસ્પદોની નગેહબાંની કરવાનું કામ પાક યઝદાંથી કબુલ કરેલું છે. તે મુજબ તું આ મારી ભલામણુને વજનદાર ગણીને દીલોજાનથી કબુલ રાખે, અને તેથી દુનિયાનાં સર્વે લોકોને તું વાકેફ કરે, કે તેઓ તે મુજબ ચાલે. અશો જરતોસ્તે બેહેમન અમેશાસ્પંદથી તેની આએ નસીઅત મુજબ ગોસ્પંદોની હીમાયત કરવાને [1]કબુલ કીધુ. ત્યાંથી આવતાં **અરદીબેહેસ્ત અમેશાસ્પંદે જરતોશતને કહ્યું** કે " પાદશાહ ગુસ્તાસ્પને અને દુનિયાના લોકોને જાહેર કરજે કે આતશને પાણીથી બુજવે નહીં, અને નસો બાલે નહીં, જમીનપર અથવા કેઠ પણ વીખરાતો નહીં રાખે, ચુલામાં બુજાવા નહીં દેવો, અને દરેક શેહેરમાં જ્યાં આતશ કદેહ નહીં હોય ત્યાં આતશકદેહ બંધાવી આપવાં. અને આતશપર સુગંધ બાલવી કે જેથી તમોનેજ સારૂં છે. જો બદબો બાલશો તો તમારાજ મગજને પુગશે. આતશનો ઇગીર દંડીનાં દરદને મટાડશે અને નાપાકી દુર કરશે. પરવરદેગારે આતશપર મને મવકલ કીધો છે અને હું તમો લોકને તેનો હવાલો સોંપુછું. જરતોસ્તે આ

૧. યજશનેનો ૩૨ મા હા. ફકરો ૧૨ મો, અને ૩૪ મો હા. ફ. ૩ માં, અહુનવદ ગાથામાં પોતાના દુનિયાને જાહેર કરેલા ઢંઢેરામાં બેહેમનતું બોલલું કહે છે.

સખુનો કબુલ રાખ્યા. ત્યારબાદ **શેહેરેવર અમેશાસ્પંદે** આવી જરતોસ્તને કહ્યું કે અએ નેક, તું હમેશ જસ મેલવજે. મારો પેગાંમ તું આદમીઓને પુગાડજે અને જે લોકો હથીઆરો વાપરે અથવા કંઇ પણ ધાતુનાં વાસણો વાપરે તેઓ તેને સાફ રાખે અને તેને કાટ લાગવા દીએ નહીં. સબબ કે ધાતુઓની સરદારી મને મળેલી છે." ત્યાંથી જરતોશ્ત આવતાં **સ્પનદારમદ અમેશાસ્પંદે** કહ્યું કે "અએ અશો, તું દુનિયાના લોકોને જાહેર કરજે કે ઇનસાફનાં ખાવીંદનું ફરમાન છે કે જે જમીનપર આદમીઓ વસે તેને આબાદ રાખે. જે પાદશાહો અને ઇનિસાનો જમીનને આબાદ કરવાની કોશેષ કરે તેઓ ઘણા નેક છે" તેજ વેળા **ખોરદાદ** અમેશાસ્પંદે જરતોસ્તને કહ્યું કે "અય પાક મરદ! નદી અને કુવા મધેથી વહેતું પાણી અને જમીન મધ્યેની નળીઓને રસ્તે તથા પહાડપરથી વહે છે, અને જે પાણી ખેતીવાડી તથા વાપરવશના કામમાં આવે છે, તે વહેતાં પાણીનો હવાલો હું તુને સોપુ છુ. માટે આલમના લોકોને તું ખુલ્લી રીતે કહેજે કે તેઓ મુરદાર વસ્તુઓથી પાણીને દુર રાખે, અને તેને પલીદ તથા રીમન ચીજો સાથે આલુદે (ભેલી) નહિ નાંખે. કેમકે પાણી સાફ હોય અને ખાવાનું પકાવે તો સારૂં છે પણ જો પાણી ખરાબ હોય તો દરદ થાય છે તેથી કોઇ પણ પાણી વહેતું યા બંધીઆર સાફ રાખવું. જેથી કોઇ પણ જગ્યાએ દરદનો વધારો નહિ થાય, અને ખાનું સ્વાદ લાગે. એટલા સારૂ ન્યામત ચીજો સાફ રાખવાની દાદારે હોકમ કર્યો છે." ત્યારબાદ **અમેરદાદ** અમેશાસ્પંદે જરતોસ્તને કહ્યું કે "ઇનિશાનોને ફરમાવ જે કે વનસ્પતિને વગર કારણે ખરાબ કરવી તથા જમીનથી ઉખેડી નાંખવી નહિ. સબબ આ ઉગનારી વસ્તુઓથી આદમી તેમજ જાનવરોનો ખોરાક થાય છે તેથી સાચવણી કરવી. વળી [1]મોબેદોને ફરમાવજે કે દુનિયામાં સઘળે ઠેકાણે તેઓ ફરી વળે અને ભલી દીનથી સૌને વાકેફ કરે, અને તે કામેલ મોબેદ દીનની દરેક બાબદથી ત્યાંના લોકોને સમજ આપતો રહે, કે દીનનાં કામો તથા કાયદાઓ દુનિઆમાં જાહેર તથા ચાલુ રહે, અને સઘલા લોકો પોતાની કમર ઉપર ભલી દીનની નીશાંન જે કુસ્તી છે તેને કમરબંધ તરીકે બાંધીને અવસ્તાની વાકેફગારી સાથે આલમને પેદા કરનાર સાહેબની નીઆએશ, સેતાએસ, અને બંદગી કરે. બીજું દાદાર અહુરમજદે જાનદાર વસ્તુઓનાં શરીરની બાંધની હવા, પાણી, આતશ, અને માટીથી કરેલી છે. તે ચાર

---

૧. આજનાં એરવદો મોબેદો આ ઉપરથી શું વિચારશે? વાંચો આગળ **મોબેદી ટોળાનું** લખાણ.

[1]અનાસરોને ખુદાની મોટી બક્ષેશ ગણી તેને સાફ અને પાક રાખે. આ દરેક કામોથી દુનિઆમાં તારૂં નામ નેકી સાથે અમર રહેશે."

**અશો જરતોશત મીનોઇથી આ ગેતીમાં પાછો આવ્યો ત્યારે** તે ખબર મકર ભરેલા દેવોને થઇ તેથી તેઓએ કહ્યું કે "અએ નેક મરદ, તું અવસ્તા–ઓ–જંદ ભણુતો નાં અને દુનિઆમાં દીન બતાવતો નાં. હમોએ જેમ **વીવંઘનને** રાજ્ય આપ્યું તેમ તુંને પણ હમો મદદ થઇશું." આ બદ સખુનો સાંભળતાંવાર જરતોસ્ત હસ્યો અને [2]બુલંદ આવાજે અવસ્તાનો એક ભાગ ભણ્યો. જેથી તેઓ (બુરા દેવો) [3]જમીનમાં નેહેસ્ત થયા.




**પેગમબર જરતોશત બલખ શહેરમાં પાદશાહ ગુશતાસ્પની દરબારમાં દીન લાવ્યા**—પેગમબર અશો જરતોસ્ત, મીનોઇથી નીચ મ-ક્કરખોરા દેવોના ઉપર ફતેહ મેળવી ત્યાંથી શહેનશાહ ગુશ્તાસ્પની દરબારમા જવા માટે બલખ શહેર તરફ [4]ચાલ્યો. ત્યાં પોંહોંચતાં પહેલાં પાક યજદાંની યાદ કીધી અને ત્યારબાદ પાદશાહની દરબારમાં જવા સારૂ સુંદર ચાલથી દાખલ થયો, અને કચેરી તરફ તેણે જોયું કે ઇરાન મુલકના તાબાનાં સઘળાં સંસ્થાનોનાં હાકેમો અને સરદારો અને અમીર લોકોની બે સફ કમર બાંધીને

---

૧. વાચો આ પુસ્તકમા વાતાવરણનું લખાણ. ૨. દેવોને જરતોશતે બર-તરફ કર્યા એ તે ખુલાસો **વંદીદાદની ૧૯ મી** પરગરદમાં તથા **જમ્યાદ યશત**મા અને યજશનેનાં **હાવનીમ**ના હામાં બતાવેલો છે. ૩ જમીનમા દેવોના પેદા થયા યાને કે જરતોશતને બુરી અને મેલી હવાઓએ ઉપર મુજબ ફતવો આપ્યો, પણ અવસ્તા કલાંમ પઢવાથી તે બુરી હવા નાબુદ થઇ. ૪. **સારેસતાંને ચેહાર ચમન** અને બીજી ફારસી કેતાબોમા લખે છે કે ગુસ્તાસ્પશાહના મહેલમાં જરતોશત પેગમબરનું તખ્ત હતયું. એક **હાથમાં** આદર બુરજીન આતશ અને એક હાથમાં અવસ્તાનું પુસ્તક અને સરવનું ઝાડ હતુ તેમાં દર પાતરે એવું વંચાતુ કે "ગુસ્તાસ્પ એ દીન કબુલ રાખ," વિગેરે. આદરબુરજીન આતશમાં એવો ચમત્કાર હતો કે હાથમાં પકડે પણ આતશ બુજાતો નહિ હતો, તથા પાણી તથા ખાકથી ઠંડો નહિ થતો અને સુખડ કાઠી વગર પોતાની મેળે બજ્યાજ કરતો." વિગેરે. હવે મને અશો શક્તિ તરફથી જે આગાહી મળે છે તે આ કેતાબમાં આગળ વાંચો. (પ્રગટ કર્તા.)

ઉભેલી જોઇ. તેની આગળ બીજી બે સફ નામીચા ઓલમા તથા ફીલસુફ લોકોની તેઓના દરજ્જા અને પદવી પ્રમાણે બેઠેલી જોઈ, કે જે બેઠક ઉપરથી તે વિદ્વાન લોકોની ચહડતી ઉતરતી કાબેલીઅત જણાઈ આવતી હતી. જે શખ્સ દાનાઇમાં સરસ ઠરતો તેનો દરજ્જો પાદશાહની હજુરમાં મોટી પદવીનો ગણાતો તથા તેની બેઠક પાદશાહી તખતની આગળ રેહતી હતી. એ પછી ( અશો જરતોસ્તે ) ગુસ્તાસ્પશાહને બુજર્ગી ભરેલાં તખ્ત ઉપર માથે કીમતી તાજ સાથે બેઠેલો જોયો. તેની નજદીક આવીને અશો જરતોસ્તે તે પાદશાહ ઉપર દોઆ કીધી. ગુસ્તાસ્પશાહે તેનો સખુન સાંભળતાંજ તે બુજર્ગવારનાં દરજ્જા તથા મરતબાને પીછાણી લીધો. અને ઘણીએક મોહોબતથી ખબર અંતર પુછીને પેલા વીદવાંન લોકોની બંધે સફની આગળ પોતાની સામે એક ખુરશી મેલાવીને તે ઉપર બેસવા સારૂ અશો જરતોસ્તને અરજ કીધી. અને કહ્યું કે જે કંઈ એલમ તું ધરાવતો હોય તો તે જાહેર કર. તેથી પેગમબર જરતોસ્ત પેલી ખુરશીપર બેસીને પોતાની જબાનથી ઘણુંએક નાદર સખુનો બોલવા લાગ્યો. અને તેની વચે જો કોઇ શખ્સ તકરાર કરવા સારૂ મેદાંન પડતો હતો તેને ખુબી ભરેલા શબ્દોમાં જે જવાબ વાળવા લાગો અને તકરારમાં તેને આજેજ કરીને તે ઉપર ફાએક પઢવા લાગો. ગુસ્તાસ્પશાહની દરબારમાં પેગમબર અશો જરતોસ્ત આવ્યા અને શાહ ગુસ્તાસ્પ ઉપર નેક દોઆ કીધી તે નીચે મુજબ.

**અવસ્તા—દહમો અહમે આફ્રીવચાડ* ખરેનંઘાડ મે સદીફહે* આદ ઓખત જરથોશતરો કવોફશ વીશતાસપહે* આફ્રીનાંમી તવનર દંઘો પેતે* વોહુ જીતે* ડશાજીતે* દરેગેમ તે જેતે નરાંમ જીતે તે નાફ્રેકાંમ* જેતે તે પોથર ડશ જીઆડતે તનુ કેરે* ફ્વતે બવાહે યથ જામાસપો ડત આફ્રીનેમ કેરેનવાદ યથ દંઘહેડશ* વીસતાસપાફ સેવેશતોબવાહે યથ મજદાડ* વેરેથરજાડ યથ થરેતાનો* અમુઆડ યથ જામાસપો * અશવરેચાડ કવડશ પોડરો જરો યથ ડશનરો* જેનંઘાતેમ બવાહે યથ તખમો ડરો * ખરેનઘહંતેમ બવાહે યથ ચો ઇફમો ખશેતો હુઆંથવો* હજંઘર ઇઓખશતીઆડ બવાહે યથ અજોફશ દહાકાફ અગદેન ડગરેમ ઓજેસતેમ બવાહે યથ કેરેશાસપેમ* હુદાડઘેમ વીઆખનેમ બવાહે યથ ડરવાખશહે* સરીરેમ કેહરપેમ બવાહે યથ સીઆવરશાને* પોડરો ગાડશ બવાહે યથ આંથવીઆંનો ફશ પોડરો અસપેમ બવાહે યથ પોડરોશ અસપેમ* અશુઅ**

**બવાહે યથ જરથોશતરો સપેંતામોઇ* રંધાંમ દુઝરે પારાંમ બવાહે યથ ઇઓ વેઇરો નવાજો* ઇરૂઅથો બવાહે વજતનાંમ યથ જરનેમ મશીઆનાંમ* જીમાઇંતે હુચ વો દશ પોથર* થરાયો બવાહે યથ અથોરોનેમ* થરાયો બવાહે યથ રથેશતારહે* થરાયો બવાહે યથ વાસતરીઇહે ફશોઇઅતો* ફવેતે બવાહે યથ દંઘહેઇશ વીશતાસપાઇ* ઇરૂઅદ અસપેમ બવાહે યથ હુઅરે* રોચેતેમ બવાહે યથ માઇંઘેમ* સોચેનવંતેમ બવાહે યથ આતરેમ* તેજનવંતેમ બવાહે યથ મેથરેમ* હુરોદેમ વેરેથરાજનેમ બવાહે યથ સરોશેમ* અરશદકેશેમ બવાહે યથ રશનોઇશ રજેશતહે* દુશમેનીઓ જેનતેમ બવાહે યથ વેરેથરગનેમ અહુરદાતેમ પોઇરો ખાથરેમ બવાહે યથ રાંમનો ખાસતરહે અયસકેમ અમહુરકેમ બવાહે યથ કવ હુસરવ પસચ આફ્રીનેમઇપે જસેતે* વહેશતેમ અહુમ અશોનાંમ રોચંઘેમ વીસપો ખાથરેમ* અથ જમીઆદ યથ આફ્રીનાંમે* હુમતનાંમ–યથા અહુ વૈરીઓ (૨૧) અશેમ વોહુ (૧૨)*.**

[ ઉપલા અવસ્તાનો તરજુમો ]

પેગમબર અશો જરતોશ્તે કયાનીશાહ ગુસ્તાસ્પને આ પ્રમાણે કહ્યું કે "હું નેક દોઆનો કરનાર છઉ, અને તું મને ક્રીર્તીઓ ચાહનાર છે, અએ શેહેનશાહ! હું તુને સારી હાલતમાં જીંદગી ગુજારવાની, બુજર્ગી સાથે રહેવાની, અને લાંબી હયાતી ભોગવવાની તથા તારા ખેશાવંદ મરદો, ઓરતો, અને ફરજંદોને ક્રીર્તી સાથે જીવવા વિષેની દોઆ કરૂંછું. તેમજ તુ પાદશાહ ગુસ્તાસ્પ ઉપર જમાસ્પ દોઆ કરે તે પણ આમીન થાવો. તું મહાજ્ઞાનીની મીશાલે ફઐદેમંદ કામો કરનાર થજે. ફરેદુનની મીશાલે ફતેહમંદ થજે જમાસ્પની મીશાલે હોનરમંદ થજે. કાઉસ જેવો દબદબા ભરેલો થજે. હોશંગશાહ મુઆફેક અકલમંદ થજે. તેહેમુરસ્પ જેવો એજમતી હથીયારવાળો થજે આલમના લોકોને નેકીથી રાખનાર (પાદશાહ) જમશેદની મીશાલે ક્રીર્તીવાંન રેહેજે બદતર દીનના જોહાકનાં જેવો તુ ઉદ્યોગી થજે. (જોહાક બદકામમા હતો તું નેક કામમાં થજે) કેરશાસ્પની મોઆફેક ઘણો જોરાવર તથા ગાલેબ રહેજે આરતક્ષની મીશાલે લોકોની મીજલસના સરદાર રહેજે. કયરયાવક્ષના જેવો નેકબખત તથા બેગુનાહ થજે આગ્રોએરથની મીશાલે ઘણા ગોસ્પંદોનો સાહેબ થજે પાઉરશસ્પ મોઆફેક ઘણું ... રાખનાર થજે, જરતોશ્ત સપેતમાનના જેવો અશો થજે. ફરમાનબરદાર ક્રીરાંગીના મા... દુન્યા મારગમા જલદીથી પહોચનાર થજે. આદમીઓને જેમ જર બકાયુ છે તેમ તુ યજદ અમેશાસ્પંદોને પ્યારો થજે. તુંને દશ ઘણાં ફરજંદોની વૃદ્ધિ હોજો તુ આથોરનાન, રથેસ્તાર, વાસ્ત્રીઓશ લોકોની મીશાલે પરસ્તશીનો કરનાર થજે. તું

ગુશ્તાસ્પને સર્વેથી સરસપણું હોજો. તું આફતાબનાં જેવી તેજ ચાલનો થજે. માહાતાબનાં જેવો રોશન થજે (નેક કામ કરવામા) આતશ બીશાલ બલતો રેહેજે. મેહેર યજદ મીશાલે ઇનસાફનાં કામમાં ચાલાકી ભરેલો રહેજે. સરોશની બીશાલે દરૂસ્ત અંદામનો તથા ફતેહમંદ થજે. રશ્નેરાસ્તની બીશાલે દુશ્મનો ને દુઃખ ટાલનાર થજે. રાંમ યજદનાં જેવો રાહત ભરેલો રેહજે કએખુશરોના જેવો વગર દુઃખ અને ઈજાવાલો રેહજે. એ પછી અશો લોકોનાં બુલંદ બેહેશ્તનું રોશન મકાંન તુંને મલો. આએ મારી સઘળી દોઆ તુંને આમીન થાઓ " આ મુજબ ગુશ્તાસ્પશાહ પર દોઆ કરીને અશો [1]જરતોશ્ત પોતાની જગાએ બેઠો.

**પેગમબર જરતોશ્તને ગુશ્તાસ્પશાહની મીજલસના વિદ્વાનો સાથે પેહેલે દીવસે થયલી તકરાર.** ગુસ્તાસ્પશાહની દરબારના જમણા હાથ પરની સફનાં એક વિદ્વાને જરતોશ્ત સાથે તકરાર ઉઠાવી, તેમાં તે આજેજ થયો અને સેવટ જરતોશ્તનાં બોલવાને તેને કબુલ રાખ્યું. તે પછી બીજા એક વિદ્વાને તકરાર લીધી, પણ તેબી નિષ્ફળ ગયો. એ મુજબ જરતોશ્તની દરેક જણપર ફતેહ થતી, અને તકરાર કરનારાઓ આજેજ થતા હતા. અને જેઓ તકરારમાં આજેજ થતા તેઓ પોતાની ખુરશીપરથી ઉઠી તે જગાપર જરતોશ્તને બેસવાનું માન આપતા. ગુસ્તાસ્પશાહ જરતોશ્તની આવી રીતની વાતચીત સાંભલીને ઘણો અચરત થયો. અને ત્યાં હાજર રહેલા સઘલા ફીલસુફો ઘણા હેરાન થયા અને તુટેલા દીલના થયા. અને તકરારમાં આજેજ થયાથી તેઓને ફીકર પેદા થઇ. ત્યારબાદ ગુસ્તાસ્પશાહે જરતોશ્તને પોતાની પાસે બેસાડયો

---

૧. પેગમ્બર અશો જરતોશ્ત દીન લાવ્યા ત્યારે ફરવરદીન મહીનો ને ખોરદાદ રોજ હતો. ગુશ્તાસ્પશાહની પાદશાહીનું ૩૦ મું વરસ હતું. હવે તવારીખમાથી નોંધ મળે છે કે ઇસ્ત્રીસનની પુર્વે ૨૬૬૮ માં ગુસ્તાસ્પશાહ તખતે બેઠો હતો અને તેનાં ૩૦ માં વરસમાં દીન આવી એટલે ઈસ્વીસન પુર્વે ૨૬૩૮ માં દીન આવી. ૨૬૩૮ માં ચાલુ ઈસ્વીસનનાં ૧૯૧૩ ઉમેરતાં એકંદર વરસ ૪૫૫૧ થયાં. જરતોશ્તી દીન ગુશ્તાસ્પશાહની દરબારે આવી એમ ગણત્રી મળે છે. અસલ વખતમાં તારીખ, દહાડો, સાલ સાથે નહી લખાતું હોવાથી આજે ગણત્રી કરતાં તવારીખ આધારે વાત રહે છે જો તવારીખમાં ભુલ હોય તો પછી એકંદર આક કારતાં ભુલ આવે તેમાં નવાઈ નથી. અશો શક્તિ તરફથી ખબર મળે છે કે આ દુનિઆની ઉત્પતીને ઘણો લાંબો વખત ગયો નથી અને જરતોશ્ત સાહેબને દીન લાવ્યાને આ ચાલુ વખતમાં ઘણો લાંબો ગયો નથી. ફક્ત આજથી(૧૯૧૩ની ચાલુ સાલથી) ૩૭૦૦ વરસપર જરતોશ્ત સાહેબ જન્મીઆ હતા અને પોતાની ઉમરનાં ૩૦ માં વરસે દીનની પુરસેસ માટે ખુદાઈ દરબારે ગયા અને ૪૦ મે વરસે દીન લઈ ગુસ્તાસ્પની દરબારે આવ્યા, વિગેરે. અસલ વખતમાં તવારીખ લખનારાઓની સરાહગાતને લીધે રાજ્યનાં વરસનાં આંકડામાં ભુલ છે. (પ્રગટ કર્તા.)

અને પુરાતમ એલમોની વાત તેને પુછી. તેનો જવાબ તેણે લાયક અને ઘટતી રીતે વાલ્યો. તેથી શેહેનશાહનું દીલ ખુશ થયું અને પોતાનાં પાદશાહી મેહેલની પડોશમાં જરતોસ્તને રહેવાનુ મકાન આપ્યું. તે દીવસે ફીલસુફો પાદશાહની હજુરમાંથી શરમીંદા પડી પોતાને મકાંન ગયા, અને બીજે દીવસે દરબારમાં આવી જરતોસ્ત સાથે તકરારો કરી તેને રૂશવા કરવાની આપસ આપસમાં મશલત કીધી. પણ પાક ખુદાવંદના ભેદની તેઓને ખબર નહતી. જરતોસ્ત પોતે જ્યારે ઘેર ગયો ત્યારે ખુદાવંદની બંદગી કરી અને બામદાદ સુધીની સઘળી રાત તે માલેકની સુકગુજારી કરવામાં ગુજારી.

**બીજે દીવસે જરતોસ્તને વીદ્વાંનો સાથે થયલી તકરાર:—**

જરતોસ્ત બીજે દીવસે સહવારમાં ગુસ્તાસ્પશાહની દરબારમાં ગયો અને રાએતા મુજબ સઘલા બેઠા. અને ત્યારબાદ દીનની વાયજી અને એલમની બાબદોપર તકરારો અને વાદવીવાદ થયો. પણ તે વખતે જરતોસ્તની જબાંન તેજ તલવાર માફક ચાલતી હતી. અને દરેક વીદ્વાંનો તેથી આજેજ થયા અને દુઃખી થયા. અને તેઓએ જાણ્યું કે આ સઘલો ખેલ ખુદાનો છે. તે પછી ગુસ્તાસ્પશાહે જરતોસ્તનો મરતબો વધાર્યો, અને તેની બેઠક પોતાનાં તખ્ત આગલ કીધી. અને જરતોસ્તને તેનાં જન્મભુમી બુનીઆદ અને ધંધા બાબેની પુછપુરછ કરી. જરતોસ્તે સઘલું વીસ્તારી કહ્યું. ત્યારબાદ જરતોસ્તે ગુસ્તાસ્પશાહને કહ્યું કે "આવતી કાલે અહુરમજદ રોજ છે તેથી સહવારમાં સર્વ અમીર ઉમરાવો, લશ્કરી અમલદારો અને સઘલા વીદ્વાનોને હાજર થવાનું ફરમાન આપ કે તેઓ મધેથી જે કોઇની ખાયસ દાનાઇ અને એલમની તકરાર કરવા વિષેની હોય તેનો હું જવાબ વાલું અને તે પછી જે કંઈ હું દાવો ધરાવું છું તેનો પેગાંમ તુંને પોંહોંચાડું." આ સખુનો જરતોસ્તને મોહોડેથી સાંભલી ગુસ્તાસ્પશાહે તે મુજબ હોકમ કર્યો. આ ઠરાવ પછી જરતોસ્તે પોતાને મકાને જઇ આખી રાત બંદગીમાં ગુજારી. હવે આ તરફ ગુસ્તાસ્પશાહની દરબારનાં સર્વ દાનાંવ હકીમો દરદ ભરેલાં અને દુઃખી દીલ સાથે પોતાને મકાંને ગયા. તેવારે તે સઘલાઓએ એક બીજા સાથે ઠેરાવ કીધો કે એક બેગાંનો મરદ થઈ આપણાં મોભાને ઘટાડે છે અને અરધો અરધ વીદ્વાંનો પદવીથી હેઠા ઉતરે એ નામોશી અને શરમીંદગી ભરેલું છે. તેથી આપણુને લાયક છે કે આવતી કાલે પાદશાહની આગલ આપણુ એકદીલ તથા એક જબાંનથી રહીને તેનાં સઘલા બોલવાને રદ કરીએ અને તેની કીર્તિને ઝાંખ પોહોંચાડીએ. એવી રીતનો બંદોબસ્ત કરી તે સઘલાઓ પોતપોતાનાં મકાંને ગયા. અને અંદેશામાં આખી રાત તેઓને ઉંઘ આવી નહી.

**ગુશ્તાસ્પશાહની દરબારમાં વીદ્વાંનો સાથે અશો જરતોશતને ત્રિજે દીવસે થયલી તકરાર**—ત્રિજે દીવસે આફતાબ તલુ થયાને વખતે ગુસ્તાસ્પશાહની દરબારમાં આગલા દીવસનાં ઠેરાવ મુજબ સઘલાં એકઠાં થયાં, અને મુબારક તાલેનો જરતોસ્ત પણ ગયો, અને વીદ્વાંનોનાં કાયદા મુજબ જવાબ વાલવા લાગ્યો. આ વખતે વીદ્વાનોએ કરેલા સંપ મુજબ થોડીકવાર તેઓના પગ ખડા રહ્યા અને તદબીરો વાપરી. પણ આખેરસ આજેજ થઇ જરતોસ્તને જગા આપી દેવાની તેઓને ફરજ પડી.

**જરતોશતે ગુશ્તાસ્પશાહ હજુર પેગમબરીનો દાવો કર્યો.**

ત્યાર પછી જરતોસ્તે ગુસ્તાસ્પશાહને કહ્યું કે—"અએ નામવર શહેનશાહ! પાક ખોદાએતાલા કે જેનાં હોકમથી સાતે આસમાનો અને પૃથ્વી તથા સેતારાઓની ઉત્પતી થઈ છે, જે સાહેબે પોતાના બંદાઓને જાન બક્ષ્યો છે અને વગર આભાર કરવે રોજી પોંહોંચાડયો જાય છે. જેનાથી તું પોતે પણ પેદા થયો છે અને આ દરજજે પુગો છે અને સઘલા લોકોપર તે માલેકનો હોકમ ચાલે છે તેની તરફથી આ પેગામ હું તારી આગળ લાવ્યો છું." એટલું બોલી **જરતોશતે એક ગોલીફમાંથી અવસ્તાની કેતાબ કાહાડીને મેલી અને ગુશ્તાસ્પશાહને બલતેમાસ કરી કહ્યું કે—** "આ કેતાબનું ખાસ નામ અવસ્તા છે. તે આપી મને પાક યઝદાએ આલમનાં લોકો આગળ મોકલેલો છે, કે એ ફરમાન મુજબ તું ચાલે અને તારી રૈયત અને દુનિઆનાં લોકો આ દીન કબુલ કરે અને ફરમાવેલા હુકમ મુજબ ચાલ્યાથી આખરે તેનુ મકાંન બુલંદ બેહેસ્તમાં થાય. આ દુનિયામાં તારૂં દેલ ખુશી ભરેલુ થાય. **જો તું આ હોકમને નહીં માન આપશે તો તેથી તારૂં તાજ અને બુજર્ગી ધુલમાં મળી જશે.** માટે વાજબી ઇનસાફના સાહેબની શીખામણપર તું ધ્યાન આપ કે જેથી પેદા કરનાર સાહેબ તારીપર આજોરદે નહિ થાય. અને તારી કીરતીને હાંની નહિ પુગે. એટલા માટે હવથી મારા બોલવાપર તારૂં ધ્યાંન આપ, અને કોઇબી બદકારનાં કહેવા મુજબ માં કરતો." ગુસ્તાસ્પશાહે પુછ્યુ કે "આ બીનાની સાબેતીમાં તું શું મોજેજો બતલાવે છે? તારો મોજેજો અને ચમતકાર વાજબી હોય તો તે પ્રમાણે ચાલવાને હું ઘટતું વિચારૂં, અને આલમનાં લોકોને તારાં ફરમાનથી વાકેફ કરૂં, અને તારીપર બેઇનસાફી નહિ ગુજરવા દેઉ." અશો જરતોસ્તે કહ્યું કે મારા બોલવાની સાબેતીમાં આ જે ફરમાનો હું લાવ્યો છું તે બસ છે કેમકે પાક યજદાંએ મને ફરમાવેલું છે કે હવે પછી દુનિઆની સપાટીપર કોઇબી નાપાક દેવને તું જાહેરમાં નહી જોશે. તેજ સાક્ષી પાદશાહ ગુસ્તાસ્પને ઘણી છે. માટે **આ કેતાબ** જે હું લાવ્યોછું **તેની એજમતથી** દુનિઆમાં સઘલા દેવ દરૂજો અને જાદુગરો છુપ્યા થશે. તું જ્યારે

અવસ્તા અને તેનાં અર્થથી સંપુર્ણ માહીતગાર થશે ત્યારે તુંને કોઇબી દલીલની હાજત રેહેશે નહી. આ કેતાબમા બંધે જેહાંન તથા સેતારાઓનો હેવાલ આપેલો છે તે ખરો અને સહી છે એવું વર્ણન દુનિઆમા કોઇ શખ્સે જાહેર કે છુપી રીતે કરેલું નથી." ત્યારે ગુસ્તાસ્પશાહે અવસ્તા પઢી બતાવા સારૂ જરતોસ્તને કહ્યું તેથી અશો જરતોસ્તે એક બાબ તેની માએની સાથે પઢી બતાવ્યો. જેમ એક અજ્ઞાન બાલક એક ગૌહરની કીમત નહી સમજે અને મોટું થયા પછી બહુ પ્યારૂં લાગે તથા એક નાવાકેફની આગલ વિદ્વાન પુરૂષો એલમની વાતો કરે તેની કદર તે પેહેલાં નહિ જાણે પણ જ્યારે તે દાંનાઇથી વાકેફ થાય ત્યારે તેની કદરને તે સમજે, તેવી હાલત પાદશાહ અને પેગમબર વચ્ચે હતી. ગુસ્તાસ્પશાહ અવસ્તાની ખુબી સમજવાને દરજ્જે નહી પુગેલો હતો તેથી તે પાદશાહને તુરત વેલા તે પસંદ પડયુ નહી. તેથી ગુસ્તાસ્પે જરતોસ્તને કહ્યુ કે "તુએ જે પેગમબરીનો દાવો હમારાપર કર્યો છે તે ઘટતો છે, પણ તે ઉતાવલથી સરનજાંમ ઉતરશે નહી. હું એ બાબતમાં પેહેલાં સારી તરેહથી ધ્યાંન આપીને તેપર પુરતો વિચાર કરૂં. એ અવસ્તાનાં કેટલાક બાબો તેનાં અર્થ સાથે હુ શીખું અને તેની મતલબ કેવી છે તેને હું તપાસું, અને તે અસલ મતલબને તેનાં દાવા સાથે હું સરખાવી જોવું, જો એ દાવો અસલ મતલબ સાથે મલતો ઉતરશે તો હું તે કાંમ કબુલ રાખીને એ અવસ્તા દુનિઆમાં આશકારા કરીશ. માટે તું દર બામદાદને વખતે ખુશી દીલથી આ દરગાહ મધે આવતો રેહેજે જે વેલા તું આવ્વા ચાહશે તે વેલા આ મેહેલનો રસ્તો તારે માટે ખુલ્લો છે. તુંને જે ચીજ જોઇએ તે વિષે તું ફરમાવશે તો તુરત તુને મલશે." ત્યારે જરતોસ્તે પાદશાહને કહ્યું કે "બએ પાદશાહ! તુંને ઘટારત છે કે એ વિષે તારાં દીલને જે મોરાદ હોય તે મુજબ તું કામ કરે. જો તું પોતાનો શક દુર કરવા સારૂ મારાથી કાંઇબી મોજેજો ચાહાશે તો તે બતાવવાને હું હાજર છું." એટલું કહીને તે પેગમબર પોતાની જગ્યાપરથી ઉઠયો, અને પાદશાહે તેને સારૂ મુકરર કરેલાં મકાનમાં ગયો. હવે દરબારનાં વીદ્વાનો દીલગીર થઇ ઘેર ગયા અને જરતોસ્તનાં કામથી ઘણી અચરતીમાં પડયા. તેઓએ જ્યારે જરતોસ્તથી પેગમબરીની વાતો સાંભલી ત્યારે તેઓ પોતાની બુરી કોષેશ માટે નાઉમેદ થયા અને પાકજાદ જરતોસ્તને મારી નાખવાનાં ઉપાયો સોધવા તદબીર કીધી.

## અશો જરતોશતપર વીદવાંનોએ ઉલતી તદબીરો કરી

**વીદવાંનોમાંથી બે જણાઓએ એક બીજા સાથે મસલત કરી કે એક મકર**

ભરેલી યુક્તિ શોધી કહાડી, કે જેથી અશો જરતોસ્તને રૂશવા કરવો. આ કાંમની જરતોસ્તને ખબર હતી. જ્યારે જરતોસ્ત ગુસ્તાસ્પશાહ નજદીક જવા નીકળ્યો ત્યારે તેના મકાનની ચાવી પાદશાહી મકાનનાં દરબાંનને હવાલે કરી ગયો. તે ખબર પેલા હોકમા (વીદવાંન) લોકોને પડયાથી તેઓએ પેલા દરબાંનને લાલચ આપીને તેની પાસેથી તે કુંચી (ચાવી) ગુપ્ત રીતે લીધી અને તેઓએ ગલીચી ચીજો જેવી કે મુવેલાં આદમીનાં હાડકાં તથા કુતરાં, તથા બિલાડાંનાં માથાં, બાલ અને નસાની બીજી ચોજો એકઠી કરી, જરતોસ્તના મકાનમાં લઇ જઈ તેનાં તકીઆ અને ગેલાફમાં મેલીને તે મકાનનું બારણું પાછું બંધ કર્યું. અને કુંચી પેલા નાપાક દરબાંનને હવાલે કીધી અને તે બીના કોઇને નહિ જાહેર કરવા સારૂ તે દરબાંન સાથે મજબુત બંદોબસ્ત કીધો.

**અશો જરતોશતપર તોહોમત**—ત્યારબાદ તે વીદવાંનો ગુસ્તાસ્પશાહ નજદીક દરબારમાં ગયા. ત્યાં જરતોસ્તને ગુસ્તાસ્પશાહ નજદીક બેસી અવસ્તા અને તેની માએની કરતાં જોઇ અજબ થયા. તે હકીમોએ કહ્યું "અએ પાદશાહ! જંદ અવસ્તા જાદુઈ છે અને આએ કોણ મરદ છે તેને તું પાદશાહ નથી પીછાણુનો. આ શખ્સ [1]જાદુ પરસ્ત છે અને તેથી તારૂં મન વશ કરી લઇને મકરભરેલો ચાલે છે. આ શખ્સ આખી રાત જાદુઈ કરે છે, અને ચાહે છે જે તુને મજબુત રીતે હાથમાં લઇને દુનિઆમાં ફેસાદ તથા રખનો ઉઠાવી તારી બુજર્ગીને હેઠે નાંખે. માટે એવા શખ્સપર ભરોસો રાખીને તું દુનિઆમાં જાદુગરો નાં વધાર અને બને ત્યાં સુધી તેની સાથે સંબંધ નો રાખ. કેમકે એની છુપી વાતથી તું વાકેફ નથી. તારા અદલ ઇન્સાફથી સઘળી આલમ સુખી અને આરાસ્તે છે તેમાં તે નાપાક મકાંનવાળા મરદના કહ્યાથી તું ફીટનો અને બેકરારી નાં ઉભી કર. એથી તું આખરે પસ્તાસે અને તુને ફીકર અને દલગીરી ઉત્પન્ન થશે તું હમારો પાદશાહ અને હમો તારા નેકખાહ બંદાઓ છેએ, જેથી હમો જે કંઈ વાજબી જાણીએ છીએ તે તુને અરજ કરીએ છીએ, પછી તો તું પોતે મુખત્યાર છે." આ સાંભળવાથી પાદશાહ ગુસ્તાસ્પને અંદેશો પેદા થયો. તે પછી તેણે માણસોને હુકમ કર્યો કે જરતોસ્તને મકાને જઇ જે ચીજ હાથ આવે તે લાવવી. અશો જરતોસ્ત આ કામથી નચિંત હતો એટલે તેને દીલગીરી

---

૧. આજે પણ ખુદાઈ રાહ પકડી ધર્મ પાલતાં એવાંજ વીટંબણું અદેખા અને મુજી શત્રુઓથી હમોને વેઠવા પડયાં છે જે આ કેતાબનાં દીબાચામાં હકીકત વાંચી ગયાં. પણ ખુદરતની મેહેરબાંનીથી શત્રુઓનેજ શીક્ષા મલી છે. દી.સો.એ.

લાગી નહિ. તેને પોતાનાં મકાનની કુંચી દરબાંન પાસેથી લેવાને ફરમાવ્યું તે મુજબ માણુસોએ જરતોસ્તના મકાનમાં જઇને તેનો ખોરાક તથા પોશાક તથા બીછાનું, કેતાબો તથા કપડાંની પેટીઓ તથા બીજો સામાન લાવીને પાદશાહની હજુરમાં હાજર કીધો. તેને ખોલીને તપાસી જોતાં તે મધ્યેથી આદમીનાં હાડકાં, નખ, અને બીલાડા કુતરાનાં બે માથાં નીકળ્યાં.

**કાવત્રાંબાજ વીદ્વાનોનાં કહેવાથી કાચા કાનનાં ગુશ્તાસ્પશાહ અશો જરતોશતપર પારેલી જફા, તેમને બંદીખાને નાખવાનો હેવાલ**—ઉપલી સઘલી વસ્તુઓ પાદશાહ આગલ મેલી. તે જોવાથી ગુસ્તાસ્પશાહને અચરતી પેદા થઈ. પેલી જાદુઈ વસ્તુઓ વીદ્વાનોને દેખાડી અને તેઓપર પ્યાર બતાવ્યો અને જરતોસ્તને ખરાબ શબ્દો ઓચરીને કહેવા લાગો કે "અએ રીમન ! તું જાદુગર મકરખોરો ખરાબ વિચારનો બદકાર છે. જો તારૂં કાંમ જાદુઇનું નહી હતે તો આ વસ્તુઓ તારી પાસે રહેતે નહી માટે એ ઉપરથી સાબેત થાય છે કે તારા દીલમાં પાક યઝદાંનો કસ્સો ડર કે ધાસ્તી નથી." આ મામલો બનવા છતાં જરતોસ્ત હીમતથી બેસી રહ્યો અને મુરદાર વસ્તુઓ જોઇ કમકમીઓ તેણે ગુસ્તાસ્પને કહ્યું અએ પાદશાહ આ કામ મારાથી બનેલું નથી. આ વસ્તુઓ હું પોતે લાવ્યો નથી કે બીજા કોઇ પાસેથી મે મંગાવી નથી. તથા એવી વસ્તુઓ સાથે હું કોઇબી વખત રહેલો નથી. એ કામ મારા બદખાહ લોકોથી બનેલું છે તેઓએજ આ પલીદી ભરેલી ચીજો મારા મકાન મધે લાવી નાંખી છે. માટે તું પાદશાહી દરબાંનને બોલાવીને તેનાથી તે વિષેની ખબર મેલવ." ત્યારે ગુસ્તાસ્પે પેલા દરબાંનને બોલાવીને પુછ્યું કે "જરતોસ્તનાં મકાન મધે તું ક્યારે ગયો હતો તે વિષેનો ચોકસ હેવાલ તું મને કહે." દરબાને જવાબ દીધો કે "જરતોસ્તને ઘર મધેથી બાહાર નીકળ્યા પછી તેના મકાન મધે પવનનેબી દખલ મળી નથી." જ્યારે દરબાંનથી આ મુજબ સાંભળ્યું ત્યારે ગુસ્તાસ્પશાહે કઠણુ દીલે જરતોશતને કહ્યું કે "અએ કમીના શખ્સ તુંને ખંજર (વતી મારવો) તથા સુલી (ચહડાવ્વો) સજાવાર છે. આ ખરાબ વસ્તુઓ, જેને તું પોતે નજરે જોય છે, તે તારી પોતાની છે. તે વસ્તુઓ કોઇએ આસમાનપરથી તારા તકોઆ તથા ગેલાફમાં છુપાવીને મેલી નથી." એટલું કહીને અવસ્તાની કેતાબ ઉડારી નાંખી અને જરતોસ્તને કેદ કરવા સારૂં ફરમાવ્યું અને હુકમ કીધો કે "એ જાદુગરીનો મોટો સરદાર છે. અને દુનિઆને ખરાબ કરવા ચાહે છે, માટે એને કેદખાનામાં લઇ જાય, અને હવે પછી કોઈ તેનાં બોલવા ઉપર ધ્યાંન નહી આપે."

પાદશાહનાં હુકમથી તેજ વેલા તેને બંદીખાનામાં લઈ ગયા. પાદશાહનાં ફરમાનથી તેને સારૂ રાબેતા મુજબનું ખાણું પોહોંચાડવા સારૂ એક માણસ મુકરર કર્યામાં આવેલો હતો તથા તે બંદીખાનાની ઉપર એક જણને ઉપરી રાખ્યામાં આવ્યો હતો, દર ત્રણ દીવસે તેને સારૂ પેલો માણસ એક રોટી તથા પાણીનો કુંજો લાવતો હતો, પણ તે બુજર્ગવાર કસી ચીજ ખાતો નહી હતો, અને રાત તથા દહાડો અવસ્તા પઢતો હતો. એવી રીતે અશો જરતોસ્તે વગર ખાવે પીવે સાત દાહાડા કેદખાનામાં ગુજાર્યા.

**અસ્પેસીંહાનો અહેવાલ**—હવે ગુસ્તાસ્પશાહનાં ઘોડાની પાયગાહમાં 'અસ્પેસીંહા' નામનો એક ઘોડો હતો. તેની ઉપર પાદશાહનો ઘણો પ્યાર હતો, અને ગુસ્તાસ્પ પોતે તે ઘોડાપર સ્વાર થતો હતો. તે ઘોડો પવન જેવી તેજ ચાલનો હતો અને સુંદર ચાલથી ચાલતો અને બબર જાનવર માફક ડોક ઉઠાવેલી રાખતો અને મસ્ત વાઘની સામે બખારતો હતો, અને જે વેલા તે દોડવાપર આવતો ત્યારે એવો દોડતો કે તેના પગ જમીનપર નહી લાગતા. આ ઝડપી ચાલનાં સબબે તેને મુબારક ફાલ ગણીને ગુસ્તાસ્પશાહ હમેશ તે પર સ્વારી લઇને મેદાંન બાહાર પડતો અને સઘલી વેલા ફતેહ પામતો. હવે એવો દાખલો બન્યો કે એક દહાડે બાંમદાદને વખતે તે ઘોડાઓની ઉપર નેઘેહબાંની રાખનાર મરદે અસ્પેસીંહાને વગર પગથી જમીનપર પડેલો જોયો. તેનાં ચારે પગો તેનાં પેટમાં ગુશી ગયલા હતા. તેથી પાએગાહ આગળ મોટો પોકાર ઉઠયો અને ઘોડાઓનો ઉપરી મોટી ધાસ્તીમાં પડયો અને પાદશાહ આગળ આવીને અસ્પેસીહા માટે દીલગીર થઈ હકીકત કહેવા લાગ્યો કે આ બનાવ અજબ થયો છે.

**જરતોસ્તનો મોજેજો અસ્પે સીંહા માટે**—આ પછી ઘોડાની દવાઈ કરનારા સઘળા હકીમોને પાદશાહે બોલાવ્યા તેથી [1]સઘળાઓ એકઠા

---

૧ સઘલા હકીમો એકઠા થાય અથવા દુનિયા આખી એક સમે એકત્ર થાય પણ જ્યાં ખુદરતનો ભેદ હોય ત્યાં હકીમાનાં અથવા દવાઇના ઈલાજો શુ લાગુ થાય ? જ્યાં પેગમબર જેવો કેદખાને પડયો તો ખુદરત તેની વારે ધાઈ મોજેજો બતાવે ત્યારેજ નવી દીનની બેહેતેરી થાય અને તોફાની ઈનસાનો પાછાં ભાગે. આજે પણ આ: પણાં ઘણાં લોકોને અવસ્તાના ભણતરો માટે દુ:ખનાં ઉપાય તરીકે બતાવ્યે તે અભણોને ધનતર મનતર પડે અને પરધર્મોનું તેઓ વ્હેમી ક્રિયા કામ કરે તે વાજબી ધારે છે. પણ સચ્ચાઇનો માલેક છે એજ મહાબલવાન છે ફુટકલ નકલીઆ દેવ દેહડાંનાં વેજાં તે મેલા વશીકરણનાં ઉપાયોને જરતોશ્તી ધર્મ ધીક્કારે છે મજકુર ગુશતાસ્પશાહનાં જેવાં આજે ઘણાં ઇનશાનો આ દુનિઆમાં જોવામાં આવે છે. કે ભણતર ક્રિયાકામને માટે પોતાની કાળજી અથવા ખાત્રી નહી તેથી

થયા અને એક બીજા વાતો કરવા લાગા કે આ બનાવ અજબ બન્યો છે. ત્યારબાદ ગમે તેટલા દવાદારૂના ઉપાયો કર્યા પણ સઘળા ફોગટ. જ્યારે ગુસ્તાસ્પે તેઓને લાઇલાજ જોયા ત્યારે તે ઘણો ફીકરમંદ થયો. અને તે દીવસે તેને ખાધું વટીક નહીં. સર્વ લશ્કર પણ બેચેન રહ્યું અને ઘોડાની પાયગાહ આગળ સઘળાઓ આવ જા કરતા અને આખા શેહેરમાં એજ અફવા ઉડી રહી. બંદીખાને પડેલા બેગુનાહ અશોજરતોસ્ત આગળ રોજ-તાનું તેનું ખાણું લઇ જનાર શખ્સ આજે બહુજ અસુરે સાંજે ખાણું લઇ ગયો. જરતોસ્તે તેને અસુરે આવવાનો સબબ પુછયો, ત્યારે તેને અસ્પે-સીહાનો હેવાલ કહ્યો. તે સાંભલી જરતોસ્તે કહ્યું કે "તું બામદાદને વખતે ગુસ્તાસ્પશાહ આગલ જઇને તેને મારી તરફથી એલતેમાસ કરીને કેહેજે કે (જો તારો હાકેમ હોય તો) હું આએ અંધારી જગોએથી બાહેર આવીને ઘોડાના ચારે પગ બહાર કાઢું અને તેને આરામ કરૂં તથા તેની ફીકરમાંથી તુંને મોકળો કરૂં." તેજ મુજબ બીજે દહાડે આફતાબ તલુ થયાને વખત (સહવારમાં) પેલા શખ્સે જરતોસ્તથી સાંભળેલો પેગાંમ ગુસ્તાસ્પશાહને કહી સંભલાવ્યો. પાદશાહે તેજ વેળા જરતોસ્તને તે જગોએ લાવવાનો હોકમ કીધો. તે પરદેદારે ખુશખબરી જરતોસ્તને કહી કે જેહાનના પાદશાહે તુંને કેદખાનેથી ખલાસ કીધો. ત્યારપછી જરતોસ્ત બંદીખાના મધેથી બહાર આવ્યો અને નાહવાની જગોએ ગયો, ત્યાં પોતાનું હાથ, મોંહ, બદન, પાક પાણીથી ધોઈ પાક કરીને જલદીથી પાદશાહ આગલ ગયો. તે વેલા તેના ગોલાબની ફુલની મીશાલે ખીલેલા રૂખશારા (ગાલ) અને તેનો દબ-દબા ભરેલો ચેહેરો અને આતુરતાથી પાદશાહને દુવા કરવાની મતલબ જોઇને પાદશાહને અચરતી પેદા થઈ, અને તેના દીલમાં વિચારો ઉત્પન્ન થવા લાગા. જરતોસ્તે આવતાંવાર ઘણીએક દુવા કીધી, તેજ વેલા પાદશાહે તેને પોતાની પાસે બેસાડીને પેલા ઘોડાનો સઘલો હેવાલ સંભલાવ્યો. અને કહ્યું કે "તુંએ જે પેગમબરીનો દાવો મારી નજદીક કર્યો હતો, પણ તેને

---

ખુદ્દરતની ખરી બંદગી કરનાર તરફ તેઓનું ધ્યાન કમી રહે છે અને દુઃખની વખતે પરધર્મોના ઉપાયો તરફ એકદમ ધ્યાન પુગાડે છે. જ્યારે ખરો બંદગીનો મારગ અને ઉપાય તે માટે જો કોઈએ જુઠો ગપ્પો બતાવ્યો હોય તો તેઓ જરતોશ્તી કહેવાવા છતાં મહજબનાં ફરમાનોને ધીક્કારે છે પણ કસ્સું વલતું નથી ત્યારે આખર કંટાલીને પણ પોતાના મહજબનાં ફરમાનોને માન આપે છે. પણ પેહેલાથી તેઓ પોતાનાં ધર્મનાં ફરમાનોથી વેગલા રહે છે. જાતે કમઅકલી અને કાચા કાનના *ઈનશાનોજ આ મુજબ કરે છે. ડાહ્યાં માણુસો ધર્મને હીનીને ચાલતા નથી અને આયંદે સુખી થાય છે. (પ્રગટ કર્તા)

મેં સરંજામ નહીં પહોંચાડયો, માટે જો તું બેશક પેગમબર હોય તો આએ ઘોડાને આરામ કર. હું તારેથી જાણવા માગું છું કે આ કામમાં તારી દાનાઇ કેવી રીતે પહોંચે છે. એ ઘોડાના પગ શી રીતે બહાર નીકળશે ?" તે પરથી અશો જરતોસ્તે કહ્યું કે "અએ પાદશાહ ! તું આએ કામને હલકું કરીને ના જાણુ. જ્યારે તું ચાર કામો કરવાનો વગર શક રાખવે મારી સાથે કરાર કરશે ત્યારે આ ઘોડાના ચારે પગ બહાર નીકલશે." પાદશાહે અશો જરતોસ્તને તે ચાર કામો વિષે પુછયું અને તે વિષેની કબુલાત કરવાની પોતાની મરજી બતાવી. ત્યારે અશો જરતોસ્તે પાદશાહને તે ખોલાસો અસ્પે સીહાના સેરાના આગલ કરવાને કહ્યું. તેથી તેઓ તેજ વેલા ઘોડાની પાયગાહમાં ગયા, જ્યાં પાદશાહના લશ્કરી અમલદારો હાજર રહેલા હતા.

**પેગમબર જરતોશ્તે ચાર મોરાદો ગુશ્તાસ્પશાહથી માંગી અને અસ્પે સીહાનો પેહેલો પગ બાહાર કાઢયો**—અશો જરતોસ્તે ઘોડાને જોયા બાદ ગુસ્તાસ્પશાહને કહ્યું કે "અએ ચાલાક શેહેનશાહ ! તું ધ્યાન આપ કે મેં કહેલાં ચાર ઉમદા કામો માટે બેશક જાણુ કે વાજબી ઇનસાફ કરનાર ખુદાવંદ તાઆલા કે જેને તું પાદશાહને અને તમામ પેદાય સને સરજી છે તે સરજનહાર સાહેબનો મોકલેલો હું પેગમબર છું. જો તારૂં દીલ તથા જબાન બરોબર હશે તો તારી મુરાદ તુરત હાંસલ થશે, અને તેમાં જો ખામી હશે તો આમણી મેહેનત ફોકટ જશે." અશો જરતોસ્તના એ બોલવાને પાદશાહે કબુલ રાખ્યું અને પોતાનો ઠરાવ તેને કહી સંભલાવ્યો કે "તારી તરફથી આએ દાખલો મલ્યા પછી તારા હુકમ મુજબ હું બંદગીનાં કામો કરીશ, અને તારી દીન અને કાયદાઓથી મારૂં સર નહીં ફેરવીશ. આ વાત થતી હતી તે વેલા ત્યાં ઘણા શખ્સો હાજર હતા. એ પછી અશો જરતોસ્તે પાક દાદારની હજુરમાં થોડોક વખત દુવા માંગી પેલા ઘોડાના જમણા પગ આગલ પોતાનો હાથ ફેરવ્યો. તેથી તે ઘોડાનો પગ તેજ વેલા બાહેર નીકલ્યો. તે જોવાથી પાદશાહને પુરતું યકીન આવ્યું. હાજર રહેલા સઘલા ખુશ થયા. અને સઘલાઓ તે દીનદાર મરદની (જરતોસ્તની) તારીફ અને વખાણ ગાવા લાગ્યા. અને અશો જરતોસ્તની બુજર્ગીનો વધારો થયો. ત્યાર બાદ **જરતોશ્તે ગુશ્તાસ્પશાહ પાસે બીજી મોરાદ માંગી અને અસ્પે સીંહાનો બીજો પગ કાઢયો.** જરતોસ્તે ગુસ્તાસ્પશાહને કહ્યું કે "અએ નેકનામ શાહ ! તું જમાનાના નામવર પેહેલવાન અસ્પંદીઆરને ફરમાવ કે તારી હજુરમાં તે શાહજાદો ખોદાની દીનનો ફેલાવો કરવા સારૂ તે દીનના હુકમ મુજબ ચાલવા સારૂં પાક યઝદાંની દુશમની

રાખનાર લોકોને બુનબુખથી ઉખેડી નાંખવા વિષેનો મારી સાથે કોલકરાર કરે." આથી પેહેલવાંન આસ્પંદીઆર (ગુસ્તાસ્પશાહનો બેટો) અશો જરતોસ્ત નજદીક આવ્યો અને તેના હાથમાં પોતાનો હાથ આપીને તેની સાથે કોલકરાર કર્યાં કે તે પેહેલવાન પોતાના હાથ તથા તલવાર અને દીલ તથા જબાનથી જરતોસ્તી દીનને મદદ કરશે. અને ઉલટા ચાલનારને સજા કરશે. કોલકરાર થયા બાદ ખુદા પાસે જરતોસ્તે દુવા માંગી તેથી પાછલો જમનો પગ બહાર આવ્યો. અને સઘલાઓએ જરતોસ્તપર આફ્રીન કીધી. ત્યાર પછી **જરતોશ્તે ત્રીજી મકશદ ગુશ્તાસ્પશાહને કહી** કે "અએ શેહેનશાહ ! એક શખ્સને તું હોકમ કર કે મારી સાથે મેહેલમાં આવે તેની સાથે બાનું કેતાયુનની નજદીક જઇ તેને આ પવિત્ર દીનની નશીઅતો સમજાવીને એ દીન કબુલ કરાવું." તેજ વખત શાહે હુકમ કર્યો, અને એક માણુસ જરતોશ્ત સાથે કેતાયુન આગલ ગયો અને કહ્યું "અએ બાનુઓની બાનુ તુંને બી ઘટારત છે કે આ ખુદાઈ ફરમાન મુજબ તું ચાલે અને મારાં કામોને વગર શકનાં ગણી આ દીન કબુલ કરે. જો સાચી નૈયતે અને સાચા સુખનોથી તું કબુલ કરશે તો તારી સઘલી નેક મોરાદો બર આવશે." ત્યારે તે પાકજાત ઓરતે (કેતાયુને) જવાબ વાલ્યો કે "તારા સુખનો મારે કબુલ છે. મેં તારા ઘણુંએક કામો વિષે સાંભલ્યું છે. અને તારે માટે મને ઘણું ઉંચુ મત છે. હુ ખરા દીલથી ભલી દીનને કબુલ કરૂં છું અને તે મધે લાવેલા પાક યઝદાના હુકમ મુજમ ચાલીશ." આ જવાબથી સંતોષ પામી પેગમબર જરતોસ્ત પાછો પાયગામાં ગયો અને ખુદા પાસે દુવા માંગી અસ્પે સીહાનો ત્રીજો પગ બહાર કાઢયો. અને હાજર રહેલાઓ અચરત થયા. ત્યાર બાદ **પેગમબર જરતોશ્તે ચોથી મુરાદ ચાહી ગુશ્તાસ્પશાહને કહ્યું** કે "અએ શેહેનશાહ તું પેલા દરબાનને બોલાવી ધમકી આપી પુછ કે પેલા મારા મકાનમાં કોણ ગયું હતું તથા તારી નજદીક મારી રૂશવાઇ કોણે કીધી હતી? જો તે સઘલું ખરૂં બોલશે તો સઘલું કામ ખરૂં થશે ને નહીં તો આ તારો ઘોડો નબલી હાલતમાં રેહેશે." આ સાંભળી પાદશાહે દરબાંનને બોલાવ્યો અને ધમકી આપી પુછયું કે "દીનદાર જરતોસ્તના મકાન મધે કોણ ગયું હતું? આ મકરભરેલું કામ કોણે કર્યું હતું? સાચું બોલશે તો તારી ફીકર ટલશે અને કમોબેશ બોલ્યો તો આ ભર મીજલસમાં કતલ કરાવીશ." બીકને મારે દરબાંને નમનતાઇથી માફી માગી. પાદશાહે માફી બક્ષી ત્યારે દરબાને પેલા ફીલસુફોથી બનેલો મકરભરેલો બનાવ બાબે હકીકત કહી દીધી. અને વધુ કહ્યું કે "જે ફીલ-

સુફી તારી હજુર વગ ધરાવનારા તેથી તેઓએ લાલચ આપીને તેઓએ આ કામ મારા પાસે કરાવ્યું તે વખતે બીકને મારે મેં કીધું અને હમણાં તું પાદશાહની મને હીમત છે અને તેઓની મને દરકાર નથી તેથી ખરૂં કહું છું." આ વાત સાંભળવાથી પાદશાહને જરતોસ્તી દીન વિષે કશો શક રહ્યો નહીં. તુરત પાદશાહના હુકમથી પેલા ચારે ફીલસુફોને જીવતા ફાંસીએ ચઢાવ્યા. તે પછી પેગમબર જરતોસ્તે ખુદાની જનાબમાં સુક્ર ગુજારી કરી કે તુરત તે ઘોડાનો ચોથો પગ તેના પેટમાંથી બહાર નીકલ્યો અને તુરત ઘોડો વાઘની મીશાલે ઉઠી ઉભો થયો. આએ વેલાએ તે અકલમંદ પાદશાહે તથા બીજા પેહેલવાનોએ ઉઠીને બુજર્ગી ભરેલા જરતોસ્તને પોતાનો ઘણોએક પ્યાર બતલાવ્યો, અને તેનાં ઘણાંએક વખાણ કીધાં, અને પાદશાહે અશો જરતોસ્તને ઘણીએક ઇજ્જત આપી, માન સાથે પોતાના તખતની પાસે બેસાડયો. અને તેને આપેલી તજદી અને પુગાડેલી ઇજા માટે પાદશાહે જરતોસ્તથી માફી માગી, તે અશો જરતોસ્તે કબુલ રાખી. પાદશાહે સઘલો સામાન જરતોસ્તને હવાલે કર્યો અને તે નેકજાદનું (જરતોસ્તનું) જીગર ખુશ થયું.

**અશો જરતોશ્તથી ગુશતાસ્પશાહે માંગેલી ચાર ચીજો.—**

ગુસ્તાપશાહે કોલકરાર કરી જરતોસ્તી દીન કબુલ કીધી. અને ત્યારબાદ પેગમબરને ઘણું માન આપવા લાગો અને ઘણા પ્યારથી વરતવા લાગો. અને ફરમાનપર ઘણું ધ્યાન આપવા લાગો, તેમજ સઘળા ધારા કાયદાઓ અશો જરતોસ્તથી કબુલ કરીને તે ઉપર અમલ કરવા લાગો. એક દીવસે સહવારમાં જરતોસ્ત, પાદશાહની દરબારમાં આવીને પાદશાહી તખ્તની આગળ બેઠો ત્યારે ગુસ્તાસ્પશાહે જરતોસ્તને કહ્યું કે "અએ નામવર મરદ! યઝદાં આગળ મારી આ અરજ છે અને તું તે પાક પરવર પાસે માંગે અને તે માલેક તેમાં ફતેહ આપે તો તારી ભલી દીનનો મોજેજો કહેવાશે તથા તારી વખાંણનો વધારો થશે." ત્યારે અશો જરતોસ્તે ગુસ્તાસ્પશાહથી જાણવા માગ્યું કે તે પાદશાહની મુરાદ શું હતી. પાદશાહે કહ્યું કે "અએ બુજર્ગવાર! સાંભળ. જે મોરાદો હું તારી મારફતે પાક યઝદાંથી ચાહું છું તે મધે **પેહેલી મોરાદ** એ છે કે ( મારા મરણ પછી ) આખેરત્ત મારૂં મકાન કેવું છે તે હું આગમચથી જોવું. **બીજી મોરાદ** એ છે કે દીનનો ફેલાવો કરવામાં મને ઘણીએક લડાઈ કરવી પડશે, માટે શરીર એવું બને કે દુશ્મનોના જખમની ધાસ્તી રહે નહીં, અને હથીઆરનો જખમ લાગુ થાય નહી. **ત્રીજી મોરાદ** એ છે કે દુનિયામાં જે કંઈ નેક અને બદ થયું અને થશે તે આઘાહી મને મળે. અને **ચોથી મોરાદ** એ કે રસ્તાખેજ સુધી હું

અમર થાવું ( ત્યાં વેર મારો જીવ મારા આ તનથી છુટો પડે નહીં. ) ” પેગમબર જરતોસ્તે આ વાત સાંભળી કહ્યું કે “ અએ જેહાનના શાહ ! ખુદાવંદ તાઆલા તારી આ ચાર ચીજની માગણી એકજ શખ્સને નહીં આપશે. માટે તું આ ચારમાંની એક ચીજ પસંદ કર અને બીજી ત્રણ છે એ ત્રણ જુદા જુદા શખ્સોને મળશે. હુ પાક દાદાર પાસે દુવા ચાહું અને તે કુદરતનો સાહેબ મારા માગવાને કબુલ કરશેજ. ” ત્યારે ગુસ્તાસ્પશાહે પોતાનું બેહેસ્ત જોવા ખાયસ બતાવી, તથા પોતાનો બેટો પેશોતન બેમર્ગ (અમર) તથા બીજો બેટો જવાન અસપંદીઆરનું શરીર રોઇનતન ( કાંસા જેવું મજબુત) થાય, અને મારા વજીર જામાસ્પને આગાહી મળે.” જરતોસ્તે પોતે ગુસ્તાસ્પને કબુલાત આપી અને પોતે સાંજે ઘેર ગયો. અને પાક દાદારની બંદગીમાં મશગુલ થયો અને તે મોરાદ બક્ષનાર સાહેબથી ગુસ્તાસ્પશાહની ચાર મોરાદો માટે અરજ કરી. અશો જરતોસ્તને બંદગી કરતાં ખ્વાબ થયો. અને પાક ખુદાવંદે તેની માંગેલી મોરાદો બક્ષવાની તેને ચેતવણી આપી.

**ગુશ્તાસ્પશાહની દરબારમાં ચાર ફીરેસ્તાઓનું આવવું** –બીજે દીવસે બામદાદને વખતે જ્યારે ખુરશેદ ( સૂર્ય ) નીકળ્યા પછી ગુસ્તાપશાહ તખતે બેઠો ત્યારે જરતોસ્ત પણ ત્યાં ગયા અને ગુસ્તાસ્પશાહપર દોઆ કરી પોતાના બુજર્ગી ભરેલા તખ્તપર બેઠા. થોડો વખત ગયો તેટલામાં દરબાંને આવીને શેહેનશાહને અરજ કીધી કે “દરવાજા આગળ ચાર સવારો સઘળા હથીઆર સાથે બખ્તર પેહેરેલા ઘણા કદાવર એકાએક આવીને ઉભા છે. પાક યઝદાંનાં નુર અને લડાઇના કસમથી હું કહું છું કે તેવા (દબદબા ભરેલા) સવારો મેં કોઇ વેળા જોયા નથી. તેઓને જોતાંજ મને ધાસ્તી પેદા થઇ. અને હું તરત આ મકાનમાં આવ્યો છું.” ત્યારે પાદશાહે અશો જરતોસ્તને પુછયું કે તેઓ કોણ હશે ? એટલામાં પેલા ચારે સવારો પહાડની મીશાલે તમામ લીલો પોસાગ અને સઘળાં હથીઆરો અને ચલકાટ તથા રોબ અને દબદબા સાથે ઉઠાવેલા નેજાથી પાદશાહની આગળ આવીને ઉભા. તેઓએ ગુસ્તાસ્પશાહને કહ્યું કે “ હમો ચારે જણ પાક યઝદાંની તરફથી પેગાંમ પહોંચાડનાર તરીકે તારી આગળ આવ્યા છીએ. હમો ચાર ફીરેસ્તા છીએ. બેહેમન અમેશાસ્પંદ, અરદીબેહેસ્ત અમેશાસ્પંદ, આદર ખોરદાદ અને આદર ગુશસ્પ. ખુદ માલેકે તુંને કેવાડયું છે કે મેં જરતોસ્તને મારી તરફથી પેગાંમબર તરીકે મોકલેલો છે, અને સઘળી ખલકને તેના હોકમ પ્રમાણે ચાલવાને ફરમાવેલું છે, માટે તેને તું ઘણી સારી રીતે રાખજે, તેની તરફ કોઇબી રીતે ધીક્કારની નજરથી જોતો માં, તેનેથી ભલી દીનને તું કબુલ કરી

તેના કાયદા કાનુન પ્રમાણે તું ચાલજે અને તે પેગમબર તુંને જે કંઈ ફર-માવે તેની ઉપર તું સારી તરેહથી ધ્યાંન આપજે, કે તારા રવાંનને [1]દોજખની ઈજા નહીં ભોગવવી પડે. જરતોસ્તને વારેવાર તઝદી આપી તારી જાતને તકસીરવાર માં કર. તેનેથી તારી મોરાદો હાંસલ થયા પછી તેના હુકમને તાબે રેહેજે." તે ફરેસ્તાઓની આએ વાતો સાંભળીને ખોદાઇ હેબતથી પાદશાહ ગુસ્તાસ્પની અક્કલ અને હુશીઆરી ગુમ થઇ ગઇ, તથા તેની જબાન બંધ પડી. અને તે બેહોશ થઇને તખ્તપર પડી ગયો. થોડેક વખતે તેને હુશીયારી આવ્યા પછી તે કહેવા લાગો કે "અએ પાક પરવરદેગાર! હું તારા સઘળા બંદાઓમાં ઘણો કમતર બંદો છેઉં, અને મેં તારા ફરમાન ઉપર કમર બાંધેલી છે." આ સાંભળી પેલા [2]સવારો તુરત પાછા ફર્યા.

આ વેળા પાદશાહના તખ્તની આગળ સઘળા લશ્કરી અમલદારોની ઠઠ મળેલી હતી તેને આ બનાવથી ઘણી અચરતી પેદા થઇ હતી અને તેઓમાં ધાસ્તી અને થથરાત પેદા થયો. પાદશાહ ગુસ્તાસ્પ પોતાના તખ્તપરથી ઉઠી પેગમબર જરતોસ્તની આગળ આવી તેની પાસે ઓજરખાહી કરીને કહેવા લાગો કે "મેં મારા પ્યારા જાંનને તારા ફરમાન તળે સાંકેલો છે, અને તારા હોકમને હું પાક ખુદા તાઆલાના હોકમથી મારો માલ તન, અને જાન તારી પર ફીદા છે!" ત્યારે જરતોસ્તે ગુસ્તાસ્પશાહને કહ્યું કે "તું કસ્સી ફીકર માં કર, પાક યઝદાં પાસે તારી મોરાદો મેં ચાહી છે, અને તે મોરાદો બક્ષવાને તે સાહેબે કબુલ રાખ્યું છે, તે માટે હું તુંને ખુશખબરી આપું છું"

**પેગમબર અશો જરતોશ્તે દરૂન ઈજીને અને આફરગાંન કરીને બતલાવેલા ચાર મોજેજા**—ત્યારબાદ અશો જરતોસ્તે રોજ ૨૯ મો મીનો મારેસ્પંદ અને માહ ૧૨ મો અસપંદારમદ અમેશાસ્પંદને રોજે દરૂન ઈજીવાને માટે એક જગ્યા તૈયાર કરી, અને એક બાજ ઇજવાની તૈયારી કરાવી, અને તે બાજના દરૂનની આગલ ચાર વસ્તુ મેલી તેમાં ફુલ, દુધ, અનાર (દાડમ), શરાબ (આ દારૂ નહીં પણ ઝાડપાલાનો રસ), હતું.

---

૧. યાને આ જીંદગી બીજી જીંદગીમાં નાફરમાનીનું સંકટ નહી ભોગવવું પડે, અને પોતાની સારી કરણી અને સાલેસાઈ તથા ખુદરતના પેગામ તરફ જાન–ફેસાંની અને દીલસોજી બતાવી દીન ફેલાવાનાં કારણે આ તેમજ બીજી જીંદગીમાં સુખ મલે એટલે દોજખથી છુટે. ૨. પેહેલવી પુસ્તકો જેવા કે વજર કર્દ દીની, મોજેજાતે જરતોશ્તી, દીનકર્દ કેતાબ સાતમું દફતર, તેમજ સરોશ હાદોખતના અવસ્તામાં પણ આ દાખલો મળે છે, કે ચાર ફીરેસ્તા ગવાહી આપવા માટે આવ્યા હતા શરૂઆતની દુનિયા વખતે મીનોઇ દુનિયામાંથી ગેતીમાં ફીરેસ્તાઓ સવારરૂપમાં આવતા હતા. આજે પણ તેવા ઉંચ જીવોને ખુદરતની ઉંચી હવાનો પાવર અને આવેશ રહે છે. (પ્રગટ કર્તા)

તે બુજર્ગ પેગમબરે અવસ્તાનાં કલામો પઢીને તે વસ્તુઓને ઈજી અને તેજ ઇજેલી વસ્તુઓ મધેથી પાદશાહને ઈજેલો દારૂ પીવા સારૂ ફરમાવ્યો. તે પીધાથી પાદશાહ તુરત સુઇ ગયો, અને ત્રણ દહાડા સુધી તેજ હાલતમાં તે રહ્યો, અને તે [1]યઝદાંપરસ્ત પાદશાહનું રૂહ મીનોઇ આલમની તરફ ગયું. ત્યાં તેણે સઘલાં નેક અને અશો માણસોને ઉચા દરજાનાં અને અચરતીભરેલી ચીજો પોતાની નજરે જોઇ, અને પોતાનું [2]મકાંન ત્યાં જોયુ. પેગમબર જરતોસ્તે પેલું ઈજેલું દુધ પેશોતનને આપ્યું તે પીધાથી તે શાહજાદો અમર્ગો પામ્યો, અને ઈજેલુ ફુલ જામાસ્પને સુંઘાડયું તે સઘલા એલમોથી વાકેફગાર થયો અને રસ્તાખેજ સુધી બનવાના સઘલા અહેવાલો તેની નજર આગળ ખુલ્લા થઈ પડયા. એ પછી પેલુ ઈજેલું દાડમ પેગમબરે અસપંદીઆરને આપ્યુ તે ખાધાથી તે પેહેલવાનનું બદન કાંસા જેવું સખત બન્યુ, જે ઉપર કોઈબી હથીઆરનો જખમ અસર કરી શકતો નહીં હતો. એથી સર્વ તેને રોઇનતન અસપંદીઆર કહેતા હતા. હવે ગુસ્તાસ્પશાહ પેલા ખ્વાબથી બીદાર થયો ત્યારે પોતાનું સર ખાકમાં ધર્યુ અને બંદગી કરી કેહેવા લાગો કે "અએ નેકીહઆંની કરનાર પાક યઝદાં? તું બધે જેહાંનમાં મારી ફરીઆદને પોહોંચનાર અને મને રસ્તો બતાવનાર થજે, યા માલેક તારી પાદશાહીને જવાલ નથી તુ ખરો બીમીશાલ શેહેનશાહ છે" એ પછી પાદશાહે પોતે જોયલો અહેવાલ જરતોસ્તની આગલ કહી સંભલાવ્યો, અને સઘલાઓને તે (પેગમબર) થી ભલી દીન કબુલ કરવા સારૂ તેણે ફરમાવ્યું, ત્યારબાદ પાદશાહે તખત ઉપર બેસીને અવસ્તા તથા તેના અર્થોથી તેને પુરતી રીતે વાકેફ કરવા સારૂ અશો જરતોસ્તને એલતેમાસ કીધી અને પેગમબરને કહ્યું કે "હુ તે અવસ્તા ઉપર પુરતો વિશ્વાસ રાખુ છું" આ ઉપરથી જરતોસ્તે યઝદાંનું નામ મોહપર લઈ અવસ્તાનું દફતર ઉઘાડી તે મધેથી કેટલીએક ફસલો પાદશાહ ગુસ્તાસ્પ આગલ તેના અર્થ સાથે વાંચી સંભલાવી, તે અવસ્તાનાં કલાંમો તથા તેમાં જાહેર

---

૧ જરતોશ્તી દીન ફેલાયા આગમચ જે રાજાઓ હતા તે પારસીઓને પોઈર્યોતકેશી કહેતા હતા. (ગયોમર્દથી તે ગુશ્તાસ્પશાહના વખતમા જરતોશ્તી દીન આવી ત્યાં સુધી) જરતોશ્તના બાપ પૈરૂશસ્પ અને તેમના ભાઈ આરાસ્પ પોતાની જીંદગી સુધી પોઇર્યોતકેશી દીન પાલી હતી. જરતોસ્તી દીન કબુલ નહી કરી હતી.

૨. પોતાનું મકાંન ત્યાં જોયું આ દાખલો આપણને તે જમાનામા મુકે છે કે જ્યારે શરૂઆતની દુનિયા વેલા મીનોઇ જવાતુ હતું અને તે મુજબ ઈનસાફ હતો. ચાલુ વખતમાં પણ એવું છે કે કરણી તેવીજ જગ્યા. (પ્રગટ કર્તા)

કરેલી ખુબી ભરેલી મતલબ સાંભલવાથી બદકાર [1]લોકોએ ઘણી હાર ખાધી, અને તેઓ નહાસીને જમીનનાં છુપાઇ ગયા. ત્યારબાદ જરતોસ્તે ગુસ્તાસ્પશાહને આતશખાનાંઓ બનાવવા સારૂ કહ્યું, શાહે હુકમ કીધાથી ગુમ્બજ સાથેનાં આતશખાનાં દરએક ઠેકાણે મોટી દોલતનો ખરચ કરીને તેને ઘણાં કીમતી અને જેબદાર કીધાં. અને તે ગુમ્બજના ઉંચા તખતોપર આતશને તખતનશીન કરવામાં આવ્યા. અને પાક દીલ તેમજ નેક દયાનતનાં મોબેદ હેરબદોને તેઓની જાલવણી તથા બંદગીને માટે મુકરર કર્યા અને આતશખાનાઓનાં નીભાવ ખર્ચ વાસ્તે મોટી જાગીરો મુકરર કરી. આ થવાથી પેગમબર સાહેબનું જીગર ઘણું ખુશ [2]થયું.

**'મોઅજેજાતે જરતોશ્તી'** [3]કેતાબમાંથી લખાણુ મળે છે કે "પેગમબર જરતોસ્તે ગુસ્તારપશાહનાં બાપ (લોહોરાસ્પશાહ) અને ભાઇ (જરીર) એ બંને સાહેબો ઘણા બીમાર થઈ ગયા હતા અને તેનો ઇલાજ દવાઈ કરવાથી હકીમો અને તમામ દાનેશમંદ અને ફાઝેલ તબીબો ઘણાંજ લાચાર થયા હતા. અને કંઇબી તદબીર લાગુ નહિ થઇ ત્યારે હજરત જરનોસ્તે તે બંને જણાઓને અવસ્તા ભણી દુવા ગુજારી જેથી તે બેઉ જણાને તુરત આરામ થયો અને તે બંને બાપ બેટાએ હજરત જરતોસ્તથી ભલી દીન કબુલ કીધી. એ સિવાય પેગમબર જરતોસ્તનાં મોઅજેજા ઘણાં જાહેર છે. વલી પેગમબર અશો જરતોસ્તે ગુસ્તાસ્પશાહને નસીઅત કરી હતી. પેહેલાં જંદ અવસ્તા મધેથી ખુદાની તારીફનું બ્યાંન કરી બતાવ્યું હતું અને કહ્યું કે "કુદરતનાં સાહેબને એક કરી ગણુશો તો રોશનાઇની જગ્યા પાંમશો અને બુરે રાહે ચાલશો તો અંધારાંગારની સજા મલશે. ખુદરતે બંદાઓપર નવાજેશ કરી તેની રેહેનોમાઇને વાસ્તે મને પેગમબર કરી મોકલ્યો છે. અને કહ્યું છે કે મારો પેગાંમ આલમનાં લોકોને પુગાડજે કે તેઓ બુરી રાહે નહી ચાલે અને ગુનાહનાં કામ નહી કરે. બેઇનસાફી અને મરદુમ આજારીનાં કામથી તેઓ દુર રહે. ખુદાતાઆલાએ એવું ફરમાવ્યું છે કે જેવું કરશો એવુંજ પાંમશો, ગુનાહ કરી માફ માંગશો તો હું તમોને છોડા

[1] ચજશનેનાં ૯માં હાનો ૧૫ મો ફકરો આ લખાંણુને મલતો છે

[2] દસ્તુર જરતોશ્ત બેહેરાંમે અહીંયાં સુધી લખી જરતોશ્તનામું પુરૂં કર્યું છે.

[3] **દીન કર્દ** કેતાબમા પણ આ લખાણ મળે છે આ સઘળું સર્વથી પહેલાં ઇરાનવેજમાં જરતોશ્તના કાકાના દીકરા મેદીઓમાહે પોતે એક કેતાબ બનાવી હતી જેનું નામ તેણે **વજર કે દીની** રાખ્યું હતું તેમાં જરતોશ્ત પેગમબરના મોઅજેજાનું બ્યાન છે. તેપરથી આ સઘળાં પુસ્તકો લખાયાં છે. (પ્રગટ કર્તા)

વનાર નથી. અને પાક ખુદાવંદ પાસે તમારે માટે હું માફી માગનાર નથી. મારી દીનનાં ફરમાંન મુજબ બુરાંઓ સાથે ભલાઈ કરવી તે ગોયા ભલાંઓ સાથે બુરાઈ કીધા બરોબર છે. જેવી જેની કરણી તેવી તેની નશીઅત મલવીજ જોઇએ. જેવાં બીજ વાવશો તેવાંજ ફલ ચાખશો. એ નશીઅત મારી યાદ રાખજો. મને ખુદાવંદતાઆલાએ હોકમ કીધો છે કે આ જે અવસ્તાઓ જંદની કેતાબો કે જે મેં આલમમાં મોકલી છે તેનાં તમામ કલામો ઘણા બુજર્ગ અને બુલંદ તેમજ રાસ્ત છે અને તે અવસ્તા મધે મારા તમામ હોકમ મેં જાહેર કીધા છે વાસ્તે તમો સર્વે કોઇને વાજેબ છે કે આ મારા સખુનોને દરૂસ્ત એતેકાદ તથા ખાલેશ મનશનીથી રાસ્ત જાણીને હમેશાં તે મુજબ કામ કરજો. જે ચીજ તમો પોતાને માટે નહી પસંદ કરો તે પારકાને માટે ના ચાહતા. કેમકે જે કોઈ દુનિયામાં તકસીરવાર થરશે તે સજાને લાયક થરશે. આખેર નેકીનો બદલો નેકીજ મલશે."

**જરતોશતી દીન આલમમાં ફેલાઈ**—પાદશાહ ગુસ્તાસ્પે હજરત જરતોસ્તનાં હોકમ મુજબ અવસ્તાઓ જંદની કેતાબો નકલ કરાવીને શેહેરે શેહેર અને મુલ્કે મુલ્ક તમામ દાના લોકો સાથે મોકલી. "ખુદાને એક કરી માનવો, દેવ પરસ્તી, જાદુઇ ત્યાગ કરવી, અને પાક ખુદાવંદે હજરત જરતોસ્ત મારફતે જે દીન મોકલી તેનો સુદરેહ કુસ્તી કમરપર રાખી ચાલે અને જંદ અવસ્તા કલામો પઢે તથા **દુ:ખ દર્દ વેળા જો અવસ્તાના કલામોથી ભણતર કરે તો આજારી દુર થાય.** અને આકેબત સવાબનો હંબેરો થાય." એ પ્રમાણે લખાંનો તમામ જગે મોકલ્યાં હતાં. વળી શ્રી હિંદુસ્થાનના મુલકમાં **ચંઘરઘાચ** નામનો એક વીદવાંન હતો જેની શાગેરદી અવલમાં વજીર જામાસ્પે અને શાહગુસ્તાસ્પે પણ કરી હતી. જ્યારે ગુસ્તાસ્પશાહે દીન કબુલ કીધી તેની માહીતી ચંઘરઘાસને થઇ તેથી તેને ગુસ્તાસ્પશાહને ના લખ્યું કે "દીન નહી કબુલ કરવી હું પોતે શ્રી ઇરાનમાં આવી એની સાથે સવાલ જવાબ કરીને એને આજેજ કરૂં" ગુસ્તાસ્પશાહે પાછું લખ્યું અને ચંઘરઘાચને બોલાવ્યો અને મોટી મીજલસ મેળવી. ત્યાં જરતોસ્ત સાથે સવાલ જવાબો કરવાનો ચંઘરઘાચે ઇરાદો કર્યો. જરતોસ્તે તુરત પોતેજ જવાબ દીધો કે મારા અવસ્તાઓ જંદ હું લાવ્યો છું તેમાંથી એક કરદો અવસ્તાઓ જંદનો તું સાંભળ, ત્યાર બાદ તારા જે કંઇ સવાલ હશે તેનો હું જવાબ આપીશ. એ વાત ચંઘરઘાચે કબુલ કરી અને હજરત જરતોસ્તે પોતાનાં સાગેર્દ મેદીઓમાહ પાસે અ-

1 આ હેવાલ દસ્તુર જરતોસ્ત બેહેરામનાં બનાવેલા ચંઘરઘાચ નામામાંથી મળે છે.

વસ્તાનો એક મોટો કરદો વંચાવ્યો. તે અવસ્તામાં ખુદાએ જરતોસ્તને આગમચથી કહ્યું હતું કે તું દીન ફેલાવશે ત્યારે તુંને બીજા શખ્સો સાથે જુમબેશ અને તકરાર થશે. ચંઘરઘાચ અને બએઆસ નામના વીદવાનો હીંદુસ્થાનથી આવશે અને સવાલો પુછશે. જ્યારે આ મુજબ પોતાનાં મનનાં સવાલો વગર પુછ્વે જરતોસ્તને મોહોડે અગાઉથી સાંભળી ઘણો અજબ અને અચરત થઇ ઘડીભર બેહોશ રહ્યો અને હોશમાં આવ્યો તેજ વેળા જરતોસ્તની દીન કબુલ કીધી. ત્યારબાદ બએઆસ નામનો વીદવાન હીંદુસ્થાનથી આવ્યો. તેને પણ ચંઘરઘાચની માફકજ જરતોસ્તે અગાઉથી કહ્યાથી તેને પણ દીન કબુલ કીધી. અને બીજા કેટલાક દાનાવોએ પણ દીન કબુલ કીધી. અને સર્વે કોઇ કહેવા લાગ્યા કે **જરતોશત ખુદાનો મોકલેલો સાચો પેગમ્બર છે.** પેગમ્બર જરતોસ્તે પોતાની દીન ફેલાવવા અસપંદીઆરને ભલામણ કરી અને ગુસ્તાસ્પશાહનો બેટો અસપંદીઆર દીન કબુલ કરીને તે જગેજગ ફેલાવવા માટે કબુલ થયો, ત્યારે તેને અનાર ખવાડયાથી તેની દેહ કાંસા જેવી મજબુત થઇ અને જરતોસ્ને તે ઉપરાંત એક પોલાદની જંજીર અસપંદીઆરને આપી હતી. જ્યારે અસપંદીઆર દીન ફેલાવા અર્થે ગયો ત્યાં મંજેલ દરમીઆનમાં તેને ઘણીએક બલાઓ મળી હતી. તે વખતે પેલી જંજીરનાં બલથી અસપંદીઆરે ફતેહ મેળવી હતી.

**દીનનાં દફતરોમાં** કહે છે કે જરતોસ્તી ધર્મ પહેલાં આજરબીજાંન પ્રાંતમાં ફેલાવામાં આવ્યો અને ત્યાંથી બીજે બધે ફેલાયો હતો. ગુસ્તાસ્પશાહે ૧૨૦૦૦ ગાયનાં ચામડાંને બારીક બનાવી તે પર આ નવા મહજબનાં ફરમાનો લખવા હુકમ કર્યો હતો. આ ચાંમડાઓને પરસીપોલીસનાં ખડકમાંથી કોતરાવી કહાડેલા એક તાકમાં સુકાવીઆં હતાં. તેઓના રખેવાળ સારૂ પરહેજગાર માણસોને મુકરર કરવામાં આવ્યાં હતાં. અને એ ધર્મનાં પાક પુસ્તકોથી બીજી બાબતોને લગતાં દફતરોને થોડાં અલાયદાં રાખવાનો હુકમ કરેલો હતો.

**દીનની લડાઈ, શાહજાદા અસપંદીઆરની ફીદાગીરી અને તેને કરેલાં પરાક્રમો**—ઇરાનમાં ધર્મ સંબંધી જે ફેરફાર થયો તેથી સપર પેહેલું પરીણામ એ નીપજ્યું કે **તાતાર** દેશના પાદશાહ **અરજાસ્પ** ( અફ્રાસીઆબના બેટાના બેટા ) સાથે લડાઇ ઉઠી. અરજાસ્પ પાદશાહે પોતે ગુસ્તાસ્પશાહપર કાગલ લખી કહેવડાવ્યું કે " જરતોસ્તી દીન છોડી દેવી અને અસલ વડીલોના રીવાજ મુજબ ચાલવું અને જો તેમ નહી ચાલશે તો લડાઇ કરીશું " એવી ધમકી તે કાગળમાં આપી. આ કાગળથી ઇરાની

પાદશાહ ગુસ્તાસ્પ ઘણો ખફા થયો, અને તરતજ એક લડાઇ ઉઠી. ઇરાનના મુલ્કોમાં પેહેલ વેહેલી લડાઇ થઇ તેમાં ગુસ્તાસ્પનો ભાઇ જરીર અરજાસ્પના દીકરાને હાથે માર્યો ગયો. પણ થોડાક વખતમાંજ ગુસ્તાસ્પના દીકરા અસ્પદીઆરે તે અરજાસ્પના દીકરાને મારી નાંખ્યો. આ લડાઇનું પરીણામ એ આવ્યું કે અરજાસ્પના દીકરાના મરણ બાદ અરજાસ્પે તદ્દન હાર ખાધી અને પોતાના મુલ્કોમાં નાહસી ગયો. આ કામ પછી પોતાના બાપની દરબારની ખટપટને લીધે અસપંદીઆરે એક બંડ ઉઠાવ્યું. તરતજ અસપંદીઆર તાબે થયો અને તેને કેદખાને નાંખવામાં આવ્યો. પણ અસપંદીઆરને કેદમાં નાખ્યાની ખબર જેવી તાતાર દેશમાં અરજાસ્પને પુગી કે ફરી તેને લડાઇ શરૂ કરી અને ઇરાનપર ચઢાઇ કરી. ગુસ્તાસ્પશાહને હરાવી તે પાદશાહની એક છોકરીને કેદમાં પકડી અને તે રાંજવંશી બંદીવાનને લઇને અને બીજી ઘણીએક લુટ મેળવીને અરજાસ્પ તાતારમાં ગયો. આથી નાચારીએ ગુસ્તાસ્પશાહે પોતાના બેટા અસપંદીઆરને કેદખાનેથી છોડયો અને કહ્યું કે જો તે પોતાની બહેનને છોડવામાં ફતેહ પામે તો પોતાનું તાજ પણ અસપંદીઆરને આપવા ગુસ્તાસ્પશાહ કબુલ થયો. એ સરતો શાહજાદાએ બહાલ રાખી. તેણે એક લશ્કર જમાવ કર્યું અને અરજાસ્પ સાથે લડાઇ કરી તેને હરાવ્યો. અને તેનાં રૂહીન દેહ ( યાને કાંસાનું શેહેર ) નામના પાયતખ્ત સુધી તેનો હુમબાલો પકડી તેને નસાડવાની સઘળી ગોઠવણો કરી રાખી હતી. ઈરાનવેજના બલખ શેહેર આગળથી તાતાર દેશમાં રૂહીન દેહ શેહેર જવાના ત્રણ રસ્તા હતા, એક ચાર માસની મુસાફરીનો રસ્તો હતો જે થોડી મુસ્કેલીનો હતો. બીજો બે માસની મુસાફરીનો હતો જે જવા માટે કઠણ હતો અને ત્રિજો છ કે સાત દીવસમાં જવાય તેવો હતો, પણ આ છેલ્લા રસ્તામાં મોટાં બીઆબાંન જંગલો હતાં અને ફાડી ખાનારાં વેહેંશી જાનવરો અને જેહેરી સાંપો હતા, કે જે રસ્તે જવા માટે કોઇ પણ હીંમત ભરતું નહીં. તે રસ્તે જવા માટે અસપંદીઆરે પોતા સાથે ૬૦ ચુનંદા માણુસો લઇને જવાનો ઠરાવ કીધો, અને બે માસની મુસાફરીના માર્ગે પોતાના એક પીત્રાઇ નામે 'પુસ્તંગ' ને થોડાક લશ્કરનો સરદાર બનાવી લશ્કર અને સામાન સુદ્ધાં વીદાય કીધો. અને તેને ફરમાવ્યું કે જ્યારે તે દુશ્મનના પાયતખત શેહેર તરફ જઇ પોંહોંચે ત્યારે એક આતશની નીશાન જોયા કરવા સારૂ તેને હુકમ કરવામાં આવ્યો હતો અને જે ઘડીએ તે આતશ જોય કે દુશ્મનના લશ્કરપર હુમલો કરવાનું ફરમાવવામાં

આવ્યું હતું. હવે અસપંદીઆર અને તેના ૬૦ સોબતીઓએ વેપારીનો વેશ ધારણ કીધો. અને પોતા સાથે ઘણી કીમતી વસ્તુઓ પુષ્કળ લઇ રાખી. તેઓ પેલું બીઆબાન પસાર કરી રૂહીનદેહ શેહેરમાં દાખલ થયા. ત્યાં અસપંદીઆરે અને તેના સોબતીઓએ એવી અફ્વા ઉડાવી કે એક મોટો અને માતબર વેપારી પોતાના કેટલાક દોસ્તો સુદ્ધાં ગુસ્તાસ્પના જુલમથી નાહાસી આવ્યો છે. ધારવા મુજબ જલદીજ તે વાત અરજાસ્પ પાદશાહને કાને ગઇ અને અસપંદીઆરનો માલ જોવા તેને બોલાવ્યો. આ છુપો વેશ લીધેલો શાહજાદો ત્યાં ગયો અને કેટલાંક કીમતી જવેરાતો નજરાણાં તરીકે પાદશાહ આગલ ધર્યાં કે જેણે તુરતજ સ્વીકારી લઇ તેનાપર મેહેરબાની રાખવામાં આવશે તથા તેની બરદાસ્ત લીધામાં આવશે. એવી પાદશાહે તેને ખાતરી આપી. ત્યાં કોઇબી તરેહનો શક ઉત્પન્ન થયો નહિ. હવે જે દીવસે ત્યાં પેલું ઇરાની લશ્કર આવી લાગ્યું કે અસપંદીઆરે પોતે ઠેરવેલી પેલી આતશની નીશાની કરી. તરતજ તે લશ્કરે બાહેરથી શેહેરપર હુમલો કર્યો અને એ શાહજાદાએ તથા તેના રફીકોએ એ મેહેલપર મારો ચલાવ્યો. આ અચબુચ આપ્તથી અરજાસ્પના શેહેરમાં ગભરાટ થયો. તેથી અસપંદીઆરને સેહેલાઇથી ફતેહ મળી. જ્યારે તે પાદશાહ અરજાસ્પ આગલ જઇ પુગ્યો તારે બોલ્યો કે અએ "કાફ્ર તુરકી ઇરાનનો શાહાજાદો અસપંદીઆર હું પોતે છું" આ નામ સાંભળી અરજાસ્પ બીહને નાઠો પણ તુરતજ તેનો હુમબાલો પકડી તેને મારી નાંખ્યો. અસપંદીઆરે પોતાની બહેનને છોડવી પોતાના બાપ તરફ મોકલી આપી. અને પોતાના બાપ ગુસ્તાસ્પશાહપર અરજાસ્પનું તખત અને બીજી ઘણી એક લુટ મોકલી આપી. અને તુરાનનું રાજ્ય અગરેરસના વંશમાંના એક પરહેજગાર માણસને બક્ષ્યું હતું જે સીકંદર રૂમીના વખત સુધી આ વંશે રાજ વાપર્યું હતું. અસપંદીઆર ઘણો બ્હાદુર અને યુક્તીબાજ હોવાથી અરજાસ્પ ઉપર એકી વખતે સેહેલાઇથી ફતેહ મેળવી અને તેના બદલામાં અસપંદીઆરને બલખ શેહેરનો હાકેમ બનાવ્યો. જ્યાં તેને મોટી દરબાર બનાવી હતી એટલુંજ નહિ પણ એ બધી શેહેનશાહતપરબી એનો હક ચાલતો હતો.

આ મુજબ ઓધ્ધો ચલાવ્યાથી તેના દુશ્મનો વધારે પોતાની હુશીયારીમાં રહ્યા અને ગુસ્તાસ્પને સમજાવ્યું કે તારો છોકરો તારી જીંદગી લેવાની પેરવી કરે છે. તેથી તે શાહજાદાને એકાએક પરસીપોલીસમાં લાવવાનો હુકમ થયો જ્યાં જેવો તે (અપસંદીઆર) આવ્યો કે તુરત તેને આજર બીજંનના કીલ્લામાં હમેશ સુધી કેદ રાખવાનો હુકમ થયો. (આ લડાઈની

થોડાક માસ આગમચ પેગમ્બર સાહેબ અશોજરતોસ્ત અને લોહોરાસ્પશાહ ગુજરી ગયા હતા.) **અસપંદીઆરને** કેદ કર્યાથી માંહોમાંહેની જે રાજ સંબંધી અને ધર્મ સંબંધી ખટપટો ઇરાનમાં ચાલતી હતી તેને ઉત્તેજન મળ્યું. અને *શેહેનશાહત પર પાછો હુમલો કરવા તાતારના પાદશાહનેબી ઉલટ થઇ. તેણે મોટી ફતેહ મેળવી ખુરાસાન લુટયુ. બલખ શહેર લીધું અને જરતોસ્તી ધર્મ પાળનારાઓ પરબી મોટી આફત વરસાવી. ગાવીઆની જુંદો લઇ લીધો અને તાતાર દેશ મોકલી આપ્યો. આ હુમલો ગુસ્તારપશાહ પર અકસ્માત થયો હતો જેથી ગુસ્તાસ્પે એક મોટું લશ્કર તૈયાર કરી તેનાથી ફતેહ મેળવી પણ પછીથી હારી ગયો અને પાછું હઠવાની ફરજ પડી. ઓકસસ (જહુન) નદી સુધી દુશમનની પછવાડે લાગવાથી એક બીજા લશ્કરની ટુકડી સાથે તાંહાં તેને લડાઈ કરવી પડી. ઇરાની લશ્કર શીકસ્ત ખાઇ પાછું વીખરાઈ ગયું. અરધું માર્યું ગયું. અને થોડુંક મહા મહેનતે ખોરાસાનમાં છુપાયું. આવી શીકસ્ત હાલતમાં ગુસ્તાસ્પશાહ આવી પડયાથી પોતાના નાહક દુઃખ પામેલા છોકરા **અપસંદીઆરની** મદદ માગવા સિવાય બીજો કશો આરો રહયો નહી તેથી ગુસ્તાસ્પે પોતાના વજીર જામાસ્પને કહ્યું કે **અસપંદીઆર** પાસે જઇ ગઇ ગુજરી જાણી મારી માફી માંગવી એટલુંજ નહી પણ આ દુશ્મનોથી જો તે મને બચાવી મદદ આપે તો મારૂં રાજ્ય પણ આપું. તે મુજબ જામાસ્પને કહ્યું. હવે શાહાજાદો અસપંદીઆર જરતોસ્તના મહજબ પર ઘણો ચુસ્ત હતો અને આ લડાઇઓ ધર્મ સંબંધી બાબદ પરથીજ ઉઠી હતી. પેગમબર જરતોસ્ત આ વેળા મરણ પામેલા હતા. અને જરતોસ્ત પેગમબરથી આ શાહજાદા અસપંદીઆરે દીન કબુલ કીધી ત્યારે ઢાલ તલવારથી સોગંદ લીધા હતા કે દીનપર તે ફીદા છે, સદા રહેશે ને દીન ફેલાવામાં મદદ પોતાની હયાતી સુધી કરશે. તે કારણે તે શાહજાદો આ વખતે તુરત હા બોલ્યો અને પોતાના દુશ્મનો સામે આ પાક લડાઇમાં તે ગુંથાયો અને તે લડાઇ દરમીઆનમાં એને સંપુર્ણ ફતેહ મેળવી અને તેમાં એને પોતાનું ડાહાપણ અને બાહાદુરી કરતાં પોતાની દયા અને સખાવત-પણું વધારે દેખાડવા તક મળી. લડાઇમાં દુશ્મનો હરાવવા ઉપરાંત મોટાં પરાક્રમો કીધાં અને તેઓનાં પાયતખ્ત શેહેરોબી જીતી લીધાં હતાં.

**અસપંદીઆર હુપતખાંન** ( સાતખાંન ) ઓળંગી '**રૂહીન-દેહમાં દાખલ થયો.** પહેલા ખાનની મહા ફેજત સારૂ બે જંગલી વરૂઓ હતા. બીજા ખાનને બે મસ મોટા વાઘોએ બચાવ્યો હતો. ત્રિજાના બચાવ થકી સાત માથાંનો અજદાહ હતો. ચોથા ખાંનને એક

જાદુગર ઓરતે બચાવેલો હતો. પાંચમાની રખેવાળી સારૂ એક શીમુરગ અથવા પાંખદાર રાક્ષસ હતો. છઠો અતિશય ઉંચાઇના બરફથી અને સાતમો ખાંન એક ચોતરફથી પાહાડ આવેલા મોહોટા સરોવરથી બચી રહેલો હતો. રૂસ્તમ પેહેલવાંનની બરોબરની અસપંદીઆરની મરદાંનગી હતી. એણે રૂદીનદેહ હાથ કરી લીધું. ત્યાંના પાદશાહને અને ત્યાંના ઘણા-ખરા રહેવાશીઓને મારી નાંખ્યા. અને પોતાની બેહેનો જેઓ બલખમાં કેદ પકડાઈ ગઇ હતી તેઓને છોડવી. અને દરફસે કાવાંની નામનો પાખ ઝુંદો પણ દુશ્મનો સોડેથી ઝુંટાવી લીધો.

**અસપંદીઆરે તાજ માટે કરેલી માંગણી અને ગુશતાસ્પ-શાહે રચેલું કાવત્રું**—અસપંદીઆરે હીંદુસ્થાન, અરબસ્તાન, અને આથમણુ તરફના દેશોમાં પણ લડાઇ વખતે જીત મેળવી હતી. અસપંદીઆરે પોતાના દેશના સઘળા પારકા શત્રુઓને જીત્યા બાદ ઇરાનનું તાજ જે વિષે ઘણુંકપર તેને આશા આપવામાં આવી હતી તે તાજ હવે પોતાને મેળવવાની ઉ-મેદ હતી, પણ ફરેબબાજ ગુશ્તાસ્પ પોતે રાજ છોડવા નાખુશ હતો તેથી તેણે પોતાની કબુલાત પુરી પાડવા તેને ઉડાવીઆ કીધો. આ કુનેહબાજ જઇફ પાદશાહે તેને એવું કહ્યું કે "મારૂં રાજ હજુ મુસ્તકીમ પાયાપર આવેલું નથી તે તુંને સુંપરદ કરવા હું શરમાઉં છું. રૂસ્તમ અને તેના કુ-ટુંબે આપણી ફરમાબરદારી કરવાનું મોકુફ કર્યું છે અને શીસ્તાનમાં પોતે એક સ્વતંત્ર રાજ સ્થાપી બેઠા છે. તેઓને પાછા ફરમાબરદાર કરવા જો-ઇએ અને અગરજો ઓ મારા દીકરા તું એ કામ કરે અને તે સરદારને બાંધી આપણી હજુર લઇ આવે તો તારી બેમીસાલ બાહાદુરીના બદલામાં તને આ મોટી અને સમાધાની ભરેલી શેહેનશાહતનું રાજ મળશે." આ દરખાસ્તથી તે શાહજાદો ચોંકયો. પણ આવા ભયભરેલા કામમાં હાથ ઘા-લવા ઘણી ફસાયત અને યુક્તીભરેલી રીતે આખરે એના બાપે એને હારપર આણ્યો અને નાચારીએ છેલ્લે સરવાળે તેણે એ કામ માથે લેવા કબુલ કીધું. જેમાં તેણે પોતાની આબરૂ અને જીંદગીબી એકદમ ખોહી દીધી.

**રૂસ્તમ** અને **અસપંદીઆર** બન્ને પહેલવાનો વચ્ચે **જાબુલ શહેરની** નજદીક મોટી જબરી લડાઈ થઇ હતી. તે વખતે બન્ને પહેલવાનોએ પોતાની મરદાંનગી અને જવાંમરદી માટે એક બીજા આગલ વાતો કરી. તે વખતે **અસપંદીઆરે રૂસ્તમને કહ્યું** કે જેહાં પેહેલવાન રૂસ્તમ જે વારે હું પોતે નાપાક અરજાસ્પની લડાઇમાં "રૂહીનદેજ" નામના કીલ્લાપર હફતે-ખાનને રસ્તે ગયો હતો. ને રસ્તામાં મંજલ દરમંજલ એકેકી નાપાક બલા

આજારની દેનાર તથા ઘણાંક બુરાં અને ફાડી ખાનારાં તથા દરંદાં જાનવરો હરએક મંજેલમાં મને સાંમે થયાં હતાં તેની સાથે મેં લડાઇ કરીને પાક યજદાંની મદદથી તેઓને મારીને દફે કીધાં હતાં. મગર એક ચોથી મંજેલની જગોમાં એક જાદુગર ઓરત તમામ જાદુઇ અને મકર હીલ્લા ભરેલી ઘણી ખુબસુરતી સાથે ખુબ લેબાશ પેહેરીને મારી નજદીક આવી પહોંચી અને તરેહ તરેહના અજાયબ તલેસમાત એવા કર્યા કે તેનું બ્યાન તો દાના લોકો સાંભળીને અજબ રહે. કેમકે કોઇ વેળા તે નાપાક જાદુગર ઓરત નાચ અને રંગરાગ સાથે આવતી હતી અને કભી ભારી પથરની શીલા પાહાડ પરથી ઘોલવી મારી પર નાંખતી અને કોઇ વેળા જાદુઇના જોરથી પવનનો વંટોળ્યો પેદા કરતી હતી. કોઇ વખત લશ્કરની આસપાસ મોટો દરીઆવ કરીને બતાવતી હતી અને આસમાનની બુલંદી ઉપર જઇ વાદળ સુધી જઇ વાદલપરથી બરફ અને કરાં લશ્કર પર વરસાવતી હતી. ખુદાના હોકમથી **હજરત જરતોસ્તે મને બક્ષેલી પોલાદની જંજીર મારી પાસે હતી** તે મેં તેની ગરદનમાં નાંખી કે તે **એજમતી જંજીરનાં બંદે** કરીને તે નાપાક જાદુગર ઓરત કેદમાં આવી ત્યારે તેજ વેલા ચાલુ તલવારથી તે નાપાક ઓરતનું સર તનથી, મેં જુદું કર્યું. તે જરતોસ્તી જંજીરની બરકતથી તે બદકાર જાદુગર ઓરતની જાદુઇ દફે થઇ અને હું તેની પર ફતેહ પામ્યો. અને હમેશાં આ જંજીરની એજમતથી જાદુઇ નાબુદ કરનો હતો માટે હું હજુર મીનતજારીથી કહું છું અએ તેહમતન રૂસ્તમ કે મારા બાપ ગુસ્તાસ્પશાહના ફરમાન પ્રમાણે “ તું તારો હાથ મને બાંધવા દે ” પણ રૂસ્તમ પેહેલવાને એ સિવાયની કબુલતો પાળવા જણાવ્યું પણ આ કામથી મારા કુટુંબને બટ્ટો પહોંચે છે માટે એ વાત મારાથી બહાલ રાખી શકાતી નથી એમ જણાવ્યું. તેથી લડાઇ શરૂ થઇ જેમાં બન્ને બાજુઓપરના ઘણા એક મુખ્ય સરદારો માર્યા ગયા. અસપંદીઆરે રૂસ્તમ સાથે જંગ કીધું તેમાં રૂસ્તમ *ઘાયલ થયો અને લડાઇના મેદાનમાંથી પાછો હઠયો પણ બીજે દીવસે રૂસ્તમ પાછો લડાઇના મેદાનમાં આવ્યો અને પોતા સાથે બે અણીદાર

---

* ફીરદોશીના લખાંણમા એમ છે કે એક શહામુર્ગની મદદ જાલને મળી હતી. જાલેજર પેહેલવાનનો બાપ સામેસવાર કહેવાતો હતો. સામેસવાર યાંને સામ પેહેલવાંનને બુજર્ગીનાં વખત સુધી ફરજંદ નહીં થવાથી તેને બંદગી કરી જેના પ્રતાપે ફરજંદ થયું તેનું નામ જાલેજર રાખ્યું. આ જાલેજર પેહેલવાન માટે ફીરદોશી કહે છે કે તેના જન્મથી જે બાલ તેના શરીરે હતા તે સફેદ હતા અસલથી જાણે બુઢ્ઢા જેવો લાગ્યો તેથી સાંમે તેને પાહાડપર મુકી દીધો. ત્યાં એક શાહામુર્ગ=Ostrich રહેતું હતું તેને તે બચ્ચાંપર દયા લાવી જે કંઇ શેકાર પોતે લાવ્યું

તીર અને ગોફ્ન લાવ્યો હતો કારણ રૂઇનતન અસપંદીઆરનું શરીર એવું હતું કે તેને કંઇજ હથીઆર અસર કરી શકતું હતું નહીં તેથી તેની આંખ-માં ભોકી તેને મારી નાંખવા તે એ તીર લાવ્યો હતો. રૂસ્તમે બીજી

---

હોય તેના લોહીનાં ટીપાં વિગેરે તેના મોહમાં નાંખી તે બચ્ચાંને ઉછેર્યું. એમ થતાં તે બાળક જાલ સમજવાર થયો આ શાહામુર્ગ માટે પણ ફીરદોશી કહે છે તે એક દસ્તુર હતા અને બંદગી કરનાર જીવ હોવાથી તેને આ દુનિયાની રીતભાત નહિ પસંદ આવવાથી પંખેરાંની જીંદગી માંગી લીધી હતી અને પાહાડપર વસવાત હતો ત્યાં બાળક જાલને મુકવાથી તે શાહામુર્ગે તેનું રક્ષણ કર્યું. જ્યારે જાલ સમજવાર થયો, અને સામ તદ્દન બુઢ્ઢો થયો અને તેને બીજાું ફરજંદ નહી થયું ત્યારે કોઇ પીરમરદથી તેને જાણ્યું કે "બાલક જાલ પાહાડપર છે" ત્યારે પાહાડપરથી તેડાવ્યો પણ જાલને આવવા ગમ્યું નહી પણ શાહામુર્ગને વાચા હતી તેને નસી-અત કરી કે "જા સુખી થશે, અને પોતાનાં પીછાં આપ્યાં કે જરૂર પડે તો આ ધુપાવજે હું મદદ થઈશ" વિગેરે તે મુજબ હરેક વખતે એ કુટુંબમાં થતું રૂસ્તમ પેહેલવાનનો જન્મ જાલને ત્યા થયો તે પણ બાનુ રોદાબેનું પેટ ચીરીને જન્મ આપેલો તે વખતે પણ શાહામુર્ગ સ્હાય થયુ હતું. વળી જ્યારે કએખુશરૂ પાદશાહના વખતમાં કેકાંમદેવ જાહાનુમાઈ જામ ચોરી લઈ ગયો હતો (પોતાના જરનેગાર શેહેરમાં) જે પાછી લાવવા રૂસ્તમ પેહેલવાનના દીકરા સોરાબનો દીકરો બરજોરનો દીકરો કરીમાંન ગયો હતો અને તે નહીં પાછો ફરવાથી રૂસ્તમના બીજા દીકરા ફરામરોજનો દીકરો જેહાબક્ષ ગયો. ત્યાં આ બન્ને પેહેલવાંનો કરીમાન અને જેહાંબક્ષ વચ્ચે લડાઇ થઈ તે એવી કે બન્ને પેહેલ-વાંનો જીવપર આવી ગયા. એક કહે કે હું જીત્યો અને બીજો કહે કે હું જીત્યો. હવે ઇરાન દેશથી જરનેગાર શેહેર ઘણાં વરસોનાં રસ્તાપર હતું. તેથી ઈરાનથી ગયલા આ પહેલવાનો માટે ખબર પડી નહી, પાદશાહ કએખુશરૂ કે જેઓ આ-ફ્ત વેળા આ જાહાનુમાઇ જામ જોતા હતા અને ખબર મેળવતા હતા. તે તો ચોરાઈ ગઈ હતી કે જેને માટેજ આ પહેલવાનો ગયા હતા. હવે જાહાનુમાઈ જામ વગર ઈરાનમાં વરતારો કાઢવાનું બન્યું નહિ. ઘણાં વરસો થવાથી પાદશાહ કએ-ખુશરૂએ રૂસ્તમ પેહેલવાનને કહ્યું કે મને ફીકર લાગે છે માટે તપાસ કરવી કે જરનેગાર શહેરમાં ગયલા પેહેલવાંનોનું શું થયું ? તે વેળા રૂસ્તમે પીછ ધુપાવી શાહામુર્ગને બોલાવ્યું અને તેની પીઠપર બેસી રૂસ્તમ ઈરાનથી ફક્ત ત્રણ દીવસમાં જરનેગાર જઇ પુગો. ત્યાં જઇ પોતાના નબીરાઓને લાવ્યો. વિગેરે ઘણીએક વેળા તેને એમ મદદ મળી હતી. તેવીજ આ અસપંદીઆરની સાથેની લડાઇમાં પણ પહેલે દીવસે રૂસ્તમ ઘાયલ થયો. તે ઘેર ગયો અને શાહામુર્ગે એક મોજેજા જેવી રીતે આરામ કર્યો અને પેલા ખુનખાર તીર પણ મળ્યા કે જેથી બીજે દીવસે ફતેહ પામ્યો. આ હેવાલ (જાલેજરનો) શાહાનામામાં મળે છે. ફીરદોશી તુશી શાએર હીજરી સને ૪૦૦ માં થઇ ગયો છે. હાલ હીજરી ૧૩૩૧ ની સાલ ચાલે છે એટલે આજથી ૯૩૧ વરસપર ફીરદોશી તુશી શાએર શાહાનામું લખી ગયો છે. (પ્રગટ કર્તા.)

લડાઇ અસપંદીઆર સાથે શરૂ કરી તેની આગમચ પોતે અસપંદીઆરને પોતાની સઘળી દોલત આપવા કહી અને કહ્યું કે ઇરાનનાં તાજનો હું સદા ફરમાબરદાર છું માટે તું લડાઇ મોકુફ કર." પણ અસપંદીઆરે કહ્યું કે "તું ખુદ બ ખુદ બંધાઇ ગુસ્તાસ્પશાહ પાસે આવે તે સિવાય હું બીજી કોઇ પણ ચીજ સ્વીકારતો નથી." આ ઉપરથી લડાઇ શરૂ થઈ અને રૂસ્તમે પેલો નાશકારક તીર કાહાડીઓ ત્યાં સુધી જોસ્સા ભરેલી રીતે ચાલુ રહી. ઘણી ચોકસ નીશાન માંડેલી હતી તેથી તે તીર તે બાહાદુર શાહાજાદા અસપંદીઆરની આંખમાં વાગ્યો, જેથી તેનું મોહત નીપજ્યું અને એ તીરના ઘાના દુઃખથી રીબતો રીબતો તે શાહજાદો બોલ્યો જે "આ જોખમ અને બેવકુફી ભરેલાં કામમાં મારા ઘાતકી બાપની યુક્તિઓથી હું જે ગુંથાયો તેનો વાજબી રીતે આ છેડો આવ્યો છે." મરણ પામવા આગમચ પોતાના બેટા [1]બેહેમનને પોતે રૂસ્તમ પહેલવાનને સોંપ્યો કે લશ્કરી કેળવણી આપે, વિગેરે. અસપંદીઆરનાં પિત્રાઈ પુસ્તંગે એ શાહાજાદાનુ શરીર ઉચકાવી બલખ શેહેરમાં લઇ ગયો અને પોતાના લશ્કરને કાળો પોશાક પેહેરાવ્યો. જઈફ પાદશાહ ગુસ્તાસ્પને પછીથી પોતાની ચાલની બેવકુફી માલમ પડી તેથી અસપંદીઆરના મોહોત વિષે તેને લાંબો વખત સુધી શોક કીધો અને પોતે મરણ પામ્યો તે આગમચ પોતાના નબીરા બેહેમનને તાજ માટે તૈયાર કર્યો.

ગુસ્તાસ્પશાહના રાજ્યમાં પેગમ્બર જરતોસ્ત દીન લાવ્યા તેથી આ પાદશાહનું નામ તવારીખમાં તેમજ જરતોસ્તી કોમમાં આશકારા થઇ જેબ મળી છે. જો આ દાખલો નહિ બનતે તો એટલી બધી કીર્તી એ પાદશાહને નહીં મલતે. જરતોસ્ત પેગમબર દીન લાવ્યા, ફેલાવી અને ત્યારબાદ ગુસ્તાસ્પશાહના રાજ્ય અમલમાંજ આ લડાઇ થઇ હતી જે માટે પેગમ્બર સાહેબે આગમચથી આગાહી કરી હતી અને તે મુજબ બન્યું હતું.

**સરવનાં ઝાડનો મોજેજો**—કેટલીક ધર્મની કેતાબોમાં પેગમ્બર માટે એમ લખાણુ છે કે તેવણ પોતે દીન લેવા ખુદાઇ દરબારે ગયા ત્યાંથી એક સરવનું ઝાડ લાવેલા હતા અને તે ઝાડમાંથી ઉગતાં દર નવાં પાતરાંપર એમ લખાણ હતું કે "ગુસ્તાસ્પ તું એ દીન કબુલ રાખ." આ ઝાડ માટે મોજેજાતે જરતોસ્તી કેતાબમાં લખાણુ મળે છે કેઃ—

"એ ઝાડને સરોવરનું ઝાડ તથા બેહેસ્તી ઝાડ કરીને ઓળખતા હતા તે

---

૧ બેહેમનનામામા એવું લખાણ મલે છે કે આ બેહેમન પાદશાહે પોતાના બાપના આ કીનામાં રૂસ્તમ પેહેલવાનના કુટુંબ ઉપર ઘણો જુલમ ગુજાર્યો હતો અને આખરે તેઓને જીવથી પણ માર્યા હતા. ( પ્રગટ કર્તા. )

ઝાડ જરતોશ્ત સાહેબે જમીનમાં રોપ્યું અને થોડાંક વરસો વીત્યા બાદ ઘણી આબાદી ભરેલી હાલતમાં ખીલી નીકળ્યું. અને તેનાં થડનો ફેલાવો ૪૦ વામ સુધી ગોળ ફેલાયો. મુતકવલ અબાસી નામનો એક મુસલમાન પાદશાહ કે જેને શરમનરાએ નામનું શેહેર વસાવ્યું હતું તે શેહેરમાં તેને જાફરીએ નામની મોટી ઇમારત બાંધવાની શરૂ કરી તે વેળા મુસલમાનોએ મુતકવલ અબાસી આગલ સરવનાં ઝાડની તારીફ કરી તેથી તે ઝાડ જોવાનો પાદશાહને ઇરાદો થયો. તેથી તેને તે કાશમર શેહેરનાં હાકમપર કાગળ લખ્યો કે એ ઝાડ કપાવીને મારી હજુર બગદાદ શેહેરમાં મોકલવું. આ વખતે ખોરાસાન શેહેરની ઘણી એક રૈયત તે ઝાડ હેઠલ એકઠી થઈ અને પોકાર ફરીઆદ કરી કહ્યું કે આ બુજર્ગ ઝાડ નહીં કાપવું જોઇએ. તે હાકમે અનજુમનની ફરીઆદ નહીં સાંભલી. ત્યારે તમામ બેહેદીનોએ ૫૦,૦૦૦ પચાસ હજાર દીનાર યાને રૂ. ૩,૦૦૦૦૦ ત્રણ લાખ રૂપીઆ આપવા કહ્યા પણ તે કબુલ નહીં કર્યા અને સરવનું ઝાડ કાપ્યું. પણ તે ઝાડ કાપતાંવાર મોઅજેજો થયો અને ઝાડ જમીનપર પડતાં સાથેજ શેહેરની કેટલીએક ઇમારતો પડી ગઇ અને કુવાનાં, નદીનાં, કારંજાનાં પાણી જોશમાં આવી જમીનપર બહાર ફરી વળ્યાં અને મોટું આફ્ત જેવું થયું. બેસુમાર જાનવરોએ તે ઝાડપર પોતાનાં માલા કરેલા હોવાથી તે જાનવરો હવામાં ઉડી ગયાં અને ગોયા આકાશ ધંકાઇ ગયું. હવે જે ગોસ્પદો (૨૦૦૦૦ થી પણ જીઆદે હતાં તેઓ) આ ઝાડ નીચે છાંયામાં રહેતાં હતાં તેઓએ શોરબકોર કર્યો જેથી તોફાન જેવું થયું, તે ઝાડ કાશ્મીરથી બગદાદ લઇ જવા તેની મજુરીનો ખરચ બે લાખ રૂપીઆ થયા. તે બુજર્ગ ઝાડની શાખ ડાલનો ૧૩૦૦ ઉંટનો બોજો થયો. આ બધો અસબાબ જ્યાં મુતવકલ અબાશી રેહેતો હતો ત્યાંથી એક મજેલ દુર રહયો તેજ રાત્રે પાદશાહ મુતવકલ અબાશીને તેનાં ગોલામોએ તલવારથી ઠાર કર્યો અને ટુકડે ટુકડા કીધા, તેથી તે એજમતી ઝાડ જોવા નહિ પામ્યો. અને જે દહાડે સરવનું ઝાડ કાપ્યું તે દીવસે ૨૩૨ વરસ [1]હીઝરી મુસલમાનીનાં થયલાં હતાં અને

[1] આ ઉપરથી જાણવાનું મળે છે કે હીજરી ૨૩૨ ની સાલમાં આ ઝાડ કે જેને પેગમ્બર સાહેબે રોપેલું હતું તેની ઉમર ૧૪૫૦ ની ગણી છે તો આજે હીજરી ૧૩૩૧ ની સાલ ચાલે છે, તો આજથી ૧૧૦૦ વરસ ઉપર આ ઝાડ કાપ્યું હતું અને ૧૧૦૦ વરસમાં મજકુર ૧૪૫૦ ઉમેરતાં ૨૫૫૦ વરસ થાય છે. તો એટલાં વરસપર પેગમ્બર થઇ ગયા છે. કોઈ પણ તવારીખને આધારે ચોકસ નીકળી શકતું નથી તવારીખનાં વરસોની ગણત્રી પ્રમાણે તો ૩૭૧૧ વરસ થવા

તે દાહાડા સુધી તે ઝાડની ઉમર ૧૪૫૦ વરસની થયલી હતી. જેમ ઝાડને બીન તકસીરવાર કાપ્યું તેમ તે કપાવનાર પણ ટુકડે ટુકડા થઇ ગયો. એવો તે ઝાડનો મોજેજો બન્યો." પેગમબર સાહેબ અશો જરતોસ્તનાં મોજેજા એથાબી ઘણાં છે પણ આ કેતાબમાં જાણવા જોગ લીધા છે. હવે આ જરતોસ્તી દીનમાં ફરમાંનો માટે અને તેની શ્રેષ્ટતાઇ માટે લખાંણુ નીચે મુજબ છે.



## જરતોશતી દીનની શ્રેષ્ટાઇ.

**અવસ્તા**—દીન માજદીયસનીસ નરસ અશોનો ફ્રરમેરેજીતે વિસપેમ દુશમતેમચ, દુજુખતેમચ, દુજવરસતેમચ યથ વાતો દરેજી—તકથરો થવાશેમ દશેનાત પેરે ફ્રરમેરેજોઇત.

**અર્થ**—જે પ્રમાણે સખત ફુંકતો પવન દક્ષિણ દીશાથી વાતાવરણને સાફ કરી નાખે છે, તે મુજબ માજદયસની દીન દીનદાર સખસનાં તમામ ખરાબ ઉચાર, ખરાબ સખુન, અને ખરાબ કામોને સાફ કરી નાંખે છે. ( વંદીદાદ પરગરદ ૩ ફ. ૪૨ )

**અવસ્તા**—આસતુયે દએનાંમ વંઘુહીમ માજદયસનીમ, ફ્રસપાઇઓ ખેદરાંમ, નેદાસને થીસેમ, ખએતવદ એથાંમ; અષઓનીમ, યા હાઈતીનાંમચા, બુષ્યેતીનાંમચા, મજીશ્તાચા, વહિશતાચા, સરએશતાચા, યા આહુઈરીશ જરતોશતરીશ, અહુરાઇ મજદાઈ, વીસપા વોહુ ચેન અહમી.

**અર્થ**—ભલી માજદયસની દીન કે જે ઝઘડો મટાડનારી, હથીઆર છોડવનારી ભાઈબંધીનો વધારો કરનારી અને અશોઇનાં તરીકાવાલી છે, તેનીપર હું આસ્થા રાખુ છું. હાલમાં જેટલી દીન મોજુદ છે, તથા જેટલી દીન હવે પછી થશે, તેઓમાં સર્વથી મોહોટી, ભલી શ્રેષ્ઠ જે દીન તે અહરમજદી જરતોશતી દીન છે, તમામ ન્યામત અહુરમજદ તરફની હું લેખું છું ( યજશને હા ૧૨, ફકરો ૯ )

જરતોસ્તી દીન સર્વથી ભલી, શ્રેષ્ટ, માતબર, પવિત્ર ગણાઇ છે તેનું

---

જાય છે. પણ અશો શકતી તરફથી મને જે ખુલાશો મલે છે તે એજ કે " પેગમ્બર જરતોશ્ત થઇ ગયા તેવણને ૨૯૦૦ વરસની આસપાસ છે તેથી વધુ વરસો થયાં નથી, " વિગેરે, આ એજમતી સરવનાં ઝાડની ગણત્રીનું લખાણ તવારીખની સરખામણી કરવા અને અશો શક્તિના ખુલાસા માટેજ આ નોંધ આપી છે. ( પ્રગટ કર્ત્તા ).

કારણ છે કે એ દીનમાં પવિત્રાઇનો તરીકો વાળ કરતાં બારીક છે યાને એ ધર્મમાં અશોઇ અને પવિત્રાઇ વધારે બતાવેલી છે. તેનું કારણ છે કે પૂર્વ દીશાની હવા જેથી શરૂઆતમાં અરશરોસ્ની સેતારો થયો (જે હવા જયોતીષમાં પણ લાભ હવા ઉત્તમ ગણાય છે.) અને ત્યાંથીજ હવા થઇ અને દીનદાવર શક્તિ ઉભી થઇ તે ઘણી બળવારી અને પવિત્ર હતી. અને સમજુ ઇનશાનો જાણે છે કે તેમજ આજદીન સુધી અનુભવસીદ્ધ થઇ ચુક્યું છે કે પવિત્રાઇથી સર્વમાં શ્રેષ્ટાઇ છે. જયાં પવિત્રાઇ નથી ત્યાં ખુદરતના મારગને પુગી વળવાનું અને તેનાં ઉંડાણુનો અભ્યાસ કરવાનું કશુંજ નથી. અશો જરતોસ્તના જન્મ આગમચ ઇરાનીઓનો ધર્મ ઘણું કરીને ખુદરતની પરસનેસતો યાને ખુદરતી સઘળી શક્તિઓને માનવાનો હતો. અને તેઓમાં એકજ ખુદા વિષે પુરી માહીતી નહતી. પેગમબર સાહેબે જેને અશો અહુરમજદ અને એકજ ખુદા કરી ગણેલો છે અને દેખાડેલો છે તે અસલ વખતમાં દુનિઆમાં જણાયલો નહતો. અશો જરતોસ્તની આગમચ ગયોમરદની માફક બીજા આપણા મહાન ગુરૂઓ જેવા કે હોશંગ, તેહમુરશ, જમશેદ, ફેદુન, કએખુશરૂ, વિગેરે કે જેઓને અવસ્તામાં સઓષ્યંતો યાને લોકોનું ભલું કરનારા ( પરસ્વાર્થી ) દીનનો મારગ દેખાડનારા વિગેરે નામથી ઓળખેલા છે. તેઓએ એકલા અહુરમજદ જગત પીતાને માનવાનો ધર્મ લોકોને શીખવવાની કોશેશ કીધી હતી, પણ તેઓ તે એક ખુદા વિષેની વાકેફી તે વખતના લોકોના મનમાં મુકરર કરી શકયા નહિ હતા. અને તેઓનાં આ દુનિઆમાંથી કુચ કરવા પછી તે જમાનાનાં લોકો એકલા અહુરમજદની આરાધના છોડી તત્વો વિગેરે ઉપર માનેલા મુવક્કલોની આરાધના અને પરસ્તેશ કરવા મંડી જતા હતા. તે વખતમાં અશોઇનાં બારીક તરીકા કરતાં દરૂજ યાને અવ્યવસ્થા બધી તરફ વધારે પથરાઇ હતી જુઠા ધર્મો, ખોટી માનતાઓ, પુજાઓ, કંગાલીઅતપણું, અનીતિ, જુલમાત, વિગેરે ઘણું હતું. અહુનવદ ગાથામાં ( યજશને હા. ૨૯ ) અલંકારીક ભાષામાં દાદાર અહુરમજદ કહે છે કે "હાલના વખતમાં મને જાણતો હોય એવો કોઈ રહ્યો નથી. ફક્ત એકલો સપેંતમાન જરતોસ્ત એવો છે કે જે મારો પેગામ સાંભળીને દુનિયાનાં માણસોમાં મારો ધર્મ ચલાવી શકે." આ લખાણથી ખુલ્લું માલમ પડે છે કે એક ખુદાને માનવાનો ધર્મ અસલ ઇરાનીઓના મનમાં મજબુત ઠસાવનાર અશો જરતોસ્ત હતો, કે જે વખતે તેના કામને ફતેહ ક્યાંની શેહેનશાહ ગુસ્તાસ્પશાહનાં રાજ્ય અમલમાં મળી હતી. આપણે જરતોસ્તીઓ દરરોજ કુસ્તી બાંધતાં ઉપલાં મથાળેનાં વાકયો ભણીએ છીએ

કે "માજદયસની દીન એકલા ખુદાને સર્વોપરી ગણીને તેની પરસતેસ કરવાની છે. તે હાલની અને હવે પછી થનારી દીનોમાં ઘણીજ મોહોટી ભલી અને શ્રેષ્ટ છે." એવું બોલી જે આપણે દીનની સરસાઇ ગાઇએ છીએ તે ખરૂં છે. માજદીઅસની દીનનાં મુખ્ય નવ ફરમાનો છે જેની સાબેતીઓ નીચે મુજબ છે.

**૧. માજદયસની દીન એકલા ખુદાને સર્વોપરી ગણે છે. નહિ કે અનેક આકાશીઓને**—આપણા ધર્મમાં ખુદા એક છે અને તે એકનેજ માનવાનું ફરમાન છે. દેવયસની ધર્મોમાં અનેક દેવ દેવતાઓને માને છે અને તેઓ દરેકને સ્વતંત્ર ગણે છે. વળી તે દરેક સઘળાં કામોનો નહી પણ જુદા જુદા કામોપર ખાસ ચોકસ ગણે છે. આપણાં ધર્મમાં આપણે સર્વથી શ્રેષ્ટ સાહેબ અશો અહુરમજદને ગણીએ છીએ કે જેનાથીજ સર્વ પેદાશ થઈ છે. અને અહુરમજદની જુદી જુદી શક્તિઓની છુટી છુટી આરાધના અનેક દુઃખ દર્દની વખતે અવસ્તાનાં જાણવાના કલામોથી આરાધના કરીએ છીએ અને મદદ માગીએ છીએ તેમજ દરરોજ પણ ફરજીઆત ભણતર ભણીએ છીએ. પણ જગતપીતા માલેક ખુદ અહુરમજદ પોતેજ છે. તેજ સાહેબ સર્વવ્યાપી, સર્વજ્ઞાની, સર્વદર્શી, અને સર્વ સમર્થ છે. તેથીજ તે સર્વ શકિતમાન કહેવાય છે. અને આપણે પણ તેમજ જાણીએ છીએ.

**૨. જરતોશ્તી ધર્મમાં કોઇબી માણસોએ બનાવેલી ચીજો મુરતી વિગેરેને માનવાનું ફરમાન નથી**—ઇનશાનને હાથે બનાવેલી અને ગોઠવેલી કોઇ પણ ચીજ અથવા આકારની સનમુખ ઉભા રહી તેને નમવું, પુંજા કરવી, માનવું, એ માજદયસની દીનનાં તરીકાથી ઉલટું છે. પેગમબર જરતોશ્તે પોતાનો ધર્મ બુતપરસ્તી વીરૂદ્ધ સ્થાપેલો છે. અને એકલા ખુદાને મીનોઆનમીનો એટલે ગેબીઓનો ગેબી તરીકે માનેલો છે. કારણ તે માલેક સર્વવ્યાપક છે. તેને કંઇ પણ રંગરૂપ ધારણ કરેલું નથી. તે નીરંજન નીરાકાર અને અખુટ રોશનીનો ઝરો છે. ( એટલે તેનાથીજ સઘળી રોસ્ની છે. ) બીજા ધર્મોમાં મુર્તી, પથ્થર, લાકડું, ધાતું વિગેરે પદાર્થોમાંથી બનાવેલી ચીજોની આરાધના, તેની સનમુખ ઉભા રહી કરે છે તેવું ફરમાન જરતોસ્તી ધર્મમાં નથી. કેમકે ઉપર કહ્યું તેમ અખુટ રોસ્નીથીજ આ ધર્મની સ્થાપના છે અને સુર્ય, ચંદ્ર, આતશ, જેવી નુરાની ચીજો તે માલેકથી છે તેથીજ તેની સનમુખ ઉભા રહી તે માલેકની ખુબી આપણે ગાઇએ છીએ. " ખુદરતનાં અવલોકનથી તે માલેકની પીછાન કરવી From Nature to Nature's God. આ કાનુન જરતોસ્તી ધર્મનું

ફરમાન છે તેથીજ નુરાંની ચીજો સનમુખ ઉભા રહી ખુદાની યાદ કરીએ છીએ અને તે ચીજોથી થતા ફાયદા વરણુવી તે સાહેબની બેહદ શકિતનો ખ્યાલ આપણા મનમાં ઉતારી ખુદરતપરથી ખુદરતના ખાવીંદપર આપણે આપણો વિચાર, વધારે અને વધારે લઇ જઇએ છીએ. બીજા ધર્મોમાં આકાશી દેવતાની પુજા થાય છે તેમ આપણાં ધર્મે સ્વીકારેલું નથી તેની સમજ એમ છે કે અસલથીજ પાક ખુદાવંદ પોતે તો એકજ છે પણુ તેનાં જોડીઆ બે મીનો સપેંતમીનો અને અંગ્રમીનો, આ બે શકતી એકેકથી ઉલતા ખવાસની પણુ સાથે મળીને કામ કરનારી આ શકિતઓથી દુનિઆનું ચક્કર નીરંતર ચાલ્યું જાય છે. તેમાં આગલ શરૂઆતમાં વાંચી ગયા તેમ સપેંત હવાથી જે જે પેદાયસો થઇ છે તે નુરાંની છે યાને સૂર્ય, ચંદ્ર, આતશ, પાણી પહાડ વિગેરે છે જ્યારે અંગ્રમીનોની હવાથી ૧૧ રાશીઓ શરૂઆતમાં ઉત્પન્ન થઇ અને તે આદમરૂપમાં અચણુચ ઉભી થઇઓ અને મુર્તીપુજક ધર્મ એ હવાનો હોવાથી શરૂઆતની તે હવાની પેદાયશ તરીકે અને તેની તે ઇધાંની તરીકે મુર્તી વિગેરે ચીજોથી તેઓ પુજા વિગેરે કરે છે. જ્યારે જરતોસ્તી ધર્મ રોશ્નીનાં માલેકથી છે એટલે શરૂઆતની તેની નુરાંની પેદાયસોની ઇધાંની દાખલ ખુદાની નુરી ચીજોનો કેબલો કરી તેની આરાધણા આપણુ જરતોસ્તીઓ કરીએ છીએ.

**૩. માણુસોને ઉદ્યોગી જીંદગી ગુજારવા જરતોશ્તી ધર્મ ફરમાવે છે**—જરતોસ્તી દીનની ખાસ મોટાઇની સાબીતી એ છે કે દરેક ઇનસાને આળસ, હરામખોરી છોડવી. ભીખ નહિ માંગવી. જરતોસ્તી ધર્મનું ફરમાન છે કે હરામખોરી કરી ભીખ માંગી ખાવા માગે તેનાં હાડકાં ભાગવાં જોઇએ. ( યાને તેઓને નસીઅત આપવી જોઇએ) ઇંગ્રેજીમાં પણુ કહેલું છે છે કે Work is worship. આપણા વંદીદાદની ૪ થી પરગરદમાં કહેલું છે કે " જે માણુસ ઠરી ઠામ નહિ એવી [1]ભટકતી જીંદગી ગુજારે છે તે કરતાં ઘરબાર માંડી, એક ઠેકાણે રહી, ધંધો રોજગાર ચલાવી પોતાની જીંદગી ગુજારે છે તે ઘણું સારૂં છે. "

**૪. જરતોશ્તી દીન પરહેજુલી જીંદગી ગુજારવા ફરમાવે છે જોગી વેરાગીપણું ના પાડે છે**—જરતોસ્તી દીનમાં કહેલું છે કે જેથી આબાદી છે તેને વધારો ખીલવો અને બરબાદી છે તેને નાબુદ કરો. તે

---

૧ આજના વખતમાં પરણુવાની બાબદમાં પણુ આ ફકરો આબાદ લાગુ પડે છે. સ્થાઇ ઘરબાર માંડી રેહેનાર મરદ ખરો ગૃહસ્થ છે. રીતની ભીખ માંગનારાંઓએ ઘણું વિચારવાનું છે. ( પ્રગટ કર્તા. )

મુજબ ઇનસાનની વરધીની આબાદી કરવી એ પણ જરતોસ્તી ધર્મની મોટાઇની મજબુત સાબીતી છે. પણ ઘણે ખરે ઠેકાણે [1]પરણવાની બાબદમાં એકદમ પાર પડવું આજના વખત પ્રમાણે પારસી કોમમાં ઘણું ભારી થઇ પડયું છે. સાધારણ રીતે સર્વે કોઇનો ખ્યાલ એવોજ છે કે સંસારમાં રહીને બીનોઇ જીંદગી ગુજારી શકાતી નથી. પણ એ વિચાર ભુલ ભર્યો છે આપણે સંસારી રહીને, પણ સર્વે લોભ લાલચોની ખેંચાણની વચમાંથી પોતાનાં મનપર આંકોશ અને જુસ્સાપર કાબુ રાખીને રસ્તો લેવાનો છે. આ દુનિઆની આપણી સઘળી ફરજો છોડી દઇ તેનો અનાદર કરીને અથવા માબાપ, સગાં, ભાઇબહેન, ફરજંદો વિગેરેને છોડીને બીનોઇ જીંદગી ગુજારવાની ફરજ અદા કરવાની નથી, પણ ઉપર કહ્યું તેમ તે સઘળાંઓ સાથે વસી ફરજપર ઓસ્તવાર રહીને ફરજ બજાવવાથી છે. સંસારમાં રહી બદીપર કાબુ રાખી અશોઇને પડખે રહી અશો અહુરમજદને પુગવું એજ આપણુ માણસ જાતની જીંદગીની મૂળ નેમ છે. તેને અનુસરતી વલણ અને નિયમ પાળવાનાં છે. જેને ઇનશાંન તરીકેની જીંદગી અખતિયાર કરી છે તેને આ દુનિઆની ઘણી બહોળી ફરજો બજાવવાની છે. અને તે સર્વે ફરજો ઉપકાર અને બદલાની કંઇજ પણ આશા વિના સંસારમાં રહી ખુદરીને નમી તેનાં ફરમાન પાળી, સ્વધર્મનો સ્વીકાર કરીને તેમાં ' અનુસરતા નિયમો પાળી, અદાજો જાળવી ચાલવાની છે કે જેના બદલામાં તે માલેક તરફથી ફતેહ મળે છે.

**૫. જરતોશતી દીનમાં દેહકષ્ટ ભોગવવાની મનાઇ છે.**—એ દીનમાં જીવે તનદોરસ્તી ભોગવી, તનદરોસ્તીના નિયમો સાચવી તેની શક્તિથી દુનિઆનું ભલું કરવું એ સઘળું એ ખાલેસ દીનની ઉત્તમ સાબીતી છે. ખુદાને પુગવાના ખ્યાલમાં ઇનશાનો જે જે તજી દેવા જેવી શક્તિઓનો સંગ કરી (મેલીહવાઓ) ફોગટ પોતાના શરીરપર આઝાબ ગુજારે છે તેવું એ દીનમાં ફરમાવ્યું નથી. અશોઇનાં તરીકાએ રહી **નેક વિચારે નિયમ પાળી** ખરી જીંદગી ગુજારવી એ જરતોસ્તી દીનની મોટાઇની સાબેતી છે. અશોઇ પાળવા માટે જીવે તસ્દી ભોગવવી પડે તે વેઠવી એ જરતોસ્તી ધર્મનું ફરમાન છે.

**૬. જરતોશતી દીન દુર્ગણોનો ત્યાગ કરવા ફરમાવે છે**—માજદયસની દીનનાં અવસ્તામાં જાહેર કરેલું છે કે ઠગાઇ, લુચ્ચાઈ, ચોરી અનિતી, દુર્ગુણોનો ત્યાગ કરવો અને અવગુણોને ધીક્કારવા. માણુસોએ પોતાની

[1] વાંચો આગલ પરણવાની બાબદનો વિષય સંસારી જીંદગીએ ખુદરતને યાદ કરી બીનોઈ જીંદગી ગુજારવાની રીત (પ્રગટ કર્તા).

અક્કલથી જે વાજબી લાગે અને દીનના તરીકાથી ઉલટું નહિ હોય તેનો સ્વીકાર કરવો. એ દીનમાં અક્કલનો રસ્તો ને ધર્મનો રસ્તો જુદો નથી. દરેક ઇનશાને પોતાની ફરજપર ઓસ્તવાર રહી ફુરસદ પ્રસંગે દુનિયાદારીનું ભલું કરવું જોઇએ. નહીંકે સાથે એકઠાં મળી તારી મારી જુઠી સાચીઓ હાંકી ગપ્પાસપ્પા કરવા.

**૭. જરતોશ્તી ધર્મ ઉત્તમ નીતિનો તરીકો શીખવે છે.**—એ દીનમાં ઉત્તમ ધર્મનિતી અને તેની ખાલેસ ફીલસુફીની વખાણો અનેક પારકા ધર્મવાળાઓએ કીધી છે, અને કરે છે, એ પણ એ દીનનાં ઉત્તમ ફરમાંનો અને પવિત્રતાઇના તરીકા તેમજ નીતિને રાહે ચાલવાનાં ફરમાનો એ દીન ઉચ્ચ પંક્તિની હોવાની એક મજબુત સાબીતી છે. સબબ અનીતિને તુચ્છકારી નીતિને રાહે ચાલવાનું ઉત્તમ ફરમાન આ દીને વિશેષ સ્વીકારેલું છે. અલબત દરેક ધર્મોમાં તેમ છે પણ જરતોસ્તી દીનમાં તે વિષેશ દેખાડેલું છે, અને તે તરીકાએ ચાલનાર હમેશાં સુખી છે. વળી આ તેમજ આવતી જીંદગીને માટે તે પણ ઉત્તમ છે.

**૮. જરતોશ્તી ધર્મમાં રવાન બોખ્તગી** ( આત્માની મુકિત ) **આપણી પોતાની કરણીને આધારે થવા જણાવી છે**—દરેક જરતોશ્તીનો તેનાં મરણ પછી તેનાં રવાનનો છુટકો તેની જીવતા જીવતની કરણીથીજ થાય છે. બીજા કોઇને હાથે થઈ શકતો નથી. તેથીજ કહેવાય છે કે **કીધું હાથે ને લીધું સાથે.** દરેક ઇનશાને બુરા કામોથી દુર રહી ભલાં કામો કરવાથી આયંદે ચાલુ તેમજ બીજી જીંદગીનો પોતાનેજ લાભ છે. કારણ કે તેમ થવું એ ઇનિશાનની ચાલુ જીવતાં જીવતની જીંદગીનાં કીધેલા વિચારો વચનો અને કામો ઉપરજ આધાર રાખે છે. તેથીજ અવસ્તામાં દેખાડેલું છે. **"અકેમ અકાઇ વંઘુહીમ અશીમ વંઘહુઓવે"** કે **નેકીનો બદલો નેકી 'બદીનો બદલો બદી'** તેપરથી ગુજરાતમાં પણ કહેવત છે કે **" ભલું કર્યાથી ભલું થાય અને ધંધો કીધાથી નફો થાય "** જરતોસ્તી દીનમાં આ ફરમાન સઘલા ધર્મો ઉપરની તેની શ્રેષ્ટાઇની એક મજબુત ઇધાંની છે. એ ફરમાનથીજ આપણને બદીથી દુર રેહેવાની નોંધ મળે છે. અને નેક કામ કરવામાં ખંતીલા રહીએ છીએ. **પારકા પુન્યને આધારે મુક્તિ મેળવાતી નથી.** પારકા પુન્યથી મુક્તી મેળવાય છે એમ કહેવું એ ઇનશાનમાં બે ઘડીનાં વિચારથી મન મનાવાનું છે. ઈંગ્રેજીમાં પણ કહે છે. કે Good work goes to heaven. ત્યારે હવે બીજા કોઇથી અથવા બીજાનાં પુન્યથી પોતાની મુકિત થઇજ શકે નહીં. **જેવી કરણી તેવી પાર ઉતરણી.**

**૯. જરતોશ્તી 'માજદયસ્ની' તરીકો ઉત્તમ છે. બીજા જે 'બાતેન તરીકા' પલાય છે એ ઉત્તમ નથી**—યજશને ૧૨ મા હાના પેહેલા ૪કરામાં કહે છે કે "હું દેવોને (બુરી હવાઓને) નાસ પામતા કરૂં છું. અહુરમજદની પરસતેસ કરનાર જરતોસ્તી દીન મુજબ ચાલનાર દેવના તરીકાથી દુર રેહેનાર અહુરમજદના તરીકા મુજબ ચાલનાર તરીકે હું એકરાર કરૂં છું." દુનિયામાં થઇ ગયલા તેમજ હાલમાં જે છે, તે સઘલા ધર્મોને, તેઓની ખાલેસી પ્રમાણે તપાસતાં, તેઓ મુખ્ય ત્રણ વર્ગમાં વેહેંચાય છે.

૧. એકલા સર્વ શક્તિમાન ખુદાને માનવાનો અને તે સાહેબની સર્વોપરી ગણવાનો, ૨. સર્વ આકાશી પેદાયસો યાને ખુદરતની મહાન શક્તિઓ, આપણી આસપાસની બુલંદ મહાન પેદાયસો, તથા તેઓપર માની લીધેલા મવક્કલ આકાશીઓની આરાધના કરવાનો ધર્મ. ૩. વીર- ભૂત, ડાકણ, પીશાચ, મેલાં વિગેરે બદરૂહો જેઓ જાલમ અને ભયંકર છે તેઓની પુંજા પાત્રી કરવાનો ધર્મ. આ ત્રણ વર્ગની આરાધના કેવી પ્રકારે થાય છે તેનાં ખુલ્લાં કારણોના ખુલાસા નીચે મુજબ છે.

**૧. એકલા સર્વ શક્તિમાન્ ખુદાને માનવાનો ધર્મ તે માજદ- યસની દીન છે જે એકલા ખુદાને સર્વોપરી ગણે છે**—એ માજદયસની શબ્દ કહી આપે છે કે એ એકલા એક ખુદાનું વિષેશ નામ છે. દેવો ઘણા છે. અને ઘણે દરજ્જે એક બીજાથી સ્વતંત્ર છે. તેમજ યજદોબી ઘણા છે તેઓ પણ ઘણે દરજ્જે એક બીજાથી સ્વતંત્ર છે. પણ **મજદ** યાને (પર- માત્મા) પોતે તો એકજ છે. સઘળી પેદાયસ તે સર્વ શક્તિમાનથીજ છે અને બીજા ગમે તેટલા સ્વતંત્ર આકાશીઓ પણ તે માલેકના ફરમાનમાં રહેનારા છે. યાને તાબે છે. જેને અહુરમજદને પીછાણ્યો અને આરાધના કરી તો બીજા આકાશીઓની મદદ માગવાની જરૂર રહેતી નથી. બીજાં અનેક તત્વોની આરાધના કરવા કરતાં ખુદ માલેકની ખુબી ગાવી અને તેની પેદાયસને મહાન ગણી પોતાને મળ્યું છે તેને ન્યામત કરી પોતે જે પર- સ્વાર્થી ચાલે તેજ ખરો જરતોસ્તી છે. આ વર્ગમાં **સ્મરણનો ઉત્તમ માર્ગ આવે છે. બરસનુમનો માર્ગ પણ સમાઇ જાય છે.** જરતોસ્ત સમાધી નહિ કરતા હતા. તેથી આ માજદયસની વર્ગમાં સમાધીનો કાયદો નથી. આ વર્ગ સ્વીકારવા લાયક છે.

**૨. સર્વ આકાશી પેદાયસો યાને ખુદરતની મહાન શક્તિ- ઓની આરાધનાને યજદાં પરસ્તી કહે છે.**—જે તેના અસલ અર્થ પ્રમાણે અનેક આકાશીઓને માનવાનું શીખવે છે. તેઓ દરેક સ્વતંત્ર

શક્તિઓ ગણવામાં આવે છે. તેઓ એક બીજાનું કામ એક બીજા કરી શકતા નથી પણ પોતે ચોકસ ચીજોપર મુવક્કલ થયા હોય તેજ તે કામો કરે છે. જેમકે બામદાદ દીવસ ઉગાવવાનુંજ કામ કરે છે. વરસાદ લાવવાનું કામ કરનાર ફીરેસ્તો તેજ કામ તેના વખતપર કરે છે. દીવસ પોતાના વખતનું કામ કરે છે. **માહ** **ઓખતાર** રાત્રીનાજ વખતે તેજ આપે છે. વિગેરે. પણ આ ધર્મની ખુબી એવી છે કે તેમાં ફકત ફાયદો દેનારા અને ભલા આકાશીઓ (સેતારાઓ) કે જેઓ કાંઇબી એબ ખામી દુર્ગુણ વગરનાં છે અને સદ્‌ગુણ અને સદાચારથી ભરેલા છે. અને હમેશાં ભલું કરનારા છે તેઓને આરાધવાનું કહેલું છે. ખુદરતની ભલી શક્તિઓથી માણુસ જાતને ફાયદો થાય છે તેના ઉપકારમાં ખુદરતને અને તેના મુવક્કલોને પુજવું અને આરાધના કરવી એ **યજદાં પરસ્તી** ધર્મની વલન છે. (તેમજ વળી ચોકસ કુદરતી આકાશીઓ (સેતારાઓ) કે જેઓથી આપણને ગેરફાયદા છે તે ગેરફાયદા તેઓ નહિ પુગાડે એવી મતલબથી તેઓને શાંત પાડવા સારૂં ભણતર (પુંજા) કરવી એ દેવપરસ્તી ધર્મની વલન છે.) આપણાં પેશદાદી અને ક્યાંની વડીલો જે જે આકાશીઓ ભલા અને આપણુ માણુસ જાતને ફાયદો કરનારા હોય તેઓનીજ આરાધના કરતા હતા. તેઓ નેઆગાંનો (વડીલો) જે આ આરાધના ભેગી કરતા તેથી તે ધર્મને **પોઇરયોતકેશી દીન** કહેતા હતા. તેઓ બદરૂહોની આરાધનાનો ધીક્કાર કરતા હતા. આપણી આસપાસની ખુદરતની બેહદ મહાન પેદાયસો અને તેઓ ઉપર માનેલા છુપા મુવક્કલોની પરસતેશ કરવાને લગતા ધર્મો મધ્યમ પંક્તિના છે. આ વર્ગોમાં સૂર્ય, ચંદ્ર, સમુદ્ર, નદી, પાણી, વાયુ, આતશ, સેતારાઓ વિગેરે આકાશીઓની આરાધના સમાઇ જાય છે. અલબતે એક ખુદાને માનવું એ જરતોસ્તે પોતે પોતાના ધર્મમાં બતાવ્યા આગમચ આપણાં નેયાગાંનો આ બીજા વર્ગનો **પોઇર્યોતકેશી ધર્મ** પાળતા હતા. અને હાલ પણ ઘણાંક જરતોસ્તીઓ આ મુજબજ કરે છે. આપણે **ફેરેસ્તા** ભણાવીએ છીએ તે પણ ખુદરત પોતે અને તેની મહાન પેદાયસોની ભેગી આરાધના થાય છે. યજદાં પરસ્તી વર્ગોમાં સ્મરણ અને સમાધી બન્ને માર્ગ આવે છે. ઉપરાંત ખરશનુમનો મોબેદી વર્ગ પણ સમાઇ જાય છે. માજદયસની અને યજદાં પરસ્તી બન્ને વર્ગો ઉત્તમ છે. પણ એકલા ખુદાને માનવાનો માજદયસની ધર્મ ખાલેશ છે.

**૩. વીર, ભૂત, ડાકણ, પીશાચ,** વિગેરે મેલાં ઘાતકી રૂહોને માનવાનાં ધર્મો જંગલી લોકોમાં, અને ઘણી એક નીચ વરણોમાં જાવામાં

આવે છે. આ આરાધના મેલા દૂષી અને વેરભાવી આત્માઓ અને બદ-હવાઓ તેમજ બુરી શક્તિઓની છે. અને તે જીવલેણ પ્રાણીઓને માન-વાની છે. તેઓને માનનારાઓ પોતાને કોઇ પણ ઇનશાનપર દૂષ થયો કે આ બુરી શક્તિઓની આરાધના કરી તેથી બીજાં ઇનિશાનોને હલાક કર-વાની મકશદથીજ આ બદરૂહોની પુજા કરી તેઓને સાધી રાખે છે અને તેઓને ભોગ વટીક ચઢાવે છે, તેમાં જો તે સાંધન કરનાર ચુકયો તો પોતેજ બદરૂહોનો ભોગ થઇ પડે છે. આ રીવાજ જંગલી આફ્રીકનોમાં, હીંદુસ્થાનનાં હલકી વરણોમાં, અને ચીન જાપાન વિગેરે દેશોમાં અજ્ઞાન લોકોમાં હતા અને હજુ કેટલેક ઠેકાણે છે. આગલા જમાનામાં કોઇ કોઈ મનુષ્યનો વધ કરી ભોગ આપતા હતા. પુરાતન જમાનામાં આ અજ્ઞાની અંધકાર ધર્મો જેટલા ફેલાયલા હતા તેટલા આજના વખતમાં નથી અને તે દુઃખ દેનારી બદહવાઓ વટીક નથી. તો પણ હજુ કેટલેક ઠેકાણે વધતા ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. આ વર્ગના ધર્મવાલાઓ ઝાડ, લાકડાં, ધર, મટોડી, વાસણ, વિગેરેમાં પણ ભૂત વસે છે એવું માનીને સાધી લેવા પ્રયત્ન કરે છે અને આ ક્રુર ક્રોધી દેવ દૈત્યોની હવાની આરા-ધના કરે છે. તેમાં ખાવા પીવાની ચીજો લઇ મસાણ કાંઠામાં જઇને પણ સાંધનો કરે છે તે આ વર્ગના લોકો છે. **વશીકરણ** આ હવાથી અને આ મેલી આરાધના કરવાવાલાઓ કરે છે, મેસમેરીઝમ, હીપનોટીઝમ, વિગેરે આ હવાથી છે. જીવલેણ મારણ પ્રયોગ ( મુઠ વિગેરે ) આ બદહવાનાં સાંધનો છે. જે ધીક્કારવા લાયક છે. અને જો કોઈપર આ કીસમની હવાની અસર દૂષ ભાવથી થઈ હોય તો તેના ઉપાય જરતોસ્તી ધર્મમાં એમ બતાવે છે કે હોમયજદની યજશને અને શાહ સ્યાવક્ષના દરૂન બાજ આફ્રરગાન કરવું, અને તે યજશનેનું પાણી પીવું અને ભણાયલી ચીજો ખાવી.

**સ્મરણ, બરસનુમ, સમાધી, નજરબંધી, વશીકરણ**—આ પાંચે વર્ગોની સમજણ નીચે મુજબ સમજવી.

[1]**સ્મરણનો વર્ગ**—સુજ્ઞ વાંચનાર, આપ અજાયબ થશો કે સ્મરણ એટલે શું? દેખીતી રીતે સ્મરણનો અર્થ ધ્યાન, મન, એક ચીત્તે ખરા ખુદરતની બંદગી, અને મનન, વિગેરે. હવે સ્મરણનો વર્ગ છે તેમાં હયા-

૧. શરૂઆતમાં સ્મરણની સમજણનું લખાંણ વાંચી ગયા તે મુજબ જરતોસ્ત સાહેબ પોતે પણ પાલતા હતા. બરશનુમનો મોબેદી માર્ગ તેવણે બતાવ્યો હતો પણ તેવણ ખુદરતનાં સ્મરણનો માર્ગ પાલતા હતા. અને દરહીઓ સારાં કરતા હતા.
( પ્રગટ કર્તા. )

તીનુંજ કામ કરવામાં આવે છે. આ વર્ગમાં પહેલાં નવ દીવસની ફરજી બંદગી અન્ન પાણી વગર દુધ અને ફ્રુટપર રહી લેવામાં આવે છે. અને તે સાથે આતશનું પાતરૂં ધીની બત્તી વિગેરે રાત દીવસ ત્યાં ને ત્યાં રેહેવું. દર ગેહેગેહ ફરજીઆત બંદગી ઉપરાંત પણ વધુ ભણતર કરવામાં આવે છે અને ત્યાંથી તે બંદગી પુરી થયા બાદ આતશપર જોત નમાવી તે આતશપર પાછી એક દીવસ બંદગી કરી પછીથી તે આતશ ચુલામાં નમાવ્યામાં આવે છે. અને ત્યારબાદ હમેશાં એ પ્રમાણે ખુદરતના જવાબ મુજબ અવાર નવાર અન્ન પાણી વગરની બંદગીઓ કરવી પડે છે. (આ બાબતની માહીતી થકી શરૂઆતમાં વાંચી ગયા ). હવે આ માર્ગ એખત્યાર કર્યા પછી ગોશ, મચ્છી, ઇંડું વિગેરે ખોરાક તજવો પડે છે, અને દરરોજ સહવારમાં ઉઠયા કે કુસ્તી પાદીઆબ કરી પછી નાહી સ્વચ્છ કપડાં પહેરી ફરજીઆત બંદગી ગુજારી તે પછીજ ચાહ પાણી વિગેરે લેવું. અને આખો દીવસ પણ દુરવંદને અડકવું નહીં અને જો બાહાર જવું પડે તો બહારથી આવી તુરત નાહી પછીજ ખાવાનું લેવું, અને બહાર ગયા હોય ત્યાં પણ પાણી, ખાવું, પીવું કે કંઇજ પણ લેવાય નહીં. જો પરજાતને હાથ લાગ્યો તો તુરત નાહવું પડે. આખો વખત પરહેજગારી પાળવી પડે છે. રવાન થયું હોય ત્યાં દશ દીવસ ઘેર જવાય નહીં. જો ન છુટકે જવું પડે તો ચોક્કસ કદમ દુર રેહેવું જોઇએ. રવાનની અને અરદાફ્રરવશની નૈયતે ભણાયલું ખવાય વટીક નહીં. ચોક્કસ ચોક્કસ દીવસોએ ચોક્કસ ચીજો ખવાય. પોતાનાં શરીરનાં દરેક અવયવો ઉપર અને મનશક્તિ પર પોતાનો મજબુત કાબુ હોવો જોઇએ. પોતાનાં ગુસ્સાપર પોતાનો આંકોશ જોઇએ. જુઠ્ઠી સાચી, તારી મારી થતી હોય તે જગોએ પણ ઉભું રહેવું નહીં જોઇએ. વિગેરે ઘણાએક નિયમો અખંડ પાલવા પડે છે. ત્યારેજ તે આદમી પોતાની આસપાસનાં બીજાં આદમીનો જતો જીવ વટીક સાચવી શકે છે. આ બાબત માટે શરૂઆતમાં લખાણ આવી ગયું છે માટે અહીંયાં ઘણું લંબાણ કીધું નથી. ( **સ્મરણુનો માર્ગ** આ બાબદ શરૂઆતમાં વાંચો.)

**બરશનુમ**—આ માર્ગ આપણાં જરતોસ્તી ધર્મનાં મોબેદી ટોળાંનો છે તેમાં નાવર, મરાતબ, એરવદ વિગેરે થાય છે અને જરતોસ્તી ટોળાંનાં ધર્મગુરૂ કહેવાય છે. એમાં જરતોસ્તી ધર્મ મુજબ જીંદરવાનની ( હયાતીનાં કામોની ) તેમજ રવાંનની ( માણુસ ગુજર્યાની ક્રીયા ) સુદ્ધાંનાં ભણતરો વિગેરે સમાઇ જાય છે.

**મોબેદો અથોરનાન ટોલો યાને** ( પારસી ધર્મગુરૂઓ ) હયાતીનાં

તેમજ મરણ ક્રિયાનાં, લગન ક્રિયાનાં સર્વે કામો ધર્મ કાનુન મુજબ કરે છે. તેઓથી પરહેજગારી પાળીને રવાનની નેયતે બણાયલી ઈજ્નાયલી સર્વે ચીજો ખવાય છે. પ્રાણી ખોરાક તેઓ ખાય છે. આ બરશ્નુમનો માર્ગ કહેવાય છે તેનું કારણ છે કે મોબેદ થયા પછી ધર્મનાં ક્રિયા કામો કરવાની પરવાનગી મલે છે. હવે તે નર પોતે જો દુનિયાદારીની મોજમાં યાને સંસારી જીંદગી ગુજારી શકે તો તેનીથી **યોજદાથરેગરીનું યાને કે બાજ ઇંજિવી, નીરંગદીન, વંદીદાદ, યજશને** વિગેરે થઇ શકે નહીં. તે મોબેદ જ્યારે નવ દીવસ અને રાત બરશ્નુમની ક્રિયામાં બેસે બરશ્નુમ લીએ ( યાને નાહન લીએ. ) તોજ તેનાથી ઉપર મુજબનું ક્રિયા કામ થઇ શકે છે. જેટલા અરસામાં તનથી તસ્દી ભોગવી તે મોબેદ સંસારી જીંદગીથી અલગ રહે છે, દુરવંદને હાથ લાગવો તથા દુરવંદની બનાવેલી પકાવેલી કોઈ પણ ચીજ તેઓથી ખવાતી નથી. પવિત્રાઇ પાલવી પડે છે. તેમાં પણ દરરોજ સહવારમાં વેહેલા ઉઠી નીરંગ કુસ્તી પાદીઆબ કરી, મેદાન જઇ આવી, સરવેરથી નાહી, ફરજીઆત બંદગી કરી પછીજ પોતાના હાથથી યાને પોતાના ઘરનાં અથવા પોતાનીજ કોમનાજ માણસના હાથથી બનાવેલું આહ પાણી ખાવું પીવું વિગેરે લેવાનું ફરમાન છે. હવે જ્યારે તે **નાહનવાલો મોબેદ જો નાહાન મુકી દેએ** તો સંસારી જીંદગી ગુજારે છે. ત્યારે ફક્ત તે **આફ્રરગાન, અથવા બીજું અલફાતુ ભણવું** વિગેરે કરી શકે છે. પણ **યજશને, બાજ ઇંજિવી** વિગેરે ઉપર કહ્યું તે મુજબ **યોજદાથરેગરીનું કામ કરી શકતા નથી.**

**બેહેદીનો** ( પારસીઓ ) **પોતે પણ જ્યારે નાના બાલક હોય ત્યારે નાહનમાં બેસે છે**–છોકરી હોય તો બહાર બેઠા આગમચ યાને નવજોત પછી બે વરસમાં એટલે ૧૧ વરસની ઉમરની અંદર **નાહાનમાં બેસે છે.** યાને નાહાન લીએ છે. તેથી તે નાહાનમાં બેસનાર જીવને હરવેસ્પ આધાહીની ઉત્તમ હવાની મદદ મળી શકે છે. હવે નાહાનમાંથી ૯ દીવસ પુરા થયે ઉઠયા પછીથી તે આસામી ઘેર આવે છે અને ત્યારબાદ શીખી ભણી ધંધો ધાપો કરી દુનિયાની સર્વે ફરજો બજાવી સંસારી વટીક થઇ શકે છે. પણ બેહેદીન હોવા છતાં નાહાન લેવાથી તે ઇનશાન મોબેદ થઇ મોબેદી કરી શકતો નથી અથવા બેહેદીન છોકરી જો નાહાનમાં બેસે તો તે કંઇ ગોરાણી માફક ધંધો કરી શકતી નથી. પણ જો તેને મોબેદ યા દસ્તુર વિગેરે આથોરનાન ટોળામાં પરણાવવામાં આવે તો તે આથોરનાનજાદી થાય છે. વગર નાહાન લીધેલી કેટલીક બેહેદીન છોકરીઓ પણ

આથોરનાન ટોળામાં પરણેલાં છે અને ધંધો ધાપો પણુ તેવોજ કરી શકે છે.

**બરશનુમ અને સ્મરણુનો મારગ ઘણોખરો મળતો આવે છે.**—સ્મરણુ બોલનો માએનો ઉપર કહ્યું તેમ "ખુદાની એક ચીત્તે બંદગી" એવો થાય છે. કોઈ પણુ ધર્મવાળો પોતાના ધર્મમાં રહી પોતાના ધર્મ ફરમાન મુજબ ઇશ્વર સ્મરણુ કરી શકે છે. હવે જરતોસ્તી ધર્મના ફરમાન મુજબ આ ધર્મમાં પણુ સ્મરણુ કરી શકાય છે. આ સ્મરણુના વર્ગ માટે આગળ કહ્યું તેમ જરતોસ્તી ફરમાન મુજબજ ચાલવાનું છે. પણુ ફરક એટલોજ પડે છે કે રવાનની ક્રિયા થયલી કોઇ પણુ ચીજ સ્મરણુ લેનારથી વાપરી શકાતી નથી અને પ્રાણી ખોરાકની બાધ છે જ્યારે બરશનુમ વર્ગમાં સર્વે ચીજો વાપરે છે.

**એક મરતા માણુસની હયાતી બચાવવાના ભણુતરમાં સ્મરણુના વર્ગનું ઇનશાન ભણે અને જેટલો ફાયદો થાય તેટલો ફાયદો બરશનુમવાળો મોબેદ ભણે તો થતો નથી તેનાં કારણો**—હવે હૈયાતી બચાવવા માટેનાં જે જે જરતોસ્તી ભણુતરો છે તે સઘળાં સ્મરણુવાળું માણુસ તેના નિયમ મુજબ ક્રિયા કરી નિયમ પાળી જો એક મરણુ કાંઠે આવેલા આદમીની આગળ ભણી તેની જીંદગી બચાવા માટે યત્ન કરે તો તે જેટલો ફાવી શકે છે તેટલો બરશનુમવાળો મોબેદ ફતેહ મેળવી શકતો નથી. અલબતે સ્મરણુના મારગની માફક તેમાં બરશનુમના વરગમાં પણુ સુફેદ સુતરનાંજ કપડાં પેહેરવાનાં છે, ભણુતર છે. આખા વખતની પવિત્રાઇ છે, પણુ નિયમ પાળવામાં ઘણો ફેરફાર છે તેથી એકદમ ઉપરની હવાઓ કે જેઓ દુનિયાની આબાદીને માટે હમેશાં મુવફ્ફલ છે તે હવાઓનો મુકાબલો થઇ શકતો નથી. તેથીજ સ્મરણુના વર્ગનો આસામી હયાતી બચાવવાનું જે ક્રિયા કામ કરે તેજ ભણુતર જો બરશનુમવાળો મોબેદ ભણે તો જવલેજ ફતેહ મેળવે.

**તેજ ભણુતર એક સાધારણુ બેહેદીન જેણે પ્રાણી ખોરાક તજેલો હોય પણુ જે સ્મરણુના નિયમો છે તે જો પાળી શકતો નહી હોય તો બરશનુમવાળા મોબેદ કરતાં પણુ ઘણે ઓછે દરજ્જે ફતેહ મેળવે છે.**

જ્યારે તદ્દન સ્વધર્મે વીરૂદ્ધ ચાલનાર ઇનશાનનો જેમ આશરા વગરની જીંદગી હોય તેવો હાલ છે. તેથીજ આપણા પારસી લોકો જ્યારે તેઓને ત્યાં કોઇ શીક આજારી હોય તે વખતે હયાતી બચાવવાના ઉપાય તરીકે ભણાવવા સારૂ મોબેદને વધારે પસંદ કરે છે. કારણુ કે મોબેદ જેટલી બી

પવિત્રાઇ આજે પારસીઓ પાળતા નથી. તેથીજ હયાતીના વધારા માટે સ્મરણુનો વર્ગ ઉત્તમ ગણેલો છે. અલબત્તે દુઃખની વેળા દવાદારૂના ઉપાયો કરવા એ અસલ વખતથી ચાલતા આવેલા રીવાજ મુજબ ચાલુ છે અને જામાસ્પી કેતાબમાં પણુ દુઃખના ઉપાય તરીકે છાલાપાલાની દવાઓ લખેલી છે. તે ફક્ત દુઃખનો નીવેડો લાવવા માટે છે. જો ઇનશાનનો સેતારો બુલંદ હોય તો દવાદારૂના ઉપાય કારગત લાગીને તુરત સાજુ થાય છે પણુ જ્યાં તેનો કાળ ચોઘડીયું કે કાળ ચંદ્ર હોય તો હયાતીના ભણુતરના ઉપાયો કરવા જોઇએ. અને જો ઘાતચંદ્ર હોય તો તે ખુદરત સિવાય કોઇથીબી મટી શકે નહિ. તેવી વેળા જરતોશ્તી ધર્મમાં સ્મરણુના નિયમ પાળી અશોઇથી જીંદગી ગુજારનાર ઇનશાન જો પોતે ઉંચ પાવરની હવાનો જીવ હોય અને ધર્મધ્યાંને એક ચીતે ખુદાને યાદ કરી પરમાર્થી જીંદગી ગુજારનાર હોય તેજો તે દર્દી આગળ ભણુતર કરી પોતાના સ્મરણુવેળાની ચીજો તે દર્દીને ખવાડે અને પવિત્રતાઇથી રહે તો ફક્ત ૨૧ કલાકમાં તે દર્દીને અજાયબ જેવી અસર થઇ તેને ફાયદો થાય અને તેની જીંદગી બનચે. સબબ કે **"સુખે સોની અને દુઃખે રામ યાદ કરનાર ઈનશાનોને કરણી મુજબનોજ ખુદા સ્હાય થાય છે."** ત્યારે આવી વખતે બીજા કોઇ પરમાર્થી જીંદગી ગુજારનારની સહાયતા વગર તેના દર્દીની જીંદગી એકલી દવાએ બચી શકતી નથી. સ્મરણુના નિયમો દરેક ઇનશાનો પાળે તો આયંદે પોતાનેજ લાભ છે.

આ સઘલું ટુંક લખાંણુ માજદયસની તરીકા અને સ્મરણુ તેમજ બરશનુમના વર્ગને લગતું આવી ગયું, હવે બીજી ત્રણુ બાબદો નીચે દરશાવી છે.

**સમાધીનો વર્ગ**—કોઇ પણુ ધર્મવાલો સમાધી કરી શકે છે. આ બાબદમાં તેઓ એવું માને છે કે દુનિયાની દરેક ચીજોથી મુક્ત થઇ ખુદરતનુ ધ્યાંન ધરી દીવસોના દીવસો સુધી જીવને ગમે ત્યાં ફેરવી દુનિયાદારીની બીના બાબદોથી પાપ પુન્યના આજાબથી જીવની મુક્તી કરી છીએ વિગેરે, તેથી કેટલાકો મહીનાઓ સુધી સમાધી ચડાવી પડે છે પણુ તેમાં જીવનું કશું પણુ સાર્થક જોવામાં આવતું નથી. આ માર્ગમાં સંસાર ત્યાગી ઇનશાન પોતેજ તે કરી શકે છે. જ્યારે સ્મરણુનો માર્ગ કોઇ પણુ ઈનશાન એખ્તયાર કરી શકે છે. સમાધી માર્ગમાં બીજા આસામીઓના જીવ બચાવા જેવી શક્તી બાબદો કશું બની શકતુ નથી. અને સમાધીનું ધ્યાન કરતાં ઘણાં એક માણુસો પોતે જંગલવાસ પકડે છે અને તેઓનાં ઘણાંએક કુટુંબોના બાલબચ્ચાં અને ઘર સુદ્ધાં આખો નાશ થયેલો જોવામાં આવેલો

છે. સબબ કે સમાધી માર્ગ ઘણોજ બીકટ અને સખત છે. જીવરૂપી ઇનશાન આ સમાધીરૂપ બીકટ માર્ગમાં દાખલ થતાં જો તે પોતે પુરેપુરો પોતાની કરણીથી શુદ્ધ થયેલો હોય અને આસપાસની સર્વ ફરજો બજાવીને લોભ લાલચ મોહ માયાથી મુક્ત થયલો હોય તેજ આ માર્ગ પકડે અને જ્યારથી તે આ માર્ગમાં દાખલ થયો કે પરસ્વાર્થી વળનેજ ચાલે અને પોતાનું સુખ સઘળું તજીને એકાંત રહે તેજ ઇનશાન યા કોઈ સંતપુરૂષ આ વર્ગમાં સુદ્ધ મુકતી પામે, નહી તો આ બીકટ માર્ગમાં આયદે દુઃખી થયા સિવાય કશુંજ નથી. આ વર્ગમાં પોતાનો જીવ પોતાનાં તનથી જુદો પાડી બીજી જગ્યાઓએ મોકલી ત્યાંની ખબરો મેળવાય છે જે અરસામાં શરીરનું ખોખુ કોહતું નથી અને જેમ એક ઇનશાન ઉંઘમાં ઉંઘે છે તે મીશાલ તે શરીર પડયું રહે છે અને બગડતું નથી. આ સઘળો ચમત્કાર તે સમાધીના વર્ગમાં દાખલ થયલા ઇનશાને સાંધેલી હવાનો છે જે સાધન કરતાં તે હવા બરોબર તે ઇનશાનની કરણી શુદ્ધ જોઇએચ. નહિ તો કરનાર પોતેજ દુઃખી થાય છે. જરતોસ્તી ધર્મમાં આ વર્ગ આગલા દસ્તુરોના હેવાલમાં વાંચવામીં આવે છે. દસ્તુર આજર કએવાંન, દસ્તુર ખુદાજોએ, દસ્તુર આદરબાદ મારેસ્પંદ, દસ્તુર અરદાએ વીરાફ, દસ્તુર જરતોસ્ત બેહેરામ વિગેરે. ( વાંચો આગળ દસ્તુરોનું લખાણ. )

**વશીકરણ**=Hypnotism—આ વર્ગ આગલ વાંચી ગયા તેમ બદહવાનાં સાધનનો છે. જે ઉતરતી પંક્તિની અને દુઃખ દેનારી હવા છે અને તેવીજ હવાના જે જીવો આ દુનિયામાં જન્મ પામેલા છે. તેવાજ હલકા જીવો હલકી વરણમાં જ્યારે જન્મે અને ખુદરતી તેવી જંગલી રશમો પાળે ત્યારે આ બુરી શક્તિનું ખેંચાણ કરે છે જેથી દુઃખ દર્દ અને બુરી રાહરશમોનું કામ તેઓ કરે છે. તે કરનાર અને પૈસો ખર્ચી કરાવનારનું આખરે કશું સાર્થક નથી. જરતોસ્તી ધર્મમાં આ વર્ગને ધીક્કારવા કહેલો છે. આ દુનિઆમાં જેઓને એકબીજાપર દ્વેષ થાય છે તેઓ જો વેરભાવ રાખી ચાલનારાં ઇનશાનો હોય છે તો આ બુરા જંગલી રશમો પાળનારા ઇનશાનો સોધીને તેઓને ત્યાં પોતાની સકમાઇ ધુલ કરીને જેઓપર પોતાને વેરભાવ હોય તેઓને દુઃખી કરવાનો પ્રયત્ન કરે છે. જ્યારે ઘણી વેળા એવું બને છે કે સાંમાવાળાની કરણી શુદ્ધ હોય તેમજ નિર્દોષ હોય અને જો તે દુઃખી કરાવનાર આસામી પોતે તકસીરવાર હોય તો સામાને દુઃખી કરતા પહેલાં પોતેજ દુઃખી થઇ પડે છે. જ્યારે કે તેનો ફેરવનાર કોઇ ખુદાનો દોસ્ત મળે તોજ તેની સુખી થવાની વારી આવે. નહિતો કરણીના

કેજે પુગી પોતેજ તેનો સ્વાદ ભોગવે છે. આ બદહવાનો હલકો વર્ગ તદન તજવા લાયક છે. અને ખુલ્લું કહીએ કે તદન નકામોજ છે. જે આ વર્ગ પ્રમાણે ચાલે તેઓ આયંદે દુઃખી થાય છે. આવી હાલતે કોઇનાં કરેલાંથી દુઃખી થઇ પડેલાં ઇનશાનો કે જેઓને દવા વટીક લાગુ થતી નથી તેઓને માટે જરતોસ્તી ધર્મમાં ફરમાન છે કે **હોમ યશ્ત ભણુ-વાથી દુઃખ દફે થાય છે.** જો વધારે દુઃખની અસર થઇ હોય તો **હોમ યજદની યજશને અને શાહ શ્યાવક્ષને નામે દરાંન બાજ આફ્રરગાંન ઇજાવી** તે ભણાયલું યજશનેનું પાણી પીવું. યજશનેનો દોરો પોતે ડાબા હાથે બાંધવો અને આફ્રરગાન બાજની ભણાયલી ફ્રુટ પાણી વિગેરે પણ દર્દીએ ખાવું જેથી ફાયદો છે. **સુઠ, મરકી,** વિગેરે કોઇ પણ જીવલેણ માંદગી વખતે આ ઉપાય ઉત્તમ છે. તેમજ વળી વશીકરણથી બીજાઓને આધીન થયલા આદમીઓ કે જેઓના ખરા હકદાર રવડી પડયા હોય અને બીજાઓને વશ થયલા હોય તેઓથી પરની બુરી અસર દુર કરવા થકી ઉપલો ઉપાય ઉત્તમ છે. જરતોસ્તી દીનમાં અનેક દુઃખનો આ ઉપાય ઉત્તમ બતાવેલો છે. આ ઉપાય કોઇ પણ મોબેદને કહેવાથી કરે છે, (યજ-શનેનું પાણી અને દોરો વટીક મોબેદ ધર્મગુરૂ પોતેજ કરી આપે છે.)

**નજરબંદી**—હાથ ચાલાકીના ખેલો વિગેરે આ નજરબંદીના ઉપા-યોથી થાય છે. ઘણી વેળા સામાને ખુશ કરવાના કારણે પણ આજના વખતમાં આવા ખેલો કરવામાં આવે છે. આ ખાલી બે ઘડીની રમુજ છે તેમાં પણ સાર્થક કશું નથી. પરંતુ જ્યારે કોઇપર અજમાવવામાં આવે છે અને તેનો અવલો ઉપયોગ થાય છે તે ઘણુંજ વખોડવા જેવું છે. આ પણ ઉતરતી પંક્તીની હવાના ખેલો છે અને તેવાજ જીવોને આ પ્રમાણેની ખેલાડી જીંદગી પસંદ પડે છે. તેમાં આ તેમજ બીજી જીંદગીનું સાર્થક કશુંજ નથી અને વળી દુનિયાદારીની ફરજનું કરજ તે ખેલબાજી બનાવ-નાર ઇનશાનને માથે થાય તે જાણે પોતે ધંધો કીધો તેનો નફો મલ્યો. તેથી આ માર્ગ પણ ઉત્તમ નથી. હાલ ઘણા જરતોસ્તીઓમાં આવા ખેલો ધર્મના મેલાવડાઓ, જશનો વિગેરે ક્રિયાકામ થાય તેવી વખતે ધર્મ ક્રિયા ખલાસ થયા પછી બે ઘડી મન બેહેલાવવા થકી અગીઆરી જેવા પાક મકાનના કમપાઉન્ડમાં વટીક તે ખેલ કરનાર દુરવંદને બોલાવી તેની પાસે કરાવવામાં આવે છે જે માટે તે કરનારનું માન સાચવવા મોહપર કોઇ બોલી શકે નહીં પણ એમજ કહીએ તો ચાલે કે ધર્મ કરીને સારી શક્તિની મદદ માગવી અને પછી તુરતજ આ બદરૂહ અને હલકી હવાના

ખેલો કરાવવા એ પ્રથમ કરેલાં સારાં ભણતરોને નહીં જેવાં કરી નાંખવા બરોબર છે. માટે ધાર્મીક મેલાવડા વખતે આ ખેલની વતી જો ખુદરતની ખુબી ગાવી યા પેગમ્બરનાં ફરમાનોનાં ગાયનો વગેરે થાય તો અતી ઉત્તમ છે. અને ધર્મક્રિયા કરનાર કરાવનારને માન છે અને અનજુમન એકઠી મળનારને ગ્નાનનો લાભ છે. તેથી ખુદાની ખુબીના માર્ગનો સફો ઉમેરાય છે. કરનાર આયંદે સુખી થાય છે. અને જરતોસ્તી ધર્મનાં મોટબર કાનુન સચવાય છે.

## ખુદાતાઆલાને મલવા માટે અશો જરતોશ્તે પકડેલો માર્ગ.

અશો જરતોસ્તના બચપણનું આગળ વાંચી ગયા. પણ ઉશતવદ ગાથાનો બીજો હા અને યજશનેનો ૪૪ મો હા તે ઉપરથી જણાય છે, કે અશો જરતોશ્તે પુખ્ત વયે આવ્યા પછી પોતાની જાતી મેહેનતથી ખોદાતાઆલાની ખુદરતનો અભ્યાસ કરવા માંડયો, અને "આ જગતની શરૂઆત કેમ થઇ? તેના કાયદા કોણે બાંધ્યા? તેમાં નેકી સાથે બદી, સુખ અને દુઃખ, રોશ્ની અને અંધકાર વિગેરે એક બીજાના જોડીઆ પણ એક બીજાથી ઉલટી શક્તિઓ ધરાવનારા જોવામાં આવે છે તેનું કારણ શું? જમીનને કોણે ધરી રાખી છે? આસમાન દેખીતી રીતે અધર કેમ ટકી રહ્યું છે? પાણી કેમ ચાલે છે? ઝાડપાન કેમ ઉગે છે? પવન કેમ ફુંકે છે? વાદળ કેમ ચઢે છે? રોશ્ની અને અંધકારમાં કારીગરી શું શું છે? ગોસ્પંદ અને માણસ કેમ પેદા થાય છે? આફતાબ, માહાતાબ, અને સેતારા એ શું છે? અને તેઓને ચોક્કસ ગીરદેશમાં કોણે ચાલુ કીધા?" એવું એવું જાણવાને અને પોતાનો અભ્યાસ કરવાને અશો જરતોશ્તે પોતાનું તન અને મન રાત દીવસ ગુંથાયલું રાખ્યું. અને એ પ્રમાણે ખુદરતને લગતી વિદ્યા અને તેને લગતા કાયદાઓનો અભ્યાસ કરવાથી અશો જરતોશ્તને તે કાયદાઓનો બાંધનાર અને ચલાવનાર મહાગ્નાની સાહેબ અશો અહુરમજદના અપાર બલનો અને સંપુર્ણ ગ્નાનનો વિચાર આવ્યો. અને તે ગ્નાનની મારફતે તેઓ સાહેબ દાદાર અહુરમજદને મળવાને, તેની ખરી પીછાણ કરવાને શક્તિવાન થયા, અને અત્રસ્તા શબ્દોમાં કહીએ તો અશો જરતોસ્તે દાદાર અહુરમજદ સાથે "પુરશેશ પાસોખ" (પુછપરછ) કીધી. ગાથા અહુનવદંતીમાં અશો જરતોશ્ત બોલે છે કે—"અએ અહુરમજદ! જ્યારથી તને મેં મારા મનની આંખે જોયો છે યાને મારા મનની અંદર સમાવ્યો છે, ત્યારથી હમેશાં મેં તનેજ સર્વથી પેહેલો, પાક મનશ્નીથી પરસતેશ કરવાને લાયકનો, ભલા મનનો પિતા, રાસ્તીનું ખરૂં મૂલ તથા

આ દુનિયાનાં તમામ કામો ઉપર સાહેબી ભોગવનાર તરીકે મેં તનેજ ગણ્યો છે." (યજશને હા ૩૧ ફ. ૮)

**અશો જરતોશ્ત બેહેમન અને સરોશની મારફતે દાદારને મલવા ઇચ્છે છે**—એવું લખાણ એજ અહુનવઇતી ગાથામાં વાંચવામાં આવે છે. અશો જરતોસ્તને દાદાર અહુરમજદ સાથે "**ઉષીદરેન**" પહાડપર 'પુરશેશ્ન પાસોખ' (પુછ્યપરછ) થઈ હતી એવું અવસ્તાના લખાણમાંથી મળે છે, પાછલાં લખાણોપરથી માલમ પડે છે, અને **અશો શક્તિ** તરફથી માલુમ પડે છે કે ૪૦ વરસની ઉમર સુધી અશો જરતોસ્તે પહાડોપર એકાંત રહીને ખોદાતાઆલાની હસ્તીપર, અને તેની બેહદ કરામતોપર, લાંબો વિચાર કીધો હતો. અને "બેહેમન" એટલે અક્કલની મારફતે પોતાના મનમાં અનેક બાબતો વિષે સવાલો કીધા હતા અને તે સવાલોનો ક્યાસ કરતાં તેવણના મગજમાં જે જે જુદા સવાલોના જવાબો ઉભા થયા હતા, તે તેઓએ ગેયા "સરોષ" (ધા૦ સ્રુ=સાંભળવું) ની મારફતે સાંભળી લીધા હતા, યાને બીજા શબ્દોમાં કહીએ તો સરોશ યજદની મારફતે તેઓને બસારત થઇ હતી.

**એકાંત ઉંચી જગ્યાપર જઈ વસવાથી ખુદરતી રીતે ખુદાઇ ખ્યાલ ઇનશાનોને થાય છે**—ઉંચી એકાંત જગ્યાપર જઇ વસવાથી, માણસને દુનિયાઈ વિચાર આવવાને બદલે ખુદરતી રીતે ખુદાઇજ ખ્યાલ આવે છે. કોઇ પણ ચાલાક બુદ્ધિનો માણસ, દુનિયાઈ જુઠી લાલચ તજીને, ખુદાસનાશ થવાનો ખરી મનશાનીથી ઇરાદો કરે તો તેના મગજપર કેટલેક દરજ્જે મીનોઇ રોશ્ની ઉતરે છે, કે જે રોશ્નીના બલે તે પોતે બીજા પોતાની આસપાસનાઓ કરતાં ઉંડાણ અને ખાત્રીથી આ તેમજ મીનોઇ પ્રકાશ અને પેદાયસનો રાહધાટ જોઇ તથા સમજી શકે છે. ખુદાઇ ખ્યાલપરજ પોતાનું મન રોકેલું રાખવાથી તે શખસ અહુરમજદને બેહેમનની મારફતે પોતાના "મનની આંખે" જુએ છે. અને પોતાના "મનની જીભથી" તેને સવાલો પુછે છે અને સવાલોનો ક્યાસ કરતાં, તેના જુદા જુદા જવાબ તે પોતાના "મનના કાનમાં" **સરોષ** (ધા. સ્રુ=સાંભળવું) ની મારફતે સાંભળે છે. યાને પવિત્રાઇથી (પ્રાણી ખોરાક વગેરે તજી) જે જરતોસ્તી ઇનશાન જરતોસ્તી કાનુનો પાળી ચાલે છે તેને ખુદરતી ચાલાકી વધે છે અને બનતા બનાવોની સમજ તેની પોતાની તર્કશક્તિથી તે પોતેજ પારખી શકે છે, અને તેની ધારણાઓનો જવાબ કોઈને બીજાને પુછવા પેહેલાંજ મીનોઇ રોશનીથી પ્રકાશીત થયલું તેનું મન તેને (જવાબ)

આપે છે એટલે કે તે માણસને બધું ધ્યાન થાય છે કે આ એમ છે, અને આ મુજબ ચાલવું વિગેરે પેહેલાંથીજ તેને થાય છે. વળી સ્વપના સ્વરૂપે મીનોઈ પ્રકાશ અને સારી હવાનો દેખાવ થઇને પણ તેને આગાહી થાય છે.

જે શક્તિને **હરવીસ્પ આગાહી** કહીએ છીએ તે શકિત ખુદરતી રીતે તે નિયમ પાળી ચાલનાર આસામીના મનનાં પ્રકાશિત થાય જેના પ્રતાપે તે ઇનસાન અગમ બુઝ્યું થઇ સુખી થાય છે. આ પ્રતાપ બધો પવિત્રાઇનોજ છે. આગળ વાંચી ગયા તેમ અશો જરતોસ્તની આગમચનાં આપણાં નેઆગાનો=વડીલોએ "માજદયસની" યાને એકજ ખુદાને માનવાનો તરીકો ખીલવવાને કોશેષો ઘણી કરી હતી પણ તે તેઓ મહાનગુરૂઓ ગુજર પામવાથી તેઓની તે કોશેસો લોકોમાં લાંબો વખત ટકી શકી નહીં અને તુરત લોકો પાછા અહુરમજદી તરીકો છોડી તત્વોનાં મુવકલોને માનવા લાગ્યા.

**જરતોશ્ત કોણ જીવ હતા,—તેમજ જરતોશ્તી ધર્મની ઉત્પત્તિનું કારણ**—ઉપર કહ્યા મુજબની વલણો લોકોની અને ધર્મોની થવાથી અને જ્યાં હોય ત્યાં કુસંપ અને બુરી હવાનું બલ વધવાથીજ અરશ રોશ્નીથી ઉત્પન્ન થયલી આતશ ખોરદાદ હવાના તારાનો જીવ અશો જરતોસ્ત જન્મીઆ. સબબ કે આગલ શરૂઆતમાં વાંચી ગયા તેમ પુર્વ તરફની અસલ હવા અરશ રોશ્ની જે દુનિયાનો માલેક તેનોજ આ જરતોસ્તી પંથ હોવાથી તે ધર્મની બરબાદી થતી અટકાવવા થકીજ અશો જરતોસ્ત જન્મવાનો સબબ છે. અરશ રોસ્નીનીજ હવાથી આતશ ખોરદાદ થયા તેજ શકિતનો જરતોસ્ત તારો, અને તેજ જરતોસ્ત તારાની હવાનો અંશ આપણા મહાન ધર્મગુરૂ અશો જરતોસ્ત સાહેબ હતા. આપણે આપણા પેગમ્બર સાહેબને અશો જરતોસ્ત કહીએ છીએ પણ તેનો ખુલ્લો ખુલાસો એ છે કે અરશ રોશ્ની તારો (જે ખરા બ્રીલીઆન જેવો ઝગઝગે છે કે જેથી કોહીનુર હીરો ઉત્પન્ન થયો) એને અશો કહે છે અને આ હવાનો જરતોસ્તનો જીવ હોવાથી અશો જરતોસ્ત કહેતા હતા. "**અશો**" એ એલકાબ અરશ રોશની હવાનો કે જેનામાં અત્યંત અસીલાઇ છે, અને તે પ્રકાશ છે, જેથી અરશ રોશ્નીને અશોઇ પવિત્રાઇ ઘણી પસંદ છે તેથી તે અશો કહેવાય છે. અને એ હવાથીજ આતશ ખોરદાદ થયા, જે હવા **જરતોશ્ત=યાને જલકતો સેતારો કહેવાય છે**, તે હવામાંથી જીવ જન્મ પામ્યો જે પેગમ્બરી કરવા જનમ્યો, તેને પણ જરતોસ્ત કહેતા હતા. ઉપર કહ્યું તેમ અશો એલકાબ અરશ રોશનીનો અને જરતોસ્ત નામની હવાનો જીવ જે પેગમ્બરી કરવા જનમ્યો તે જીવ

**અશો જરતોશત** કહેવાતા હતા. **અશો શક્તિ** એવું કહે છે કે આપણા મહાન પેગમ્બર 'અશો જરતોસ્ત' નો જન્મ થયા આગમચ પણ તેવણના અવતારે જીંદગી ભોગવી છે તે એ કે શરૂઆતમાં મીનોઇ દુનિયામાં જ્યારે જરતોસ્ત તારામાંથી પેહેલ વેહેલો જીવ મીનોઈમાં જનમ્યો ત્યારે **ખોરદાદ અમશાસ્પંદ** તેવણ હતા તેજ જીવ જ્યારે પાછો ગેતી દુનિયામાં પેહેલ વેહેલો જન્મ પામ્યો ત્યારે નેઆગાંન પાદશાહ **જમશેદ પાદશાહ** હતા ત્યાર બાદ પણ બીજી જીંદગીઓ પારસી શેહેનશાહતમાં ગુજાર્યા પછીથી પોતાના દીન ફેલાવાના વખતે **જરતોશત પેગમ્બર** થયા હતા. ત્યાર બાદ પણ ઉપયોગી જીંદગીઓ ગુજારી તેવણ પોતે અમેરીકા ખંડ શોધનાર જાણીતા **કોલંબસ** થયા હતા. વળી આ ચાલુ જરતોસ્તી સદીમાં મરકીની હાસ્પીટાલ સ્થાપનાર અને દુઃખીઓની દાઝ હેયે ધરનાર, મરહુમ માનવંત દાક્તર કૈખુશરૂ **નશરવાનજી બાહદુરજી** પણ તેજ જીવ હતા. હાલ પણ બાલક વયે ઘણી સુખી જીંદગી તે જીવ (અમદાવાદમાં જન્મ પામી) ગુજારે છે.

**અશો શક્તિ** એવી નસીઅત કરે છે કે આદમીનું તન તેના મુવા બાદ ઠેકાણે પારવામાં આવે છે અને જીવ તો ફેરે ને ફેરે જન્મ પામી પોતાના વખતનું નિયમીત કાર્ય બજાવે છે. દીનનાં દફતરોમાં એવું કહેલું છે કે ખુદાની આગલ જરતોસ્તનું રૂહ (આત્મા) હતું પણ આ બધું નહીં સમજણનાં અને ખુદરતનાં કાનુનમાં ઉંડાણ નહીં પુગેલા જીવોને જે જે બસારત થતી તેનો પોતાની સમજણ મુજબ તેઓ ઉપયોગ કરતા તેથી આગલાં લખાણોમાં કાંઇ ને કાંઇ ફેરફાર આવે છે. અને એકની એકજ બાબદનું લખાણ તેના જુદા જુદા લખનારાઓની જુદી જુદી રીતમાં લખાયલું છે. ખરો સાર ઉપર મુજબ છે. અલબતે પેગમ્બર સાહેબ મહાન નર અને મહાન શક્તિવાન હતા, અને એવા ઘણા મહાન જીવો મીનોઇમાં યજદો તરીકે જન્મી પાછા આ ગેતી દુનિયામાં નેઆગાન રાજકર્તાઓ થઇ, ફેરે ને ફેરે હમકોમ તથા પરકોમમાં પણ જન્મી તેઓ પોતાની મહાન શક્તિ અને મહાન જીવ પ્રમાણે ઉત્તમ કામો કર્યા જાય છે. અને પોતા પાછલ યાદગારી મેલી ગયા છે.

હવે જરતોસ્તી ધર્મમાં પુનર્જન્મ બતાવેલો નથી તેનું કારણ છે કે પેગમ્બર સાહેબ પોતે સંપુર્ણ દીન ફેલાવે તે પેહેલાં બદહવાઓના જોરથી તેવણપર દુશ્મની થઇ તેઓ બેજાન થયા હતા. અને આગલા અવસ્તાની કેતાબો ઇરાનના પરકોમ રાજ કરતાઓના હાથે ગુમ થઈ હતી અને ત્યાર બાદ આજદન સુધી કોઈ પણ ખાસ પેગમ્બર જરતોસ્તી કોમ માટે જન્મી

નવાં ફરમાંનો લાવ્યા નહીં હતા. પણ આગલા દસ્તુરોમાંથી કોઈ કોઇ દસ્તુરોને બસારત થતાં તેઓએ હાલ હવાલ થયલા અવસ્તાઓને પાછા સંગ્રહ કરી આપ્યા હતા. એવું દીનની કેતાબોથી જણાય છે. અલબત્તે તે દસ્તુરો પણ મહાન શક્તિના મહાન જીવો હશેજ. અને સવાલ ઉઠે છે કે તેઓને સઘળાઓને આજદીન સુધી કેમ નહી જરતોસ્તીઓના પુનર્જન્મ માટે માહીતી મલી હોય ? પણ સાર એજ છે કે દરેક ચીજો પોતાના બર વખતેજ જે જે મહાન શક્તિઓથી જાહેર થવી જોઇએ તે મુજબ બને છે. (આ કેતાબમાં 'શરૂઆતમાં હવા માટેનું લખાણ વાંચો સમજણ પડશે).

**અશો જરતોશ્તે દુનિયાના લોકોમાં પોતાનો ધર્મ કેમ ફેલાવ્યો ?**—અશો જરતોસ્તને તે જમાનાના ચાલતા બુરા રીવાજો અને રીતભાતો સામે જે લડતો ચલાવવી પડી હતી, તેમાં તે મહાન નરને તે દેશનાં જુલમગાર બુરા માણસો અને શત્રુઓથી ઘણી રંજ અને દુઃખો ખમવાં પડયાં હતાં. પણ તે સઘળાં સામે અશો જરતોસ્ત ઘણી હીમતથી લડયા હતા. યજશનેના ૪૬ મા હા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અશો જરતોસ્તને શરૂઆતમાં ગુસ્તાસ્પશાહનો આસરો નહીં હતો, હજુ તેઓ **બલ્ખ** શેહેરમાં ગયા નહીં હતા, હજુ તેમનો મહજબ ત્યાં જાહેર થયો નહીં હતો, તે વખતે તેવણ સાહેબપર ઘણી રંજ અને ઘણાં દુઃખો પડયાં હતાં, પણ તે સાહેબે આ સઘળાં દુઃખો સહન કરીને પોતાનું મક્કમપણું છોડયું નહીં. અને તેથીજ જાવેદાન સુધીની પોતાની કીર્તિ તેઓ મેલી ગયા છે. અશો જરતોસ્તનો ધર્મ દુનિયાના લોકોમાં જોર જુલમથી ફેલાવવામાં નહીં આવ્યો હતો. પહેલાં અશો જરતોસ્તે પોતાની સમજાવટથી થોડાક ખેશીઓને પોતાની પક્ષમાં લઇને એક નાહનું જેવું મંડલ ઉભું કીધું. અને રફતે રફતે પોતાનું મંડલ જરા મજબુત કરીને પછી ફિરાનવેજના પાદશાહ કએગુસ્તાસ્પની દરબારમાં જઇ, પાદશાહને તથા તેના દરબારીઓને તે નવી દીનથી વાકેફ કીધા, અને તેઓને કહ્યું કે—

"હું તમોને જે સઘળી ઉત્તમ બાબનો કહુંછું તે તમો ધ્યાનથી સાંભળો, તથા તમારી રોશન વિચાર શક્તિથી તે ઉપર દરીઆફ્ત કરો, અને પછી તમો દરેક જણ સારા નરશાનો તફાવત સમજીને, તમારા પોતાના હકમાં, જે સારૂં ધારવામાં આવે તે " એખ્તયાર કરો." (યજશને હા ૩૦ ફ. ૨ જો.)

પેગમ્બર સાહેબે પોતાની દીનનું ખરાપણું સાબેત કરી આપ્યું અને ગુસ્તાસ્પશાહે અને તમામ દરબારીઓએ દીન કબુલ કરી ને આગલ વાંચી ગયા.

**અશો જરતોશ્તની ઓલાદ**—અશો જરતોસ્તે હવોવના ખાન-

દાનની બાનુ હુવોવી સાથે લગન કર્યાં હતાં. અને તેવણુને ત્રણ બેટા અને ત્રણુ બેટીઓ મળી છ ફરજંદો હતાં. ઈસદવાસ્તર, ઉર્વતતનર હવરેચીથ આ ત્રણ છોકરા હતા. તથા ફ્રેની, થ્રીતી, પોઉરૂચીસ્તી આ ત્રણ છોકરી હતી.

## અષોઈ—( પવિત્રાઇ ).

**જરતોશ્તી ધર્મનો પાયો અશોઈપર છે**—અશોઇના ત્રણ તબક્કા **હુમત**—નેક વીચારવું, હુખ્ત—નેક બોલવું, **હવરસ્ત**—નેક કામ કરવાં છે. અશોઇનો તરીકો પાળી ને માલેકના ફરમાંનો બજાવી આખર દરેક જીવ તેમાંજ પાછા ભલી જાય છે. અષોઇની વૃદ્ધિ કરી અહુરમજદને પુગવું એ દરેક ઇનસાનની જીંદગીની મૂલ નેમ છે.

**અવસતા—અષ વહીશ્ત, અષ સરેશ્ત, દરેસાંમ થ્વા, પઈરી થ્વા જમ્યામ, હમેમ થ્વા હખ્મ.**

**અર્થઃ**—ઓ અહુરમજદ ! સર્વથી સરસ અષોઇએ કરીને, તુને હમો જોઇએ, તારી નજદીક હમો આવીએ, તથા તારી હમેશની દોસ્તીને હમો પોહોચીએ. ( હોશબામ, તથા યજશને હા ૬૦ ફકરો ૧૨ )

**અવસ્તા—આ વે ગેઉષા હેમયન્તુ, યોઇ વે શ્યોથનાઇશ સારેન્તે અહુરા ! અષા, હીજવા, ઉખ્ધાઇશ વઘહેઉશ મનંઘહો.**

**અર્થઃ**—અએ અહુરમજદ ! જેઓ પોતાના કામોથી, અશોઈથી, જબાનથી, તથા નેક મનશનીથી કીધેલી બંદગીથી, તુને સરદાર તરીકે ગણે છે, તેઓ પોતાની તે કીર્તિને લીધે આખર તારી સાથે મલી જાય છે. ( વોહુક્ષત્ર ગાથા યજશને હા ૫૧ ફકરો ૩ )

આપણે અવસ્તા ભણીએ છીએ તેમાં પણ શરૂઆતની નાહની બંદગી **અષેમ વોહુ**નાં કલાંમોથી પણ ખુલ્લું સમજાય છે કે **અષોઇ**નો પાયો ઉત્તમ છે.

**અવસ્તા—અષેમ વોહુ, વહિસ્તેમ અસ્તી, ઉશ્તા અસ્તી, ઉશ્તા અહમાઇ, હયત અષાઈ, વહિશ્તાઈ અષેમ.**

**અર્થ**—અશોઇ (એ) સઉથી સરસ નેઆમત છે ( તથા ) સુખ છે, સુખ તે (શખ્સ) ને છે કે જે સઉથી સરસ અશોઇને વાસ્તે અશો છે.

અશોઇની મતલબ રાસ્તી, પરહેજગારી, સમજવી. અશોઇને આપણાં પાક અવસ્તામાં જાબજા વખાણેલી છે. એને માટે **સ્તઓમી અશેમ** (યાને રાસ્તીને હું વખાણું છું) એ પ્રમાણે બોલો આવેલા છે. મન તથા દીલની પવિત્રાઇ આય દુનિઆની એક ઉત્તમ દોલત તથા સુખ છે. માણસ જાતે આ દુનિયામાં જનમ્યા પછી સર્વથી પેહેલી ચીજ જે અખત્યાર

કરવી જોઇએ તે રાસ્તી છે. યજશને હા ૨૮ ફકરો ૫ મો. તેમાં આ માટે લખાણુ છે. હવે જુદે જુદે વખતે ખરા દીલથી, તથા સમજીને અષેમ વોહુ ભણ્યાથી તે ભણુનારનું કેટલું સવાબ હાંસલ થાય છે, તે બાબેનું કેટલુંએક લખાણુ આપણુને ખુદ અવસ્તામાં લખેલા હાદોખ્ત નુસ્કની પેહેલી પરગરદ-માંથી મળી આવે છે. તેમાં એવું જણાવેલું છે કે જે શખ્સ ઉંઘમાંથી જાગ્રત થઇને બીછાના ઉપરથી ઉઠતી વખતે, તમામ ખરાબ વિચારો કા-હાડી નાખીને "એક અષેમ" વોહુ બરાબર સમજીને ભણે તો તે વખતે ભણેલી એક "અષેમ વોહુ" બીજી વખતે દશ હજાર "અષેમ વોહુ" ભણે તેની બરોબર સમજવી. એની મતલબ એ કે સવારના પોહોરમાં ઉંઘ-માંથી ઉઠતાંને વાર, સચ્ચાઈ–રાસ્તીને એખત્યાર કરવી, અને તેને વળગી રહીને પોતાનું કામકાજ તથા ધંધો રોજગાર કરવો. એક તરફ અશેમ વોહુ ભણે, પણુ અશોઇના તરીકાએ ચાલે નહીં તો ભણેલું રદ છે. હાદો-ખ્ત નુસ્કમાં બીજું એમ જણાવે છે જે "માણસ મરતી વખતે પોતાના મનના તમામ વિચારો દુર કરીને પોતાના ખરા અંતઃકરણથી એક અશેમ વોહુ ભણે તો તે વખતે ભણેલી એક અશેમ વોહુની કીંમત તમામ ખની-રથ કેશ્વર (એસીયા ખંડ) જેટલી સમજવી." એટલે મરતી વખતે શુદ્ધ અંતઃકરણે અશેમ વોહુ ભણવાથી સારી ઇચ્છા વાસનાઓને લીધે જીવ સારો વાસો પામે.

**અવસ્તા—યઓજદાઓ મષ્યાઇ અઇપિ જાથેમ વહિશ્તા હા યઓજદાઓ જરતોશ્ત ! યા દએન માજદયસનીસ.**

**અર્થ**—અએ જરતોસ્ત ! અશોઈ માણસને માટે જન્મથીજ સઉથી સરસ છે. અશોઈ એજ માનદયસની દીન છે. (વંદીદાદ, પરગરદ, ૫. ફકરો ૨૧.)

**અશોઇ જાળવવા માટેના જરતોશ્તી ધર્મનાં ફરમાનો**—હાદો-ખ્ત નુસ્કની પેહેલી પરગરદના પેહેલા ફકરામાં અશોજરતોસ્ત અલંકારીક ભાષામાં દાદાર અહુરમજદને પુછેછે કે "અએ હાડમંદ મુલકોના ધણુાજ વૃદ્ધી કરનાર મીનો અહુરમજદ ! બંદગીનાં કલામોમાં તારી કઇ તે એક બંદગી છે કે જેમાં અશોઇની તોખમની તમામ ચીજોની, અને દુનિયાની તમામ નેઆમતોની વખાણુ સમાયલી છે ?" ત્યારે અહુરમજદે, જરતોસ્તને કહ્યું કે "અશો જરતોસ્ત અશેષ વોહુની બંદગી જે કોઇ ફીદા ફીધેલાં દીલની સંપુર્ણ એતેકાદથી અશોઇને વખાણે છે, તે શખ્સ હું જે અહુરમજદ તેને વખાણે છે, અએ જરતોસ્ત નેક વિચાર, નેક સખુન, તમા નેક કામ એખત્યાર કરીને, તથા બુરા વિચાર, બુરા સખુન, અને બુરાં કામોથી દુર

રહીને, કીધેલી અશોઈની વખાણુ, પૃથ્વી અને આસમાનની વચ્ચેની દાદાર, અહુરમજદની પેદા કીધેલી, અશોઈનાં તોખમની તમામ નેઆમતની બરોબર છે." વિરાફનામું નામની એક પેહેલવી ભાષામાં લખાયલી કેતાબમાં અલંકારીક ભાષામાં અહુરમજદ, અરદાએવીરાફ જેવા મહાત્મા દસ્તુર પાસે આપણુ જરતોશ્તીઓને પેગામ કહેવડાવે છે કે "ઓ અરદાએવીરાફ, તું [1]દુનિયામાં માજદયશ્નોને કહેજે કે **સીધ્ધો માર્ગ એકજ છે ને તે અષોઇનો છે,** બીજા રાહો ખરેખરા નથી તે એકલો રાહ અષોઇનો છે તે તમે એખત્યાર કરજો, અને શું ચઢતીમાં કે પડતીમાં કે બીજા કોઇ પણ કારણે એથી તમો ફરતાનાં, સારા વિચાર, સારાં વચન, અને સારાં કામો તમે એખત્યાર કરજો, અને આયજ દીનપર ઓસ્તવાર રહેજો, કે જે મારાથી સપીતમાન જરતોશ્તે કબુલ રાખી છે, અને જે ગુસ્તાસ્પે દુનિયામાં ફેલાવી છે. નેકીનો તરીકો એખત્યાર કરજો, અને બદીથી દુર રહેજો."

**અષોઈ એજ માજદયસની દીન છે. અષોઈની દોલત ઉત્તમ છે**—સર્વથી ઉત્તમ દોલત અષોઇ છે. જે માણુસની દોલત અષોઇ છે તેને જર, ઝવેર, હીરા, મોટી માણેક દરેક જરીઆન કરતાં ઘણી કીમતી છે. ૧. પૈસાની દોલત આગમાં બળશે, ચોરોથી લુંટાશે પણ અષોઇની દોલત હમેશાં ઇનશાનની સાથેજ છે. ૨. પૈસાની દોલતનો ઉપયોગ કરતાં દીનપરદીન ઓછી થાય છે પણ અષોઇની દોલતથી ઇનશાનનુ મગજ સારૂં ખીલે છે અને દીનપરદીન અષોઇ વધારે અને વધારે પાળવાથી તે ઘટવાને બદલે ઉલતી વધે છે. ૩. પૈસાની દોલતનો લોભ કોઇવાર ઇનશાંનને ભુડાં કામો કરાવે છે. પણ અષોઈની દોલત રોજ બરોજ સારાં કામો નિયમીત રૂડાં કરમોપર લઇ જઇ આકેબત ઉંચ પંકિતમાં મેલે છે. ૪. પૈસાની દોલત આપણે સાથે રાખી શકતા નથી પણ અષોઇની દોલત હમેશાં સાથેની સાથેજ છે. અને આત્માની હયાતી સુધી છુટી પડતી નથી. ૫. માણુસના મરવા પછી માણુસ પૈસાની દોલત આ દુનિયામાંજ મેલી જાય છે પણ અષોઇની દોલત સાથેજ લઇ જાય છે, માટે આપણે હમેશાં અષોઇ પાલી સવાબનો સંગ્રહ કરવામાં ઉમંગી રહેવું, કારણ આવતી જીંદગીઓમાં પણ અષોઇની દોલતથીજ આપણુને પાર પડવાનું છે.

**અષોઇ બે તરેહની છે**—અષોઇ એખતયાર કરવા પેહેલાં દરેક જણે સર્વથી પેહેલાં પોતાનું **તન** અને **મન** એ બેઉ ચોખ્ખાં રાખવાની કોષેશ કરવી જોઇએ. પોતાનું **તન** અને **મન** બન્ને ચોખ્ખાં રાખી **નીતિ** અને **નેકીનાં કામો કરી** બીજાઓને પણ નીતિ અને નેકીનો રસ્તો બતાવે છે તેજ ખરો છે.

---

1 આ ફકરો મારી મોટી ખોરદેહ અવસ્તાને છેવટ પાને આપેલો છે.

# તનની અશોઇ જાલવવા માટેનાં જરતોશ્તી ધર્મનાં ફરમાનો.

**અવસ્તા—સપેત હએનઆઓ માઝદયસનોઇશ ઉપમનેમ.**
**અર્થ:**—પવિત્ર શુદ્ધ સફેદ પોશાક એજ માજદયસની દીનની નીશાન છે.
( મેહેર યશ્ત ફકરો ૧૨૬ ).

આગલ વાંચી ગયા તેમ **દીનદાવરનો** પોશાક શુદ્ધ સફેદ છે. અને જમશેદ પાદશાહ જે રોશ્નીના માલેકની હવાનો જીવ હતો તેને પોતાની રૈયતના ચાર વર્ગો કર્યા હતા. તેમાં [1]આથોરનાંન વર્ગ=ટોળાની રાહબરી કરનાર વર્ગને સર્વેથી ઉંચ ગણેલો છે. અને તેઓનો પોશાક પાઘડી સુદ્ધાં શુદ્ધ સફેદ છે. એ પણ માજદયસની દીનની નીશાની છે. **અશો શક્તિ પણ કહે છે** કે "તનને માટે રેશમનો પોશાક છે. અને રવાંનને માટે સુતરનો પોશાક છે," અને ધર્મની કેતાબોમાં પણ તેવું ફરમાન બતાવેલું છે. હવે, તન માટે રેશમનો પોસાક છે એટલે રેશમ કોહતી ચીજ કીડામાંથી નીકળે છે અને તે કીડો મરી જાય છે, તેમજ અંગ્ર હવાથી તેની ઉત્પત્તિ છે. હવે રવાનને માટે સુતરનો પોશાક ઉત્તમ છે યાને કે રવાન=જીવ, તેને તો બીજી જીંદગીના સુખને ખાતર આ ચાલુ જીંદગીમાં ભલી કરણીનીજ જરૂર છે અને દીનના ફરમાન મુજબજ તેને કાર્ય બજાવવાનું છે. સુતર અને શણ રોશ્નીના માલેકથી ઉત્પન્ન થયલું છે તેમજ દીનદાવરનો પોશાક શુદ્ધ સફેદ છે, દીનદાવરથી જરતોસ્તી ધર્મની ઉત્પત્તિ ગણાઇ છે. હવે જો શુદ્ધ સફેદ સુતરાઉ પોશાક પહેરે અને દીનના ફરમાન મુજબ પવિત્રાઇ પાલી ચાલે તો ઉત્તમ તરીકો કહેવાય છે.

**તનની અષોઈ માટે, તનની અને આસપાસની હરેક વસ્તુની સફાઈ રાખવાનું જરતોશ્તી ધર્મનું ફરમાન**—વંદીદાદમાં તનની સફાઇ રાખવા માટે ફરમાન બતાવેલું છે. તેમાં તનને નાહીને સ્વચ્છ રાખવાનું અને સ્વચ્છ કપડાં પેહેરવાનું, વાસણ કુસણ, રાચરચીલાં, ઘરબાર, જમીન, દરેક પ્રાણી, આતશ વિગેરે સર્વ ચીજો સફાઇથી રાખવાનું ફરમાન બતાવેલું છે, એની મતલબ એવી સમજાય છે કે દરેક ચીજો ઇનશાનના વાપરવામાં આવે છે અને જો સાફસુફ ન હોય તો તે ગલીચીના લીધે જીવતા ઇનશાનોની તનદરેસ્તી બગડે છે અને પાકીજગી નહી જલ·

[1] આ કેતાબને પાને ૧૮ મે ફુટનોટમાં વાચી ગયા. આ બાબેનું લખાણ કરતાં આ પુસ્તક જેવડાંજ કેટલાંક વૉલ્યુમ થાય છે પણ જરૂર જોગજ આ ઠેકાણે આપેલું છે. વાંચો રૂમરણ, બરશનુમ, અને મોબેદોનું લખાણ. ( પ્રગટ કર્તા. )

વાયાથી તનદરોસ્તીની સફાઇ જલવાતી નથી. માટે તન સાફ રાખવા સાથે ઘર પણ સાફસુફ રાખવાનું ફરમાન છે. આ કાનુન જલવાયાથી પવિત્રાઇ રહે છે અને તે તરીકાએ ચાલનાર **પવિત્ર** અથવા **પરહેજગાર** કહેવાય છે. તન સાથે મનને પણ સાફ રાખવું જોઇએ. અને ત્યારેજ ખરો પરહેજગાર કહેવાય છે. **તનની અને વસ્તુઓની ગેરસફાઈ કરનાર મુખ્ય બે ચીજો** છે–'**હેહેર**' અને '**નસો**'–હવે તનની તથા વસ્તુઓની ગેરસફાઇ, ઘણું કરીને કેટલીએક ચોકસ નુકસાનકારક ગંદી અને કોહતી ચીજોનાં રજકણો, માણુસોને તથા ચીજોને લાગી રહેવાથી થાય છે. જરતોસ્તી ફરમાન મુજબ એવી ચીજોને "**હેહેર**" અને "**નસો**" કરી કહેલી છે. **હેહેર** એટલો **લીલો નસો** યાને "જીવતાં માણુસ, કુતરાં, વિગેરે પ્રાણીમાંથી, હાડકું, માંસ, લોહી, બાલ, નખ, વિગેરે એવુંજ બીજુ જે જે કાંઇ ગંદકી અને ભીનાસવાળું નીકળે છે તે **હેહેર** કહેવાય છે. **હેહેર**નો બીજો માએનો '**ધોઈ કાડવાની ચીજ** તથા **ગલીચાઇ**.' હવે મુવેલાં માણુસ, કુતરાં વિગેરેમાંથી હાડકાં, માંસ, ચામડી અને એવુંજ બીજું જે કાંઇ ગંદકી તથા ભીનાશવાળું નીકળે છે તે **નસો** કહેવાય છે. **નસો** એટલે **મુરદાર કોહતી ચીજ** ઉપર કહ્યું તેમ જીવતાંમાંથી નીકળતી ચીજ '**હેહેર**,' અને મુરદારમાંથી નીકળતી ગલીચી '**નસો**' કહેવાય છે. હવે **હેહેર**થી થતી ગેરસફાઇને **અપાદીઆબી** (=યાને નહી ધોયેલી મેલી હાલત) અને '**આલુદગી**' (=ગલીચાઇ) કરી કહે છે, અને **નસાથી** થતી ગેરસફાઇને "**રીમની**" કહે છે. **હેહેર** લાગવાથી થતાં નુકશાન કરતાં '**નસો**' લાગવાથી થતાં નુકશાન વધારે ધાસ્તી ભરેલું છે. હેહેરથી થતી. ગેરસફાઇ સાધારણ રીતે ધોઇ સાફ થઇ શકે છે, પણ '**નસાથી**' થતી ગેરસફાઇ દુર કરવામાં, ઘણી ચોકસાઈ રાખવાની જરૂર છે. તેથીજ પ્રાણી ખોરાક ઉત્તમ ગણેલો નથી. સબબ કે મુરઘી અથવા ગોસ્પંદ જો મરી ગયું અને તે પછી રીમન થયું. હવે તે ચીજો જરતોસ્તીઓ *ખાતા નથી. પણ તેને હલાલ કરીને ખાય છે. એક તો જીવ મારવો, અને બીજું તે મરી ગયા પછી રીમન થયું તે ખાવું, ત્યારે તે રીમન ચીજો ખાવાથી મહાન ઇશ્વરી શક્તિને પુગાતું નથી. અને જેઓ દુનિયાની આબાદી અર્થે જીવ બચાવવા વિગેરેની જાતે જીવે તસદી ઉઠાવી રંજ ખેડે છે તેઓને માટે તો બીલકુલ ઉપયોગી નથી.

**પાણી, આતશ, જમીન, વિગેરેને "હેહેર" અને "ન-**

---

* વાંચો ખોરાકનો વિષય. આ પુસ્તકમાં પછવાડે.

**સાથી" સ્વચ્છ રાખવા માટે, જરતોશ્તી ધર્મમાં ફરમાવેલી તાકીદો**—જીવતાં તેમજ મુવેલાંમાંથી નીકલતી ગલીચાઇનાં સૂક્ષ્મ રજકણો પાણી સાથે અથવા જમીન સાથે મળે છે, તો તેથી ઘણું કરીને ચોકસ રોગો ઉત્પન્ન થાય છે. અને **મરકી** ફેલાય છે. તેટલા માટે **હેહેર** તથા **નસાની** ચીજોને અડકવું, પાણીમાં નસો નાંખી અસ્વચ્છ બનાવવું, મુરદાંને જમીનમાં દાટવું, મરણ પામેલા માણસનાં શરીરને ચોક્કસ વખત સુધી પુરતી સાવચેતી વગર અડકવું, આ સઘળાં કામોને જરતોસ્તી ધર્મમાં ગુનાહ ભરેલાં જણાવેલાં છે. આ સઘળું તનની પાકીજગી, તનદરોસ્તી તેમજ આપણી આસપાસની અને સર્વ દુનિયાની આબાદીને થકીજ છે.

**એકથી અનેકવાર દીવસમાં કુશ્તી પાદીઆબ:કરવાની ફરજ**—જરતોસ્તીઓ તનની સફાઇને ખાતર અનેક પ્રસંગે દીવસમાં એકથી અનેકવાર, હાથ, મોહોડું, પગ, વિગેરે શરીરના ખુલ્લા ભાગો ધોઇને **'કુશ્તી'** કરે છે તેને **'પાદીઆબી'** કહે છે. આ કરવાનું તનની સુઘડાઇ અને તનદુરસ્તી વધારવાનાં કારણોને લીધે શરીરના ખુલ્લા ભાગોને વારેઘડીએ ધોવાથી હવામાંની કાંઇ પણ ગલીચી જે આપણા બદનને ઉઘાડા ભાગને લાગેલી હોય, તે સાફ થાય છે, તેટલા માટે ઉંઘમાંથી જાગૃત થવા પછી, કુદરતી હાજતે જઈ આવ્યા પછી ખાણું ખાવાની આગમજ, "હેહેર" જેવું કાંઇ પણ આપણા શરીરના ખુલ્લા ભાગને લાગે ત્યારે, તે વિગેરે પ્રસંગોપર **'પાદીઆબ કુશ્તી'** **કરવી જોઇએ. તેમ નહી કરનાર ગુનેહગાર ઠરે છે.**

**તનની અશોઈ**—જરતોસ્તી ધર્મના કાનુન મુજબ એક આસામીએ ખાધેલા વાસણમાં ખાવું, અથવા પારકા મોહોડાની લબ લાગેલુ ખાવું, તથા કોઇએ એક ચીજ કરડીને ખાધી તેજ વખતે તેજ ચીજ પાછી કરડીને બીજો ખાય, તથા એકબીજાનું પીધેલું પાણીનું વાસણ હોય તેમાં જો પાણી રહી ગયું હોય તે પીએ, અથવા તે ખાલી વાસણને ત્રણવાર વીંછલ્યા વગર તેમાં પાણી પીએ તો ગુનોહ કહેલો છે. આની મતલબ પણ એવીજ સમજાય છે કે પહેલા ખાનાર અથવા પીનાર શખ્સની રોગીષ્ટ લબ બીજાના શરીરમાં જવાથી બીજાને તે રોગ તથા દરદ થવાનો સંભવ રહે છે. વળી—

**પોશાકની પણ ખામીઓ હોય છે જેવી કે**—'ઉઘાડે પગે અને ઉઘાડે માથે ચાલવું'=**'અવીમોગ દવારશની'** તેમજ 'સુદરેહ કુસ્તી વગર ખુલ્લા અંગે કરવું'=**'કુશાદ દવારશની'** નામના ગુનાહ તરીકે કહેલા છે. એની મતલબ પણ એજ છે કે ખુલ્લા ભાગો રાખવાથી નુકશાન પુગે છે. અને વળી **'દીનદાવર'** ઉત્પન્ન થવા તેવણના દીલમાં શુદ્ધ સફેદ

પોશાક, પગે મોજડી, માથે કપડાનું ઢાંકણુ, વિગેરે હતું. જરતોસ્તી ધર્મ પણ એ તરફનોજ છે એટલે તે શરૂઆતની ઉત્પત્તિની ઈધાની દાખલ પગે મોજડી, જોડા, માથે **બૈરાને માથે માથાબાનું તથા મરદને માથે ટોપી** વિગેરે પેહેરવાનો આપણામાં ચાલ છે. બીજુ શુદ્ધ સુફેદ પોશાક માજદયસની દીનની ઈધાની છે. અને બૈરાંઓએ શુદ્ધ સુફેદ માથાબાનું બાંધવું એ જરતોસ્તી ધર્મનું ફરમાન છે. તેની મતલબ એવી સમજાય છે કે **માથાબાનું=શીરનું છત્ર** તે પણ દેખાડે છે કે સફેદ હવાનો તેને માથે હાથ છે. યાને માથે સુરંબી હોય તેમ આ ઉત્તમ હવાનું શીરતાજ છે. તેની મૂલ ઉત્પત્તિનું આ ભેદ ભર્યું ફરમાન તેની દીનમાં જન્મી જે કોઇ જરતોસ્તી બજાવે છે તે દીનનો સંપુર્ણું ફરમાબરદાર અને પરહેજગાર કહેવાય છે. અને એ તરીકાએ ચાલનારને ગમે તેવી આફતમાં પણ અનચીતવી ખુદરતની મદદ પુગે છે.

હવે આ ઉપરાંત આપણા શરીરને કોઇ પણ જાતનો રોગ લાગુ પડે નહીં, તેને માટે આપણે હમેશાં ધુલ, નજીસાઈ, અને ગંદવાડ ભરેલી ચીજથી દુર રહેવું, રોગીષ્ટ હવા શરીરને લાગવા દેવી નહીં, સરદી અને ભીનાશવાળી જગ્યામાં નહી બેસવું, મેલાં કપડાં નહીં પેહેરવાં, અને શરીર સાથે અતલગ સંબંધ ધરાવનારૂં કપડું શુદ્ધ સફેદ રાખવું. સફેદ કપડાંપર જો કંઈ બી ડાઘ પડે છે તો તે તુરત જણાઇ આવે છે અને મેલથી ભરેલાં કપડાં દીલમાં રાખવાથી દરદ થવાનો સંભવ રહે છે. તેથી શરીરની સાથે અતલગ સંબંધ ધરાવનારૂં કપડું સુદ સફેદ રાખવું જોઇએ. કારણ—**શુદ્ધ સફેદ પવિત્ર પોશાક માજદયશની દીનની નીશાન** છે. વળી શરીરની સુખાકારી અર્થે ખોરાક અને પાણીની પણ સફાઇની જરૂર છે. જરતોસ્તીઓમાં ધર્મના તહેવારના દીવસોમાં પરહેજગારી રાંધવાની રહે છે તેટલીજ જો હમેશાં રહે તો ઘણું ઉત્તમ છે. એટલે રોજ સહવારમાં વહેલા ઉઠી ઘરનું સોજુસાજુ હાથે કરી લઇને અથવા જો સંપજ હોય તો પારસી નોકર પાસે સાફસુફ કરાવીને માથાવેરથી નાહી, ભણીને, ચાહપાણી નાસ્તો વિગેરે કરે અને પોતાને હાથેજ ચોખ્ખાઇથી રાંધે અથવા જે પારસી બાવરચી રાંધતા હોય તેની પાસે પણ તેવીજ ચોખ્ખાઇ કરાવે અને રંધાવે તો અલબત પવિત્રાઇના સબબે રોજીમાં તેમજ આવરદામાં, તનદરોસ્તીમાં અત્યંત લાભ છે. અને દુઃખ દરદ વેલા અડીભીડીએ ફાયદો તુરત મળે છે. જરતોસ્તી ટોળામાં પુરાતન જમાનાથી તનની અને મનની ચોખ્ખાઇ પવિત્રાઇ રાખવાની અને નાપાકીથી દુર રેહેવાની ચોંપથી સંભાળ લેવાતી આવી છે. અને ચાલુ જમાનામાં સુધારાને સીસ્ટમે જે કંઇ લેબાગો, હુબાહુબ ધર્મ પળાય છે,

અને કોમમાં મતફેરી થઇ છે તે સઘળા માટે જાહેરમાં વાયજ કરનારાંઓએ, કોમના આગેવાનોએ, ત્રસ્ટીઓએ વિગેરે આસામીઓએ પેહેલાં પોતાના ઘરમાં ધર્મનો શુભ પાયો મજબુત કરી તે પગલે કોમને ચાલવાને ફરજ પાડવી જોઇએ. ત્યારેજ પોતે લીધેલી જેહેમત ખરી કહેવાય.

**મનની અષોઇ**—જરતોસ્તી ધર્મમાં "**પાકીઅતન વ અશોઈ એરવાંન**" ને માટે યાને તનના તેમજ આત્માના સુધારા માટે જરતોસ્તી ધર્મ ફરમાવે છે અને વંદીદાદ પરગરદ ૫. ફકરો ૨૧ માં લખાણ મળે છે. "કોઈ પણ શખ્સ પોતાનો આત્મા **હુમત**=નેક વિચાર, **હુખ્ત**=નેક વચન, **હુવરશ્ત**=નેક કામોથી પવિત્ર થઇ શકે છે." આપણા પવિત્ર મહજબના આ બુલંદ ત્રણ સ્થંભો છે. તેમાં પેહેલો, **હુમત=નેક વિચાર**,—સત જરતોસ્ત સાહેબે **હુમત**ની જાળવણીના ફરમાનમાં ઘણુંજ કીમતી રહસ્ય છુપાવેલું છે, તે જાણવાને માટે વિચારોથી થતા ફાયદાનુ જ્ઞાન લેવું ઘણુંજ અગત્યનું છે. જેવી વિચાર કરવામાં આવે છે તે પોતાને અનુસરતીજ અસરો નીપજાવી શકે છે. અસરો ઉપજે છે, પછી ફેલાય છે. ફેલાઇને તે આપણીપર અને આપણી આસપાસનાઓપર પોતાનું જોર ફેંકે છે. એક વિચાર પોતાની સાથે લાગવગ રાખનારા બીજા વિચારો પોતાની સાથ ઘસડી લાવી વિચારનારને તેવાજ વિચારોમાં ગરક કરી દે છે તેથી જે જે ખરાબ વિચારો યા નકામા વિચારો ઉપજ્યા કરતા હોય તેને એકદમ દુર કરી દેવાની જરૂર છે. જો કે કોશેશથી તેઓ દાબી શકાતા નથી કારણકે તેઓને અનુસરતો જોશ ફરી મળતાંજ તેઓ પાછા પ્રગટી નીકળી ઉલટા બેવડા જોશથી ગલબો કરે છે. **ઇનશાન એકી વેળાએ બે વિચારો કરી શકેજ નહીં.** તેથી જો બુરો વિચાર ઉપજ્યો કે તુરતજ મનથી તે વિચાર દાબી દઇને સારો વિચાર કરવો કે જેથી ખરાબ વિચારો આવતા જાય છે. અને એમ લંબાણ વખત સુધી ચાલુ અને ચાલુ ટેવ રાખ્યાથી તેજ આસરમ પડે છે. વિચારો મનમાં જબરદસ્તીએ દાબી દેવાથી મનમાં ઘભરાટ અને મગજમાં ઉસકેરાત થાય છે. માટે ગુસ્સો એકદમ દબાવી દેવા કરતાં તે વિચારને બીજા સારા વિચારમાં બદલી નાખવાથી ફાયદા ભરેલું પરીણામ આવે છે. એજ માફક દરેક બાબદનો વિચાર, જેવો કે ભય, ગુસ્સો, ફીકર, અને રંજ વિગેરે પોતપોતાની ખાસીયતના બેવડા જોશથી એકમેક ઉપર ફેંકાતો જાય છે, અને ત્યાંથી પાછો સઘલાં જોર સમેત તેનાં પેહેલા કર્તા ઉપર અને વગર તરતીબે દબાવનાર ઉપર પાછો ગલબો કરે છે, યાને પ્રત્યાઘાત કરે છે, એજ પ્રમાણે ભલા વિચારો કરનાર પોતામાં તેમજ આસપાસનાં સર્વેમાં ભલી ધ્વનીઓનો

વિસ્તાર ફેલાવવાને શક્તિવાન થાય છે. મનની એવી ખાસીયતજ છે કે એક બાબદનો વિચાર ફરી ફરી ઉપજ્યા કરે તો તેને તે બાબદની લેહ લાગી જાય છે, અને તે બાબદ સાથે બીજી જેબી બાબદો લાગવગ ધરાવતી હોય તે ઉપર પણ મન દોરે છે. તેથી જો અષોઈ જાલવવાનો અને એખત્યાર કરવાનો વિચાર કર્યા કરીએ તો અષોઇની સાથે લાગવગ રાખનારા દરેક સદગુણો ઉપર મન દોડી તે સદગુણો ગ્રહણ કરવાનો ઉત્સાહ વધે છે. **સારા વિચારોથી** આપણે મમતાળુ અને દયા ધરાવનારાં થઇ શકીયે છીએ, તેમજ ધીક્કાર યા ગુસ્સાથી ઉપજતા બેહદ નુકસાનથી આપણે પોતાને તેમજ જેનીપર ધીક્કાર યા ગુસ્સો કરવામાં આવતો હોય તેને પણ બચાવી શકીયે છીએ.

ધીક્કાર અને ગુસ્સાના વિચારો મોટી ખરાબીઓ નીપજાવે છે. કદી દુશ્મનાઈ, કુસંપ, અને અણુબનાવનું કારણ **ધીક્કાર અને ગુસ્સો છે,** અને તે ત્રણ રીતે ઉત્પન્ન થાય છે. **એક** તો–પોતાનો સ્વભાવ ચીરડાઉ હોય, યા હું પદની ખુદી હોય, **બીજું**–સામા શખ્સમાં બદી હોય, પોતાથી વિરૂદ્ધ મનનું સામું માણુસ હોય, **ત્રિજું**–ક્રોધથી પોતાને નુકશાન થયું હોય યા અપમાન થયું હોય, જેથી તેની સામે લાગણીઓ ઉશ્કેરાઇ આવે. **આ મુખ્ય ત્રણ કારણો છે.** પણ તકસીરવાર અને જવાબદાર ગુસ્સો કરનારજ છે. કારણ ધીક્કાર યા ગુસ્સો કરતી વેળા હુમત=નેક વિચારના તરીકાથી દુર જઇએ છીએ. એવા એવા સબબો ઘણા બને છે માટે શુદ્ધ વિચાર રાખી સાવધાનીથી ચાલવું. ભલું મન તે બીજી તમામ શક્તિઓ ઉપર સરસાઇ ભોગવે છે, જ્યારે સારા વિચારો સચ્ચાઇના રસ્તાપર હોય છે ત્યારેજ આપણી વાચા અને આપણાં કામો પણ સારાં થાય છે. તે માટે ભલી મનશનીનો ગુણ એખત્યાર કરવા આપણે આપણા દીલની અંદરનો સર્વ મેલ– કામ, ક્રોધ, લોભ, મોહ, મગરૂરી, અદેખાઈ, વિગેરે દુર્ગુણો દુર કરવા જોઇએ. તે કારણે આપણા આત્માના સુધારાને કારણે આપણા પોતાના મનનો સુધારો કરતા રહેવું અને **તનને** તથા મનને ચોખ્ખું રાખવું એ આપણી પેહેલી ફરજ છે, હુંપદનો અંધકાર તજી દેવામાંજ જીંદગીનું મોટું સુખ છે. "**દુવા વિસ્પ હુમત**" માં ભણીએ છીએ કે–"તમામ ભલા વિચારો, તમામ ભલાં વચનો, અને તમામ ભલાં કામો, બેહેસ્તમાં લઇ જાય છે. તમામ બુરા વિચારો, તમામ બુરાં વચનો, અને તમામ બુરાં કામો દોજખમાં લઈ જાય છે." ભણીએ અને તે મુજબ અમલ નહીં કરીએ તો તે આપણુને પોતાનેજ ઠગવા બરોબર છે.

**હુખ્ત=નેક** વાણી, જેને માટે પુરેપુરી સભ્યતાની (સાચવટની) જરૂર

છે. જે ઇનશાન નાની નાની જુઠ્ઠાઇઓ ચલાવ્યા કરે તે કદી પણ હુમ્તના તરીકાને કદી પણ પુગી શકેજ નહીં. તેટલા માટે નાની જુઠ્ઠાઇને તોડવાને ચાલુ ખંત અને બારીક તપાસની ઘણીજ જરૂર છે. વેહવારીક રીતભાતમાં, વાતચીતમાં, મશ્કરી ઠઠામાં, અથવા કાંઇબી ખરીદી કરતી વખતે નાની જુઠ્ઠાઇનો ઉપયોગ થતો રહે છે. તે બાબદ દુર થવી જોઇએ ત્યારેજ હુમ્તનો તરીકે સચવાય છે. કોઇબી ખાનગી રાખવાની બાબદને માટે બીજા આસામી પુછે અને તે ખરી નહીં કહી શકાતી હોય તો તે બાબદ બીજી જુઠ્ઠી ઓરવીને કહેવા કરતાં એમજ કહેવું જોઇએ કે "આ બાબદ ખાંનગી રાખવી છે," એમ કહી દેવામાં કશી બુરાઇ નથી. કોઇ જુઠ્ઠી ઠઠ્ઠાબાજી કરતું હોય ત્યાં ગુપચુપ બેસવું એજ ડહાપણ છે. તેમાં સાથે મળી જુઠ્ઠી સાચી કરવી તે કરતાં મુગું પોતાને મહલાજે રહેવું બેહેતર છે. અલબત થોડું બોલનાર ઇનશાન કેટલાકોને પસંદ પડતું નથી, તેથી તેવાઓને મનથી આપણે કુજરાં આ અલખામણા માલમ પડીશું ખરા, પણ અષોઇના તરીકાથી દુર જવા કરતાં તેવાઓને મનથી અળખામણાં પડવું ઘણું બેહેતર છે. તેવાઓને પ્રિય થવા માટે ખુદરતના નાફરમન બનવાની અને આપણા રવાંન (આત્મા)ને અપવિત્ર કરવાની ભુલ થવી જોઇએ નહીં. ઘણું જુઠું બક બક કરનારાઓ 'હુમ્તની' જાળવણ કરી શકતા નથી. આપણા પોતાના ઓચરેલા સખુનો બીજાઓપર સારી અસર કરવાને માટે વજનદાર બનાવવા જોઇએ. પણ તે સાથે આપણા બોલવાથી સામાની લાગણી દુખાવી જોઇએ નહીં. અલબતે કોઇ અંતસ, અદેખાઇ, આપણી કરે તો તેને નશીઅતના ઘટતા સખુનો કહેવાના છે. વિચારી બોલનારા પણ બે કીસમના આપણુને માલમ પડે છે. કોઇ ઇનશાન ધાર્મીક ફરમાન મુજબ અતઃકરણને શુદ્ધ કરવા થકી બીજાની લાગણી સહેજબી નહીં દુઃખાય એવું પગલું ભરી એક માર્ગી રહે છે. જ્યારે કોઇ કોઈ તો ખંધાઇથી સામાનું પચાવી જઈને પોતાના કપટી સ્વભાવને લીધે ઠાવકાઇની, આપવડાઇના, સામાનું મન દુખવનારા શબ્દો માટે વિચારી વિચારી બોલતા જણાય છે. આ માણુસો હુમ્ત=નેક વિચારના તરીકાવાલા નહીં પણ દુજુખ્ત=બુરા સખુન બોલનારા ઠરે છે.

હુવર્શ્તે=ભલાં કામો, આ થકી અશો જરતોસ્ત સાહેબનાં સોનેરી સખુનો અહુનવદ ગાથામાં ૩૦ મા હાના ૨ જા ફકરામાં મળે છે કે "જે કાંઇ ઉત્તમ છે તેને કાંને સાંભળો, રોશન વિચાર શક્તિથી તે ઉપર ફરીઆદ્દત કરો, અને મોટાં કામની આગમચ દરેક જણુને પોતાને માટે પોતાની પસંદગીનો ઓતેકાદ શોધવા હમારેથી વાકેફ થવા હુશ્યાર આવો."

ઉપર કહેલા સખુનો મુજબ હુમત, હુખત, હુવરશ્ત આ ત્રણે બુલંદ સ્થંભો એક બીજાને સ્હાય કરતા છે. તેથી આ ત્રણે પુર હોંસી-યારીથી જાલવવાને દરેક જરતોસ્તીની ખાસ ફરજ છે. હુવર્શ્તની જાલવણી માટે આપણાં દરરોજનાં કામ કાજમાં કોઇને સ્હેજબી નુકશાન થાય નહીં, તે સંભાલવાની તેમજ પ્રમાણીક કામો કરવાથી હવર્સ્તનો તરીકો જલવાય છે.

અશો આદમીને હમેશાં સ્વચ્છ કપડાં, સુતરો ખોરાક, અને મોભા ભરેલો સાદો પેહેરવેશ હોય છે. બોલવું, ચાલવું, પણ કાવકું ગંભીર હોય છે. સબબ કે સાદાઇ સાથેની સુઘડાઈ અને નિર્મલ ખોરાકથી પવિત્ર કીધેલાં શરીરો તરફજ અષોઇવાલી મીનોઇ હસ્તીઓ વધુ ખેંચાઈ આવે છે. અગર જો એક ઘણો તાલેવંત શખ્સ અષોઇથી રહેનારો હોય તો તે પણ પોતાની કમાઇથી ઘણો થોડો ખરચ રાખી સાદાઇથી રહી પોતાને મલતા રજકમાંથી બીજા હાજતમદોને મદદ આપી બેવડી ફરજ અદા કરે છે, તો ગરીબાઈ છતાં હાથે કરી વગર અષોઈનાં સાધનો હોરી લઇ જંજાલ વધારવાની શી મતલબ? અષોઇના કાનુનો બારીકીથી પાલવાને મન અહુરમજદમાં રાખ-વાને સાદો સ્વભાવ અને સાદાઇ એ ઉત્તમ સાધન છે. પોતાને મળેલાપર સુખ, સંતોષ, અને શાંતિથી રહેનાર સુખી છે. પોતાને જે કંઇ રજક મળે છે, તે પર સંતોષ પકડી પોતાનાં બચ્ચાંઓને, આસપાસનાઓને હાર પાડવાં, ધર્મની કેળવણી આપવી, અષોઇનો રસ્તો બતાવવો. પોતાનાં ફર-જંદોને અપ્રમાણીકપણે અથવા કંજુસાઇથી જમાવ કરેલું મુકી જવા કરતાં તેઓને મીનોઇ ગ્નાન આપવું, ખુદરતના ઉંડાણનો અભ્યાસ કરાવવો, અને રાસ્તીનો તેમજ અષોઇનો વારસો આપી જવો, દરેક માતપીતાની ફરજ-યાત અને શોભાભરેલું છે. ગરીબાઇ હોય તોપણ મીનોઇ ગ્નાન મેલવવું, અને પોતાનાં ફરજંદોને, આસપાસનાઓને, લાગવગ ધરાવનારાઓને તથા જે બી કોઈ સમાગમમાં આવે તેને, આપતા રેહેવું એના જેવી બીજી કોઇ સખાવતજ નથી. જેઓ પોતે કમાય છે એટલું પોતાનાજ એસઆ-રામમાં વાપરી દે તે તો ખરેજ એકલપેટાઇ છે. પોતાના હકદારોની હાજત પુરી પાડવાની, તથા ઘણા હાજતમંદોની જરૂરીઆત પુરી પાડવાની, અને ઘણાક નીર્ધનોને ધંધે ધાપે લગાડવાની અને કેલવણી આપવાની ખાસ ફરજ છે. જે જે કામો ફરજ તરીકે કરવાનાં હોય તે અષોઇથી, રાસ્તીથી, બદલાની આશા વગર, કંઇબી ખંધાઇ વગર, નેક નીઇાએ અદા કરવાની છે.

સ્વાર્થી કામો કરનારાઓ ઉંચે તબકકે આવી શકતા નથી, પરસ્વાર્થી ભલાં કાર્યો કરનારનીજ જીંદગી સફલ થાય છે, કારણ કે તે પાક ફીરસ્તા-

સ્ની હજારો બક્ષીસો આપણે કાંઇ બી તે માલેકને આપ્યા વગર વાપરીને જીંદગી નીભાવી શકીએ છીએ, તેવા તે સખાવતી માલેકની વધુ નજર' પરસ્ત્વાર્થી કામો શુદ્ધ મને કરે તેનાપરજ છે અને તે કરનારાઓ તેના મિત્ર છે; તેમજ અંગત દીલ ધરાવી એક ચીત્તે અષોઇના નિયમ પાળી જીંદગી ગુજારી બંદગી કરનાર તેના સાચ્ચા ભકતો છે. તેવાઓપર તે માલેકની મેહેરબાની ઉતરી ગેબી બસારતો મલે છે.

**સંતોષી જીવ સર્વેથી સંપુર્ણ સુખી છે**—સંતોશ એ એવાં અમૃતનો ઝરો છે કે જે પીવાથી સઘળાં દર્દો નાબુદ થઇ જાય છે. એક ખરૂં સંતોષી માણુસ સુખમાં છલકાતું નથી, દુઃખમાં સુઝાતું નથી, આસાનીમાં મલકાતું નથી, પણ હમેશાં સમતોલ રહી પવન વાગે એવી પીઠ આપી, અષોઇ પાળી, ખુદરતપર વિશ્વાસ રાખીને મુસ્કેલીના બંદને બંદગી રૂપી ચાવીથી, ખુદરતની મદદ મેલવી આસાન કરે છે. સંતોષી ઇનસાને અષોઇ પાલી માજદયસની દીનના ત્રણ સ્થંભો હુમત, હુખત, હવર્સ્તના કાનુન મુજબ ચાલવું. આ સઘળા સદગુણો, મનના સુધારા માટે,—આત્માની અષોઇને માટે—ઘણાં અગત્યનાં છે. ( પ્રગટ કર્ત્તા. )

---

# શુદરેહ અને કુશ્તી.

**અવસ્તા—સ્પએત દએનયાઓ માજદયસનોઇશ ઉપમનેમ.**

**અર્થઃ**—પવિત્ર સફેદ પોશાક એજ માજદયસની દીનની નીશાની છે.

( મેહેરયશ્ત ફકરો ૧૨૬ ).

**જરતોશ્તી ફરમાનો પ્રમાણે ખરો જરતોશ્તી તેજ છે કે**— જે પોતાના તન ઉપર સુદરેહ પેહેરે છે, કમર ઉપર કુસ્તી બાંધે છે, જરતોસ્તી દીનના ફરમાનો પ્રમાણે ચાલે છે, અને પવિત્ર ગાથા ગાય છે.

બુલંદ બેહેતર માજદીઅસની દીનની નીશાની **શુદરેહ** અને **કુશ્તી** છે કે જેથી આપણે જરથોસ્તી તરીકે ઓળખાઇએ છીએ. સુદરેહ શબ્દનો અર્થ એકથી અનેક થાય છે (૧) ફાયદા ભરેલી તથા સુધરેલી રાહા; (૨) જશનને લગતો માર્ગ; (૩) ખુશીનો મરતબો; (૪) મોટાઇની રસમ. શુદરેહ શબ્દ ફારસી ભાષામાંથી નીકળેલો છે. ફારસીમાં '**શુદ+રાહ**' '**ખરો+માર્ગ**' ઉપરથી શુદરેહ શબ્દ થયો છે. શુદરેહનો અર્થ ફાયદા ભરેલી અને સારો માર્ગ દેખાડનારી દીનને લગતું કપડું એવો થાય છે કે

જેનાં દરેક 'કટકે' ને 'સાંધે' સમાયલી ભેદી નશીઅતો પ્રમાણે ચાલનારાઓને ઉમદા ફાયદા છે. '**શુદરેહ**' શબ્દને જંદમાં '**વસ્તર**' પેહેલવીમાં '**વાસ્તેશ્વીક**' તથા '**શેવે**' પાજંદ તથા ડરી ભાષામાં **શીવ કુશ્તી** (કુસ્તી નીચેનું પેહેરણુ) તથા ફારસીમાં **નીમક, શીલ,** તથા પહેરણુ કહે છે. એવું આગલી કેતાબોથી જણાયલું છે. શુદરેહ ફક્ત સુફેદ કપડાંનોજ હોવો જોઇએ. કારણ સફેદ પોશાક, પવિત્રાઇ, અશોઇ, સફાઇ તથા તનદરોસ્તી જાળવનારી નીશાની છે. જેમ સફેદ કપડાંપરનો ડાઘ જણાઇ આવે છે તેમ શુદરેહ પહેરનારની 'કેરદાર' એવી પ્રકારની હોવી જોઇએ કે એક પણ ખોટો વીચાર આવતાં તે માલમ પડી આવે. તેથી આપણા ધર્મનું ફરમાન બુલંદ બેહેતર જરથોસ્તી દીન કબુલ રાખનારે સફેદ પોશાક પહેરવાનું છે. શુદરેહ ઉપર ગીરેબાનની નીશાની મુકેલી છે તેને "**કીસ-એ-કેરફે**" (સવાબની કોઠલી) અને પાજંદ તથા પેહેલવીમાં '**ગેરોએબાન**' કહે છે. એનો અર્થ '**ઇમાન**' અથવા '**અએતેકાદ**' એવો થાય છે. તે ઉપરથી એ શુદરેહ પહેરનારને **સાહેબે અએતેકાદ** કહેલો છે. **શુદરેહના આગલના પડદા** બાબે એવું કહેવાય છે કે જે મીશાલે એ શુદરેહનો ભાગ આગળ છે અને આપણું ખાકી તન તે પાછલ છે, તે માફક આપણા જે નીઆગાનો આગળ અશોઇ પાળી ઊંચે દરજજે પહોંચી ગયા છે અને આપણે (તેઓની ઓલાદ) પાછળ છીએ, પણ તેઓને પગલે ચાલવાને બંધાયલા છીએ. '**શુદરેહનો પાછળનો પડદો**' એ બાબે એવું જણાયલું છે કે, 'જે પ્રમાણે એ ભાગ આપણી' પીઠ પાછળ છે અને આપણું તન તેની આગળ છે, તે મુજબ આ ખાકી જહાનના દરમીઆનમાં કેટલાક એવા પણ આસામીઓ હશે કે જેઓ આપણા કરતાં ઉતરતી અને કમીની હાલતમાં હશે. તો તેઓ તરફ આપણે સખી દીલગુરદો અને રેહેમ નજર રાખી ઉદારતાનો હાથ લંબાવવો જોઇએ, એવુંજ ફરમાન આપણા 'વંદીદાદ' ની ચોથી ફર્ગેરદના ૪૪ અને ૪૫ મા ફકરામાં મળે છે. '**શુદરેહની જમણી બાંય**'—તે અશોઇનો (જમણો) તરીકો બતાવે છે. 'ડાબો માર્ગ' કે જે ઉલટો એને જાદુઇનો છે તે હમેશાં અશોઇની સામો (વિરૂદ્ધ) છે. **શુદરેહની ડાબી બાંય**—જેમ જમણી બાંય એક આસામી પેહેરે તો પછી ડાબી સારીઆ વગેરે ચાલે નહિ, પણ તેથી એવું નહીં વીમાસવું કે ડાબા માર્ગ (જાદુઇ) તરફ પણ આપણે ધ્યાન લગાડવું જોઇએ. અશોઇનાં તરીકાપર ચાલનાર આસામી પોતાના સુખને ભોગે સામાનું ભલું કરે છે. પણ ઇનસાન માત્રને આ દુનિયામાં તેની

ટુંક મુસાફરી ( હૈયાતી ) ના દરમીઆનમાં કરવાનું તે એજ કે નેકીને રાહે ચાલી ભલાઇનો દહો જીતવો. 'બોંય ટુંકી છે' તે આપણી જીંદગી આ દુનિયામાં ટુંકી છે એવું બતાવે છે, તો ઇનશાન માત્ર એ પારકાની સત્તા છીનવવા બાબે યત્ન કરવો મિથ્યા છે. 'શુદરેહની તીરી'—શુદરેહની જમણી બાજુએ દામનની આગળથી સાંધો વચ્ચે રાખી બન્ને બાજુએથી ત્રિકોણ આકારમાં ભરેલી હોય છે તે પાક અહુરમજદના ત્રણ પ્રકાર, **જ્ઞાન, સુખ**, અને **અમર્ગી** બતાવે છે.

**કુસ્તી**—ફારસી ઝુબાનમાં 'કુશ્તી' અવસતામાં '**અએવી અંઘ-હન**' અને પેહેલવીમાં 'કુશ્તીક કહે છે' '**કુશ્તી શબ્દનો અર્થ**' એવો થાય છે કે ખુદાવંદની બંદગી અને દીનની ફરમાબરદારીનો કમ્મરબંધ, રેહેમી દાદરને યાદ કરનાર આસામી પોતાની કમ્મર તેથી બાંધી રાખે છે. '**સદદરે નજમ**' નામની કેતાબથી એવું જણાયલું છે કે જેમ કોઇ આસામી કંઈ કામ કરવા સારૂ તત્પર રહે છે, તેમ એક ભલો જરથોસ્તી કમ્મરપર કુસ્તીનો કમ્મરબંધ બાંધી યજદાંની આરાધના કરવા તૈયાર થઇ કમ્મર બાંધી રાખે છે. જે દીનથી કમ્મરપર કુસ્તી રાખવામાં આવે છે, તે દીનથી દરેક જરતોસ્તી યજદાંની રાહપર ચાલવાને કમ્મર બાંધી તૈયાર રહે છે. જરથોસ્તી ફરમાન, અને બુલંદ દીનને ખાતર ગોયા તન, મન, અને ધન, અને આત્મા વટીક ફીદા કરવાને તૈયાર છે. '**કુશ્તી મેંઢાના *ઉનનીજ**' હોવી જોઇએ, અને તે સફેદ ઉનની બનાવવાનું ફરમાન છે, એ સિવાય બીજી ચાલી શકે નહિ. '**કુશ્તી આથોરનાનોને હાથેજ**' વણાયલી હોવી જોઇએ, એવું એરવદો જણાવે છે. કેમકે તેથી તેમના પવિત્ર મેગનેટીઝમની અસર તેમાં આમીજ થાય. કુસ્તીના તાર બોતેર છે. પેહેલે મેંઢાના ઉનને કાંતીને તે ઉનને એવડું કરી વળ દેવામાં આવે છે અને પછી કુસ્તી વણાય છે. વળ દેવાનો ભરમ એ છે કે તે '**વળ**'ની માફક મીનો અને ગેતી બન્ને દુનિયા સંબંધ ધરાવે છે. (યોગ વિદ્યા પ્રમાણે ઇનશાનની કરોડમાંથી એક મીનોઇ નાડી વહે છે, અને તેની આસપાસ બીજી નાડીઓ હોય છે, અને તેમાંથી બોંતેર હજાર નાડીઓ મારફતે પ્રાણનો પ્રવાહ આખા શરીરમાં દોડે છે, મુખ્ય નાડીમાં જ્યારે મીનો આતશ જાગૃત થાય છે અને ઉપર ચહડે છે, ત્યારે તેનો આકાર સર્પના જેવો દેખાય છે, જે માથા તરફ રહેતાં સુરાખમાં કુહ્લે બદનની ક્રિયા કરે છે, કદાચ કુસ્તીમાં એબી ભરમ સમાયલો હોય ) કુસ્તીના બોંતેર તાર એ '**યજશને**' ના બોતેર હાની નીશાની છે. જો કોઇ ભલી દીનનો આ-

* અથો શક્તિ કહે છે કે ઉન કરતાં સુતર વાપરે તો વધારે પવિત્ર છે.

સામી પાછી પરહેજગારીથી પાદીઆબ કુસ્તી કરે તો તે શખ્સ યજશનેના સવાબમાં સામેલ થયલો ગણાય છે. “ મોજેજાતે જરથોશ્તી ” કેતાબમાં અને “ અહુરમજદ યશ્ત ” માં પાક ખુદાવંદનાં સેફાતી નામો પણ ૭૨ છે. ‘ સરનામે રોજે યજદાંની ’ નામની કેતાબથી પણ એવું જણાયલું છે કે યજદાનના નામના આંક બોંતેર છે. બેવડા બોંતેર તાર તે ૧૪૪ તાર થાય છે. તે મોટી ‘ હુમાયશ્ત ’ નાં બાર ફરેસ્તાની ખશનુમનથી જે એકંદર ૧૪૪ યજશને તથા તેટલાજ વંદીદાદ પઢાવવામાં આવે છે તેની સરખામણી છે. ‘ કુશ્તી વણાઈ રહેવા બાદ ’ તેના વાણા ( આડા દોરા ) અને તાંણા ( ઉભા દોરા ) એક બીજાથી જુદા દેખાતા નથી, તેની મતલબ એ છે કે માણસો દુનિયામાં જુદે જુદે ઠેકાણે રહે છે તેઓનો પોશાક તથા બોલી જુદી છે, પણ ધર્મમાં એક હોય તેઓ સાથે દોસ્તી પડતાં જુદાઇ અથવા દુશ્મનાઇ નહિ રાખવી. ‘ કુશ્તી બે પડ અને વચ્ચેથી પોકલ છે ’ તે બે પડ આસ્માન અને જમીનની ગવાહી આપે છે અને જમીન વચ્ચેનો ખુલ્લો માર્ગ બતાવે છે. અને કુસ્તી બાંધનાર આસામી આસ્માન જમીન વચ્ચેની ચીજોને પાક અને ખુશાલ કીધા બરોબર સવાબ હાંસેલ કરે છે. ‘ કુશ્તી ઉથલાવવાનું કારણ ’—ઇનશાન જન્મે છે અને ગુજર પામે છે તે નિશાની બતાવે છે. યાને દરેક આસામીએ ધ્યાન રાખવું જોઇએ કે આપણે આ દુનિયાના બાગમાં ફક્ત આપણું તકદીર લઇ આવ્યાં છીએ અને નેકી ભર્યા હાથે ભલાઇનો દડો જીતી એક દીન આ ફાની જેહાનથી કુચ કરી જવું છે તો પોતાના પાછળ નેકીનું નામ બાબજા જળવાઇ રહે એવું નેક પગલું ભરવું. જેમ કુસ્તી વણતાં એકબી તાર જો આડો આવ્યો હોય તો તે કુસ્તી બરોબર ઉથલાવાતી નથી તે મુજબ ઇનશાનનો એક પણ બુરો બિચાર તેની જીંદગીની આખી કારકીર્દીપર અસર કરી શકે છે. ‘ કુશ્તીનાં બે લર ’ એ વર્ષનાં બે બાગ હાવન અને રપીથવેનની ઇશાની છે, અને ઉપલી જેહાંન અને આ દુન્યા એ બંને જહાંનની હસ્તીની ગવાહી અને સંબંધની નિશાની છે. અને સર્વ બસ્તેકુસ્તીઆંને આ દુનિયામાં હીલચાલ કરતાં ઉપલી હમેશગીની જેહાંન બાબે વધુ વિચાર અને ફીકર દીલમાં રાખવી જોઇએ. ‘ કુશ્તીની છ લરી ’ એ વણુતી વખતે બાર તારની થાય છે પેહેલવીમાં અને ફારસીમાં ‘ દવાઝદેહ ’ કરી કહે છે, અને “ દવાઝદેહ હોમાસ્ત ” નામનું આપણું ધર્મ પુસ્તક છે અને દરેક કુસ્તી બાંધનાર દવાઝદેહ ‘ હોમાસ્ત ’ ના સવાબમાં હમેશ ધરાવે છે. વળી આસામી

બાર રાશી જે વર્ષોની છાનાની છે તે દર્શાવે છે. અને વર્ષના છ ગાહંબારની છાનાની છે. '**કુશ્તીના ત્રણ આંટા**' કમ્મરપર બાંધીએ છીએ તે **હુમત, હુખ્ત,** અને **હવરશ્ત,** એ ત્રણ બોલોની સાએતી આપે છે. યાને કુસ્તી બાંધનાર શખ્સ હમેશાં સારૂ વમાસનાર, સારૂં બોલનાર, અને સારૂં કામ કરનાર, અને હમેશાં તે ઉપર મજબુત અએતેકાદ રાખનાર છે, એવી નિશાની બતાવે છે. કુસ્તીનો પહેલો આંટો કમ્મરપર વિટાલતાં હુમત કરી મનમાં વમાસવું જોઇએ, એમાં ત્રણ બાબદો સમાયલી છે. (૧) ખુદાવંદની આરાધના કરવા સિવાય બીજો કોઇ પણ વિચાર મનમાં નહિ રાખવો. (૨) ધર્મના કામમાં જાની દોસ્ત મેલવવો. (૩) દાદારની પેદાયસને માન આપી બચાવ કરવો. '**બીજો આંટો**' લપેટતાં 'હુખ્ત' કરી વમાસવું. એમાં પણ ત્રણ બાબદનો ભરમ સમાયલો છે. (૧) ભલી દયાનત નેક નેયત રાખવી. (૨) સારી અકલ આપનાર દોસ્ત સાથે સબંધ રાખવો. (૩) પોતાનો દરજ્જો જાળવવો. '**ત્રીજો આંટો**' વિટાલતાં હવરશ્ત બોલવું, એમાં પણ ત્રણ બાબદો સમાયલી છે. (૧) ખુદાવંદને રાજી કરવો. (૨) નેક વિચારવાળો અને ધર્મ બાબદ ચાહનાર દોસ્ત કરવો. (૩) કોઇને પણ નુકશાન નહિ કરવું. '**કુશ્તીનાં ચાર ગાંઠ વાળવાનું કારણ**'—ઇનશાન માત્રના દીલમાં ચાર ચીજ દાદારે પેદા કરી છે; આતશ, પાણી, પવન, અને ખાક. એ ચાર ચીજથી ઇનશાનની કાયા બનેલી છે, તે ચાર ગાંઠ સાથે સંબંધ ધરાવે છે, યાને બસ્તેકુસ્તીઆનોએ એ ચાર તત્વોને સમતોલ જાળવી રાખવાં જોઇએ, જેથી તનદરોસ્તી જળવાય અને તત્વોને ખુશી રાખવા બરોબર સવાબ મળે. કુસ્તીના આગલા બે ગાંઠમાંનો '**એક**' વાળતા બાંધનાર એવું વિચારે છે કે દાદારની બનાવેલી જમીન અને આસમાનની એકાંતગી કબુલ રાખુંચ, કેમકે દેખાવે હસ્તીઓ જુદી છે છતાં તેઓ એકજ છે. '**બીજો ગાંઠ**' વાળતાં એવું વમાસે છે કે દાદારનો મોકલેલો રાસ્ત પયગમ્બર જરતોસ્ત ખરો છે. એ હું કબુલ રાખું છું, અને આ દુનિયામાં ચાલવાને થકી મારે માટે તેને જે રસ્તો બતાવ્યો છે તેજ ખરો છે. '**પાછલો પહેલો ગાંઠ**' વાળતાં બાંધનાર એવું વિચારે છે કે જે કંઇ બુલંદ માજદીઅસની દીનમાં જણાવ્યું છે તે હક વાજબી અને નેક છે, જે પ્રમાણે હું ચાલવા બંધાયો છું '**પાછલો બીજો ગાંઠ**' વાળતાં એવું ધારે છે કે આ ખાકી દુનિયામાં મારીથી બનતી મદદ મારાં હમદીનોને અને બીજાઓને કરૂં તથા તેઓનાં સુખ દુઃખમાં હું મોટો ભાગ રાખું. અને ધર્મનાં ફરમાનો બતાવું.

**'શુદરેહ વગર કુસ્તી બાંધવી'** તે ગોયા હથીયાર વગર લડાઇમાં ઉતરવા બરાબર છે. **'કુશતી કયાં અને કોની સનમુખ કરવી જોઇએ.'**— દીવસે **'ખુરશેદ'** સનમુખ, રાતના **ચંદ્રમા, આતશ, ચેરાઘ** (દીવો) યા દક્ષીણ દીશા તરફ કરવી જોઇએ. **'કુશતી કરનાર અથવા પઢનાર આસામીની આગળથી ચાલી જવાય નહિ,** કેમકે કોઇબી આસામી જો કંઇ પણ કેબલા સનમુખ કુસ્તી કરતો હોય યા ફરજીઆત બંદગી ગુજારતો હોય તો તે વખતે બીજા આસામીએ તેની વચ્ચેથી જવું રવા નથી.

**'શુદરેહપર કુશતીનું ફરમાન કયારથી છે'**—કેટલાકો વિચારે છે કે પયગમ્બર જરતોસ્તના વખતથી છે, પણ **'દાદસ્તાને દીની' સદદરેનજમ અને નસર'** કેતાબોમાં જણાવ્યા મુજબ, શુદરેહ કુસ્તી છેક પાદશાહ જમશેદના વખતથી ચાલુ છે.

---

## 'નવજોત'

અસલ વખતથીજ આ જેહાંનમાં બે માર્ગો સ્થપાયલા છે. એક જાહેર અને બીજો બાતેન. જાહેર માર્ગમાં ખાકી ઇનશાનો સંસારમાં રહી બની આવે તેટલું કેળવણી, જ્ઞાન, નીતિ, સદગુણ વિગેરે અખત્યાર કરે છે, અને બાતેન માર્ગમાં અશોઇના ઘણાજ સખ્ત કાયદા પાળી જેઓ કુદરતના ભેદો પામવાની કોશેષ કરે છે તેઓ દાખલ થઇ શકે છે. પાક બુલંદ માજદીઅસની દીનનો પાયો અશોઇપર રચાયલો છે, જ્યારે ખાકી ઇનસાન આ ફાની જેહાનમાં પેદા થઈ સાત વર્ષની વયે પુગે છે ત્યારે અશોઈના માર્ગમાં દાખલ થવા માટે આપણી દીનમાં 'શુદરેહ' પેહેરાવવામાં આવે છે.

સાત વર્ષની વયે તે બાલક પોતાની કરણી, વિચાર વાચા કર્મ માટે જવાબદાર થાય છે, ત્યાં સુધી તેનાં વાલીઓ તેની કેળવણી માટે જવાબદાર હોય છે. એટલા માટે જરથોસ્તી ધર્મમાં સાતમે વર્ષે દરેક બાળકને દીનમાં લેવામાં આવે છે. જે વખ્તની ક્રિયા **'નવજોત'** ને નામે ઓલખાય છે. **'નવજોત'** શબ્દ ફારસી ભાષાનો છે, ફારસીમાં નવ+જાદ=નવો+જન્મ એવો થાય છે, યાને શુદરેહ પેહેરનાર બાળકે જો કે અત્યાર આગમચનો આ ખાકી જેહાનમાં જન્મ લીધો છે, પણ પોતાની દીનમાં તે પોતાની નવજોતની ક્રિયા થવા બાદ દાખલ થાય છે. એ ઉપરથી સમજાય છે કે નવજોત એ મીનો માર્ગમાં દાખલ થવાનું પેહેલું પગથાયું છે. નવજોતની ક્રિયા કંઇ દોસ્ત, આસનાવો અને લાગતા વળગતાઓને બોલાવીને ખાણું આપવા બાબદની નથી, છતાં તે હાલ તેવીજ પ્રકારની થઇ પડી છે. ખરૂં

જોતાં કુદરતનો કાયદો એવો છે કે જેવું એક આસામી અશોઇના માર્ગમાં દાખલ થયું કે, અનદીઠ શીહાં શક્તિઓ, જાદુઇ અને દરૂજી તેનીપર પોતાના નાપાક લશ્કર સાથે હુમલો લાવે છે. અને તેને તે (અશોઇના) માર્ગ પરથી પાછો હઠાવવાને હમેશાં કોશેષ કરે છે, જેઓ મોટી ઉમરે પુગે છે, અને ધર્મજ્ઞાનથી માહીતગાર થાય છે, તેઓજ ફક્ત તે બાબે જાણીતા હોય છે.

એટલા માટે એ માર્ગમાં દાખલ થતાં વારજ પાક અવસ્તાના પવિત્ર કલામો તે બાળકને તેનો પોતાનો બચાવ કરવા માટે શીખવવામાં આવે છે.

## જરતોશતી ધર્મમાં બંદગી કરવાની ફરજ અને ફાયદા.

**અવસ્તા—નેમો વોહુ, નેમો. વહિશતેમ, જરતોશત ગએશાબીઓ.**

**અર્થ:**—જરતોશત, માનવીઓ માટે નેમાજ ભલી છે, નેમાજ સૌથી સારી છે.

**અવસ્તા—નેમહી રકયામાં અહુરમજદા? નેમહી ઉશેમહી નેમંઘહે વીસાસહદે.**

**અર્થ:**—અએ અહુરમજદ! બંદગીમાં હમો મોજશોખ માનીએ (તથા લઇએ) છીએ. બંદગીમા હમો મશગુલ થઇએ છીએ. (યજશને હા ૫૮ ફકરો ૩).

**બંદગી કરવી એ ઇનશાનની દરેક ફરજોમાંની પેહેલી ફરજ છે.** અલબતે ખુદાતની બંદગી કરવાને આપણે બંધાયલા છીએ. જેનાં વખાણ કરવાં ઘટે છે તેનાં વખાણ કરવાં, જેનો આભાર માનવો ઘટે છે તેનો આભાર માનવો, જેની મારી ચાહવી ઘટે છે તેની મારી ચાહવી એ વાજબીને રાહે આપણી ફરજ છે. કોઈ ઇનશાને બક્ષીસ કીધું તો તેનું હેશાન માનવાની ફરજ છે તેમ ખુદરત ખુદાવંદ કે જેની પેદાયસનો છુટે હાથે ઉપયોગ કરીએ છીએ તો તે માલેકની બંદગી કરવી અને ખુબી ગાવી એ દરેક ઇનિશાન માત્રની ફરજ છે. તે પરવર કે જેની તરફથી આપણી ઉપર દરરોજ, દર કલાકે અને દર પલે બેસુમાર સુક સુખારી કરવી, અને તેની કીર્તિ ગાઇને તેની તરપ વફાદારી બતાવવી એ આપણી બેવડી ફરજ છે. જેમ આપણાં રાજકર્તા તરપ વફાદારી રેહેવાની આપણી ફરજ છે. તેમજ ખુદાવંદતાલા જે મહાન શક્તિમાન છે અને જેનીથી આપણું હમેશાં રક્ષણ થાય છે, તેની સર નમાવી બંદગી કરવી. તેની તરફ વફાદારી બતાવી, એ આપણી બેવડી ફરજ છે.

**બંદગીની સરતો અને રીતભાતો**—હવે પવિત્ર કલામો અને ક્રિઆઓ કે જે બંદગીનો એક ભાગ છે અને જેનાથી ઇશ્વરની ભક્તિને

સાધારણ રીતે બંદગી કરી કહેવામાં આવે છે, તે બંદગી કેમ કરવી જોઇએ, જેનાથી ફાયદો છે. વગર ધ્યાંને ભરડી જવું એ બંદગી નથી. પણ પવિત્રાઇથી માથાવેરથી નાહીને સ્વચ્છ શુદ્ધ સફેદ કપડાં પેહેરીને, એક સ્વચ્છ સફેદ કપડું જમીનપર પાથરી, ગુથનમડીએ પડીને એકાગ્ર ચિત્તે, શાંત મને, બન્ને હાથ જોડીને હાથના અંગોઠા હૃદયમાં રાખીને, પુરતી ગંભીરાઇ, અદબઅદા, અને ધ્યાનથી ખરા અંતઃકરણે કીધેલી બંદગી ફલવંત નીવડે છે. "તે બંદગી દરૂજની સામે એક ઢાલ સમાન છે, આફત સામે એક મજબુત હથીઆર છે. ખરી બંદગી આપણામાં એક જાતનું શૂર ઉત્પન્ન કરે છે કે જેથી કરીને, આપણી સામે થતી અનેક મુશ્કેલીઓને દુર કરવાને, આપણુ ઘણે દરજજે શકિતવાન થઇએ છીએ, ઘણી વખતે અનેક મુશ્કેલીમાં સમજ પડતું નથી ત્યારે દાદાર અહુરમજદપરનો આપણો વિશ્વાસ, અને તે સાહેબની યાદ, આપણી હરેક મુશ્કેલીને દુરદફે કરવાનું સાધન થઇ પડે છે અહુરમજદ યશ્તમાં ફરમાવે છે કે—

"અય જરતોશ્ત ! અગર જો તું ચાહે કે આય ખરાબીઓ કે જે દેવોની, ખરાબ માણસોની, જાદુગરોની, જુલમગારોની, કીકો અને કરપોની, તથા દુશ્મનોની, તે ખરાબીઓને તું દુર કરવા ચાહે તો તું રાત દહાડો મને યાદ કરનારો થા, કે જેથી હું જે અહુરમજદ તે તારી મદદ અને રામશ્નીને માટે પહોંચું."

**બંદગી કરવાથી થતા ફાયદા**—બંદગી કરવાથી આપણા મનને તકવો અને ભરૂસો મલે છે, કે જેથી મનની શકમંદી દફે થઇ ઉલટ ઉશ્કેરાય છે, નાઉમેદી દફે થઇ ઉમેદ પેદા થાય છે; અને આયંદે આપણા કામમાં ફતેહ મળે છે. જેમ દરરોજ નાહવાથી આપણા શરીર ઉપરનો મેલ ધોવાઇને, આપણાં દીલનું ભીતર સાફ થાય છે, અને દીલનાં અંધારાંને રોશ્ની મલે છે, તે પ્રમાણે બંદગી આપણા મનનાં બુરા દુર્ગુણો અહંકાર, ગુસ્સો, અદેખાઇ, વિગેરેને મનમાંથી હાંકી કાઢવાને મજબુત ઉપાય છે. બંદગી કરવાથી એક અજબ હીમત મલે છે. હરેક મુશ્કેલી કે મનની મુઝવણ વેળા કંઇ દીલાસો લેવો હોય તો બંદગી કરવાથી અજબ સધ્યારો થાય છે. **બંદગી એ સંકટ અને દુઃખને હઠાવનાર એક એજમતી હથીઆર છે.**

---

## દરેક જરતોશ્તી માટે જરતોશ્તી ધર્મનું ફરમાન.

દરેક જરતોસ્તી માટે બંદગીના કાયદા અને ફરજો અશો જરતોશ્તના ફરમાન મુજબ છે કે "બામદાદમાં ( વહાણામાં ) ઉઠતાં તેજ જગો-

એ કુસ્તી કરીને પાંચ ડગલાં ચાલીને ડાબા હાથપર *નીરંગ (ગાયમુત) લઇને "નીરંગ આએજર" ત્રણવાર ભણો, સરોશબાજ પઢવી તે પઢતાં પાંચ અહુનવર ભણતી વેલા શરીરના પાંચ ભાગ, જેવા કે મોહોડું, બે હાથ, બે પગ, દરેક પરથી એકેક અહુનવર ભણતાં હાથ ફેરવવો અને શરોશબાજ આખી ભણતાં સુધી થોભવું. ત્યાર બાદ હાથ મોહોડું પગ ધોઈ નાખવા. અને મેદાન જવું. ત્યાર બાદ સરવેરથી (માથા સવાઈ) [1]નાહી તન પાક કરવું. નાહતી વેલા નીરંગ લઇ ત્રણવાર અષેમ વોહુ પઢવી. બાદ 'કેમનાં મજદા' ભણવી અને નાહીને સ્વચ્છ કપડાં પેહેરી કુસ્તી ખાંધપર મેલીને **"નેમસતે અહુરમજદ"** ત્રણવાર ભણી 'શરોસબાજ' તમામ પઢીને કુસ્તી ખાંધપરથી છોડે અને પછી અહુરમજદ ખુદાએ ભણતાં કુસ્તી પાછી બાંધે, અહુનવર બે પઢતાં આગલા બે ગાંઠ વાલે, અશેમ વોહુ પઢતાં પાછલા બે ગાંઠવાલે, **જસ્મે અવંઘહે** મજદ આખી તમામ પઢે. ત્યાર બાદ ફરજીઆત બંદગી ગુજારી પોતાના કામપર મશગુલ થાય.

---

## રોજની ફરજીઆત બંદગી.

**હાવન ગેહમાં**—ક્ષનઓથર અહુરહે મજદાઓ અશેમ વોહુ ભણી કુસ્તી કરી સરોશબાજ (હોશબામનો વખત હોય તો હોશબામ ભણવી) ખુરશેદ નીઆએશ, મેહેર નીઆએશ, આવાં અરદવીસુર નીઆએસ, આતશ નીઆએશ, દોઆ વીરપ હુમત, દોઆ નામ સેતાએસને, ચારે દીશાનો નમસ્કાર, અહુરમજદ યશ્ત. દાદારની નેમાજ, પતેત પશેમાની, દોઆ તનદરોસ્તી, દીનનો કલમો, મોનાજાત વિગેરે.

**રપીથવન ગેહમાં**—હાથ મોહોડું ધોઇ ક્ષનઓથર અહુરહે મજદાઓ અશેમ ૧ ભણી સરોશબાજ, રપીથવન ગેહ, ખુરશેદની, મેહેરની નીઆએશ, હોમ, વનત, અને અરદીબેહેસ્ત યશ્ત પઢે. દોઆ નામ સેતાએસને, ચારે દીશાનો નમસકાર, દોઆ તનદરોસ્તી, દીનનો કલમો, મોનાજાત.

**ઉજીરન ગેહમાં**—પાદીઆબ કુસ્તી કરી સરોશબાજ, ઉજીરન ગેહ, ખોરશેદ, મેહેર, આવાં અરદવીસુર, અને આતશની નીઆએશ, ભણી દોઆ

---

* વાંચો નીરંગ (ગોમેજમ) નું ખુલાસાવાર લખાણ આગલ આ કેતાબમાં તેમાં અશો શક્તિ નીરંગ બદલે, રેતી, ચુલાની રાખ અથવા લીંબુનો રસ લેવા સલામણ કરે છે. [1]. જો કદાચ કોઇને ઘરનું કામકાજ હોય તો તે બજાવી નાહવું અને પછીજ ચા પાણી લેવું. જો કોઈથી દુરવંદને અડકતાં ન હોય તો નાહ્યા વગર ચા પાણી પીઈ ચાલી શકે, પણ રોજ સહવારમાં ઉઠતાં નાહવું એ ઘણું સારૂં છે.

નામ સેતાએસને, સરોશ યસ્ત હાદોખત ભણી ચારે દીશાનો નમસકાર, દોઆ તનદરોસ્તી, દીનનો કલમો, મોનાજાત.

**અઇવીસરૂથરેમ ગેહ**—ક્ષનઓથર અહુરહે મજદાઓ અશેમ વોહુ ભણતાં હાથ મોહોડું પગ ધોઇ કુસ્તી કરી સરોશબાજ, અઇવી સરૂથરેમ ગેહ, ચેરાગનો નમસકાર. રાતની સરોશયસ્ત, અને દોઆ નામ સેતાએશને પઢે.

**ઉશહેન ગેહમાં**—અરધી રાત્રે ઉંઘમાથી ઉઠી, પેહેલાં કુસ્તી કરી, નીરંગ લઇ પઢી પાદીઆબ કુસ્તી કરીને જો વધારે વખત મલે તો બીજા અવસ્તા પઢે.

**હયાત આસામીએ પોતાની હયાતીમાં ખુદ પોતાની, પોતાનાંઓની, તેમજ પોતાની આસપાસની બજાવવાની ફરજ**—દીનમાં એવું ફરમાવેલું છે કે બાલક ૭ વરસનું થવા બાદ તેને દીનમાં લેવું યાને નવજોત કરવી. જો કોઇબી બેહેદીન પોતાના બાલકને ૧૪ વરસ અને ૩ માસ થઇ જવા છતાં પણ શુદરેહ કુસ્તી નહીં પેહેરાવે તો તેના માબાપને માથે બોજ છે. અને તે બાલક દુરવંદ બરોબર છે. તેમજ ૯ વરસ થવા છતાં તે બાલકની નવજોત તેનાં માબાપે તથા વાલીએ નહીં કીધી હોય અને તે બાલક ચાલે હાલે તો દર કદમે એક તનાપુર ગુનાહ તેનાં વાલીને લાગે. તેમજ વળી ૯ થી માંડીને ૧૪ વરસ ૩ માસ સુધી જો નવજોત નહીંજ કીધી હોય તો જેટલો વખત તે બાલકને દીનમાં લીધા વગર નકામો ગયો અને દીનની જાણ વગર તે બાલક અજાણ રહ્યું તેટલો બોજ અને ગુનાહ માબાપને તથા વાલીને પુગે છે. સબબ તે બાલક તો તદ્દન નીર્દોષ અને બાંધ્યાં ઢોર મીશાલ છે. તેને દીનમાં લાવવાની ફરજ તેનાં માબાપ અથવા તેનાં વાલીની છે. તેમ જો ન બને તો બચ્ચું તબીઅતથી પણ હેરાન થાય છે. અને વળી દીનના ફરમાન મુજબ તરીકો નહીં ચલાવાથી તેની ચહડતી જીંદગીમાં પણ તે બાલક દુઃખી થાય છે. તેથી ખુદરત પણ નાખુશ અને ક્રોધાયમાન થાય છે. અને બાલક તેમજ તેનાં માબાપ તથા વાલી પણ દુઃખી થાય છે. માટે બચ્ચાંની નવજોત ૭ મે અથવા ૯ મે વરસે જરૂર કરવી જોઇએ. વળી જો ૧૬ વરસથી પણ મોટી ઉમરની છોકરી થાય અને તેને માબાપ નહીં પરણાવે તો તેનો બોજ માબાપને શીર છે. તેથી માબાપને ઘટે જે પોતાની બેટી ૧૬ વરસની થઈ કે તેને લાયક ઘેર કરાવે. તેમજ ખેશ ખેશાવંદમાં કે દોસ્ત આસનાવમાં, અથવા મિત્રામાં કોઇને ત્યાં પણ મોટી ઉમરનાં છોકરાં નવજોત કર્યા વગરનાં રહી ગયાં હોય યા ન.વારેશ હોય તો તેની નવજોત કરી આપવી એ ધર્મ મોટો છે. કેમકે તેને દીનમાં લીધું. અને જો કોઈ પણ સબબસર

કોઇની પણ બેટીનું કારજ થતું રહી ગયું હોય અને તે કારજ જો કોઈ જરતોસ્તી પોતે બેસાડી આપે યા પરણાવી આપે તો કુદરતની પેદાયસમાં વરધીનો માર્ગ ખોલ્યો જેથી તે કારજ બેસાડનારનું કુદરતી ભલું થાય છે. આ કામ પણ પુન્યવંતુ છે. અને વળી ખુશાલીનું ભલાઇનું ગણાય છે. તેમજ વળી જો કોઇ બીચારૂં નાવારસ હોય તેને શીખવવું, ભણાવવું અને રોજીએ લગાડવું. એ પણ ધર્મ છે. કોઇ ગુજરી ગયું હોય અને તેનાં ૪ દીવસના ખર્ચનુ આપવું એ પણ ધર્મ છે. કોઇ નાવારસ હોય તો જરૂર ૪ દીવસનો મૈયત ખર્ચ આપવો. **આ દુનિયામાં ધર્મ ત્રણ રીતે થાય છે**—તનથી, મનથી, અને ધનથી. શ્રીમંત લોકો પૈસો ખરચી પુન્ય ધર્મ કરે છે. અને ગરીબો તનથી તેમજ મનથી કરે છે. પૈસો ખરચી કરેલો ધર્મ તે ધનથી કરેલો કહેવાય છે. જાત મહેનત કરીને કરેલો ધર્મ તે તનથી કરેલો ધર્મ કહેવાય છે જ્યારે સારી સલાહ તથા જુબાન હીલવવાથી કોઈનું ભલું થતું હોય અને પોતાની અક્કલની મદદથી કોઇનું પાર પડતું હોય તો તે મનથી કરેલો ધર્મ કહેવાય છે. શ્રીમંત લોકો ઉપલા ત્રણે પ્રકારે બલ કરે છે. જ્યારે ગરીબો તનથી અને મનથી ધર્મ કરી શકે છે. તેમાં કંઇ પણ પૈસો ખર્ચવો પડતો નથી. જાત મેહેનત અને ધ્યાનનું કામ છે. તેથી તનથી અને મનથી થતો ધર્મ દરેક ઇનસાન કરી શકે છે.

**બેહેતર જરતોશ્તી દીનમાં હયાત આસામીએ ધર્મક્રિયા કરવાની ફરજ**—આપણા પાક મહજબમાં દરેક આસામીએ (મરદ યા બાનુ) પોતાની હયાતીના દરમીઆનમાં ધર્મ સંબંધી ભણતર વિગેરે ક્રિયા કરવાની ફરજ છે. દરેક ઇનશાનને માથે એકથી અનેક તરેહની ફરજ હોય છે. તેમાં ધર્મ સંબંધી બાબદોની ઇનિશાનોને માથેની ફરજ પેહેલા દરજ્જાની છે. અને આપણું બુલંદ મહજબમાં હયાત આસામીએ પોતાને માટે, તેમજ પોતાના પ્યારા પેદા કરનારની યાદ હરદમ હૈયે રાખી દીનના ફરમાનો પાલી પાક ખુદાવંદની શુક્ર ગુજારી કરી, આ નાપાયાદાર દુનિયામાં પોતાની રાહબરી થકી તે કેરફેગરની મદદ તેમજ હયાતી બાદ બીજી જીંદગીનાં હમેશગીના સુખ માટેની ઉમેદને લગતી છે. કોઇ બી ઇનશાન પોતાની હયાતીમાં ધર્મ ફરજ નહીં બજાવે ને ( યા કંઇજ પણ પોતાની ફરજ નહીં બજાવી) ગુજર પામે તેને પોતાના આત્માની મુક્તિ પોતાને હાથે નહીં કરી, જેથી બીજી જીંદગીમાં તેને તે ફળ ભોગવવું પડે છે. યાને ફરજ નહીં બજાવનારની જીંદગી ગોયા નકામી છે.

**ચાલુ રોજ માહનાં ભણતર**—દરરોજ દીવસમાં ત્રણ વખત ખુરશેદ મેહેરની નીઆએસ કરવી. અને એક માસમાં ત્રણ વખત માહની નીઆ-

એસ જરૂર કરવી, (રોજ માહની નીઆએસ ભણે તો ઓર વધારે સવાબ છે) પેહેલી ચાંદરાતને દહાડે, બીજી ચઉદસે અથવા પુનમને દીવસે, અને ત્રીજી જ્યારે મહીનો પુરો થતાં પાછલી રાત્રે ઘણું બારીક ચાંદ દેખાય ત્યારે બામદાદમાં ભણવી. (યાને અમાસને દીન બામદાદમાં). દરરોજની દરગેહમાં ફરજીઆત બંદગી કરવી. સેતાનબાજી પરહેજવી. દરેકે પોતામાંનો એક નાવર કે એરવદ કરવો જોઇએ. અને સંપજ હોય તો વધારે કરે બરસનુમ નાહન, ગેતીખરીદ ઇજાવવી, પોતાની હયાતીમાં પોતાને હાથે પોતાનું જીંદરવાન કરવું. ખુશી પડે તો દરસાલ જીંદરવાંનની બાજ કરે. વંદીદાદ ૬ કરે. ૩૩ ફરેસ્તાની બાજ ધરાવે, આતશ બેહેરામ સુખડ માંચી મોકલે. મરદ ઓરતની ૧૨ હમાયસ્ત ઇજાવે એ મોટી ફરજ છે. ગમે તો દરમાસે ઇજાવે, દર અહુરમજદ રોજે પાક ખુદાવંદને નામે આફરગાન, બાજ, જશન, દરૂન, યજશને ગુજાશ સુજબ કરે. દર મહીને પાંચ ગીઅજદ ભણાવે. (અહુરમજદ, રશ્ને, બેહેરામ, દીન, મારેસપંદ) આદર મહીનો મેજ મહીનો કહેવાય છે તે મહીનામાં આતશના હમકારાને દીને તથા અહુરમજદ અરદીબેહેસ્ત, આદર, સરોશ, બેહેરામ, દીન રોજને દીવસે દરાન, બાજ આફરગાન મેજ ભણાવે. આતશનીઆઓશ ભણે અને ભણાવે. આતશ બેહેરામ માંચી વગેરે મોકલે, વરસનાં દરેક *જશનો કરી, દરેક માસે જે મહીનો અને તેજ રોજ આવે તે દીવસે જરૂર જશન કરવાં. અસલ આપણા નીઆગાનોમાં મેહેરગાં, આવાંગા, આદરગાં. જમશેદીના રોજ, આ જશનો મોટાં ગણાતાં હતાં.

ખોરદાદ સાલનું જશન અને નવું વરસ આ તેહેવારો પણ ઘણી ઉલટથી પળાતા હતા અને હજુ પળાય છે. જરતોસ્તી બાનુઓ પોતાની માસીક માંદગી હંમેશની ગયા બાદ ૧ હમાયસ્ત જરૂર ઇજાવવી. અસપંનદાદ મહીનો ને આસ્તાદ રોજથી પાંચમા વહેસ્તોયસ્ત ગાથા સુધી મુકતાદના દશ દીવસ અરદાફરવશની આરાધના થાય છે. એ દીવસોમાં ગરીબોમાં ખેરાત આપે. આતશ બેહેરામમાં સુખડ, અગર, ખુશબો, ગાલીચા, ભણુતરની ચોપડીઓ વિગેરે મોકલે. નારોજની રાત્રે દરાન, બાજ, આફરગાન કરાવે, પતેતીને દહાડે બામદાદમાં જશન ભણાવે, યા ફરેસ્તા કરે. શ્રી આતશ બેહેરામના મકાનમાં, અગીયારીમાં વિગેરે લાઇટ કરાવે. રપીથવન ઇજાવે. આતશ પાદશાહનું આફરગાંન કરાવે. અસપંનદાદ સાલનું જશન કરે, ખોરદાદ સાલનું જશન કરે, ફરવરદીઆંનનું જશન અનજુમન મળી કરે. મુકતાદના દશ દીવસોમાંના પેહેલા પાંચ દીવસમાં ફરામરોદનો હા, અને બાજ અષેમ વોહુ ૧૨૦૦

* જશનો માટે વાંચો આ કેતાબના પાને ૪૨ મે.

ની ભણે અને તે પછી ગાથાના પાંચ દીવસોમાં જે રોજ હોય તે ગાથા અને બાજ અહુનવર ૧૨૦૦ ની ભણે. બને તો ગાથા હમેશાં ભણે.

**બંદગીથી થતા ફાયદા**—જે આદમી પોતાની ફરજ ઉપરાંત અવસ્તા પઢે તો તેનો તેને વધારે સવાબ છે. દરેમેહેર, ગાહંબાર, જશન, યા કોઇ રવાન થયું હોય ત્યાં અવસ્તા ભણે તો મોહું સવાબ હાંસલ થાય, રવાનની નૈયતે ભણે તેનો સવાબ ઉતાવળે હાંસલ થાય, ( યાને ખુદરત તરફથી ફાયદો મલે. જે હવાનો તે મરનારનો જીવ હોય તે હવાને અને મરનાર બન્નેને ધર્મ પુગે તેથી તે હવા ખુશ થવાથી તે મરનારની નૈયતે ભણેનારને, ક્રિયા કરનારને મદદ મલે છે જેથી દીનનું ફરમાન છે જે રવાનનું કરવાથી સવાબ હાંસલ થાય છે. ) હયાત આસામી પોતે પોતાથી બનતી ફરજીઆત બંદગી કરવા ઉપરાંત વધારે બંદગી અને **સ્મરણના નિયમ** પાળી ચોખ્ખાઇથી ફરે તો આ ચાલુ તેમજ આવતી જીંદગીનું ઉત્તમ સુખ મેળવી શકે છે. તેથીજ અવસ્તામાં લખેલું છે કે " ભણનારને બેહેસ્ત છે. " વિગેરે જેનો અર્થ ઉપર કહ્યા મુજબ છે.

**હમ બંદગી**—જો અનજુમન એકઠી થઇ જશન કરે તો ૧૧ જશન જેટલો સવાબ છે. એકઠી હમબંદગીનો સવાબ પણ એકનો અગીયાર ઘણો મલે છે, યાને આ મુજબના દીનના ફરમાનથી આપણને જાણવાનું મળે છે કે હમેશાં સલાહસંપથી રહી ભાઇબંધીનો વધારો કરવો અને દુનિયાની આબાદી ચાહવી. તેમજ સવાબનો હંબેરો કરી ખુદરતના માનીતા થવાથી જીંદગી સફલ ગણાય, અનજુમનમાં ભેરાયલા રહેવાથી પોતાની તેમજ સામાંની અડીભીડીએ એક બીજા વગર એકબીજા અટકી નહીં રહે.

---

# મરણ ક્રિયા

## ગુજરનાર આસામીની ગુજરતી વખતની ક્રિયા.

અશો જરતોસ્તના આવેલા એકવીશ નુસ્કોમાંના એક નુસ્ક નામે વંદીદાદની પાક કેતાબમાં, તેમજ રેવાયતોમાં એવું જણાવેલું છે કે કોઇ પણ જરથોસ્તી ( બાનુ યા મર્દ ) ની અજલ આવી પહોંચી હોય યાને આય નાપાયદાર દુનિયામાંથી પેલી હમેશગીની મીનોઇ જેહાનમાં પહોંચવાનો વખત નજદીક આવી પુગો હોય, ત્યારે તેવા આસામીને ઘણીજ ધીરજથી, તેના બદનને નીરંગ લગાડી, તન પાક કરી, ( સ્વચ્છ પાણીથી નહવાડીને ) અગસ જોગાં જુનાં કપડાં જે આગમચથી સાફ કરી ધોઇને સુકવી રાખેલાં

હોય તે પેહેરાવી કુસ્તી બંધાવી, તેના શરાહની જગા આગળથી ત્રણ કદમ દુરની જમીન સાફ કરી તેપર સોજી ચાદર યા પીછોડી પાથરીને ગુજરનારને મુકે અને તેની આગળ '**અશેમ વોહુ**' ભણે. એ ભણવાથી માણુસ ગુજરવા પછી બેહેસ્તની રોશની અને ખુશાલી પામે છે. અગર મરનાર શખ્સે પોતાની હયાતીમાં પોતાથી નીપજેલા ગુનાહની તોબેસ કરી હોય તો ગુજરવા બાદ પતેત કરવાની જરૂર નથી. પણ જો તેની નેયતે પઢે તો ઓર તેથી વધુ સવાબ તે ગુજરનારને લાગે છે. ત્યાર બાદ બે જરથોસ્તીઓ પવિત્રાઈથી કુસ્તી પાદીઆબ કરી પેવંદ વળગીને સરોશબાજ "**અસ્ત વઈતીસ અશહે**" સુધી પઢીને તે ગુજરનાર શખ્સ આગળ પેવંદ લગાડી બેસે, અને આસામી કે જેની મનશનીનો આખર વખત છે તેના બદનને કપડાંના પાંચ બંધથી દરેક વખતે અકેક '**અહુનવર**' પઢતાં બાંધે. (૧) બંધ ગરદને, (૨) બન્ને હાથની બાજુએ, (૩) કમરે, (૪) પગના ગુડા જાંગને, (૫) પગની ઘુંટીએ, એ રવેશે, ક્રિયા કરી તે રવાનને શરાહની જગ્યાએ મુકે. ત્રણવાર સગદીદ કરાવે. પ્રથમ કફન પેહેરાવતાં, કફન પેહેરાવી રહ્યા બાદ, અને રવાન કહાડતી વેળા.

**ગુજરનાર શખ્સ માટે તેના શરાહની જગ્યા.**—બુલંદ માજદીઅસની દીનના ફરમાન મુજબ ગુજરનાર આસામી માટે તેની શરાહની જગ્યા એવી બનાવવી કે તેના કદ ઉપરાંત આજુબાજુ વધારે જગ્યા દબાય નહિ તે સંભાલ રાખવી. અવસ્તામાં એવું જણાવેલું છે કે ગુજરનારના તનં માટે એક 'કટ' બનાવવો જેને 'થાઇઓકટ' કહે છે. એટલે ગુજરનાર આસામીના માથાથી પગ સુધી તેમજ આજુબાજુથી તેના બદન કરતાં વધુ જગ્યા દબાય નહિ એવી જગા બનાવવી ( હાલ પથ્થર વપરાસમાં લેવામાં આવે છે. ) પછી પેલી જોડ થયલા શખ્સોએ ગુજરનારના તનને ઉપલી જગ્યાએ મુકી, સગદીદ કરાવી તે જમીનની આજુબાજુ ત્રણ કશ ખેંચીને તે પેવંદ થયલી જોડ એલાયદી બહાર આવી બાજ મુકી ગોશલ કરે ( સરવેરથી નાહે ). અગર જો અડચણના સબબે ગુજરનારની હયાતીમાં આગળ જણાવ્યા મુજબ પેવંદ વળગી જોડ નહિ બેઠી હોય, તો તે ગુજરનારને સંજોગવા માટે એક જોડને ઉપર મુજબ બાજ આપી ગુજરેલા માણુસને અડકાવીને આગળ જણાવ્યા પ્રમાણે દરેક ક્રિયા કરી તેને માટે તૈયાર કરેલી જગ્યાપર મુકીને પેલી જોડ બહાર આવી બાજ મુક્યા બાદ રીમન નહવાડે.

**"રવાન આગળ આતશ રોશન રાખવાની જરૂર"**—વંદી-

દાદની ૮ મી પરગરદના ૭૯) અને ૮૦) મા ફકરામાં જણાવેલું છે કે "જે ઘરમાં રવાન થયું હોય ત્યાં તુરત આતશ રોશન કરવો. યાને જ્યાં આદમી ગુજર્યું હોય ત્યાં સારી ખુશબોદાર ચીજ જેવી કે 'ઉરવાશન' (સુખડ), 'વોહુકેરેતી' (અગર) 'વોહુગોન' (લોબાન), 'હધાનએપત' (ખુશબોદાર ધુણી) તે જગ્યાએ રાખવી જોઇએ." મરણ વખતે તુરત આતશ રોશન કરી સારી ખુશબોઇ બાલવાથી ફાયદો છે, કેમકે કેટલાએક દર્દીઓ એવા કઢંગા અને ખરાબ દર્દથી બીમાર થઇ મરણ પામે છે કે તેવા દર્દોની હવા બીજા હયાત આસામીઓના દમમાં આવવાથી ઝેરી હવા ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. કારણ ગુજરનાર આસામીના કાલબુદમાંથી તેનો જીવ ગયા બાદ ઝેરી હવા બહાર ફેલાય છે, જેથી આતશ અસ્વચ્છ હવાને નાબુદ કરી સ્વચ્છ હવાનો ફેલાવો કરે છે. આજકાલ વૈદક શાસ્ત્રમાં ફરમાવવામાં આવે છે કે આતશપર ખુશબો બાળવાથી આતશી જોત ઝેરી હવાનો નાશ કરે છે, યાને હવા સ્વચ્છ થાય છે. પણ આપણી બુલંદ આજદીઅસની દીનમાં એ ફરમાન હઝારો વર્ષથી જારી છે જે બાબે દાનેશમંદ ધર્મી જરથોસ્તી અજાણ્યા નથી. એ ફરમાનને લગતો અવસ્તાનો ફકરો નીચે મુજબ છે.

**અવસ્તા—"યો એસમો અશીઅ બરત, સપેંનતેમ જરથોશતર. ઉરવાશની યાહુવા, વોહુ ગોનહેબા, વોહુ કેરે તો ઈશવા, હદાને પેતીયખુઆ, કામ ચેતવા, હુબોઇ તેમનામ ડરવરનામ અહુમાત, કેહુમાત, ચીત ન એમનામ, હજ ઘર ઘનપેતી, જસેતી, આતરશ મજદાઓ, અહુરહે દેવનામ, મેનીઅવનામ, તેમસચેથરનામ દરવંતામ, બેજવત, યાતુનામચ, પેરીકનામચ."**

**અર્થ**—જે કોઇ શખ્સ આતશની ઉપર સુખડ, લોબાન, અગર, અને દાડમના ઝાડનાં સુગંધી લાકડાં લઈ જાય તો આતશ દરેક દિશાએ સુગંધીદાર પવન ફેલાવે છે, અને દરેક દિશાએ જ્યાં પવન ફેલાય છે ત્યાં પાક અહુરમજદનો પવિત્ર આતશ સ્વચ્છ હવાને ખરાબ કરનારાં દરવંદો, દોજખી જાદુગરોને હઝારઘણો મારનાર તરીકે પહોંચે છે. બીજું મરનારની સોંય આગળ ચેરાઘ (બત્તી) રાખવામાં આવે છે જે રવાંનની જગ્યાથી ત્રણ કદમ દુર રાખવી જોઇએ.

**રવાંનપર ધહેસારી અવલમંજલ પોંહોંચાડવાની ક્રિયા.**—રવાંન ઘરમાંથી લઈ જતી વેળા નસસાલારો જુનાં કપડાં પેહેરી હાથે પેવંદ કરી તે ગુજરનારના કશની જગા આગળ ત્રણ કદમ દુર રહી, '**સરોશ બાજ અસ્ત વહીતીશ અશહે**' સુધી પઢે, ત્યારબાદ એક અશેમવોહુના નની જોડ ગોસલ કરી સાફ કપડાં પેહેરી પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી

પેવંદ વળગી, ઘેહેસારણું પઢવું શરૂ કરે, અને ઘેહેસારણું પુરૂં થવા બાદ નસાસાલારો પેલાં રવાંનને સગદીદ કરાવે, ત્યાર પછી રવાંનને બાહાર લાવીને બીજા ખાંધીઆઓ પેવંદ કરી બાજ લઇ બાહાર ઉભા હોય છે તેની સાથે હમાજોર થઇ, રવાંનનું મોહોડું આગલી તરફ રાખી દોખમે[1] લઇ જાય છે.

**'ગુજરનાર આસામીની પાયદશ જવાની બીનાં.'**—કોઇપણ આસામી ગુજરે તેની પાયદશે જવાની હયાત આસામીની ફરજ છે. જો પાયદશ જાય તો તેનો સવાબ દરેક કદમે એક તનાફુર લાગે. માટે પાયદશ જવું. પ્રથમ પવિત્રાઇથી પાદીઆબ કુસ્તી કરીને જે કોઇ ગુજર્યું હોય તેને દરવાજે જઇને ખુરશેદ, મેહરની નીઆફ્શ કરવી, તેટલે પાયદશ જવાના હોય તે બબે જણ પેવંદ વળગીને સરોશ બાજ અશહે સુધી પઢે ત્યારબાદ બાજ તથા પેવંદ મજબુત રાખીને જે કોઇ ગુજર્યું તેને નસેસાલાર લઇ જાય તેની પછવાડે ત્રીસ કદમ દુરથી ચાલે. રવાંન સાથે પેહેલી આથોરનાનની એક જોડ જાય અને તેઓની પાછળ પાયદશે જનાર આસામીઓ ઉપર જણાવ્યા મુજબ જાય. દખમાં નજદીક પોંહોંચ્યાબાદ નસાસાલાર દખમાં આગળ ગેહાંન રવાન સાથે મુકે, અને દોખમાના દરવાજાને સગદીદ કરાવે, પછી દોખમાંનો દરવાજો ઉઘાડીને નસો દોખમામાં મુકી બાહેર આવી દરવાજો બંધ કરે, પછી પાયદશે જનારા દુર સગડી આગળ ઉભા રહેલા છે, તેઓ સરોશબાજ મુકે. નેમસચા યા આરમેતેશ ઇજીચા વાર (૩) પઢે. યથા અહુ વેરીઓ (૨) યસનેમચા વહમેમચા, ઓજસચા, જવરેચા, આફ્રીનામે, સરોશહે અશીઅહે તખમહે તનુ માથરહે દરશી દરોશ આહુરીઅહે. અશેમવોહુ (૧) હજંઘરેમ બેશજનામ બેવરે બેશજનામ (વાર ૩ પઢે) અશેમ વોહુ (૧) જસમે અવંઘહે મજદ, અમહે હુતાશતહે, હુરોદહે, વેરેથરઘનહે, અહુરદાતહે વનનતી આઉચચ, ઉપરતાતો, થવાશહે ખદાતહે, જરવાનહે અકરનહે, જરવાનહે દરેઘો ખદાતહે અશેમ વોહુ (૧). બાદ નમસકાર દોખમાનો પઢે અને નીરંગ લઇને સરોશબાજ પઢયા પછી પાણીએ કરી પાદીઆબ કુસ્તી કરી, નીઆફ્શ તથા પતેત જે કોઇ ગુજર્યું હોય તેની નૈયને પઢીને ત્યાંથી ઘર તરફ થોડીએક કદમ ચાલીને જમીન સુજારે જમણે હાથે કપડાંનું પેવંદ ધરીને તે હાથ જમીનપર મુકે, અને જમણા પગનું ગુઠણુ જમીનપર મુકીને યથા અહુવેરીઓ

---

૧. વંદીદાદની ૬ ઠ્ઠી પરગરદમાં જણાવ્યા મુજબ પાણી ઓરવર ખેતીવાડી, તથા સંગ વિગેરેથી તેમાં જવાઈ શકાય નહિં એવી ઉચી પાહાડી જગ્યાએ દોખમું બાંધવું જોઈએ

(૧) પઢેઆ પછી ત્રણ કદમ ચાલીને ફરી બીજીવાર એજ પ્રમાણે પેવંદ જમીન સુધી કરીને યથા અહુ વૈરીઓ (૧) પઢે, ફરી ત્રિજીવારબી એજ રવેશે યથા અહુ વૈરીઓ (૧) પઢી રહ્યા પછી સરોશ બાજ અશહે સુધી પઢીને યથા અહુ વૈરીઓ પઢતાં જે ગુજર્યો હોય તેને ઘેર જાય તહાં બેશી સરોશ બાજ મુકીને પોતાને ઘેર જાય અને સેતાબીથી ગોસલ કરે. પેહલાં નીરંગ તમામ બદનને લગાડે તે સુકવીને પાણીએ ગોસલ કરે.

**ગુજરેલાંની નૈયતે ત્રણ દિવસ સરોશ, યજશની. વંદીદાદ વિગેરે કરવાની જરૂર**—અવસતા પ્રમાણે જે કોઇ ગુજરે તેની નૈયતે પેહેલા ત્રણ દિવસ સરોશની ખશનુમને યજશને તથા ત્રણ વંદીદાદ કરવાને ફરમાવ્યું છે. વંદીદાદ કરતાં સરોશની યજશનેની વધુ જરૂર છે. તેમજ તે ત્રણ દિવસમાં દરેક ક્રિયા સરોશની ખશનુમને કરાવ્વામાં આવે છે. અરૂવે-સફથરેમ ગેહેમાં સરોશની ખશનુમને આફરગાન કરાવ્વું તથા દરેક ગેહેમાં સરોશ બાજ ઇજાવ્વી. ઇનસાન માત્રનો આ દુન્યામાં જન્મ થતી વેળા જેમ દાઇની જરૂર પડે છે તેમ તે જેહાંન પોંહોચતાં તેને ફરેસ્તાની મદદ જોઇએ છે, જે સર્વે ઉમ્મેદો ખુબસુરત પુર જોરાવર ભલો સરોશ ઇઅજદ પુરી પાડે છે તેથી ગુજરનારની નૈયતે ત્રણ દિવસ સુધી સરોશની ખશનુમને યજશને કરવાનું ફરમાન છે.

**ઉઠમણું**—બુલંદ જરથોસ્તી દીનમાં કોઇબી આસામી બેહેસ્તી થવાથી ત્રિજે દિવસે સાંજે ઉઠમણું કરવામાં આવે છે અને ચાહારૂમની બામદાદેબી ઉઠમણું કરવામાં આવે છે. ઉઠમણું શબ્દ ગુજરાતી ભાષાનો છે. હિંદુ લોકોમાં એવો રેવાજ છે કે જે કોઇ ગુજરે તેને બીજે દિવસે યાતો ગુજરે તેજ સાંજે વખત પુગતો હોય તો બ્રાહ્મણ સોરે ક્રિયા કરાવે છે તેને ઉઠ-મણું કહે છે. પણ આપણી ભાષામાં એને '**પાદરૂજેહ**' કરી લખે છે એ-ટલે '**રવાંનને બદલો મેળવવાનો વખત.**' રવાંન પોતાનાં ચાહારૂમની બામદાદે બદલો મેળવી શકે છે માટે ઉઠમણાની મીજલેસ ચાહારૂમની બામદાદે (એટલે ત્રિજે દિવસે રાતની છેલ્લી ઉશહેનગેહમાં) કરવી વધુ બેહેતર છે, તે વખતે મરનારનાં ખેશખેશાવંદો, દોસ્ત આસનાવો, મીત્ર વખાણનારાઓ, લાગતા વલગતાઓ, વિગેરે આસામીઓએ તે ચોક્કસ જગ્યાએ એકઠા મળી, તમામ '**શેહેનશાહોનાં શેહેનશાહ રેહેમી અહુરમજદ**' પાસે તે મરનાર માટે સુક ગુજારી કરવી કે તે '**સાહેબે બીનયાજ**' મરનારનાં રૂહને શાંતી અને લાયક જગા બક્ષે. બુલંદ માજદીઅસની દીનનાં ફરમાન પ્રમાણે અનજુમન એકઠી મળી એક દિલ થઇ, (કોઇ પણ) ધર્મ ક્રિયા

કરે તો '**પાક ખુદાવંદ**' તે ક્રિયા કામ વધુ પસંદ કરે છે. અને તે ક્રિયા વધુ અસરકારક યાને અનજુમનની ચાહેલી દોઆ તથા વિનંતી અને સુક્ર ગુજારી તે '**મઝદાઓ નો મઝદાં**' કબુલ રાખે છે. ખુદ જરથોસ્તીઓની ફરજ છે અને ધર્મી જરથોસ્તી તેમાં પુરતી રીતે વાકેફગાર છે કે કોઇપણુ જરથોસ્તીનાં આ જેહાંનથી કુચ કરી જવાબાદ તે ગુજરનાર માટે '**પાક અહુરમઝદ**' આગળ સેતાઇશ કરવી કે તે '**હફ્ત કેશ્વરનો માલેક**' મરનારને સારી જગા બક્ષે. હાદોખત નુસકથી એવું જણાયલું છે કે કોઇ પણુ જરથોસ્તી ગુજરે તેનું રવાંન ત્રિજી રાતની બામદાદે તે મીનો જેહાંનમાં જાય છે. અને ઇનસાફ મલે છે પણુ ગુજરવા પછી ત્રણુ રાત સુધી તે આદમીનો જીવ પોતાના શરાહની જગા આગળ રહે છે. તેથી ગુજરનારનાં ખેશખેશાવંદ, દોસ્ત આસનાવો, મિત્ર વખાણુનારાઓએ મરનારની નૈયતે ત્રિજે દિવસે ઉજીરન ગેહેમાં એ ખુરશેદ અને એ મેહેરની નીઆઇશ, ઉજીરનગેહે, સરોશ હાદોખત અને પતેત, દરેક આસામીએ પઢવું જોઇએ, અને તે પઢતાં નહિ આવડે તો તેટલા '**અહુનવર**' પઢવા જોઇએ. અને જો ઉઠમણું આદરાંન, અથવા આતશ બેહેરામમાં કરવામાં આવે તો, ઉઠમણામાં જનાર આસામી ગુજરનારની નૈયતે અવસ્તા પઢી સુખડ ખુશબો તે પાક મકાંનમાં આપે તો ઓર સવાબ વધુ હાંસલ થાય અને ગુજરનારનું રૂહ શાદ (ખુશાલ) થાય ઉઠમણાંની મીજલસમાં ફુલ વિગેરેનું ભણુતર કરાવવામાં આવે છે તેને '**નીરંગે બુઅદાદન**' કરી કહે છે, આપણે એને ચાલુ રીવાજ મુજબ '**ધુપ નીરંગ**' કહીએ છીએ, એ ક્રિયામાં જે ભણુવામાં આવે છે તે બેહેસ્તી રવાંનને ખુશબો મળે છે. અને ધુપ નીરંગમાં નામો ભણાય છે તે તેટલી હવાની યાદ થાય છે. અને ગુજરનારનું રવાન પુર જોરાવર સરોશની મદદથી પુલગુજાર, થાય અને મીનો (પેલી દુન્યા) નાં '**વડા જડજ રાસ્ત મેહેર દાવર**'ની દરગાહમાં "**રશ્ને રાસ્ત**"ને કાંટે સાચ્ચું અને ફતેહમંદ ઉતરે તે બાબે દોઆ ચાહાવાની મતલબથી '**ખુબસુરત સરોશઅશો**'ની ખુશનુમનથી ધુપ સારવામાં આવે છે. તે ઉપરથી આપણુ ખાકી હસ્તી ધરાવનાર અને આખરે તે મરનાર માફક એક દીન આ ફાની જેહાંનથી વાસો ઉઠાવી જનાર હયાત આસામીએ બોધ લેવાનો છે કે આપણે પોતે પણુ એક દિવસ તે ગુજરનાર માફક આપણી આ ફાની મુસાફરી પુરી કરી આ નાપાયદાર દુન્યામાં કીધેલાં કાંમોની કરદારનો હીસાબ સુમાર આપવાને જવું છે તો દુન્યામાં નેકીનાં કાંમો કરી

૧. યાને અાહુરમને બાંમદાદે કરણી મુજબનો જીવને વાસો મલે છે.

પાક અહુરમઝદ તરફની જે જે ફરજો છે તે બજાવવી, કારણુ મુવાબાદ પાછલ રેહેનારાંઓ લાખોનો ધર્મ કરે તો તે નકામો છે, તે ખર્ચ જે કરે તેને પોતાને માટેજ છે, કેહેવત મુજબ–**'કીધું હાથે અને લીધુ સાથે.'** **'ફ્રુપ નીરંગ'** નો મુખતેસર સાર આ મુજબ છે—" આ હદ વગરનાં જમાનાનાં સાતે ખડોમાં ભલી બેહેતર માજદીઅસની દીન અને ગ્નાનનો ફેલાવો થાય, એ દીનને લગતું કંઇબી કામ યા પુછપરછ સુસ્ત થઈ હોય તે આબાદી અને ઉલટ ભરેલી થાય, દીનનાં ફરમાનોનું કબુલ થવું થાય, બદી, ગુનેહગારી, જાદુઇ, અને કાફેરીનું જોર તુટે. જેઓ ભલી દીનમાં નહિ હોય તેવો સામેલ થાય. જેઓ જાણી જોઇને રાસ્ત રાહપર નહિ આવશે, તેઓ ઇનસાફી મેહેર દાવરની નજદીક બેશક ઘટતા બદલાને પામશેજ."

**"ગુજરનારને બેસવા અથવા તેનાં ઉઠમણામાં જનાર બાનુએ- બાએ"** હાલ આપણામાં કોઈ ગુજરે તેને બેસવા અને તે ગુજરનારનાં ઉઠમણાની ક્રિયા વખતે જનાર પારસી બાનુઓએ પણ જાણવાની અગત્ય છે કે જે કોઈ ગુજરે તેને બેસવા જવું હોય તો પોતાની ગુંજાસ મુજબ સુખડ લઈ જવું, અને ગુજરનારનાં રવાંનને સેજદો કરી પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી આગળ જણાવ્યા મુજબ તે ગુજરનારની નૈયતે અવસ્તા પઢવા અને સુખડ બાલવું અને ઉઠમણામાં પણુ તે મુજબ ક્રિયા કરવી જોઇએ, નહિ કે ખાલી રૂદન, અને તારી મારી નિંદા અને ફેફટના કુઠલા કરવા. હાલ ઉઠમણામાં પોતાની ગુંજાસ મુજબ હયાત બાનુઓ અને ગ્રહસ્થો ગુજરનારની નૈયતે નાણાની રકમ ધર્માદા આપે છે, તેવી પ્રકારે ખરો ધર્મ કરવાથી ઓર સવાબનો વધારો છે.

**ત્રિજે દહાડે ઉશહેન ગેહેની ક્રિયા**–મરનારને ત્રીજે દિવસે પાછલી રાત્રે ઉશહેન ગેહમાં ચાર બાજ ઇંજાવ્વી જોઇએ. પેહેલી **'રશ્તે આરતાદ'** બીજી **'મીનોરામ'** ત્રિજી **'સરોશની'** અને ચોથી **'અરદાફ્રવશની** અને છેલ્લી બાજ જોડે સાતે વસ્ત્ર ઇંજાવ્વાં. ઉઠમણું તે મરનારની નૈયતે કરવું.

**ચોથે દાહાડે બામદાદે "દહમવીસ્પેશામ"** નું આફરગાન કરાવ્વું તથા યજશને બાજ ઇંજાવ્વી અને સતુમ પઢાવ્વું. અને ચાર મોબેદ (નાહાનીઆ) જમાડવા.

**દશમાની ક્રિયા**—જુબાને ફારસીમાં **'દહ'** એટલે દશ અને **'દહુમ'** એટલે દશમું. દશમુ એટલે ગુજરનાર આસામીનો આ ફાની જેહાંનથી કુચ કરવાનો દશમો દિવસ. બુલંદ માજદીઅસની દીનમાં એ દીને નીચે મુજબની ક્રિયા ગુજરનાર આસામીની નૈયતે કરવાનું ફરમાન છે.—

"દશમાને દહાડે રવાનની નૈયતે 'અરદાફરવશના' દરૂન અને તે સાથે શ્યાવ ઇજાવે, અને યજશને, ફરવશી, આફરગાન, બાજ, સતુમ રવાંનની નૈયતે પઢાવે. પણુ આપણા લોકો એ દીને મીઠાઇ કરાવે છે, એ મીઠાઇ કરવી તદ્દન વાજબી નથી, કારણુ એ ગમીનો દિવસ છે અને મીઠાઇ ખુશાલીની ચીજ છે, માટે તેમ નહિ કરતાં ઉપર મુજબજ ક્રિયા કરવાનું ફરમાન છે. વળી એ ત્રણુ દિવસોમાં જે ભણુતર ભણુવામાં આવે છે. તેમાં પણુ રામસનીનો ફકરો પઢવામાં આવતો નથી, તે નીચે મુજબ છે. "સરોશ કરતી વખતે યજશનેનાં ૮ મા હામા રાથવી 'ખરે તે નરો' નહિં પઢે, પણુ 'એશમાસચ બોચદીમચ' નું પદ પઢતાં એશમ બોએ રાથવી આતશનાં પાતરાંમાં મેળવે 'ખરતે નરો' અર્થ એવો થાય છે કે રાથવી જોતી ને કહે છે કે 'અએ મરદ આ મીઅજદનું ખાણું ખુશીથી હું જે રાથવી છું તે તને આપુંછું.' તેથી એ બોલ પઢવામાં આવતો નથી કારણુ એ દિવસ ગમીના છે. એ ત્રણુ દિવસમાં '**અહફ્રમારેશચ**' '**કેરબા મુજદ**' નથી પઢતા તેનું પણુ એજ કારણુ છે. 'અહમાફ્રેશચ' એક દોઆ છે તેમજ '**જસમે અવંઘહે મજદ**' પડે છે તેમાં '**રામનો ખાસતરે**' પઢવામાં આવતું નથી તેમજ ત્રિજી રાત્રે મરનારની નૈયતે ઉશહેન ગેહેમાં 'મીનોરાંમની' બાજ ધરે ને તેમાં ઉપલાં પદ ભણુાતાં નથી, તેજ મુજબ યજશનેનાં ૬૮ માં હામાં અહમાફ્રેશચ નથી પઢાતી."

**માસીસાની ક્રિયા**—રવાનનો માસીસો તે ગુજરનાર આસામીનાં ગુજરવા બાદ ત્રિસમો રોજ, એ રોજે સીરોજાની યજશને કરાવવી અને તેતરીસ દરૂન કરી ફ્રુટ, મેવો, સુકી સીરોજાની બાજ ઇજાબ્વી, અને આફ્રગાન સતુમ પઢાવ્વું. એ સિવાય બીજું ફરમાન યા રેવાયત કેઠેબી આપણુને મલતું નથી, અને ખરા દાહાડાને દિવસે એટલે ગુજરનારનાં રોજને દિવસે રવાંનની નૈયતે અરદાફરવશનાં દરૂન, શ્યાવ, યજશને, ફરવશી, આફ્રગાન, બાજ, સતુમ રવાંનની નૈયતે પઢાવ્વું. બાદ દર મહિને રવાંનનો દહાડો આવે ત્યારે ઉપર જણુાવ્યા મુજબ બાજ, દરૂન, આફ્રગાંન, યજશને, ફરવશી. સતુમ વિગેરે પઢાવ્વું. આપણું લોકો '**છમસી**' કરે છે પણુ તેને લગતું લખાણુ કેઠેબી મલતું નથી, અને ધર્મી એરવદો પણુ નાં પાડે છે કે જરથોસ્તીઓમાં ખાલી એ દેખાદેખીનો ચાલ આ બીજ થયો છે.

**વર્ષીની ક્રિયા.** ઉપર માસીસાની ક્રિયા જણુાવી તેજ મુજબ વર્ષીની ક્રિયા કરવાનું ફરમાન છે, એ સિવાય બીજું કસ્સુબી કરવાને અવસ્તામાં અને રેવાયતોમાં પણુ જણુાવેલું નથી.

**"એક દિનથી સાત વર્ષ સુધીનાં ગુજરનાર બાળકની ક્રિયા."**—સદહર કેતાબનાં ૫૧ ) મા બાબમાં તેમજ વંદીદાદની ૮ મી પરગરદમાં ( વિગેરે બીજી કેતાબોમાં ) એક દિનથી સાત વર્ષની વયનું બાળક ગુજરે તેનાં રવાંનને દીનનાં ફરમાન મુજબ અવલમંજલ પુગાડવું ( એ બાબે જુઓ ગુજરતી વખતની ક્રિયા. ) ત્યારબાદ તે બચ્ચાંની નૈયતે ત્રિજે દિવસે સરોશની ખશનુમને એક યજશને કરાવવી, અને ત્રણ દિવસ અર્દ્વેસરૂથરેમ ગેહમાં સરોશનું આફ્રરગાન તથા સરોશબાજ ઈજાવે, તેમજ ત્રિજી રાત્રે ઉશહેન ગેહમાં ચાર બાજ ઈજાબ્વી. પેહેલી રશ્ને આસ્તાદની, બીજી મીનો-રાંમની, ત્રિજી સરોશની, અને ચોથી અરદાફ્રવશની તેની સાથે ગુંજાશ મુજબ વસ્ત્ર ઈજાબ્વું. દશમું માસીસો, યા વર્ષિ કરવાનું ફરમાન નથી. એ ચાલ માત્ર દેખાદેખીનો છે એવું આજ તુલીકમાં કાબેલ વીદવાંન એરવદ સાહેબોએ જાહેર કર્યું છે. **જો સુવાવડી તેમજ માસીક માંદગી ( દશ-તાંન ) વાળી બાનુ** ગુજરે તો આગલ જણાવ્યા મુજબ ક્રિયા કરવી. અને તે બાનુ એવી હાલતમાં હક થઇ માટે તેનું **'નાહાન'** આપવું તેથી રવાંન પાક થાય છે, પણુ તે કરતાં વધુ અને ખરૂં તો એજ છે કે દરેક આસામીએ પોતાની હયાતીમાં ગુનાહથી પરહેજ રહી, ગફલતી કરણી બાબે પાપનો પસ્તાવો કરવો, અને દીનનુ ફરમાન પાળવું, તેમજ નેકીને રાહે ચાલવું.

**જો કોઇ ગાથા, ગાહંબારમાં ગુજરે તો** આપણા લોકોમાં એવો રેવાજ છે કે જો પેહેલા ગાથાને દિવસે ગુજર્યું હોય તો દર મહીનાનો રોજ અહુરમજદ રોજે કરે, બીજો ગાથા હોય તો બેહેમન રોજે, ત્રિજો હોય તો અરદીબેહેસ્ત રોજે, ચોથો હોય તો શેહરેવર રોજે. અને પાંચમો હોય તો અસપંદારમદ રોજે ક્રિયા કરે છે. પણુ ધર્મ ફરમાન પ્રમાણે તેમ થવું નહિ જોઇએ.

ગુજરનાર આસામીનાં ચાહારમની બાંમદાદે આફ્રરગાન **દહમાનના ખુશનુમને** કરાવ્વું ઘટે છે, ( હાલ એજ રેવાજ ચાલુ છે, ) પણુ હરકોઈ જો ગાથામાં ગુજરે તો તે આફરગાન ગાથામાં પઢાય નહિ તેથી પતેતીને દાહાડે બાંમદાદમાં તે રવાંનની નૈયતે **'દહમાનનું આફ્રરગાન'** પઢાવવું, અને **'સીરોજાની ખશનુમન'**થી ક્રિયા તે ગુજરે તે દાહાડેથી ત્રિસ દાહાડા ગણીને કરાવ્વી. તથા તેનો માસીસો અને દર માહનો રોજ, અગીયાર માહ ( મહીનો ) સુધી દર મહીનાનાં ફ્રવરદીન, રોજે કરે, અને મરનારની વાષનો દાહાડો આવે ( એટલે ગાથા, ગાહંબારમાં ) ત્યારે માસીસાને દીને જે ક્રિયા ફરમાવી છે તે કરે. ( સર્વ ક્રિયા આગળ જણાવ્યા મુજબજ કરવી. )

**અગર જો કોઇ સખ્સ મુસાફરીમાં ગુજરે અને તેનું ક્રિયા કામ ત્યાં નહિ થયું હોય, અને તેનાં ખેશખેશાવંદોને તે મરનારનો દિવસ ખબર નહિં**

પડતાં એક માસે ખબર મળે તો ગુજરનારની નૈયતે ત્રણ સરોશ, ત્રણ વંદીદાદ, સરોશનું આફ્રરગાંન, અને તેજ દિવસે ઉશહેન ગેહમાં ચાર બાજ ઈજાવે, તે સાથે **શ્યાવ** ઈજાવે. બાદ બીજે દિવસે હાવન ગેહેમાં તે મરનારનું **ચાહારૂમ** કરે, અને તેજ દિવસે રપીથવેંન ગેહેમાં **દશમાની** ક્રિયાબી કરે અથવા મરનારની ખબર માસીસો વીતાબાદ પડે તો તેજ દાહાડે **સીરોજાની** અને **માસીસાની** ક્રિયા કરે, અને વર્ષિ વીતાં ખબર પડે તો એકજ દિવસમાં **ચાહારૂમ, દશમુ, માસીસો;** વર્ષિ વિગેરેની ક્રિયા કરાવે બાદ મરનારનો દિવસ નહિં ખબર હોય તો જે દિવસે ક્રિયા કરે તે દિવસ ચાલુ રાખે, યા તો **આદર મહીનો ને ફ્રરવરદીન રોજ** જારી રાખે.

**ફ્રરવરદેગાંનના દીવસો**—આ દીવસો અશો અને સવાબકાર લોકોને માટે છે. ધર્મની આગલી કેતાબો અને અવસ્તામાં કહે છે કે "આ દશ દીવસોમાં (અસપંનદાદ મહીનોને આસ્તાદ રોજથી તે વહીસ્તોયસ્ત ગાથા સુધીનાં) દીવસોમાં અશો ફ્રરોહરોની આરાધનાં કરવી ફુલ મેજ લાવી બાજ, આફ્રરગાંન, યજશને, વંદીદાદ, સતુંમ, રવાંનનું ભણાવ્વું વિગેરે, કેમકે એટલા દીવસો સુધી અશો ફ્રરોહર આ દુનિઆમાં આવે છે, તેથી મુકતાર માંડવાં જોઇએ વિગેરે. હવે **અશો** શક્તિ કહે છે કે "જે ગુજર પામ્યું અને રવાંન થયું તે તેનો તો કરણી મુજબ વાસો થયો છે. પણ જેટલો ધર્મ થાય છે તે ગુજરનાર આસામીઓની હવાને (યાને જે હવામાંથી તેઓનાં જીવનાં બીંદુઓ થયલાં છે તે હવાને) પુગે છે અને હવા પાવ થાય છે, જેથી ગુજરનાર પાછળ બાજ રોજગાર કરનારને કાંઇબી અનચીતવી આફત હોય તો તુરત અણધારેલી પેલી હવા મદદ થાય છે. તેથીજ જરતોસ્તી ધર્મની કેતાબોમાં લખેલું છે કે રવાંનોનું કરવું જોઇએ, રવાંનનાં નસીબે ઘણું મલે, વિગેરે. તેનો ભેદ ઉપર મુજબ છે. આ બધો અખંડ હવાનો ધરમ થાય છે અને તેથી કરનારને સવાબ છે. અને દરેક ધરમોમાં તેમ દીવસો મુકરર કરી આપેલા છે."

**ગુનાહની તોજેશ**—(જામાસ્પીમાં લખે છે કે) "જો બેહેદીને ગુનાહ કર્યો હોય તો દસ્તુર પાસે જાય, પણ જો દસ્તુર તે ગાંમમાં નહી હોય તો મોબેદ યા બેહેદીન મોટા દરજ્જાવાળો હોય તો તેની પાસે જાય, જો તે યોજદાથરેગરીનું કાંમ કરનાર હોય તો દસ્તુરને મરતબે સમજવું. રોજ ૨૧ મો માનો રાંમ યજદ અને માહ ૭ મો મેહેર યજદ તે દાને જઇ સઘલો ગુનાહ કબુલ કરે. જો દસ્તુર પતેત કરાવે તો ગુનાહથી માંશી મેલવી દ્વારેગ થાય. જો કોઇ પોતાનો ગુનાહ કબુલે અને તે દસ્તુર જો બીજા પાસે જાહેર

કરે તો તે ગુનાહ જાહેર કરનાર દસ્તુરે અઝીમ ગુનાહ કર્યો તેથી તેનો વિસ-વાસ નહી કરે." ( જામાસ્પી. )

**ખુલાસો**—મેહેર મહીનોને રાંમ રોજે અથવા પ્રસંગ આવતા દીવસે કાઈ બી બેહેદીન પોતા તરફથી પતેત કરે યા રોજ ભણે અને ફરીવાર ભુલ નહી કરવાનાં પોતાનાં મનથીજ વિચાર ધરી પોતાનાં મનપર અંકાશ મુકી ચાલે તો તે વધારે પ્રસગોપાત છે. અને ચાલુ વખતને અનુસરતું છે. અસલ વખતમાં જ્યારે દુનિયા આજનાં દીવસો જેટલી આગળ વધેલી નહી તેવ સમે સપુર્ણુ કેળવણી વગર ઘણુંાક જીવા અજ્ઞાનપણામાં મન માનતું બનાવે તેનાં આંકાશ થકી "દસ્તુર આગળ ગુનાહ કબુલવો" એ નીકલેલું લાગે છે. આ ચાલુ વખતમાં પણ સુધારાવાલાઓ ધર્મ વિરૂદ્ધ ચાલીને અનેક પ્રકારે પોતાને હાથેજ ખુદરતનાં અપરાધી બને છે. તેનો સાર એજ છે કે જે કોઇ તેમ ચાલે તેનેજ આ તેમજ બીજી જીંદગીમાં તેનું ફલ મલે છે. પોતાનાં ધર્મનું ફરમાન પાલનારને અફરાવું પડતું નથી. (પ્રગટ કર્ત્તા)

**નશોસ સંબંધી પાકીજગી**—( જામાસ્પીમાં કહે છે કે ) નશોસ તેહમુરશ પાદશાહની બેરીથી થયો છે. પેશદાદીઅન ટોલાનો ૩ જો પાદશાહ તેહમુરશ જેને ઇરાંનસર જમીનમાં પાદશાહી કરી તે અમલમાં એ પાદશાહે દેવને કેદ કરેલો હતો તે જગોએ પાદશાહની બૈરી ગઈ અને પુછયું કે તુંને કેદ કરેલો છે અને ખાવું પીવુ મલતું નથી તો તું કેમ જીવે છે? દેવે કહ્યું કે હું તો ગુનાહથી ધરાવું છું પણ મને તારી ફીકર લાગે છે માટે તારા ધણીને પુછજે કે તે મારી પર સ્વારી કરી દુનિઆમાં ફરે છે તો કઈ જગોએ જતા તે બીહે છે? જ્યાં જતાં બીહતો હોય ત્યાંથી તેને બચાવી રાખું. તેહમુરશની ઓરતને આટલી વાત દેવે કહી જેથી તેહમુરશને તેની ઓરતે પુછયું. તેહેમુરશે જવાબ નહી દીધો ઘણી ઓજર-ખ્વાહી તે ઓરતે કર્યાથી તેહેમુરશે ભરમ કહ્યો જે "હું બધે ફરૂં છું તેમાં એક જગોએ જતાં બીહું છું. ત્યાં એક ડુંગર છે તેને કઠણે એક નદી વહે છે તે જગા બીકટ છે. ત્યાં જતાં મને ભય લાગે છે કે રખે ત્યાં પડી જાવું." પછી પેલી ઓરતે તે ભરમ દેવ આગલ કહેવાથી તે દેવે આ ઓરતને મધનું પ્યાલું અને એક ફલ ખવાડયું તે દીવસથી દશતાંન આ દુનિઆમાં પેદા થયું, એક કીદો પેદા થયો જેથી તમામ અબરેશમ પેદા થયો. અને કયાં મતવેર [1]દરેક સ્ત્રી જાતીને તે ચાલશે. અને તેજ રાત્રે તે દેવ, તેહમુરશ

---

૧. અશો શક્તિ કહે છે કે એવી એક હવા છે જેનીથી આ ઉત્પતી છે પણ તેમો જો કાઈ વયો ઉગ્ર કેરીઅ=વાતાવરણની હવાનો માલેક જીવ બંદોબસ્ત બંદગીથી કરે તો તે હવા નાબુદ થાય અને આ ચાલુ રૂતુ શ્રાવ યાને ( માસીક માંદગી ) જાય હજુ આ બનાવ થવાને એક સદીનો વીલંબ છે. (પ્રકટ કર્ત્તા)

જ્યાં બીહતો હતો ત્યાંજ લઇ ગયો અને તેહમુરશને ગળી જઇ પોતાને ઠેકાણે આવી બેઠો. ત્યાર પછી તે નાપાકનાં મોહોડાંમાથી તેહમુરશનાં બાલ દેખાયા ત્યારે તેને મારી તેનું પેટ ચીરી તેહમુરશને બાહાર કાઢયો, પણ તે દીવસથી તેહમુરશના હાથ સડવા લાગ્યા, કાંઇ એક ઇલાજ કરતાં અને ઓસડ કરતાં સારા થયા નહીં અને કોહોવાત ગયો નહી ત્યારે શરોશ યજદે તેહમુરશને બસારત કીધી ( ખ્વાબમાં કહ્યું ) કે દુનિઆમાં હવે નશોસ ઉતર્યો છે માટે કાયમ ગાયનો નીરંગ ( ગાયમુત્ર ) લગાડ જે તારો હાથ દુરસ્ત થાય તે મુજબ કરવાથી હાથ સારા થયા. પછી શરોશબાજને નીરંગ એ દીનથી શરૂ થયું અને ચાલશે. માટે જે આદમીપર નશોસ ચઢે છે તેની દવા નીરંગ બનાવી છે. " ( જામાસ્પી )

**ખુલાસો નીરંગ માટે**—આ ચાલુ વખતમાં આપણું લોકોમાં નીરંગ માટે મતફેરી છે. નીરંગ માટે **અશો શક્તિ** તરફથી ખુલાસો એમ મળે છે કે " કે શરૂઆતની દુનિઆમાં જ્યારે '**વયો**[1]**—ઉપ્ર—કેરીઅ**=વાતાવરણ ' હવાનું રાજ્ય હતું તે વખતે નીરંગ માટે ફરમાંન હતું, અને ગાય એ પણ ' વયો—ઉપ્ર—કેરીઅ=વાતાવરણ ' હવાથી ઉત્પન થયલી હોવાથી તે હવાનાં રાજ્ય અમલમાં આ હવાએ જે તરીકો દેખાડેલો હતો તે મુજબ બન્યું. દુનિઆમાં હમેશ પેહેલાં હવાનું રાજ્ય છે ( યાને હવાનો અમલ આસમાને છે ) તે મુજબ સેતારા તારાઓનું બલ રહે છે ત્યાર બાદ દરેક જીવો જે તારામાંથી નીકળે છે તેનું આ પૃથ્વીપર બલ રહે છે. હવે જે હવાનો અમલ હોય અને જે દીશાએ તેની માલેકી હોય તે દીશાનાં તરફનાં આ પૃથ્વીપરનાં દેશોમાં, આદમીઓમાં, અને દરેક ઉત્પતીમાં પણ અસર રહે છે. દુનિઆ રફતે રફતે=day by day આગળ વધતી જાય છે. તેમાં તેનાં વખતની હવાઓ પોતાનાં ચમતકાર અને સુધારા કરતી જાય છે. એટલે કે તેવા તેવા જીવો ઉત્પન્ન થાય છે અને તેનાં આવેશમાં તેવી તેવી હવાઓ થઇને તે જીવોને એવું ધ્યાન થાય છે કે આ મુજબ સુધારો કરીએ પેલાં મુજબ કાંમ કરીએ વિગેરે તેમ આ નિરંગ માટે પણ **વયો—ઉપ્ર—કેરીઅ**=વાતાવરણ Atmosphiar ના અમલમાં ચમતકાર થયલો છે. હમણાં ચાલુ વખતમાં **વયો—ઉપ્ર—કેરીઅ**=વાતાવરણનો અમલ નથી પણ રોશ્નીનાં માલેકની હદ લંબાઈ છે તેથી રોશ્નીનાં માલેકનું ફરમાન છે કે "**નીરંગ કરતાં રેતી વધારે ઉત્તમ છે.**" "લીંબુંનો રસ અને આતશની રાખ પણ તે બદલ ચાલે છે. " નીરંગ " આ-

---

1. ઝંદ ભાષાનો શબ્દ છે. વાતાવરણ ગુજરાતી શબ્દ છે.

મુત્ર) માં ચોકસ જાતનું તત્વ "કારબોલીક એસીડ" આવે છે જે ગલીચી દુર કરવામાં સારૂં છે. પણ દરેક પવિત્ર ચીજો માટે તેમ ઠીક નથી. ઉપર કહ્યું તેમ વાતાવરણનાં અમલમાં તે દરેક હવાઓનાં પાવર અને ઉત્પત્તી મુજબ તેઓએ પોતાની ઉત્પતીનાં બચાવ અને સાધન અર્થે જે જે બાબતો અસલ બતાવેલી છે, તે હાલની હવાનાં રાજ્યને એકદમ દરેકે દરેક બાબતો માફક આવતી નથી. નીરંગમાં "કારબોલીક એસીડ" હોવાથીજ ગલીચી દુર કરવા માટે નીરંગ અસલ વખતમાં વપરાતો હતો તેથીજ અવસ્તામાં જગેજગ નીરંગ વાપરવાની ભલામણ છે. પણ હવાનો અમલ બદલાવાથી કુદરતી રીતેજ આપણાં જરતોશ્તીઓમાં નીરંગ બાબે મતફેરી થઇ છે. તેનો ખુલાસો ઉપર કહ્યો તેમ અશોશક્તિ તરફથી મળ્યો છે જે લખ્યો છે. હાલનાં ડોકટર ખરસેદજી પ. બોરી પણ કહે છે કે "ગાય બળદનાં નીરંગમાં કારબોલીક એસીડ આવે છે તેથી તે ગલીચી દુર કરી શકે છે. મટોડી અને ધુલની ખુબી પણ ગલીચીને મારવાની અને દુર કરવાની છે. હાલ માણુસનાં ઝાડાની ગલીચી મારવા માટે ધુળ વાપરવાની ભલામણ થઈ છે તેનું એજ કારણ છે" આ બાબતમાં બીજી એક સમજણ **અશોશક્તિ** તરફથી આ મુજબ છે. **"વયો-ઉપ્ર-કેરીઅ=વાતાવરણ" હવાથી હીંદુ અને મોહમેદન ધર્મો છે.** તેમજ સંસ્કૃત, અરબીક, ઉરદુ, ગુજરાતી વિગેરે ભાષાઓ પણ વાતાવરણની છે. દુનિઆનો માલેક નીરંજન નીરાકાર છે. કે જે ફક્ત પ્રકાશનો એક ઝરો છે. તેનાથી અરશ રોશ્ની સેતારો અને દીનદાવર શકિત થઇ છે. **પારસીઓ અને યુરોપીયનો રોશ્નીનાં માલેકથી છે.** જ્યારે જરતોશ્તી ધર્મ દીનદાવરનો છે. રોશ્નીનાં માલેકથી ઝંદ, પેહેલવી, પાજંદ, ફારસી, લેટીન, સેકસન, ઈંગ્રેજી ફ્રેંચ, વિગેરે ભાષાઓ છે. (મૂલ ભાષાઓમાં સંસ્કૃત પેહેલી હતી તેમાંથી બીજી ભાષાઓ નીકળી છે) હવે દુનિઆનો માલેક નીરંજન નીરાકાર પોતે તો એકજ છે પણ શરૂઆતથી જોડીઆ બે *મીનો છે. તેઓની હવાની અને જીવની મતફેરીનાં સબબે ધરમોમાં ઘણી ગુંચવણ થઈ છે. ઉપર વાંચ્યું તેમ વાતાવરણનાં અમલમાં **નીરંગ** વાપરવાની તાકીદ થઈ અને તેની (વાતાવરણની) હવાઓએ તેનો મોજેજો (યાને ચમતકાર) દેખાડયો. હમણાં ચાલુ વખતમાં રોશ્નીનાં માલેકની પાદશાહી છે તો તે હવાનું ફરમાન છે કે "નીરંગ કરતાં રેતી વધારે ઉત્તમ છે" જરતોસ્તી ધર્મ પણ રોશ્નીનાં માલેકનો છે. અને દીનદાવરનો છે. **અશોશક્તિ** પણ એજ હવા છે. આ હવા પુર્વ દીશાની છે. (દીનદાવરને જયો-

---

* જોડીઆ બે મીનોનું લખાણ આગળ વાંચી ગયા.

તીશમાં કન્યારાશી કહે છે.) હવે હયાં ખુદરતી સવાલ ઉઠશે કે જ્યારે રોશ્નીનાં માલેકથી યુરોપીયનો છે ત્યારે તેઓ એવો કેમ ધર્મ પાળે છે, કે કોઇબી ચીજની છીટ નથી ? પણ તેનો ખુલાસો એ છે કે યુરોપીયનોના ધ્યાંન=Mind ઉંડા, ઉમદા, દરેક ચીજની સોધ કરનારાં, કુડલાથી નીરાળાં, તેઓને અનુપમ ખુબસુરતી; સહેજમાં મનહરણ કરનાર તેઓની વલણ, વિગેરે વિગેરે સદગુણો, જે રોશ્નીનાં માલેકથી તેઓની ઉત્પતી થઇ તે હવાનાં છે. જ્યારે તેઓને જે ધર્મ બતાવ્યો તે વાતાવરણ હવાનો જીવ ઉત્તર તરફનો હતો તેનો છે તેને એમજ બતાવ્યું છે કે "સઘળું એક ખુદાથી છે અને સઘળાં સરખાં છે" વિગેરે જેથી એ ધર્મમાં ગુનાહ સવાબની બાધ નથી. તેથી તેઓ બતાવે છે કે ઇશુખ્રીસ્ત મુકતી કરે છે. વિગેરે. તેથીજ તેઓ કોઈ પણ ચીજની છીટ ગણતાં નથી. જેવીકે માસીક માંદગી, સેતાનબાજી પરહેજવી, સુવાવડમાં અલગ રહેવું, ઢેડ જાતને નહી અડવું વિગેરે વિગેરે કશી પણ છીટ નથી. આ લખાણથી મેં તે ધર્મની કંઇજ પણ બદનક્ષી કરી નથી પણ જે ખરો ખુલાસો અશોશક્તિ તરફથી મને મળ્યો તેનો ટુંક સાર પ્રસંગોપાત આપેલો છે. કેમકે પારસી લોકો જરા જરામાં યુરોપીયન સીસતમ કરીને ચાલવા જાય છે પણ, ઘરડાં વડાંઓની કહેવત મુજબ "નહી ઢેડ કે મુસલમાંન" તેવી હાલત પારસીઓની થાય છે. નથી પારસીઓ પોતાનો ધર્મ પુરો પાળતા, કે સંપૂર્ણ સુખી થાય. કે નહી યુરોપીયનો માફક નવી નવી શોધ કરવાનાં તેઓનાં ધ્યાન પુગતાં. પણ વાંદર નકલીઓ એટીકેટ લઇ જાંગલા થયા છે. હજુપણ નીરંગ અને વરશીઆ માટે કહેવાનું થોડુંક છે. અવસ્તામાં જગેજગ નીરંગ વાપરવાની ભલામણ કરી છે. અને આજદીન સુધી સીદ્ધ થઈ ચુકયું છે કે નહી જતા રોગ નીરંગથી જાય છે. મુવેલાંનાં શરીરને તરો લગાડે છે તે પણ એજ કારણ કે શરીરમાંથી જીવ ગયા બાદ સુરકું કોહવા માંડે છે. જેટલા કલાક ઘરમાં રાખી ભણતર કરે એટલા કલાક તે શરીરને ઘેરમાં રાખેલું હોય તે કોહતા શરીરમાંથી ખરાબ હવા નીકળે છે. તેથી જો નીરંગ લગાડી નવાડેલું હોય તો ઉપર કહ્યા મુજબના નીરંગમાં સમાયલા પદાર્થ 'કારબોલીક આસીડ' થી આ ખરાબ હવા દુર રહે અને બીજાં જીવતાંઓને અડચણ કરી શક્તિ નથી, તેંજ કારણે સહવારમાં ઉઠતાં સાથે પણ નીરંગ લેવાનું ફરમાંન જરતોસ્તી ધર્મમાં દેખાડેલું છે. હવે અશોશક્તિથી જે ખુલાસો વધારે મળે છે તે એ કે જેમ નીરંગના ફાયદા વાતાવરણ હવાથી બતાવેલા છે તેમ રોશ્નીના માલેકથી તેનું ફરમાન જુદુંજ છે. **રોશનીનાં માલેક તરફથી ફરમાંન છે કે—**

નીરંગ જે ચીજ છે તે એવી છે કે જેને આપણે દેખીતી નજરે હાથ-
લેવા તદ્દન નાલાયક ગણીએ. સુતર જે એક તદ્દન બાતલ ચીજ છે
તાં સમાયલા કારબોલીક આસીડને લીધે અને ઉપર કહ્યું તેમ તે વાતા-
ણુ હવાથી ગાયની ઉત્પતી છે અને તે હવાનું રાજ્ય હતું તે અમલમાં
પ્રાણી (ગાય) ને સંભાળથી રાખી શકાય વિગેરેનાં કારણે આ ફરમાંન
લું છે. હવે પોઇર્યોતકેશી દીનવાલા ( જરતોસ્તની આગમચનાં ) લોકો
ગળ વાંચ્યું તેમ યજદાંપરસ્તી હતા તે વખતે તેહેમુરશ પાદશાહનાં વખ-
ી નીરંગ ચાલુ થયો છે. પણ તેથી વધારે ઉત્તમ ખાતાં અને મીઠાં લીં-
ા રસ છે. અને ચુલાની રાખ છે. વલી મંટોરી રેતી પણ તેટલીજ ઉત્તમ છે.
રંગ બદલ જો ઉપલી ચીજો વાપરવામાં આવે તો વધારે ઉત્તમ છે. હવે
લ ઉઠે છે કે "**નીરંગ દીન**" જેવી મોટી ક્રિયામાં તો નિરંગ
લો જોઇએ અને તે માટે તો ખાસ 'વરસીઆ' ને ( યાને અંગે સુદ
દ, તેમજ એકેએક વાલબી સફેદ એવો ગોધો તેને ) ઘણાં પ્યારથી અને
ી વરતીબથી પાલવામાં આવે છે અને તેનાં બાલ પણ "વરસનાં બાલ"
ે નામે યોજદાથરેગરીની ક્રિયા કરનાર મોબેદ વાપરે છે, તે કેમ ? વિગેરે.

**તેનો ખુલાસો**—ઉપર કહ્યું તેમ "**વયો–ઉપ્ર–કેરીઅ**" વાતાવર-
ં અમલમાં તેની ઉત્પતીની વરધીની સાચવણી માટેજ આ ફરમાંનો છે.
રસીઆ' નો સંબંધ બ્રેસપતીની અસરથીજ તે ઉત્પન્ન થયલો જણા-
. છે. આ માટેનું ઉંડાણ લખતાં આ પુસ્તક જેવડું એક બીજું અલગ
તક થાય તેથી ટુંકમાંજ સાર લીધો છે. વરસીઓ (ગોધો) જે બરજીશી
: બ્રેસપતીની જીરમનોજ હોવો જોઇએ, એટલે જે વખતે તે ગોધાનું
તેની માતાના ગરભસ્થાનમાં પડે છે તે વખતે કોઇબી [1]બીજા ગ્રુ-
ી નજરાત વગરનો સુદ્ધ સફેદ ગોધો તેને આપણે વરસીઓ કહીએ છીએ.
 નીરંગ, નીરંગદીનની ક્રિયામાં વાપરવા કહેલો છે. નાહાન નવાડે છે
ે પણ એજ નીરંગ વપરાય છે. હવે રોજનાં વપરાસનો તરો ગાયનો
રાય છે. એની સમજણ એ છે કે ગાયમાં રોશ્નીનાં તત્વનો એક આની
ુ છે. પણ અશોશક્તિ એ ઉપર બતાવેલી ત્રણ ચીજો, આતશની રાખ,

---

૧. જયોતીશ વિદ્યાને આધારે લેતા એમ જણાય છે કે "બ્રેસપતીની જીર-
અને બીજા ગૃહોની નજરાત વગરનો" એટલે એવો ચોક્કસ ટાઇમ લીએ
થી તે વખતની કુંડલી કાઢી તપાસતાં તે લગ્નપર બ્રેસપતી સિવાય કોઈ પણ
ી નજર આવતી ન હોય એવો વખત સાંધી નર માંદાનો સંબંધ આપે,
કુદરતી તેમ બને.

મટોરી, લીંબુનો રસ રેતી વિગેરે વધારે ઉત્તમ બતાવેલો છે. નીરંગદીનમાં નીરંગ કરતાં રેતી વધારે ઉત્તમ ગણેલી છે. ( પ્રગટ કર્ત્તા. )

**બોયદેનાર મોબેદની પાકીજગી**—( જામારપીમાં કહેલું છે કે ) આતશખાનામાં આતશને બોયદેનાર મોબેદ ઉંચ હવાનો ઉચ ખાંનદાનનો, પાકી ઉમરનો, નરમ સ્વભાવનો, શીરીન જુબાંનનો, બુલંદ અવાજે પઢનારો, સારી તનદુરસ્તીવાળો, મજબુત બાંધાનો, લડાયક હુનરનો માહીતગાર હોવો જોઇએ કેમકે કદાચ દીન દુશ્મનો આતશ ખરાબ કરવાને આવે તો તેઓની સામે થઇ આતશનો બચાવ કરે. વળી તે મોબેદ દાનાંવ, પરહેજગાર, ભણેલો તેમજ તમામ દીનની વાત અને દીનના કામમાં જાણીતો હોવો જોઇએ. તેને હમેશાં પવિત્ર કપડાં પેહેરવાં જોઇએ. તેમજ **સ્વચ્છ ખોરાક ખાવો જોઇએ. *નસા ભરેલો ખોરાક નહી ખાવો જોઇએ,** પવિત્ર ઇજેલાં પાણીમાં દુધ મેળવી પીવું. ખાતીવેળા બરશનુમ સાથે બાજ ધરી ખાવું જોઇએ, અને નવાં કપડાં સીવડાવી તેને ધોઇ ઈજી પેહેરવાં જોઇએ. આતશનાં મકાંનથી બીજે ઠેકાંણે અપવિત્ર જગે નહી જવું જોઇએ. રાત અને દીવસ માટે બોયદેનાર મોબેદ જુદા રાખવા જોઇએ."

**ખુલાશો**—મોબેદી ટોલો દીનદાવરથી ગણાય છે. આજનો આપણો મોબેદી ટોલો બરશનુમનો મારગ પાળે છે, તેમાં જીંદરવાંન અને રવાંન બન્ને ક્રીયાઓ થાય છે. પણ મોબેદી વર્ગને માટે હજુ પુરતો બંદોબસ્ત કોમનાં અકાબરો તરફથી થવો જોઇએ છે, તે એ કે મોટા પાયાપર નાણાનું એક મોબેદી ફંડ ભેગું કરી પેહેલાં તો મોબેદોનાં બચ્ચાંઓને ( છોકરાઓને ) ધર્મની ઉંચ કેળવણી આપવા સર્વ સગવડ કરી આપવી, અને ત્યાર બાદ વેહેવારૂ ઉંચ કળવણી માટે જોઇતો બંદોબસ્ત કરવો અને નાણાંની મદદ કરવી, અને ત્યાર બાદ જરતોસ્તી આલમને પણ સગવડ થવી જોઇએ, યાને કે તે મોટાં ફંડ તરફથીજ પાકી પરહેજીથી અને ખરી ધ્યાનંતે ઉત્તમ મોબેદી કરનારને ચોક્કસ ઇનાંમી લવાજમ મલવો જોઇએ, અને યજશને, વંદીદાદ, આફરગાંન બાજ વિગેરેનાં ચોક્કસ અને સગવડ પડતા લવાજમ બાંધી આપવા જોઇએ કે જે રકમ ગરીબમાં ગરીબ જરતોસ્તીઓને પણ પરવડે, તેમજ પંથક દીઠ તે ફંડ તરફથા પંથકીને નીભાવ ખરચ મળવો જોઇએ. આ કામ કોમનાં અકાબરોનું છે. જયારે આ બાબદપર પુરૂપુરૂ અજવાળું પડે ત્યારેજ મોબેદી ટોળાનો દાહાડો વરે અને અંધીઆરૂઓ પોતાનાં ફરજંદોને બીજા ધંધામાં નહી રોકતાં બાપીકા મહજબી ધંધામાં

---

*પ્રાણી ખોરાક નસા ભરેલોજ ગણાય. એરવદ સાહેબો આ પરથી શું વીચારશો ?

રાખે. હમણાં પણ મોએદો માટે હાડમારી ઘણે ઠેકાણે જોવામાં આવે છે, અને નાણાની સગવડની માંગણી માટે સાંભળીયે છીએ. બેહેદીનો કહે છે કે પેહેલાં માફક હમારૂં સસતું કામ થતું નથી, મોએદો કહે છે કે હજુ હમોને પરવડતું નથી. આ દરેકનો સેહેલો રસ્તો ઉપર મુજબનું મોબેદી ફંડ છે. સર અવસરે પારસીઓ તેમાં નાણાની રકમ બક્ષેશ કરે તો કોમનેજ લાભ છે. જેવું જેની પાસે કાંમ લઇએ તેવોજ તેને માટે ઘટતો બંદોબસ્ત પણ કરવો જોઇએ, ત્યારેજ તે બાબદમાં અજવાળું રહે. નહી તો રફતે રફતે નાપેદા થાય છે. તેજ મુજબ મોબેદોનું પણ જોઇએ છીએ કે હાલ મોએદો મળી શકતા નથી. મોએદનાં બચ્ચાંઓ કોઈ નાવર થઇને યા થયા વગર બીજા ધંધામાં રોકાય છે. તેનું કારણ એવું બતાવે છે કે એ ધંધામાં (મોબેદીમાં) કસ નથી વિગેરે. ત્યારે વિચાર થાય છે કે રફતે રફતે મોબેદો વટીક મલશે નહી કે કેમ ? આ સઘળાંનાં સુખ માટે સારા મોટા પાયા પર એક મોબેદી ફંડની જરૂર છે. આ બાબદ આપણાં સમસુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી ઉપાડી લીએ અને કોમના અકાબરોનું ધ્યાંન ખેંચે તો સહેલાઇથી બની શકે તેમજ દેશપરદેશમાં પણ તેમ બને તો કરનારનું નામ જાવેદાન અમર રહેવા સાથે અખંડ કોમનો લાભ સચવાય અવે ધર્મની પણ સારી ઉન્નતિ થાય, કારણ કે તેમ થયા વગર ધર્મગુરૂ વર્ગ ઘણો ઓછો થતો જાય છે, અને આગળ ઉપરનાં વખતને માટે પારસી કોમનાં અકાબરોએ પહેલ કરી ફંડ ભેગું કરવું અને પારસી કોમે પોતે પણ સર અવસરે તે ફંડમાં રકમ આપવી. ઘરડાં વડાંઓ કહી ગયાં છે કે "સાત પાંચ લાકડીથી એકઠો બોજ" તેમજ "ટીંપે ટીંપે સરોવર અને ઢેફે ઢેફે પાર" તે મુજબ જરતોસ્તી આલમથી મોબેદી ફંડ થવું જોઇએ છે. ત્યારેજ કલાકોનાં કલાકો સુધી મોહોડું હીલવી છાતી દુખવી ભણુતર કરનાર મોબેદને બદલો મળેલો કહેવાશે. અને કોમનાં દરેક કામોપર મનથી ધ્યાંન દઇને મોબેદો પણ ખરી ખાત્રીથી કાંમ કરશે. ત્યારે અને ત્યારેજ કોમનો દાહાડો વળશે. શીખેલા ભણેલા એરવદ સાહેબોને આજે મોબેદી પસંદ પડતી નથી તે ત્યારે તો ઘણું ધ્યાન પોહોંચાડી મહજબપર ફીદાગીરી કરશે. અને શીખેલા ભણેલા એરવદ સાહેબો પોતાનાં બેહેદીનોને ધર્મનાં ફકરાઓ સંભળાવશે તો જરતોસ્તી આલમમાંથી સ્વધર્મની મતફેરી દુર થશે. પણ ફરી એકવાર કહેવું પડે છે કે આ કામ પારસી કોમનાં સર્વે અકબારોનું છે કે તેઓએ જેમ લાખોની રકમો બીજાં ફંડ માટે આપી છે. તેમ આ મહજબની લાગણીનું કાંમ કરવા પેહેલ કરવી જોઇએ. આ કાંમ ઉપાડી લેનારને બેવડી

કીર્તિ છે. ખુદરતનું માનીતું અને કોમમાં વધારે જાણીતું થશે. (પ્રગટ કર્ત્તા.)

**ગુશ્તાસ્પશાહે પુછ્યું** સર્વેમાં મોટા **મરગરજાની ગુનાહ** કયા **છે. ? જામાસ્પ હકીમે** જવાબ દીધો કે—" જે ધણી કોઇ અશો મરદને મારી નાંખે, યા ખ્વાર કરે, કોઇનો ધંધો ડુબાડે, હકદારનો હક ડુબાડે, વડીલને માન નહી આપે, પોતાનાં વારસનો હક ભાંગે, હાથ હેઠલનાં અથવા આશરે પડેલાંપર જુલમ ગુજારે, આતશ અને પાણીમાં નસો નાખે, કોઇને નસો તથા પલીદી ખવાડે, કોઇને ચુગલી કરે ને ખલકને દુઃખ દીએ બેહેદીન થઇ દસ્તુર મોબેદપર હોકમ કરે, કોઇની મશ્કરી કરે, બુજુર્ગોના સામું બોલે, કોઇને સતાવી દુઃખ દીએ, લડાઇ કરવાનું કરે, આતશ બુજવે, કુસ્તી કમર પરથી કાઢી નાંખે, સદરા કુસ્તી વગર ફરે, ઉઘાડે માથે બોલે ખાય બેસે ઉઠે, ફરે હરે, પણ જો ઉઘાડે માથે એ બધું કરે તો અજીમ ગુનાહ છે. જો કોઈની સ્ત્રીને બળજોરથી નસાડે, કાજ ભાજવાનું કાંમ કરે, કોઈ કાજ થતું હોય તેમાં ટટી ભીરે, તથા ખેતીવાડીનું કામ થતું હોય તેમાં આડો પડે. સગદીદ કીધા વિનાં નસાને અડકે, હરેક વાતે સુકરાનાં નહી કરે, કોઇ પર જુઠુ બોહતાંન જોડે, કોઇ તરફથી જુઠી સાક્ષી પુરે, સચ્ચાઇનો ઇનકાર કરે, કોઇનું સારૂં નહી જોઇ શકતાં અદેખું બને. મુવેલાંની માલમતા તેનાં વારસોને નહિ આપે, હરામનો માલ પચાવે, સ્ત્રીને કબુલાત આપી બેવફા બને, જુઠાઇનો કીનો અંતરમાં ધરાવે, બદ કામને ઉતેજન આપે, જાદુઈ તથા બુતપરસ્તીનાં કામો કરે અને દરવંદના હાથનું ખાય, ભલી દીનનાં દસ્તુર, એરવદ તથા બેહેદીન પરજાતના હાથનું ખાય, પોતાનાં માતપિતા તથા ઉસ્તાદને નાફરમાન નિવડે, દસ્તાનની અભડછેટની દરકાર નહિ કરે, લાંચરૂશવત લીયે; એ સર્વે ગુન્હા મ્હોટાં છે, ઉપલા જે ગુન્હા કરે તેને મરગરજાન ગુન્હા લાગે. તેની શિક્ષા ૩૦૦ વર્ષ દોજખનાં આજાબમાં કેદ થવાની છે. જો કોઈ વચન આપી બેવચન નિવડે તેને ૭૦૦ વર્ષ દોજખની શિક્ષા થાય છે." જો કોઇ આદમી વડાંઓની રાહરસમી અને દીનની ઉપર ચાલે અને તેની ચાલથી ફરે તો તે આદમી ૮૦૦ વર્ષ દોજખનો આજાબ ભોગવે. જો કોઇ માણસ ખુશીથી તલાવ યા કુવાનું પાણી વપરાસમાં લેવા કહીને પછી તે આદમી પાણી નહિ લેવા દીયે તો તેને ૭૦૦ વર્ષ દોજખ ભોગવવું પડે છે. કોઇ મોબેદને હરેક કાંઈ ચીજ આપવા કહીને પછી નહિ આપે ને બીજાને આપે તો તે આદમી ૧૦૦૦ વર્ષ સુધી દોજખનો આજાબ ભોગવે. જો કોઇ લગન કરવાનુ હા પાડી ફરી જાય, શાગરીદ ઉસ્તાદને નાફરમાન નિવડે, એરવદ કરવાની કબુલાત આપી

કરાવનાર ફરી જાય તો તેને ૯૦૦ વર્ષ દોજખનો આજાબ સેહવવો પડશે.”

**બાકી જગતમાં ગુન્હાની સજા—ગુશતાસ્પે** પુછ્યું કે આ દુનિઆમાં ગુનાહની સજા શું કરવી. **જામાસ્પે** કહ્યું કે “જે ઇન્સાન ચોરીનો ગુન્હા કરે તેને ૩૩ દિવસ સુધી ચાબકા મારવા જોઇએ, ને લુટારાની ગરદન મારવી જોઇએ. જો કોઇ ચોર બીજાનું ઘર ફાડે તો તે ઘર ફાડનાર આદમીના હાથ કાપવા રવાછે. જો કોઈ આદમી હંમેશાં ચોરી કર્યા કરે તો તેની આંખ ફોડવી રવાછે, અને તે માણુસને ત્રણ દીવસ સુધી ચાબકાનો માર મારવો. જો કોઇ આદમી કોઇની કાંઈ વસ્તુ લીયે ને નામકર જાય પણ તેનો ગુન્હા સાક્ષી પુરાવાથી પુરવાર થાય તો તેને પ્રથમ ૧૫ ચાબકા મારી ૨૦ દીનારનો દંડ કરવો ને તે દંડ દીનના કામમાં ખરચવો. ખુનીને તેનો ઈન્સાફ કરી પતેત કરાવી ગરદન મારવો ને તેને પથ્થર મારવા. જો કોઇ આદમી જુઠું બોલે તો તેને ૭ દિવસ વેર પાચ ચાબકા મારવા, તેને મીજલસથી બાતલ કરવો, તથા તેના પાસે ગાહમબાર યા કાંઈ દીનનું કામ કરાવવું. જુઠા સોગન ખાનારની જબાન કાપવી ઘટે છે. જો કોઇ બીજાપર જુઠું બોહતાન જોડે તો તેને ૭ દીવસ સુરજના તાપમાં ઉભો રાખવો ને ચાબુકથી મારવો. જો કોઈ વચનથી બેવચની નિવડે તો તેને ૧૦૦૦ ચાબકા મારવા, તેને પતેત કરાવવી, ૨૫ દીનારદંડ લઇ દીનના કામમાં ખરચવી જો કોઈ સદરા કુસ્તિ વિના ડગલાં ભરે, જોડા પહેર્યા વીના પીશાબ કરે, એક પગ ઉઘાડો રાખી ચાલે તો પહેલે પગલે ૧૦૦ બકરી ગાયનું દુધ સુકાય છે ને બીજે પગલે ૨૦૦ નું દુધ સુકાય છે. એ પ્રમાણે ૪ પગલાં ઉપર ચાલતાં ચારે દીશાના ઢોરોનું દુધ સુકાય છે માટે તેવા ગુન્હેગારને ૩૫ દિવસ ચાબુકનો માર મારી ૧૧ દીનાર દંડ કરી તે દીનાર ફરેસ્તાને નામે ખરચવા.”

“જો કોઈ અથડામણુ કરે તો તેને ૫૦૭ નેતરના ફટકા ઘટે ને ૩૦૦ દિનારનો તેને દંડ ઘટે છે. જો કોઇ દસ્તુર યા એરવર્દની સામે બોલે તેને ૧૦૦૦ ચાબકા મારવા ઘટે છે. જો સામો ધણી આ શિક્ષાથી સંતોષ નહિ પામેતો ને જો પછી તે સંતોષ પકડે તો તેની પાસે પતેત કરાવવી, તથા ૭ દિનારનો દડ કરવો. જો કોઇ શાગેર્દ પોતાના ઉસ્તાદ સામે બોલે તો, અને કરાર કીધો હોય તે તોડે તો તે સાગેર્દ ૯૦૦ વર્ષ દોજખ ભોગવે, પણ જો તેની તોજેસ ૧૦૦ દિનાર ગુન્હેગારી દાખલ દંડ કરી લઇ સવાબમાં ખર્ચે તો તેને અંજુમનથી બેમાસ દુર રાખે. (જો કોઈ **અડકાયલી ઓરત** ચેરાગ, ખુરશેદ, આતશ, માહાતાબ, સતારા આસમાન, ઉરવર, ગોસપંદ તથા દરેક નૂરી ચીજો સામે જોય યા પાસે જાય તો તેને ૨૯ ટાંક ભાર

ગુન્હા લાગે, પણ જો તે આતશની ત્રણ દગલાં દુર રહે તો તેને ૧ તનાફૂર ગુન્હા લાગે. જો દસ્તાનવાલી ઓરત આતશને હાથ લગાડે તો તેણીને '૨૨૫' તનાફૂર ગુન્હા લાગે; પણ જો તે વેહેતાં પાણી સામું જુવે તો તેને ૨૮ તનાફુર ગુન્હા લાગે. જો દસ્તાનવાલી ઓરત વર્ષાદમાં બહાર જાય તો તેને દરેક છાંટે તનાફૂર ગુન્હા લાગે." માસીક માંદગીમાં બેઠેલી ઓરતનો એટલો મ્હોટો ગુન્હા લખેલો છે કે જ્યારે ઓરત દુર બેસે છે ત્યારે નાપાક અહરેમન પાપીએ એક બુરો તથા નાપાક દેવ દસ્તાનની રખેવાળીને સારૂ પેદા કીધો છે, તે દેવનું નામ "પેતીઆરે" છે, ને તે દેવ તે સ્ત્રી સાથે રહે છે, તેથી જો તેવી ઓરતની નજર મરદની ઉપર પડે તો તે મરદની અક્કલ તથા હોશ કમ થઇ જાય છે. અને જો તેની નજર કોઇ બરશનુમ લેતા મોબેદપર પડે તો તેનું બરસમ ભાંગે. દસ્તાનવાલી ઓરતની તોજેશ એ છે જે દરેક ચીજની ઉપર જો તેની નજર પડે તો, તે ઓરત જ્યારે પાક થાય ત્યારે તેણીને ચાબકા ૧૦ મારવા ને ૧૮ દેરમ દંડ કરવો તથા પતેત કરાવવી. આવી ઓરતને વાસી અને થોડુ ખાણું આપવું, તથા તેણી અં-ધારી જગ્યામાં રાખવી ને તેની પાસે ખુબ પરહેજગારી કરાવવી." "જે આદમી પોતાનાં નખ બાલને પરહેજ નહી કરે તેને ૨૮ ટાંક ગુન્હા લાગે માટે તેને ૧૦ ચાબકા મારવા, ને ૮ દેરમનો દંડ કરવો. જો કોઈ આ તશ ઉપરે ફુંક મારે નો તેને ૨૮ ટાંક ગુન્હા લાગે તેથી તેને ૫૦ ચાબકા મારવા ને ૧ દીનારનો દંડ કરવો, તથા તેની પાસે પતેત કરાવી આતશને બોય દેવડાવવી." (જામાસ્પી.)

**ગુશતાસ્પશાહે** પુછયું કે ૨૮ મોટા અજીમ ગુનાહ છે તે કયા અને ૩૩ સવાબ ઉત્તમ છે તે કયાં? **જામાસ્પ હકીમે** જવાબ દીધો જે "૧ ગુલામબારગી, ૨ જુઠુ બોલવું, ૩ બે ગુનાહ કોઇને મારવું, ૪ કાજ કરીને ભાંગે, ૫ પાલક કરી આપતા હોય તે ભાગે અને હક હીસ્સો ડુબાડે. ૬ આતશ તથા આતશબેહેરાંમ ભાંગે, આજાર દીએ, ૭ પાણીને આજાબ દીએ. ૮ દેવ દેરાંને અને બીજી જાતનાં પીરને માને અને પુજે, ૧૦ કોઇ પાસેથી મનછામાંથી કરીને કરજ કાહાડે, ૧૧ જુઠાણું બોલનારની હીમાયત કરે, ૧૨ અનીઆં કરીને નેઆસ કીધા વનાં ખાય, ૧૩, હારેમનને માને, રાક્ષસી વીદ્યા શીખીને તોનું કરે, ૧૪ આશમોગનું કામ કરે, જંદ અવ-સ્તા માઠા તથા જુઠા, તથા પઢવું જુઠું કરીને જાણે, ૧૫ દેવની પુજા કરે, ૧૬ ચોરી કરે, ૧૭ માંહોમાંહે કલેશ કરાવે, ૧૮ કીનો રાખે, ૧૯ કોઇપર જુલમ કરે, ૨૦ મુકતાદમાંને પીડા કરે, રોજગાર ચુકે, ૨૧ દરજપણું કરે તારૂંમારૂં કરે, ૨૨ ગુમાન કરે, ૨૩ દરવંદની ઓરત સાથે સોબત કરે, ૨૪ ખોદાતાઆલાની બંદગી સેતાએશ નહી કરે, ૨૫ રાસ્તી નહી બોલે તથા

બોલવા નહી દીએ, ૨૬ પોતાની રાજીએ પોતીકો માલ આપી પસ્તાવો કરે સંતોષ નહી રાખે, ૨૭ અશોને આજાર પોંહોચાડે ને તેથી પોતે ખુશી થાય, ૨૮ પુણ્યનું કાંમ આશકરી રખડતું રાખે, એ ૨૮ અજીમ ગુનાહ છે. અને હવે ૩૩ ઉત્તમ સવાબ કહુ તે સાંભળ.

૧. સવાબ દાતારપણું, ૨. રાસ્તી, ૩ બંદગી કરવી. ૪. સંતોષ. ૫. સર્વે કોઇ ભલાંને દોસ્તી કરી માને, ૬ આસમાન દુનિઆ ખુદાને એક કરી જાણે, ૭ ઘાત અને અન્યાય હારેમને સરજ્યું કરી જાણે, ૮ રસ્તાએજની ઉમેદ રાખવી, ૯ ખેતવોદેહનું કામ કરવું તથા કરાવવું, તેમાં મદદ કરવી, ૧૦ પાલક કરી લેવો, ૧૧ વેવશ્રાહ હરેક કસબ કરવો શીખવો. ૧૨ પાક દીનને રાસ્તી કરી જાણે, ૧૩ જે કોઇનુ હેશાન હોય તે વીસરવું નહિ, ૧૪, ભલાને નેક નજરે જોવું, ૧૫ ભલાંને રૂડું માગે, ૧૬ કીનો દુર કરે, ૧૭ અદેખાઇ નહિ કરે, ૧૮ અનીક ચીંના નહિ કરે, ૧૯ નાસી પાસી નહિ કરે, ૨૦ કાંઇ ગયું હોય તેની ચીંતા નહી કરે, ૨૧ ગુસ્સો નહિ કરે ૨૨. શરમે કરી ગુનાહ નહી કરે, ૨૩ આળસ કરી સુવે નહી. ૨૪ ખુદાને દીલથી વીસારે નહી. ૨૫ પાપ કીધે અજાબ છે. પુન્ય કીધે બેહેસ્ત છે એવો ઇરાદો મનથી ધરે. ૨૬ અદેખાઇ નહી કરે, ૨૭ પોતે રૂડું કરે ને આગલાને રૂડું કરતાં શીખવે, ૨૮ ભલું તે જે સુખ દેખાડે, ૨૯ છાગબેદનું કામ નહી કરે, ૩૦ પોતાની હયાતીમાં પોતાનાં હકદારને સુખી રાખે, ૩૧ મેહેર દરૂજનુ ( જુઠ્ઠાં સોગદનુ ) કામ નહી કરે. ૩૨ પોતે વાંક નહી કરે અને કોઇ કરે તો તેને અટકાવે ૩૩ કોઈ દુબલો હોય તેની પરવશી કરે એ આદમી બેહેસ્તનાં કામ કરે છે એમ કહેવાય. ”

**ગુસ્તાસ્પે પુછ્યું** કે ખરવશતર મારવા ઘટે કે નહી **જામાસ્પે કહ્યું** કે આટલા ખરવશતર મારવા ઘટે છે. પાટલાધો એક મારે તો ત્રીસતના પુર ( એક જાતનું માપ ) સવાબ લાગે મધમાખ એક મારે તો એક તનાપુર સવાબ લાગે મેડક એક મારે તો એક તનાપુર સવાબ લાગે કીડી એક મારે તો એક તનાપુર સવાબ લાગે વગરદાંતની કીડી એક મારેતો અરધા તનાપુર સવાબ લાગે કીડીનું ગળું ભાંગે આંધળાને આંખો આપે ઝેરી માખ મારે તો એક તનાપુર સવાબ લાગે લીલી માખ મારે તો પંદર તનાપુર સવાબ લાગે એ માખ હવામાં છેહડે તો મચ્છર પેદા થાય જો પાણીમાં યા જમીનમાં છેહડેતો હરજાતના દુશ્મનેણુ જીવડા પેદા થાય. જો ગાય ઢોરના છાણમાં છેહડેતો લાલ સાંપ પેદા થાય રીંછ જાનવરના માથામાં છેહડે તો વિંછી પેદા થાય. વાઘ તથા વરૂ મારેતો હજાર જાન બચાવ્યા જેટલું પુણ્ય લાગે તેમજ ખોદાનો ઉપકાર તે ખેંચી લે. ઉદર મારેતો પચાસ તનાપુર સવાબ લાગે.

# ફાલ ચક્ર.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૬૧ | ૨૩૪ | ૪૪૨ | ૪૪૪ | ૩૧૩ | ૩૨૧ | ૪૨૩ | ૪૩૧ |
| ૧૧૧ | ૩૧ | ૬૩ | ૩૪૨ | ૩૪૪ | ૨૧૩ | ૨૨૧ | ૫૫ | ૩૩૧ |
| ૪૧૧ | ૧૩૩ | ૩૩ | ૨૪૨ | ૨૪૪ | ૪૧ | ૫૧ | ૨૩ | |
| ૩૧૧ | ૪૩૩ | ૧૪૧ | ૬૨ | ૫૩ | ૧૪ | ૨૧ | ૧૨૪ | ૨૩૧ |
| ૨૧૧ | ૩૩૩ | ૪૪૧ | ૩૫ | ૪૧૨ | ૧૧૪ | ૧૨૨ | ૪૨૪ | ૫૨ |
| ૧૫ | ૨૩૩ | ૩૪૧ | ૧૪૩ | ૩૧૨ | ૪૧૪ | ૪૨૨ | ૩૨૪ | |
| ૧૨ | ૪૩ | ૨૪૧ | ૪૩૩ | ૨૧૨ | ૩૧૪ | ૩૨૨ | ૬૪ | ૨૫ |
| ૧૧૨ | ૩૨ | ૫૪ | ૩૪૩ | ૪૫ | ૨૧૪ | ૨૨૨ | ૨૪ | ૧૩૨ |
| ૩૨૩ | ૧૩૪ | ૩૪ | ૨૪૩ | ૧૩ | ૬૫ | ૨૨ | ૧૩૧ | |
| ૨૨૩ | ૪૩૪ | ૧૪૨ | ૪૪ | ૧૧૩ | ૧૨૧ | ૪૨ | | ૪૩૨ |
| ૨૩૨ | ૩૩૪ | ૨૨૪ | ૧૪૪ | ૪૧૩ | ૪૨૧ | ૧૨૩ | | ૩૩૨ |

# ફાલ નામું.

ફાલ જોતી વખતે ખરા દીલથી ખુદાને યાદ કરીને આ જોડેના ચક્રમાં આંગળી મુકવી ને તેમાં જે આંકડા આવે તે આ પાને નંબરે જે તાસીર લખી છે તેની સાથે સરખાવી જોવો. કોઈબી કામની શરૂઆતમાં ફાલ જોવી હોય તો ઉપર લખ્યા મુજબ તપાસી લેવું. પવિત્રાઈથી કુસ્તી પાદીઆબ કરી અશેમ વોહુ (૧) અને યથા અહુ વૈરીઓ ૧ ભણવી. એકજ સવાલ એકથી વધુ વાર પુછવો નહી.

---

૧૧ એ આંકે મન વાંચતાં ફલ પામીએ, ધનની વરધી હોય, જે માંગે તે મનની મુરાદ સામને પામે સંતાપ ટલે. જે ચીંતવે તેને લાભ હોય. લાભ લઇ ઘેર આવે ને ફતેહ મેળવે.

૧૧૧ આ ફાલનાં ધણીતું ખુદા પાસે માગે છે તે પામશે, અને તારા કામમાં તું સફલતા સાથે માન પામશે, તારો ગ્રહ શ્રેષ્ટ બેસપતી છે. રૂડું થશે. ફીકર માં કર ખુદાને યાદ કર.

૪૧૧ તેં જે અંદેશા માટે ચીત્યું છે તો સબર ધર કે સેવટે સંતોષ પામશે. માટે તે દાદગરના શુકર કરતો રહેજે.

૩૧૧ તારૂં ચીંતેલું કામ તારા દીલની ઇચ્છા પ્રમાણે સફળ થશે. ગમગીન કે દુઃખી ના થા, કેમકે તારો વખત સુખચેનનો આવી પોંહચ્યો છે. હવે તારાં દુઃખો દુર થશે ને તું તારી મુરાદે પોંહચશે.

૨૧૧ આ ફાલના ધણી તું ધીરજ ધર. આ કામમાં મહેનત નાકર. કેમકે એમાં કોઇ ફાયદો નથી. ખુદાપર સબુરી ધર કે તે તને મદદ કરશે.

૧૫ તું જે ચીંતા કરે છે તે દફે થશે. ને તારૂં કામ પાર પડશે. તું એકાએક (ગેબથી) સારી ખબર સાંભળશે. તારૂં કામ સર્વત્ર પ્રકાશિત થઇ તું ખુશ મુબારકબાદીઓ પામશે.

૧૨ તને એમાં લાભ થશે અને તારી બ્હીક તથા ચીંતા દફે થશે. પણ તે પાંચ દીવસ વેરમાં બનશે એમ સંભવ છે. તને ચિત્યો લાભ એકાએક થશે. તું ધણીનો ઉમેદવાર રહેજે કે તને ફતેહફીરોજી હાંસલ થશે.

૧૧૨ તને ઘણી ખુશખબરો તથા નેઆમતો મળશે તેમજ આપબળથી મેળવેલી (હલાલ) રોજી મળી મુરાદે પહોંચશે. જે પણ કામે જવું હોય ત્યાં જલ્દી જા, કે લાભ થશે. તારો સેતારો શુક્ર (શ્રેષ્ટ) આવ્યો માટે સારૂં છે.

૩૨૩ તું ખુશી થા કેમકે તારી ચીંતા ટળી લાભ થશે. તું તારી ઘાનત પાક રાખી ખુદાપાસે દુવાકર કે ફત્તેહ પામે.

૨૨૩ તું આવતી આફ્તોથી બચવા માટે સહનશીલતા ધરજે, અને તું જે મનમાં ઇચ્છે છે તેથી વેગળો રેહજે કેમજે આ કામમાં બરક્ત નથી. એ કામમાં પડશે તો દુઃખી થઇ વિપત્તિમાં ફસશે માટે ધીરજ ધર.

૨૩૨ તારા જે દહાડા ભારી ગયા છે તે ખુદાતાલાએ નીગાહમાં રાખ્યા છે માટે તેં મનમાં જે ચીંત્યું છે તે કરજે, કે તારી મુશકેલી ટળી ખુશહાલી સાથે આરામ પામશે.

૬૧ તું ખુદા ઉપર ઉમેદ બાંધજે કે તે તારી ઇચ્છા બરલાવશે, ને તારૂં ચીતેલું સફળ કરશે.

૩૧ તારા મનમાં જે છે તે ઘણું શુભ છે મેહેનત કરજે લાભ પામશે.

૧૩૩ આ ફાલ જોનાર ધણી તેં જે ચીત્યું છે તે માટે થોડા દીવસ સબુરી ધરજે, કે તે પછી તારૂં કામ સિદ્ધ થશે. લેણદેણમાં ધીરજથી કામ કરજે. આ મહિનો ભારી છે તેથી આ માસમાં કામ ના કરતો.

૪૩૩ તારૂં ચીંતેલું સફળ થશે ને તારા વેરી ઉંધા પડશે. તને જે ગામ જવું હોય ત્યાં ઉતાવળે જા કે લાભ પામશે.

૩૩૩ તું ખુશહાલ થશે. તને દુરની મેહેનતથી એક ચીજ આવી મળશે તેથી ફાયદો પામશે. તને મુસાફરી લાભકારક છે.

૨૩૩ તેં ચીંત્યું છે તે મુરાદે પોંહચશે સારી વધામણી સાંભળશે. ચીંતેલું કામ કર કે તેમાં લાભ થશે મોટાંઓની આગળથી ફાયદો મેળવશે.

૪૩ તારૂં ચીંતેલું સિદ્ધ થશે. તને લાભ છે સખાવત કર કે ભલું થશે.

૩૨ તેં જે કારજ ચીંત્યું છે તેમાં લાભ નથી. માટે ૧૬ થી ૧૭ દીવસ સબર કર કે તે કામ સુધરશે.

૧૩૪ તારી મુરાદ હાંસલ થશે. તારી ઉમર ખુશી ખુશહાલીથી ગુજરશે અને ખુબીથી મનની મુરાદ પામશે.

૪૩૪ તારો દુશમન તારીપર વેર લેવાનું કરે છે માટે તેના મક્કર હિલાથી દૂર રેહેજે ને ખુદા પાસે સારૂં માંગ કે ફાયદો થશે. તારો દુશમન બળાયો છે માટે સંભાળ.

૩૩૪ તું દુશમનથી ના બિહીતો પણ ખુદાતાલાપર ઉમેદ રાખી તેની બંદગી કરજે કે સંતોષ પામશે. બુરાઇથી દુર રેજે કે ઇશ્વિર સર્વ સંકટ ટાળશે, પણ તારા જીવને તપાશી રાખજે.

૨૩૪ તારી મુરાદ ખુદાતાલાથી પોંહચશે, તેથી બંદગી ચાલુ રાખ. સફર

જવાનું નહિ થશે તોપણ જલ્દી જા કે લાભ પામશે.
૬૩ જે કામ તેં ચીંત્યું છે તે થશે. તેમાં લાભ સાથે યશ પામશે. માટે મેહેનત કર ને ફીકર ચીંતા છોડી દે.
૩૩ જે તેં ચીંત્યું છે તે થશે. અને તેથી જીવને હરખ મળી લાભ થશે.
૧૪૧ તારી ફાલ સારી છે અને તારૂં કિસમત ઘણું જોરાવર છે. તારા ઘરમાં ખુશાલી સાથે ફરજંદોની વૃધી થશે તેમજ બરકત્ત જોશે. આ મહિનો ને રોજ તને મુબારક છે.
૪૪૧ જે તેં ચીંત્યું છે તે સફળ થશે. આ કામથી ઘણો ફાયદો પામશે તેથી ખુદાતાલાની બંદગી કરવી ચાલુ રાખજે.
૩૪૧ જે તેં ચીત્યું છે તેથી થોડા દીવસ વેગળો રેહેજે કેમકે ખુદા તારી તે મુશ્કેલી ટાળશે; પણ જીવને તપાસતો રેહેજે.
૨૪૧ તેં જે કામ ચીત્યું છે તે માટે થોડા દીવસ સબુરી કર અને ઘરમકર તથા ખુદાતાલાની જનાબમાં ઘીનો દીવો કર કે તારૂં કામ જલ્દી સફળ થાય. તારા દુશમનો જેર થશે ને તું તારી મનની મુરાદે પોંહચશે. માટે થોડી ધીરજ ધર.
૫૪ આ તારૂં ચીંતેલું કામ પાંચ દીવસ સુધી કરતો ના, પણ ધરમ કર કે તેનું ફળ પામશે.
૩૪ તારા મનમાં ધારેલું મળશે પણ ૧૦ દીવસ ધીરજ ધર કે પછી સુધરશે. તું કુટુંબીઓમાં વિશ્વાસ ના કરતો.
૧૪૨ તું તારી મુરાદે પોંહચશે. ને કામ સફળ થશે. તું કોઇને ખુરૂં ના બોલતો. દુશમનથી બિહીતો રેહેજે કે સેવટે તારી જીત થશે.
૨૨૪ તને ઇજ્જત મળી દુઃખ ટળશે; સગાઓમાં મેલાપ થશે. મનમાં ચીંતેલું ફળ પામશે ને દુશમન નેહેસ્ત થશે.
૪૪૨ તારા મનમાં જે ધારેલું છે તે ખુદાતાલા આપશે. ભલાં કામો જો કરવાં હોય તો ઉતાવળે કર.
૩૪૨ આ કામમાં ઉતાવળ ના કરતો કેમકે એમાં લાભ નથી; માટે મેહેનત ના કરતો તેમજ કોઇસે બોલતો ના.
૨૪૨ દુશમનથી બિહીતો ના. તે પરવરદેગારની બક્ષેસથી સારૂં થશે માટે તેં જે ચીંત્યું હોય તે કર કે ઇચ્છા સફળ થશે.
૬૨ તારો સિતારો મધ્યમ છે માટે ચીંતેલું કામ ના કરતો કેમકે તેમાં લાભ નથી.
૩૫ તને સારી ઇજ્જત મળશે ને સારો સંગ થશે. જે દાવાદાર તારૂં

બુરૂં ઇચ્છેછે તેજ તને ફળશે.

૧૪૩ તેં જે મનમાં ચીંત્યું છે તેના દિવસ ફીકર ચિન્તાનાં છે માટે ધીરજ ધર. તારા મનમાં ગમ છે માટે ખુદાતાલાના શુકર કર કે તારૂં કામ સફળ થાય.

૪૪૩ તારા મનમાં જે ચિંત્યું છે તે સિદ્ધ નથી. જો બળ કરશે તો તારા વેરીઓ ઉભા થશે તેથી આ વાતથી દૂર રેહેજે

૩૪૩ થોડા દીવસ સબુરી કરજે કેમકે કારજ સિદ્ધ નહિ થશે. ને જો ચીંતેલું કામ કરશે તો હાની પામશે માટે ખુદાને યાદ કર.

૨૪૩ તારૂં કામ અટક્યું છે તે ચાલશે અને ખુશહાલી સાથે જે કાંઇ માંગશે તે ખુદા પાસેથી મળશે.

૪૪ તારા મનમાં જે ચીંત્યુ છે તેમાં લાભ થશે ને સગામાં સારૂં થશે.

૧૪૪ જે તેં ચીંત્યું છે તે માટે થોડા દીવસ ધીરજ ધર અને ખુદાની બંદગી કર કે કામ સુધરશે. તું ખુશહાલીમાં છે પણ ગમ છે.

૪૪૪ તારૂં ચીંતેલું સિધ થશે અને મનની મુરાદે પોંહચશે માટે મેહેનત કર કે લાભ થાય.

૩૪૪ તારો અંદેશો ટળી ખુશહાલી પામશે. મેહેનત ના કર કેમકે દલગીરી પોંહચશે; પણ મકસદને ઠેકાણે આબરૂ મેળવશે.

• ૨૪૪ ફકર ચિંતા દુર કર કેમકે તને ખુશહાલી પોંહચશે ને તારા દુશમનો જેર થશે. હાલ તું ખુદાની બંદગી કર કે તારૂં કામ સુધરશે.

૫૩ આ જગે કામની વૃધી જોશે પણ ધીરજથી કામ કરજે નહિતો થોડો લાભ પામશે.

૪૧૨ એ ફાલનાં ધણી તું ખુદાપર સબર પકડજે, નાઉમેદ થતો ના. જે નૈઅત કરે છે તે તારી મુરાદે પોંહચશે પણ દીન પાંચ સબર કરજે.

૩૧૨ તું જે ફકર કરે છે તે ખરી છે માટે તું પરહેજગારી કરજે. ભલાંની દોસ્તી કરજે ને બુરાઓથી દુર રહેજે તો સારૂં થશે. પણ એ કામ સારૂં નથી.

૨૧૨ તારે માટે ખુશખબર છે, તને ખુશાલી અને ન્યામત પોંહચશે. દુશમનીથી બિહાતો ના. તારૂં કામ સિદ્ધ થશે.

૪૫ તને મુબારક સુખ મળશે. તારે હાથે ચીજ આવશે. તું મેહેનત કરજે કે લાભ થશે.

૧૩ તાહરો વિચાર તથા અંદેશો છે તે ફળશે. કાંઇ વસ્તુ ગઇ હોય તે તથા હરએક વસ્તુપર ઉમેદ રાખે તે મળશે. કોઇએક તારે માટે માઠું

ચીંતે છે તેથી તને નુકશાન નહિ થશે ને લાભ તથા ફતેહે છે.

૧૧૩ તાહરો અંદેશો એટલા માટે છે કે કોઇ થોડી વસ્તુ ગઇ હોય, અથવા હરએક ચીજપર તને ઉમેદ હોય, તો તે તુરત આવી મળશે. કોઇ તારે વિશે બુરૂં ચીંતે છે પણ તેથી તને કાંઇ થશે નહિ. ને તાહરો દુશમન ટળશે અને લાભ તથા ફતેહે થશે.

૪૧૩ જે તેં ચીંત્યું છે તે મોરાદ પામશે, પણ શિતાબી ના કરતો, સબુરી કરજે, કેમકે વાત ભારી છે.—એ કામ ના કરતો.

૩૧૩ તું ગમગીનીથી બાહેર આવ્યો છે. અને નરશ છે તેથી તું એ કારજ ના કરતો કેમકે એ સારૂં નથી.

૨૧૩ એ ફાલનાં ધણી તને વધાઈ મળશે, અને જે જગોની તું ઉમેદ-વારી કરે છે તે ઉમેદ અને હરખ તથા વધાઇ સાથે મલશે, અને રોજીની વૃદ્ધી થશે, તું દોલતને પહોંચશે; તેથી તું શુકરાનાં કરજે કે તને ઘણું સારૂં થાય.

૪૧ તાહરી ધાસ્તી ટળશે, સુખ પામશે અને મનની ચીંતા ભાગશે; પણ તું દિવસ પાંચ યા સાત સબુરી કરજે, પછી તાહરૂં કામ સિદ્ધ થશે.

૧૪ તું હરએક ખબરથી ખબરદાર થજે કેમકે ખુદાએ તને તમામ બલાથી બહાર કાઢયો છે, તેથી કેટલાક દિવસ સબુરી કર, સબુરી કીધાથી તાહરૂં કામ દરૂસ્ત થશે. તાહરા દુશમનો ઉંધા પડશે તાહરો સેતારો શનિશ્ચર નેહેસ્ત થશે, જે કામ ચીંત્યું છે તે થશે, સબુરી કરજે જે સારૂં થશે.

૧૧૪ તાહરી ધાસ્તી છે તે ટળશે. તેં જે મનમાં ચીંત્યું છે તે થશે ને મુશકેલી મટી જશે.

૪૧૪ તેં જે ચીંત્યું છે તે ખુદાતાલા પહોંચાડશે તેથી તારી મુરાદ હાંસલ થશે અને તું મેહેનત કરજે કે લાભ થશે;

૩૧૪ તું જે ચીંતે છે તે સિદ્ધ થશે, અને ખબર સાંભળી હોય તે સારી હોય. શુકરાના કરજે કે કામ સારૂં થાય.

૨૧૪ જે તેં ચીંત્યું છે તેની ફીકર કરવી જોઇએ કે એ કામ કેટલાક દિવસ પછી નિપજશે, કેમકે પાછળ પડયું છે, તેથી કોઇ સાથે બોલતો ના અને ખેરાત કરજે કે મધ્યમ છે.

૬૫— ફાલમાં ચીંત્યું છે તે થશે. સગાં સગાંમાં ખુબી મળશે.

૧૨૧ તું નેક ચીંતે છે તે ખબર તને મુબારક છે; અને તાહરા કામમાં રોશનાઇ ઘણીજ વધશે ને તાહરૂં કામ દીલની મતલબે થશે, તા-

હરો સેતારો ફતેહમંદ છે. સફર કરી લાભ લઇ ઘેરે આવશે અથવા ચાકરીએ જશે.

૪૨૧ જે મુરાદ ચાહી છે તેની ઉમેદ ખુદાપર રાખજે કે ખયર કરે. તને આગળ ઘણી હાન પહોંચી છે તેથી કેટલાક દીન સબુરી કરજે, કેમકે નરસ દેખાય છે.

૩૨૧ તું જે અંદેશો કરે છે તે થશે. રજક રોજી ઘણી વધશે. તાહરો દસ્ત હાલ સારો થશે. કેમકે તાહરા ઘેરમાં ખેરીયત છે.

૨૨૧ તને એની ખબર થશે, અને નેકી સલામી મકસદ ખુદાતાલા આપશે જે મોરાદ તું દીલમાં રાખે છે તે તું પામશે. પણ સબુરી રાખજે.

૫૧ જે તું અંદેશો કરે છે તે વાતનાં વિચારને વિલંબ છે, ને ચીંતેલુ કામ સિદ્ધ નહિ થશે.

૨૧ તું જે ચીંતે છે તેથી સુખી થશે, અને રૂડી વધામણી પામશે, તેથી તું કશી ચીંતા કરતો ના.

૧૨૨ તું જે ખુદાપાસ માંગે છે તે પામશે અને તારી મુશકેલી તથા ફીકર ખુદાના હુકમથી ટળશે ને બે દિવસમા તાહરૂં કામ સિદ્ધ થશે.

૪૨૨ તેં જે ચીંત્યું છે તે કામ સિદ્ધ થશે. ગેબથી કાઇ વસ્તૂ તથા ખુશાલી પોંહચશે ને સારૂં થશે.

૩૨૨ તું પરહેજગારી કરજે. ભલાઓની સોહબતે બેસજે કે તાહરૂ નુકશાન ઘણું થયુ છે માટે વિલબ કર. તારા દિલમાં ઘણું નુકશાન છે.

૨૨૨ હવે પછી તું ખુબી દેખશે ને કોઇ મોટાના બળથી તું બહાર નિકળ્યો છે, અને તું દુશમન ઉપર ફતેહ પામશે. પણ ૭ દિવસ વેર કોઈ સાથે બોલતો ના, કે તારૂં કામકાજ સિદ્ધ થશે.

૪૨ જે તેં ચિંત્યું છે તે ભલું નથી. દીન ૧૬ થી ૧૭ સબુરી કરજે, કે તાહરૂં કામ સુધરશે.

૨૨ તાહરૂં કામ સિદ્ધ થશે. પણ કોઇ સાથે હા—ના કરતો ના. તેમજ કોઇને મનની વાત કહેતો ના. દીન ૯ સુધી મધ્યમ છે પછી સારૂં થશે તેથી સબર કરજે.

૧૨૩ એ ફાલ તને મુબારક અને રૂડી છે, તેથી ખુશાલ થશે ને મનનું ચીંતેલું ફલશે કેમકે તારો ગ્રહ સારો છે.

૪૨૩ તેં જે વિચાર્યું છે તેથી વેગળો રેહેજે, અને એ ચારો ના કરતો, પણ બીજી ફીકર કરજે. જ્યારે એનો વખત આવશે ત્યારે તાહરા દીલની મુરાદ પોંહચશે તથા સારૂં થશે.

૫૫ આ ફાલના ધણી તાહરૂં ધારેલું કામ સિદ્ધ થશે, મનમાં ઇચ્છેલું સફળ થશે. સગાંવ્હાલાંમાં મેલાપ થશે અને ધનની વૃદ્ધિ સાથે મેહેનતનું ફળ પામશે.

૨૩ તેં મનમાં ઇછયું છે તેપર ઘણી વીટંબના પડનાર છે અને તારો દુશમન ઘણો જોરમાં રહેશે માટે ત્રણ દીવસ સુધી કોઇ સાથે બોલતો ના કેમકે તું ધાસ્તિમાં છે.

૧૨૪ ખુદાતાલાની તારીપર મેહેરબાની છે, તેથી એ કામથી તું ખુશાલી પામશે ને મનમાં ચીંતેલી મુરાદે પોંહચી ફતેહમંદ થશે.

૪૨૪ તેં જે તાહરૂં કામ ખુદાતાલાને સોપ્યું છે તેપર ઉમેદ રાખજે ને નૈયત સારી રખી ખુદાઇ રાહપર ખેરાત કરજે કે તેથી તને લાભ થશે.

૩૨૪ જે તેં તારૂં કામ ચીંત્યું છે તેમાં તું સારૂં ફળ પામશે અને હરએક જગાથી સારી ખબર સાંભળશે; માટે શુકરાના કરી ખેરાત તેમજ દીનધર્મનું કામ કરજે, કે તેથી તારૂં કામ સુધારે. તારી મેહેનત સારી છે તેથી ઘણો લાભ થશે અને તારી આ ફાલ ઘણી સારી છે.

૬૪ તું મનમાં ચીંતા ના કર, કેમકે તારી ફીકર લાભવંતી નીવડશે. તું કુતરા (સગ) ને રોટલી નાખવાની શરૂ કર કે તારી બલા દૂર થશે.

૨૪ તેં જે કામ ચીંત્યું છે તે સિદ્ધ નથી થવાનું, તારા માટે માઠું જણાય છે માટે દુશમન સાથે કડવાસ થશે પણ ૧૦ દીવસ પછી ઘણું સારૂં થશે.

૧૩૧ આ ફાલ તને મુબારક નથી માટે તું ચીંતેલા કામથી દૂર રેહેજે. કેમકે કેટલાએક દીવસ તારી ઉપર ભારી છે, તેથી સબુરી પકડજે ને ખુદાને યાદ કરજે.

૪૩૧ એ કામ ના કરતો પણ બીજાપર ધ્યાન લગાડજે. કેમકે આ ચીંતેલું કામ સિદ્ધ નહિ થશે.

૩૩૧ તારૂં ચીંતેલું સિદ્ધ થશે. તારૂં કામ આરંભશે ને રજખરોજી મળવા માંડશે. તારી મુરાદ જલદીથી બર આવશે અને ખુશાલી પામશે.

૨૩૧ તારૂં કામ સિદ્ધ થઇ તું આરામ પામશે.

૫૨ તું કામ હાલમાં ના કરતો કેમકે એક મહિનો તારો ભારી છે, માટે કરે તે વિચારીને કરજે.

૨૫ તેં જે મનમાં ચીંત્યું છે તેમાં વૃદ્ધી પામશે તેમજ લાભ થશે પણ મેહેનત ચાલું રાખજે.

૧૩૨ તું ખુદાની બંદગી કરી સુખ માંગજે કે ભારે કષ્ટમાંથી ઉગરશે. તુંને

જ્યાં જવું હોય ત્યાં ઉતાવળે જા કે વર્ષની મુશકેલી તેથી ટળશે.
૪૩૨ તેં જે ચીંત્યું છે તેમાં લાભ નથી. ઉમેદ તે ખુદાતાલાપર રાખજે.
૩૩૨ થોડાક દીવસ સબુરી કરજે કેમકે તારૂં ચીંતેલું સફળ થનાર નથી તેમજ મનની મુરાદ તું પહોંચનાર નથી. આ કામથી દૂર રહેજે કેમકે એમાં લાભ નથી.



**ગુશ્તાસ્પશાહે પુછયું** કે રમલ દેખાડ જે જોઇ ફતેહ પામું. **જામાસ્પ હકીમે** જવાબ દીધો જે આ સુકડી રમલની છે તેનું બ્યાન જોઇ તે ઉપર અમલ કરવો. તે આગળ લખી છે તે સમજી જોવી. એ સુકડીમાં આંકડા તેહમાં આગલી મુકીને સુકડીમાં મુક ૧૦ વાતનો મનમાં હોય તે જોવો કુંડાલું પાછલ. આ રાશનાં નામ છે. સર્વ હકીકત લખી છે. તે એક રાશી તથા ગ્રહ સારા માલમ પડે અને ફળે તે જોવાનાં લખેલા છે.

**ખુલાસો**—ઉપલા લખાણુથી વાંચનારને ખુલ્લી સમજણુ નહી પડે તેથી અત્રે ખુલાસો લખું છું કે રમલ સુખડીનું ચક્ર જામાસ્પી મુજબ છે, જો કોઇબી આસામીને પોતાનાં કંઇબી ધારેલાં કાંમ કારણે જોવું પડે તો પાદીઆબ કુસ્તી કરી પછી મનથી જે ધારણા હોય તે ધારી આ ચક્રમાં આંગળી મુકે. જે આંક આવે તેને વારની અને રાશીની રમલમાં સરખાવી તે મુજબ પોતાનો જવાબ મળ્યો એમ સમજે. દાખલો લઇએ કે સોમવારે રમલ જોવી છે તો ઉપર કહ્યા મુજબ રમલ સુખડીમાં આંગળી મુકી, હવે **આંક ૭ નો આવ્યો.** તો સોમવારનાં ૭ માં આંક સાથે સરખાવો. તેમાં લખેલું મળશે કે **"દોસ્તી કરજે લાભ છે સારો થશે ઘણું નેક છે."** આ મુજબ દરેક વારનું સમજવું. અને રાશીની સમજણુ એ છે કે ઉપર મુજબનોજ આંક આવે તે રાશીનાં આક સાથે મેળવવો. હવે **રાશીનાં આંક** માટે વાંચનાર ગુંચવાશે પણુ તેની સમજણુ એ છે કે ગુજરાતીમાં જેને રાશી કહીએ છીએ તેને ફારસીમાં રમલ કહે છે. દરેક રમલ જોનારે પોતાનાં નામની જે રાશી હોય તેમાં જોવું એટલે ધારો કે જોનાર આસામીનું નામ **બ, અક્ષર ઉપર છે, તો વરખ રાશી** કહેવાય. રમલ સુકડીમાં ૭નો આંક આવ્યો, ત્યારે જેમ વારનાં આંક સાથે સરખાવ્યું તેવુંજ રાશીની રમલ લખી છે તેમાં પણુ સરખાવવું એકી વખતે રાશી અને વાર બન્ને સરખાવવા. વાંચો રમલ પછવાડે ખુલાસો. (પ્રગટ કર્તા.)

| | | | | |
|---|---|---|---|---|
| ૯ | ૧૦ | ૧ | ૨ | ૩ |
| ૮ | ૭ | ૬ | ૫ | ૪ |

**રવીવારની રમલ**—૧. દુશ્મન દફે થશે. કામ કરજે સારૂં નેક છે. ૨. મલુલ છે તેને ઘરમથી ચતા ના કરતો આવશે. ૩. તાહરી જે કાંઇ હાજત હશે તે થાશે સારૂં છે સબર. ૪. ખેદમત કરશે તેમાં ફાયદો નથી, માં કરતો. ૫. શહીઆઈ કરજે સારૂં થશે રૂડું છે, નેકી થકી. ૬. ચાલવા કરતાં બેઠામાંજ લાભ છે, માં ચાલતો. ૭. ઓરત માં કરતો કંઇ એમાં સારૂં નથી રેહેવા દેજે. ૮. વેપાર માં કરતો કાંઇ એમાં સારૂં નથી રેહેવા દેજે. ૯. ઇમારત કરજે સારૂં ઘણું છે લાભ થશે નેક છે. ૧૦. ખબર પોતાની મેળેજ આવશે ચિંતા ના કર.

**સોમવારની રમલ**—૧. જપ માંડીશ કામકાજ ના કરતો સારૂં નથી. ૨. મીત્રાઇ કરજે દોસ્તી કરજે સારૂં છે લાભ. ૩. વેરી દુશ્મનથી ડરતો માં. ફતેહ છે, હુશીઆર રહેજે. ૪. મોલક સમાગુમ છે, સારૂં નીપજશે. સબર કર. ૫. ગરજ હોશે તારી તે સારીપેઠે આવશે સબર કર. ૬. ખેડ કરજે સારૂં થશે વરસ સારૂં છે, બેલાસક કરજે. ૭. દોસ્તી કરજે લાભ છે સારૂં છે ઘણું નેક છે. ૮. ચાલ્યાથી જગો-પર બેઠો ભલો છે તો ચાલ. ૯. ઓરત કરજે, હરેક વેપાર ખરીદ કરજે, સારૂં નેક છે. ૧૦. વેપાર ના કરતો લેશે તો લાભ નથી.

**મંગલવારની રમલ**—૧. ગામડે છે તે રૂડી પખે આવશે. લાભ ઘણો થશે. ૨. ખબર જુઠી છે માનતો માં સારી આવશે, સબર કર. ૩. દાવો માં કરતો લાભ નથી, દીન ૪–૫ છે. ૪. ફરજંદ આવશે તે બેટો આવશે. નેક છે. ૫. ખરીદ ના કરતો લાભ નથી. ખોટ છે તેથી પસ્તાશે. ૬. જપ માંડજે, લાભ છે, બરકત થશે, સબર કરજે. ૭. મીત્રાઇ એ સાથે મા કરતો સારૂં નહી થશે. ૮. દુશ્મન મરશે. નહી તો ખુવાર થશે મરશે તો સારૂં; ૯. મોલકને સુખ છે લાભ થશે. ૧૦. ગરજ તારી લાવશે. લાભ ઘણો થશે.

**બુધવારની રમલ**—૧. દોસ્તી કરજે સારૂં છે હરેક કામ કરજે. ૨. વાતે ચાલતાં દોહેલ છે, ના જાતો, માઠું ઘણું છે. ૩. અસતરી

થકી ગુણ છે, લાભ છે કરજે. ૪. વેપાર કરતાં દાહાજ લાગશે પણ ખોટ છે. ૫. એમારત બંધાવજે લાભ છે પ્રાપ્તી સારી છે. ૬. ઘોડો છે તે બાંધ્યો મેલ્યો છે પણ આખરે લાભ. ૭. ખબર જુઠી છે પણ માઠી છે કારજ માં કરતો. ૮. દાવો કરજે લાભ છે, વેપાર ઘણો વધશે. ૯. ફરજંદ આવશે સારૂં બખતાવર અને નેક. ૧૦. ખરીદ માં કરતો લાભ નહી, ખોટ છે, ખરાબ.

**બેસપતવારની રમલ.**—૧. ખરીદ ના કરતો રૂડું નથી ખોટ ઘણી છે, ખરાબી. ૨. બંદગી કરજે કામ ઘણું સારૂં થશે, સબર. ૩. મીતર બેહુ પરે વારૂં છે લાભ લાવશે, સારૂં છે. ૪. દુશ્મનને જાળવતો રેહેજે તે ઘણો બલા છે. ૫. મોલકમાંહાં હરવેથા સુખ ઘણું થશે. ૬. હાજત તારી ઘણી પોહોંચશે પ્રાપ્તી છે. ૭. ખેડ તથા વેપાર કરજે ઘણી લાભદાર છે. ૮. દોસ્તી મા કરતો લાભ નથી બુરાઇ છે. ૯. ગામ જતાં લાભ છે, ભરેઉ ઘેર આવશે. ૧૦. ઓરત કરજે, વેપાર કરજે, લાભ ઘણો છે.

**સુકરવારની રમલ**—૧. દાવો કરજે લાભ છે તે વાસ્તે આવશે. ૨. ફરજંદ આવશે તે સારૂં રૂડું છે. ૩. ખરીદ માં કરતો લાભ નથી ખોટ ઘણી છે. ૪. પંતીલું માઠું છે લાભ નથી ના કરતો. ૫. દોસ્ત કરજે રૂડું છે લાભ છે સારૂં છે. ૬. દુશ્મનથી દુર રેહેજે ઘણું માઠું છે ના જાતો. ૭. મોલકમાંહ ધરમ કરાવજે ઘણું સારૂં થાય. ૮. હાજત તાહરી પહોંચશે, ખુશાલ થશે. ૯. ખેડ, વેપાર કામકાજ માં કરતો, સારૂં નથી. ૧૦. શહીઆરૂં માં કરતો માઠું છે લાભ નથી.

**શનીવારની રમલ**—૧. અશતરી કરજે ખરીદ કરજે લાભ ઘણો છે. ૨. વેપાર કરજે લક્ષ્મીની પ્રાપ્તી છે સારૂ છે. ૩. ઈમારત કરજે શેહેણું છે તેથી સુખ પાંમશે. ૪. ગેબથી દોહેલ છે તે ટળશે. સરવે ઘેર આવશે. ૫. ખબર સાંભળી છે તે સાચી છે કાંમ તપાસી કરજે. ૬. દાવો કરશે તો જીતશે બોલ તારો ઉપર થશે. ૭. ફરજંદ આવશે પણ થોડી છે તેથી મરશે. ૮. ખરીદ કરજે બરકત ઘણી લાવશે સારૂં છે. ૯. હાજત પંતીઆળુ કરજે લાભ ઘણો છે. ૧૦. દોસ્તી કરજે સહી ઘણી વધશે સારૂં થશે.

**રાહુ ગ્રહની રમલ**—૧. હાજત તારી દરેક વાતે પહોંચશે સબર કર. ૨. ખેડનું કામ કરજે ઘણું સારૂં થશે. ખેડાવજે. ૩. દોસ્તી તથા સગાઇ ઘણી કરજે સારૂં હોય. ૪. ચાલતાં સારૂં છે ગમાતરૂં

કરજે લાભ છે. ૫. ઓરત કરજે ખરીદ કરજે ઘણું સારૂં છે. ૬. વેપાર કરજે લાભ ઘણો આપશે સારૂં છે. ૭. ઇમારત કરજે તથા બાંધજે ઘણું સારૂ છે. ૮. ગેબી છે તે સરવે ઘેર બેઠાં આવશે સબર કર. ૯. ખબર જુઠી છે સાચી નથી, સબર કર નેક થશે. ૧૦. દાવો વારૂ દીશનાં કરજે ફતેહ પાંમશે, નેકી કર.

**મેષ રાશીની રમલ**—૧. ખબર સાચી છે માટે ખુશાલી પામશે. ૨. દોઆ કરજે તારો બોલ ઉપર થશે નેક થશે. ૩. ફરજંદ સારૂં હશે તથા સુખ પામશે સબર કર. ૪. ખરીદ કરજે હરેક સોદો લેજે સારૂં થશે. ૫. બંદગી કરજે તેથી રૂડું થશે તેથી લાભ છે. ૬. મીત્રાઇ મા કરતો તેથી દગો પામશે પસ્તાશે. ૭. દુશ્મનથી બીહીતો રેહેજે ખરાબ કરશે. ૮. બોલકને બુરૂં છે તે સાંભળી રેહેજે બદલો પામશે. ૯. હાજત છે તેને વીલંબ છે. ઘણા દાહાડા લાગશે. ૧૦. ખેડ કરજે લાભ ઘણો છે સારૂં થાશે. (* અ. લ. ઇ અક્ષરપર જોનારનું નામ હોય તો મેષ રાશીએ સરખાવવું.)

**વરખ રાશીની રમલ**—૧ ઇમારત કરજે તથા કામકાજ કરજે સારૂં છે. ૨ ગેબ ગીયું છે તે નહી આવે ભરોસો માં કરતો. ૩ ખબર સાંભળી છે તે સાચી છે અને સારી છે. ૪ દોવા કરજે માલદાર થાશે. ધન ઘણું વધશે. ૫ ફરજંદ આવશે તે ઘણો નેક ખાહ થશે. ૬ ખરીદ કમ કરજે સારૂં નથી, ખરાબી ઘણી છે. ૭ બંદગી કરજે તેથી ખુબી તથા લાભ થશે. ૮ મીતર દોસ્ત કરજે ઘણું સારૂં થશે ભલો છે. ૯ દુશ્મન લોકોથી બીહતો ના ફતેહ પામશે. ૧૦ માંદુ આજારી છે તેને સારૂં થશે ફરી ઉઠશે. (બ. વ. ઉ. આ ત્રણ અક્ષરપર રમલ જોનારનું નામ હોય તો વરખ રાશી સાથે રમલનો આંક સરખાવવો.)

**કર્ક રાશીની રમલ**—૧. ખેડ કરજે માલ ઘણો થાશે લાભ ઘણો. ૨. સહીઆરૂં કરજે સગાઇ કરજે લાભ છે. ૩. રાહે ચાલજે ગમાંતરામાં

* દરેક રાશીની રમલ લખી છે તેને છેડે આવા (        ) વલાયામાં જે જીનાં ટાઇપે નામના અક્ષર આપ્યા છે તે ખુલાસા થકી જયોતીષને આધારે મારી પોતાની તરફનાં છે. અને તેમજ આવવું જોઇએ પણ જામાસપીમાં તે ખુલ્લું દરશાવેલું નથી તેથી વાચનારને સમજાણ નથી પડતી. જો જયોતીષ ભણેલું હોય તો વાંચી શકે. નહી તો અફરાયા કરે, સમજ નહી પડે તેથી મારા જ્યોતીષના અભ્યાસ મુજબ ખુલ્લી સમજ આપી છે, અને રાશીઓપરથી નામ રખાય છે તેથી તે નામના અક્ષર લખ્યા છે. ( પ્રગટકર્તા. )

( ધારેલાં કામમાં ) લાભ ઘણો છે. ૪. અસતરી કરજે સોદો લેજે સારૂં છે. ૫. વેપાર ના કરતો ફાયદો નથી, રેહેવા દેજે પસ્તાશે. ૬. એમારત કરજે, પોશાક શીવાડજે સારૂં છે બેશ છે. ૭. ગેબ છે તે વસતર હાથ આવશે ચંતા નહી સબર કર. ૮. ખબર સાચી છે સબર કરજે. ઘણું સારૂં થશે. ૯. દાવો કરજે સરવે ગીઉ હોશે તે હાથ આવશે. ૧૦. ફરજંદ આવે તે સારૂં નથી, હાણુ છે.

(ડ. હ. આ અક્ષરપર જેનુ નામ હોય તેઓએ કરક રાશી સાથે આંક સરખાવવા.)

**સીંહ રાશીની રમલ**—૧. મીતરાઇ કરજે લાભ ઘણો છે, સારૂં છે. ૨. દુસ્મનથી નચીત માં રેહેતો, સારૂં નથી, અમોલો રેહે. ૩. હાજત તાહરી બંધ છે તે વારતે ઉતાવળ માં કરતો. ૪. ખેડ માં કરતો લાભ નથી, પછી પસ્તાશે. ૫. સહીઆરૂં કરજે તેથી લાભ ઘણો છે. ૬. ચેઆનો તથા ગમાંતરાંનો લાભ નથી, સંભાળજે. ૭. ખબર થોડા દાહાડામાં થાશે સબર કરજે. ૮. વેપાર કરજે લાભ ઘણો છે, લાવશે, સારૂં છે. ૯. એમારત માં કરનો, જેઆંન છે. સારૂં નથી. ૧૦. માંદુ હશે તે તેહને જેઆન છે પણ આખરે સારૂં.

(મ. ટ. આ બે અક્ષરપર નામ હોય તેને આ રાશી એ રમલ આંક સરખાવવા)

**કન્યારાશીની રમલ**—૧. વેપાર કરજે, હરેક સોદો લેજે સારૂં થશે. ૨. એમારત કરજે લક્ષ્મી ઘણી ચાલી આવશે ૩. ગેબ છે તે આવશે કસી ચીંતા માં કરતો. ૪. ખબર સાભળી છે તે સાચી છે ફીકર નહી કરવી. ૫. દાવો હમણા નાં કરતો બુરૂં છે, સબર કરજે આવશે. ૬. ફરજંદ આવશે તે બેટાનુ છે ઘણું નેક બખત છે. ૭. ખરીદ કરજે કે લાભ લક્ષમી ઘણી આવશે. ૮. બંદગી કરજે લાભ ઘણો લાવશે, સારૂં છે. ૯. એની સાથે દોસ્તી કરશે તો ઘણું માઠું છે સારૂ નહી. ૧૦. દુસ્મનથી માઠું થઇ આવશે માઠો છે તપાસજે.

( પ. ઠ. ણ આ ત્રણ અક્ષરપર નામ હોય તેને આક આ રાશીએ મેળવો.)

**તુલા રાશીની રમલ**—૧. હમણાં માં ચાલતો સારૂં નહી થાય. ૨. વેપાર કરજે, હરેક સોદો લેજે ઘણું સારૂં થશે. ૩. સ્ત્રી ના કરતો હેરાન થશે સારૂં નથી. ૪. એમારત કરાવજે ઘડાવજે, પેહેરાવજે સારૂં છે. ૫. ગેબ ગીયું છે તે જોવદાળીઆથી આવશે, સબર કર. ૬. ખબર સાંભળી છે તે સાચી છે પણ સબર કર. ૭. દાવો કરજે ફતેહ પામશે, તારો બોલ ઉપર થશે. ૮. ફરજંદ આવશે તે ઘણું સારૂં નેકબખત છે. ૯. ખરીદ કરજે તેથી ભલાઇ રૂડી થશે સારૂં છે.

૧૦. બંદગી કરજે તેમાં લાભ ઘણો થશે.

(ર. ત. આ અક્ષરપર જેનું નામ હોય તેને આ રાશીના આક સાથે રમલ સરખાવવી.)

**ધન રાશીની રમલ**—૧. બેટા આવશે તે ઘણો સારો છે. ૨. ખરીદી માં કરતો, જો કરશે તો રીબશે પડી રેહેશે. ૩. બંદગી કરજે સલામંત ઉઠશે ઘણું સારૂં થશે. ૪. એ સાથે દોસ્તી કરજે લાભ ઘણો છે. ૫. દુશ્મનથી બીહજે અને સાચું બોલજે માઠું છે. ૬. માઠું છે તેને સમાધાન છે આખરે સારૂં. ૭. કામ કરજે ઘણો લાભદાર થશે. ૮. ખેડ કરજે વેપાર કરજે, ઘણું રૂડું થશે સારૂં છે. ૯. સહીઆરૂં મા કરતો જો કરશે તો હાની થશે. ૧૦. વાટે ચાલતાં, ગાંમ જતાં લાભ ઘણો છે.

( ભ. ધા ફ. ઢ. આ અક્ષરોપર જેનુ નામ હોય તેઓએ રમલનો આંક જોવો. )

આ ફાલ અને રમલ તમામ થઇ. માદીઆબ કુશ્તી કરી રમલ જોવી જેવું હશે એવું જમાનાને મેળે જવાબ મલશે. ( જાપાસ્પી )

**ખુલાસો**—વાંચનારને સમજણ પડે તે માટે અત્રે ખુલાસો આપવો પડે છે કે જ્યોતીષમાં બાર રાશીઓ છે અને બાર રાશીઓપર અક્ષરોની બારાખડી છે આ જામાસ્પીની રમલ છે એ જ્યોતીષને આધારે છે. હવે આ ઉપલી રમલમાં ફક્ત ૮ રાશીઓનીજ રમલ આપેલી છે. મીથુન, મકર, કુંભ, મીન, આ ચાર રાશીની રમલ તાસીર નથી લખેલી તેથી વાંચનારે જો પોતાનાં નામ આ નીચે લખેલા અક્ષર ઉપર હોય.

ક. છ. ઘ. ખ. જ. ગ. શ. દ. ચ. ક્ષ. ઝ. થ. એ અક્ષરો હોય તો ફક્ત વારની રમલમાં સરખાવવું. એટલે જે વારને દીવસે જોય અને રમલ સુખડીનો આંક આવે તે આંક તે દીવસની તાસીરના આંક સાથે સરખાવવો. આ ખુલાસો મેં પોતે જ્યોતીષ અને રમલને આધારે મારા પોતા તરફથી આપેલો છે. અસલ હાથથી લખેલી જામાસ્પીમાં ફક્ત આઠ રાશીનીજ ઉપર મુજબ રમલ આપેલી છે. અને ખુલ્લી સમજણ પડતી નથી. જો વાંચનાર આસામી જ્યોતીષ ભણેલો હોય તો સેહેલાઇથી સમજે પણ જેઓએ રમલ કે જ્યોતીષ નામ વટીક સાંભળેલું નહી હોય તેઓને ગુંચવણ થાય તેથી મેં રમલ સુખડી, અને વારની, તેમજ રાશીની રમલ તાસીર, જામાસ્પીના અક્ષરે અક્ષર આપી છે અને સમજણ થકી હેઠલ ખુલાસો લખ્યો છે. જુવો આગલ જ્યોતીષમાં રાશીઓનો કોઠો. ખુલ્લી સમજ પડશે. તે મારા જ્યોતીષના અભ્યાસને આધારે મેં પોતે બનાવેલી છે. જામાસ્પીમાં એટલી ખુલ્લી સમજ નથી દરશાવેલી તેથીજ મેં હેઠલથી ખુલાસો આપ્યો છે. (પ્રગટ કર્ત્તા.)

**ગુશ્તાસ્પશાહે** પુછયું જે જમશેદ પાદશાહ જાનવરની બોલી જાણતો તો, તેપર સ્વારી કરતો તો, તે હરેક જાનવર વેલાપર શી તરેહ બોલે છે તેનાં શબ્દનાં સગણુ કહે જે તે વાત યાદ રાખું ને અમલ કરૂં.

**જામાસ્પ હકીમે** જવાબ દીધો જે વાત પરછીને કહી જે તમામ જાનવર વેલાપર શી તરેહ બોલે છે. તેનાં શબ્દની વાત સાંભલ.

**કાગડા વિષે**—ધંધે રોજગારે જતાં, નિશાન અથવા ધજાપર કાગડો બેસી બોલે તો લાભ હોય. જો ગામમાં પેસતાં અથવા સવારી કરતાં નાહની લાકડીની ખુંટીપર બેસીને કાગડો બોલે તો નરસ હોય. જો કામ કરતાં, સ્વારી કરતાં, બેચાર કાગડા સાથે મળી બોલે તો માઠું. જો ગામમાં ઉતરતાં કાગડી બોલે તો લાભ થાય. ગામ જતાં કાગડો સુકા કનકા ઉપર બેસી બોલે તો ખરાબ, ને ગામમાં પેસતાં કાગડી બોલે તો માઠું થાય. ગામ જતાં કાગડા સામસામા બોલે તો સારૂં હોય. જો ગામ જતાં કાગડી પાછલ બોલે તો સારાં સગણુ ગણાય. ગામ જતાં કાગડી ખેતરમાં બેસી બોલે તો ચીતેલો લાભ થાય. જો કનસલાંપર બેસી બોલે તો લાભ થાય. પણ ઓટલાપર બેસી કાગડી બોલે તો કલેશ કરાવે. જો આરનિયાપર બેસી બોલે તો ભોજન કરાવે, ને જો હથિયારપર બેસી બોલે તો વઘન નડે, ધજા તથા નિશાન ઉપર કાગડી બેસીને બોલે તો મરણ નિપજે. જો કાગડી ફળને ચાંચમાં લઇ માળા અથવા કસી ઉચી ચીજપર બેસી બોલે તો લાભના શુકન સમજવા. જો કામે જતાં કાગડો મોઢામાં લાલ લુગડું લઇને સામો મળે તો ઘાત કરાવે. જો કાગડો છાણું તથા સુકું લાકડું મોઢામાં ધરીને ડાબી ગમ ઉડે તો આગ લાગે. જો પાછલે પોહરે કાગડા પાંચ અથવા સાત દક્ષિણ તરફ મોહ કરીને બોલે તો ગામ ઉજડ થાય, જો કાગડો સફેદ કપડું લઇને સામે મળે તો ઘણો લાભ કરાવે. "જો કાગડો પૂર્વ દિશામાં બીજે પોહરે બોલે તો લાભના શુકન, જો ત્રીજે પોહરે બોલે ને કલોલ કરે તો ધનનો લાભ. ચોથે પોહરે કલોલ કરે તો સારા શુકન, અગ્નિ ખૂણે પેહેલે પોહરે કાગડો બોલે તો માઠા શુકન. જો બીજે પોહરે બોલે તો ધનનો લાભ કરાવે. ત્રીજા પોહરે બોલે તો કલેશ કરાવે, ચોથે પોહરે બોલે તો મોતની ખબર સંભળાવે. દક્ષિણ દિશાએ પેહેલે પોહરે બોલે તો લડાઇ કરાવે, બીજે પોહરે બોલે તો નાશ કરાવે, ત્રીજે પોહરે બોલે તો કજીઓ કરાવે ને ચોથે પોહરે બોલે તો વેપાર કરાવે. કાગડો પશ્ચિમ દિશાએ પેહેલે પોહરે બોલે તો ભય ઉપજાવે, બીજે પોહરે બોલે તો લાભ કરાવે, ત્રીજે પોહરે ધનનો લાભ ને ચોથે પોહરે બોલે તો ચીંતા ઉપજાવે.

જો **ઉત્તર** દિશાએ પેહેલે પોહરે બોલે તો ભય ઉપજાવે, બીજે પોહરે ધન-લાભ કરાવે, ત્રીજે પોહરે સંતોષ પમાડે ને ચોથે પોહરે બોલે તો વેપાર કરાવે. જો કાગડો **ઇશાન** ખુણે પેહેલે બોલે તો ગુરૂનો લાભ કરાવે, બીજે પોહરે બોલે તો કાંઇ લાભ થાય; ત્રીજે પોહરે કલેશ કરાવે ને ચોથે પોહરે ધનલાભ કરાવે. જો કાગડો **વાવ્ય** ખૂણે પેહેલે પોહરે બોલે તો દોસ્ત સાથે મેલાપ કરાવે, બીજા પોહરે બોલે તો સુખની નિશાની આપે, ત્રીજે પોહરે મિજબાનીમાં મોકલે ને ચોથે પોહરે બોલે તો સંતોષ પમાડે. જો કાગડો **નૈરૂત્ય** ખુણે બોલે તો રોગ વધારે, બીજે પોહરે બોલે તો મિત્ર સમાગમની નિશાની, ત્રીજે પોહરે ધનના લાભની નિશાની, ને ચોથે પોહરે દોસ્તનાં મિલાપની નિશાની."

**કાગડો અને વરસાદ** "વરસાદમાં કાગડાઓ જે માળા બાંધે છે તે ઉપરથી વરસાદ થોડો અથવા ઘણો પડશે તે માલમ પડે છે." જેમકે—

"જો કાગડો પૂર્વમાં માળા બાંધે તો વરસાદ થોડો પડશે, જો દક્ષિણમાં બાંધે તો વરસાદ બરાબર નહિ વરસે. જો નૈઋત્ય ખુણે બાંધે તો વરસાદ મોડો પડે. પશ્ચિમે ડાંખળીપર બાંધે તો વરસાદ ચાલુ વરસે. જો વાવ્ય તરફની ડાંખળીપર બાંધે તો વરસાદ સારો વરસે ને સુકાળ થાય. જો ઉત્તરમાં બાંધે તો અનાજની ઘણી ઉત્પત્તિ થાય. જો ઇશાન ખુણે બાધે તો પ્રજા સુખી ને આબાદ થાય. જો અગ્નિખુણે બાંધે તો વરસાદ થોડો વરસી દુકાળ પડે."

**કાગડીની બોલીનાં સગણ**—કાગડી જો પૂર્વ દિશામાં બોલે તો ભયનાં શુકન, દક્ષિણે દુઃખનાં શુકન, ઉત્તરે સારી બીના સંભળાવે, પશ્ચિમે બોલે તો લાભ કરાવે. અગ્નિખુણે બોલે તો આગનો ભય ઉપજાવે, નૈઋત્ય ખુણે બોલે તો કામ કરાવે, વાયવ્ય ખુણે બોલે તો લાભ કરાવે, અને ઇશાન ખુણે બોલે તો શેહેરમાં ભય ઉપજાવે.

**કાગડાની બોલીનાં**—શબ્દોની બીના એ છે જે—કાગડા કરાં, કરાં, કરાં, કરા બોલે તો લાભની નિશાની સમજવી, તેમજ તે વેળા વરસાદ સારો વરસી સુકાળ થાય. જો કા–કા–કા–કા–એવા શબ્દો બોલે તો દુઃખ ઉપજાવે. જો કુ–કુ–કુ–કુ–એવા શબ્દ ઉચ્ચાર કરે તો ઘણોજ લાભ કરાવે. જો લૉ–લૉ–લૉ–લૉ–એવો શબ્દ કરે તો મહા દુઃખ ઉપજાવે. જો કલી, કલી, કલી એવા શબ્દો કાઢે યા કાં–કાં–કાં–એવો અવાજ કરે તો ઘણો લાભ કરાવે. જો કૂરરર–કૂરરર–કૂરરર એવાં શબ્દો બોલે તો નુકશાન કરાવે, તથા માઠી ખબર સંભળાવે. જો કૅા–કૅા–કૅા–કૅા એવા ઉચ્ચારથી શબ્દો કાઢે તો સારી ખબર સંભળાવે.

**શરદો તથા ઘલોડી માણસપર પડે તેની તાસીર**—"જો શરદો અથવા ઘલોડી તાલેવંતના માથાપર પડે તો ધન જાય પણ જો દલીદરને માથે પડે તો તેનું દલદર ટીટે. જો પીઠપર પડે તો ભાઇની હાની થાય. જો પેટ ઉપર પડે તો અવેજ જોવડાવે, જો ગલાપર પડે તો લાભ થાય, જો જમણી બાજુપર પડે તો કોઇ સગો આવી મળવાની નિશાની. જો ડાબી બાજુ પડે તો ધનલાભ કરાવે, જો જમણા હાથપર પડે તો રોજીમાં લાભ કરાવે, જો હાથની પુઠપર પડે તો હાની કરાવે, જો કમરપર પડે તો વસ્ત્ર પેહેરાવે. જો ડાબા પગની જાંગપર પડે તો છોકરીનો ને જમણી જાંગ ઉપર પડે તો છોકરાનો લાભ થાય."

**ઘલોડી ચાર પહોર જોય તેની બીના**—જો ઘલોડી પીઠ ઉપર પડીને હેઠે ઉતરે તો ઘણી હાની કરાવે. જો ઉંઘમાં સુતો હોય ને તેને કોઇ કહે કે તારા દિલપર ઘલોડી પડી તો તેની છ માસની ઉમર ઘટે, જો ઘલોડી પેહેલા પહોરે માથાપર જુવે તો સુખ હોય, જો બીજે પહોરે જમણી બાજુપર પડે તો ગુસ્સો ઉપજાવે, જો જમણા હાથપર પડે તો રોગ ઉપજાવે, તથા વસ્ત્રહાની કરાવે, જો ત્રીજા પહોરે પીઠપર પડે તો રોગ ઉપજાવે. જો જમણા પગપર પડે તો હાની કરાવે, જો ચોથે પહોરે માથાપર પડે તો તે ધણીનું મરણ નિપજે. જો કપાળપર દેખે તો સુખ ઉપજાવે.

### જાૂદા જાૂદા જાનવરોના શુકનો.

"**નોળીયો, મોર**—વગેરે જાનવરોના શબ્દ સાંભળ્યા હોય તથા તેને દીઠાં હોય તો લાભના શુકન. જો વાંદરો રસ્તે ચાલતાં જમણી બાજુ દીઠેલો સારો છે, પણ કોઇ અવાજ કરે તો નરસુ સમજવું. ભુંડ તથા રીંછ દિઠામાં આવે તો નરસુ છે. તેથી કામ કાજે જવું નહિ."

"**કુતરો**—દિવસ ઉગતાં પૂર્વમાં બોલે તો માઠા શુકન. પેહેલે પહોરે બોલે તો ખરાબ વાત સંભળાવે. બીજે પહોરે ગામમાં જતાં કુતરો ભસે તો ચોરનો ભય ઉપજાવે. જો ત્રીજે પોહરે દક્ષિણે પાણી નજદીક ઉભો રહી ભસે યા રડે તો સારાં શુકન સમજવાં. જો ચોથે પહોરે ભસે તો નરસુ હોય. જો કુતરાને છાણુ તથા હાડકું મોમાં લેતાં દીઠો હોય તો માઠા શુકન કહેવાય, પણ બહાર જતાં સામો મળે તો સારા શુકન કહેવાય."

"**ગધેડો**—ગામ યા હરેક કામે જતાં મળે તો લાભ કરાવે. સામે ડાબી બાજુએ ભુંકે તો ચિન્તા ઉપજાવે, જમણી બાજુએ ભુંકે તો લાભ કરાવે.

"**જળકુકડી**—ગામ જતાં પાણીમાં બોલે તો લાભ હોય પણ પાણીની બહાર નિકળી બોલે તો માઠા શુકન સમજવા.

" **પોપટ**—હરેક કામે જતાં જમણી બાજુએ બોલે તો સારા શુકન પણ ડાબી બાજુએ બોલે તો માઠા શુકન કહેવાય."

" **મેના**—કામેકાજે જતાં જમણી તરફ બોલે તો સારા શુકન પણ ડાબી તરફ બોલે તો માઠા શુકન. મેના પીઠ પાછળથી ઉડે તો મિત્ર મળે."

" **બુલબુલ**—ગામ જતાં જમણી તરફ આવે તો સારા શુકન, ડાબી તરફ દેખાય તો વેહવાર કરાવે પણ આડું જમણી તરફ ઉતર્યું હોય તો ઘણું સારૂં હોય."

" **મોર**—ગામ જતાં એક શબ્દ બોલે તો લક્ષ્મીનો લાભ કરાવે. બે શબ્દો બોલે તો શરીરને સુખશાતિ મળે, ત્રણ શબ્દો બોલે તો એકલો રાહે જાય, ચાર શબ્દો બોલે તો રાજ્યલાભ થાય, પાંચ શબ્દો બોલે તો સારા શુકન. જો મોર નાચતો દેખાય તો ઘણો લાભ કરાવે.

" **ઘુવડ**—ગામ જતાં ડાબી બાજુ ઉડે તો લાભ કરાવે, જમણી બાજુ દેખાય તો ભય ઉપજાવે. જો પાછળ બોલે તો વેરી હાથમાં આવે, પણ સામે બોલે તો લાભ કરાવે; પણ વખતે વખત ઘણું બોલે તો ઘણા દુશ્મનો ઉપજાવે. જો ઘુવડ સાત દિવસ સુધી ઘર ઉપર બેસીને બોલે તો તે ઘરધણીનુ મોત નિપજે, પણ જો ત્રણ દિવસ લગી બેસી બોલે તો ચોરો તે ઘરમાં ચોરી કરે."

" **હોલું**—કાળા કંઠવાળુ જો જમણીગમ બોલે તો લાભ કરાવે, જમણી બાજુ જાય તો શત્રુ ઘાત હોય, ને ડાબી ગમી બોલે તો ભય ઉ-પજાવે, ને જમણી ગમ બોલે તો લાભ કરાવે."

" **ભમરો**—ફુલપર બેઠેલો જોવામાં આવે તો લાભની નિશાની. જો રાતા મુખનો ભમરો જમણીગમ ઉતરતો જણાય તો સારૂં."

"**હાથી**—ગામ જતાં સુંઢ ઉચે ધરીને માથાપર મેલી આવતો દિસે તો લાભ હોય. જો ડાબા દાંતપર સુંઢ મુકીને આવે તો મધ્યમ લાભ હોય"

" **ઘોડો**—પોતાને ઠેકાણે જમીનપર પણ ખખડાવે અને જમણી તરફનું બદન દાંતે ધવડે તો કામ સિદ્ધ થવાની નિશાની; પણ ડાબી ગમનું બદન ધવડે તો કલેશ થવાની નિશાની."

" **ઉંટ**—ગામ જતાં ડાબીગમ બોલતો જણાય તો કલેશ ઉપજાવે."

" **બળદ**—ડાબે પગે તથા ડાબા શીંગે ખણે તો લાભ તથા સુખ હોય, અને જમણે પગે તથા જમણે શીંગે ખણે તો સુખ કમ મળે; જો બળદ તથા ભેંસને એક ખેતરમાં ચરતાં દેખે તો ગામ જવું નહિ, નહિ તો જીવની હાની થાય."

"**ગાય**—ગામ જતાં ડાબી બાજુએ વાછરડો ધવરાવતી દેખે તો લાભ હોય, જમણી બાજુએ પોકાર મારતી જણાય તો માઠા શુકન."

"**બિલાડી**—ગામ જતાં મોંહ સામે બોલે તો સારૂં હોય, પણ આપ્રપાસ બોલે તો માઠા શુકન. જો પાછળથી ફરી જાય તો સારી હોય, પણ આગળથી ફરી જાય તો નરસી. તેમાં જો જમણી તરફથી ફરી જાય તે સારી ને ડાબે ગમથી ફરે તે માઠાં શુકનની નિશાની."

"**હરણ** તથા **સાબર**—જમણા હાથ ઉપરથી જાય તો સારા શુકન, જો હરણ એકલું ડાબી ગમથી જાય તો ભલું જાણવું. જો હરણ શીંગવડે માથું ધુણાવે તથા લેટે અથવા ડાબી ગમી જાય તો લાભ કરાવે. જો ગામ જતાં તથા ઘરમાં પેસતાં 'તિત્તર' જમણી તરફ બોલે તો લાભ ને ડાબી-ગમ બોલે તો માઠા શુકન જાણવા.

"**દરેક માણસની છિંક વિષે**—જ્યારે છિંક આવે ત્યારે એક "યથાઅહુવૈરીયો" ને એક "અષેમવોહુ" તથા નીરંગ પઢવી. જ્યારે સ્વારી કરીને ઘેરથી બહાર નિકળીએ તે વેળા જો કોઇ પૂર્વ દિશાએ છિંકે તો અપશુકન સમજવા. આથી તે વેળા સારાં કામ કરવામાં ખલલ થાય. ઘેરથી નિકળતાં જો કોઇ અગ્નિ ખૂણે છિંકે તો સારૂં ફળ મળે. ઘેરથી નિકળતાં જો કોઇ દક્ષિણ દિશાએ છિંકે તો નુકશાન કરાવે, ને જો નૈઋત્ય ખૂણે છિંકે તો પ્રદક્ષિણા કરાવે. જો પશ્ચિમે છિંકે તો લાભ કરાવે. વાવ્ય ખૂણે છિંકે તો સ્ત્રી લાભ કરાવે, ને સારા કામમાં જશ મળે. ગામ બહાર જતાં ઉત્તરે છિંકે તો કલેશ કરાવે. જો ગામ બહાર જતાં ઇશાને છિંકે તો ધન લાભ કરાવે. જો ગામ જતાં માલ ઉપર છિંકે તો લાભ કરાવે. જો બહાર જતા પોતે છિંકે તો નરસુ હોય, પણ જો તે વેળા જાનવર છિંકે તો સારૂં હોય. બહાર જતાં કોઇ સામું છિકે તો નરસું ને પાછળ છિંકે તો સારૂં હોય.

## માણસના અવયવો પરથી તેના ગુણદોષની પરીક્ષા.

**ગુશ્તાસ્પશાહે પુછયું** કે માણસ માયથી જનમે તેની પરીક્ષા કેવી? સારી, માઠી, દલદરી, ભાયગવંત, મને કહે. **જામાસ્પ વજીરે** જવાબ દીધો જે પાદશાહ વાત કહું તે સાંભળ. **સ્ત્રીને** ડાબી બાજુનું સર્વે તપાસવું. **મરદને** જમણી બાજુનું સર્વ તપાસવું. મરદમાં પાંચ ચીજ લાંબી, તથા ચાર ચીજ ટુંકી સારી. છ ચીજ ઉંચી સારી. સાત વાનાં રાતાં

સારાં તથા ત્રણ બીના ભીતરની સારી. ઉપલું સઘળું વર્ણન તેના શરીર ઉપર તપાસવાનું છે. દીલે પહોળો હોય તે ગંભીર હોય. હાથ લાંબા હોય તે ભલો હોય. આંખનાં નેતર લાંબાં હોય તે ભલો હોય. લાંબું નાક હોય તે ભલો હોય. લાંબાં આંગળાં સારાં. લાંબા પગ સારા. ટુંકી ડોક ભલી. કાન ટુંકા ભલા. જાંગ ટુંકી ભલી. હૈડું ઉંચું ભલું. પાંસલાં, પીઠ, ખભા, છાતી, કોણી ઉંચાં ભલાં. એમ થતાં થતાં જો મસ્તક લગી ચઢે તો તે મરદ રાજ્ય પામે, ભાગ્યવંત હોય અને તેની પ્રજા પણ સુખી હોય. **સાત ભાગ્યવંત રાતી નીશાનીઓ**—હથેલી, જીભ, હોઠ, નખ, તાળવું, આંખ, પગનાં તળીયાં. **ત્રણ ભીત્તરની ભાગ્યવંત નીશાની**—કઠણ હાથ અને કામ નહીં કરતો હોય, માર્ગે નહીં ચાલતો હોય, પગનાં તળીઆં સુવાળાં હોય.

**રેખાની વીગત**—જે આસામીને છેલ્લી આંગળીથી રેખા હોય તેને હીમ્મતવાન નર જાણવો. અંગુઠાની પાસેની આંગળી સીધી હોય તે પુરૂષનું આયુષ્ય વરસ સોનું હોય. છેલ્લી આંગળીથી તે વચલી આંગળી સુધી જે પુરૂષને રેખા હોય તેનું આયુષ્ય વરસ એંસીનું હોય. છેલ્લી આંગળીથી પાસેની આંગળી સુધીની રેખા હોય તો તેનું આયુષ્ય વરસ સાઠનું હોય. જે પુરૂષને ઘણી રેખા હોય તે કજીયાખોર અને કલેશમંદ હોય. થોડી રેખા હોય તે ધન્યવંત હોય. હાથની રેખા રાતી હોય તે સુખી હોય. રેખા કાળી હોય તેને દારદ્ર જાણવો. જવ હોય તેને સુખી સમજવો. હાથે મચ્છ હોય તેને કમભાગ્ય સમજવો. હાથે શંખ હોય તો તે કરોડપતી હોય. હાથે પદમ પડયા હોય તેની પાસે પુસ્કળ દોલત હોય તેમજ તે પાદશાહ થાય. જે પુરૂષને રેખા અગ્નિ ખુણે જમની બાજુ પડે તો તે ભોગી હોય. જે પુરૂષનાં પગનાં તળીયાં નરમ, સીધી કમર, કડી વિનાની રગો, તેજસ્વી નખ કાચબાના જેવા તથા ઉજળા હોય તે પુરૂષ સદાનો દુખી હોય. જે પુરૂષનો અંગુઠો વાંકો હોય તે મંદવાડી હોય તેમજ ઘણું ચાલનારો હોય. પગના અંગુઠાથી તેની ત્રીજી આંગળી વધારે લાંબી હોય તો તે પુરૂષ કમીનો અથવા નીચ હોય. વચલી આંગળી લાંબી ન હોય તો તે મરદને પોતાની સ્રીનો અપજશ હોય, અંગુઠાની પાસેની આંગળી લાંબી હોય તો તે વિદ્વાન તેમજ દ્રવ્ય એકઠું કરનાર હોય, અને જો તે આંગળી જાડી હોય તો વ્યભીચારી હોય. જો તે આંગળી ટુંકી હોય તથા મળતી હોય તથા બીજાથી ટુંકી હોય તો તે મરદ જેહાનનો પાદશાહ હોય, પંચનો શેઠ હોય, તથા સર્વે કોઇનો ઉસ્તાદ હોય. જે પુરૂષના હાથના નખ ઉજળા હોય તો તે દરિદ્ર હોય. લીલા હોય તો અભાગ્ય હોય. આખા અણીયારા હોય તો

સુભાગ્ય હોય. પહોળા હોય તો રાજવંશી હોય. જે પુરૂષની જાંગ ઘોડાના સરખી હોય તો તે ધન્યવંત હોય. સરખી અને ટુંકી હોય તો તે પણ દ્રવ્યવાન હોય. લાંબી હોય તો તે પુરૂષ જલદી ચાલનાર હોય. જે પુરૂષની ચાલ સરખી હોય તો તેનું લાંબું આયુષ્ય હોય. જો સિંહના સરખી હોય અને તે પુરૂષને દીલે વાળ ન હોય તો તે ધન્યવંત હોય. શરીરે કોહલા સરખા વાળ હોય તો તે દ્રવ્યવાન હોય. વાળ માછલાના સરખા હોય તો તે પણ ધનવંત હોય. જે પુરૂષને એક થડમાં બે ત્રણ કેસ સાથે હોય તો તે તપેશ્રી હોય. અને એવા ઝાઝા એકઠા હોય તો તે દરિદ્રી હોય. જે પુરૂષની ચાલ હંસના સરખી હોય તો તે કુભાગ્ય હોય. બળદના સરખી હોય તો દોલતમંદ હોય. શુડા પોપટ સરખી હોય તો તે ભોગ અવતારી હોય. હરણના સરખી હોય તો દરિદ્રી હોય. ઘોડા તથા કાગડા જેવી હોય તો નિર્ધન હોય.

**પુરૂષના પરસેવાના ગંધની પરીક્ષા**—મચ્છના સરખી પરસેવાની ગંધ હોય તો તેને સ્ત્રી ઘણી વાહલી હોય. ફાલસા સરખી હોય તો તે પાદશાહ હોય. કડવી ગંધ હોય તો ચોર તથા વાટપાડો હોય. લીંબડાના સરખી ગંધ હોય તો કામકાજમાં સીધો હોય. મરઘાના સરખી ગંધ હોય તો દરિદ્રી હોય. ગધેડાના સરખી હોય તો તેને સ્ત્રી દીઠી ગમે નહીં.

**રંગની પરીક્ષા:**—જે પુરૂષનો દુધના સરખો રંગ હોય તો તે શુદ્ધ હોય. પીળો હોય તે સારો નહીં. રાતો હોય તો દરિદ્રી હોય. જે પુરૂષનો પગ જમીનપર મુકે અને તે સપાટ ભોંયને લાગે તે દરિદ્રી હોય. જે પુરૂષના પગની એડી લાગે તો નસીબદારી ભોગવે. જે પુરૂષની હથેલી રાંતી પરવાળાં સરખી હોય તો તે રાજા બને, રાતી તથા ધોળી હોય તો તેને ત્યાં ઘણી છોકરી થાય. ઉંટ, શીઆળ, ખર, ભેસ એ જાનવરોના જેવું લોહી હોય તો તે આખી જીંદગી પર્યંત ગુલામગીરી કરે. જે પુરૂષની ડોક વાંકી હોય તો તે ઘણો સંભોગી હોય, ડોક પહોળી હોય તો તેને પુત્ર ઘણા હોય. જેની ડોક પાતળી હોય તો તે સારાં કામ ઘણાં કરે. સિંહના સરખા ડોક હોય તો કમનસીબ અને ભુંડો હોય. જે પુરૂષની ચાલ મરઘા, મોર, અને દેડકાં જેવી ઉડતી હોય તો સોભાગ્યવંત હોય અથવા રાજા હોય. નાભ વાટડી જેવી ઉંધી હોય તો તે ઘણો નસીબદાર હોય, ધાર્યું કામ કરે. દુંટી પેટથી ઝાઝી ઉંચી હોય તો તે સદા દુખી હોય. છાતી ઉંચી તથા પહોળી હોય તો તેનું આયુષ્ય સો વરસનું હોય. પીઠ સિંહ સરખી હોય તો તે દુનિયાનું સુખ ભોગવવાને નસીબદાર થાય. છેલ્લી આંગળીની રેખા મૂળ સાથે હોય તો તે પુરૂષ ચતુર હોય. મુખ સીધું ચોહોડું હોય તો તે ધનવંત

હોય. લાંબુ મુખ હોય તો કમનસીબ હોય. ગળું રાતું હોય તો તે ધનવંત હોય હાથ રાતા હોય તો સુખી હોય. દાંત કમળના સરખા હોય તો રાજા બને. દાંત બત્રીસ અથવા ત્રીસ ( દાઢ સિવાય ) હોય તો તે સુખી હોય. જેના દાંત વાંકા તથા વળેલા હોય તો તે દુઃખી હોય. જે પુરૂષને જીભની હેઠળ કાળી રેખા હોય તો તે ભીખ માગે. જે પુરૂષને જીભ હેઠળ સાંકળી રેખા હોય તો તે પાપી હોય. સફેદ રેખા હોય તો વિદ્વાન હોય. જે પુરૂષનું તાળવું કાળું હોય તો તે દુઃખી હોય. રાતું હોય તો હાકેમ બને. ઉજળું હોય તો દ્રવ્યવાન બને. પીળું હોય તો પરાઇ ચાકરી કરે. જે પુરૂષનું શીર સુગમ હોય તો તે ધનવંત હોય. જે પુરૂષનું નાક શુડા સરખું હોય તો તે રાજ પામે. લાંબુ હોય તે ધર્મી હોય. હાથીની સુંઢ જેવું હોય તો તે સર્વ વાતે સુખ પામે; ચીબડું હોય તો તે એકમાર્ગી હોય. ટુકું હોય તો નિર્ધન હોય. આંખ રાતી હોય તો દોલતમંદ હોય. જેના મોંઢાનો ઘાટ હરણના સરખો હોય તેનું ધ્યાન ધર્મપર વધારે હોય. જેનું મોં વાંકું હોય તે હરામી, ચોર તથા દગલબાજ હોય. જેના કાન નાના હોય તે ઉત્તમ હોય. જેના કાન લાંબા હોય તે મધ્યમ હોય. કપાળ અરધું ચંદ્રમા સરખું હોય તો તે ઉત્તમ તથા વિદ્યાની નીશાની ગણાય. સાંકડું કપાળ થોડા આ-યુષ્યની નીશાની છે. વાંકુ કપાળ દુઃખ અને દરિદ્રતાની નીશાની જાણવી. જે પુરૂષનું કપાળ પહોળું હોય તેને સુખી જાણવો. ત્રીશુળ જેવું હોય તેને ઉત્તમ તથા સુખી જાણવો. જેના કપાળે પાંચ રેખા હોય તેનું આયુષ્ય સો વરસનું. ચાર રેખા હોય તો એંસી વરસનું. ત્રણ હોય તો સાઠ વરસનું. બે હોય તો ચાલીસ વરસનું. એક હોય તો વીસ વરસનું. માથું મોટું હોય અને જીવતો રહે તો તેને સકર્મી જાણવો. માથાં બે હોય તેને મંદવાડી જાણવો. જેનું માથું સોભીતું હોય તેને ભાગ્યશાળી જાણવો. ઘણું નાનું માથું હોય તો તે દુર્ભાગ્ય હોય. જેને માથે ઝીણા વાળ હોય તે સકર્મી હોય. જેને માથે કાળા નીમાળા ઘણા હોય તે ધર્મી હોય. જેના વાળ જાડા હોય તેને દુખી જાણવો. જે પુરૂષને અવળા કેસ હોય તે રાજા થાય. આં-કડી સરખા વાળ હોય તે દુખી હોય. જેના સોના સરખા હોય તેને અ-પરાધી અથવા ઠપકાવાળું કામ કરનાર જાણવો. નેસ તીલીના સરખી હોય તો તે સરદાર બને. જે મરદની નસ રાતી હોય તો તે પોતેજ પોતાની આગાહી જાણે. લીલી હોય તો નિર્ધન હોય.

**દરેક સ્ત્રીના લક્ષણની પરિક્ષાઃ**—સ્ત્રીના પગની પાલળી ભોંયે બેસતી હોય તો તે સ્ત્રી ઉત્તમ હોય. જે સ્ત્રીનો અંગુઠો ઉંચો હોય અને ભોંયે

બેસતો ન હોય તો તે સ્ત્રી મરદની વાહલી હોય તેમ તેને ઘણું માન હોય. પગલું ઉચું હોય તો તેને પોતાના મરદ સાથે બાઝે નહીં. જો પગલાં ઉંચાં હોય તો તે સ્ત્રીનો મરદ સોતાબીથી મરે, તથા દ્રવ્યનો નાશ કરે. પગે પદમ તથા શંખ તથા ધજી તથા ચક્ર એવી રેખા હોય તો તે સ્ત્રી રાજ્ય પામે તથા પુત્રવંતી હોય અને ધણીને વહાલી હોય. પગના તળીયેથી તે છેલ્લી આંગળી સુધી રેખા હોય તો તે સ્ત્રી વેહેલી પરણે, લક્ષ્મિ પામે, તથા ભરથારને ઘણી વાહલી હોય. પગની છેલ્લી આંગલી ભોંયે ન લાગતી હોય તો તે તે સ્ત્રી ભરથારને મારે તથા પગની છેલ્લી આંગળી ટુંકી હોય તો તે સ્ત્રી ઉડતાવા સાથ વઢે, જો છેલ્લી આંગળી તદન ટુંકી હોય તો તે સ્ત્રીમાં ઘણાં લક્ષણ હોય. ડાબા પગની છેલ્લી આંગળી તથા તેની પાસેની બંને આંગળી ટુંકી હોય અને ભોંયે નહીં લાગતી હોય તો તે સ્ત્રી એવાંતો જબુન મક્કર કરે કે તેનો મરદ જીવ આપી છુટે. અંગુઠાથી ત્રીજી આંગળી વધતી હોય તો તે સ્ત્રી મકકરબાજ હોય અગર જો તે આંગળી સરખી હોય તો સોભાગ્યવંતી હોય. પગની પાતળી ઉંચી તથા પહોળી હોય તે સ્ત્રી દરિદ્ર તથા અભાગ્ય હોય. એવી સ્ત્રીનો મરદ જીવતો દોજખમાં છે અને તેના આજાબમાં છે એવું સમજી લેવું. પગની એડી મરઘીના ઇંડા સરખી હોય તેને ભાગ્યશાળી જાણવી. અગુઠો વાંકો હોય તે હુશિયાર હોય, હાથીના જેવી જાંગ હોય તથા તે ઉપર રૂવાં હોય તો તે સ્ત્રી સર્વ પ્રકારનું સુખ ભોગવે. જે સ્ત્રીના કાન ઉપર ભુરા રંગનાં રૂવાં હોય તો તે સ્ત્રી રાજવંશી હોય. જે સ્ત્રીની જાંગ કાચબાના સરખી અને થોડી સામળા રંગે હોય તો તે પુત્રવંતી થાય, તથા સુખ ભોગવે. જે સ્ત્રીની જાંગ લાંબી અને સુકી હોય તો તે સ્ત્રી દરિદ્ર હોય. જે સ્ત્રીનું જમણું પાસું ઉંચું હોય તો તે બેટા જણે. ડાબું પાસું ઉંચું હોય તો પુત્રિઓ જણે. જે સ્ત્રી ઘોંગાટ તથા ગાજવીજ કરતી હોય તેને સકર્મી જાણવી, જે સ્ત્રીમાં છ લક્ષણ હોય તે સુખ ભોગવે, તથા લક્ષ્મી પામે:— (૧) સીધી સરોવર જેવી, (૨) સાંકડી, (૩) પાતળી, (૪) આકળી, (૫) મક્કમ ઠરાવ વાળી, અને (૬) હસ્તા ચેહેરાની. જે સ્ત્રીનું નાક લાંબુ તથા વલ્લું હોય તે સ્ત્રી અભાગણી હોય, તેનું ભાગ્ય ખુલે નહીં. ડુંટી ગુપ્ત હોય તથા ડુંટીએ તરવેલ વાળે ( માંસનું પડ ઉપર આવે ) તે સ્ત્રી ઉત્તમ હોય. જે સ્ત્રીના થાન મોટા તથા લાંબા હોય તથા મોઢું બદશીકલ હોય એવી બંને નીશાન વાળી હોય તો તે સ્ત્રીને કુવડ તથા ભુંડી જાણવી. જે સ્ત્રીનું માથું ખુલ્લું હોય તથા ચોટી ગુંથેલી ન રાખે અને ઘણી હસે, આંખોથી આંખો મેળવે, સરમાય નહીં, વાત કરતાં ભુલી જાય, નાક હળતું

હોય, ચાલે ત્યારે હાથ ઘણા હલાવે, ઘણું ખાય, રાતના ચારે પહોર સુઇ રહે તે સ્ત્રી આખી જીંદગી સુધી દુઃખી હોય. જે સ્ત્રીના થાન લાંબા અને ઢીલા હોય તે સ્ત્રી હરામી હોય તથા વઢકણી હોય. જીભ વાંકી અને રાતી હોય તો તે સ્ત્રી પુત્રવંત હોય. જીભ ઉજળી હોય તેનાં છોકરાં છૈયાં હૈયાત રહે અને તેનો આવરદા લાંબો હોય. જીભનો રંગ કાળો હોય તેને વઢવાડ સિવાય બીજું કાંઈ સોહવાય નહીં. તાળવું પીળું હોય તેને દરિદ્ર સમજવી. તાળવું રાતું હોય તે ઘણી ધુતારી હોય. નાકની અણીં લાંબી હોય તે ઘણી ગુસ્સાદાર હોય. નાક ટુંકું હોય તે કંગાળીયતપણું ભોગવે અને પારકાં વહીતરાં વાળે. નાક સપાટ બેસી ગયલું હોય તે રંડાપો ભોગવે. નાક સરખું શુડા પોપટ જેવું હોય તે સુખી હોય. નાક પીળું હોય તેની ઉમર થોડી હોય અને જીવે તો રંડાપો ભોગવે. જે સ્ત્રીનું કપાળ પહોળું તથા લાંબુ હોય તે દેરને મારે અને ઘણું લાંબુ અને પહોળું હોય તો ભરથારને મારે. જે સ્ત્રીનું કપાળ ચાર આંગળનું હોય અને તે ઉપર બાળ કે રૂવાં ન હોય તો તે સ્ત્રી ઉત્તમ હોય. જે સ્ત્રીના કેસ લાંબા તથા કઠણ હોય તે પણ ભરથારને મારે. કેસ લાંબા તથા ઝીણા હોય તો તે ધર્મજ્ઞાની તથા સકર્મી હોય. કેસ ઉભા કાંટા જેવા હોય તો તે અભાગણી હોય. જે સ્ત્રીની ચોટી લાંબી અને કસ્તુરીના રંગના જેવી હોય તે પૈસાનું સુખ ભોગવે. જે સ્ત્રીનો દેખાવ હરણના જેવો હોય તો તેને ભાગ્યશાળી તથા લક્ષ્મીવંત જાણવી. પેટ ઉંચું હોય તે એક પુત્ર તથા એક પુત્રી જણે તે સિવાય બીજાં બચ્ચાં થાય નહીં. નીવાળા એકજ થડમાં ઉગેલા હોય અને નીર્મળ હોય તો તે સોભાગ્યવંતી હોય. કાંકણુ સરખી વરણુ અને તેના નેત્ર હરણના સરખા હોય તો તે સ્ત્રીના શત્રુ ઘણા ઉત્પન થાય. નિંદ્રા ઘણી લે અને ઘોરે તો તેને અકર્મી સમજવી. કપાળે, હાથે, કાને, કાળો તલ હોય તો તે છોકરાં ઘણાં જણે. અંગુઠાની ત્રીજી આંગળી વધતી હોય તેને લંપટ સમજવી. ચાલતાં પાછું ફરીને જુવે તથા હાથ લટકાવે તથા છાતી ખેંચે તથા મોંઢું ઉઘાડીને હસે તો તેને લુચ્ચી તથા બદ નૈયતની જાણવી. પગની વચલી આંગળી ભોંયે નહીં લાગતી હોય તે સ્ત્રી પોતાના મરદના હુકમમાં ચોરની માફક ચાલે. છેલ્લી આંગળી ઘણી ટુંકી હોય તો તે દુખી હોય. જાંગ ગોળ હોય તેને તેના ભરથાર સાથ બને નહીં, કલેશ કરે. રૂવાં વાંકાં હોય તે ભરથારને મારે. હૈડા ઉપર રાતો તલ હોય તે ભરથારને વાહલી હોય કેડ પરીઆં સરખી રૂપાળી હોય તે રાજ્ય પામે. શરીરનો પરસેવો લસણના સરખો તથા લીમડાના સરખો હોય તો તેને ખરાબ સમજવી એટલુંજ નહીં પણ

તે પુરૂષની ઘાત કરે, જે સ્ત્રીનો પરસેવો ગાયના મુત્ર સરખો ગંધાતો હોય તેને તજવી નહીં. જો તજે તો તેનો મરદ મરે. દીલે પરસેવાનો સારો વાસ આવે તેને ઉત્તમ તથા રૂડી સમજવી. જે સ્ત્રીનું પેટ પાતળું, પોચું તથા નિર્મળ હોય તો તે સર્વ દુઃખથી વેગળી છે. જે સ્ત્રી ગંભીર હોય, થોડું બોલતી હોય, હળવેથી ચાલે, કેસ થોડા હોય, નખ ઝીણા હોય, થોડું ખાય, ઘણી જાડી તથા ઉંચી ન હોય તે દુનિયામાં સર્વ પ્રકારનું સુખ ભોગવે. જે સ્ત્રીના પગે રૂવાં ઘણાં હોય તો તે રંડાપો ભોગવે. જે સ્ત્રીની જાત પદમણી હોય તેની ખુશબો કમળ સરખી હોય, જે સ્ત્રીની જાત હંસની હોય તેની ખુશબો મધના જેવી હોય, જાત સંખણીની હોય તેનો વાસ ગધેડાના જેવો હોય.

## આદમીની બીમારીનું સારૂં માઠું પરીણામ જોવાની નક્ષેતરોની સમજ.

**પડવો ને મૂળ** નક્ષેતર, પાંચમ (૫) ને ભરણી નક્ષેતર, આઠમ (૮) ને કાર્તિકા નક્ષેતર, નવમ (૯) ને રોહણી નક્ષેતર, દશમ (૧૦) ને અશ્લેશા નક્ષેતર જો એટલા જોગમાં માંદો પડે તો જીવે નહીં. એ નક્ષેતરોમાં ગામ જાય તો ફરી આવે નહીં. બીજા નક્ષેતરોમાં માણુસ બીમાર પડે તે કેટલા દીવસે સાજું થશે તેની સમજ. **અશ્વની નક્ષેતર** અને રવીવાર, સુકરવાર સોમવાર એ દીવસે આજારી પડે તો એકવીસ દીવસ માંદગી ભોગવે.

**ભરણી** નક્ષેતર, સોમવાર, શનીવાર, બુધવાર એટલામાં માંદો પડે તો મરણ પામે. **કાર્તિકા** નક્ષેતર, અને ગુરૂવારે માંદો પડે તો દીવસ બેમાં સાજો થાય. **રોહીણી** નક્ષેતર, અને શુકરવારે માંદો પડે તો જીવે નહીં. **પુનરવસુ** નક્ષેતર, અને રવીવાર બુધવારે માંદો પડે તો ૭૫ દીવસ માંદગી ભોગવે. **પુષ્ય** નક્ષેતર અને શુકરવારે માંદો પડે તો જીવે નહીં. **મઘા** નક્ષેતર અને શનીવાર, શુકરવાર, રવીવાર તથા બુધવારે માંદો પડે તો દીવસ ૭ માં સારૂં થાય. **ઓતરા** ફાલ્ગુની નક્ષેતર, અને સોમવાર તથા શુકરવારે માંદો પડે તો દીવસ પચીસમાં સારૂં થાય. **હસ્ત** નક્ષેતર અને રવીવાર, શનીવાર તથા બુધવારે માંદો પડે તો દીવસ પચીસમાં સારૂં થાય. **ચિત્રા** નક્ષેતર, અને સોમવાર તથા ગુરૂવારે માંદો પડે તો દીવસ બારમાં સારૂં થાય. **વીશાખા** નક્ષેતર, રવીવાર, શનીવાર, મંગળવાર એટલામાં આજારી પડે તો સોળ દીવસમાં સારૂં થાય. **અનુરાધા** નક્ષેતર અને બુધવારે આજારી પડે તો દીવસ ચાલીસ (૪૦) માં સારૂં થાય. **જેષ્ટ** નક્ષેતર, અને ગુરૂવારે આજારી પડે તો દીવસ વીસ (૨૦) માં સારૂ થાય. **મુળ** નક્ષેતર અને શની, રવી તથા મંગળવારે આજારી પડે તો જીવે નહીં. **પુર્વાષાઢા**

નક્ષેતર અને સોમવારે, બુધવારે આજારી પડે તો દીવસ છ (૬) માં સારૂં થાય. **ઉત્તરાષાઢા** નક્ષેતર અને ગુરૂવારે આજારી પડે તો દીવસ આઠ (૮) માં સારૂ થાય, **અભીજીત** નક્ષેતર, ગુરૂવારે તથા શુકરવારે માંદો પડે તો દીવસ પાંચ (૫) માં સારૂં થાય. **શ્રવણ** નક્ષેતર રવીવાર અને મંગળવારે માંદો પડે તો દીવસ સાત (૭) માં સારૂં થાય, **ધનેષ્ટા** નક્ષેતર અને બુધવારે માંદો પડે તો સો (૧૦૦) દીવસે સારો થાય. **સતતારીકા** નક્ષેતર અને ગુરૂવારે માંદો પડે તો સો (૧૨૦) દીવસે સારો થાય. **પુર્વાભાદ્રપદ** નક્ષેતર, શની, રવીવારે માંદો પડે તો ઓગણીસ (૧૯) દીવસમાં સારો થાય. **ઉત્તરાભાદ્રપદ** નક્ષેતર, મંગળ અને બુધવારે માંદો પડે તો દીવસ એક (૧) થી દીવસ દશ (૧૦) ની અંદર સારૂં થાય. **રેવતી** નક્ષેતર, ગુરૂવારે અને શુકરવારે આજારી પડે તો દીવસ (૧૦) માં સારૂં થાય. (જામાસ્પી).

## બેસ્તી ચાંદરાતે ચંદ્ર સામું જોઇને શી ચીજના સગન કરવા તેની વીગત.

**મેશરાશી** વાળાએ આતશની જોત જોવી. **વરખ** રાશીએ ગાય જોવી. **મીથુન** રાશીએ અશો મરદ જોવો. **કરક** રાશીએ વેહેતું પાણી જોવું, **સીંહ** રાશીએ આસમાન તરફ જોવું. **કન્યા** રાશીએ પવિત્ર થઇ સોનું તથા આરસી જોવી. **તોલા** રાશીએ હીરો તથા પોખરાજ જોવાં. **વૃશ્ચક** રાશીએ સખી મરદને જોવો. **ધન** રાશીએ રૂપુ જોવું. **મકર** રાશીએ ખોદાઇ કલામ ભણી પોતાની દુઆ ચાહવી. **કુંભ** રાશીએ ભક્તિ શરૂ કરી ઇશ્વરની મદદ માગવી. **મીન** રાશીએ હીરો તથા કોઇ પણ ઝવાહેર જોવું. ઉપર પ્રમાણે જોવાથી આખો માસ ફતેહ અને ખુશાલીમાં જાય. (જામાસ્પી).

## બાહાર જતી વેળા સારા માઠા સગન જોવાનો ખુલાસો.

**સારા સગન**=સ્ત્રી, ગાય, ભેરવી રાગનો અવાજ, દહીં, ફળ ફળાદી, ઘોડો, વેશ્યા, અંધીયારૂ (પારસીઓનો બ્રાહ્મણ) ભરેલો ઘડો, તાડીનો ઘડો, ધુંણી વગરનો આતશ, પાદશાહ, હાકેમ, અમલદાર; હાથી, પંખી લઇ જતો માણસ, અનાજનો ઢગલો, શેરડી, દોસ્ત, મરતી ભોર, મીઠું, કાચું ગોસ્ત, નગારા નીશાન, જુવાન મરદ, સીપાઇ, સોહવાસન જોડું, બાળકુમારી છોકરી, વગેરે વગેરે સારા સગનો છે. **માઠા સગન**=બીલાડો, આડકાપણી ઓરત, કલેશ કરતા માણસો, ભેંસ, પાડો, બાહર જતાં દીલ પરથી કપડું પડી જાય, કોઇ મોહડામાંથી બુડું બોલે, રીસ ગુસ્સા વાળો માણસ, બાહર ન જા એમ કોઇનું કહેવું, ભાતનાં છાલાં, તેલ, દુશ્મન,

કપાસ, રાખ, ચામડાં, બાળવાનાં લાકડાં, ઓષડ લાવતો માણુસ, કેફી આદમી, મુડદું, ગોળ, મટોડી, સાપ, આંધળો, માથું બોડાવેલો, ચરકીનાં કપડાં, જેનાથી કાંઇ કમાણી નહીં થતી હોય એવો એબદાર, ધોતી, ગોસાંઇ, રંડાયલી બૈરી, રડતો કુટતો, એ સઘળા માઠા સગનો છે. (જામાસ્પી).

## આજારી પડે તો કયા ફરેશતાની આરાધના કરેથી દુખ ટળે.

**માથું** દુખે તો બેહેરામ યઝદને માને. **નાકનું** દરદ હોય તો મોહર યઝદને માને. **આંખનું** દરદ હોય તો ખુરશેદ યઝદને માને. **મોઢાને** અથવા મોઢામાં દરદ હોય તો આવા અરદવીસુરને શાકર ચઢાવે. **કાનને** દરદ હોય તો ખેરાત કરે. **ગરદનને** દરદ હોય તો રામયઝદને માને. **પેટનું** દરદ હોય તો બહમન આમશાસ્પંદને માને. **તાવ** આવતો હોય તો ધંબાર કરે. **હૈડાનું** દરદ હોય તો ગુઆદ યઝદ તથા હોમ યઝદને માને. **ફરજંદનું** દરદ હોય તો આતશ બેહેરામને સુખડ મોકલે. **તલ્લીનું** દરદ હોય તો ખુશબોઇ પાણીમાં નાંખે. **આંખમાં** ફુલ પડયું હોય તો સોનાની આંખ આતશ બેહેરામને ચઢાવે. **પગના** ઘુંટણને દરદ થયું હોય તો અસપંદારમદને માને. **કમ્મરને** તથા **વીરજને** મરજ હોય તો આસ્તાદ યઝદની સંપૂર્ણ ક્રિયા કરે. **પીશાબનો** મરજ હોય તો આવાં યઝદની આરાધના કરે. **નખ** તથા **કેસને** દરદ હોય તો ગુઆદ યઝદને માને. **પેટમાં** અથવા **માથામાં** દુખતું બંધ ન થતું ન હોય તો અરદીબેહેસ્ત અમશાસ્પંદની બાજને ત્રીસ ખજુરની પેસી સાથ ભણાવે. **અનાજ** પકવવાની નૈયત હોય તો ખોરદાદ યઝદને માને. **ફરજંદ** નહીં આવતું હોય તો ઝાડ રોપીને ઉધારે. (જેનો માલેક અમરદાદ અમશાસ્પંદ છે,) **છોકરાંને** ડહાપણુ નહીં હોય તો આતશબેહેરામ સુખડ મોકલે. **પોતાનો બોલ ઉપર કરવા** માગતો હોય તો બેહેરામ યઝદની બાજ ધરાવે. **દુશ્મન** જોરાવર હોય તો તેને જેર કરવા મોહોરયઝદની બાજ તેત્રીસ ખજુરની પેસી સાથ ધરાવે. **નપુશક** હોય તો હોમ યઝદને માને. **રાતદીવસ ફીકરનું** દરદ રહેતું હોય તો આવા યઝદને માને. **ખ્વાબમાં બીહી** ઉઠતો હોય તો સંપૂર્ણ ક્રિયાંના મુક્તાદ માને. **કોઈના ડરથી** બીહીએ તો ખસેશબેદને માને. **બંદવાડમાં** પડે તો ફવરદીન અમશાસ્પંદને માને, વંદીદાદ કરાવે. **જોરૂને દુધ** ન હોય તો આવા યઝદની બંદગી કરે. **ઓરત જણતાં** દુખી થતી હોય તો તેને નામે બેહેરામ યસ્ત ભણુવાની માને. **ઓરતને હમેલ** ન રહેતા હોય તો હોમ યઝદની ક્રિયા કરે. ઉપલાં સિવાય બીજા મુશ્કેલ અને બીકટ દરદ હોય તો દાદાર હોરમઝદના ફરેસ્તા કરે તે સાથ તેત્રીસે ફરેસ્તા માને તો સર્વે દરદ આસાન થાય. (જામાસ્પી).

## નાહનું ખ્વાબનામું (સ્વપ્નફલ)

**ગુશ્તાસ્પશાહે પુછયું** કે માણસનું રૂહ દુનિયામાં ફરે છે અને ખ્વાબમાં તરેહ તરેહના વિચારો દેખાડાવે છે તેની સમજણ કહે. **જામાસ્પે કહ્યું** સાંભળો હમણાં થોડુંક કહું છું. **પહેલી રાતના** ખ્વાબ દેખે તો એક વરસે ફળે. **બીજે પહોરે** ખ્વાબ દેખે તો માસ નવ (૯) પછી ફળે. **ત્રીજે પહોરે** ખ્વાબ દેખે તો માસ (૬) પછી ફળે. **ચોથે પહોરે** ખ્વાબ દેખે તો માસ ત્રણ (૩) પછી ફળે. બામદાદે ખ્વાબ દેખે તો તરત ફળે. ખુદાની બંદગી કરી સુવે ને માઠો ખ્વાબ દેખે તો સારો ફળે. બંદગી વિના સુવે ને સારો ખ્વાબ દેખે તો માઠો ફળે. સ્ત્રીના ખ્વાબ કરતાં મરદનો ખ્વાબ ઘણો જોરાવર નીપજે (સારી માઠી બંને અસરમાં) જો કોઇ પણ મરદ બામદાદમાં બંદગી કરીને જયુન ખ્વાબ જુએ તો પણ તેનું કામ સફળ થાય. ફરેસ્તા, પેગંબરની જગા, આસમાન, બેહેસ્ત, પોતાને ખુદાની દરગાહમાં ગયલો ખ્વાબમાં દેખે તો હદથી બેહદ તેના કુટુંબ કબીલામાં ખુશાલી થાય. પેગંબરની જગા, રવાનની જગાએ ગએલો પોતાને દેખે તો પુષ્કળ ખુશાલી વધે. ફરેસ્તાને દેખે તો ખુશાલી વધે. બેહેસ્તમાં એક એક તબકાથી પોતાને ચઢતો દેખે તો દોલત પામે. બેહેસ્તમાંથી ઉતરતો જુએ તો પોતાને ખોટ આવે. બેહેસ્તની જગ્યા ખ્વાબમાં સારી ન લાગે તો મુસ્કેલી પહોંચે. બેહેસ્તમાં પુગવાના માર્ગ આગળ ગયલો પોતાને દેખે તો દોલત વધે. બેહેસ્તના માર્ગપરથી પોતાને પડી જતો દેખે તો બંદીખાનું ભોગવે. **આફ્તાબ** (સૂર્ય) જુએ તો દોલત તથા બેટો આવે. ધુંવાધાર દેખે તો આફ્ત પહોંચે. સૂર્ય બજારમાં તથા હરેક જગ્યાએ દેખે તો લડાઇ કરાવે. સૂર્ય દરિયામાં બુડતો દેખે તો દોલત જાય. આફ્તાબ નેવ આગળ દેખે તો ખુશાલી પેદા થાય પણ જોનાર માંદો પડે. નિર્મળ દેખે તો રોજી પામે. મોભ ઉપર દેખે તો ખુશાલી વધે. ઘરમાં દેખે તો લક્ષ્મી પામે. કાળો દેખે તો દુકાળ પડે. રાતો દેખે તો લડાઈ થાય. પીળો દેખે તો માઠું થાય. ધુંવાધાર દેખે તો મરણુની ઘાત નીપજે. નીકળતો દેખે તો નવો દોસ્ત મળે. ઉપર ચઢતો દેખે તો દોલત વધે. આફ્તાબનું તેજ ઘણું દેખે તો કામકાજનું સુખ સંપજ આપે. **માહતાબ** (ચંદ્રમા) દેખે તો બેટીનું ફરજંદ આવે તથા દોલત વધે. માહતાબ ઘરની આગલી બાજુએ દેખે તો રોજી પુષ્કળ વધે. ઘર ઉપર દેખે તો લાભ થાય. માહતાબ પીઠ પાછળ દેખે તો દુશ્મન પેદા થાય. માહતાબનો રંગ લાલ દેખે તો લાભ થાય. રંગ પીળો દેખે તો આજારી પડે. કાળો રંગ દેખે તો કોઇનું મરણુ નીપજે. માહતાબ અરધો દેખે તો રોજી જતી રહે. માહતાબ

આખો અને તેજવંત જુએ તો રોજી વધે. માહતાબ એ દેખે તો લાભ થાય. સેતારા (તારાઓ) તરતા દેખે તો નુકશાન પહોંચે. આફતાબ (સૂર્ય) સામો આવતો દેખે તો લાભ હોય. આફતાબ જો ડુંગરપર ચઢતો દેખે તો દોલત વધે. આફતાબ, ભાંગી દીવાલ, ભાંગુ ઘર, અથવા વેરાન જગાપર દેખે તો ખરાબી નીપજાવ્યા વિના રહે નહીં. સેતારા ઘણા જુએ તો નવી સગાઈઓ કરાવે. સેતારા ઘર પર પડતા દેખે તો ખુબીની મોટી વાત સંભળાવે. સેતારો કાળો દેખે તો આફત આવે. ભારે સેતારા ખરતા દેખે તો ઘરનો ધણી કે ગામનો હાકેમ મરે. સેતારો લીલો દેખે તો સુખ ઉપજાવે. બારીક સેતારા ખરતા દેખાય તો નાનાં નાનાં છોકરાંનો કાળ થાય. સેતારા પોતા પર પડતા જુએ તો જોનારની કમબખ્તી લાવે. નાના સેતારા ઘણા ઉચે દેખાય તો કોઇ નવો પાદશાહ થાય. ઉજળું વાદળ ખ્વાબમાં દેખે તો રૂડો અમલ અથવા ઓધ્ધો પામે. કાળાં વાદળાં દેખે તો દુકાળથી દુનિયાનો નાશ થાય. લીલું વાદળું દેખે તો ખચીત લાભ પ્રાપ્ત થાય. ખાલી વાદળું દેખે તો રોજી કમ થાય. વાદળું પાણીથી ભરેલું દેખે તો રાજ પ્રાપ્તિ થાય. વરસાદ વરસતો દેખે તો કોઇનું લશ્કર આવી પુગે. પોતાના દિલ ઉપર વરસાદ વરસતો દેખે તો તેના બુરા હાલ થાય. વરસાદ ઘણો વરસેલો તથા કપડાં ભીંજાઇ ગયેલાં જુએ તો અનાજનો લાભ આવી મળે. વરસાદ ગામમાં વરસતો દેખે તો હાકેમ તથા અધીકારીનું નખોદ જાય. ઉજળાં વાદળ નેવે તથા ઘરમાં દેખે તો દોલત મળવાનો નક્કી સંભવ માનવો. સૂર્ય અમીરના મેહેલ ઉપર દેખે તો લક્ષ્મીની પ્રાપ્તિ થાય તથા બેટા બેટીનું સુખ થાય અને ગામમાં તથા શેહેરમાં નવો હાકેમ બદલાય અને હરેક વાતે સુખ સંપજ દેખે. સૂર્યને પોતાની નજદીક દીઠો હોય તો જોનારને ત્યાં બેટાનો જન્મ થયા વિના રહે નહીં." (જામાસ્પી.)

આ ન્હાનું ખ્વાબનામુ છે. મોટું ખ્વાબનામુ આ પુસ્તક જેવડી એક ચોપડી થાય. વાંચો પાછલા ભાગમાં જાહેર ખબર. (પ્રગટ કર્ત્તા.)

---

## ચાર અજાયબ સ્વપ્નાની તાસીર.

એક સમે પાદશાહ ગુસ્તાસ્પે જામાસ્પ વજીરથી દોરંગી દુનિયાની ભવિષ્યની હાલત જાણુવા માંગી. ત્યારે જામાસ્પે ચાર કાસદોને ચાર દિશાએ મોકલાવ્યા અને તેમને ચેતવણી આપી કે પાંચ દીનના રસ્તા સુધી જઇ દરેકને તે મુદત દરમ્યાન અજાયબ બીના જણાય, દેખાય યા સંભળાય તો તુરત પાછું આવવું. તે ચારે કાસદો ચાર દિશાએ જતાં, ચાર દિવસના માર્ગપર જઇ પહોંચતાં તેમની પર ઉંઘે ગલબો કીધો તેથી તેઓ સુઇ ગયા. તે વેળા તે

ચાહરોએ અહુરમજદની બરકતથી જૂદાં જૂદાં સ્વપ્નાં દીઠાં. **એકે દીઠું** કે એક ઘણો મોટો કુવો છે અને તે મોટા કુવાની આસપાસ બીજા નાહના કુવાઓ ૭ છે ને મોટો કુવો ઉભરાઇ જાય છે અને તે મોટા કુવામાંથી ઉભરાઇ ગએલું પાણી પેલા નાહના કુવાઓમાં ભરાય છે તેથી તે સાતે કુવા ઉભરાય છે. પછી થોડો વખત રહી તે સાતે નાહના કુવાઓ ઉભરાવા લાગ્યા પણ તે મોટો કુવો ભરી શકયા નહિ. **બીજાએ સ્વપનું દીઠું** કે એક નાહની ગાય ઉભેલી છે તેની પાસે તેની માય (મોટી ગાય) ઉભી રહી પોતાનાજ બાળકને ધાવે છે. **ત્રીજાએ સ્વપનું દીઠું** કે એક મોટો નાગ એક મોહડે કરડી ખાય છે ને બીજે મોહડે કહે છે કે હું કરડતો નથી ને ખાતોએ નથી. **ચોથાએ સ્વપનું દીઠું** કે એક સોનાના પીંજરામાં એક સુંદર પક્ષી બેઠેલું છે અને તેની ચાકરી કાગડાઓ તથા બીજા પક્ષીઓ કરે છે. તે પીંજરામાંનુ પક્ષી બહારનાઓને સારાં વચનો કહે છે. પછી કાગડાઓ તેની નોકરી કરતા કરતા ચાપલુસી કરી તે કાગડામાંનો એક કાગડો તેજ પીંજરામાં જઇ બેસે છે ને તે સુંદર પક્ષીને બહાર કાઢે છે. તે પછી બહારના સઘળા કાગડા એક પછી એક પીંજરામાં દાખલ થઇ તોફાન મચાવે છે ત્યારે તે સુંદર પક્ષી બહાર બેસી જોયા કરે છે ને તેમની મીનતજારી કરે છે. માંહે ભરાયલા કાગડાઓમાં તે પછી કુસંપ થતાં ઘણાક બેજાન થઇ પડે છે. આ કાસદોએ એકી વેળા એવાં જૂદાં જૂદાં સ્વમાં જોઇ એમાં કાંઇક અજાયબી જાણી પાછા દરબારમાં એકી વખતે આવ્યા અને શાહ ગુસ્તાસ્પ સનમુખ ચારે જણાએ પોતાની બીના કહી. ત્યારે જામાસ્પ વજીરે તેનો ખુલાસો કીધો. કે **પેહેલા** કુવાના સ્વમાની તાસીર એ છે કે હાલના વખતમાં બેટા બાપને પાળે છે પણ આખર હજારાના વખતમાં એક બાપને ૭ બેટાઓ હોવા છતાં તે સાતેનું પેટ બાપજ ભરશે; પણ જ્યારે તેમનો બાપ ઘરડો થશે ને નાતવાનીને લીધે કાંઇ પણ કામ કરવા અશક્ત થશે ત્યારે બેટાઓને આસરે પડવા જતાં તેઓ તેનું પોષણ કરશે નહિ તથા કરી શકશે નહિ. **બીજા ગાયના સ્વપ્નાની તાસીર** એ છે કે આખર હજારાનો વખત એવો આવશે કે માય પોતાની બેટીની કમાઇપર પોતે ગુજરાન કરશે. **ત્રીજા નાગવાલા સ્વપ્નાની તાસીર** એ છે કે હવે પછીના આવતા હજારાના વખતમાં પાદશાહ તથા હાકેમો તખ્તપર બેસશે ને લાંચ રૂસવત લઈ રૈયતપર જુલમ ગુજારશે. તેઓ ચોર તથા શાહુકારોનું પચાવી પાડી પોતાને ઇન્સાફી રાહે ચાલનાર બતાવશે ને કરના બોજા નાખશે. તેમજ મોટા હાકેમો લાંચ લેશે તેનો ઇન્સાફ નશે નહિ પણ

નાહાનાઓનો ઇનશાફ થશે. ચોથા સુનાના પીંજરાની તાસીર એ છે જે આખર હજારના જમાનામાં પૈસો તથા આબરૂ અને ધંધો ઉંચી બુનિયાદને હાથથી હલકાઓને હાથ જઇ પડશે. કેમકે ઉંચી બુનીયાદવાલાને ત્યાંના હલકા આદમીઓ શેઠને પ્રતાપે પૈસો મેળવી તેનાજ વેપારમાં હરીફાઇ કરશે. આથી ઉંચી બુનિયાદવાલાઓનો રોજગાર ભાગી પડશે ને શેઠો નોકરોની ફરમાબરદારી કરશે. તેમજ બધી જાતવાલા તે ચાકરોની સફમાં મળી રોજગાર કરી હરીફાઇ કરતા જઇ રોજગારને ધુળમાં મેળવશે, તેમા ઘણાકો પાયમાલ થઇ જશે.

---

## દર રાત્રે જે જે રોજે ખ્વાબમાં સાપ જુવે તેની તાસીર.

૧. અહુરમજદ રોજે સાપ દીઠો હોય તો ઇજત, આબરૂ, માલ, જ્યાદે થાય. ૨. બેહેમન રોજે દીઠો હોય તો કુટુંબમાં ફીકર ઘણી પેદા થાય. ૩. અરદીબહેસ્ત રોજે દીઠો હોય તો કુટુંબમાં કોઇ મરી જાય. ૪. શેહેરેવર રોજે દીઠો હોય તો કોઇ સાથે અચબુચ સહીઆરૂં થાય. ૫. અસપનદાદ રોજે સાપ ખ્વાબમાં દીઠો હોય તો સર્વે આલમમાં રૂડું કામ નીપજે. ૬. ખોરદાદ રોજે દીઠો હોય તો એકાએક સફર જવું પડે. ૭. અમેરદાદ રોજે દીઠો હોય તો ફીકર પેદા થાય. ૮. દેપ-આદર રોજે દીઠો હોય તો હર તરફથી દીલની મુરાદ પહોંચે. ૯. આદર રોજે દીઠો હોય તો ખુશી હાંસલ થાય. ૧૦. આવાં રોજે દીઠો હોય તો તેજ વખતે તે મુરાદ હાંસલ થાય. ૧૧. જો ખુરશેદ રોજે દીઠો હોય તો દુરથી ખુશાલી પામે. ૧૨. મોહોર રોજે દીઠો હોય તો પોતીકી મુરાદ પામે. ૧૩. તીર રોજે દીઠો હોય તો જેમથી કંઇ હાથ આવે. ૧૪. ગોશ રોજે દીઠો હોય તો સફર જલદી જવું પડે. ૧૫. દેપમેહેર રોજે દીઠો હોય તો દિલની મુરાદે પહોંચે. ૧૬. જો મેહેર રોજે દીઠો હોય તો એકાએક સફર જવું પડે. ૧૭. સરોષ રોજે દીઠો હોય તો નવો પોશાક મલે. ૧૮. રશ્ના રોજે સાપ દીઠો હોય તો જીવલેન દુશ્મન ઉભો થાય. પણ જો સાપ દીઠો ને માર્યો તો સારૂં છે. ૧૯. ફરવરદીન રોજે દીઠો હોય તો ખુશાલી કરે તથા તે દીનનુ કામ કરે. ૨૦. બેહેરામ રોજે દીઠો હોય તો ઘરમાં ખરાબી કરે. ૨૧. રાંમ રોજે દીઠો હોય તો કોઇ સાથે કલેસ કરાવે. ૨૨. ગુવાદ રોજે દીઠો હોય તો નાણાનું નુકશાન થાય. ૨૩. દેપદીન રોજે દીઠો હોય તો કંઇ રંજ સખ્તી પેદા થાય. ૨૪. દીન રોજે દીઠો હોય તો પોતાના દીલની મુરાદ પામે. ૨૫. અરષશંગ રોજે દીઠો હોય તો કંઇ અચબુચ ફીકર આવી પડે. ૨૬. આસતાદ રોજે દીઠો

હોય તો તમામ રાતદીન ખુશાલી નીકલે. ૨૭. આસમાન રોજે દીઠો હોય તો ઘણું ભારે બોહોતાન આવે. ૨૮. જમીઆદ રોજે દીઠો હોય તો પોતાની મુરાદ પામે. ૨૯. જો મારેસપંદ રોજે દીઠો હોય તો મારવો. મારવાથી બલા દુર થાય. ૩૦. અનેરાન રોજે દીઠો હોય તો ઘર ઉજ્જડ થાય. માટે જોયો તેવોજ મારવો. આ મારનામુ કહેવાય છે. જે જે રોજે ખ્વાબમાં સાપ દીઠો હોય તે તે રોજે ખ્વાબમાં મારવા લખ્યા પ્રમાણે જો મારે તો મુરાદ ફલે. ( જામાસ્પી. )

## દર રોજે તથા જે જે રોજે ખ્વાબ જુવે તે તે રોજનું ફલ સારૂં યા નરસું તેની તાસીર.

૧. અહુરમજદ રોજને દીને ખ્વાબ જુવે તો માલઇજત હોરમત ખુશાલી ઘણી પેદા થાય. ૨. બેહેમન રોજે ખ્વાબ જુવે તો પોતે દુખી થાય, અને જમાનાને દરમીઆનમાં દુખ ઘણું દેવાય. ૩. અરદીબેહેસ્ત રોજે જુવે તો કોઇ બેશાવંદ જીંનત પુગાની ખબર મલે. ૪. શેહેરેવર રોજે જુવે તો પોતાના ખરા દોસ્તને મલે. ૫. અસપંદાદ રોજે જુવે તો તમામ ખલક નજદીક નેકનામીનું કામ પેદા થાય. ૬. ખોરદાદ રોજે ખ્વાબ જુવે તો એકાએક અચણુચ સફરે જવું પડે. ૭. અમરદાદ રોજે ખ્વાબ જુવે તો અચણુચ ફીકરનું કામ આવી પડે. ૮. દએપ–આદર રોજે ખ્વાબ જુવે તો જે કંઇ મુરાદ દીલમાં હોય તે હરેક જગાથી હાંસલ થાય. ૯. જો આદર રોજે ખ્વાબ જુવે તો ઘણી ખુશાલી અને ખુબી પાક દાદારથી જલદી પામે. ૧૦. આવાં રોજે ખ્વાબ જુવે તો મુરાદ તુરત પામે. ૧૧. ખોરશેદ રોજે ખ્વાબ જુવે તો પાદશાહ તથા હાકેમ આગલ માનીતો થાય, અથવા કુટુંબમાં માન પામે. ૧૨. મોહોર રોજે ખ્વાબ જુવે તો કામમાં ખરાબી ઘણી થાય. ૧૩. તીર રોજે ખ્વાબ જુવે તો માલ વધારે તથા થોડો બી હાથ આવે. ૧૪. ગોશ રોજે ખ્વાબ જુવે તો સફરે જાવાનું કામ નીકલે ને ત્યાંથી ઘણે દાહાડે ઘેર આવે. ૧૫. દએપ–મેહેર રોજે ખ્વાબ જુવે તો મુરાદ હાંસલ થાય. ૧૬. મેહેર રોજે ખ્વાબ જુવે તો એકાએક તુરત સફરે જવું પડે. ૧૭. સરોશ રોજે ખ્વાબ જુવે તો નવાં કપડાં પેહેરે. ૧૮ રશ્ના રોજે ખ્વાબ જુવે તો જબુન છે. જેથી (ખ્વાબમાંજ) સાંપ મારે તો ફાયદો ૧૯. ફરવરદીન રોજે ખ્વાબ જુવે તો ખુદ પોતાની જાતને ખુશાલી ઘણી થાય. ૨૦. બેહેરામ રોજે ખ્વાબ જુવે તો બીજે દીને સાપ નહીં જોવો, કારણ કે હાની છે. ૨૧. રાંમ રોજે ખ્વાબ જુવે તો સૌ સાથે વઢવાડ થયા

કરે. ૨૨. ગુવાદ રોજે ખ્વાબ જુવે તો માલને નુકશાન પહોંચે. ૨૩. દએપ દીન રોજે ખ્વાબ જુવે તો રંજ ઘણી પામે. ૨૪. દીનરોજે ખ્વાબ જુવે તો ધારી મુરાદ હાંસલ થાય. ૨૫. અરશશંગ રોજે ખ્વાબ જુવે તો એકાએક થોડીએક શીકર પેદા થાય. ૨૬. આસતાદ રોજે ખ્વાબ જુવે તો રાતદીન ખુશાલી થાય. ૨૭. આસમાન રોજે ખ્વાબ જુવે તો કંઇ ભારે બોહોતાન આવે. ૨૮. જમીઆદ રોજે ખ્વાબ જુવે તો જેહાન ખુદાવંદથી જે મુરાદ ચાહે તે ફલે. ૨૯. મારેસપંદ રોજે ખ્વાબ જુવે તો જેહેમત ખેંચે. ૩૦. અને રાંન રોજે ખ્વાબ જુવે તો જબુન છે. જેથી સારૂં નહીં.

(જામાસ્પી)

**ખુલાસો**—ખ્વાબમાં જે જે રોજે સાપ જુવે તે તાસીર જુદી લખી છે અને જે જે રોજે ખ્વાબ જુવે અને તે જોયલી ચીજ જે જે રોજના પ્રમાણમાં ફલ આપે છે તે એકજ ચીજ જુદા જુદા રોજે ખ્વાબમાં જોવાથી તેની જુદી જુદી તાસીર છે તેથી તે જુદા જુદા રોજની તાસીર ઉપર મુજબ છે. ખ્વાબનામુ જુદું છે. ખ્વાબમાં જોયલી ચીજ માટે ખ્વાબનામું જોવું, કે શું ચીજ જોઇ છે અને શું ફળ છે, પછી તે ઉપલા રોજની તાસીર સાથે સરખાવી ધ્યાંન પુગાડવું. (પ્રગટકર્ત્તા.)

## સતકો.

**ગુશતાસ્પશાહે પુછયું** કે કોઇને નીયત નજર લાગે અથવા હેરાન થાય તો શું કરે. **જામાસ્પ હકીમે કહ્યું** કે પાદશાહ કહું તે સાંભળ. જેને હર કંઇ ચીજની ઉજાદ, નજર કે દુઃખ દર્દ હોય તો આ પ્રમાણે સતકો કરે.

**ભુત** લાગ્યો હોય તો જે બકે તેનો ઉતાર ધાન દુધ ઠીકરામાં ઘાલીને વડ હોય ત્યાં મેલે. **પરીનો** ઓજાદ લાગ્યો હોય તો ઠીકરાને કંકું લગાડે, ટીલાં કરે, સુરઘી મેલે, ચાર રસ્તે મુકે. **કુતરાંનો** ઓજાદ (નજર) લાગે તો રોટીને ઘી લગાડી શેર ૭ તથા ૫ ની મેલે. **મનીશ** દીઠાં ઓજાદ હોય તો લીંબુની ચાર ફાડ કરે, માંહે સીંદુર ભરે ને બેકું એક ઓવારીને મેલે. **પંખીની** દીઠની લાગી હોય તો લાડવા ઓવારીને નાંખે. **પશુ** દીઠાંની લાગે તો ઘાસને હાથ લગાડીને મેલે. **ફકીરની** દીઠની લાગે તો રાંધેલું અનાજ હરકોઇ ૪ રસ્તે હાથ લગાડી મેલે. **બ્રાહ્મણની** નજર લાગે તો અડદ ઓવારીને આપે. **જોગીની** નજર લાગે તો ગોસ્ટ સગને મેલે. **સાપની** નજર હોય તો સગને (કુતરાંને) દુધ પાય. બીલાડીની નજર હોય તો માછલી ઓવારી બીલાડાંને મુકે. **નહાનાં છોકરાંની અથવા**

બાલકની નજર લાગી હોય તો દુધ ખાંડ મેળવી રસ્તાપર નાંખે. **કાગની** નજર હોય તો ધાન ઘી કરીને જાનવરને મુકે. **વેરાગીની** દરસ્તી લાગી હોય તો તરકારી રાંધેલી યા કાચી ૪ રસ્તે મેલે. **ડાકણની** નજર લાગે તો ધાન, દહીં, દુધ, શાક, અથાણું, વાલ, વટાણા બાફીને ઠીકરામાં મુકી ઠીકરાંને ગેરૂનાં ટપકાં કરી જેને આજાર હોય તેને (દર્દીને) સુંઘાડીને ૪ રસ્તે મેલે. **દસ્તાંન બેઠી ઓરતની** નજર લાગી હોય તો પીછી કરાવે, પઢાવે. **વાંઝની** નજર લાગે તો લીંબુ ઉતારીને નાંખે. **રાંડીની** નજર લાગે તો ફીરીહાંન કરે. **સ્ત્રી**માંથી મેલી હોય અને તેની નજર લાગે તો કેલાં ઉતારી નાંખે. **જોરૂ વીઆએલીની** નજર લાગે તો લીંબુ ઓવારીને નાંખે. **ખવીશ** લાગે તો ખાસડાં ૭ મારે તથા દહીં દેખાડીને નાંખે, જો ન ઉતરે તો નરક સુંઘાડીને નીરંગ લખી છે તે પઢે તો જાય. **બ્રાહ્મણનો ભુત** લાગ્યો હોય તો ગુગલ બાળે અને થોડાએક વાળ ઉતારે. **વાણીઆનો ભુત** લાગ્યો હોય તો તરકારી રાંધી ચાર માર્ગ હોય ત્યાં નાંખે. **ભરવાડનો ભુત** લાગ્યો હોય તો ભેરડને ઘાસ મેલે અને પાંચે પકવાનનો સતકો કરે. **ઉંટની નજર** પડે તો દાણા ઉતારીને ફકીરને આપે. **ઘોડા તથા** ગધેડાની નજર પડે તો મગ, ચણા, અડદ, મઠ, એને ભેળીને ખેરાત કરે. **માહાર અને માછણની** નજર લાગે તો મોટો ઉતાર કરે, એક ઠીકરાને હલદર અને કંકુનાં ૭ ટીલાં કરે પછે તેમાં અડદ, ચણા, વટાણા, મેશુર, વાલ, તુવર, મગ, ચોખા, ઘઉં, એ નવ જણસો મેલીને ઉતાર કરે, પછી તેમાં રાંધેલી ભાજી, વટાણા, હરેક તરકારી મેલે, તેમાં મીઠું નહી મુકતાં, લીંબું, અચાર ઇંડુ મેલે આજારીને હેઠે બેસાડે પછી તે પરથી ઉતારી દરીઆને કીનારે મેલે. **બોડકી** રાંડની નજર લાગે તો લીંબુ ઉતારીને નાંખે. જો હરેક ઉતાર નહી કરે તો તુરત ઇંડું ઉતારે. અથવા લીંબુની ચાર ફાડ કરે, તેમાં ૪ જાતનો રંગ લગાડે. કંકુ, સીંદુર, ગુલાલ, અને અબીલ કાંઠાને લગાડે. પછી રાતું નાડું સાત રંગનું કરે, નીરંગ અવસ્તાની પઢતો જાય, અને સાત વેલા ફેરવે. પછી ૪ માર્ગે મેલે. હરેક ઉતારમાં કોયલો મેલે એ રીતે કરે." (જામાસ્પી.)

**ખુલાસો**—ઉપલું લખાણ અસલ હાથની લખેલી જામાસ્પીના બોલેબોલ અને અક્ષરે અક્ષર આપેલું છે. સને ૧૯૧૨ ની સાલમાં મુંબાઇવાલા દોરાબ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મહેરજીરાણા તરફથી જે જામાસ્પી છપાઇ છે તેમાં પણ આ ઉપલું લખાણ છાપેલું મલે છે. આપણાં ઘરડાંવડાંઓમાં પણ રીવાજ હતો ને હજુપણ ચાલુ છે કે સુવાવડી નાહે તો ઇંડું ઓવારે, આખું મીઠું કરે તો ઇંડું ઓવારે, તેમાં સાથે પતાસાં, નાળીએર,

ખારેક સોપારી, પાન, ચોખા, પાણી, વિગેરે ઓવારી ધોળી નાખે. કોઇ બીમાર હોય ત્યારે પણ ઇંડાં કરીને બાહાર ફેંકી દીએ, પાણીનો કલસીઓ કરીને ધોલી દીએ, આ બધો રીવાજ કરવાનું કારણ એજ છે કે બદ હવાનો એ બધો કર છે જે કીધાથી તે દુખદેતી દુર થાય છે. હવે આગલ આ પુસ્તકમાં વાંચી ગયા કે જરતોસ્ત સાહેબ પોતે તો એકજ ખુદાને માનવાને થકી કહે છે ત્યારે આ મુજબ જામાસ્પ હકીમે કેમ દેખાડયું અને જામાસ્પી કેતાબમાં કેમ લખાણુ આવ્યું ? આ મુજબ સવાલ મારા મનને થવાથી મેં પોતે અશો શક્તિને પુછ્યું તેનો સાર મલ્યો તે આ મુજબ છે. "શરૂઆતથીજ સપેંતમઇન્યુસ અને અંઘ્રમઇન્યુસ એ બીનો છે. આ બે જાતની શક્તિ છે. જો કે દરેક બાબદમાં બન્ને શક્તિ સાથે મલીનેજ કામ કરે છે. પણ સપેંતમઇન્યુસ હવા પોતે અંઘ્રની ખાસીયતને ધીક્કારે છે. અંઘ્ર હવાથી બીજી ઉતરતી હવાઓ થઇ છે તે હવાઓ **સેતાન** કેવાય છે. તેઓ ખુદરતની પેદાયસને હમેશાં નુકસાન કરે છે. હવે દુનિયામાં વસ્તા જીવો તો બધી ભેલસેલ હવાના છે અને એક જીંદગી ભોગવ્યા બાદ હમકામ કે પરકામ સઘળે ફરે છે ત્યારે જેવી જેની નૈયત હોય તેવીજ તેની નજર પણ હોય, પાછું એમ છે કે જેવા વિચાર ઇનસાન ધારે અને વર્તણુક વરતે તેવીજ હવાનો પાવર તેને રહે. સારા વિચાર ધારે તો સારો પાવર અખ્તયાર કરે અને દુનિયાનું દલદર ફેરે ને જો બુરા ધારે તો સામાને તેમજ પોતાને પણ નુકશાનીમાં લાવે તેજ મુજબ જેવી ધારણા તેવું હૈયું અને જેવું હૈયું તેવી નજર. તેથીજ દરસ્તી લાગે છે. એ નજર લાગે યા કર્તુક થાય વિગેરે કહે છે એ પણ દુઃખ દેનારી હવાઓજ છે. જો તેઓ દુઃખ દેતી પાછી નહીં ભાગે તો તેનો સતકો કરવો જોઇએ. તેનું સમજવું એમ છે કે 'જેનો કચરો તેજ ઉઠાવે' યાને સતકો એટલે તેનો કર આપે તો દુઃખ દેતી દુર થાય. જેમ કુતરાંને રોટલી નાંખે તો ભસ્તું મુગું રહે છે. જેમ ફેસ્તા ખોરાં માણસોને લાલચ મળે તો આંગા જાય તેમ પેહેલુ એ બધું તોફાન હવામાં છે તે પછી નારા તથા જીવોમાં અને દુનિયામાં છે. અલબત્ત દુઃખના નીવેડા અર્થે દવાનાં ઝાડ ઉગ્યાં તે શાસ્ત્ર અને વિદ્યા નીકલી વૈદો=Doctors થયા. પણ જ્યાં દવાનો ઉપાય નહીંજ ચાલે તો હવાનો કર ઉતારવો. તેથીજ કહેવત છે કે **સો દવા અને એક હવા.** હવાનો કર કીધો કે દુઃખ દેતી દુર થાય. તેને આંન પડે. ગમે તેવા દર્દવેળા હોમ યસ્ત ભણવી ઉત્તમ છે. હોમયજદની યજંશને દરૂન બાજ આફરગાન કરવું; તેથી જો નહીંજ વલે તો મોબેદ પાસે ગોશ યસ્ત ભણાવવી. અને

હવાનો કર (સતકો) આપવો. જરતોસ્તી ધર્મનું ફરમાન એકલા ખુદાને માનવાનું બતાવે છે કેમકે જરતોસ્ત પોતે જીવ રોસ્નીના માલેક તરફનો હતો અને રોસ્નીના માલેકનોજ જરતોસ્તી ધર્મ છે. તેથી પેગમ્બરનું ફરમાન હતું. પણ જરતોસ્ત આગમચના આપણાં નેઆગાંનો યજદાંપરસ્તી હતા અને તે તરીકાએ સઘલી નુરી પેદાયસો અને મીનો યઝદોની આરાધના કરતા હતા. આ ઉપલો જામાસ્પીમાં બતાવેલો સતકો છે એ કંઇ મેલી ચીજોનાં સાધન કરી તેને પુંજવાનું હોય તેમ નથી પરંતુ દુખ દેતી અને નહીંજ પાછી હઠતી હવાઓનો દુર કરવાનો ઇલાજ છે. જો એમ હતે તો તેની મૂર્તિ કરી માનવા કહ્યું હોત તો તે જરતોસ્તી ધર્મ મુજબ નાફરમાન હતું. પણ એટલું છે કે દુઃખ દેતી હવાઓથી ઘણી વેલા જીવલેન માંદગીઓ થઇને ઘણુંએક ઇનશાંનો કમોતે થોડીવારમાં ચાલ્યા જાય છે, યા રીબી રીબીને મરે છે. તેમાં જો કોઇ કુટુંબનો પાલનહાર કમોતે મરે છે, તો કુટુંબ સદાબરૂ રખડી જાય છે. યા કોઇ પણ મરે તો તેનાં અતલગનાં યા ખેશી કોઇને પણ તેની લાગણી થયા વગર રહેજ નહીં. હવાનાં કરનાં દર્દથી રીબતાં ઇનશાનો થકી હવાનો કર (સતકો) આપવો એ કવખતનાં મોતને અટકાવવાનું છે."

હવે ઘણાખરા પારસીઓ આબાબદમાં ઉપર ઉપરથી બતાવે છે કે "હમો કંઇજ પણ જાણુતા નથી. એ બધો વેહેમ છે." વિગેરે. ઘરમાં કોઇ માંદુ પડે તો ઉપર દેખીતો ડાકટર આવે પણ અંદરખાને બ્રાહ્મણ, સાંઇ, તથા મેલાં કામ કરનારા ાવગેરે સઘળા આવે. મરદો ઉપર ઉપરથી કહે છે કે "હમોને તો એ વાતની છીટ છે પણ બૈરાંઓને વેહેમ છે તે એ બધું કરે છે" વિગેરે. હવે મરદો પોતે તો ઘરના વડા કહેવાય. ત્યારે કરવા કારવવા દઇને ઉપરથી એમ પાકી ચોખ્ખાઇ બતાવવાનું શું કારણ હશે? કારણ એજ કે પેટ ભરવાનો હુન્નર શીખેલા પણ ધર્મના ઉડાણમાં નહીં ઉતરેલા અને ઉપર ઉપરનો સુધારો દેખાડે ત્યારે અડીભીડીએ અટકી બેસવું પડે. અને ખરૂ બંદગી કરનાર અથવા ધરમ તથા હવાનુ ઉંડાણ સમજી નહીં શકાય. આ કારણ, થકીજ, **અશોશક્તિ તરફથી એ વાતનો ( સતકા માટેનો) ખુલાસો પુછીને ઉપર આપેલો છે.** જરતોસ્ત સાહેબે એકજ ખોદાને માનવાનું ફરમાન બતાવ્યું પણ લાંબી જીંદગીએ જીવીને બદ હવાઓનો નાસ નહીં કરી શકયા. જો તેવણની બંદગીએ તેમ થયું હોત તો દુખ દેતી હવાઓ આજે આટલું જોર નહીં બતાવી શકત. ખુદરતનો ભેદ તેને પોતાનેજ ખબર છે. ઇનશાનયત તરીકે જન્મેલો જીવ તેની હદસરનુંજ કામ કરે છે. અશો જરતોસ્ત સાહેબ પોતાના વખતસરનું પુરેપુરૂ બજાવે તેટલા તો

દુશ્મનને હાથે બેજાન થયા. અને પાછળથી જરતોસ્તી ધર્મ હાલ હવાલ થયો. તે પછીથી દસ્તુરોએ જો હેવાલ લખવા અને ધર્મની મોટબરી માટેનાં પગલાં નહીં લીધાં હોત તો અલબત્ત આજે આટલી પણ નસલ ધર્મની નહીં રહેત. હવે પછીના જમાનામાં પણ આપણાં મહજબની તાજાઇને માટેજ આ કેતાબમાં દરેક ઠેકાણે મેં પોતે ખુલાસાઓ લીધા છે. (પ્રગટ કર્ત્તા.)

**ગુશ્તાસ્પશા** પુછ્યું સાત ગરેહની તાસીર કહે. **જામાસ્પે** કહ્યું કે સાંભલ. " **૧. આદીત**–ખુરશેદ યજદ તથા શેહેરેવર અમશાસ્પંદને હવાલે છે. **૨. સોમ**–મોહોર યજદ તથા બેહેમન પાદશાહને હવાલે છે. **૩. મંગલ**–બેહેરામ યજદ અને આતશ પાદશાહને હવાલે છે. **૪. બુધ**-તીર યજદ અને ખોરદાદ અમશાસપંદને હવાલે છે. **૫. ભરેસપત**–દાદાર અહુરમજદ અને સતવશ યજદને હવાલે છે. **૬. શુક્ર**-વનંત યજદ અને અમેરદાદ અમેશાસ્પદને હવાલે છે. **૭. શની**–આવાં યજદ અને હપત અમેશાસ્પંદને હવાલે છે. **૮. રાહુ** અને **કેત**–બેઉ હપત અમેશાસ્પંદને હવાલે છે. જો નવ ૯ ગરેહ પીડા કરે તો તેના ઉપરી ફરેસ્તાને માન્યાથી સારૂં થાય. સહી."

## માણસની બનાવટ અને ઇનશાન તરીકેની તેની ફરજ. મરણ પછીની તેની હાલત અશોશકિતની નશીઅત.

**અવસ્તા–ઇધ અષઓનાંમ, અષઓનિનાંમચ, અહુમચ, દએનામચ, બઓધસ્ચ, ઉર્વાનેમચ, ફ્રવસિમચ યજમેદે યો અષાઈ વઓનરે.**

**અર્થ**—અશો નર અને અશો નારીઓ, કે જેઓ અશોઇને માટે ફતેહથી લડયાં હતાં, તેઓનાં અહુ, દએના, બઓધ, ઉર્વન અને ફ્રવશીને, હમો હ્યાં માન સાથે યાદ કરીએ છીએ. (યજશને હા. ૨૬, ફકરો ૪)

**માણસનો આત્મા, શરીરની બનાવટ, તેના ગેબી મદદગારો, તેમજ ઇનશાનયત તરીકે જન્મ લેવાનો સબબ**—કેટલાકો કહે છે કે " માણુસની દેહ ખાકી તત્વની બનેલી છે અને માણસનો આત્મા મીનોઇ તત્વનો બનેલો છે." વિગેરે. હવે આગળ વાતાવરણમાં વાંચી ગયા તેમ સઘળી ઉત્પત્તિ પાંચ તત્વોમાંથી થઈ છે. " હવા, આતશ, પાણી, ખાક અને રોસ્ની." આ ચીજોમાં સર્વેથી પહેલાં ખુદરતી રીતે હવા થઇ, સાથે બીજાં તત્વો મલ્યાં, છેવટ રોસ્નીનું તત્વ નીકળ્યું ત્યારે દુનિયાનો ઝાંખો અંધકાર દુર થયો, હવે હવામાંથી તારા થયા, તેમાંથી જીવનો બંધાર થયો.

**અશો શક્તિના મુકાબલાથી**, મારા જાણુવામાં જે આવ્યું છે તે આ મુજબ છે, કે "જ્યારે સ્ત્રી પુરૂષને સંભોગ થાય છે. ત્યારે તેઓને જે શુર રહે છે તે બીજી હવાનો પાવર થાય છે. હવે વીરજ એ હવા અને પાણીનો બંધાર છે અને જ્યારે વીરજ રહે છે તે વખતે જેવી હવા અને પાવર હોય તેવો જીવ જન્મ પામે છે અને નવ માસ પુરા થયેથી બચ્ચાંનો જન્મ થતી વેળા તેમાં જીવ આવે છે. હમેલ રહ્યેથી પાંચ માસ પુરા થયે બચ્ચાંનો આકાર બંધાઇ રહે છે. (સ્ત્રીએ તે વખતે ગીમોલ્ટ હાઇપોફોસ્ફાઇટ ઑફ્ધી લાઇમનું સીરપ પીવું) અને જે માતાના પેટમાં તે બચ્ચું હોય છે તેજ માતાની સર્વ શક્તિઓમાં તે પોખાય છે તેથી હમેલના શરૂઆતના પાંચ માસ થતાં સુધી સ્ત્રી જાતીની તબીઅત સારી રહેતી નથી. જેને "ફેરદોરો" કહે છે. હવે, શરૂઆતના પાંચ માસમાં જે સર્વ આકાર માના પેટમાં કુદરતી ઘડયો તેથી સઘળી શકિત સતેજ થાય છે. તેમાં કંઇ તે વખતે જીવ આવી શકતો નથી. પણ સઘળી શક્તીઓ જાગ્રત થવાથી તે બચ્ચું ફરકે છે. જો તે સ્ત્રીનો બાંધો મજબુત હોય છે તો તેને કશું માલમ પડતું નથી અને તેજ મુજબનું બચ્ચું જન્મે છે. હમેલ વખતે જેટલી રીતભાત તે સ્ત્રી બનાવે યા વિચાર ધારે છે તેવીજ અસર તેના હમેલ પર થાય છે. નવ માસ પુરા થવા આગમચ જો પેલા બચ્ચાંની શકિતઓ બરોબર ન હોય તો મુવેલું અથવા અધુરે જન્મે છે. અથવા જો તે બાઇને નવ માસ પુરા થવાથી હયાત શકિતનુ બાલક જન્મે છે તો જન્મ થતાંજ જીવ તેમાં આવે છે. (કેટલાકો ધારે છે કે સ્ત્રીના પેટમાં હમેલને શરૂઆતના પાંચ માસ થાય ને જીવ આવે છે તે ખરૂં નથી.) સ્ત્રી જે બાલકને જન્મ આપે છે તે બાલકપર પોતાની માતાની અસર તેમજ *પીતાની અસર વારસા તરીકેજ લઇને બચ્ચું જન્મે છે તેના પણ ભેદ છે કે ઉપર કહ્યું તેમ પેહેલું તો જેવી હવાના પાવરથી તે માતપીતાનું શરીર ઘડાયું હોય તે શરીરની તેમજ હવાની અસરો તે બચ્ચાંને રહે છે. વળી બીજું એકે વીરજ રહેતાં જે હવાનો પાવર થાય અને વખત હોય તેવી અસર રહે છે, ત્રીજું. હમેલની હાલતમાં તે માતા જેવા વિચારો ધારે, યા ખાય પીએ તેવીજ અસર તે બચ્ચાંપર થાય છે. ચોથું—તે જન્મ લેનાર બાળક પોતાની આગલી જીંદગીઓની કરણીના પ્રતાપે ઘડાયલું પોતાનું કીસ્મત તે અસરો સાથે જન્મે છે, જેની રેખાઓ તે બાળકના શરીર ઉપર રહે છે તે પરથી તેના ભવીષમાં તે કેમ નીવડશે તેની ગણુત્રી થાય છે. જન્મના વખ-

* નોટ વાંચો આ કેતાબને પાને ૨૦૧મે ઇનશાનની પચીસ ખસલતો.

તની વેળા-ઘડી લખી ટપકો બનાવે છે તે પણ એજ કે જન્મતી વખતની હવાની ગણત્રી થાય છે અને તે પરથી તેના ભવીષની અટકળ બંધાય છે. હવે બાળક મોટું થતાં જેવી તેને કેલવણી મળે તેવી તેનામાં સમજણ આવે છે. અને ઉપર કહ્યું તેમ બાળકના જીવ પ્રમાણે, તેમજ તેની આગલી જીંદગીઓની કરણીના પ્રતાપે તેની ચાલ ચલગત અને ખસલત રહે છે.

**માના પેટમાં [1]નવ માસ પુરા થયેથી બચ્ચું જન્મે છે,**—એ નવ માસનો ભેદ એવો છે કે શરૂઆતમાં જે આદમજાત ખુદરતી રીતે ઉત્પન્ન થયું તે નવ હવાઓથી ભરપુર હતું એ ભેદ છે. તે નવ હવાઓ સાથે સતરપાયા બેહેસ્તમાં ઉત્પન્ન થયલી શક્તિને **હોમ પાદશાહ** કહે છે તે નવ હવાનો એ ભેદ છે. અને ત્યાર બાદ આફતાબ (સૂર્ય) માહાતાબ (ચંદ્ર) જેઓ કમલ ફુલના ઝાડથી ઉત્પન્ન થયા હતા, અને નવ દીવસે પુરા ભરાયા તે નવનો તરીકો બતાવે છે. તેથીજ આજે પણ સ્ત્રીઓ ખુદરતી રીતે હમેલને નવ માસ પુરા થયેથી બચ્ચાંનો જન્મ આપે છે.

**હમેલ વખતે પેહેલાં પાંચ માસ સુધી હોમ યશ્ત ભણ** એ સારૂં છે તથા કોઇ સ્ત્રી જાતીને ફેરદોરાનું દર્દ થતું હોય તો હોમની યજશનેનું પાણી પીવું યા હોમનું ભણાયલું ખાવું વિગેરે ઘણું ફાયદાકારક છે. તેથીજ બચ્ચાંની ઉમેદ જે કોઈ ધારે તેને માટે, અને કુંવારી કન્યાઓ જેઓને પરણવાની બાબદમાં હરકત હોય તેઓને, તથા હરેક દર્દીને માટે જરતોસ્તી ધર્મમાં, હોમ પાદશાહની આરાધના કરવા ફરમાવેલી છે. કારણ કે જન્મ, લગન, અને મરણ આ ત્રણે ચીજની મુસ્કેલી ફેરવવાનું હોમ પાદશાહનું કામ છે. એનો ભેદ ઉપર કહ્યો તેમ અશોશકિત તરફથી મને મલ્યો છે. જ્યારેબી કોઈ ઇનશાનને કંઇ દર્દ થાય તો તુરત પવિત્રાઇ રાખી **હોમની** આરાધના, દગન, બાજ, આફરગાન, કરીને કરાવવી અને યજશનેનું પાણી અગીયારીથી લાવીને, યા અગીયારીમાં દર્દીને લઇ જઇને પાવું, જેથી દર્દ દફે થાય છે યાને બદહવાની અસર દુર થાય છે. આ મુજબ '**હોમ**' ની આરાધના ઉત્તમ જણાવી છે. તેનો વધુ ભેદ એ છે કે '**હોમ**' સર્વે હવાઓથી ઉપર ગણાય છે, અને જેમ એક બચ્ચું મસ્તી-તોફાન કરતું પાછું હઠતું નથી અને તેની માય આગળ રાવ કરે છે કે 'તમારાં

---

[1] આજથી લગભગ દશ વરસપર યાને ઇસ્વી સને ૧૯૦૨ ની સાલમાં જ્યારે મેં પેહેલું સ્મરણ લીધું હતું ત્યાર પછી મને આ ભેદ અશોશક્તિ તરફથી તેજ સાલમાં મલ્યો હતો. કોઈ બીજાએ કહેલો અથવા કોઈ બી પુસ્તકમાં વાંચેલું આ નથી. અશોશક્તિ કે જેવણ પોતાની ઉમર ૧૭૦૦ ઉપર વરસની કહે છે તેવણ તરફથી મળેલો છે. (પ્રગટ કર્ત્તા.)

બચ્ચાંને વારો ' વિગેરે તે મુજબ બદહવા દુઃખ દેતી પાછી નહીં હઠે તો **'હોમ'** ને અરજ કરવામાં આવે છે, જેથી વડી હવા ( હોમ ) ને ખબર આપવાથી તેની મદદ મલી બદહવા દુર રહે છે, અને તેનું જોર ફાવી શકતું નથી. વિગેરે. હવે **'હોમ'** પણ એ શક્તિ ગણાય છે. સતરપાયા બેહેસ્તમાં જે **હોમ** અને **આવાં** ઉત્પન્ન થયાં તેઓનાં તનજ રોશનીના માલેકની હવાનાં (સલજુકનાં) હતાં અને જીવ વાતાવરણ હવાનાં (કલજુગનાં) હતાં, જેથી એમાં પણ સપેંત (સલજુગ) અને અગ્ર ( કલજુગ ) એ હવાઓનો ભેદ હતો. તેથી **'હોમ યજદ'** કરીને ભણે તો વાતાવરણને પુગે, અને **હોમ પાદશાહ** કરીને ભણે તો રોસ્તીના માલેકને પુગે છે. પણ મુદ્દે વાત એ છે જે ખુદ **'હોમ'** તે નવ હવાઓજ છે. તેની આરાધના **અમરદાદ રોજે,** યા **રશ્નના રોજે** થાય છે. વિગેરે. ઇનશાન માત્ર એ અશોઇના તરીકાએજ ચાલવું ને સઘળી ફરજો બજાવવી જોઇએ.

**માણુસનો આત્મા**—આત્માને અવસ્તામાં **'ઉરવન'** અને ફારસીમાં **'રવાન'** કહે છે. 'રવાંન'ને આ દુનિયામાં કેટલીક ઘટતી મદદ આપવા **અહુ, દએના, બઓધ, ફ્રવષી,** વિગેરે કેટલાક અનદીઠ મદદગારો મળેલા છે. જેઓ રવાનને જોઇતાં સાધનો પુરાં પારે છે. રવાંન તે ગોયા પાદશાહ છે, તેનું શરીર તે કીલ્લો છે, આ દુનિયા તેની પાદશાહી કરવાની જગ્યા છે, **અહુ** યાને જીવ શક્તિ તેનો શરીરરૂપી કીલ્લો કે જે તેના ખોરાક અને અસબાબનો ભંડાર–તેને ટેકાવી રાખે છે. **'ફ્રવષી'** યાને 'ફરોહર' તે ગોયા રવાનનો વજીર છે, કે જે તેની રાહબરી કરે છે, **'દએન'** એ સારૂં નરસું જોવાની તેમજ સમજવાની શક્તિ છે, કે જેવડે નેકીની અને બદીની પીછાણ કરી શકે છે. **'બઓધ'** યાને 'બુદ્ધિ' તે ગોયા રવાનનો ચોપદાર છે, કે જે રવાનને બાહેરની દુનિયાની ખબર અંતરમાં પુગાડે છે, અને રવાન અંદરથી પોતાની મરજીથી જે હુકમ મોકલે છે તે હુકમો તે બાહેરની દુનિયા પર બજાવે છે. ( યાને બુદ્ધિ વડે દુનિયાનો રાહઘાટ જોઇને મનથી સમજીને જીવ વર્તે છે.) હવે આ રવાનરૂપી પાદશાહનું આ દુનિયામાં કામ એ છે, કે તેણે અહીંઆંની સર્વ વસ્તુઓનો ઘટતો ઉપયોગ કરીને, તેથી પોતે સુખી થવું, અને બીજાઓને સુખી કરવા, તથા નેકીનો વધારો કરવામાં અને બદીનો ઘટાડો કરવામાં ચાલુ કોસેશો રાખી, અષોઇનો ખજાનો એકઠો કરી, હીસાબ સુમારના વખત પછી બીજી નેક જીંદગી ભોગવવી. વળી ચાલુ જીંદગીમાં પોતાની ફરજોપર ઓસ્તવાર રહેવું જોઇએ.

# બચપણથીજ બાલકોની કેળવણી માટે માબાપે કાળજી રાખવી જોઇએ.

કહેવત છે કે "કુમળો વાંસ વાળેલો વળે," તે મુજબ નાના બાલકોને તેઓની બાલ વયમાંજ તેઓને માતપીતાએ ધાર્મીક શીક્ષણ આપવું જોઇએ. અને ત્યારબાદ સ્કુલની કેળવણી આપવી. પેહેલી નજરે જોતાં બાલકની કેલવણીનો સવાલ ઘણો સાધારણ લાગે છે



પણ તે અનુભવી નજરે જોતાં ઘણો વીકટ છે. જે હાલ બાલક છે તેને મોટું થતાં દુનયાદારીમાં રહેવાનું છે અને તેને દુનિયાની ચડતી પડતીમાં પોતાનો રસ્તો લેવાનો છે. તેમજ પ્રજા સાથે કામ પાડવાનું છે, બાલપણથીજ તેને સારા સહવાસ અને સારા શીક્ષણની જરૂર છે; અને તે એક સદ્દગુણી માતાથીજ મલે છે. કોઇ બીજું આપી શકતું નથી. કેમકે "**ઘર એ મોટી પાઠશાળા છે**" અને માબાપના દરેક રીત રીવાજ બચ્ચાં શીખે છે. તે રીતીને આપણે ઘરની કેલવણી કહીએ છીએ, તે કાંઈ કકો ખખો શીખવામાં કે એકડે એક ભણવામાં સમાઈ જતી નથી. તેવી કેળવણી માટે શરીર રચના અને શરીરની ક્રિયાઓનું જેમ થોડુંક જ્ઞાન જોઇએ છે તેમ માનસીક શાસ્ત્ર અને આત્મતત્વ વિદ્યાના જ્ઞાનની પણ કાંઇક જરૂર છે, કારણ કે માતાને જેમ તેણીના બાલકના શરીરની ઉછેરણી તનદુરસ્તીના કાયદાઓને અનુસરીનેજ કરવાની છે તેમ તેના મન અને આત્માની ખીલવણી પણ ચોકસ કાયદાઓને અનુસરીનેજ કરવાની છે. બાલ મગજ વિદ્યા એવી છે કે જો પુરતી સંભાળથી તે બાલકને સમજણ પાડીને નિતીબોધક વચનોથી સમજાવવામાં આવે તો અવશ્ય કુમળા ભેજાંપર સારી અસર થયા વગર રહેજ નહીં. ગાલ ગલોચ કરવાથી, મારથી યા મારની બીકથી બચ્ચાંઓ કેળવવાનો વિચાર જંગલી છે. તેમ થવાથી ઉલટું પરીણામ આવે છે; કે બાલક વયમાં જેવી સ્થીતીએ તેઓને ઉછેરવામાં આવ્યાં હોય તે મોટપણમાં તેઓના ધ્યાનમાં રહી ગયું હોય તો તેઓ પણ માતાપીતા સાથે વલતાં તેવાંજ વર્તે છે.

તેથીજ કહેવાની જરૂર છે કે **"કુમળા મગજપર જેવી છાપ પાડશો એ-વીજ પડશે."** બાળકોમાં ખુદરતે તેઓની અંદર સ્વમાનની જે તીક્ષ્ણ લાગણી મેલી છે તેને ખીલવવા અને સારે રસ્તે ચઢાવવાથી તેઓ ઘણાં જલદી અને સારી રીતે સુધરી શકે છે, ઘરની કેળવણીની બાબતમાં કહીએ તો દરેક માતા પોતે 'ઘર કેળવણી' આપવાના અગત્યના કામમાં એક સાચો રાહબર અને ભરૂસેદાર ભોમીઓ થઇ પડે છે. જાતી ખવાસને સહેલાઇથી કાબુમાં લઇ શકાય છે. સઘળી મુસ્કેલીઓ છતાં બાલકના મનનું છુટાપણું છીનવી લીધા વગર તેઓને ધુંધસ=ઘુવડ જેવાં બનાવ્યા વગર, તેઓ આગળ લાંબી લાંબી ફીલસુફીભરી વાતો રજુ કર્યા વગર, તેઓના જાતી ખવાસને કેળવણીથી થોડો ઘણો ફેરવીને, સચાઇ, દયા, નમ્રતા, તાબેદારી, નિયમીતપણું અને એ ઉપરાંત બીજા સદગુણો ફક્ત આપણા જાતી દાખલાથી અને સેહેલી રીતે તેઓમાં ખીલવી શકાય તે બધું એક માવતરેજ બચ્ચાંને શીખવવાનું છે. પરજાત ગવરનેસો અને નરસોથી બની શકેજ નહીં; સબબ કે ધર્મની ઉંચી પવિત્રાઇ તેઓ શું સમજે? આખર તેમાં થાય એટલું કે ઇસુના તારણનું જ્ઞાન તેઓ (બચ્ચાંઓ) શીખી સ્વધર્મની બરબાદી કરે અને એ બધો બોજ પૈસો ખર્ચી કેળવણી આપનારને શીર ખુદરતીજ રહે છે. ધર્મ નહીં પાળવાથી અટવાય છે અને આ તેમજ બીજી જીંદગીઓમાં પણ તેનાં ફળ ભોગવવાં પડે છે, ત્યારે સૌ કસાંમાં કહે છે કે "ખુદાએ હમોને આવું આપ્યું ને બીજાંઓ કેવાં સુખી છે?" વિગેરે, પણ એ બધું આગલી કરણીઓનું કારણ છે. માટે કુમળા ભેજાં પર સદ્ગુણી માતપીતાએ ધર્મનો છાપ બેસાડવો જોઇએ. અને નીતિ, વીવેક, સદગુણ, વિગેરે ખીલવવા જોઇએ. પોતે દુનિ-યાદારીની મોજમજાહમાં પડી, અથવા દલદેશરીમાં પડીને પારકા ધર્મવાળા-ઓને આસરે પોતાનાં બાળકોને મુકી તેઓ ઉપર વિશ્વાસ રાખી નિશ્ચિંતતાથી બેસી રહેવાનું નથી. જણવા કરતાં જોગવવાની મુશીબત વધારે છે અને તે કરતાં પણ વધારે તસ્દી તેઓને કેળવણી આપવા માટે લેવી જોઇએ ત્યારેજ બચ્ચાંઓ સારૂં શીક્ષણ મેળવે. આ માટે ચાલુ કહેવત છે કે "કહે નેપોલી-અન દેશને કરવા આબાદાન, સરસ રીત તો એજ છે કે દો માતાને જ્ઞાન." એક સદગુણી ઓરત કે જે વખત અને સંજોગ પ્રમાણે ઘરધણીઆણી, સલાહકાર, મોહોરદાર, પ્રિયા, નર્સ, તબીબ, દરદી, મિત્ર, માફક આવતો ભાગ્યો અને ઘરના સુખનો સુર્ય થઈ પડે એવી ઓરતને પોતાની પત્ની બનાવવામાં આયદે ઘરનો લાભ છે. અને તેથીજ જે બાળકો જન્મે અને તેનીજ તાલીમ લઇને ઉછરે તે પણ દુનિયાને ફાયદો દેનારાં છે. સબબ કે

ઘરની શોભા સદ્‌ગુણી બાળકોથી છે. અને કીર્તિ ચાલાક બાળકોથી છે. સંતોષ નમાના બાળકોથી છે. સમજુ માબાપો, તમારા આખા ભવના સુખને ખાતર, તમારા ઘડપણની શાંતિને ખાતર, તમારા બાળકોના સદા ભલાને ખાતર, તમારા કુટુંબના સારા નામને ખાતર, જરૂર તમારાં બાળકોને સારી સલાહ અને ઉંચ ઘર કેળવણી આપો કે તેમાં આયંદે તમને પણ સંતોષ છે. તે કરવા પેહેલાં તમારે પોતે પણ તેવુંજ વર્તવું કે જે દાખલો ઉપરતાંઓ તુરત લેશે અને તેમાંજ કીર્તિ છે. હવે છોકરાઓને અથવા છોકરીઓને ધર્મનું જ્ઞાન એકસરખું આપો કેમકે ધર્મજ્ઞાન માટે કાંઇ જુદી જુદી કેળવણી મરદને અથવા ઓરતને માટે નથી, તેથી ધર્મજ્ઞાન છોકરા છોકરીઓને એકસરખું આપવું. પણ તે પછી સ્કુલની કેળવણી આપવામાં આવે છે જે છોકરાઓને લાયકનીજ કેળવણી છોકરીઓને પણ અપાય છે તેમ થવું નહીં જોઇએ. સ્ત્રી એ સંસારમાં સાચી સલાહકાર છે માટે ઘરસંસારની વેહેવારૂ બાબતમાં તે વધુ ઘડાયલી હોય તોજ તે સારૂં છે. પોતે મેટ્રીક થવા જતાં (યાને એટલો અભ્યાસ કરતાં) પોતાના બચ્ચાંની મત્રાઇને ઇજન કરતી આવે (યાને એટલી જીવ ઠાકવી નાખનારી કેળવણી કે જેથી તબીઅતનો ભોગ થાય) તે કેળવણીજ નકામી સમજવી. મારૂં કહેવાનું એમ નથી કે પરીક્ષા ના આપો. પણ સ્ત્રી જાતીને છોકરાઓ ના બનાવો. તેઓને (સ્ત્રીને) લાયકની ઘરની અને સદ્‌ગુણ ખીલવનારી કેળવણી આપો. જેથી જરતોસ્તી આલમ સુખી સંતોષી બને. આ સઘળા માટે **બાળકોના બચપણથીજ માબાપે કાળજી રાખી કેળવણી આપવી જોઇએ છે.**

---

**સોનું, રૂપુ, હીરા, મોતી, માણેક, એ સર્વે ચીજો શાની બનેલી છે?**—આ સઘળી ચીજો ખુદરતી રીતે ઉત્પન્ન થયેલી છે અને તેને માટે અશો શક્તિ તરફથી ખુલાસો એવો મળે છે કે અસલ ઉત્પત્તિમાં એ ચીજો જેમ ખુદરતી ઉત્પન્ન થઇ તેમ તેમાં એકથી અનેક તત્વો સાથે ભેગા મળીનેજ થમ્ભ બંધાયા છે. તેમાં કેટલા કેટલા ખનીજ પદાર્થો સાથે મળી આ ઉત્પત્તિ થઇ છે તે આ મુજબ છે. "જવાહીરોનું અસલ=મૂળ તે ગરમી અને ધુંવો છે. તેઓ એક બીજાંઓ સાથે મજબુત રીતે મળી પેહેલાં ખુદરતી રીતે તે ગરમી સાફ થઇને બંધાઇ જાય છે. ત્યાર બાદ તેમાં સફાઇ ભરેલી રોશની પેદા થાય છે. તે મીશાલે જવાહીરો જેવાં કે લાલ, યાકુત, હીરો, મણી, સર્વે પેદા થાય છે. એ વિગેરે તમામ જવાહીરો કે તેનો દરેકનો રંગ તથા વજન અને હરેકનાં આબ (=પાણી, ઝલકાત) જે તફાવત રાખે છે તે ગરમી,

શરદી, ધુંવો, તરી, વિગેરેની કમી જાસ્તી અસરના સબબે છે. એ ચીજોનું બંધારણ ઘણું સખ્ત થાય છે. **સોનાની ઉત્પત્તિ** માટે એમ જણાય છે કે જે જમીનમાં પારો તથા ગંધક વજનમા સરખાં હોય તો તે જમીનમાં ખુદરતી રીતે પાકીને એક બીજામાં મળી જાય છે અને મળી ગયા પછી પણ વધારે પાકે છે તે ફરીથી પાક્યા પછી એકરસ થઇને શરદીના સબબથી જમી જાય છે તે સોનું છે. **રૂપાની ઉત્પત્તિ** એમ છે કે જે જમીનમાં પારો અથવા ગંધક એક મલે છે તેમાં પારાનો ભાગ વધારે હોય અને તે બધી ચીજ પાકીને એક રસ થાય તે પછી શરદીના સબબે જમી જાય છે તેથી રૂપું બને છે. સોનું, રૂપું, તાંબું, કલાઇ, સીસું, ખારચીની અથવા કથીર, લોહોડું વિગેરે સર્વ ધાતુઓની પેદાયસ જમીનમાં સમાયલા ખુદરતી ખનીજ પદાર્થોમાં ગંધક અને પારાની મેલવણી ખુદરતી રીતેજ જમીનમાં મલતાં તે હવા પાણીના પ્રમાણમાં બંધાર પકડે છે. આ ઉપરથી વિચાર ઉપજે છે કે મૂલ હવા, આતશ, પાણી, ખાક, રોશ્ની આ તત્વોમાંથી ફાસફરસ અને ખનીજ પદાર્થોની ઉત્પત્તિ થઈ છે. અને ખનીજ પદાર્થોથીજ જર ઝવેર સોનુ રૂપુ વિગેરે થયું છે પણ આદમીઓના પ્રમાણમાં તેની ઉત્પતી વધારે નહીં હોવાથી તે ઘણા મોંઘા પ્રમાણમાં મલે છે. હવે હાલના વખતમાં આપ બલથી પોતાનો ગુજારો કરનાર આસામી પોતાના કુટુંબનું ગુજરાન કરતાં જો ફાજલ નાણું પાડે તોજ તે કીમતી ચીજો ખરીદે. અને જો નહીં ખરીદવામાં આવે તો તે ગરીબમાં ખપે એટલે આ દુનિયામાં જેઓ બાપ દાદાને પૈસે માનપાન અને શેઠાઇ મોટાઇ ભોગવનારા હોય તેઓ આગલ તો તે બીચારાં ગરીબ પણ પ્રમાણીક નીમક રોટી ખાનારનો હીસાબજ નહીં. વળી લગન જેવા પ્રસંગે અથવા મોટી પારટીઓ તથા બલાઇના મેલાવડાઓમાં જો કોઇ હીરા મોતી પેહેરી નીકલ્યું હોય તેની આગલ જેમ મધપર માંખ ભમે તેમ બીજાઓ નજર ટેકાવશે. અને તેઓ હીરા મોતી પેહેરીને આવનારાંઓ ગમે તેવી કરણી કરનારાં હોય પણ ઉપર દેખીતી ફેસીલીટીવ અને હીરા મોતી પેહેર્યા એટલે સર્વેથી આગલ તેઓની બેઠક મળશે. જ્યારે બીચારાં તન રગડી મેહેનત કરી પોતાની આપબલ અને નીતિ નેકીથી પૈસો પેદા કરનાર અને ખુદરતની યાદ કરનાર સાદું ઇનશાન જો તેવા મેલાવડામાં તેડાંને માન આપીને ગયું હોય તો તેને નહીં છાજતી બેઠક આપશે. અને તેના સામું બીજાઓ તરેહપસંદ રાંતભાત કરી દેખાડશે. ( એટલે કે હીરા મોતી નહીં પેહેર્યા તેથી ) હવે, અનુભવી નજરે જોતાં વિચાર એટલોજ પુગે કે હીરા, મોતી, સોનું, રૂપું, જરઝવેર કંઈ બવસા-

ગર તરાવી પાર ઉતારતું નથી. તે તો ફક્ત આ માયારૂપી શરીરપર શોભાનો છાંયો છે. આત્માની મુક્તિનો ઉપાય નથી. જેમ ઇનશાન ચાર તત્વોનું બનેલું છે અને ખાકી શરીરને શોભાવવા આ હીરા મોતી સોનું વિગેરે શણગાર છે. આત્માની અમર્ગી વધારવા થકી અને મીનોઇ શક્તિઓ ખીલવવા, તથા ખુદરતના કાનુનો સમજવા થકી એ હીરા મોતી નથી. તેને માટે તો નેકી, નીતિ, મર્યાદા મહલાજો, ઉત્તમ મગજ શક્તિ, સારી કરણી, સદ્ગુણ, અને અષોઇની જીંદગી, તેમજ ખરેખરી બંદગી એ ચીજો છે. પણ તેટલું સંપુર્ણ સમજવાને મારી આજની સુધરેલી દરેક બેહનોનાં ભેજાં કામ કરતાં હોય તેવું દીસ્તું નથી. તેઓનામાંનાં ( ઘણાંખરાંઓનાં ) ધ્યાનમાં એવું છે કે હીરા મોતી પેહેર્યા એટલે મોટાં પોતે કહેવાયાં. અને બીજાં તેવાં મોટાંઓમાં ઘુસ્યાં એટલે ભવ પાર પડી ગયો. એટલે કરણીની ફીકર રહીજ નહીં. પણ હું કહું છું કે આવા વિચાર એ ઓછી સમજણવાળાઓના છે. સંપુર્ણ કેળવાયલાં ભેજાં એવું કરી શકેજ નહીં. અલબેલાં રહેલાં હોય અને દુનિયાદારીના કામમાં જાતે દુ:ખ ભોગવી સામાને સુખ નહીં આપેલું હોય યાને "ખાધે ખ્વાર ને ગધ્ધે અસવાર" જેવાંઓજ આ ખેલબાજી કરે છે. સમજુ અને ચાલાક ભેજાં સહેજમાં સામાને પીછાણી લે છે અને તેટલીજ વાત તેઓ સાથે રાખે છે. સ્વભાવની બાબતમાં "ઉશ્તવદ ગાથામાં" આ મુજબ ફકરો મલે છે કે "તુંને અય અહુરમજદ! ખચીતજ આબાદી કરનાર મેં ગણ્યો, જ્યારે તારો પેગામ લાવનાર સરોષ યજદ ભલા મન સાથે મારી નજદીક આવ્યો તથા બાહોશીથી મને સમજાવ્યું કે **"સંતોષી સ્વભાવ સૌથી સરસ ચીજ છે." "નેક મનશાની** સાથે અહુરમજદની અશો મરજી બજા લાવવાને હમો ચાહીએ છીએ, કેમકે તેણે હમારૂં ભલું ચાહીને સુખ તથા દુ:ખ પેદા કીધું છે" સર્વથી ઉત્તમ અષોઇ છે.

---

**ઇનશાનનો ખોરાક**—જરતોસ્તીઓમાં આજે ખોરાક માટે ઘણી ભલફેરી ચાલે છે. અત્રે કહેવાનું ઠીક પડશે કે વાતાવરણ અને રોશ્નીનાં તત્વો મળી જેમ સઘળી પેદાસસો થઇ છે તેમ ઝાડ પાનની પણ ઉત્પત્તિ તે પવિત્ર ચીજોથી છે. જ્યારે પ્રાણી ખોરાક છે તેમાં જીવ હોય છે અને તે જીવ કુલીબી કીશમનો હોય. હવે તે જીવ મારવો અને તે જરતોસ્તી ધર્મ પ્રમાણે તે મારેલું શરીર નસો થયું તે નસો ખાવો અને તે બદનમાં જેસ્વવો જેથી બદનમાં રગેરગમાં જેમ તે ખોરાક પચે તેમ મીનોઇ પ્રકાશ ઓછો થતો જાય છે અને પ્રાણી ખોરાકથી જુસ્સો, જોમ, ખાલી જનુન, કેહેર, ગુસ્સો,

વિગેરે ઉત્પન્ન થાય છે. એવું જણાય છે કે મીનોઇ દુનિયા ઉત્પન્ન થઈ અને તે પછી ગેતી થઇ. જ્યારે શરૂઆતમાં ફક્ત ફલ ખાતાં હતાં. ત્યાર બાદ તરતરકારી ઉગ્યાં તે ખાવા લાગ્યાં, ત્યાર બાદ જ્યારે દુનિઆમાં શરૂઆતમાં લડાઇ જાગી ત્યારે શૂર મેળવવા ખાતર પ્રાણી ખોરાક ખાવા લાગ્યાં. તે પરથી એ પ્રાણી ખોરાક ખાવાનો ચાલુ થયો છે. આપણો બાંધો પ્રાણી ખોરાક અને અન-ફલ-શાક બધુ ખાઇને જેરવી શકે છે સબબ કે શરૂઆતથી ઉપર કહ્યા મુજબ રીવાજ ચાલુ થયો. હવે જે કોઇ ઇનશાનના ઘરમાં તેનાં ઘરડાંવડાંઓથી પ્રાણી ખોરાક ખાવાનો ચાલ હોય, ત્યાં બાલકોના ખાધામાં એ ખોરાક જાય છે. હવે, જ્યારે તે બાલક સમજું થયું કે તેના મનમાં તે માટે છીટ આવે તો તે નહીં ખાય, પણ તેથી કંઇ એવું ફરમાન નથી કે નાહનપણમાં ખાધું તે હમેશાંજ ખાવું જોઇએ ? ખરી રીતે જોતાં ખુદરતનો ઉંડો અભ્યાસ કરનારને માટે પ્રાણી ખોરાક તદ્દન નકામો છે. જ્યાં સુધી ઉત્પતી છે અને મળ્યું જશે ત્યાં સુધી તો એ હા અને નાની મતફેરીની મગજમારી ચાલુજ રહેશે, પણ જ્યારે એ નીપજ ખુદરતી બંધ થશે ત્યારેજ પ્રાણી ખોરાકની હીમાયત તથા તેની વખોડણી બંધ પડશે. ધર્મ પુસ્તકોમાં પ્રાણી ખોરાકની હીમાયતનું લખાણ નથી.

પ્રાણી ખોરાક કહો કે ફળ, શાક, અન્ન, વિગેરેનો ખોરાક કહો દરેકમાં વધતા ઓછા પ્રમાણમાં વાતાવરણનાં ચાર તત્વો સમાયલાં છે. એટલે ફળ, શાક, અનનો ખોરાક નકામો છેજ નહીં. જેમ પ્રાણી ખોરાકમાં શૂર, જોસ, જુસ્સો સમાયલો છે. તેથી વધારે અને ઉત્તમ પ્રકારની, મજબુતી ફળ અને મેવો તાજો તથા સુકો વિગેરેમાં છે. હવે દરેક ચીજોમાં તેમજ ઇનશાનમાં પણ વાતાવરણનાં તત્વો સમાયલાં છે. ખુદરતી ઉત્પત્તિ દરમીઆનમાં તેના ખપ પ્રમાણે દરેક ચીજોની ઉત્પત્તિ થઈ છે. જેને જેવો જોઇએ તેવો અને અનુસરતો ખોરાક ખાવાની રૂઢી પારસી કોમમાં ચાલતા આવેલા રીવાજ પ્રમાણે ચાલુ છે. પણ જાણવું અવશ્યનું છે કે જાહેરમાં ધર્મીમાં નામ ખપાવી અંદર ખાને ગમે એમ ચાલનારા અને ઉપર ઉપરના સુધરેલા દેખાવો કરનારા અન-ફલ-શાકી ઇનશાનોની અંદર ખાનેની ખોટી ચાલ વખોડવા જેવી લેખાય છે. અન-ફલ-શાકનો ખોરાક વખોડવા જેવો નથી. પુરૂ ધ્યાન પુગાડી જોતાં અને ચોક્કસ અનમાં, ચોક્કસ ફલમાં, અને ચોકસ ચોકસ ભાજી તરકારીમાં શરદી, ગરમી, પાણી, ખાકના જોરનાં ફોસફરસ તત્વો કેટલાં સમાયલાં છે. તેનો જો કોઠો કરીએ તો જરૂર માલમ પડશે કે પ્રાણી ખોરાક કરતાં અન-ફલ-શાકના ખોરાકમાં ખુદરતી રીતે વધારે મજબુતી અને અશોઇ તરફ દોરવનારી શક્તિ

સમાયલી છે. તેમાં જુસ્સો, જોમ, જનુન નથી. તે ખોરાક ખાવાથી લોહી ઉકલતું થતું નથી, સ્વભાવ ચીડીઓ બનતો નથી. કામવાસ્ના (સંસાર મોહીનીનો જુસ્સો) ઉત્પન્ન થતી નથી. તેમજ હયાતી સાચવવાના જે જરતોસ્તી કોમનાં ભણુતરો છે જે ભણુતરોથી જો કોઇબી જરતોસ્તી અશોઇ પાલી ચાલે અને તે ભણુતરને સિદ્ધ કરે તો અલબત્ત એકી વેળાએ જતા જીવનો બચાવ કરી શકે છે. પણુ તે ભણુતર ક્યારે સિદ્ધ થાય છે? કે જ્યારે ઇનશાન પ્રાણી ખોરાક તજી ફક્ત ફળ ફળાદીના ખોરાકપરજ ચોક્કસ વખત રહી ખુદાની બંદગી કરે છે ત્યારેજ તે ભણુતર સિદ્ધ થાય છે, અને તે વખતે બીજો કોઇબી ખોરાક જેવો કે અન્ન શાક, ભાજીપાલો વિગેરે પણુ ખાવામાં લેવાતું નથી. અને એક ધ્યાને આતશનું પાતરૂં ધીની બત્તી વિગેરે કરી ત્યાંજ ચોક્કસ દીવસો સુધી ફળફળાદીનાજ ખોરાકપર રહી 'સ્મરણુ' (ખુદાની એક ચિત્તે બદગી) કરવાથી તે કલામો સિદ્ધ થાય છે. ત્યારબાદ તે બંદગીમાંથી ફારેગ થયા પછીથી પણુ હમેશની ચાલુ જીંદગીમાં પણુ પ્રાણી ખોરાક તજી દેવો પડે છે જેથી કોઈ વેળાએ પણુ કોઇનુબી અકાલ મરણુ બનતું અટકે છે. અવસ્તા કલામોના પ્રતાપે ખુદાની મેહેરબાનીથી જતો જીવ બચાવી શકાય છે. પણુ તે એકી વખતે જીવ બચાવવા થકી અને તુરતાતુરત ખુદાની મેહેરબાની મેળવવા માટે પોતાની ચાલુ જીંદગીમાં તે કરનાર ઇનિશાને જાતે જીવે તસ્દી ભોગવવી પડે છે અને ચોક્કસ નિયમો પાળવા પડે છે. વળી ચોક્કસ તાનાજાની પણુ ખમવી પડે છે. તે સઘળું સાંખી જવા શાંત મગજ અને સ્થિર મન હોય છે ત્યારેજ બની શકે છે. પ્રાણી ખોરાક ખાવાથી જેમ જુસ્સો, ઝનુન, જોમ, મલવાના ફાયદા છે. તેટલોજ ચોકસ બાબદોનો મીનોઇ પ્રકાશમાં ભેળાવાની પોતાની શક્તિનો ઘટાડો પણુ છે અને પરહેજગારીનો પણુ ગેરલાભ થાય છે. સાદી અને અનુભવી નજરે જોતાં દરેક ચીજો વાતાવરણુમાંથીજ બનેલી છે પણુ તેના વખતના પ્રમાણુમાં તેમાં ચોકસ બાબદોનો ફેરફાર ઘણો બહોળો થયો છે. અને અસલ વખતથી પારસીઓમાં શીકાર કરી પ્રાણી ખોરાક ખાવાની છુટ મેળવતા આવ્યા છે તેથીજ હા અને ના ની ઉપર લખ્યા પ્રમાણેની મગજમારી હમણાં કેટલાકો લઇ બેઠા છે. પણુ જો તેનું ઉડાણુ કોઇ રીતે ખોલ કરે તો મીનોઇ બક્ષીસ અને આત્મસુદ્ધિ મેળવવા માગતાઓના બાબમાં પ્રાણીખોરાક ઉત્તમ નથી અને તે ખોરાકથી કદી પણુ મીનોઇ તત્વને સંપૂર્ણુ પહોંચાતું નથી. ખાવું યા ન ખાવું અને ખુદાની પરહેજગારીભરી મેહેરબાનીથી દુર રેહેવું યા ભેળાવું તે ઇનશાનના પોતાના મનની વણુન પર આધાર છે. જે જેવું કરે તેવું

તેને પોતાનેજ માટે છે. તેમાં કોઇપર ઉપકાર કરવાનો નથી. તેમજ પ્રાણી ખોરાક ખાવાની હીમાયતમાં સખુનદરાજી પણ કરવાની નથી તથા અન-ફલ -શાકી બનવા માટે સભાઓ બોલાવી ભાષણો કરવાથી જે કોઇ ખાનાર છે તેઓ એકદમ તજી દેતા પણ નથી. જ્યારે ખુદરતી સર્વે ચીજો ફેરવાશે ત્યારેજ ઇનશાનો સમજશે ત્યાં સુધી જે અસલ કદગો રીવાજથી હશે તેને તેઓ વળગીજ રહેશે. તેથી ખાલી મગજમારી કરવાનો રીવાજ છોડી દેવો. કરવું અને ન કરવું તે પોતાનેજ માટે છે. (પ્રગટ કર્તા).

**જરતોશ્તી ધર્મમાં કેટલાંક ચોક્કસ ફરમાનો, અશો શક્તિની નશીઅત**—જરતોસ્તી ધર્મમાં ચોક્કસ ફરમાનો માટે સખત તાકીદ છે કે "રાસ્ત બોલવું, દુરૂઘ (જુઠું) નહીં બોલવું, બદીની સામે હમેશાં હીમત, કોશેશ, ખંતીપણું રાખવું જેથી ફનેહની આશા રહે છે. નેકી નીતિની વૃદ્ધિ કરવી, લોભ લાલચ સામે મનની મજબુતાઇ રાખવી, પોતાના જુસ્સાપર અને ખ્વાશોપર બનથો કાબુ રાખવો, આપેલો કોલ તોડવો નહીં, તકોબરી છોડી નમનતાઇ અખત્યાર કરવી. કજીઆ કકાશથી દૂર રહી, ભાઇબંધીનો તથા સુલેહ સંપનો વધારો કરવો, ઉદ્યોગ જે આબાદીનું મુલ છે તે માટે હમેશાં જાગ્રત રહેવું. આલસાઇ તજવી, આપબલ વાપરવું. સઅકલથી ચાલવું. તનની, મનની, કેળવણી લેવી. મરદોને હમેશાં ધંધો ધાપો છે એટલે તેને બરની અને સ્ત્રીઓને હમેશાં ઘરના કામની, બચ્ચાં ઉછેરવાની જરૂર છે તેઓને તે લાયકની કેળવણી આપવી. નીતિમાન જીંદગી ગુજારી બંદગી કરવી, કારણ તે વગર કરેલી બંદગી નકામી છે. પાંચે ગેહમાં બંદગી કરવી. સર્વમાં સહલાજો અને મર્યાદા સાચવવી. અદેખાઈ છોડવી, બખીલાઇ તોડવી, સંતોષ પકડવો. ખુદરતને નહીં ભુલવું. પોતાનું જેણે ભલું કર્યું છે, અને આવી આફતે આધીન થયું છે તેનો કોઇ પણ દીવસ તુચ્છકાર કરવો નહીં. શાંતિ અને ગંભીરાઇ રાખવી. અશોઇ પાળવા શરીરે તસ્દી ભોગવવી. ફોગટ તારી મારી નીંદાથી દુર રહેવું. જુઠા ગપ્પા સપ્પા ત્યાગ કરવા. પોતાના રાજકર્ત્તા તરફ વફાદાર રહેવુ. ખુદરત વાલીઓને માન આપવું. આસપાસનાંઓ, કુટુંબીઓ, પડોશીઓને નગુના નહીં થવું, પોતાના હકદાર વારસોને સપોવવાં, રખડાવવાં નહીં, તેવું રખડાવનારને અજીમ ગુનાહ છે. અને સંકટ છે. પોતાને સંકટ હોય તો ધીરજ ધરવી. ધીરજ મોટું ધન છે અને સખાવત દરેક દુઃખની દવા છે, અને હજારો એબનું કીમીયું છે. માટે વફાદારી રાખવી. વળી સંભાળવું કે દુનિયામાં મીઠામાં મીઠી ગરજ છે અને વ્હાલામાં વ્હાલું જર (પૈસો) છે માટે તેવા માણુસો હમેશાં નગુના નીવડે છે. તેઓપર પુરતો વિશ્વાસ નહીં મુકવો" વિગેરે. (પ્રગટકર્તા.)

## પરણુતી કન્યાઓને અને પરણુતા વરરાજાઓને પેગમ્બર સાહેબ અશો જરતોશતની નસીઅત. ગાથા વહીશ્તો ઇશ્તમાંથી મળતું લખાણ અને પ્રગટકર્ત્તા તરફનો ખુલાસો.

**અવસ્તા—તેમચા તુ પોઉરૂચીસ્તા હએચતઅસ્પાનાં સ્પિતામી યેજીવી દુગેદ્રાંમ જરતોશ્ત્રએ વંઘહેઉસ પઈત્યાસતેમ મનંઘહો અષહયા મજદાઓસચા તઈઅયો દાત સરેમ અથા હોમ ફેરષ્વા થ્વા ખ્રથ્વા સ્પેનિશ્તા આર્મઈતોઈશ હુદ્દાનવરેષ્વા.**

**અર્થઃ**—(અશો જરતોશ્ત પોતાની બેટીને કહે છે) ૩. "અએ હએચત–અસ્પનાં ખાનદાનની તું પોઉરૂચિસ્ત ! અય સ્પેંતમાનની ઓલાદની જરતોશ્તની દીકરીઓમાં જવાન ! અહુરમજદે તે ( જામાસ્પ ) જે નેક મનશાની અને રાસ્તીની ઉપર ફીદા થયલો તેને તારે માટે ખાવીંદ તરીકે મુકરર કીધો છે માટે તું તેની મશ્લત લેતી રહેજે તથા સંપુર્ણું મનશાનીની તારી ધણીજ પાક ( અથવા આબાદી કરનારી ) અક્કલથી તારા ડાહાપણની રૂયે કામ કરતી રેહેજે."

( ગાથા વહીશ્તોઈશ્ત. યજશને હા ૫૩ ક. ૩,

૪. * (પોઉરૂચિસ્ત જવાબ આપે છે ) "ખચીત મારા ખાવીંદને હું ચાહીશ અને તેની પ્રિતીમાં હું વધારે સરસાઇ બતાવીશ" ( યાને વધારે ચાહીને ચાલીશ ) ( પોરૂચિસ્ત પોતાની બ્હેનપણીઓને નશીઅત કરે છે ) "જે છોકરી અશો ( રહીને પોતાના વાલીને, પોતાના ખાવીંદને, પોતાના માણુસોને, ખેશીઓને, અને સાચાંઓને વફાદાર રહેશે. ( તેણીની ) નેક નૈયતની મુરાદ પાર પડશે. અને તેણીની સારી નૈયતને લીધે દાદાર અહુરમજદ તેણીને ગુરોથમાન બેહેસ્ત આપશે." ( યાને આત્માની અમર્ગા સુધી સારો મુકામ મલશે ).

૫ ( પેગમ્બર જરતોશ્ત કહે છે. ) પરણુતી કન્યાઓને અને પરણુતા વરરાજાઓને હું જે પરણવાને ફરમાન ( અથવા ઉત્તેજન ) આપનાર તે હું નીચે મુજબના નસીઅતના સખુનો કહું છું. મારા એ સખુનોપર તમે ધ્યાન આપજો."

( અશો જરતોસ્તના નસીઅતના સુખનો ) "દીનદાર માણુસોની મારફતે ભણેલાં થઇને નેક મનશનીથી જીંદગી મેળવજો, ( તથા ) રાસ્તીથી

---

* ઝંદ અવસ્તાનાં પદો લખતા અહીં ઘણું લખાણ થવાને લીધે ફકત ગુજરાતી તરજુમો લીધો છે વહીશ્તોઈશ્ત ગાથા તે યજશનેનો ૫૩ મો હા છે અને તેના ૧૦ ફકરાઓ છે. તેમાંથી ઉપલા ૩–૪–૫–૬–૭ ફકરાઓ આપેલા છે. એરવદ કા૦ એ૦ કાંગાનો તરજુમો છે. ( પ્રગટકર્ત્તા. )

(યાને ખરા અંતઃકરણથી) તમારામાં એક બીજાને ચાહતાં રહેજો કે તેથી ખચીત તે (દરેક)ની ઘર–જીંદગી સુખી થાય.” (યાને ધણી ધણીઆણી સુખ સલાહસંપથી રહેજો કે ઘર સંસાર સુખી થતાં દુનિયાની પણ આબાદી ઇચ્છાય.)

૬. “પણ, અય નર અને નારીઓ! દરૂજ (યાને જુઠ્ઠાઈ)ના માર્ગને (તથા તેના) વધારાને જાહેર રીતે (અથવા ખુલ્લી રીતે) તમો બંધ કરજો. દરૂજની આરાધનાથી તમારા તનનો સંબંધ છોડવજો. ખરાબ ખોરેહવાળું સુખ (યાને બેઇજત અને નામોસી સાથેની મોહોટાઈ) માણસને માટે નુકશાનકારક છે. રાસ્તીની હાંની કરનારા બુરા માણસોથી (અએ નર અને નારીઓ) તમો તમારી મીનોઇ જીંદગીને ખરાબ કરો છો.”

૭ “(અય નર તથા નારીઓ) તમારા બાતેનનો લોભ કે જેને તળીઆમાં જડ ઘાલેલું છે તે જ્યારે બાહાર નીકળી જશે અને પાપી વિચારો નાબુદ થશે ત્યારે મોટા કામનો બદલો તમોને મળશે. માટે એ સાહસકર્મને માટે કમ્મર બાંધો. નહીંતો અફસોસ અફસોસ એ પ્રમાણે તમારૂં બોલવું થશે,” (કાને બુરાં કામ કરવાથી ઘણું ટીચાવું પડશે ને જીવમાં અફસોસ થશે.) (વહેસ્તોઇસ્ત ગાથા યજશને હા ૫૩ ફકરા ૩–૪–૫–૬–૭)

વંદીદાદની ૪થી પરગરદના ૪૭–૪૮–૪૯ ફકરાઓમાં દાદાર અહુરમજદ જરતોસ્ત સાહેબને કહે છે “કે જે શખ્સ ભટકતી ઘરબાર વગરની કંગાલ જીંદગી ગુજારે છે તે કરતાં બૈરી કરીને સ્થાયી પોતાનું ઘરબાર માંડીને રહી પોતાનો ધંધો ધાપો કરી પોતાનો ગુજારો કરે છે તેને હું વધારે પસંદ કરૂં છું. ઘર માંડીને ઉદ્યોગથી પોતાનો નીભાવ કરનાર ઇનશાન ભુખે મરતો નથી, જાનવરની માફક રઝલતો નથી, એ પ્રમાણે હોવાથી તે શખ્સ જીંદગીને લગતું દરેક સુખ ભોગવે છે, આબાદી વધે છે, તે મને પસંદ છે.”

**ખુલાસો**—ઉપલા ફકરાઓમાં જરતોસ્ત સાહેબની નશીઅત છે કે “પરણીને એક બીજાં સાથે હળીમળીને રહેવું અને સંતોષી તેમજ આબાદી ભરેલી જીંદગી ગુજારવી.” એટલે સાથે મળી એકસંપ રહેવાથી બીજા બદમાસોથી ફાવી શકાતું નથી અને તેઓનું કંઈ પણ રીતે બુરૂં કામ એકસંપથી રહેનારપર અસર કરતું નથી. જ્યાં એકસંપથી રહેનારાં નથી, ત્યાં બીજાં અલફાતુઓ કે જેઓ ઉપરના દેખાવમાં કદરવંતા થઇને અંદરખાનેથી પોતાનું કામ કાઢી લેવા થકી વધારે અને વધારે લડાઇઓ કરાવી પોતાનો સ્વાર્થ સાધે છે. અને ઘણીખરી વેળા એવું પણ બને છે કે જો સમાધાનીથી ચાલનાર ન હોય તો વરસો સુધી લડાઇ પુગે છે. તે કારણે દુનિયાની આબા-

દીના રસ્તાથી વેગળું જવાય છે અને આ જીંદગીમાં લડાઇથી જીવ કંટાળી બીજી જીંદગીમાં પણ તેનો બદલો તેવોજ મળે છે. કેમકે તકરારમાં ને તકરારમાં જીંદગી ગુમાવી દીધી અને બાકીની ફરજો પડતી મેલી તેથી આ તેમજ બીજી જીંદગીમાં પણ તે તકરાર કરનારનેજ ભોગવવાનું છે. વળી એવાં જોડાંઓ ઘણાં છે કે જેઓની પોતાની તકરારમાં તેઓનાં નિર્દોષ બચ્ચાંઓ ભોગ થઇ પડે છે અને આખર તેઓનો પણ ભવ રખડે છે. એ સઘળો બોજ તે પોતાની ફરજ નહિ બજાવનાર અને ખુદરત તરફથી પોતાને મળેલું છે તે પર સબુરી નહીં રાખી નાહક પજવણી કરનાર ઇનશાનને માથે છે અને આખરે તેને નુકશાન થયા સિવાય રહેતુંજ નથી. ઇનશાન માત્રએ પોતાના બચપણના અને આગળ ગુજારેલી જીંદગીનાં દિવસો પેહેલાં યાદ રાખવા જોઇએ તેમજ પોતાને જે જે સોસવું પડે છે તે માટે પણ શોધ રાખવી જોઇએ કે શા કારણે આ મુજબ વિટંબણા થાય છે વિગેરે. અને શોધ કરીને અશોઇથી નિયમો પાળી ચાલવું જોઇએ, તેમજ તનની અશોઇ પાળીને ઘેરની ફરજ બજાવી, આસપાસની, કુટુંબને લગતી અને તેથી વધારે દુનિયાદારીને લગતી ફરજ પર ધ્યાન આપવું જોઇએ. પોતાને જે કંઇ મળે છે તે ઉપર બડાઈ મારી સામાને તાનાજાનીના સખુનો કહેનાર ઇનશાન **"મુરખનો પાદશાહ"** કહેવાય છે. અને **"ફરજનો કરજદાર"** ઠરે છે. "પૈસાનું કરજ નહીં કરવું" એ ધર્મનું ફરમાન છે, પણ પૈસાના કરજ કરતાંબી વધારે તો ફરજનું કરજ છે કે જે (ફરજ નહીં) બજાવનાર પર ખુદરતી દબાણ થાય છે. જો તે ચતુર હોય છે તો તુરત સમજી પોતાની કરણીનો પશ્ચાત્તાપ કરી ફરજ બજાવે છે, અને ખુદરત આગળ સરૂખરો રહે છે. પણ લુચ્ચાઇથી ચાલનારાં ઇનશાનો સમજવા છતાં અજાણ્યા બની ફરે છે. તેઓએ આ ઉપરથી વિચારવાનું છે કે આગલી જીંદગીના પ્રતાપે કદાચ ચાલુ વખતમાં કંઈ સુખ હશે અથવા તેમાં કોઇ ખાનારનું તકદીર જોર કરતું હોય તો તેના પ્રતાપે પોતે મેળવશે પણ હવે પછીની જીંદગીમાં તો ચાલુ કરણી બાબે અટવાવાનું છેજ. માટે પરણેલી જીંદગીની દરેક ફરજો બજાવી ખુદરત આગળ સરૂખરા રહેવું. **બીજું**—ઉપલા મથાળેના જરતોસ્ત સાહેબના અને તેમની બેટી પોરૂચિસ્તના નશીઅતના સખુનોપરથી હાલ ચાલુ જમાનામાં પરણનાર છોકરાઓ અને છોકરીઓને નશીઅત લેવાની છે. ચાલુ જમાનામાં પરણનારા છોકરાઓને ખુબસુરતી અને પૈસો બે જોઇએ છે, તે કારણે પારસીઓમાં કુવારાપણું વધેલું છે. અને મોટી ઉમરનીઓ પારસી કુંવારીકાઓ ઘેર ઘેર છે. જામાસ્પીમાં લખેલું છે કે "આખરહજારામાં એવો વ-

ખત આવશે કે એક મરદ પાછળ અનેક સ્ત્રીઓ ફરતાં તેઓનો પત્તો નહીં ખાશે અને તેથી મરદોમાં કુછંદી વધશે." વિગેરે. તે વખત હાલ નજરે જોઇએ છીએ. પણ તે બધું ચક્કર સરસ્તે (સારે રસ્તે) ઉતારવામાં આપણે અષોઇને પડખે રહી અહુરમજદની મદદ માગી બુરી હવાઓનો દોર તોડવો જોઇએ. તેમજ વળી માનુઓએ પણ દુનિયાદારીમાં અકરીકટ છોડી દઇ ધંધાધાપામાં ધ્યાન દેવું જોઇએ કે જેથી પરણ્યા પછીનાં તેઓનાં ખર્ચની બીક વરરાજાઓને રહે નહીં અને કુંવારાપણાનો પવન ઘણે દરજજે ઓછો થાય. તેમજ જવાનીઓએ. રીતની ભીખનો મટકો નહીં રાખવો. હૈયામાં ઉલટ પકડી પોતાના ધંધા નોકરીપર વધારે હોંશીયારીથી ઓસ્તવાર રહેવું જોઇએ. અને મનથી મક્કમ વિચારે રહેવું કે **"આપ સમાન બળ નહીં અને મેઘ સમાન જળ નહીં."**

**રીતની ભીખનો પવન એકદમ નાબુદ કરવો.** ગુંજાશ મુજબ ગજા પ્રમાણે વર્ત્તવું કે જેથી દુનિયાની આબાદીના રસ્તામાં કુંવારાપણાએ જે કાંટાની સેજ બીછાવી છે તે નીકળી જશે અને પોતાની ચાલુ જીંદગીમાં જે પોતે પુરેપુરી ફરજ બજાવવાને સામર્થ્યવાન થયાથી બીજી જીંદગીઓમાં સુખી હાલત મલશે. જેથી એમ થશે કે હમણાં જેઓ પોતાનીજ ભુલચુકની કરણીના પ્રમાણમાં દુ:ખી થઇ નાહક ખુદરતને વગોવે છે તેવું નહીં રહેશે. અને ખુદરત ખુશી થશે, ને તેઓ પોતે બધાં સુખી થશે. કરણીના કાયદામાં આએ પણ એક અગત્યનો સુધારો કરવાની ઘણી જરૂર છે. માણસ જાતે પોતાની મેળેજ પોતાની કરણીનો સુધારો કરવો કે જેથી આયંદે પોતેજ સુખી થાય છે. હમણાં, હમણાં ઘણાખરા પારસી જુવાનીયાઓ એવું લઇ બેઠા છે કે ધર્મ પાળવો તે તેઓ હંબંગ સમજે છે અને પોતે બોરમાથ્યા થઇ ફરે છે તેને તેઓ પોતે એટીકેટ ધારે છે. પણ ખરા અને ખુલ્લા બોલોમાં કહીએ તો એ બધો "વગર આવડતનો અકરીકટ છે" ખરૂં જે જરતોસ્તી ફરમાન છે તે તદ્દન અલગ છે. જરતોસ્તી ફરમાન છે કે પોતાની દરેક ફરજો બજાવી, ખુદરતના ફરમાનને માન આપી ધર્મ પાળી ચાલો, અને તમારી પોતાની ફરજ બજાવ્યા ઉપરાંત આસપાસનાઓને તે પગલે ચાલવા ફરજ આપો, તો તે કામ ઘણું નેક ગણાશે. અને નેકીજ દુનિયામાં તમારૂં અમર નામ રાખશે. પણ તમારો માનીતો એટીકટ "વગર આવડતનો અકરીકટ". તમોને મુશ્કેલીમાં લાવી, તમારી જીંદગીના ઝાડની પાયમાલી કરી તેપર હાડમારીનાં ફળ ઉગાડશે. જેનો સ્વાદ તમારે પોતાનેજ ચાખવાનો છે. સબબ કે કહેવત છે, કે **"જીંદગી, જોબન, અને જર, તેનો ભરોસો ના કર."** માનવની ઉત્તમ જીંદગી હમેશાં મળતી નથી માટે ભલી કરણીથી પોતેજ

પોતાના જીવને ઉંચે દરજ્જે લાવવાનો છે. ફોકટ દેખાદેખીનો આકરીકટનો પવન ભવસાગર તરાવતો નથી. પણ હાડમારીના ઉંડાગારમા હોમે છે. ચતુર અને ધર્મજ્ઞાની ઇનિશાન તેનો ભોગ થતું નથી પણ ધર્મની બાબદમાં અભણ અને અજ્ઞાન હોય છે તે પેહેલું હોમાઇ પાછળથી પસ્તાય છે. તે પરથી કહેવત છે કે "**દાડમની સાત કળી, ગુલાબનું એક ફુલ; મુરખને શીખામણ, ચતુરને એક બોલ.**" આપણા અવસ્તામા લખેલું છે કે **ગુનાહની તોબ્જેશ પતેત છે** પણ હાથે કરીને કરણીની ભુલચુક રહેવા દઈ ગુનાહરૂપી કીચલને પતેતરૂપી પાણીથી સ્વચ્છ કરવા માગે તો તે બની શકેજ નહિ. કેમકે જે ઇનશાન જાણીબુજી ગુનાહ કરે છે તે ગુનાહ તેને શરૂઆતથી લાગે છે. તે માટે ઇનશાને પોતેજ વિચારીને ચાલવાની જરૂર છે. જામાસ્પીમાં એમ લખે છે કે "પાંચ જાતની જોરૂ (બૈરી) છે. પેહેલી ઓરત પાદશાહજાન, બીજી એકજાન, ત્રીજી શરાયજાન, ચોથી ચોગરજાન, પાંચમી ખુદશાહજાન. એનો માએનો એ છે કે ૧. પાદશાહજાન=એટલે પરણેલી બૈરી. ૨. એકજાન=તે બૈરીના બાપને પેટ તે એકજ હોય બીજા તેનાં ભાઇબ્હેન ન હોય ને તેના બાપની માલમીલકત બેટીને પહોચે. ૩ શરાયજાન તે છે કે જે ૧૫ વરસની થઇને તેનો મરદ ગુજર્યો હોય, એ પરણ્યો નહીં હોય. ૪. ચોગર જાન=ગગરનાની (નાતરાની) જોરૂ. ૫. ખુદશાહજાન=એટલે જે બેટીએ પોતાની ખુશીથી પોતાનું કારજ પોતાને હાથે કીધું હોય, અને સુખી હોય તો તે ઉત્તમ છે તેને ખુદશાહજાન કહેવાય છે." (પ્રગટકર્ત્તા)

**મરણ પછી આત્માની હાલત**—ઉપલા નિયમો પ્રમાણે જીંદગી ગુજારવા પછી, રવાન તનમાંથી છુટું થવા પછી તથા પેહલાં ત્રણ દહાડા આ ગેતી દુનિયામાં રહે છે, અને પોતાના સરાહની જગ્યા (યાને જ્યાં તેને સચકી મુક્યું હોય ત્યાં માથા આગળ) રહે છે. અને પોતાની હયાતીમાં કરેલાં કામોનો સારાનરસાનો ચીતાર તેની નજર સામે થાય છે. (ગુજરેલાના ઘરમાંથી ત્રણ દીવસ કંઈ પણ લઇને વપરાતું નથી) અને ચોથી રાતની બામદાદે તેની અશોકરણી હોય તો તેને ખુશાલી થાય છે અને જે તેની બદકરણી હોય તો તે બીહેલો થાય છે (યાને તેને બીજી જીંદગીમાં જે ભોગવવું પડશે તેનો ચીતાર તેની નજરે આવે છે) અને ચાહરૂમની બામદાદે પુલગુજાર થાય છે. (યાને કરણી મુજબ રવાન વાસો મેળવે છે અને બીજી જીંદગીમાં જાય છે) હવે "**ગુજરનારનાં સગાંઓએ રડવું નહીં**" એવું જે ફરમાન છે તેનું પણ એમજ સમજવાનું છે કે "તે રવાન જે હયાતીમાં ખેશીઓ અને આસપાસનાંઓ સાથે રહ્યું અને જીંદગી ગુજારી તે માયા બદલ એકદમ

તે જવાથી લાગણી ઘણી થાય છે. પણ તેમ કરતાં બીજાં હયાત આસામીઓની તબીઅતનો બીગાડો થાય તો દુનિયાદારીના કામમાં ખલલ થાય, આબાદી વધતી અટકે, એ કારણે રડવા માટે મનાઈ છે. **ગુજરનાર પાછળ જે ધર્મ થાય છે તે તેની હુવાને પુગે છે** અને હવા વધારે પાવ થાય છે. હવામાંનું તોફાન ભાગે છે તેથીજ જરતોસ્તી ધર્મમાં ફરમાન છે કે "રવાનનું ભણાવે તો સવાબ છે વિગેરે. અને બાજરોજગાર કરવાથી ઘણો સવાબ છે અને રવાનના નસીબે ખુદા ઘણું આપે છે" વિગેરે. એનો ભેદ ઉપર કહ્યા મુજબ છે. હવે જોડાંની ક્રિયા બાબે પણ ખુલાસો છે કે "જીવો કરણી મુજબ બીજી જીંદગીઓ ભોગવે છે ત્યારે જોડાંને સંબંધ રહે છે કે નહીં તે તપાસવાનું છે. હમેશાં હર ફેરેને ફેરે જે જીવ નર છે તે કંઇ નરજાતીમાંજ જન્મ લેતો નથી અને નારીજાતી કંઇ હમેશાં નારીજાતીજ થતાં નથી. જીવ છે, બીજી જીંદગીઓમાં તેઓ નર અથવા નારી કોઇ પણ જીંદગી પોતાની આગલી જીંદગીની કરણીના પ્રતાપે ધારણ કરે છે ત્યારે ઘણી ખરી વેળા જોડાંને સંબંધ રેહેતો નથી. પણ જે કુદરતી રીતે જે જીવોએ પોતાની હયાતીમાં સાથે મળી નેકીનાં ભલાં કામો અને આસપાસની ફરજો બજાવેલી છે તેઓ ઘણીખરી વેળા કુદરતી સંજોગો હરવેળા તેઓનો દરેક જીંદગીએ જોડાંનોજ સંબંધ રહે છે. નર હોય તે નારી પણ થાય છે અને નારી હોય તે નર પણ થાય છે અને પાછું બીજી જીંદગીએ જોડું બને છે. પણ તેઓનો સંબંધ ક્યારે છુટો પડે છે કે બંને જીવો નર તરીકે અથવા બંને નારી તરીકે જન્મેલા હોય તો, અથવા ખુદરતી રીતે જો કંઈ વધતી ઓછી ઉમ્મરે જન્મ લેતાં ઉમ્મરનું પ્રમાણ નહી પુગે તો, અથવા એકજ હમજાતમાંજ બંને જીવો નહીં જન્મેલા હોય તો તે સંબંધ છુટો પડે છે, તેથી જોડાંની ક્રિયા બાબે મતફેરી છે પણ તેનાં કારણો ઉપર જણાવ્યા મુજબ ખુલ્લાં મળે છે. જોડાંનું કરે છે તેબી તેની હવાને ધર્મ પુગે છે, તેથીજ કહેલું છે કે "**કરો હાથે ને લેવો સાથે**" એટલે હયાતીમાં કરેલું સઘળું પોતાની કરણીમાં સમાય છે અને બીજી જીંદગીમાં સુખ મળે છે. જયારે જે આસામીએ પોતાની જીંદગીમાં કોઇપણ કારણસર ફરજ નહીં બજાવી હોય અને પાછળ પૈસો મેલી જાય યા વસીઅત કરે કે ફલાણો ધર્મ કરજો, તે ગુજરનારનો પૈસો હોવા છતાં તેની બીજી જીંદગીમાં તેને તે ધર્મ પુગે તે કરતાં ગુજરનાર પાછળ જે વહીવટ કરે તેને વધારે પુગે, કેમકે પાછળ થયલો ધર્મ હવાને પુગે છે અને તે ધર્મ કરનારને હવા સ્હાય થાય છે. જ્યારે હયાતીમાં કરેલો ધર્મ હવા કરતાં જીવ સાથે ઘણો સંબંધ ધરાવે છે. જોડાંનો ધર્મ કરે તો

(યાને ગુજરેલાંઓનું જોડું લગાડે તે ધર્મ કરે તો) કંઇ ખોટું નથી. ધરમના ફરમાન મુજબ કરવું, પણ ગુંજાશ ઉપરાંત જે નહીં કરવા ઘટતાં લખલુટ ખરચમાં તણાયાં જાય અને દેખાદેખીનું કીધા સિવાય છુટકો થાય નહીં એમ બને, ત્યારે તે ક્રિયાપર ધાડ આવે, અને પારસીઓ ધર્મગુરૂ વર્ગને વખોડે, કે બૈરાંઓને ધુતી જાય છે, વિગેરે. પણ **ખરો ભેદ ઉપર કહયો તેમ અશોશક્તિ તરફથી મને મલ્યો છે જે મેં દર્શાવ્યો છે.**"

**મોત એટલે શું ?** "મોત એટલે મરણ યાને રવાંનની એક જીંદગીમાંથી બીજી જીંદગીએ પુગવું. યાને આત્માની ફેરબદલી. મોતથી આત્મા નાશ પામતો નથી, પણ તેનો ફેરફાર થાય છે, અને નવી જીંદગી એખ્તયાર કરે છે. આ પચાસ પોંણોસો વરસની ટુંક જીંદગીમાં આપણે આપણી કરણી એકદમ શુદ્ધ કરી શકતાં નથી, કંઇને નહી ને કંઇ પણ ભુલચુક રહે ને રહેજ. તેથી બીજી જીંદગીઓ ગુજારવી પડે છે. આપણી અયદે નેમ તે કીરતારને ભેટવાની છે. પણ તે કાંમ રફતે રફતે બને છે એકદમ બની શકતું નથી. એક જીંદગીમાંથી બીજી જીંદગીમાં જઇને આપણે ખુદાને પહોંચતાં નથી. વચગાળે આપણે અનેક મંજલ કાપવાની છે અને અનેક પાયરી ચહડવાની છે, જેવાં આપણાં કર્મ તેવીજ પાયરી મળે છે. આપણી અક્કલને સારે માર્ગે વાપરવાથી નીતિ અને ગ્નાનના વધારા તરફ આગળ વધીએ છીએ તેથી અશોઇને તરીકે રહેવામાંજ પોતાના રવાનનો લાભ સમજવો. સબબ કે **"આત્મા અમર છે"** પણ જો જોર જુલમાત અથવા અશોને દુઃખ દીધું હોય છે તો જીંદગી જવા બાદ આત્મા પણ બરબાદ થાય છે." આ દુનિઆમાં ઘણાખરા લોકો અશોઇનો તરીકો પુરેપુરો સમજયા વગર જીંદગી ગુજારી પોતાના રવાનનો રસ્તો મોકળો કર્યા વગર એમ સમજે છે કે મરી જાય તે ખુદાની પાસે બેહેસ્તમાં જાય છે. હવે એક સવાલ ઉઠે છે કે ખુદરતને ત્યાં એટલા તે કેટલા મેહેલ બંગલા અને ઇમારતો બાંધી છે, કે જેમાં બધાં જઇ રહેશે ? અને કેટલા બાવરચી (રસોઇઆ) રાખેલા છે કે ખોરાક પુગાડયા કરે છે અને તેઓ (ગુજરેલાંઓ) મોજશોખ કરે છે? સમજણ એ છે કે એક જીવે એક જીંદગી ગુજારી અને તે જીંદગીમાં જેવાં કાર્યો કર્યા હોય તે મુજબ બીજી જીંદગીએ પુગે છે (યાને ચહડ ઉતર ઘેર જન્મ મળે છે) તેથી કહે છે કે [1]બેહેસ્તમાં અથવા દોજખમાં જાય છે તેનો ભેદ ઉપર મુજબ છે. ફેરે ને ફેરે આ દુનિયાજ ખેરી ખાવાની છે તો ચાલુ જીંદગીમાં પડતાં દુઃખ વખતે મોત માગવા કરતાં પોતાની કરણીનો

---

૧. વાંચો આ કેતાબમાં પાને ૫૭ થી ૬૪ સુધી. બેહેસ્ત દોજખનો વિષય.

સુધારો કરતા રહેવાની અગત્ય છે. અને પોતાની હયાતી લંબાવીને બીજાઓના જીવ પણ બચાવવા, કે જેથી બીજી જીંદગીમા અફરાવું પડે નહિ. ઇનસાન ગમે એવી ખરાબ હાલતમાં પણ જો જન્મ પામ્યું હોય તો પોતાની ચાલુ કોશેસોથી પોતાના રવાનનો સુધારો કરી શકે છે. અને તે કારણે તે પોતે આગળ વધે છે. **રવાન બોખ્તગી** (આત્મમુક્તિ)—અવસ્તામાં ગાથા ઉશ્તવદનાં, ૪૩મા હા ના પાંચમા ફકરામાં પણ તેને મળતુંજ લખાણ મળે છે કે "જ્યાંસુધી ઇનશાન સ્વચ્છ થતું નથી ત્યાં સુધી ફેરે ને ફેરે તેને જીંદગીઓ ગુજારવી પડે છે અને કરણી શુદ્ધ થતાં તે જ્યાંથી તેની હસ્તી તેમાંજ તે ભેળાય છે." અને તેમાંથી પાછો તારો થઇને ઘણી વેળા પાછો આ પૃથ્વીપર ઘણાં નેક કામો પણ બજાવી શકે છે. જામારુપીમાં લખેલું છે કે "આખર હજારામાં ધાતુની નદીમાં ચાલવું પડશે" વિગેરે પણ તેનો ખુલાસો એ છે કે "જ્વાળામુખી બળતા પહાડમાં દરેક જીવો જે શરીરમાંથી છુટા પડે છે તેઓ જાય છે અને તેનો બુરો અંશ બળી જઇ સ્વચ્છ અંશ રહે છે, જે બીજી જીંદગીમાં ભલુ કામ કરે છે." પોતાના આત્માની મુક્તિ પોતાના હાથેજ પોતાની કરણીના સુધારાથી છે. ( પ્રગટકર્તા. )

---

**ગુશ્તાસ્પ જામાસ્પને** પુછ્યું કે હવે પછી શું થશે તે મને કહે. **જામાસ્પે કહ્યું** કે "એ પાદશાહ તું કંગદેજમાં જાશે, જરતોસ્તને તુરબરાતુર મારશે, અસપંદીઆરનું મોત રૂસ્તમને હાથે છે, ને મારૂં મોત (જામાસ્પનું) આજથી છ મહીના પછી તલાવને કાંઠે વીંછું કરડશે તેથી મરીશ. અને બેહેમનનું મોત અજદાહને હાથ છે ને રૂસ્તમ પેહેલવાનનું મોહોત તેના ભાઇ સોગાદને હાથ છે. બેહેમન પાદશાહ મુવા પછી પાંચમી પેહેડીએ સીકંદર પાદશાહ પેદા થશે, ઘણી દીન જરતોસ્તની ભાંજશે, ઘણો જુલમ અને લડાઇ પેદા કરશે. અને દીનના દફતરોનો નાશ કરશે ને વિલાયત ઉજડ થશે, ત્યારબાદ કંઇક મુદ્દતે 'મજદક' પેગમ્બરી કરવા આવશે તેને નોશેરવાન અદલ મારશે. અને ત્યારબાદ કેટલુંકે મહમદ પેદા થશે. " ( જામાસ્પી )

**ખુલાસો**—આ ઉપરથી સમજવાનું છે કે જામાસ્પ હકીમે વર્તારો કાહડ્યો તે પોતે જ્યોતીશ પણ જાણતા હતા. જ્યોતીશ એ ચોક્કસ ગણત્રી છે, તેથી દરેક ઇનશાને અષોઇથી ચાલવું અને જ્યોતીશનું પણ ગ્નાન મેળવવું કે જેથી પોતાની આવતી આફતો માટે આગાહી મળે પાછલી કેતાબોમાંથી લખાણ મળે છે કે પેગમબર અશો જરતોસ્તના ગુજરવાનો દીવસ રોજ ૧૧ મો ખુરશેદ, માહ ૧૦ મો દએ, એ દીવસે ઇરાન સર જમીનમાં આતશ કદેહમાં બંદગી કરતા હતા, જે વેળા તુરબરાતુર નામના એક તુરા-

નીએ પેગમબર સાહેબને તે આતશ કદેહમાં બેજાન કર્યા. પેગમબર સાહેબે તુરતજ પોતાની ભણુવાની હાદી પેલા તુરાની તુરબરાતુરને છુટી મારી જેથી તે પણુ તેજ વેળા મરણુ પામ્યો. (પ્રગટ કર્તા.)

---

**જરતોશ્તી ફરમાન મુજબ ગુજરેલા પાછલ કેટલો વખત થોભે વંદીદાદ પરગરદ ૧૨ મીમાં મલતું લખાણુ, અને પ્રગટ કર્તાનો ખુલાસો.**

(જરતોશ્ત સાહેબ પુછે છે, દાદાર જવાબ દે છે.) ૧. જ્યારે બાપ તથા માય મરી જાય ત્યારે છોકરો બાપને માટે અને છોકરી માને માટે કેટલો વખત થોભે? (યાને શોક રાખે) દાદારે કહ્યું કે નેકને માટે ૩૦ દહાડા અને પાપીને માટે ૬૦ દહાડા થોભે (યાને તેટલો વખત સારી દુવા ગજરેલાં માટે ગુજારે.)

૨. "અએ દાદાર ઘરને હું કેમ પાક કરૂં?" દાદારે કહ્યું કે "ત્રણુ વખત તન ધોયાથી, ત્રણુ વખત વસ્ત્ર ધોયાથી, ત્રણુ વખત ગાથા ગાયાથી. વળી હમારા આતશને ઈજનો જોઇએ, બરસમ પાથરવી જોઇએ, ભલાં પાણીને માટે જોર લઇ જવી જોઇએ. ત્યાર પછી ઘેર પાક થયલું કહેવાય. તે પછી પાણી, આતશ, અમશાસ્પંદ ગમે તેઓ આવે." (વંદીદાદ પરગરદ ૧૨ મી ફ. ૧–૨.)

ખુલાસો—બાપ તથા મા મરી જાય તો તેઓએ જો નેક જીંદગી ગુજારી હોય તો ૩૦ દહાડા એટલે એક મહીનો શોક રાખે અને જો ગુજરનારની ભુલચુક હોય તો ૬૦ દહાડા રાખે. અને ગુજરેલા આસામીનાં સગાંઓએ ત્રણુ વખત નાહાવાથી, વસ્ત્ર ધોવાથી, ગાથા ગાયા વિગેરે કર્યાથી ઘેર પાક થાય છે તેથી હયાત વસનારાઓના બાબમાં તે ઉત્તમ છે. અને જો કોઇ ઘણો લાંબો શોક રાખે તો તેથી પોતાનું તેમજ દુનિયાદારીનું જે જે આ ચાલુ જીંદગીમાં બજાવવાનું છે તે રહી જતું હોવાથીજ વંદીદાદમાં તે માટે કાયદા અને ઇસારા કરેલા છે. હવે બીજાં સગાંઓ માટે પણુ છે તે સઘળું વંદીદાદનું લખાણુ લેતાં એકના એક ફકરાઓ ઘડી ઘડી આવ્યાથી ઘણુંજ લબાણુ થતું હોવાથી ફકત તેનો સાર લીધો છે. "મા, બાપ, બેટા, બેટી, ભાઇ, બહેન, એ સઘળાંમાંનું કોઇ પણુ હોય તો તેને માટે તેનું હયાત બેશાવંદ ઓછામાં ઓછા ૩૦ ને વધુમાં વધુ ૬૦ દહાડા થોભે. પણુ જો ઘરધણી મરી જાય તો તેની ધણીઆણી નેકને માટે ૬ અને પાપીને માટે ૧૨ મહીના થોભે. તેને માટે વધારે વખત થોભી બંદગી ગુજારવી જોઈએ સબબ કે તે આખા ઘરનો ખર્ચ કરનાર હતો. તેજ પ્રમાણે જો બાપ ભાઇ વગેરે કોઇબી અખંડ પોષણુ કરનાર ગુજરે તો ૬ થી ૧૨ માસ થોભે. તેમજ મમાઇ, બપાઇ, મમાવા, બપાવા, પૌત્રી, પૌત્રો સૌના

નેકને માટે ૨૫ અને પાપીને માટે ૫૦ દીવસ થોભે. ભત્રીજે અથવા ભત્રીજીને માટે ઓછામાં ઓછા ૨૦ અને વધુમાં વધુ ૪૦ દીવસ થોભે. કાકો, મામો, માસો, ફુવો, તથા કાકી, મામી, માસી, ફુઇ એમાંનું કોઇબી ગુજરે તો ઓછામાં ઓછા ૧૫ અને વધુમાં વધુ ૩૦ દીવસ થોભે. કાકા, મામા, માસા, ફુવાં, વગેરે કોઇનો છોકરો ગુજરે તો ઓછામાં ઓછા ૧૦ ને વધુમાં વધુ ૨૦ દીવસ થોભે. જો કાકા, મામા, માસા, ફુવા કોઇનાં બી છોકરાંનો છોકરો, યા છોકરીનો, છોકરો છોકરી ગુજરે તો ઓછામાં ઓછા ૫ અને વધુમાં વધુ ૧૦ દાહાડા થોભે." (વંદી. પરગ. ૧૨મી)

**પારસીઓના આગલા દસ્તુરો**—સાસાનીઅન વંશના સ્થાપનાર **અર્દશીર બાબેગાન** કે જે ઇસ્વીસન ૨૨૬ માં ઇરાનનો રાજા હતો. (એનાં મમાવા 'બાબક'ના નામપરથી એને 'બાબેગાન' કહેતા હતા.) તેને દસ્તુર મોબેદોપર દીનના કામ બાબે ઘણી તાકીદ કીધી. સબબકે ઇરાનમાં જરતોસ્તી દીનની બરબાદી ઘણી થઈ હતી, તેથ **આદરફરોબા** (=આતશકદેહ)ના મકાનમાં અનજુમનની એક સભા બોલાવી. અને અનજુમનના દાનાવોએ ઠરાવ કીધો કે "**એક ધણીને આગાણા કલામોની ખુબીથી મીનો જેહાંનમાં મોકલી ત્યાંની ખબર મંગાવવી. અને સઘલી કેફીઅત જરતોશ્તીઓની જાણમાં લાવવી.**"તથી અનજુમનની સભાએ એ કામને લાયકનાં ૭ માણસો ચુંટી કહાડયાં તેમાં તે સાત જણાઓએ પોતામાંથી ૩ ને પસંદ કર્યા, અને છેવટે દસ્તુર અરદાએવીરાફ (અરદેસર બાબેગાનનો વજીર) ફતેહમંદ નીવડયા. વીરાફની સાત બહેનો હતી તેઓએ કહ્યું કે હમો અરદાએવીરાફ જે હમારો ભાઈ છે તેને છોડીએ અને જેનો આત્મા તમે મીનોઇ મોકલવા માંગો છો તે જો પાછો નકી આવે અને તેનું તન અહીંયાં તેના રવાન (આત્મા) વગર પડયું રહે તો હમો શું કરીએ ?" પણ અરદાએવીરાફે પોતે જવાની ખાયસ બતાવી અને સભામાં ઉભો રહીને અનજુમનને કહ્યું કે "અગર જો તમારી મેહેરબાની હોય તો આ અનગમનું મંગ (હોમનો રસ) મારા નામની ચીઠ્ઠી નીકલે ત્યાં સુધી મને ના આપતા, પણ જો મારા નામની ચીઠ્ઠી નીકલી તો મંગ પી હું મીનોઈ ખુશીથી જવસ." તે નામીચા દસ્તુરના કહેવા પ્રમાણે ચીઠ્ઠીઓ નાંખી અને ત્રણે વેલા વીરાફનાજ નામપર નીકલવાથી તેજ મકાનમાં એક એલાયદી જગામાં પોતાને સુંગધીથી તર કરી એક ગલીચો બીછાવી તે પર ઘટતે વખતે બેસી ગુજરેલાં રવાનોની આરાધના કરી સ્વચ્છ ખોરાક ખાધો, પછી દસ્તુરોએ મંગથી ભરેલાં ત્રણ પુલીઆં આપી હુમત, હુખ્ત, હુવરસ્ત બોલી

પાયો. વીરાફ શુદ્ધિમાં હતો તેટલાં બાજ પાછી મુકી દઇ સુઇ ગયો અને વીરાફની સાત બહેનો તેના બદનની રખેવાલી કરવા સાત દીવસ અને સાત રાત સુધી તેની આગલ બેસી રહી. અને બીજા મોબેદોએ પવિત્ર ભણતર ચાલુ રાખ્યાં. મંગ પીધા પછી વીરાફનો આત્મા ઇનિસાફની ટોંચવાલા મીનોઈ પહાડપર ગયો, ત્યાં અશો ફરોહરોની મદદથી બધે ફર્યો અને આઠમે દીવસે વીરાફના તનમાં તેનો આત્મા આવ્યો અને વીરાફ જાગૃત થયો અને પોતે જોયલી બીના એક નવીસંદા પાસે લખાવી. તે કેતાબ "વીરાફનામા"ને નામથી હાલ મોજુદ છે. અને ભલી માજદયસની દીનને પાછી તેની અસલ હાલતમાં સમારી.

**અરદાએવીરાફના** ગુજરવા પછી અને તે વખતના બાદશાહ અરદેસર બાબેગાનના પણ ગુજરવા પછી દીનની બરબાદી ઘણી થઇ. ઇ. સ. ૨૪૦ માં ઇરાનમાં અરદેશીર બાબેગાન પછી તેનો બેટો શાપુરશાહ તખ્તનશીન થયો તેના વખતમાં **દસ્તુર આદરબાદ મારેસ્પંદ** હતા તેમણે આપણી દીનનાં દફતરો જે જુદ્દીનોને હાથે પરાગંદહ થયલાં હતાં તે એકઠાં કરી હાલની સ્થીતીમાં મુક્યાં. અને હાલની આપણુની **"પતેત પશેમાની"** પણ એજ દસ્તુરે બનાવી હતી. અને શાહપુરશાહ તથા બીજા દરબારી અમલદારો તથા રૈયત વિગેરેના ૮૦,૦૦૦ આદમીઓની મીજલસ વચ્ચે પોતાની છાતીપર તાવેલું ગરમ કાંસું રેડીને મોજેજો કરી બતલાવ્યો હતો અને તેઓને દીનપર પાછા છેવટે ઓસ્તવાર કીધા હતા. એવું કહેવાય છે કે પતેત પશેમાનીમાં (૨૧) અહુનવર અને (૧૨) અષેમવોહુ ભણુવામાં આવે છે તે આદરબાદ મારેસ્પંદની હવાના છે યાને તે હવાને પુગે છે અને પતેત, ભણુનારને પોતાને માટે છે. હવે, **દસ્તુર આઝર કએવાનને** માટે લખાણુ મળે છે કે કુદરતી રીતે તેમને પોતાની પાંચ વરસની નાની વયથી થોડું ખાવાની અને રાતના ખુદાતાલાની બંદગીમાં જાગવાની ટેવ હતી. દસ્તુર આઝરકએવાંન ૨૮ વરસ સુધી બંદગી કરવા બેઠા હતા અને ત્યાર પછી ઇરાનથી હીંદુસ્થાન આવ્યા હતા. અને ગુજરાતના **પાટણ** શેહેરમાં ઘણાં વરસ રહ્યા હતા. તેમણે જયોતીશનો અભ્યાસ કરેલો હતો અને તે બાદ તપ કરવા માંડયું અને પોતે દુનિયાની તમામ હસ્તી જાણી સર્વ એલમ હાંસલ કીધો હતો. દબેસ્તાન કેતાબમાં લખેલું છે કે સૈયદ ઇમામ હુશેનની ઓલાદનો શીરાજ શેહેરનો રહીશ નામે આરેફ હતો તેનાથી દબેસ્તાન કેતાબના જોડનારે સાંભળ્યું હતું કે બીજા કોઇ બે કાબેલ મહોમદનો, દસ્તુર આઝરકએવાનને મળવા ગયા અને તેવણુની પરહેઝગારી નહી સમજવાથી તેવણુની બદનક્ષી કીધી. તેવામાં એક દાખલો બન્યો કે ઉપલા મહોમદનોનો, એક મહામદન—ઉસ્તાદ હતો

તે રીઆજત કરવામાં એકદમ બેહોશ થયો અને બેહોશીમાં પોતાના "મહમદ પેગમબર" ને જોયો. મહમદે તેને કહ્યું કે તારા જે બે ચેલા છે તે દસ્તુર આજરકએવાંનની બદગોઇ કરે છે પણ તે પુરો કાબેલ અને ઇલમમાં પહોંચેલો છે. તેથી તારા ચેલાઓને કહે કે બદગોઇ કરે નહીં. અને તુ બી આજરકએવાનની ખીદમતમાં રહે" જ્યારે પેલો ઉસ્તાદ ઉંઘમાંથી જાગૃત થયો ત્યારે કહેવા લાગ્યો કે દસ્તુર આજરકએવાંન કોઇ આ શેહેરમાં રહે છે? મહમદે તેની ઘણીએક તેની તારીફ કરી છે અને મને તેની પાસે જવાનો હુકમ થયો છે સૈયદ આરેફ તે ઊસ્તાદ સાથે દસ્તુર આજરકએવાનને ઘેર જવા નીકળ્યો. થોડેક રસ્તે ચાલ્યા પછી રસ્તામાં ભુલા પડયા; તેવામાં ફરહાદ નામનો દસ્તુર આજરકએવાનનો શાગરેદ આવી પહોંચ્યો, અને કહેવા લાગ્યો કે મારો ઉસ્તાદ તમને બોલાવે છે. તમને રસ્તો માલુમ નથી તેથી તમને સામે તેડવા મોકલ્યો છે. પછી જ્યારે ફરહાદ સાથે આજરકએવાનની નજદીકમાં આવી પુગ્યા ત્યારે ઉસ્તાદે એમ ધાર્યું કે હું પેહેલો આજરકએવાનને સલામ કરીશ પણ તેમ નહી બન્યું. પણ પેહેલે આજરકએવાને ફારસીમાં સલામ કીધી. ત્યાર બાદ આરબી ઝબાનમાં વાત કરવા લાગ્યા અને પેલા ઉસ્તાદે ખ્વાબમાં જોયલી સર્વ વાતો દસ્તુર આજરકએવાને પેલા ઉસ્તાદના બોલ્યા વગર તેને કહી. ત્યારબાદ બોલ્યા કે એ પરદો કોઇની આગળ ઉઘાડશો નહી યાને આ ભેદ ખોલતા નહી. દુનિઆના લોકમાં દસ્તુર આજરકએવાન ઘણો ભેલાતો હતો નહી. દસ્તુર આજરકએવાન કહેતા હતા કે "મારા રવાનનો મેલાપ તન સાથે જે મીશાલ જાંમાનો તન સાથે છે કારણ કે જ્યારે હું ચાહું ત્યારે મારા રવાંનને (જીવને) તનથી છુટું કરૂં ને જ્યારે ચાહું ત્યારે પાછું તનમાં દાખલ કરૂં એટલે "ખલ્લે બદન" કરૂં છું. દસ્તુર આજરકએવાંન પોતાની ૮૫ વરસની ઉમરે પટણા શેહેરમાં હીજરી સને ૧૦૨૭ (યઝદેઝરદી સને ૧૧૭૫ યા ૧૧૮૦) માં મરણ પામ્યા હતા. દસ્તુર આજરકએવાનના અમલમાં એવું બનેલું છે કે કોઇ આસામીએ આસમાન તરફ હવામાં એક જંગી થાલી અધર અટકાવી અને દુનિયાને વાલ્યાં કે દુનિયામાં બે સુરજ છે. તે થાળી ઉતારવાના ભણવાના અવસ્તાથી તે જાદુઇ અધર થાલી આકાશ તરફથી હેઠળ ઉતારવામાં આવી હતી. તે વખતને માટે કોઇ એમ કહે છે કે દસ્તુર આજરકએવાન જીવતા હતા. ને કોઇ કહે છે કે તેઓ ગુજર પામેલા હતા અને તેઓનાજ ચેલાએ તે થાલી ઉતારવાની કોશેશ કીધી તેમાં દસ્તુર આજરકએવાનના રૂહે પોતાના તે ચેલાને ખ્વાબમાં બસારત કરી કે "આ મુજબ તું જંદ કલામ ભણ"

તે પ્રમાણે પેલા ચેલાએ ભણતર કર્યું પણ કંઇ સહેજ ભુલ આવવાથી "પેલી અધર જાદુઇ થાલી" બે ટુકડા થઇને હેઠળ ઉતરી. **રેવાયતોમાં આ લખાણ મળે છે.** દસ્તુર **આજરકએવાન** ઘણા વિદ્વાન હતા. તેવણની ખીદમતમાં ઘણાએક દસ્તુરજાદાઓ હતા અને જ્યોતિષ, નજુમ, ફારસી, અરબી, જંદ, પેહેલવી, તેવણથીજ શીખ્યા હતા. દસ્તુર **આજરકએવાને** પોતાના એકપુરા બેટા જરતોસ્તને જે જે નશીઅતો કરી હતી તે નશીઅતોનું લખાણ "**પંદનામું**" એવે નામે હજુ મોજુદ છે. ઇરાનમાં **નોશેરવાંન આદેલ પાદશાહ** કે જે ઇસ્વી સન ૫૩૨ માં ગાદીનશીન થયો હતો અને ૪૮ વરસ રાજ્યપદ ભોગવી ઇ. સ. ૫૮૦માં મરણ પામ્યો હતો, એના અમલમાં ઇરાનમાં શેત્રંજની રમત પેહેલી ચાલુ થઇ હતી. તવારીખમાં લખે છે કે એ રાજાએ **તેસીફોન** ખાતે એક બુલંદ મેહેલ બંધાવ્યો હતો જે હાલમાં તદન ખંડીએર હાલતમાં છે. છતાં તેના આગલા ભાગની મેહેરાબની કમાન ૮૫ ફીટ ઉંચી, ૭૨ ફીટ પહોળી અને ૧૧૫ ફીટ જાડી બાકી રહેલી છે. એણે સ્થાનીક સ્વરાજ્યમાં ઘણો સુધારો કર્યો હતો. એ રાજાનો (નોશેરવાન આદેલનો) બાહોશ વજીર **બુજરચેમેહેર** પોતાની દાનાઇ માટે મોટી કીર્તિ મેળવી ગયા છે. અને ઘણીએક નશીઅતની વાતો લખાવી ગયા છે જે હજુ પણ આપણામાં તે લખાણો મોજુદ છે. આ સિવાયના જે જે દસ્તુરો આગલા વખતમાં થઈ ગયા છે તેમાં ઘણાંએક દસ્તુરોના એલમ માટે વાંચતાં આપણને તેઓની કામેલીઅત માટે જાણવાનું મળે છે અને સાબીત થાય છે કે જ્યોતિષશાસ્ત્ર તેઓ શીખેલા હોવાથી અને હકીમું જાણતા હોવાથી દાક્તર જોશીની બેગી ગરજ સારતા હતા. **દસ્તુર જરતોશ્ત, બેહેરામ મોબેદ હોશીયાર, મોબેદ શરોશ, મોબેદ યજદાન સતાએ, મોબેદ બોશી, ફરજાને બેહેરામ, મોબેદ પરસ્તાર** વિગેરે મોબેદો આગલા વખતમાં થઇ ગયા છે. તેઓ પણ સામા માણસના મનના વિચાર પોતાની શક્તિથી સામાના વગર કહેવે કહી આપતા હતા. તેમજ એ સિવાયના બીજા ઘણાએક એલમો જાણતા હતા. યઝદેઝરદી આ ચાલુ તેરમી સદીમાં પણ આપણી નજર આગળ કેટલાક વીદવાન દસ્તુરો એરવદો થયા છે. જેવા કે મુંબાઇમાં મરહુમ જમશેદજી કુકાદારૂ, મરહુમ બપ્પુ, મોબેદ દાદાદારૂ, મોબેદ દાદાદારૂની દીકરીના દીકરા, મોબેદ કાતરક બાહેરકોટવાલા, વિગેરે. તેમજ અમદાવાદમાં મરહુમ દસ્તુર જમશેદજી દસ્તુર મનચેરજી આ ચાલુ દાહેકામાં (યાને યઝદેઝરદી ૧૨૮૧ માં ગુજર્યા છે) મારી પોતાની સાથેની (આ કેતાબની પ્રગટ કર્ત્તા સાથેની જ્યોતીશ બાબદની) વાતચીતમાં

અમદાવાદના મરહુમ દસ્તુર **જમશેદજી** બોલ્યા હતા કે—

"મને શીખતાં વીટંબણાઓ ઘણાં વેઠવાં પડયાં હતાં, અને હું સંસ્કૃત વાલાઓનું (હીંદુઓનું) શીખ્યો તેમાં પણ ઘણું સોસવું પડ્યું હતું. તમારો પકડેલો માર્ગ ઘણો સરલ અને સીધો છે તેમાં કોઈ પણ માણસ કોઈ બી દહાડે થાપ ખાયજ નહી. જયોતીશનો ઓછામાં ઓછો અભ્યાસ પાંચ વરસનો છે. તે મેં ( યાને જમશેદજીએ ) કીધો ત્યારબાદ આપણામાં નીરંગો છે તેમ સંસ્કૃત વાળાઓનાં પણ બીજાં દરેક પુસ્તકોનો અભ્યાસ કીધો છે. પણ તેમાં લાભ જેવું જો જોઇએ તો આપણી જામાસ્પીની તાવીજો અને અવસ્તાના કલાંમો છે તે સિવાય હું કંઇ બીજું એવું વધારે ઉપયોગી જોતો નથી. સંસ્કૃતવાળાઓ કરતાં તાવીજો નીરગો વધારે ઉપયોગી છે. હું જાણુંચ બી બધું, અને કરૂંચ બી બધું, પણ ઉત્તમ અવસ્તાનાં કલાંમો છે." વિગેરે.

હાલનાં આપણા **પુનાના દસ્તુરજી સરદાર કૈકોબાદ આદરબાદ દસ્તુર નોશીરવાન** એવણ પણ જયોતીશ અને બરશનુમ વિગેરે કામમાં માંહેર છે અને દસ્તુરી પણ છે. તેમજ હાલના આપણા **સમસુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદી, બી.એ.** જેવણ પોતે નાવર એરવદ છતાં ઉંચ કેળવણી લઇ ધાર્મીક બાબદોનાં ભાષણો વિગેરે આપે છે એ સઘળાપરથી સમજવાનું છે કે આગલી જીંદગીઓમાં જેઓએ મહાન કામો કીધેલાં છે તેઓ આજે હજુ પણ તેવોજ પોતાના દરજ્જાને છાજતુંજ કામ બનાવવામાં કુદરતી રીતે તલબગાર રહે છે. એ ઉંચ જીવની ઉત્તમ ખાસીયતો છે. અલબતે ખંત અને કોશેશ કરવાથી તેમજ માણસજાતે પોતેજ હીંમત રાખી હાર પડવાથી કુદરત મદદ થાય છે. તેમાં પોતાનું સાર્થક થવા ઉપરાંત સામાનું પણ કલ્યાણ થાય જેથી સ્વાર્થ અને પરસ્વાર્થ બંને સાચવેલો કહેવાય છે. ઉંચ કેળવણી લેવામાં જાતે જીવે ઇનિશાંને પોતેજ તરફી લઇ કોશેશ કરવાની છે. ત્યારે કેલવણીથી રીતરીવાજમાં માહેર થવાથી ઇનશાન પોતે હુસ્યાર થાય છે, અને સારા નરસાનું તેને ભાન થાય છે. જેથી પોતાના ચાલુ વખતમાં પોતાની કરણીના સુધારાનું અને **રવાંન બોખ્તગી** (આત્મમુક્તિ)નો માર્ગ અખત્યાર કરવાથી પોતેજ આયંદે સુખી થઇ પોતાનો માનવ અવતાર સફલ બનાવે છે.

**જરતોશ્તી ધર્મ પ્રમાણે રોજની ધર્મ ફરજ**—સહવારમાં વહેલા ઉઠી કુસ્તી પાદીઆબ કરી મેદાન ( વાડે ) જઈ આવી, માથાવેરથી નાહી ચોખ્ખાં સફેદ કપડાં પેહેરી ફરજીઆત બંદગી કરી, ચાહ પાણી નાસ્તો વિગેરે કરી, ન્યુસપેપર વાંચવું યા કંઇ પોતાને લગતું કામકાજ હોય તે કરવું. ત્યારબાદ મરદે નોકરી ધંધે જવું અને બાનુઓએ પણ ઉપર કણા

મુજબ ફરજ ગુજારીને પોતાનું કામ આરોપવું. તેમંજ આખો દીવસ પોતાનાં બાલ બચ્ચાંઓ તરફની ફરજ અને પોતાના પેદા કરનારની ફરજ અદા કરવાપર ધ્યાન આપી સાંજની Sun setting વખતે (મા વખત મલે ને બને તો સહવારમાં=Early morning) તાજી ખુલ્લી હવામાં ફરવું હરવું અને કસરત કરવી. જેથી તાજી હવા મલી સાંધા મજબુત થઇ શરીર નીરોગું બને છે. જેમ અશોઇને પડખે રહી અશોઇ પાળવાથી કુદરતી રીતે આવરદા વધે છે તેમ તે જીવને શરીરમાં લાંબો વખત ટકી રહેવા શરીરની આરોગ્મતા વધારવાની પણ ઘણી અગત્ય છે. **હમેશાં તાજો પકાવેલો સ્વચ્છ ખોરાક લેવો** કે જેથી પાચનશક્તિને નુકશાન નહી પુગે. વાસી ખોરાક ખાવાથી તબીઅત બગડવાનો સંભવ રહે છે. ખોરાકમાં દુધ ઉત્તમ છે. તેમજ વળી પ્રાણી ખોરાક ખાવાથી શરૂઆતમાં જુસ્સો, જોમ, ઉસ્કેરણી આ કારણનું જોર શરીરમાં વધે છે પણ પાછળથી તબીઅતમાં ઘણો લાંબો વખત શરીર નીભાવવાનાં અને શરીરમાં જીવ સાચવવાની જે મીનોઇ શક્તિઓ આપણા શરીરમાં છે તે પુરેપુરી પ્રગટી શક્તિ નથી. જે કારણે પ્રાણી ખોરાક ખાનાર ઇનશાન ખુદરતના રસ્તાને પુગવાને જેટલું ધારે તેટલું બનાવી શકતું નથી. (તેમજ પોતાની હયાતી લંબાવી શકે નહી) હમેશના પ્રાણી ખોરાક ખાનારાંઓને એકદમ તજવું ઘણી મુશ્કેલ વાત લાગે છે પણ રફતે રફતે ટેવ છુટી જાય છે. **તાજાં ફ્રુટ ફળ ખાવાં એ નરૂં લોહા શરીરમાં** વધારે છે અને લીલી તરકારી જમવાની થોડીકવાર આગમચ રંધઇને તૈયાર થાય (અને તાજી રસોઇ બને) તો ઉત્તમ છે. રોજના ખોરાકમાં એક લીલી તરકારીની વાની અને એક કંદની વાની (યાને સુરણ, રતાળું કમોદીઓ, સકરીઆં વિગેરે કંદ, પટાટા બીટ વિગેરે) કરવી. તથા એક કઠોરની વાની (ચોળા, વાલ, વટાણા, મસુર, ચણા, તુવેર વિગેરે આખા તથા દાળ વિગેરે) અને એક વાની લીલી તરકારીની હોય તો પ્રાણીખોરાકની વાનીઓને એક બાજુ બેસાડે એવી સ્વાદમાં ઉત્તમ "અન-ફલ-શાક" ની વાણીઓ બને છે. મકશદ કે રાંધવામાં કાલજી જોઇએ અને ખાવા થકી જીવને કંટાળો ખાવો નહી જોઇએ. જીવને સંતોશ હોય અને પોતાને જે રજક મલ્યું તે સંતોશથી ન્યામત કરે તો તે જેવું બીજું ઉત્તમ કંઇજ નથી. દરેક બાબદમાં જીવને સબુરી જોઇએ. કહેવત છે કે "ધીરજ મોટું ધન છે, ને સબુરીનું ફલ મીઠું છે." ખાવા પીવાની સુખડાઇ સફાઇ સાથે બંદગીને ભુલવી નહી જોઇએ કેમકે તે ઇનશાનની પહેલી ફરજ છે. બંદગી માટે ફારસીમાં કહે છે કે—

૧. જીંદગીએ આદમ બરાએ બંદગીસ્ત, ઝંદગી બી બંદગી શરમીનદગીસ્ત.
૨. દેલાગર બેરદમંદીઓ હુશીઆર, બેકુન બંદગીએ હકતાલા એખ્તયાર.
૩. અગર સુકે હક તા બ રોઝે સુમાર, ગુઝારી નબાશદ યકી અઝ હઝાર.
૪. બેલાફે પયમબર કસી રહે ગુઝીદ, કે હરગીઝ બ મનઝેલ ન ખાહદ રસીદ.
૫. દાયમ હમે જાબા હમે કસ દર હમએકાર, મદાર નેહોફ્તે ચસ્મે દેલ જાને અયાર.

---

૧. આપણું જીવવું ખાસ બંદગી થકીજ છે. બંદગી વગરની જીંદગી મોટી શરમીંદગી છે.
૨. અએ શ્યાંનાંઓ તમે હુસ્યાર છો, તો ખુદાની બંદગી અખ્તયાર કરો.
૩. જો તમે જીંદગીના છેલ્લા દીવસ સુધી બી બંદગી કરો તોપણ (ખુદરતના બક્ષેલાંનો એક હજાર આંકિશમો ભાગ પણ નહી વાલી આપશો.
૪. જો કોઈ પોતાના પયગમબરથી ઉલટો ચાલે તો તે કદી બી મોરાદની જગોએ, તથા બેહેસ્ત અથવા ખુદાના દીદારને નહી પુગે.
૫. તમે તમામ જગોએ, હરેક કોઈ સાથે સઘળાં કામોમાં મશગુલ રહો, પણ પોતાના દીલની આંખ યાને ધ્યાન ખુદાતાલા તરફ રાખો.

**આજકાલતો** બંદગી કરવી એ ખોટા વેહેમ જેવું સુધરેલાંઓને મનથી લાગે છે. પણ ફારશીમાં તો શું પરંતુ અવસ્તાના ફકરાઓ એકેકા એવા ભેદી લખાણોથી ભરપુર છે કે જેનું બ્યાન કરવું ઘણું મુશ્કેલ છે. જે ઇનશાન જાતી ખંત રાખી ખુદરતને નમીને તે માલેકની યાદ હરપળે રાખીને ચાલે, તે સાથે સામાં બંદગી કરનારને બી સંપૂર્ણ પીછાણે અને ખુદરતનું ઉંડાણુ સમજે તેમજ નીતિને રાહે ચાલે તોજ તે બંદગી સફલ છે. પોતે બંદગી કરે અને પોપટ માફક પઢી જાય, તેમજ બીજા નિયમ પાળી જીંદગી ગુજારનારની છુપી બદનક્ષી કરે તો તે કરેલી બંદગી તદ્દન વ્યર્થ છે. તે કરતાં તો ખરેખરી સાદી જીંદગી વધારે ઉપયોગી છે. પણ બંદગી વગર જીંદગી નકામી છે. **"અવસ્તાની એજમતી નીરંગો"** ના કલામો દુઃખ દર્દ અને કવખતનાં મોત સામે એક સંપૂર્ણ ઢાલ મુઆફેક છે. (પ્રગટ કર્તા.)

**વંદીદાદમાં વૈદનો મરતબો. દુનિયામાં સૌથી પેહેલો વૈદ**—વંદીદાદની ૨૦ મી પરગરદના ૧ લા ફકરામાં જરતોસ્તે દાદારને પુછયું કે "આ દુનિયામાં પેહેલો કોણ શખ્સ એવો થયો કે જેને દર્દ, કવખતનું મોત, અને તાપને અટકાવી?" ત્યારે દાદારે કહ્યું કે "તે માણસ **થ્રિત** હતો જેણે એ બધું અટકાવ્યું." આ ઉપરથી સાબેત થાય છે કે તે શખ્સ **થ્રિત** પેહેલ વેહેલો મોટો વૈદ થઇ ગયો. તેને છાલાપાલાની દવાની પહેલાં શોધ કરી

હતી અને ભણતર પણ તેને ચાલુ કર્યાં હતાં. વળી ૨૦ મી પરગરદમાં કહે છે કે "**અઇર્યમન ફરેશ્તો** કવખતના મોહોતને અને દર્દને દફે કરે તો સારૂં" એટલે અસલથી **અઇર્યમન યજદ** આ દુનિયામાં દુઃખ દર્દ દફે કરવા માટે નેમાયલો છે તેને આપણા લોકો '**અધરી ઈજદ માય**' એવે નામે ઓળખે છે. વદીદાદની ૭ મી પરગરદના ૪૧—૪૨—૪૩ ત્રણ ફકરાઓ-માંથી લખાણ મલે છે કે "જરતોસ્તી તબીબ જો આથ્રવન=અંધીઆરૂને ભલી દુવાના બદલામા સારો કરે, તો તે ઘર ધણી પાસે નાથલું ઢોર લે, મોહોલ્લાના ધણીને વચલાં ઢોરની કીમતના બદલામાં સારૂં કરે, અને કોઈ બી આસામીને પેહેલા વર્ગનાં ઢોરની કીંમતના બદલામાં સારૂં કરે.' હવે, આજે એમ કયાંથી પરવડે? પહેલાં તો દવા બનાવનારી કંપનીઓ કમાય, અને વળી આજના દાકતરોને શીખવા પાછલ ભેજાં કસવાને ગજવાં ઘસવાં પડે છે તેનો અવેજ ઉપલી રકમોથી કેમ વલે? આ ઉપરથી સાબીત થાય છે કે દીવસે દીવસે દુનિયા આગળ વધતી જાય છે કેમકે,—પેહેલી હવા, તેમાંથી તારા, તેમાંથી જીવ, અને જીવ પણ જીંદગી ભોગવ્યા બાદ તેના દરેક અંશો છુટા પડીને, યાને નમનતાઇ, તુંડાઇ, અસીલાઈ, ખંધાઇ, અદે-ખાઇ, ઉદ્યોગ, વિગેરે વિગેરે એક આદમીના એક જીવમાંથી કંઈ એકથી સેંકડો અંશો રફતે રફતે થાય છે અને તેટલી વસ્તી વધે છે, જો તેના પ્રમાણમાં દરેક આબાદીનું પ્રમાણ વધે નહીં તો પછી મોંઘવારી થાય અને તેથી દરેક ચીજો દરેક જણને મેળવતાં મુશ્કેલી પડે. તોપણ અસલ વખતમાં જે જે પવિત્રાઇ પલાતી હતી તે હમણાં નથી. કેમકે "**મૅડીકલ કૉલેજ**" માં જતાં સઘ-ળાંઓની સુગ જતી રહી છે પણ એ "**નસાભરેલું કહેવાય છે.**" વળી જરતોસ્તી કોમમાં બાનુ તબીબો થવાથી જેટલી સગવડ થઇ છે તે-ટલી ધર્મની ફુબાફુબ પણ થઇ છે. તબીબ બાનુઓ પોતે માસીક રોકાણ તથા સુવાવડનો આભરછેટ પાલવા માંગે તો બની શકે, પણ હમણાં તેમ થતું નથી. વળી વંદીદાદની ૭ મી પરગરદના ૪૪ મા ફકરામાં દાદાર કહેછે કે "અએ સપેંતમાન જરતોસ્ત! ઘણી જાતનાં વૈદો સાથે મલે છે, (જેવાકે) વાહાડકાપના વૈદો, છાલાપાલાના વૈદો, પવિત્ર માથ્રવાણી ભણીને સારાં કરનારા વૈદો અહીંયાં સાથે મળે છે. **વૈદોમાંનો સૌથી ઘણીજ તન-દરોસ્તી આપનાર વૈદ ખચીત તે છે કે જે પવિત્ર માથ** (ભણીને) **સારૂ કરનાર વૈદ છે, કે જે વૈદ અશો માણસને અંદરખાનેથી તનદરોસ્તી આપે છે.**" આ ફકરાની સમજ ખુલ્લી પડશે કે છાલાપાલો ઝાડ બધું ખુદરતે પેદા કરેલું છે. ખુદરતી રીતે જે ઇનશાન દુઃખી થાય છે

તો કોઇ વેળા દવા દારૂથી સારૂ થાય છે પણ જ્યાં તેના ઉપર બદહવાની અસર થઇ હોય તો "**માથ્રવાની**" થી સારૂ થાય છે. **અરદીબેહેસ્ત યશ્તમાં** પણ કહે છે કે **અષો બેશજો**, **દાતો બેશજો**, **કેરેતો બેશજો**, **ઉરવરો બેશજો**, **માથ્રો બેશજો**. યાને પેહેલી તનદરોસ્તી પવિત્રાઇથી, બીજી ઇનસાફથી, ત્રીજી હથીઆરથી દુ:ખ ટળીને, ચોથી દવાથી થાય છે. જ્યારે પાંચમી માથ્ર તનદરોસ્તી આપે છે. અને માથ્રની તનદરોસ્તી સર્વથી શ્રેષ્ટ છે. આજના દેખાદેખીના સુધરેલાંઓ ઉપરથી કહે છે કે હમો તો એને વેહેમ કહીએ છીએ અને અંદરખાને દર્દી આગળ પરજાતનાં ભણતરો કરાવે છે તે શું કહેવાય છે? એની સમજણ એજ છે કે જાતે પોતે જરતોસ્તી ધર્મ અને તેના ઉડાણમાં માહેર નહીં તેથીજ આ મુજબ છે. **માથ્રથી દર્દીઓ સાજાં કરવા** માટે તે માથ્ર ભણનારને પરહેજગારી પાળવી પડે છે. "**અવસ્તા કલામો**" અને "**એજમતી નીરંગો**" આપણા પુરાના મહજબમાં **અસલ** વખતથી ચાલુ છે. તેમજ હાલના આપણા જરતોસ્તીઓ પણ દુ:ખના ઉપાય ઇલાજ તરીકે ઉપયોગ કરે છે. આ માટે આપણા **ચાલુ સદીના મરહુમ દસ્તુરજી સાહેબ ડૉકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પ આસાનાં એમ.એ. પી.એચ.ડી. ડી.સી.એલ.** એવણે યજદેજરદી ૧૨૬૫ ની સાલમાં "માજદીઅસની લોકો ફરજીયાત બંદગી અવસ્તા જુબાનમાં કરવાને બંધાયલા છે તેમ કરવાનું કારણ શું?" આ વિષય પર વાયજ કરી હતી જે ચોપાનીયુ ઉપલાજ નામે હાલ જાહેર છે. તેમાં તે બુજર્ગ દસ્તુરજીએ કરેલી વાયજ **નીરંગ બાબેના** લખાણનો સાર આ મુજબ છે. "માથરનામ અહુરમજદનો ફરમાબરદાર છે, યાને અવસ્તા જુબાન છે એ અહુરમજદના હોકમનો ચલાવનાર છે. માથરનામ બુજર્ગ, બરતર, નેક, સર્વથી શ્રેષ્ટ, દેલાવર, મજબુત, વધારે મજબુત, ફતેહમંદ તેમજ વધુ ફતેહમંદ છે. અને વળી સૌથી વધારે તનદરોસ્તી આપનાર છે. **તનદરોસ્તી પાંચ બાબદથી મળે છે.** એક તો પવિત્રાઇથી, બીજી ઇનસાફથી, ત્રીજી હથીઆરથી દુ:ખ ટળીને, ચોથી દવાથી, જ્યારે પાંચમી માથ્ર તનદરોસ્તી આપે છે તે તનદરોસ્તી આપનારાંઓમાં સર્વથી સરસ છે. અશોમરદ કે બાનુંજે અવસતાઓની નીરગો પઢે છે તેથી તનદરોસ્તી થાય છે. કારણ કે એ અવસ્તા જુબાન સર્વ કરતાં ઘણી તનદરોસ્તી આપે છે. જે બુજર્ગ માંથ્ર યાને અવસ્તા, બદીથી ઉત્પન્ન થતા કીના, કપટ, અને એવીજ બીજી ખરાબી કરનાર ચીજોને મારે છે, રોગ આજારને દફે કરે છે, મરકી દફે કરે છે, બદીના રોગોને દફે કરે છે. બલા, આફત,

અપવિત્ર આસમોગ કે જે માંહોમાંહે અથડા અથડી કરે છે, તેને દફે કરે છે. જુલમગાર અને જુઠું શીખવનાર આદમીને, અજદાં જેવી ખસલતનાઓને, વાઘ વરૂના જેવી ખસલત ધરાવનાર બે પગાં વરૂઓને (માણસોને) બદ વિચારને, ગુરૂરીને, તાપના રોગને, ચુગલીખોરને, સુલેહ નહીં રાખનારને, બદ નજરને, લક્ષ્મીનો ઘટાડો કરનાર બદફેલ ઓરતને તેમજ નાશ કરનાર ઉત્તરના પવનને દફે કરે છે. ઉપલા બુજર્ગ અને પવિત્ર અવસ્તાથી આઇનાની મીશાલે જણાય છે કે માથ્ર યાને અવસતા જે છે તે અહુરમજદનો ફરમાન ચલાવનાર છે. યાને જે જે ફરમાનો અશો અહુરમજદે ફરમાવેલાં તે એ અવસ્તામાં છે. જો એ અવસ્તા હમેશ પઢવામાં આવે તો સઘળાં તે સાહેબનાં ફરમાનો પઢવાથી આપણને યાદ રહે. એ માથ્ર બુજર્ગ અને બદતર છે, અવસ્તા જુબાન બીજી જબાનોનો સરદાર અને બુજર્ગ છે. માથ્ર નેક, ઉત્તમ, અને ફાયદો દેનારાં છે. અવસ્તામાં જે જે ફરમાનો આવેલાં છે તે નેક અને ઘણાંજ સારાં છે. માથ્ર સર્વે કરતાં દેલાવર અને બીજા કલામોપર ઘણાં ગાલેબ છે. અને એનાં ફરમાનો અને કલામો એવાં છે કે કોઇથી પાછા હઠી શકે નહીં. માથ્રની દલીલો એવી તો મજબુત છે કે જે ભણવાથી દુઃખ દર્દ ટલી ફતેહગીરી મલે છે. અવસ્તા કલામો બીજી તનદરોસ્તી આપનારી ચીજો કરતાં વધારે તનદરોસ્તી અને ફતેહ આપે છે. બદરૂહથી ઉત્પન્ન થતી બુરી ખસલતને, તથા બુરા રોગોનો નાશ કરે છે. કે ફન, ફરેબ, કીનો, કપટ, જુઠ્ઠાઇ, જુલમ, આસમોગી અઝદાંની ખસલતો, વેહેથી ફાડી ખાનારી અને જુઠ્ઠુ બોલનાર, જણાકારી કરનાર, એવી રીતની આદમજાતને પાયમાલ કરનારી સઘલી બુરી ખસલતોનો, જડમુળથી નાસ કરે છે. તથા રોગ, આજાર, મરકી, તાપ, બલા, આફત, નાસકારક બદહવા, એ સઘળી આપણુ આદમ જાતને માટે મોત લાવનારી બુરી બલાઓનો એકદમ નાશ અને પાયમાલી કરે છે. આદમી જાતની પાયમાલી કરનારી હવાઓનો નાશ એ અવસ્તા કલામથી થાય છે. કેમકે તેમાં બદખસલતોનો એટલો બધો ધિક્કાર બતાવેલો છે કે જો તે અવસ્તા વખતે વખત આપણે યાદ કરીએ અથવા પઢવામાં લાવીએ, તો તેથી કરીને આપણે બુરા માર્ગપર જતા ઘણા-ખરા અટકીએ. વળી આપનું મોત લાવનારી બુરી બલા શાથી દફે થાય છે કે એ અવસ્તામાં કેટલીક નીરંગ અને બંદગીનાં એવા તો એ-જમતી કલાંમની બાંધણી છે કે તે પુરતી રીતે અમલમાં લાવવાથી સઘળાં મોત લાવનારી આફતો અને બલાઓથી આપણો બચાવ થાય છે. એવી આપણી બંદગીના કલામોમાં ખુબી અને બરકતી

સમાયલી છે. એ અવસ્તા ખુદ આસમાની જુબાંન છે. અવસ્તા ખુદ પેહેલાં આદમની, આપણા અસલ નેઆગાનોની આપણા વડવાઓની ધર્મની જુબાન અને હાલ પણ આપણા ધર્મની આપણી બાપીકી મીલકત છે. પાક પરવર-દેગારની કુદરતી અક્કલનો સઘળો સમુદાય બંદગીરૂપે તેમાં સમાયલો છે."

આ મત મરહુમ જામાસ્પજી દસ્તુરનું છે. અને મારી ખોરદેહ અવસ્તા પ્રગટ થયા પછી જે બીજા એરવદોના મત આવ્યા તે શરૂઆતમાં વાંચી ગયા. હવે **બંદગી** અને **એજમતી નીરંગો** માટે થોડીક **સુચના** નીચે મુજબ છે.

**નીરંગો માટે સુચના**—નીરંગો કરવા પેહેલાં પોતે ઇશહેન ગેહમાં ઉઠી માથાવેરથી નાહી પવિત્ર શુદ્ધ સફેદ કપડા પેહેરી, લાલ શાહીની ભુકીને તુરત સ્વચ્છ ગરમ પાણીમાં ભીંજની તાજી શાહી બનાવી સોજા કાગલપર તાવીજ લખી ધોઇ તે પાણીને ધુપાવી (પોતે દર્દીએ પીવું) યા પાવું. જ્યાં કેશર વાપરવા કહેલો હોય ત્યાં શાહી બદલે કેશર વાપરવો. જેઓને નીરંગો તાવીજ લખવી સખત પડતી હોય તો તેઓએ તાવીજની આકૃતી રૂપાના તથા ત્રાંબાના પત્રાંપર કોતરાવવું અને શાહી તથા કેશર લગાડી કાગલપર છાપી લેવું, તથા પાણીમાં ધોઇ પીવું. અને જ્યાં પાસે રાખવાની, બાજુએ રાખવાની વિગેરે ફરમાવી હોય તો તે કોતરાવેલાં પત્રાંજ વાપરવાં. (દરેક માણસ માટે જુદાં જોઇએ એટલાં કરાવી લેવાં) અને જ્યાં જે જે બાજ લેવાની તથા મુકવાની ફરમાવી હોય ત્યાં ભણવાની. ચોપડીમાં જોઇ બાજ લેવી તથા પાછી મુકવી. આ કેતાબમાં ૪૬ મા ફોર્મમાં (પાને ૩૬૫ મે) કયા દુઃખ વખતે કયા ફીરેસ્તાની આરાધના કરવી તે આવી ગયું છે, તેથી બીજી બાકી રહેલી બાબદો આપી છે. ધ્યાનમાં રાખવું કે જંદ, પહેલવી, ફારસી, ભાષાઓ જમણા હાથપરથી લખવાની શરૂ થાય છે. ડાબા હાથપરથી ગુજરાતી, ઈંગ્રેજી ભાષા માફક તે લખાતી નથી. નીરંગ કરનાર અને પીનાર માણસે પ્રાણીખોરાક નહીં ખાવો. પોતે આ-ભડછેટ થવું નહીં. સંસારી બાબદથી અલગ રહેવું અને માસીક માંદગીવાળી બાનુએ પણ દુર અને અલગ રહેવું. ખરી પરહેજગારી અને સાચી તરકીબ મુજબ ચોખાઇથી શુદ્ધ હૈયે સંપૂર્ણ ભક્તિભાવથી તથા કંઇ પણ ખલલ યા ભુલ નહીં થાય તેની મજબુત સંભાલથી ક્રિયા કરે તો ગેબી મદદ મલ્યા વગર રહેતી નથી. વળી જણાવવાની અત્રે જરૂર છે કે ક્રિયા કરનાર જો મોબેદ હોય તો તે મોબેદે મીનો નાવરની યજશનેની મોટી ખુબી કરીને ક્રિયા શરૂ કરવી. પોતાના પાક મહજબના પવિત્ર કલામો માટે જે કોઇ પુરેપુરો એતેકાદ રાખી ક્રિયા કરે તો ધારેલી મોરાદમાં ફતેહ પામ્યા વગર રહેશે

નહી. મારે અત્રે ખુલ્લું દરશાવવું જોઇએ કે જામાસ્પીનાં તાવીજો છે અને આ પુસ્તકને ૩૬૫ મે પાને જે જે ફરેસ્તાઓની આરાધના કરવા ફરમાવી છે તે પણ જામાસ્પીનુંજ લખાણ છે. અને "એજમતી નીરંગો" અશો શક્તિના અસલ લખાણ મુજબ મારી તરફથી ઈ. સ. ૧૯૦૨ માં પ્રગટ થયલી "તમામ પાક ખોરદેહ અવસ્તાએ શહેનશાહી બા એજમતી નીરંગ" કેતાબમાંથી અત્રે દરશાવેલું છે. (પ્રગટ કર્ત્તા.)



# એજમતી નીરંગ.

જો કોઇબી જરતોસ્તીને કંઇબી દર્દ દફે નહી થતું હોય તો હરેક દર્દના ઇલાજ તરીકે માણુસને અથવા જાનવરને **નંબર ૧ વાલી તાવીજ** લખી ધુપાવી પાણી પાવું.

**પેટમાં દુખતું દફે કરવા થકી** અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઇને નીચલી નીરંગ દર્દીના પેટપર હાથ ફેરવતાં પઢવી.

**અવસ્તા—"પનામે યારેશે પાક અહુરમજદ ખુદાએ બાવીંદે રાસ્ત વ અમેશાસપંદાન, યજદાને મીનોઆન, વ ગેતીઆન, કુલ બલા દફે કુનમ, આજાર દફે કુનમ, એો આજારી દફે કુનમ, હમએ દર્દ દફએ શવદ. અએ પાકી અહુરમજદ બે અવજુની. અશઓને અસેમ વોહુ (૧)."**

૨. જો પેટમાં દુખતું નહી ભાગે તો ૨ જા **નંબરવાળી તાવીજ** કેશરથી લખી તે ધોઇને પાવી. પેટમાં દુ:ખતું નહીજ ભાગે તો શ્રી આતશ બેહેરામમાં બંદગી કરવી અને ઘીની બતી ત્યાં કરાવવી અને સુખડ ખુશબો ગુંજાશ મુજબ ત્યાં લઇ જવું.

**૩. બોખાર આવતી હોય તો**—પવિત્રાઇથી **અરદી બેહેસ્તની તથા** હોમની બાજ લઇને નીચલાં કલામ સાત વખત પઢતાં એક દોરો બનાવવો, અને એક વખત નીરંગ પઢી એક ગાંઠ વાળવી, એમ ૭ વખત નીરંગ પઢતાં ૭ ગાંઠ વાળવી અને હોમ યસ્તની નીરંગ કુસેકનમની, તથા વનત યસ્તની નીરંગ કુલબલા દફએશવદની બન્ને સાત સાત વાર ભણી દરેક વખતે

દર્દીપરથી પીછી કરવી અને પછી તે દોરાને લોબાને ધુપાવીને જેણે બોખાર આવતી હોય તેની ડાબી બાજુએ બાંધવો.

**અવસ્તા—"નામે યજદ, નામે નેવે ફરેદુન આથવીઆન ઈનતાઓ નોમેમ, ઈનતાવો ગરેમેમ, ચેદરોજ, સેસજદ રોજ, ચેજદીઓનીમમ, અદરો અનેદરો, વીમનો જરતોશ્ત્રો, બ અવજુન અશઓને અશેમ વોહુ (૧)."**

**બોખાર માટે નંબર ૩ જા વાળી તાવીજ** લખીને પાણીમાં ધોઇને પાવી. દર્દીનાં જીવને શાંતિ થાય.

**આંખમાં ફુલું પડયું હોય તો** કુસ્તી કરી શરોશની બાજ લઇને નીચલા કલામ જંદ હરફે લખીને અથવા જો ન આવડે તો ગુજરાતી હરફે લખી પાસે રાખે. અને સહવારમાં ઉઠતાંવાર એક ચોખા વાસણમાં ચોખ્ખું પાણી લેવું અને ચમેલી (ચંપેલી)નાં સાત ફુલ લેવાં. તે બટ કલી અકેકી લઇ તે આંખની અંદર ફેરવી તે ચમેલીની કલી પેલા પાણીમાં નાંખવી. એમ એકેક પછી ૭ કલી આંખમાં ફેરવીને તે પાણીમાં નાંખવી. અને તે પાણી સ્વચ્છ ઉગતાં ઝાડમાં રેડવું. પગ હેઠલ નહીં આવવા દેવું. એમ સાત દહાડા સુધી દરરોજ સાત સાત ફૂલ લઇને ફેરવવાં. જો બન્ને આંખે હોય તો બન્ને આંખ માટે એકઠી વખતેજ કરવું પણ સાત સાત ફુલ જુદાં જુદાં લેવાં અને ૭ દીવસ સુધી કરવું. અને નીચલા કલામ લખી પાસે રાખવા અને પવિત્રાઇથી રેહેવું. (આ મેં પોતે અજમાવેલું છે.)

**અવસ્તા—"અવો અનાયસ આવી નેનાશા યા કરપોતાઉશચા કેઉઇતાઉસચા અવાયશ યપી યયંગ હેંતી નોયદ જીઆતેઉશ ખસીઅંમનેમ વસો તાય આબીઆ બેરીઆઉતે વંઘેઉશ આદ આને મનંઘો."**

**ખ્વાબમાં બીધું હોય,** તો અરદીબેહેસ્ત અમેશાસપંદની બાજ લઇ નીચલા કલામ પઢવા તથા લખી પાસે રાખવા, યા લખી ધોઇને પાણી પાવું.

**અવસ્તા—"યોય વહેશતાદ અશાઉનો મજદા રારેશીઆન અંનઘો"**

અથવા જો ખ્વાબની બીક વધારે હોય તો હોમ યઝદની યજશને અને શાહ શ્યાવક્ષનાં દરાન બાજ આફરગાન કરાવવું અને દરરાત્રે સુતી વેલા શરોશબાજ ભણીને સુવું.

**બાલકનો જન્મ આપતાં કસતાતી બાનુને** પણ ઉપલા (ખ્વાબવાલા) કલામો લખી ધોઇને પાવાથી તેનો છુટકારો થાય છે. અને "કમલનું ફુલ" તે કસ્તાતી બાનુના ગલામાં પેહેરાવ્યાથી દર્દ થાય છે.

**કોઇબી બાનુને હાડનાં દુધની વરધી** માટે અરદી બેહેસ્તની બાજ-લઈ ઉપલાજ ( ખ્વાબવાલા ) અવસ્તા લખી ધોઇ પાય તો તુરત ફાયદો મલે છે. તથા **પાક આવાં અરદવીસુરની આરાધના** કરવાથી ફાયદો મલે છે. તથા કુવે દુધનાં ખામણાં ભરાવ્યાથી હાડનું અટકેલું દુધ છુટે છે.

**બાનુની માસીક માંદગી** (દુર બેસવાનુ) બધ કરવા માટે અરદી-બેહેસ્ત અમશાસપંદની બાજ લઇને પાકી હોશીઆરીથી નીચલા અવસ્તા લખી તેની સાત ચીઠ્ઠી તે બાનુને પાવી. ફજલ થાય તો પછી બીજી પાવી.

**અવસ્તા—"અગાંમચા બચાનેમ આગત બચનેમ ચેમખનેમ."**

માસીક માંદગીથી ફારેગ થયા બાદ તે બાનુએ તેશતર તીરની આ-રાધના કરવી. દરાંન બાજ આફરગાન કરાવવું.

**બાનુને ધાવણું દુર કરવા માટે**–યાને કોઇ બાનુએ પોતાના બચ્ચાને ધાવણથી છોડવ્યું હોય અને છાતીનું દર્દ થતું હોય તો અરદીબેહેસ્ત અમ-શાસપંદની બાજ લઇને દાડમના ઝાડની ડાંખળી હાથમાં લઇ તેનાથી સાત વખત નીચલા અવસ્તા પઢનાં દર્દપર પીછી કરવી.

**અવસ્તા—" અમેરેતાતસચા હીઅદ વાઓ અકા મનંધા યઇગ દેઉઅંગ અકશચા મેનીઉસ અકા શીઓથનેમ વચંધા યા ફ્રચેનશ દરેગવંતેમ ખશીઓ પોરોયાનાઉ યનાખસતા યાએશ સરાવીયતી યજી તાએશ અદા હાતા મરાને અહુરા વહેશતા વો-સતા મનંધા થવહમી વે મજદા ખશથરોય અશાયચા સેંધો વીદામ"**

જો કોઇ ઇનિશાન હરેક બલામાં ફસી પડયો હોય અથવા આજારી હોય અને તન પાક કરી **સરોશ અશોની** બાજ લઇ ઉપલાજ કલામ પઢે તો સારૂં થાય.

**જો કોઇને નારગોર થયો હોય** તો અરદીબેહેસ્ત અમરશાસપંદની બાજ લઇ ચાર સોય લઇને ઉપલાજ (ધાવણું દુર કરવાનાં) અવસ્તા કલામ ૪ વખત પઢવા અને નારગોરનાં દર્દની જમણી બાજુએ તે સોય પાણીમાં નાંખવી. દરેક વખત કલામ ભણી તે એકેકી શોય જમણી બા-જુએ પાણીમાં નાંખવી. તે પાણી બાહાર ફેંકી દેવુ.

**હમેલના દર્દ વખતે** હોમ યસ્ત ભણવી તથા હોમની આરાધનાં કરવી તથા આસ્તાદ યસ્ત ભણવી. અને અશો ફરોહરોની આરાધના કરવી.

**ફરજંદ બાએ મુરાદ બર લાવવા**—આવાં અરદવીસુરની આરા-ધનાં કરવી, તથા અમરદાદ અમેશાસપદની આરાધનાં કરવી અને અગી-યારી આતશબેહેરામમાં ગુલાબ, મોગરો, ચંબેલી, ખજુરી, દાડમડી,

ગુલમોહોર, કમલફુલ, વિગેરે ઝાડ રોપાવવાં. અને **નંબર ૪ વાલી** તાવીજ લખી બાજુએ બાંધી પવિત્રાઇથી જીંદગી ગુજારે તો મુરાદ ફલે. અથવા **નંબર પાંચ વાળું તાવીજ** દરરોજ એકકું લખીને ૭ દીવસો સુધી તે તાવીજ ખાવું.

**જે બાનુને અધુરે બાલક જતાં હોય** તેણે **ફરવરદીન યજદની** આરાધના કરવી. અથવા શાહ શ્યાવક્ષની નૈયતે બાજ આફરગાન યજશને કરાવવું, હોમ યશ્ત ભણવી તથા ભણાવવી અને તનદરોસ્તીમાં તે બાનુનું નામ લેવું. જો **જન્મેલાં ફરજંદો જીવતાં નહી હોય** તો તેની હયાતી ચાહવા થકી હોમ યજદની નૈયતે દરાન બાજ આફરગાન યજશને કરાવવું અને **બેહેરાંમ યજદ**ની બાજ લઇને નીચલા **કલાંમ** હરરોજ પઢવા.

**" યજદાન પાક રાસ્ત દાદઘર દાદાર અહુરમજદ બનામે યજદ. બક્ષાયંદેહ બક્ષાયઝગરે મેહેરબાન. નામે યજદ નામે નેવે ફરેદુન ફરેદુન આથવીઆન ખુરશેદ રવંદ અસ્પ યજદાન હવરે ખશેથેમ અમેશેમરેમ ઉરવદ અસપેમ યજમેદે. તેશતરીમ દરવો ચશમનીમ યજમયદે.** ( ફલાનરા જેની નૈયતે ભણે તેનું નામ લીએ ) **વજાર નીરોએ બોરેહ ફરેદુન ફરેદુન આથવીઆન. પમાંહે ચશમ બસ્તેહોમ, વજોએ નીરોએ બોરેહ ફરેદુન ફરેદુન આથવીઆંન વજોએ અવાખસતરાન ઓ વાખસતરાન તનદરોસ્તી બાદ. એદુન બાદ. યાહી નીશા બાદ. ખુમ બાદ. એદુન બાદ. અશોને અશેમ વોહુ (૧)"**

**પોતાનું અને પોતાના ફરજંદોનું સુખ ચાહવા** માટે અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઇને નીચલા અવસ્તા કલામ પઢવા તથા લખીને પાસે રાખવા.

**" યારંધહીએન સરવંધા વહેશતાહ શીઓથનાહ મરેતાનો એબેયો મજદાઉ અકા મરેદ યોએગેઉશ મોરેદાન ઉરવાખશ, ઉખતીજીઉતુ યાએશ ગરેહમા અશદ વરતા યશચા વામસ યજતે દરૂજસચા પેરેમતો એસચા શીઉમાંમ એપી દએતાનાં યાએશ એશસરૂદુમ બુમીઆઉ હપતેથે. "**

**ખુદ પોતાનું સુખ ચાહવા** માટે નીચલા અવસ્તા સરોશ અશોની બાજ લઇને પઢવા.

**"અઇ હઉમ દેવા વીસ્પાંઉધો અકાર મનંધો સતાચેથરેમ યશચા વામશ યજતે."**

**શીતળા અથવા ગોવરાનાં દર્દ વખતે** હોમ યજદની અથવા આસ્તાદ યજદની આરાધના કરવી. અને આતશબેહેરામ સુખડ, ખુશબુ, ગાલીચા, ભણવાની ચોપડીઓ, મુન ( lamp ) વિગેરે મોકલવું.

**જો માથું ઘણું દુઃખે તો**—પાકી હોશીઆરીથી અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઈ ચુલામાંની રાખ હાથમાં લઇ, માથું દુખતું હોય તેને પોતે અથવા બીજાએ હોમ યસ્તની પાછલની નીરંગ "**કુ શૈ-કનમ**" વાલી ૭ વખત માથે હાથ ફેરવતાં ભણવી. નીરંગ પણ ૭ વખત ભણવી જેથી દર્દ દુર થશે.

**નબલાઇ દુર કરવા** માટે અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઇને **નંબર ૬ વાળું તાવીજ** આતવારને દીવસે લખીને દરવાજે ચોંટાડે તથા બાળીને ખાક બનાવી સુંઘે.

**મુલાકાતની આરજુ બર લાવવા** માટે બાજ અરદીબેહેશ્તની લઇ ને **નંબર ૭ વાળું** તાવીજ લખી પાસે રાખે.

જેની તરફ દીલ હોય તેની મેહેરબાની મેળવવા બાજ અરદીબેહેસ્તની લઇને **નંબર ૮ વાળું** તાવીજ લખી પાસે રાખે.

**મોહોબત મિત્રાચારી** માટે અરદીબેહેસ્ત અમશાસ્પંદની બાજ લઇને **નંબર ૯ વાળું** તાવીજ સામા માણસના નામ સાથે લખી પાસે રાખે.

**લગનના બાબમાં**—હોમ યજદની આરાધનાં કરી હોમ યસ્ત ભણે.

**ડહાપણના બાબમાં**—બેહેમન અમશાસપંદની અને અમેરદાદ અમેશાસપંદની આરાધના કરે તથા આતશબેહેરામ સુખડ ખુશબુ મોકલે.

**રોજીના બાબમાં**—માહ બોખતારની આરાધના કરવી અને પોતાની આવકમાંથી ખુદરતના નામથી ચોકસ હીસ્સો કાઢીને સમાર્ગે ધર્મમાં વાપરવો. માહ બોખતારની બાજ લઇને **નંબર ૧૦ વાળું** તાવીજ લખી પાસે રાખે.

**નસીબના બાબમાં**—અરદીબેહેશ્ત અમરશાસપંદની બાજ લઈને **નંબર ૧૧ વાળું** તાવીજ લખી પાસે રાખે, ને નેક દયાનતે જીંદગી ગુજારે.

હથીઆર અથવા કંઇ પણ કારણથી શરીરપર પડેલો **જખમ જલદી રૂઝ લાવવા** હોમ **યજદની** બાજ લઇને **નંમર ૧૨ અને ૧૩** વાળાં બન્ને તાવીજો માંહેલું એક **અથવા** બન્ને લખી પાસે રાખે તથા ગલામાં પહેરે.

**લાંબી જીંદગી માટે**—અમેરદાદ અમેશાસપંદની આરાધના કરવી. ( અને ગોશ યસ્ત ભણવી, જેથી જમ અટકે )

**માર્ગમાં ભુલું પડે તો ૧૦ અહુનવર** ભણીને વડી **સરોશ યસ્તની**

નીરંગ ભણવી. અને સરોશ યજદને આરાધવો. અને **નંબર ૧૪ વાળું** તાવીજ લખી પાસે રાખવું. તો માર્ગમાં ભુલું નહીં પડે.

**ભારે બલા દુર કરવા**—અરદીબેહેસ્તની બાજ લઇને **નંબર ૧૫ વાળું** તાવીજ લખી પાસે રાખે તો સેતાનયત નહી લાગે. અરદીબેહેસ્ત યશ્ત ભણી પીઝી કરવી. અથવા વનત યશ્તની નીરંગ ભણતાં આતશપર સુખડ ખુશબુ મેલી તે ધુપ શરીરે લેવો.

**ભુત પલીત દુર કરવાની તાવીજો**—અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઇને **નંબર ૧૬ વાળું** તાવીજ લખીને ડાબા હાથની બાજુએ બાંધે. તથા **નંબર ૧૭ વાળું** તાવીજ લખી દર્દીના ગળામાં પેહેરાવે, તથા **નંબર ૧૮ વાળું** તાવીજ ફક્ત શનીવારે યા રવીવારે લખી કોઇ પુતળાને ગળે બાંધે. દરેક તાવીજ કરતાં બાજ અરદીબેહેસ્ત અમશાસપંદની લેવી.

**બુરાં વ્યસનો દુર કરવા** માટે અરદીબેહેસ્ત અમેશાસપંદની બાજ લઇને **નંબર ૧૯ વાળું** તાવીજ લખી બુરા વ્યસનવાલા આસામીએ પાસે રાખવું જેથી બદહવા દુર થઇ શુભ માર્ગ સુજ પડે.

**જીન, પરી, ખવીશનો આસેબ તોડવા અને મરકી દુર કરવા** માટે હોમ યજદની યજશને અને શાહશ્યાવક્ષના દરાન બાજ આફરગાંન કરાવવું.

**લાગેલી નજર દુર કરવા** માટે હોમ યજદની બાજ લઇને **નંબર ૨૦ વાળું** તાવીજ લખી જેને નજર લાગી હોય યા દેહેશત ખાધી હોય તેને આ તાવીજ લખીને ધોઇને પાય તો ફાયદો પામે.

**જેને ઝેરી જાનવર કરડયું હોય** તેને માટે પાકી હોશીયારીથી બેહેરામ યજદની બાજ લઇને **નંબર ૨૧ વાળું** તાવીજ લખીને ડંખપર બાંધવું તો ખુદાની મેહેરથી ઝેર ઉતરશે. અને **નંબર ૨૨ વાળું** તાવીજ લખી ધોઇને તે પાણી દર્દીને પાવું તો તેને આરામ થશે.

**નંબર ૨૩ વાળું** તાવીજ અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઇને લખી દરવાજે ચોંટાડે તો યજદાંની મેહેરથી **તમામ નાપાકી દુર થાય.**

**પોતાના મકાનથી હરેક પ્રકારની હારેમંદઈ દુર રાખવા** અરદીબેહેસ્તની બાજ લઇને આતશપર સુખડ ખુશબો મેલી નીચલા અવસ્તા પઢવા.

**"અવસ્તા–યજદાન દાદાર દાતાર અહુરમજદ પનામે યજદાન અહુરમજદ ખોદાએ ખાવીંદે રાસ્ત અવજુની ગોરજે ખોરહે અવજાયાદ પાક દાદાર અહુરમજદ રયોમંદ ખોરેહમંદ, પેતેશતાતે તેમસ એથરનામ દેવનામ, પેતેશતાતે તાઝુનામય હજેશનામય.**

**પેતેશતાતે યાતોનામય પેરેકનામય. પેતેશતાતે અએથીઅજંઘ મ-રેશોને રાસ્ત દાદાર રયોમંદ ખોરેહમંદ બેરેસાદ. અશેમ વોહુ (૧)"**

હોમ યસ્તની અને વનત યસ્તની નીરંગ પઢતાં સુખડ ખુશબો બાલવાથી બદહવા દુર થાય છે.

**જાનવરો માટે**—પણ આતશપર સુખડ ખુશબો મેલી વનત યસ્તની નીરંગ અને હોમ યસ્તની નીરંગ ભણતાં તે ધુમાડો પેલા જાનવરને આપવો અને **નંબર ૧ વાળું** તાવીજ લખી ધોઇને તે પાણી પાવું. **નંબર ૧ વાળું** તાવીજ ૧૫ ખાસીઅત ધરાવે છે. માણસો દરેક દર્દપર જો ધોઇને પાણી પીએ તો ફાયદો પામે તથા લખી પાસે રાખે તોપણ ઉત્તમ છે.

**દુશ્મન દફે કરવાના બાબમાં**—અરદીબેહેસ્ત અમેશાસપંદની બાજ લઇને પાકી હોંશીયારીથી નીચલા અવસ્તા કલામો પઢે તો દુશ્મન દુર થાય.

**અવસ્તા—" હમેમ તદ વહેશતા ચીદ ઇય ઉશોરૂઇય સીઅસચીદ દહમીઆઉ ખશીઆશ મજદા અહુરા ઇયહીઆમા યથી સચીદ દુયથા હાઅદ યનંઘે દરેગવતો યાનું યશીઅંગ અંઘહીઆ."**

**ઉપાય બીજો**—આ અવસ્તા ભણવાથી પણ દુશ્મન દુર થાય.

**અવસ્તા-" હીશસદ અયેશતહીઆ રેમાને મનંઘો અંઘેઉશ મેરેખતારો અહીં આ યચા મજદાઈ ગેરેજદકામે યવહીઆ માથ-રાનો દુતેમ ઇય ઇશ પાદ દરેશાદ અશાહીઆ "**

**દરેક નવું શુભ કામ શરૂ કરતાં**—જેવાં કે ઘર, વાડી, ઇમારત, તથા વહાણ બાંધવા, ધંધો ધાપો વિગેરે પ્રથમ હપતંઘ અમેશાસપંદના દરાન બાજ આફરગાન યજશને કરવા. તથા ગયોમરદ તથા શાહ જમશેદને નામે યજશને બાજ આફરગાન દરાંન કરાવવા.

**નંબર ૨૪ વાળું** તાવીજ છે. તે માટે જે કોઇને જાદુ, ભુત, બલા વળગ્યું હોય અથવા અંગમાં આવતું હોય તેને ગળે એ ( તાવીજ લખીને ) બાંધે, તથા પલીતો કરીને સુંઘાડે, તો બુરી અસર દુર થાય. રવીવારે તાવીજ લખી ઉપયોગ કરે, ( ડાબી બાજુએ બાંધે તથા ઉપર મુજબ કરે ) અને મંગળવારે સારે ચોઘડીએ તીર યજદની બાજ ધરાવે.

**નંબર ૨૫ વાળું** તાવીજ છે. તેને માટે જે કોઇને બલા વળગેલી હોય તેને પાકી હોશીઆરીથી અરદીબેહેસ્તની બાજ ધરી આ તાવીજ લખી ધોઇ પાણી પીવું અથવા શરીરપર છાંટવું. ૭ વખત તાવીજ લખવું તે ધોઇને સાત દહાડા તે પાણી પાવું. પછી હપત હમેશાસપંદના દરાન ઇજાવવા.

**નંબર ૨૬ વાળું** તાવીજ જેને સસની, વાવલી, થતી હોય તેને

માટે આદીતવારે તાંબાનું પત્રું ઘડાવે, ને તેજ દન તેપર આ તાવીજ લખે ને જેને સસની થઈ હોય તેને ગળે બાંધે, ( પેહેરાવે ) તો સસની મટે. ( આ તાવીજ ઘડાવી રાખેલું હોય તો તુરત કામ આવે ને સર્વને ચાલે. )

**નંબર ૨૭ અને ૨૮ વાળાં** તાવીજો. આ ઉપાય જે કોઇ સ્ત્રી દવાથી ઉપાય કરવા છતાં પણ ગરભ નહીં ધરતી હોય તો આ તાવીજો લખી (તેનાજ પાણીએ) લોબાને ધુપી દીન ૭ તથા દીન ૧૪ તથા દીન ૨૧ એ રીતે લખી ધુપી પાણીએ ધોઇને પાય તો તેને જે કંઇ બદહવા હોય તે દફે થાય અને ગરભ (હમેલ) ધરે. આ તાવીજો આદીતવારે લખે ને **નંબર ૨૭ વાળું** તાવીજ લખી તે અસતરીની કમરે બાંધે અને **નંબર ૨૮ વાળું** તાવીજ લખી ધુપી ધોઇને પાય તો ગરભ (હમેલ) ધરે.

**નંબર ૨૯ વાળું** તાવીજ જેને કોઇને સસની, વાવલી, થાય તેને માટે આદીતવારે આ તાવીજ તાંબાનાં પત્રાપર સોનાર પાસે કોતરાવે ને ધુપીને તે પત્રું ગલે બાધે તો સસની સમાગમ કરે, રૂડો થાય.

**નંબર ૩૦ વાળું** તાવીજ છે, તે જો કોઇ સ્ત્રીને દશતાન ઘણું જતું હોય તો તેને એ તાવીજ લખી ધોઇને પાય તો સારૂં થાય. અથવા જે સ્ત્રીને મહીના ( હમેલ ) હોય ને દશતાન બેસે તો તેને આ તાવીજ લખી ધોઇને દીન ૭ લગી પાય તો દુર નહી બેસે અને હમેલ ધરે. અને હેરાનમતી દુર થાય. અને સારૂં થાય. તથા જે બાઈ દશતાંનથી હેરાંન થતી હોય તે હમેશાં સારૂં થાય ત્યાં સુધી લખી ધોઇ તે પાણી ધુપીને પીએ, તો સારૂં થાય. ગરમ ચીજો ન ખાય.

**નંબર ૩૧ વાળું** તાવીજ છે એ ૫૫ ખાસીયત ધરાવે છે ( યાને હરેક દુઃખ દર્દ માટે ઉત્તમ છે ) લખી પાસે રાખે તો તેથી સઘળી હાડમારી દુઃખ દર્દ દફે થાય. દરેકને માટે જુદુ કરે, એકને માટે થયલું તે તેનેજ કામ લાગે બીજાંને કારગત નહી લાગે.

**દરેક કાંમની સલામતી ચાહવાનાં બાબમાં**—જો કોઇએ હરેક ચીજ વેચવાનો ધંધો કીધો હોય, અથવા કંઇ સાટાં ખતની વકી હોય, અથવા કોઇ સફર ગયું હોય તેમાં અડચણ થઇ હોય, કોઇ બંદીખાને પડયું હોય, એ સઘળી ચીજોની સલામતી ચાહવાને માટે ખુબી સાથે પોતાનો હક પુગાડવા સારૂ નૈયત રાખવી કે " સઘળું બરોબર સહી સલામત સરંજામ પુગવા બાદ **વીફ** અને **ખશેદઅેદની** નૈયતે બાજ આફરગાન કરાવીશ, અને **ગેહસારજદની** યજશને કરાવીશ. " તો તુરત ફાયદો દેખે.

**દરેક નેક હાજત બર લાવવા** વકી ખરા દીલ અને યકીનથી

**દહુમયજદનું** આફ્રગાંન યજશને તથા દરાંન બાજ કરાવવા. **તેથી** પોતાના કામમાં ફતેહ પામે. **બીજું**—જો પૈસો નહી ખર્ચી શકે તો **૪૧ દીવસ હોમયશ્ત** ભણે તો ખુબીથી મુરાદે પુગે.

**ધારેલી મુરાદમાં ફતેહગીરી** માટે અરદીબેહેસ્ત અમેશાસપંદની બાજ લઇને નીચલા અવસ્તા રોજ ૭ વખત ભણુવા અને કોઇબી કામની ફતેહમંદી માટે બાહર નીકળવું.

**અવસ્તા—"નામે અહુરમજદ પનામે નેવે ખોરેહ ફરેદુન ફરેદુન આથવીઆન પનામે વનંત સેતારે, પનામે સતવસ સેતારે, પનામે તેશ્તર સેતારે, પનામે હફતરંગ સેતારે, પનામે વજરે હનીહુખ્ત, નવરે એકમ આરે દેવાન દાદે ચેતદ હમે હોતાઓસત હોરદ વેરેથરગનેમ અહુરદાતેમ વનંતીઆઓસચ ઓપેરેતાતો, એદુન બાદ, ખુમબાદ, એદુનબાદ, યજશને હુનીશાન બાદ એદુન બાદ, અશોને અશેમ વોહુ (૧)."**

**રાજદરબારે બુજર્ગી ચાહવા અને હાકમ દીવાનના કામમાં ફતેહમંદી મેલવવા** થકી પવિત્રાઈથી કુસ્તીપાદીઆબ કરીને દાદાર અહુરમજદની બાજ લઇને નીચલા અવસ્તા ભણવા અને બહાર જવું. માલેકની મદદ પુગે.

**અવસ્તા—"વીદામ અનીએશામ તેમોએ વીદવાઓ હોજો આદશોહીઆ યા જોયા શેંગહેતી યાએશ સરાવી ખેનાં યંગહા એસાન તુમ હોરા હરેખતેમ મજદા વેદેશતોહી એસામ અનંગ હામ"**

**પોતાનો ધણી, સરદાર, વડો, હાકેમ, શેઠ તથા કોઈનીબી** જે કોઇ **મેહેરબાની મેળવવા** માગે તો "ખશેશબેદ અને અરદાબામબોશની નેયતે યજશને કરાવવી, અને અશો ફરોહરનું બાજ આફ્રગાન કરાવવું."

**પોતાનો નેક સખુન કબુલ થવા** કાજે "બેહેરામ યજદના દરાન બાજ આફ્રગાન યજશને કરાવવું. જો સઘળી જગોએ પોતાનો નેક સખુન કબુલ રખાવવા ધારે તો અરદા ફરવશીનીખશનુમનથી યજશને અને બાજ આફ્રગાન અરગુઇને નામે કરાવવાં."

**હરેક પ્રકારનાં દુ:ખ અને આફતમાં તે મુસ્કેલી ફેરવા** થકી અઇર્યમન યજદને નામે અને નેર્યોસંગ યજદને નામે બાજ આફ્રગાન યજશને કરાવવું. એ ક્રિયા બનતાં સુધી અહુરમજર રોજે કરવી. જો તેટલી ગુંજાશ નહી હોય તો ખોરદાદ યશ્ત ભણવી. અને મુરાદ ચાહવી કે સારૂ થવેથી નેર્યોસંગ યજદના નામે બાજ આફ્રગાન કરાવશું તો ફાયદો થશે.

**આબરૂ ચાહવા** માટે સરોશ અશોની બાજ લઇ આ અવસતા પઢવા.

**અવસ્તા—"ગરેહમો આહોય થવોયની કાવઈઅસચીદ ખરતુશની દદદ વરેચાઉ હીચા ફરદેવા યા મશીઆ અચેસતા દંતો વખશેને દેવો જુશાતા વંઘેઉશ સીજદીઅ મના મનંગો મજદા અહુરહીઆ ખરતેઉશ નશીએતો અશાદચા તાદે બેનો યતા મશીમ હુજીઆ તે ઉશ."**

**જાદુ પલીદી બલાનો આસેબ તોડવા** થકી અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઇને નીચલા અવસ્તા લખા તે દર્દીની ડાબી બાજુએ બાંધે તો ફાયદો પામે.

**અવસ્તા—"કરપા ખશથરેમચા ઇશનામ દરોજેમ યા ખશથરા ગરેહમો"**

**ઉપાય ૨ જો**—અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઇને વન્નત યશ્તની 'નીરંગ કુલ બલા દફે શવદની નીરંગ" ઝાડો પીછી કરતાં ૭ વખત પઢવી. પછી આખી અરદીબેહેસ્ત યશ્ત ભણીને એજ નીરંગની ચીઠ્ઠી લખી પાવી. ફતેહ મલે. **ઉપાય ૩ જો**—અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઇને હોમ યશ્તની નીરંગ "ફ શેકનમ" ની ૭ વખત પઢવી અને સાથે બોયની ધુપ કરવી. દર્દ દફે થાય. **ઉપાય ૪ થો**—હોમ યજદની યજશને કરાવવી અને બાજ આફરગાન દરોન શાહ સ્યાવક્ષની નૈયતે કરાવવું.

**ઉપાય ૫ મો**—અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઇને સુતરના તાંતણા ૭ લેવા અને સાથે મેલવી હાથમાં રાખીને પેહેલાં અરદીબેહેસ્ત યશ્ત આખી ભણવી અને "દાદારે જેહાંદાર" નીરંગ સાત વખત ભણવી અને ૭ ગાંઠ વાલવી. ને દોરાની ગડી વાળી તે દોરો લોબાને ધુપીને ડાબી બાજુએ બાંધે તો જાદુઇ ટલે. **ઉપાય ૬ ઠો**—અરદીબેહેસ્ત અમશાસપંદની બાજ લઇને નીચલા અવસ્તા કલાંમો પઢવા અથવા લખીને ડાબા હાથની બાજુએ બાંધે તો સારૂં થાય.

**અવસ્તા—"અખીઆચા બેતુશ યાસદ અહીઆ વેરેજેનેમ મદ યરીઅમનાં અહીઆ દેવા મહીમનો અહુરહીઆ ઉરવા જેમાં મજદા થવોય દુતાઉંઘો આઉંધામાં તેંગ દારીઆ યો વાઉ દએશીઅંતી યબીઓ મજદા અહુરો સારેમનો વોહુ મનંઘા ખશથરાદહુચા પેતી મરેદ અશા ઉશ હુખા બેનુઆતા સપેતાંમ વે આરમેતીમ વંઘાહીમ વરેમેદી હાને અંઘદ"**

ખુલાસો—આ અવસ્તાની નીરંગો માટે અને તાવીજો માટે હાલ ચાલુ વખતમાં ઘણાક અકરીકટના સુધારાવાળાઓ કહે છે કે આથી

દુઃખ સારાં કરવાં એ માનવામાં આવતું નથી. પણ તેનો ભેદ છે કે શરૂઆતથીજ બદહવાઓનો દોર ચાલુ રહેલો છે. અને પવિત્ર ભણુતર ભણીએ છીએ તે આપણે સારી હવાઓની આરાધના કરીએ છીએ. અને સારી હવાઓના સાધનથી બદહવા દુર થાય છે તેથી દરેક નડતર મટે છે.

અહંકાર કરનાર ઇનશાનો જ્યારે પોતે દુખથી અકળાય છે ત્યારે પારકા ધર્મોનાં પણ ભણુતર કરાવે છે. પણ પેહેલાંથીજ સ્વધર્મ પાલવાનો તેઓને સીધો રસ્તો સુજતો નથી. કહેવત છે કે **"દુઃખમાં ભજે સૌ રામને સુખમાં ભજે નહી કોય, જો સુખમાં રામ ભજે તો દુઃખ શાનું હોય."** પેહેલાંથી સ્વધર્મ પાળે નહી અને દુખ વેલા જો હયાતી બચાવવી હોય તો ધાંધાટ કરી મેલે એવી હાલત હમણાં ઘણાખરા આપણા હમદીનોની થઈ છે કે સુખ હોય તો ફેસીલેટીવ બતાવે અને પવિત્ર ભણુતરોને બડબડવાનું સમજે છે, તેમજ દરાંનબાજ કરવા તથા આતશપર સુખડ ચઢાવવું તેને તેઓ હીંદુઓની માનતા સમજે છે. જ્યારે દુ.ખની વેળા અકળાય છે ત્યારે સઘળા ધર્મોનાં ભણુતર કરાવે છે, તેવી વેળા જો કોઇ ધર્મી ઇનશાન અવસ્તા કલંમો અને માથથી દુઃખ સારાં કરનાર મળી ગયું તો પેહેલાં તેઓ સાથે મળી જઇ કહે કે હમો ક્રિયા કામ કરશું વિગેરે અને પોતાનું કામ કાઢી લઇ પછી, પાછી પોતાની અસલ જે રીત હોય તેનેજ વળગી રહે છે અને બાહારનાં લોકોમાં પાછાં સવરાં થાય કે હમે તો કંઇજ જાણતાં નથી. પણ તેવું સમજવું એટલું કે આ કીસમની ઠગબાજી કહેવાય છે તેવું કરનારનું કદી પણ સાર્થક થતું નથી. અને અંતે હાલ જેનાં તેજ છે. માટે દુખની વેળા જે ક્રિયા કરવા બોલ્યાં તે પાળવું જોઇએ. કહેવત છે કે **"વન ફરે વાદળ ફરે, ફરે નદીનાં પુર, ઉત્તમ બોલ્યા નહી ફરે, જો પશ્ચિમ ઉગે સુર્ય."** વચન અને કોલ હમેશાં એક રાખવાં. તેમ નહી કરનારને મેહેર દરૂજીનો ગુનાહ લાગે છે. (પ્રગટ કર્તા.)

---

## પોતાને અને પોતાના કુટુંબને માટે સુખાકારી અને તનદરોસ્તી માગવાની અવસ્તા બંદગી.

**અવસ્તા—તાઉ અહમી નમાને જમ્યારેશ યા ઓ અશઓ-ઓનાંમ ક્ષ્નુતસ્ચ, અષયસ્ચ, વ્યાદઇબીસ્ચા, પઇતિજન્તયસ્ચ.**

**અર્થ**—આ મકાનમાં અશો લોકોની ખુશાલી, તેઓની અશોઇ, તેઓનાં જેવું નીષ્કપટપણું તથા માન આવકાર આવો.

**અવસ્તા—ઉશનું અંઘહાઇ વીશે જમ્યાત અષેમ્ચ ક્ષથ્રેમચા**

**સવસ્થા ખરેનસ્ચ ખાથ્રેમ્ચ ! દરેઘો ક્રતેમથ્વેમ્ચ અંઘહાઓ દએ-નયાઓયત આહૂરોઇશ જરતોશ્ત્રોઇશ !**

**અર્થ**—હવે આ કબીલાને માટે અશોઈ, હકુમત, આબાદી, નુર, કીર્તિ ઉત્પન્ન થાવો, માજદયસની જરતોસ્તી દીનની લાંબા વખત સુધી શ્રેષ્ટા થાવો !

**અવસ્તા—અસિસ્તમ અંઘહત હચ વીસ્ત ગાઉશ બુયાત, અસિસ્તેમ અષેમ, અસિસ્તેમ નરશ અષઓનો અઓજો, અસિ-સ્તો આહુઇરિશ તકએષો.**

**અર્થ**—હવે આ ખાનદાનમાં હમેશાં ગાયગોસ્પદોની જીઆદતી જાથુક થાવો ! આએ ખાનદાનમાં હમેશાં રાસ્તી, હંમેશાં અશો માણુસોનું કૌવત, અને હંમેશાં અહુરમજદી તરીકો ચાલુ રહો !

**અવસ્તા—જમ્યાન ઇથ્ર અષઓનામ વંઘુહીશ સુરાઓ સ્પેનતાઓ ફ્રવશીઓ, અષોઇશ બએષજ હચિમનાઓ, જેમ ક્રાંઘહ, દાનું-ફ્રાજંઘહ, હવરે-બરેજંઘહ, ઇરતેએવંઘહંઘહામ, પએતિશતાતે આતરનામ, ફ્રષ-વક્ષ્યાઇરયાંમચ ખરેનંઘહામચ.**

**અર્થ**—અશો લોકોનાં ઘણાં જોરાવર અને દુનિયાને આબાદ કર-નારાં ફરોહરો, નેક માણુસોની મુરાદ બર લાવવાને માટે, તથા બદ માણુ-સોની સામે થવાને તથા ખોરેહ અને નુરના વધારાને માટે જમીનની પોહો-ળાઇ જેટલા, નદીની લંબાઈ જેટલા, અને ખુરશેદની ઉંચાઇ જેટલા, અ-શોઇના ઉપાયો પોતાની સાથે લઇને આય મકાનમાં આવો !

**અવસ્તા—વઇનીત અહમી નમાને સ્રઓશો અસ્ત્રુસ્તિમ, આખશતીશ, અના ખશતીશ, રાઇતીશ અરાઇતીમ, આરમઇતીશ તરોમઈતીમ, અર્ષુખધો-વાક્ષ, મિથઓખતેમ, વાએમ અષ ડુજેમ.**

**અર્થ**—આ મકાનમાં તાબેદારી, નાફરમાનબરદારીને મારી હઠાવો, સલાહ સંપજ, કજીઆ કંકાશને દુર કરો, સખાવત બખીલીને દુર કરે તમ-નતાઇ તકોબરીને હઠાવે. જુઠાઇપર સચ્ચાઇ ફાવે, અને અશોઈ દરૂજને મારી હઠાવો.

**અવસ્તા—યથ અહમ્ય અમેષાઓ સ્પેન્ત, સ્રઓસાત અ-ખ્યાત પઇતિષાંન વંઘહુશ યસ્નાંસ્ચ વહમાંસ્ચ, વોહુ યસ્નેમ્ચ, વહમેમચ, હુબેરેતીમચ, ઉશ્ત બેરેતીમચ, વન્તબેરેતીમચ.**

**અર્થ**—કે જેથી કરીને આ મકાનમાં અપર વૃદ્ધિ કરનારાં અશોઈ સાથેની તાબેદારીની મારફતે, બલી યજશને અને આરાધના, સારી યજશને

અને આરાધના, તથા સારી ભેટ, તનદરોરતી આપનારી ભેટ, અને મોહોબત ભરેલી ભેટ મોકલે.

**અવસ્તા—આ દરેઘાત ખાબદરીઆત, મા થવે ઈમત તમાનેમ ખાથ્રવત ખરેનોફ્જહીત, મા ખાથ્રવઇતિ ઇશિતશ, મા ખાથ્રવઇતિ આસ્ન ફ્જઈનતિશ, ખ થ્રો હિસ્પેહે પઇતિ અષોઈશ્ચ વંઘહુ યાઓ દરેઘેમ હુખ્મ.**

**અર્થ:**—આએ કબીલો લાંબા વખત સુધી પોતાનું રક્ષણ કરો! હવે આ મકાનને આસાનીવાળું ખોરેહ, આસાનીવાળુ સુખ, આસાનીવાળાં જાતી અક્કલનાં ફ્રરજંદ કદી પણ છોડો નહી! તથા સુખ આપનારી ચીજોની અને અશીશવંઘની લાંબી દોસ્તી આએ મકાનને કદી છોડો નહી. (યજશને હા ૬૦, ફકરો ૨ થી ૭)

---

## પોતાના પાદશાહ તરફ વફાદારી બતાવવા અવસ્તાની રાજદુઆ.

**અવસ્તા—હુક્ષથ્રા ક્ષેન્તાંમ! મા ને દુશ ક્ષથ્રા ક્ષેન્તા!**

**અર્થ:**—એક ભલો પાદશાહ હમારીપર રાજ કરો! બુરા પાદશાહો હમારીપર રાજ નહી કરો! (યજશને હા ૪૮ ફ. ૫)

અલબત ઉપલા ફકરાનો હેતુ બરોબર છે. આપણી, આપણાં કુટુંબ કબીલાની, અને આપણા દેશની આબાદી, દેશના ઇનસાફી અને દયાલુ પાદશાહ ઉપર આધાર રાખે છે, દેશના પાદશાહના હકમાં અને રાજ્યના હકમાં આપણુ જરતોસ્તીઓ જે દુવા ગુજારીએ છીએ તે કેટલી અગત્યની છે તેનું વાજબીપણું આપણે સેહેલાઇથી જોઇ શકીએ છીએ. એક ભલા રાજકર્ત્તા ઉપર દેશની આબાદીનો મોટો આધાર છે. અને દેશની સંપુર્ણ આબાદી સાથે આપણે આપણાં ઘરનો પણ સુખી કારોબાર નિભાવીએ છીએ, આપણામાં દરેક આફ્રીનગાન ભણતી વખતે છેવટ ભલા પાદશાહને માટે નીચે મુજબ દુઆ ગુજારવામાં આવે છે. અલબતે અસલ કરતાં હાલના વખતમાં દુનઆં આગળ વધેલી છે તે મુજબ રાજકર્ત્તાઓ પણ કેળવાયલા હોય છે ત્યાં ઉંચી રાજનિતી સાથે આબાદીનો વધારો થાય છે અને રૈયત સુખી થાય છે. હાલ આપણે પણ ઉંચી રાજનિતીમાં જન્મી, સારી કેલવણીના પ્રતાપે આનંદમાં છીએ. ઇંગ્રેજી રાજ્યમાં સર્વેને પોતાનો ધર્મ પાળવાની છુટ છે તો ઉંચ કેલવણી સાથે સ્વધર્મ પાળવાથી આયંદે પોતાનેજ લાભ છે.

(પ્રગટ કર્ત્તા.)

# અવસ્તાઇ રાંજહુંઆનો [1]તરજુમો.

(૧) દાદાર અહુરમજદ જે નુરમંદ અને ખોરેહવાલો, તેની નજદીક દેશના દેશપતીને હું દુઆ ગુજારૂં છું, કે તેની હીમત જાદે થાવો ! તેની ફતેહ જાદે થાવો ! તથા તેની પાદશાહી જાદે થાવો ! વળી હું દુઆ માગું છું કે તેની સત્તા, તેની તરફ હમારી ફરમાન બરદારી, તેની શેહેનશાહતની લાંબા વખત સુધીની હકુમત, તેના જીવની લાંબી જીંદગી, તથા તેના તનની તનદરોસ્તી, એ સર્વ જાદે થાવો.

(૨) હું દુવા માગું છું કે હમારીપર રાજ કરનાર પાદશાહને અહુરમજદની તરફની ફતેહ, ફતેહમંદ સરસાઇ, અદેખાઓને પુરતી રીતે જેર કરવું, દુશ્મનોને મારી હઠાવવું, અદેખા અને બુરા દુશ્મનોને નીચે તોડી પાડવાનું જોર એ સઘળું હાંસલ થાવો.

(૩) હું દુવા માગું છું કે હમારાપર રાજ કરનાર પાદશાહ, બદવિચાર, બદસખુન, બદકામ કરનારને, દરેક પાપી માણસને, દરેક કીનાખોર દુશ્મનને, અને બુરા કપટી શખ્સને (એટલાને) ફતેહમંદ લડાઇમાં જીતનારો થાય !

(૪) વળી હમારાપર રાજ કરનાર પાદશાહ નેક વિચારથી, સાચા સખુનથી, તથા કાયદેસરના કામથી, પોતાની મુરાદમાં ફતેહમંદ થાય ! તે તમામ દુશ્મનોને અને તમામ દેવપરસ્તોને તોડે ! અને એ સઘળું ભલા બદલામાં, ભલી કીર્તિના અવેજમાં અને પોતાના રવાનને માટે લાંબા વખતની પવિત્રાઇના અવેજમાં તે મેળવે !

(૫) વળી હું તુને (પાદશાહને) દુવા ચાહું છું કે રાસ્ત માણસોની મદદને માટે, તથા દુષ્ટ કામ કરનારાઓની શેકસ્તને માટે, તું લાંબો વખત સુધી જીવતો રહેજે ! આબાદી સાથે તું જીવતો રહેજે ! અને અશો લોકોનું રોશન અને તમામ સુખાકારીવાળું બેહેસ્ત તું હાંસલ કરજે ! જેમ હું દુવા માગું છું તેમ થાઓ ! આમીન ! ! !

(દરેક આફરગાનને છેડે ભણવામાં આવતા અવસ્તાનો તરજુમો.)

---

[1] અવસ્તા ભાષા સાથે લેતાં લંબાણ થતું હોવાથી ફક્ત અર્થ લખ્યો છે.



# જ્યોતીશ શાસ્ત્ર.

બારે રાશીઓનો કોઠો. ગુજરાતી, ઇંગ્રેજી, ફારસીમાં, તેઓને શા નામે ઓળખવામાં આવે છે તેમજ રાશીઓના આકાર, રાશીઓનું રહેવાનું સ્થાન, ગુણ સ્વરૂપ, જાતી, રંગ, કામ વિગેરેનો સમજવાર કોઠો. જ્યોતીશ શાસ્ત્ર આખું એટલું મોટું છે કે આ જેવાં દજન ઉપર પુસ્તક થાય પણ હ્યાં દરરોજના દરેક માણસના ઉપયોગમાં આવતી બાબદોજ આપી છે. દરેક શાસ્ત્રમાં જ્યોતીશ શાસ્ત્ર આંખ બરોબર છે.

| રાશીનાં નામ. | ત્રણે ભાષામાં. | | રાશીઓ ઉપરથી નામનાઅક્ષર. | રાશીઓમાં નર અને નારી |
|---|---|---|---|---|
| ગુજરાતીમાં. | ઇંગ્રેજીમાં. | ફારસીમાં. | | |
| ૧. મેષ | =airs | =હમલ | =અ. લ. ઇ. | =નર |
| ૨. વૃષભ | =taurus | =શીર | =બ. વ. ઉ. | =નારી |
| ૩. મીથુન | =gemini | =જુબ્ના | =ક. છ. ઘ. | =નર |
| ૪. કર્ક | =cancer | =શરતા | =ડ. હ. | =નારી |
| ૫. સીંહ | =leo | =અશદ | =મ. ટ. | =નર |
| ૬. કન્યા | =virgeo | =શંબ્બુલે | =પ. ઠ. ણ. | =નારી |
| ૭. તુલા | =libra | =મીજાંન | =ર. ત. | =નર |
| ૮. વૃશ્ચિક | =scorpio | =અકરબ | =ન. ય. | =નારી |
| ૯. ધન | =sagittariug | =કુશ | =ભ. ધ. ઢ. ફ. | =નર |
| ૧૦. મકર | =cupricor-nus | =જદી | =જ. ખ. | =નારી |
| ૧૧. કુંભ | =aquarius | =દલબે | =ગ. શ. | =નર |
| ૧૨. મીન | =pisces | =હુત | =દ. ચ. ઝ. થ. | =નારી |

જ્યોતીશ શાસ્ત્રપરથી ઉપલો કોઠો મેં જાતે ઉપજાવી કાઢયો છે તેમાં બારે રાશીઓનાં નામ ગુજરાતી, ઇંગ્રેજી અને ફારસીમાં તેઓને શા નામે ઓળખે છે તે, તેમજ જે દીવસે બચ્ચાંનો જન્મ થાય છે તે દીવસના ચંદ્રમા

જોઇ તે ચંદ્રમાની રાશી ઉપરથી નામ પાડવામાં આવે છે તે નામના અક્ષરો આપેલા છે. દાખલો—જે આશામીનું નામ બરજોરજી તથા બાનુબાઈ વિગેરે હોય તો આ કોઠામાં જોવું અને માલમ પડશે કે બ નામપરથી વૃષભ રાશી થઇ. તે મુજબ પોતાના નામનો અક્ષર જોઇ તેપરથી પોતાની રાશી સમજવી. તેમજ બ નામે નારી રાશી ગણાઇ. એ મુજબ દરેકનું સમજી લેવું.

**દરેક રાશીઓનો આકાર—મેશ** બકરાંના જેવી. **વૃષભ**=બળદ, **મીથુન**=સ્ત્રી પુરૂષનું જોડું જેઓના હાથમાં વીના નામનું વાજું અને ગદા છે. **કર્ક**=કાચબો. **સીંહ**=સીંહ જાનવર જેવી. **કન્યા**=નાવમાં બેઠેલી, ને હાથમાં અગ્નિ ને અનાજ પકડેલું છે એવી બૈરીની આકૃતી. **તુલા**=હાથમાં જોખવાનો કાંટો-ત્રાજવાં પકડેલાં છે એવો પુરૂષ. **વૃશ્ચિક**=વીંછી. **ધન**=કંમરથી પગ લગી ઘોડાનો આકાર અને કંમરથી માથા લગી ઉપલો ભાગ માણસના આકારે છે ને હાથમાં ધનુષબાણ ખેંચેલો છે. **મકર**=મઘર જેવી. **કુંભ**=એ હાથમાં ઘડો પકડેલો એવી પુરૂષની આકૃતી છે. **મીન**=એ માછલાં છે તેઓ એકના પુંછડાંમાં બીજાનું મોહોડું છે.

**રાશીઓનું રહેવાનું સ્થાન**—૧ મેશ=જ્યાં ખનીજ પદાર્થો નીકળે છે, ત્યાં તેમજ પૃથ્વીની સપાટી કે જ્યાં રત્ન જવાહીર હોય છે ત્યાં. **વૃષભ**=ઉંચા પહાડોપર, ખેતી કરવાની જગ્યા જ્યાં ખેતર છે ત્યાં. **મીથુન**=જુગારખાનું, સ્ત્રી પુરૂષનું એકાંત વિહાર સ્થાન, મોજ શોખને બગીચા જેવી રમણીક જગ્યામાં. **કર્ક**=વાવ, તળાવ, તેમજ કીનારા આગળ જમીનમાં. **સીંહ**=મોટા પર્વત, મોટી ગુફાઓ, ગીચ વન (જંગલ)માં. **કન્યા**=લીલુ ઘાસ, વનસ્પતી ઉગેલી જગ્યા, સ્ત્રીઓને ગમ્મત કરવાનું સ્થાન, (ને શિલ્પ સુતારની કરેલી કારીગરી વાળી) જગ્યામાં. **તુલા**=અમુલ્ય વસ્તુઓવાળા શેહેરમાં, ને બજારોની દુકાનોમાં. **વૃશ્ચિક**=પથ્થરોમાં, બખોલોમાં. **ધન**=ઘોડા બાંધવાની જગ્યા, રથ હાથીવાળી જગ્યામાં, લડાઇની છાવણીમાં. **મકર**=નદી, જલાશય, ને વન-જંગલ પ્રદેશમાં. **કુંભ**=પાણીની જગ્યા, પાણીનો ઘડો, પાણીનાં વાસણો, પાણી ભરી મુકવાની જગ્યાના ઠેકાણામાં. **મીન**=નદી, સમુદ્ર, યા પાણીના ધરાઓમાં રહે છે.

**મેષ** રાશીથી અનુક્રમે ક્રુર (પાપ) અને સૌમ્ય (શુભ) રાશી જાણવી. એટલે મેષ=પાપ રાશી. વૃષભ=શુભ રાશી. એમ દરેક રાશી સમજવી. તેમજ મેશ=એકી અને વૃષભ બેકી એમ દરેક એકી બેકી રાશી સમજવી. નીચલો કોઠો રાશીઓના રંગ, ગ્રહનાં નંગ, રાશીઓનું દ્રવ્ય, રાશીઓના ઉપરી ગ્રહ, વિગેરેનો છે.

| રાશીઓ. | રાશીઓના સ્વામી. | રંગ. | દ્રવ્ય. | ગ્રહનાં નંગ | ચર, સ્થીર દીસ્વભાવ. |
|---|---|---|---|---|---|
| ૧. મેષ | =મંગલ | =લાલ | =વસ્ત્ર | =પરવાલું | =ચર |
| ૨. વરખ | =શુક્ર | =સફેદ | =ચોખા | =હીરો | =સ્થીર |
| ૩. મીથુન | =બુધ | =પોપટીઓ લીલો | =જંગલનાં ફળનો સમુહ | =પાચ | =દીસ્વભાવ |
| ૪. કર્ક | =ચંદ્ર | =ગુલાબી | =કેળાં | =મોતી | =ચર |
| ૫. સીંહ | =સુર્ય | =સફેદ | =વાંશ | =માણુક | =સ્થીર |
| ૬. કન્યા | =બુધ તથા રાહુ | =ચીતારી | =મગ | =પાચ | =દીસ્વભાવ |
| ૭. તુલા | =શુક્ર | =કાળો | =વેપારીની ચીજો તલ | =હીરો | =ચર |
| ૮. વૃશ્ચિક | =મંગલ | =પીળો | =શરદી, ધાતુઓ | =પરવાલું | =સ્થીર |
| ૯. ધન | =બ્રેસપતી | =પીળો | =શસ્ત્ર ઘોડા | =પોખરાજ | =દીસ્વભાવ |
| ૧૦. મકર | =શની | =કાબરો | =સોનુ, જવાહીર | =લીલમ | =ચર |
| ૧૧. કુંભ | =શની | =નોલીઓ | =પાણીમાં થતા કુલો | =લીલમ | =સ્થીર |
| ૧૨. મીન | =બ્રેસપતી | =આસમાની | =પાણીમાં થતી વસ્તુઓ | =પોખરાજ | =દીસ્વભાવ |

**ખુલાસો**—ઉપલા કોઠાની સમજ. ૧૨ રાશીઓના ઉપરી **ગ્રહો** છે તેની સમજ એ છે કે મેષ રાશીનો સ્વામી ( ઉપરી ) મંગલ છે અને **અ. લ. ઈ.** ત્રણ અક્ષરોપર જેઓનાં નામો હોય તેઓનો ઉપરી (યાને ટપકાનો પણ સ્વામી) મંગળ થયો. એટલે પોતાનો ગુરૂ ગ્રહ મંગલ ગણાયો. ( તે ગ્રહ ટપકામાં જેવાં સ્થાનમાં બેઠો હોય તેવું ફળ આપે. ) **રંગની** સમજ પણ એજ મુજબ છે કે દરેક રાશીએ જે જે રંગ હોય તે લખ્યા છે. અર્થાત્—**મેષનો રંગ લાલ છે** તે મુજબ દરેક ઇનશાને પોતાના નામના અક્ષરે રાશી મુજબ રંગ સમજવા. દરેક રાશીનું **દ્રવ્ય**=( દોલત ) લખેલું છે. જેમકે **“વૃષભ રાશીનું દ્રવ્ય ચોખા છે”** એ મુજબ **દરેક** રાશીનું તેની પાસે **લખેલી ચીજો** મુજબ સમજવું. એની સમજ એ છે કે **બ. વ. ઉ.** અક્ષરપર નામ હોય તો તેની વૃષભ રાશી ગણાય. તે આસામીઓ ચોખાનો વેપાર કરે તો પોતે લાભ દેખે અથવા ચોખાનું દાન કરે તો પોતાની રાશીની નડત દુર થાય. એમ દરેક રાશીનું સમજવું.

**ગ્રહનાં નંગ** માટે લખેલું છે. એટલે **અ. લ. ઇ.** અક્ષરપર નામ હોય

તો **મેષના** ચંદ્રમાં એ પોતાનો જન્મ થયો, અને પોતાના નામની **મેષ** રાશી ગણાઇ. હવે **મેષ** રાશીએ રંગ લાલ છે. અને મંગલ ગ્રહનો પણ રંગ લાલ છે. એટલે **અ. લ. ઇ.** (આવાંબાઇ, અરદેસર, લવજીભાઇ, વિગેરે) અક્ષરપર જેનું નામ હોય તેને લાલ રંગ પેહેરવો વધારે ફળે. એ મુજબ દરેક રંગનું સમજવું. હવે **ચર, સ્થીર, દીસ્વભાવ** લખેલું છે તેની સમજ એ છે કે **ચર** રાશી (લગ્ન) ઉત્તમ છે તેમાં ધારેલું કે કરેલું કામ સીદ્ધ થાય. **સ્થીર** લગ્નો ટાઢાં છે તેમાં કરેલું કામ ઘણું કરીને વાયદાસર નહી થતાં ટાલ્લે ચઢે. **દીસ્વભાવ,** પેહેલા ભાગમાં ચર જેવું ને બીજા યાને પાછલા ભાગમાં સ્થીર જેવાં છે. તે લગ્ને આદરેલાં કાંમો સફલ અફલ થાય છે. પણ સ્થીર લગ્નો કરતાં એ ઉત્તમ છે.

**આ લગ્નો માટે વધારે સમજ** એ છે કે **લગ્ન** શબ્દ **રાશીને** માટેજ વપરાય છે. દીવસ અને રાત મલી ૧૨ લગ્ન (એટલે રાશી) ભોગવાય છે. સહવારે દીવસ ઉગે ત્યારથી બબે કલાકનું એક એક લગ્ન ગણવું એટલે ૨૪ કલાકનાં ૧૨ લગ્નો પુરાં થશે. હવે એની ગણત્રી એ મુજબ છે કે સૂર્ય જે રાશીના હોય તે સહવારમાં પેહેલું લગ્ન ગણવું તે પછી બે કલાકે બીજું ત્યાર પછી બે કલાકે ત્રીજું. એમ અનુક્રમે ગણવું.

**ગણવાની રીત**—દર જાનેવારી મહીનામાં જયારે **મકરસંક્રાંતી** આવે છે ત્યારે સુર્ય મકર રાશીનો થાય છે. તે દર મહીને એકેકી રાશી બદલે છે લગ્નો **મેષ વૃશભ** અનુક્રમે ૧૨ છે અને વરસના મહીના પણ ૧૨ છે. દર જાનેવારી મહીનામાં **મકરસંક્રાંતી** થઇ કે તેજ દીવસે **મકર** રાશીના સુર્ય થાય છે. તે મુજબ ૩૦ દીવસ અને ચોક્કસ કલાકો ઉપર જતાં બીજી રાશી બદલી સુર્ય કુંભનો થાય છે. (ફેબ્રુઆરીમાં) તે મુજબ દર મહીનાનું સુર્યનું રાશીઓમાં ફરવું સમજવું. હવે દર જાનેવારીની ૧૩ યા ૧૪ તારીખે મકરસંક્રાંતી થાય છે. તે દીવસથી સહવારમાં સુર્ય ઉગતાં સાથે મકર લગ્ન સમજવું. અને બે કલાકે કુંભ લગ્ન સમજવું એમ અનુક્રમે દીવસનાં અને રાતનાં લગ્નો સમજવાં અને જે લગ્ન હોય તેને રાશી સમજવી ને તે રાશીમાં જે **ચર સ્થીર દીસ્વભાવ** લખેલું હોય (જુવો ઉપર કોઠો) તે મુજબ તે લગ્ન સમજવું. અને તે રાશી મુજબ તે વખતનો ઉપરી ગ્રહ સમજવો. હવે ૧૩ જાનેવારીથી ૧૩ ફેબ્રુઆરી સુધી મકર લગ્ન ગણાય, પણ ફેબ્રુઆરીથી મકરને બદલે સહવારમાં પેહેલું કુંભ ગણાય અને તે પછીના બે કલાકે બીજું મીન લગ્ન એમ અનુક્રમે ગણવું. હવે દરરોજ સહવારના ફક્ત પેહેલાજ લગ્નમાં ૪ મીનીટ ઘટાડતા જવું. કેમકે સુર્યને એક રાશીમાં ફરતાં ૧ માસ

થાય છે તેટલાં દરરોજ ૪ મીનીટ તે લગ્ન કમી થતું સમજવું (યાને સૂર્ય પોતે જે લગ્નમાં હોય તે લગ્નમાં દરરોજ આગળ વધે છે તેથી જે લગ્નમાં હોય તે રાશી છોડતો જાય તેથી ૪ મીનીટ દરરોજ કમી ગણવી.)

**દાખલો**—૧૩ મી જાનેવારીએ સહવારમાં સૂર્ય સ્ટેન્ડર્ડ ટાઇમ કલાક ૭–૧૫ મીનીટે ઉગશે તેથી સહવારનું લગ્ન મકર બે કલાક રહેતાં તે પછી કુંભ લગ્ન તેજ દીવસે સહવારમાં કલાક ૯–૧૫ મીનીટે શરૂ થશે. તે મુજબ દર બબે કલાકે આખા દીવસનાં લગ્નો ગણાશે. હવે બીજે દીવસે યાને તા. ૧૪મી જાનેવારીએ તે મકર લગ્ન ૪ મીનીટ ઓછું ગણવું. એટલે સહવારથી મકર લગ્ન સૂર્ય ઉગે તે કલાક મીનીટથી ગણવું (દરરોજનો સૂર્ય ઉગવાના ટાઈમમાં ફરક છે તે મુજબ સૂર્યના વખતથી શરૂ કરવું) અને પેહેલું મકર લગ્ન (યા જે લગ્ન હોય તે) બે કલાકે પુરૂં ગણવા બદલ બે કલાકમાં ૪ મીનીટ ઓછીએ પુરૂં ગણવું અને તે પછીનું બીજું લગ્ન શરૂ ગણવું. હવે બીજે દીવસે બે કલાકમાં ૮ મીનીટ ઓછું ગણવું, ત્રીજે દીવસે ૧૨ મીનીટ ઓછું, એમ દરરોજ ચાર ચાર મીનીટ ઘટાડતા જવું. તે ફક્ત સુર્યોદયના (પેહેલાં) લગ્નમાંજ તેમ ગણવું ને બાકીનાં આખા દીવસનાં લગ્નો બબે કલાકનાં ગણવાં. એમ સહવારના દરેક લગ્નમાં દરરોજ ગણવું આખો મહીનો એમ ગણતાં બીજે મહીને સહવારમાં બીજું લગ્ન શરૂ થતું દેખીતુંજ ગણાશે. નર લગ્ન ઉત્તમ અને નારી લગ્નનું પ્રમાણ પુરૂ નથી. એટલે તે લગ્નમાં આદરેલું સફલ કે અફલ થાય.

**દરેક કામ શરૂ કરતાં વખત જોવાની રીત**—ઉપર મુજબ લગ્ન જોતાં આવડે કે જે ઘડીએ કાંમ કરવું હોય તે દીવસના સહવારમાં કયું લગ્ન છે તે જોવું, પછી દર બબે કલાકે બીજું લગ્ન ગણવું; એમ જે ઘડીએ કામ આરંભવું હોય તે વખતનું લગ્ન જે આવે તે જોવું કે નર અથવા નારી કયું છે જો નર લગ્ન હોય તો ઉત્તમ સમજવું ને નારી હોય તો સાધારણ સમજવું, હવે જે લગ્ન આવે તેનો ઉપરી શુભ ગ્રહ (ચંદ્ર, બુધ, ગુરૂ, શુક્ર એટલા ચાર શુભ ગ્રહ) હોય તો સારૂં જાણવું. પાપ ગ્રહ (રવી, મંગલ, રાહુ, કેતુ એટલા પાપ ગ્રહ) સમજવા. તે આંકડે ક્રમ સમજવું એટલે કે ૧–૮–૫–૧૦–૧૧–એટલી રાશીઓ (લગ્ન) આવે તો પાપ ગ્રહની સમજવી. તે સાધારણ જાણવી ને ૨–૩–૪–૬–૭–૯–૧૨ એટલી આવે તો શુભ ગ્રહની અને ઉત્તમ સમજવી. (યાને ચોઘડીઆં જોવાં, જુઓ ચોઘડીઆંનો કોઠો.)

## દીવસનાં ચોઘડીઆં.

| રવી. | સોમ. | મંગલ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. |
|---|---|---|---|---|---|---|
| ઉદવેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| ચલ | કાળ | ઉદવેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચલ | કાલ | ઉદવેગ | અમૃત | રોગ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાલ | ઉદવેગ |
| કાળ | ઉદવેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| શુભ | ચલ | કાળ | ઉદવેગ | અમૃત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદવેગ | અમૃત |
| ઉદવેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |

## રાતનાં ચોઘડીઆં.

| રવી. | સોમ. | મંગલ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચલ | કાળ | ઉદવેગ | અમૃત | રોગ | લાભ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદવેગ |
| ચલ | કાળ | ઉદવેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદવેગ | અમૃત |
| કાળ | ઉદવેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદવેગ | અમૃત | રોગ |
| ઉદવેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| શુભ | ચલ | કાળ | ઉદવેગ | અમૃત | રોગ | લાભ |

**ચોઘડીઆં માટે સમજ**—સહવારમાં સૂર્ય ઉગે ત્યારથી દર દોઢ કલાકનું ચોઘડીયું ગણવું અથવા **બીજી રીત** એ છે કે સૂર્યોદયથી ( સૂર્ય ઉગે ત્યારથી ) સૂર્ય અસ્ત ( સૂર્ય આથમે ) સુધી કલાક ગણવા; તેને આઠે ભાગવા અને જે ભાગ આવે તે એક ચોઘડીઆંનો અમલ સમજવો. એ મુજબ રાતનાં ચોઘડીઆં પણ ગણવાં. દરરોજ સૂર્ય વેહેલો મોડો ઉગવાના સબબને લીધે આ બીજી રીત ગણવામાં આવે છે. **સારાં ચોઘડીઆં**—લાભ, અમૃત, શુભ, ચલ. **નબળાં ચોઘડીઆં**—રોગ, ઉદવેગ, કાળ. સારા ચોઘડીએ દરેક કામ આરંભવું. નબળા ચોઘડીઆમાં તેમ નહિ કરવું. દુઃખનો સતકો કરવા (આપવા) થકી માઠાં ચોઘડીઆં લેવાં. કોઇ ઘણુંજ બીમાર હોય.તો કાળ ચોઘડીએ દુઃખના સતકાની ચીજો આપવી. જે વારનું જે પહેલું ચોઘડીયું હોય તે સાંજનું પણ હોય. વળી 'એમ છે કે બુધવારે પહેલું લાભ

ચોઘડીયું છે તો બુધવાર **લાભ દીવસ** ગણાય, તેમ ગુરૂ શુભ દીવસ ગણાય એમ સમજી લેવું, અને દરેક કામો કરતાં વીચારી કરવું રાતનાં ચોઘડીઆં મુજબ રાત ગણાય જેમકે મંગળવારનું રાતનું પહેલું ચોઘડીયું કાળ છે તો મંગળવારનો દીવસ, **રોગ દીવસ** ગણાય અને રાત, **કાળ રાત** ગણાય.

**પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, સેતારા, ગ્રહ, તારાઓ**—આ માટે **અશો શકિત** તરફનો ખુલાસો શરૂઆતમાં વાંચી ગયા તેથી અત્રે પાછું દર્શાવ્યું નથી. ગ્રહોને ગુજરાતી, ઇંગ્રેજી, ફારસીમાં શું શું નામે ઓળખે છે તથા નબળા ગ્રહનાં ભણતર, અને દરેક કેટલો વખત એક રાશીમાં રહે છે વિગેરે કોઠો નીચે મુજબ છે. (વધુ માટે આ કેતાબને પાને ૩૭૫ ગ્રહોનું લખાણ વાંચો અને ગ્રહના નંગ માટે ઉપરના બીજા કોઠામાં વાંચો.)

| ગ્રહોનાં નામ. | | | દરેક ગ્રહની ચાલ. કેટલી મુદ્દતે એક રાશી બદલે છે ? | દરેક ગ્રહનાં ભણવાના અવસ્તા. |
|---|---|---|---|---|
| ગુજરાતીમા. | ઇંગ્રેજીમાં | ફારસીમાં | | |
| રવી | Sun | શમશત | માસ ૧ની | ખુરશેદ મેહેરની નીઆએશ |
| સોમ | Moon | કમર | દહાડા ૨ાની | માહાની નીઆએશ |
| મંગળ | Mars | પરીખ | માસ ૧ાાની | આતશ નીઆએશ અને બેહેરાંમ યશ્ત |
| બુધ | Murcury | આતરદ | માસ ૧ ની | ખોરદાદ યશ્ત |
| બ્રહસ્પતી | Jupitur | મુસ્તરી | માસ ૧૩ની | અહુરમજદ યશ્ત |
| શુક્ર | Vanis | જોહોરે | માસ ૧ની | તીર યશ્ત |
| શની | Saturn | જહાલ | માસ ૩૦ની | આવાં, અને મોટી હપતંગ યશ્ત |
| રાહુ | Eclipsed | રાશ | માસ ૧૮ની | મોટી હપતંગ યશ્ત |
| કેતુ | Comet | જનમબ | માસ ૧૮ની | મોટી હપતંગ યશ્ત |

ઉપલો કોઠો મેં પોતે અત્રે આપેલો છે. સાત આસમાનના સાત ગ્રહો સાથે સંબંધ નીચે મુજબ છે.

**પેહેલા આસમાને** ચંદ્ર છે તેને હાથ ખલ્કની રોજી અને આવરદા છે અને દુનિયાનો માલીક છે. (માટે રોજી થકી અને આવરદા થકી અરજ માહ બોખતારને (ચંદ્રને) કરવી.) **બીજા આસમાને** બુધ છે જેને હાથ લખવાની કલમ છે. યાને વિદ્યાનો આપનાર છે, આસમાનની કુલ્લે તેહેરીર (બ્યાંન) લખનારો એ સેતારો છે. **ત્રીજા આસમાને** શુક્ર છે.

સરદારી આપવી અને ગાયનકળાની શક્તિ આપવાની એને હાથ છે. ( તે માટેની અરજ એને કરવી. ) **ચોથા આસમાને** સૂર્ય છે તે સાતે આસમાનનો પાદશાહ છે. એનાપર રોશ્નીનો પ્રકાશ છે તેને ખુરશેદ કહે છે. **પાંચમા આસમાને** મંગળ છે એ સાતે આસમાનોનું વજીરાતપણું ચલાવે છે. **છઠ્ઠા આસમાને** બ્રેસપતી છે એ આસમાનોનો કાજી છે. **સાતમા આસમાનપર** શનીશ્ચર છે તે આસમાનોનો તેમજ કુલ ખલગતનો ખજાનચી છે. એ શિવાય બીજા બે આસમાન છે જે ફરતા નથી તે આગળ ઘણા તારા અને સેતારાઓ રહે છે.

**સુર્ય**–પુર્વ દીશાનો સ્વામી છે. **મંગલ**–દક્ષિણ દીશાનો સ્વામી છે. **શની**–પશ્ચિમ દીશાનો સ્વામી છે. **બુધ**–ઉત્તર દીશાનો સ્વામી છે. **શુક્ર**–અગ્નિખુણાનો સ્વામી છે. **રાહુ**–નૈરૂત્ય ખુણાનો સ્વામી છે. **ચંદ્ર**–વાયવ્ય ખુણાનો સ્વામી છે. **ગુરૂ**–ઈશાન ખુણાનો સ્વામી છે. એટલે જે જે દીશા અને ખુણાઓપર જે જે શેહેરો આવેલાં હોય ત્યાંનો દરેક દેશ તથા શેહેરનો ઉપરી તે ગ્રહ ગણાય. અને પોતાની ચાલુ સ્થિતિમાં જેવી જેવી રાશીપર રહેલો હોય તેવાં તેવાં ફળ તે દેશને–શેહેરને આપે.

**ન્હાની મોટી પનોતી જાણવાની રીત**—જ્યારે પોતાની રાશી થકી એટલે જ્યારે જોવુ હોય ત્યારે હાલ શની કઈ રાશીનો છે એ પેહેલું જોવું અને પોતાની રાશીથી ગણતાં જવું. જો મીન રાશીએ જોવું છે અને શની ચાલુ વખતમાં મીથુનનો છે તો ( મીન, મેષ, વરખ, મીથુન ) મીથુન સુધી ગણતાં ચોથો શની થયો, જેથી ૨॥ વરસની પનોતી થઈ. જો ૮ મો શની આવે તો પણ ૨॥ વરસની પનોતી જાણવી. અને જ્યારે ૧૨ મો શની થાય તો ૭॥ વરસની પનોતી સમજવી. ૨॥ વરસની પનોતી કરતાં ૭॥ વરસની પનોતી ઘણું નુકશાન કરનારી છે. ૨॥ વરસની બેસે તો ૧૦ મહીના માથે, ૧૦ મહીના છાતીએ ને ૧૦ મહીના પગે ભાર ગણાય. જો ૭॥ વરસની બેસે તો ૨॥ વરસ માથે, ૨॥ વરસ છાતીએ ને ૨॥ વરસ પગે ભાર ગણાય. **માથે હોય** તેટલો વખત શીરછત્રને, ધંધા નોકરી વિગેરેની હાડમારી સમજવી. **છાતીએ આવે** તો જીવ સંબંધી ફીકર, છાતીમાં ગભરામણ થાય જેથી પોતાનું કામ ઘણીવેલા પોતાનેજ હાથે બગડે. **પગે આવે** તો બહુ ચલાવે યાને પોતાની નોકરી, ધંધો, વિગેરે બદલાય. દેશ પ્રદેશ જવું થાય વિગેરે. હવે નબળા તથા સારા જેવા પાયાથી હોય તેવું ફલ આપે છે. નબળા પાયા માટે એટલું કરવું કે દર શનીવારે મુઠી અડદ ને ૧ પૈસો રોકડ ખેરાત કરવી.

**પનોતી ફ્લની સમજ**—જે દીવસે પોતાને પનોતી બેસે તે દીવસનો ચંદ્ર જોવો કે ચંદ્ર કેઇ રાશીનો છે. જો ચંદ્ર પેહેલો, છઠ્ઠો, અગીયારમો હોય તો **સોનાને** પાયે જાણવી. બીજો, પાંચમો, નવમો હોય તો **રૂપાને** પાયે જાણવી. ત્રીજો, સાતમો, દસમો હોય તો પનોતી **તાંબાને** પાયે જાણવી. ને ચોથો, આઠમો, બારમો હોય તો લોઢાને પાયે જાણવી.

**સોનાને પાયે** પનોતી ચીંતા પરીતાપ રખાવે. **રૂપાને પાયે** પનોતી હોય તો ધન મળે. તાંબાને પાયે હોય તો સુખ સંપત્તિ મળે, ને લોઢાને પાયે હોય તો મહા દુઃખ પડે. હવે પોતાનું જન્મ **વરસ** બદલાય તથા **માસ** બદલાય તેની પણ સમજ એવી છે કે તે દીવસનો ચંદ્ર જોવો, ( એટલે પંચાંગમાં જોવું કે તે દીવસે ચંદ્ર કઇ રાશીનો છે. )

**દાખલો**—કારતક શુદ ૧ ને દીવસે વૃશ્ચિક રાશીનો ચંદ્ર છે તો મેષ રાશીને ૮ મો ચંદ્ર થયો તે માટે લોઢાને પાયે વરસ તથા માસ બેઠાં તે મહાદુઃખ આપે, એમ સમજવું. તેને માટે ઉપાય એ કે તે દીવસે દરીએ તથા નદીએ જવું ને સાકર તથા ફુલ ( ગુલાબ યા ચંબેલીનાંજ લેવાં બીજાં નહી લેવાં ) નદીએ વધાવવાં અને મુશ્કેલી ટળવા મુસદ ચાહવી. સારૂં થયા બાદ આવાં અરદવીસુરનાં યજશને, દરૂન બાજ આફ્રગાન કરાવવું. એમ દરેક માટે સમજવું.

**નક્ષત્રો માટે અને ચાંદરાતે ચંદ્ર** સામું જોઇ સગન કરવા માટે વાંચો આ કેતાબને પાને ૩૬૩–૩૬૪. ચાંદરાતે ચંદ્ર સામું જોઈ સગન કરવા માટેનો વધુ ખુલાસો એ છે કે આ કેતાબને પાને ૩૬૪ મે લખેલું છે કે મેષ રાશીવાળાએ આતશની જોત જોવી. યાને "અ. લ. ઈ." આ ત્રણ અક્ષરપર જેનું નામ હોય તેની મેષરાશી સમજવી અને તે આસામીએ ચાંદરાતના દીવસે ઉગતો ચંદ્ર જોઇને આતશની જોત જોવી. હવે દરેક રાશીનું લખેલું છે તે મુજબ દરેક નામપરથી આ પુસ્તકમાં પોતાના નામનાં અક્ષર પરથી પોતાની રાશી જોવી. (આ પુસ્તકમાં ૪૨૧ મે પાને) અને જે રાશી આવે તે રાશીએ જે ચીજો જોઈ સગન કરવા (આ પુસ્તકમાં પાને ૩૬૪મે) લખેલું છે તે મુજબ કરવું.

**રાશીઓના સ્વામી ગ્રહો મિત્ર, સમ, કે શત્રુ હોય છે તે જોવાની સમજ**—આ નીચે આપેલા કોઠાના ગ્રહો એકબીજા સાથે સમ શત્રુ કે મિત્ર ક્યારે હોય છે ? એનો ખુલાસો એજ કે જ્યારે મિત્ર મિત્રના ઘરમાં, સમ સમના ઘરમાં, ને શત્રુ શત્રુના ઘરમાં જાય છે ત્યારે તેવો જોગ બને છે તે મુજબ ગ્રહોની તેવી અસર નીચેનાં માણુસો એકબીજાના મિત્ર

હોવા છતાં સહેજનારમાં શત્રુ બને છે. દાખલો—લઈએ કે શની, ચંદ્રમાના ઘરમાં અથવા ચંદ્રમા શનીના ઘરમાં હોય તો એકબીજાના શત્રુ ગ્રહો છે. તેમજ મકર અને કુંભ રાશીનો સ્વામી શની છે જેઓનાં નામો ખ. જ. ગ. સ. નામપર હોય તો તેઓનો ઉપરી શની છે. હવે ચંદ્રમા કર્ક રાશીનો સ્વામી છે તો ડ. હ. અક્ષરો ઉપર જેઓનું નામ હોય તેઓનો ઉપરી ચંદ્રમા થયો. જે ધનશાનનું નામ ખ. જ. ગ. સ. અક્ષરોપર છે તેઓ જો ડ. હ. અક્ષરોવાળા આસામીઓ સાથે કામ પાડવા માગે તો ચાલુ સ્થીતીમાં કર્કનો શની હોય અથવા મકર અને કુંભ રાશીનો ચંદ્રમા હોય તેટલા સમયમાં આમન સામન કામ નહિ કરવું, કરે તો ક્લેશ થાય. **બીજી રીત**—એ છે કે હાલ આપણને સામા માણસ સાથે કામ છે હવે આપણું નામ અ. અક્ષર પર હોય તો, આપણી રાશી મેષ છે તેનો ઉપરી મંગલ થયો. ( રાશીઓ અને તેના સ્વામીવાળો કોઠો જોવો ) અને જો સામાવાળાનું નામ મ. ટ. અક્ષર પર હોય તો તેની સીંહ રાશી થઇ અને **રવી** ઉપરી થયો. હવે રવી અને મંગલ બન્ને એકબીજાના મિત્ર છે તેથી જેની સાથે કામ છે તે નીવડશે એમ જાણવું. બાબદ એજ ધરવી કે પોતાનું નામ અને જેની સાથે કામ છે તેના નામનો અક્ષર ઉપરના કોઠામાં સરખાવવો. પછી અક્ષર પરથી રાશી પારખવી, અને પછી રાશીઓના સ્વામી ગ્રહ જોવા. તે ગ્રહોને નીચલા કોઠામાં સરખાવવા. ઉપલા દાખલા પ્રમાણે રવી અને મંગળ બન્ને મિત્ર છે. એટલે ઉપર કહેલા અક્ષરોવાળા આસામીઓ એકબીજાના મિત્ર છે. સરખાવો નીચલા કોઠામાં. ( **સમ**=એકમાર્ગી પોતપોતાને રાહે રહેનારા ) રાશી જોતી વખતે લગનની બાબતમાં પણ એમજ જોવાય છે.

| ગ્રહ | રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ |
|---|---|---|---|---|---|---|---|---|
| મિત્ર | ચંદ્ર<br>મંગળ<br>ગુરૂ | રવી<br>બુધ | રવી<br>ચંદ્ર<br>ગુરૂ | રવી<br>શુક્ર<br>રાહુ | રવી<br>ચંદ્ર<br>રાહુ | બુધ<br>શની<br>રાહુ | બુધ<br>શુક્ર<br>રાહુ | બુધ<br>શુક્ર<br>શની |
| સમ | બુધ | મંગળ<br>ગુરૂ<br>શુક્ર<br>શની | શુક્ર<br>શની | મંગળ<br>ગુરૂ<br>શની | શની<br>રાહુ | મંગળ<br>ગુરૂ | ગુરૂ | ગુરૂ |
| શત્રુ | શુક્ર<br>શની<br>રાહુ | રાહુ | બુધ<br>રાહુ | ચંદ્ર | બુધ<br>શુક્ર | રવી<br>ચંદ્ર | રવી<br>ચંદ્ર<br>મંગળ | રવી<br>ચંદ્ર<br>મંગળ |

વર કન્યાની રાશી જોતી વખતે અથવા સાધારણ એક બીજાં માણુસોએ એકબીજા સાથે કામ પાડવાની બાબદમાં ઉપલી રીતીની ખાસ અગત્ય છે. વળી ગુણ અને નાડી પણ જોવામાં આવે છે. તેની પણ સમજણ એ છે કે ગુણમાં ત્રણ જાતી માણુસ, દેવ અને રાક્ષસ, આ જાતીઓ હોય છે. જાતીએ જાતી હોય અને માણુસે માણુસ, દેવે દેવ, રાક્ષસે રાક્ષસ ગુણો હોય તો સારૂં છે. પણ માણુસને દેવ હોય તો મધ્યમ છે. દેવ ને રાક્ષસ હોય તો લડવાડ ચાલુજ રહે અને માણુસને રાક્ષસ હોય તો રાક્ષસ માણુસનો ભક્ષ કરે છે યાને રાક્ષસ ગુણવાળાનું લોહી તપેલું અને વીકાળ રહે છે અને માણુસ ગુણવાલાનું લોહી સાધારણ રહે છે જેથી આયદે વિકાલ લોહીથી સાધારણ લોહીવાલાનો નાશ થાય છે. (વર કન્યાના બાબમાં બને છે) અને ધંધાદારીઓ તથા મિત્રોના બાબમાં ગુણનું પરિણામ ઉપર કહ્યા મુજબ થાય છે એટલે ધંધામાં હરકત થઈ કંઈપણ નુકશાની મલે છે. તેથી તે વેળા સંભાળી કામ પાડવું. કોઇ વર કન્યાનું વેશવાળ કરવાની અગાઉ, તેઓનો એક બીજાની સાથે સ્નેહ રહેશે કે નહીં, તે જોવાને તેઓ બંનેના ગણ જન્મ નક્ષત્રો ઉપરથી નીચે મુજબ શોધી કહડાય છે. અને તે મેળવતાં જો મળતા આવે છે, તોજ પછી વીવાહ કરવાની સંમતી અપાય છે. તે ગણ જોવાની રીત નીચે મુજબ છે.—

| દેવ ગણ. | મનુષ્ય ગણ. | રાક્ષસ ગણ. |
|---|---|---|
| અશ્વીની. | ભરણી. | કૃતીકા. |
| મૃગશીર્ષ. | રોહીણી. | આશ્લેષા. |
| પુનર્વસુ. | આદ્રા. | મઘા. |
| પુષ્ય. | પુર્વફાલગુની. | ચીત્રા. |
| હસ્ત. | પુર્વાષાઢા. | વીશાખા. |
| સ્વાતી. | ઉત્તરાષાઢા. | જયેષ્ટા. |
| અનુરાધા. | પુર્વાભાદ્રપદા. | મુળ. |
| શ્રવણ. | ઉતરાભાદ્રપદા. | ધનેષ્ટા. |
| રેવતી. | | શતતારકા. |

**ખુલાસો**—ઉપલા ગણ કોઠા ઉપરથી ખુલ્લું છે કે, જે માણુસોનો, વર કન્યાનો, અશ્વિની નક્ષત્રમાં જન્મ થયો હોય, તો તેનો દેવગણ છે; અને ભરણી તથા કૃતિકામાં થયો હોય, તો અનુક્રમે મનુષ્ય અને રાક્ષસ ગણ છે. હવે વર તથા વહુની જન્મપત્રિકાઓમાં જન્મ સમયનું જે નક્ષત્ર હોય, તે ઉપરથી તે બંનેનો કયો ગણ છે, તે નક્કી કરવો. જો વર કન્યાનો એ-

કજ ગણ આવે, તો તેઓ ઉભય સુખી થાય. પણ જો એકનો દેવ ગણ અને બીજાનો મનુષ્ય ગણ હોય, તો તેઓની રાશી મધ્યમ જાણવી. પણ એકનો દેવ ગણ અને બીજાનો રાક્ષસ ગણ હોય તો ઉભયમાં રાત દિવસ વઢવાડ જારી રહે, અને જો એકનો મનુષ્ય ગણ અને બીજાનો રાક્ષસ ગણ હોય, તો જેનો મનુષ્ય ગણ હોય તેનું લગ્ન થયા પછી મૃત્યુ થાય.

**દરેક માણસની દીનદશાની ગણત્રી કરવાની રીત**—હાલ ચાલુ હાલતમાં કોઇ પણ માણસની "**દીનદશા**" એટલે ચાલુ ગ્રહોની હાલત કેવી છે તે જોવાની રીત એવી છે કે **દીનદશા** ગ્રહોથીજ ગણાય છે. સૂર્યની દીનદશા ૨૦ દીવસની, ચંદ્રની ૫૦ દીવસની, મંગળની ૨૮ દીવસની, બુધની ૫૬ દીવસની, શનીની ૩૬ દીવસની, બ્રેસપતીની ૫૮ દીવસની, રાહુની ૪૨ દીવસની અને શુક્રની ૭૦ દીવસની આવે છે. આ મુજબ ઉપલા દરેક આંકનો સરવાળો કરવો જેનો ટોટલ આંક ૩૬૦ આવ્યો. હવે જે આસામીની રાશીએ જોવું હોય તેની રાશીથી સૂર્યની ચાલતી રાશી હોય ત્યાં સુધી ગણવું ને જે આંક આવે તેમાંથી ૧ બાદ કરવો બાકી રહે તેને ૩૦ થી ગુણવા.

**દાખલો**—હાલ સૂર્ય કર્ક રાશીનો ચાલે છે. અને મીન રાશીએ( દ. ચ. ઝ. થ. નામે) જોવું છે તો મીન રાશીથી ગણતાં સૂર્ય પાંચમો થયો (મીન, મેષ, વરખ, મીથુન, કર્ક ) તેમાંથી ૧ બાદ કરતાં ૪ રહ્યા તેને ૩૦થી ગુણતાં ૧૨૦ થયા, તેમાં ચાલતા સૂર્યના જેટલા દીવસ હોય એટલા નાંખવા ( એટલે કર્ક રાશીના સૂર્ય થયા ને જેટલા દીવસ થયા હોય તે ગણવા ) હાલ ૧૪ દીવસ સૂર્યના ગયા છે તે ૧૨૦માં નાંખ્યા એટલે ૧૩૪ થયા, હવે સૂર્ય, ચંદ્ર વિગેરેનો સર્વે દીવસોનો સરવાળો ગણવો, તે ઉપલી ૧૩૪ ની રકમમાંથી બાદ થાય ત્યાં સુધી કરવા, જે ન બાદ થાય તેની દશા ચાલુ કહેવાય.

હવે સૂર્યના ૨૦ દીવસ, ચંદ્રના ૫૦ દીવસ, મંગલના ૨૮ દીવસ મળી એકંદર સરવાળો ૯૮ થયો. (બુધના જો ૫૬ ઉમેરીએ તો ૧૩૪ થી આંક વધી જશે ને બાદ નહી જશે તેથી ૯૮ આંક સુધી ગણ્યું ). ઉપલા ૧૩૪ માંથી આ ૯૮ બાદ જતાં બાકી ૩૬ રહ્યા. ત્યારે સમજવું કે મીન રાશીએ ૩૬ દીવસ થયા બુધની દીન–દશા ચાલુ છે, એ મુજબ બધી ગણત્રી કરી લેવી.

**દીનદશાની સમજણ**—દરેક માણસોને ટપકામાં મહાદશા અને તેમાં અંતરદશા, અને અંતરદશામાં ઉપદશા કહેવાય છે. અને તે દરેક આદમીના ટપકા બરોબરજ ગણાય છે. પણ દીનદશા જે ગણાય છે તે દરેક રાશીએ ગણાય છે, એટલે દુનિઆમાં જેટલા જીવો હશે, જેઓની રાશી એક આવશે તે બધાંની રાશી એકજ વખતેજ દીનદશા શરૂ થશે. ઉપલો

જે મીન રાશીનો દાખલો બતાવ્યો છે તેમાં સમજવાનું કે મીન રાશી એ દ. ચ. ઝ. થ. અક્ષરોપર દીનદશા જોઇએ છે. હવે આખી દુનિઆમાં જેટલા એ ચાર અક્ષરોપર નામવાલા આસામીઓ હશે તેઓની દરેકની એકકી વખતેજ દીન-દશા શરૂ ગણાશે. એમ દરેક જુદી જુદી રાશીનું જુદુ સમજવું.

દીનદશાની ગણત્રી કરવાથી પોતાનાં ચાલુ સ્થિતીના ગ્રહો કેવા છે તે જોવાય છે. તે માટે પંચાંગમાં કોઠો આપેલો હોય છે, પણ આ ગણત્રી કરવાની રીત બતાવેલી નહી હોવાથી મારા અભ્યાસ મુજબ આ ગણત્રી કરવાની રીત ઉપર બતાવી છે. શુભ ગ્રહો સારા સમજવા. તે સારી દીનદશા સમજવી. અને પાપગ્રહ નબળા સમજવા. અને તે દીનદશામાં મધ્યમ તથા જેવો ગ્રહ તેવું ફલ સમજવું.

**ખુલાસો**—આ પુસ્તકમાં જ્યોતિષના વિષયમાં આપેલી બાબત, દરરોજમાં દરેક માણસના ઉપયોગની થોડી બાબતો આપી છે. હાલના ચાલુ વખતમાં ગુજરાતી પંચાંગોમાં સાધારણ જ્યોતિષનું બ્યાન આવે છે. તે અત્રે અહીંઆં લીધુ નથી. શરૂઆતમાં રાશીઓના કોઠા અને રાશીઓની દરેક સમજણ જ્યોતિષ શાસ્ત્રને આધારે આપી છે. **દીનદશા ગણવાની રીતની ગણત્રી** કરવાની રૂઢી ( વિગેરે સંઘળું ) મારા પોતાના શીખવામાં આવેલા અભ્યાસ મુજબ લીધું છે. એ બાબત પંચાંગમાં આવતી નથી તોપણ માણસ ગુણ, દેવ ગુણ, રાક્ષસ ગુણ વિગેરે ગુણો ( પંચાંગમાં આવે છે છતાં ) અત્રે ખુલાસા થકી આ પુસ્તકમાં લીધું છે. ટપકો **જોતાં શીખવું** એ ઓછામાં ઓછો પાંચ વરસનો જ્યોતિષનો અભ્યાસ જોઇએ. જ્યારે **ટપકો બનાવવા શીખતાં** ફક્ત એકથી ત્રણ માસમાં શીખી શકાય છે.

**રેખાશાસ્ત્ર શીખતાં** છ માસથી એક વરસ સુધીમાં (રેખાશાસ્ત્ર) શીખી શકાય છે. મારા પોતાના દશ વરસનાં જ્યોતિષનાં અભ્યાસથી જે જે મારા શીખવામાં આવેલી બાબતો તે દરેક અત્રે દરશાવતાં આ પુસ્તક જેવાં એક ડઝન પુસ્તકો થાય. તેથી થોડીક રોજના વપરાસ જોગી બાબતો તારવીને આપી છે. ટપકો જોવા શીખવો યા બનાવવા શીખવો એમાં નથી. આ સહેજ લખાણપરથી દરેક પારસી બાનુઓ અને ગૃહસ્થો જોઈ લેશે કે જ્યોતિષ શાસ્ત્ર કેવું અને કેટલું ઉપયોગી છે. તે શાસ્ત્ર માટે એમ નથી સાબેત થયેલું કે એકજ કોમ શીખી શકે. યા તે કંઇ હીંદુઓનીજ ( બ્રાહ્મણોની ) મતા છે અને પારસીઓ તથા બીજી કોમો નહી શીખે એમ શાસ્ત્રોમાં લખેલું મળતું નથી. જે ભણે એની વિદ્યા છે. વિદ્યાને કોઇ ગજવે મુકી ફરતાં નથી કે ઝટ ગજવેથી કાઢી બીજાંને આપી દઇએ? કે બે પાંચ દીવસ ઉછીની વાપરવા આપીએ? જે ભણે શીખે તેજ તેને સાંધી શકે છે.

અને વિદ્યા એવી ચીજ છે કે થોડે થોડે પણ ધ્યાન લગાડી, શાંત મગજે તેનો ઉપયોગ કરે તો તે જલદી હાંસલ થાય છે. જ્યોતીશ શાસ્ત્ર=Astrology છે એમાં ફક્ત ગણત્રી કરવાની છે. જે ગણત્રી એવી કીસમની છે કે ઘડીઆળનો કાંટો જેમ દીવસનો વખત બતાવે છે, તેમ ખુરશેદ (સુર્યપરનો પ્રકાશ) દીવસની રોશ્ની આપે છે અને મહીના તથા વરસની ગણત્રી કરવાની એનાપરથી ચાલે છે. તેમ જ્યોતીશ હવાની ગણત્રી છે. તારાઓ સંબંધી વિદ્યા આપણને ખગોળશાસ્ત્ર=Astronomy પુરી પાડે છે. અસલ ઈરાન શેહેરમાં પણ સેતારેશનાસોએ કરેલી શોધ હાલની નવી શોધ સાથે તપાસી જોતાં કેટલીએક બાબતો હજુ સુધી નવી શોધમાં બાહાર પડેલી નથી. યુરોપીયન શોધકોએ હજુ બીજા ત્રણ ગ્રહોની શોધ કરી છે હરસલ=Hershel,નેપચુન=Nepturn તથા યુરેનસ=Urenas. આ ગ્રહો આપણી પૃથ્વીથી ઘણા ઉચાઇએ છે અને આપણી પૃથ્વીને તેઓની અસર ઘણી પુગતી નથી. જ્યાંની ધરતી ઉંચી હોય ત્યાં તેઓની અસર છે. મજકુર ત્રણ સેતારાઓ માટે કહે છે કે જે યુરોપીયનોએ તેની શોધ કરી તેઓએ પોતાનાં નામપરથી તે તારાઓનાં નામ રાખ્યાં. જેમ કે હરસલ યુરોપીયને શોધ કરી તેથી તેનું નામ પોતે હરસલ પાડયું વિગેરે. હવે ગ્રહ તારા અને સેતારામાં ઘણો ફરક હોય છે, તે શરૂઆતમાં વાંચી ગયા. અશો શક્તિ તરફથી જે જે ખુલાસાઓ મારી જાણમાં આવેલા તે મેં ઘટતે ઠેકાણે આપેલા છે. તેમ જ્યોતિષ માટે પણ તેવણ તરફથી જે વધારે ખુલાસો મળ્યો તે લખ્યો છે. ખુરશેદ ( સુર્યપરનો પ્રકાશ ) અને ચંદરથી આપણી પૃથ્વીને અત્યંત ફાયદો છે દુનિઆની આબાદીનો આધાર તેઓપર ટકી રહેલો છે. કે જે વગર આપણને એક ઘડી પણ ચાલે નહી. ખુરશેદથી આ પૃથ્વીની ગતીનો આધાર છે તેમાં જો ખુરશેદમાં ફેરફાર થાય તો તુરત આપણી પૃથ્વીને નુકશાન પુગે. તેમજ ચંદ્રમાં અંદર કંઇ ફેરફાર થાય તો તુરત પૃથ્વી સાથે પાણી (દરીઆ, નદીઓ,) વિગેરેમાં નુકશાન થાય યાને રેલારેલ થઇ સૃષ્ટી નાશ પામે. ચંદ્રની અસર પાણીપર વધારે છે. તેમજ બીજા ગ્રહોથી જેમ પીડા થાય છે તેમ સેતારાઓથી ફાયદો છે. અને તારાઓ છે તેની સમજ એમ છે, કે જેમ એક ઝાડનાં બીજથી બીજાં ઝાડો છે તેમ શરૂઆતમાં દરેક બાબદ હવા અને સેતારામાં છે. સેતારાઓ હવા અને પાણીથી ટકેલા છે તેઓ જયારે વધારે પ્રમાણમાં ભરાય કે તેમાંની હવા આસપાસ પથરાઈ તેમાંથી બીજા તારાઓ થાય અને તેમાંથી જીવનાં બીંદુ બંધાય, અને પછી જીવ આ દુનઆમાં જન્મે છે. તેથીજ દરેક જીવ ઉપર ચંદ્ર, સુર્ય, ગ્રહની અસર રહે છે. માટે દરેક ધન-

શાને આ જ્યોતિષ વિદ્યા તથા સૂર્ય, ચંદ્ર, ગ્રહો વિગેરેની બાબદોનો અભ્યાસ કરવોજ જોઇએ અને "**દુનિયાની ઉત્પતી**" ની બાબદો જાણી માહેર થવાથી આ દુનિયામાં ચાલવા તથા વર્તવાનો માર્ગ ઘણો સહેલો થઇ પડે છે. અશોશક્તિ તરફથી દનિયાની ઉત્પત્તિની બાબદ મારા જાણવામાં આવી છે. કોઇપણ પુસ્તકના તે માટે મને ઇશારો કે ખુલ્લુ લખાણ મળ્યું નથી. આંગળીના વેઢાપર મેષ, વરખ, ગણુતાં અધુરૂં શીખેલા થોડાક બ્રાહ્મણો જેઓ તંત્ર-મંત્ર શીખી ધુતી ખાવાનું લઇ બેઠા છે, તેઓના સબબે જ્યોતીશ શાસ્ત્ર, અને જ્યોતીશ શાસ્ત્ર પુરેપુરૂ શીખેલો જ્ઞાનીવર્ગ, પણ વગોવાય છે. અને અકડપુ ઇનશાનો એમ કહે છે કે જ્યોતિષ શીખવું એ વેહેમ છે. પણ મારા અભ્યાસથી જે શીખવામાં આવ્યું છે તેપરથી કહી શકું છું કે આ જ્યોતિષ વિદ્યા શીખવી જેથી ભવીષ્યની આબાદી તથા બરબાદીના રસ્તા માટે આપણે જાણીતા થઇએ છીએ. એક દાખલો લઇએ કે દાકતરો છે તેઓ આપણુને આપણી તબીઅતને માટે આગાહી આપશે કે "હમણાં ચાલુ સ્થીતીમાં આ દર્દ છે તે નહી સાચવો તો વધી જશે" વિગેરે. તો આપણુને તેથી જાણીતા થવાનું મલશે અને આપણી જીંદગી માટે આપણે સાવચેત રહીશું. તેમ જ્યોતિષ પણ એવી એક ગણત્રી છે કે જેથી આપણુને અગમચેતી મળે છે. મકશદ કે શીખવું-ભણવું પણ ચીબાવલા નહી થવું, તેમજ જે જે દાન પુન ગ્રહનાં કરવાનાં છે તેની સમજ એવી છે કે નડતી બદહવાનો કર છે જે કર્યાથી નડતર દુર રહે છે. કેટલાકો એમ જાણે છે કે વાર, ગ્રહ, સૂર્ય, ચંદ્ર બધું એકજ છે પણ વારની હવા જુદી છે. 'રવી, સોમ, મંગલ, બુધ, ગુરૂ, શુક્ર, શની, રાહુ, કેતુ જુદા છે.' અને આપણી નજરે દેખીએ છીએ તે (સૂર્ય) ખુરશેદ તથા ચંદ્ર જે રોજ ઉગે છે, આથમે છે તે જુદા છે. આ લખાણ જ્યોતિષ શાસ્ત્રને આધારે લઇ અશો શક્તિને સવાલ કરી મળતા સંપુર્ણ જવાબોનો ટુંક સાર લીધો છે. (પ્રગટ કર્તા.)

---

## વર્ષના ૩૬૫ દહાડા અને સૂર્યની ગણત્રી.

આપણામાં **જમશેદી નારોજ** એ "**ખુરશેદની સાલગીરી**" નો દીવસ છે તેથી તે અખંડ સૃષ્ટિનો તેહેવાર ગણાય. અશો શક્તિ કહે છે કે ખુરશેદ ઉત્પન્ન થયા તે દીવસ એ છે. હોશબામની ઉત્પત્તિનો પણ એજ દીવસ છે. વસંત ઋતુની શરૂઆત પણ આ વખતથી થાય છે. મહાજ્ઞાની સાહેબે સર્વે પેદાયસ સરજી તેની આબાદી હસ્તી અને સઘળી સુખ ભરેલી જીંદગીનો આધાર ખુરશેદના પ્રકાશવાપર અને તેની ગરમીપર છે.

ખુરશેદ યશ્ત ફકરો ૩ જામાં લખાણ મળે છે કે **"કારણ કે જો ખુરશેદ નહી ઉગે તો અહાઆં હપ્ત કેશ્વર ાં જે તમામ ચીજો છે તેઓનો નાશ દેવો કરે."** આ ઉપરથી તેમજ અવસ્તાનાં બીજાં લખાણોપરથી સિદ્ધ થાય છે કે ખુરશેદની ગરમી એજ તમામ હસ્તી અને જીંદગીનું મૂળ છે. રોશ્ની અને ગરમી નહી હોય તો આબાદી તથા હસ્તી પણ નહી હોય. આવો દુનિયાની આબાદી ચાહનાર **પાક ખુરશેદની સાલગિરીનો દીવસ તે જમશેદી નારોજ છે.** આપણે સર્વે જણાં વરસ ગણીએ છીએ અને તેના દાહાડા ૩૬૫ ગણીએ છીએ તેની ખુરશેદની ચાલ સાથે સરખામણી કરીએ છીએ.

**આગલા જમાનામાં** જે જે જુદી પ્રજાઓએ વખતની વહેંચણી કરી છે તે સુરજ અને ચંદ્રની ચાલ પરથી છે. ખુરશેદના ઉગવા—આથમવા પરથી દીવસ અને રાત નક્કી કર્યું અને ૧૨ માસની ગણત્રી કરી તે ખુરશેદ ૧૨ રાશી ફરે છે તેના ૧૨ માસ ગણ્યા પણ ખુદશેદને ૧૨ રાશી ફરી પાછું મેષ રાશીમાં આવતાં ૩૬૫ દીવસ ૫ કલાક, ૪૮ મીનીટ, ૪૮ સેકંડ થાય છે જેને આપણે **"આફ્તાબી વરસ"** કહીએ છીએ. આપણાં નેઆગાંનો ૩૬૫ દીવસનું વરસ ગણુતા હતા અને બાકીનાં ૫ કલાક ૪૮ મીનીટ, ૪૮ સેકંડ માટે તેઓએ એવો ઠરાવ કરેલો હતો કે ૧૨૦ વરસે એક મહીનો ઉમેરી **કબીસો** કરતા હતા. પણ ઇરાનીઓનું રાજ ગયું અને હીંદુસ્થાન આવ્યા ત્યારથી **કબીસો** કરવાનો ચાલ બંધ પડયો અને તેની તકરારમાં " કદીમ અને શેહેનશાહી " એ તડાં થયાં, ખરી રીતે જોતાં જો ખુરશેદની ચાલપરજ ગણવા માંગે તો **કબીશાની** રીત ફસલો ( રૂતુઓ )ને બર આવે નહી. **વર્ષનાં બે પ્રકારો આફ્તાબી અને માહાતાબી** વર્ષ કહેવાય છે. **માહાતાબી વર્ષ** ૩૫૪ દહાડા ૮ કલાક, ૪૮ મીનીટ, ૩૪ સેકંડનું છે. તે ૧૨ માહાતાબી મહીનાઓનું (એક ચાંદરાતથી બીજી સુધીનો એક માસ એવી ગણત્રીનો મહીનો તે માહાતાબી મહીનો) બનેલું છે પણ તેની સરખામણી ફસલ સાથે થતી નથી. હીંદુઓ માહાતાબી વરસ (ચંદ્ર વરસ) ગણે છે અને ચોક્કસ વર્ષે એક મહીનો ઉમેરી આફ્તાબી વર્ષ સાથે મેળવી નાંખે છે. કે મોસમો બરોબર મળતી આવે. હવે પારસીઓનો છેલ્લો પાદશાહ યઝદેઝરદ શેહેરીયાર તખ્તે બેઠો તે એ જમશેદી નારોજનો દીવસ હતો અને જરતોસ્તીઓ તેને તખ્તે બેઠાનો દીવસ ગણે તો તે મુજબજ યઝદેઝરદ પાદશાહને તખ્તે બેસવાનો દીવસ છે તે દીવસની ગણત્રી કરી તે મુજબનુંજ ગણવું વારતવીક છે. આ મુજબ વર્ષ શરૂ કરવાથી દરેક રૂતુઓ સાથે પણ તેના બર વખતે સર-

ખામણી થઇ શકે છે. અને પેદાયસની સરખામણી મુજબ તેના બર વખતે બંદગી થાય તો તે વધારે ફલ આપનારી છે, જરતોસ્તીઓનું વર્ષ ફસલી (યાને રૂતુઓને બરનું એટલે રૂતુઓ મુજબ મહીનાઓની ગોઠવણ) છે. આપ્તાબી વર્ષની શરૂઆતનો દીવસ **જમશેદી નારોજ** છે. ખુરશેદ એક વર્ષમાં બે વાર **વિષુવવૃત્ત**=Equatar ઉપર આવે છે ત્યારે દીવસ અને રાત બંન્ને સરખાં થાય છે. એમાંનો એક દીવસ બાહારની મોસમની શરૂઆતે અને બીજો દીવસ પાનખર ઋતુની શરૂઆતે આવે છે. **જમશેદી નારોજને** આપણા નેઆગાન પાદશાહ જમશેદે વરસનો નવો દીવસ તરીકે જાહેર કર્યો છે. હાલ પણ ઇરાનમાં એજ દીવસથી નવું વર્ષ બદલાય છે. આપણે પણ એજ દીવસને નવા વરસનો દીવસ ગણવો જોઇએ. કેમકે રાત અને દીવસ સરખો થયો અને ખુરશેદ સાથે જે વર્ષના દીવસોની સરખામણી કરીએ છીએ તેથી આ કુદરતી નવા વર્ષનો દીવસ એ મુકરર થવો જોઇએ. વંદીદાદની પેહેલી પરગરદ પ્રમાણે વર્ષના પેહેલા સાત મહીના **હામીનના** એટલે ગરમીના, અને છેલ્લા પાંચ મહીના **જમેસ્તાનના** યાને સરદીની રૂતુના છે. **જમેસ્તાનની** રૂતુ જ્યારે પુરજોરમાં આવે ત્યારે ઇરાનમાં તેમજ બીજા ઠંડા મુલકોમાં ભયંકર દેખાવ થાય છે. ઝાડપાનો સુકાઈ જાય છે. જેથી બાગ બગીચા વેરાન જેવા દેખાય છે. નદી નાળાં બરફથી ઠરી જાય છે. જાનવરો પાહાડની કઢણમાં ભરાય છે. અને મુસાફરીના રસ્તાઓ બરફને લીધે બંધ થઈ જાય છે તેથી વેપાર વણજ અટકી પડે છે. તેવા વખતમાં રવાન થયું હોય તેને અવલમંજલ લઇ જવાનું પણ નહી બની શકે તેથી ઘરમાંજ એલાયદી જગ્યા કરી થોડા દીવસ રાખે છે. આ પ્રમાણે **જમીશતાનની** ઠંડીથી કંટાળેલા **હામીન** રૂતુને આવકાર દેવા અને મુબારકબાદી ઇચ્છવા જે દીવસ નક્કી કરેલો તે મુબારક રોજ **જમશેદી નારોજ** છે. આગલા ઇરાની પાદશાહો **જલુસી** વર્ષ એટલે પાદશાહીની શરૂઆતને લગતું વરસ ગણતા તે એજ મુબારક રોજથી શરૂ થતું ગણતા હતા. પારસીઓનો છેલ્લો પાદશાહ યઝદેઝરદ શેહેરીઆર ઇ. સ. ૬૩૨માં ઇરાનમાં તખ્તનશીન થયો તે એજ મુબારક રોજ હતો. અને આપણે પણ એજ સને પાળીએ છીએ, હવે દર વર્ષની સરખામણી ખુરશેદની ચાલ સાથે કરીએ છીએ, **ખુરશેદથી બધી દુનીઆની આબાદી છે.** ત્યારે આ મુબારક રોજ જમશેદી નારોજથી વર્ષનો નવો રોજ યાને નવું વર્ષ શરૂ થાય છે. જેથી દરેક રૂતુઓ ગાહંબારોના જશનો, વિગેરે બરોબર વખતે ભણાય તો તેનો લાભ બેવડો ફળે. હજુ પણ ઇરાનમાં આ તેહેવારો ઘણી ધામધુમથી

પળાય છે. **જમશેદી નારોજ કુલ પેદાયસની ખુશી ખુરમીનો દીવસ છે.** એ દીવસથી શીયાળાની શાંતી થઇ વસંતનો બાહાર શરૂ થાય છે જ્યારે ખુદરત પોતાનો પોશાક લીલો પેહેરે છે યાને ઝાડપાન લીલાં ખીલી નીકળે છે. જંગલો અને બાગોમાંનાં સુકાઇ ગયલાં ઝાડો, રોપાઓ લીલા સબજ રંગમાં ખીલી રહેલાં માલમ પડે છે. સઘળે લીલોતરી પથરાય છે. બંધ થયલાં નદી નાળાં હવે પાછાં વેહવા માડે છે. પક્ષીઓ પોતાનાં ગાયનોથી લીલા જંગલને ગજાવી મેલે છે. સઘળે વેપાર રોજગાર બંધ પડેલો ચાલે છે. ઘરોમાં સુસ્ત થઇ બેઠેલાં માણુસો હવે ઉમંગથી પોતાના કામમાં રોકાય છે. અને ઇરાનના તથા ઉત્તર તરફના લોકો આ તેહેવાર સાત દીવસ સુધી ઘણીજ ખુશાલીમાં પસાર કરે છે. કારણ ઘણી સખત ઠંડીમાં તેઓ આતુરતાથી આ દીવસ નજદીક આવવાની રાહ જોય છે. અને તમામ જાનદાર પેદાયસો ખુદરતના ખાવીંદ આગળ સર નમાવી, બહારની મોસમના આ મોટી ખુશાલીના જશનમાં સામેલ થાય છે. **આવો કુલ પેદાયસની ખુશી ખુશાલીનો દીવસ તે જમશેદી નારોજ છે.** આપણે વરસ બરોબર ૩૬૫ા દીવસનું ગણવું જોઇએ. મહીનાઓ ફેરવવા જોઇએ. કે જેથી કરીને આપણાં ગાહંબારો અને બીજાં જશનો તેમના નીમેલે વખતે આવી શકે, ઇગ્રેજોની વરસની ગણત્રી આફતાબી વર્ષ (=Solar Tropical year) પ્રમાણેનું બરોબર ૩૬૫ા ની દીવસની ગણત્રી કરે છે (યાને ૩૬૫ દીવસનું વર્ષ, ત્રણ વર્ષ સુધી ગણી ચોથે વર્ષે એક દીવસ ઉમેરે છે) તેથી તેઓનાં **માર્ચ મહીનાની ૨૧ મી તારીખે જમશેદી નારોજ** પડે છે. વલી યજશને હા ૩૬ મો ફકરો ૬ થો તેમાં લખાંણુ મલે છે કે "અએ અહુરમજદ! બુલંદ રોશ્નીઓમાંની આ સોથી બુલંદ રોશ્ની, કે જેને ખુરશેદ કહે છે તેને, શરીરોમાંનાં તારાં સૌથી સોહામણું શરીર તરીકે હમો જાહેર કરીએ છીએ." અલબતે ખુરશેદ, ચંદ્ર, આતશ પાણી, વિગેરે ચીજો ખુદરતની નુરી પેદાયસો છે અને ઉપયોગી સાધનો છે. તેવી પેદાયસો સનમુખ ઉભા રહી બંદગી કરીએ છીએ તે ખોટું નથી. તેમ કરવાથી તે સાહેબની બેહદ શક્તિનો ખ્યાલ આપણા મનમાં આપણે વધારે લાવીયે છીએ. તે નુરાંની પેદાયસો સનમુખ ઉભા રહી બંદગીથી થતા ફાયદા વર્ણવીને તે સાહેબની બંદગી કરવાથી બંદગી વધારે ફાયદેમંદ અને અસરકારક થાય છે. **ખુરશેદ તથા આતશ એ તમામ પેદાયસોનું મૂળ છે.** (પ્રગટ કર્ત્તા.)

**તમામ શુદ.**





# GOD SAVE THE KING.

# ખુદા રાજાને સલામત રાખો.

( I ) God save Our Gra–cious King;
Long live our No–ble King;
God save the King;
Send him vic-to-ri ous.
Happy and glori–ous;
Long to re–ign o-ver us,
God save the King.

( II ) O' Lord our God a–rise,
Sca–tter his en–e–mies,
And make them fall,
Con–found their po–li–ticks.
Frus–trate their kna–vish tricks,
On him o–ur hopes we fix,
God save us all.

(III) Thy choi–ci–est gifts in store,
On him be pleased to pour;
Long may he reign,
May he de–fend o–ur lodge,
And e–ver give us cause
To sing with hearts and voice,
God save the King.

ઉપલા રાજગીતની **સા રી ગ મ** હારમોનીઅમ તથા પીઆનામાં વગાડવા માટે નીચે મુજબ આપી છે. સાથે ગુજરાતી ગાયન પણ લખેલું છે. જ્યાં આ મુજબ સૉં. હોય ( માથે ચંદ્ર આકૃતી ) તો તે તીવ્રસુર સમજવો. વાજીંત્રમાં શરૂઆતનો સા. મધ્યમ સ્પટકથી શરૂ કરવો. ઇંગ્રેજી ગાયન સાથે ગુજરાતી ગાયન પણ આપેલું છે.

### રાગ શંકરાભરણ. તાલ દાદરો, માત્રા ૬.

**સા સા રી | ની સ રી | ગ ગ મ | ગ રી સા**

I. ગૅાડ સેવ્હ અવર | ગ્રે શસ કીંગ | લૅાંગ લીવ અવર | નો બલ કીંગ

૧. રક્ષ દેવ તું મહા રા જા બહુ જીવ જો પ્રૌઢ રા જા

**રી સા ની | સા**

2. ગૅાડ સેવ્હ ધી | કીંગ

૨. રક્ષ દેવ રા જા

**પ પ પ | પ મ ગ | મ મ મ | મ ગ રી**

I. સેંડ હિમ વિક | ટો રિ અસ | હેપ પી એંડ | ગ્લો રિ અસ

૧. એમને કર જય વં ત મસ સુખ કી ર્તિ નો દે યશ

**ગ મ ગ રી સા | ગ મ પ | ધ મ ગ રી | સા**

લોંગ ટુ ૦ રે ઇન | ઓ વર અસ | ગો ડ સેવ્હ ધી | કીંગ

૧ લં બા વ રાજ બહુ વ રસ ર ક્ષ દેવ રા જા



આ ઉપર લખ્યા મુજબ બીજી કડીની **સા રી ગ મ** ગોઠવી વગાડવું. રાજગીતની આ પેહેલી કડીની ( વાજીંત્ર ગાઇડ ) **સા રી ગ મ** જે મારા શીખવામાં આવી છે તે મુજબ દરશાવી છે. ( પ્રગટ કર્ત્તા. )

# છેવટ બે બોલ.

દીનદાર હમદીન બસ્તે કુસ્તેઆનો ! બાનુઓ અને ગૃહસ્થો, મારી વર્ષોની જેહેમત, અને આ પુસ્તક માટે મહીનાઓ સુધીની મારી રાત દીવસની મેહેનતનું આ પરીણામ ( આ ગ્રંથ ) તમામ કરી તમારી સેવામાં રજુ કર્યું છે. હવે હું પાક રેહેમી ખુદાવંદ આગળ સર નમાવી છેવટ બે બોલ અરજ ગુજારૂં છું કે તે કીરતાર સર્વે આફત ટાળો. અને માલેકની દુનિઆ સુખી અને આબાદ રહો. સઘળો ટંટો ફીસાદ મટીને સલાહ સંપ પ્રસરે.

કુલ જરતોસ્તી આલમ તેમજ અખંડ દુનિઆનું સર્વે દુઃખ, દર્દ, આફત, સંકટ, બલા, મુશીબત, દલદર ટળો. આબાદી વધે. નેકી વ્યાપે તેમજ સર્વે હમદીનોનું યકીન ધર્મ ઉપર ચુસ્ત થાવો. અને ખાનગી તેમજ જાહેરમાં જે બદીનાં નાશવંત સડાઓ જડ ઘાલી બેઠા છે અને કોમની કીર્તિની પાયમાલી કરે છે તે સઘળું દુર થાવો. આસાનીથી સઘળુ નેક કામ પાર પડો.

દુનિઆના ભાગમાં કેહે પણ પારસી ટોલો વસ્તો હોય તેઓનાં દીલ ધર્મપર વધારે મજબુત થજો. અને તેઓની તથા આખી કોમની કીર્તિ ને આબાદી વધો. સર્વેની ધારેલી નેક મુરાદો પાર પડો. રાજ અને રૈયત વચ્ચે એખલાસ વધો. આબાદ ! આબાદ ! આમીન !

સુજ્ઞ વાંચનાર ! આપને પણ ભલાંઓની ભલાઇ હોજો બુરાંઓથી બુરાઇ નહી પુગે. તેમજ મને પણ ભલાંઓથી ભલાઇ હોજો. મને જે પુસ્તકથી પચરંગી કોમની સેવા બજાવવાની ઉમેદ છે તેની તો મેં શરૂઆત પણ નથી કરી. તે સઘળું કરવાને જીંદગી યારી આપો, અને ખુદરત મદદ થાવો, તો સર્વેની સેવામાં તે પુસ્તક રજુ કરીશ. ખુદા સર્વે કોઇની નેક મુરાદો પાર પાડો.

હમદીન ભાઇઓ અને બ્હેનો, તમારે માટે બીજો કંઇ મગજ શક્તિ થકી વાચણનો ખોરાક તૈયાર થાય તેટલા હાલ સાહેબજી. રેહેમી ખુદાવંદ મદદગાર. આમીન ! ! !

---

**આ પુસ્તક અક્ષરે અક્ષર હાથથી લખી પોતાની ગાંઠની ગીરોથી**
**છપાવી પ્રગટ કર્ત્તા,**

**મીસ દીનબાઇ સોરાબજી એન્જીનીયર—અમદાવાદ.**

( જાનેવારી સને ૧૯૧૪. )

---

# સર્વ ઉપયોગી નવી છપાતી ચોપડીઓ.

## "અહેવાલે નોશીરવાંન આદેલ વ મજદક બા મેહેમુદશાહ."




ઈરાનમાં (પારસીઓનો) સાસાનીઅન વંશનો ૨૦ મો પાદશાહ કોબાદ ઈ. સ. ૪૯૦ ની સાલમાં ઈરાનના તખ્તે બેઠો અને ઇ. સ. ૫૩૨ માં મરણ પામ્યો. એના રાજ્યમાં મજદક નામના એક આસામીએ પેગમબરીનો દાવો કર્યો, અને એવો ફતવો આપ્યો કે એક બીજાનો માલ એક બીજા સાથે સરખે હીસ્સે વેંહેંચી લેવો, પારકી સ્ત્રી સાથે સબંધ રાખવો, પોતાની બેટી સાથે પરણવું, વિગેરે ફતવાઓથી ઘણાકોને પોતાના પંથમાં દાખલ કર્યા. તેમાં કોબાદ પાદશાહ અને તેનાં હમસરીકો પણ મજદકનાં ફાંદામાં પેહેલાં તો ફસ્યા. પણ આખરે **કોબાદના બેટા નૌશીરવાંને મજદકને અને તેના અનુયાયીઓને શીકસ્ત આપી,** અને ઈરાનમાં ફરી શાંતિ ફેલાઇ વિગેરે. રાજસંબંધી બાબદોનો વાંચવા લાયક રસીક હેવાલ (અસલ હાથથી લખાયલો) આ પુસ્તકમાં છે. બીજી અલફાતુ વાર્તાઓ કરતાં આ એક ખરો બનેલો ઇતીઆસીક હેવાલ છે અને દરેક જરતોસ્તીએ વાંચવા લાયક છે. દરેક કોમને ઉપયોગી આ પુસ્તક છે. દરેક વાંચનારે જરૂર આ પુસ્તકની એક એક પ્રત ખરીદવી. આ પુસ્તકમાં **મેહેમુદશાહનો** પણ હેવાલ આપેલો છે. પાકું પુઠું કીમત ફક્ત રૂ. ૧–૪–૦ પોસ્ટેજ જુદું પડશે.

ગ્રાહકોએ પોતાનાં સરનામાં બરોબર કરવાં. તુરત નામ નોંધાવો પછીથી કીમત વધારે પડશે.

**લખી પ્રગટ કર્તા—મીસ દીનબાઇ સોરાબજી એન્જીનીયર**

**કાલુપુર–અમદાવાદ.**